કવિ ગિરધરદાસના હસ્તાક્ષરની પ્રત ઉપરથી


પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

સ્થા. અમદાવાદ અને મુંબઈ


रामायण सुरतरुकी छाया, दुःख सब दूर निकट जो आया।
रामायण सुरधेनु समाना, दायक अभिमत फल कल्याना॥


આવૃત્તિ પહેલી. પૃષ્ઠ ૭૮૪, સંવત ૧૯૮૧

અમદાવાદમાં રૂ. ૨ અન્યત્ર ૨।।,



# गिरधरकृत रामायण

## शुद्ध आवृत्ति

કવિ ગિરધરદાસના હસ્તાક્ષરની પ્રત ઉપરથી છપાવનાર

**सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी**

ભિક્ષુ–અખંડાનંદ. અમદાવાદ અને મુંબઈ

रामायण सुरतरुकी छाया, दुःख सब दूर निटक जो आया।
रामायण सुरधेनु समाना, दायक अभिमत फल कल्याना ॥

આવૃત્તિ પહેલી; પૃષ્ઠ ૭૮૪, પ્રત ૩૩૦૦, સંવત ૧૯૮૧

અમદાવાદમાં રૂા. ૨ા અન્યત્ર ૨ાા, પો૦જુદું

# भगवद्गीतानो नित्यपाठ शामाटे करवो ?

• **ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કેઃ–"હે અર્જુન ! આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે; તેણે જ્ઞાનયજ્ઞથી મારૂં પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કેઃ–" વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. ( એટલુંજ નહિ પણ ) આ શ્રીમદ્ ભગવદ્‌ગીતા મૂર્તિમાન્ વેદજ હોઇને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે. "

**સ્વામી રામતીર્થજી** કહે છે કેઃ–એમરસન ( મહાન અમેરિકન તત્ત્વજ્ઞાની ) ના દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઇ હતી. "

**મહાત્મા ગાંધીજી** કહે છે કેઃ–" એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી. "

**બંગસાહિત્યસમ્રાટ્ બંકિમચંદ્ર** કહે છે કેઃ–

' ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે. અન્ય કોઇ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી ! ' × × × ' આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળે, કોઇએ કરી હોય એમ મારા જાણવામાં નથી. ' × × આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી. '

**થૉરો** ( સુપ્રસિદ્ધ અમેરિકન મહાત્મા ) કહે છે કે "પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. × × × ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી. × × × ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત " આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયું હોવું જોઇએ, " એવો વિચાર મારા મનમાં થઇ આવે છે. × × × હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્‌ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું. "

**આવી મહા મહિમાવંતી ગીતાનો પાઠ પ્રત્યેક હિંદુસંતાને હરહમેશ કરવો જોઇએ; કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઇએ; તથા સારામાઠા પ્રસંગે અને અમસ્થો પણ ગીતાગ્રંથ છૂટથી ભેટ આપવો જોઇએ.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ અને મુંબઇ**

# સારામાઠા પ્રસંગે જ્ઞાનનું દાન-ભેટ—લ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદાં પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઈ કોઇ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડો ઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઇ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવાની જરૂર છે.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાન્ત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાંકુટુંબી, મિત્ર, પડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણુંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવુ ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇ એક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી—વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

ગીતાના ૧૮ મા અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ હાલતાં ચાલતાં પણ પાવલામાં દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લહાવો લઇ શકે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

# प्रकाशकनुं निवेदन

• "ભારતવાસી હિંદુસંતાનોને તેમના પ્રાચીન ગ્રંથો જે અવર્ણનીય લાભ પહોંચાડતા આવ્યા છે, તેમાં કાળક્રમથી ભલે રામાયણનું નામ વેદ, ઉપનિષદ્ અને મનુસ્મૃતિ ૪૦ ની પછી આવતું હોય; પરંતુ હિંદુસમાજના લગભગ સઘળા ભાગને ઉપકારક થવામાં તો તેનું સ્થાન સર્વોપરિજ રહેતું આવ્યું છે. દુર્દશાનાં સૈકાપર સૈકા વીતી જવાથી અત્યારે પુષ્કળ હિંદુસંતાનોના મનમાંથી વેદ, ઉપનિષદ્, દર્શનશાસ્ત્ર, મનુસ્મૃતિ કે ગીતા જેવા શ્રેષ્ઠ આર્યગ્રંથોનાં નામ સુદ્ધાંએ ભુલાઇ ગયાં છે; પરંતુ રામ અને સીતાનું નામ ન જાણતો હોય અને તેમના તરફ પૂજ્યભાવ નહિ ધરાવતો હોય એવો હિંદુ તો ભાગ્યેજ હશે; કારણ કે એ નામો અને એ પૂજ્યભાવ હિંદુમાત્રના હૃદયમાં ગળથુથીની સાથે–એટલુંજ નહિ પણ ગર્ભાવસ્થામાંથીજ (માતાપિતાના સંસ્કારોદ્વારા) દાખલ થએલાં હોય છે. દેહાન્ત સમયે પણ શ્રીરામનું નામ પ્રત્યેક હિંદુનો તારકમંત્ર હોઇને તેના શબની શ્મશાનયાત્રા સુદ્ધાં એ પુણ્યપવિત્ર નામના અખંડ ઘોષસહિતજ થવાની."

"રામ અને સીતાનાં પુણ્યપવિત્ર નામોની પેઠેજ તેમના શબ્દચિત્રરૂપ રામાયણ ગ્રંથ પણ હિંદુસ્તાનમાં સર્વત્ર પૂજ્ય અને પ્રચલિત થઇ રહ્યો છે. ભારતવર્ષમાં કોઇ પણ ગામ એવું નહિ હોય કે જ્યાંના હિંદુ રહેવાસીઓ રામકથાથી અજાણ હોય."

"સંસ્કૃતના સમયમાં વાલ્મીકિકૃત રામકથા હયાત છતાં પણ અનેક સુકવિઓએ જુદા જુદા સેંકડો ગ્રંથરૂપે તેને તેજ ભાષામાં જુદી જુદી રીતે ગાઇને પોતાની વાણી પવિત્ર કરી છે અને પ્રાકૃતનો સમય આવતાં પ્રત્યેક પ્રાકૃત ભાષાને પણ તેના સુકવિઓએ એ મહાન ગ્રંથથી વિભૂષિત કરી છે."*

ગુજરાતીમાં ગિરધરનું, વિષ્ણુદાસનું અને ઉદ્ધવનું, એમ ત્રણ રામાયણો જાણીતાં છે. તેમાં ગિરધરનું રામાયણ તો ગુજરાત અને કાઠિયાવાડમાં લોકમુખમાં વસી રહ્યું છે. ગામે ગામ તેની કથા દર વર્ષે થાય છે; લોકો ભાવપૂર્વક તે સાંભળે છે અને ઘણા બ્રાહ્મણોની તેનાવડે રોજી ચાલે છે. ગિરધરની વાણી સાદી, સરળ, મીઠી અને પ્રાસાદિક છે; અલંકારો ઓછા પણ સુંદર અને વચ્ચે વચ્ચે રસપ્રવાહ વહ્યો જાય છે; રાગરાગણી પણ સમયાનુકૂળ અને પરિચિત મૂકેલાં છે; તેથી લોકોને એ વિશેષ રુચિકર થઇ પડી છે.

આ પ્રમાણે જનસમૂહમાં ગિરધરકૃત રામાયણ વધારે પ્રચલિત અને લોકપ્રિય થએલી હોઇને અત્યારસુધી તેની અનેક હાથે અનેક આવૃત્તિઓ નાના મોટા અક્ષરમાં નીકળતી આવી છે. રફ કાગળ, સાધારણ બંધાઇ અને પ્રકાશક બુકસેલરો વચ્ચેની હરિફાઇને લીધે એ આવૃત્તિઓ આગળ સસ્તી તો ઠીક નીકળતી; પરંતુ શુદ્ધિ તરફ લક્ષ નહિ અપાવાથી તેની શુદ્ધ આવૃત્તિની જરૂર જણાયા કરતી હતી. એ પછી યૂરોપના મહાયુદ્ધજન્ય મોંઘારતે એનાં પ્રકાશન બંધ પડાવેલાં, તે લડાઇ

---

* અહીં સુધીના ઉતારા આ સંસ્થાની વાલ્મીકિ રામાયણના નિવેદનમાંના છે.

બંધ થયા પછી પાછાં જારી થયાં; પરંતુ તેની છાપેલી કિંમત રૂ. ૫) અને લેવાની કિંમત રૂ. ૩॥ જણાઇ. આથી શુદ્ધિ ઉપરાંત સસ્તાપણાને માટે પણ તેની આવૃત્તિ કહાડવી આવશ્યક જણાઇ.+

કવિ ગિરધરદાસે સ્વહસ્તેજ લખેલી રામાયણ અસ્તિત્વમાં હોવાની વાત શ્રીયુત જગજીવનદાસ દયાળજી મોદીના એક લેખદ્વારા થોડાં વર્ષ પહેલાં જાણમાં આવી હતી. એ વિષે ગયે વર્ષ તેમને મળીને વિશેષ પૂછપરછ કરતાં તેમણે ગિરધરદાસના હાથદસ્કતનો ચોપડો મેળવી તેના ઉપરથી નકલ ઉતરાવી મોકલવાનું તેમજ ત્રણ વારનાં પ્રૂફ જોઇ યથાશકય સંશોધન કરી આપવાનું ઘણીજ ખુશાથી સ્વીકાર્યું હતું. સરકારી નોકરીવગેરેની રોકાણો છતાં શ્રીયુત જગજીવનદાસે એ કાર્ય બનતી મહેનત અને ચોકસી-પૂર્વક કરી આપ્યું છે, તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

કવિ ગિરધરદાસના હાથ દસ્તકનો રામયણનો ચોપડો વડોદરામાં તેમના ભાણેજ-પુત્ર જમનાદાસના પુત્ર ત્રિકમભાઇની પાસે હતો. એ ચોપડો તેમણે આ આવૃત્તિના ઉપયોગ માટે શ્રીયુત જગજીવનદાસને આપીને ગુજરાતી આલમ ઉપર ખરેખર ઉપકાર કર્યો છે.

આ ગ્રંથમાં આપેલું કવિ ગિરધરદાસનું ટુંક વૃત્તાંત શ્રીયુત જગજીવનદાસ દયાળજી મોદીએ લખેલા અને શ્રી સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૩૬ મા તરીકે પ્રસિદ્ધ થયેલા પુસ્તક ઉપરથી યોજેલું છે. જે બદલ એ પુસ્તકના લેખક તેમજ પ્રકાશક મહાશયોનો ઉપકાર માનીએ છીએ.

ગિરધરકૃત રામાયણની લોકપ્રિયતા તરફ જોતાં તેની આવા પ્રકારની આવૃત્તિ સત્વર ઉપડી જવાના સંભવને લીધે વ્યવસ્થાખર્ચ ઓછો ગણીને તેનુ મૂલ્ય બને તેટલું ઓછુ રાખવામાં આવ્યું છે. અન્ય પ્રકાશકોની પેઠે સસ્તા-રફ કાગળમાં આ આવૃત્તિ કહાડી હોત, તેમજ પ્રૂફ અને સંશોધનની આવશ્યકતા અન્ય પ્રકાશકોની પેઠે ન રાખી હોત તો મૂલ્ય એથી પણ ઓછું રાખી શકાત.

રામાયણનું નામ આપણા દેશમાં સર્વત્ર પ્રસિદ્ધ છતાં પણ તેની અસામાન્ય મહત્તા તેમજ હિંદુસમાજ પ્રત્યેની ઉપકારકતાનો વિશેષ ખ્યાલ તો થોડાજ માણ-સોને હોય છે. ગોટપીટીયા શિક્ષણથી રંગાયલો વર્ગ તો એવા ગ્રંથોને ગપસપ જેવા ગણી કહાડીને તેનાથી દૂરજ રહે. વળી એકડા ઘુંટતું કોઇ છોકરૂં એકાદ સમ્રાટના ધનવૈભવની આંકણી કરવા બેસે; અથવા તો એકાદ ઢાંચલીવડે કોઇ સાગરનું પાણી માપવા બેસે, તેમ કોઇ કોઇ તો રામાયણનાં પ્રાતઃસ્મરણીય પાત્રોને રસ્તે જનારાં સામાન્ય મનુષ્ય જેવાં સમજી તેમના અમાપ જ્ઞાનચારિત્ર્યને પોતાના ક્ષુલ્લક-વેંતીઆ જ્ઞાનચારિત્ર્યવડે માપવા બેસીને તેમનામાં ખામીઓ પણ દર્શાવવા મંડી પડે ! દેશવિદેશના સમર્થ વિચારકો અને અભ્યાસીઓએ રામાયણની મહત્તા અને ઉપકારકતાનાં મુક્તકંઠે જે ગુણગાન કર્યાં હોય, તે આવી સ્થિતિમાં સર્વસામાન્યમાં પ્રચલિત કરવાની જરૂર સમજીને તેવા કેટલાક વિચારોનો સંગ્રહ આ સંસ્થા તરફથી

---

+ આનંદની વાત છે કે આ સંસ્થા તરફથી ગિરધરકૃત રામાયણ છપાતી હોવાની વાત બહાર પડ્યા પછી એ મૂલ્યમાં સારો જેવો ઘટાડો થયો છે.

નીકળેલા વાલ્મીકિ રામાયણ ( ભાષાંતર ) વાળા ગ્રંથમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ ગ્રંથના વાંચકોની જાણ માટે એમાંના સારભૂત ઉતારા "રામકથાનો મહિમા" એવા મથાળા નીચે આ ગ્રંથમાં પણ આપ્યા છે. આશા છે કે પ્રત્યેક વાંચનાર તે વિષય પ્રથમ વાંચી જઇને રામાયણ એ શી વસ્તુ છે, તેની શી ઉપકારકતા છે અને તે શું શીખવે છે, તે બાબતો સમજી લીધા પછીજ તેને વાંચવી શરૂ કરશે; અને પરિણામે ઉચ્ચ સંસ્કારો તથા પ્રેરણાઓ વિશેષ પ્રમાણમાં મેળવવાને ભાગ્યશાળી થશે.

જરૂર જણાશે તો આથી નાના તેમજ મોટા અક્ષરની પણ શુદ્ધ આવૃત્તિઓ આ સંસ્થા તરફથી નીકળશે.

અફસોસની વાત છે કે અન્ય કેટલીક ઉપકારક બાબતોની પેઠે રામાયણ, મહાભારત, ઓખાહરણ, વગેરેની કથાઓ પણ અનેક પ્રકારના લલિત રાગોમાં ગવાતી સાંભળવાનું દેશમાં ઓછું થતું ચાલે છે અને તેથી તેવી કથાઓ લલકારીને ગાઇ સંભળાવનારા સુયોગ્ય ઉત્સાહી વ્યાસ દેવતાઓ પણ ઘટતા ચાલે છે.

એજ પ્રમાણે આપણા પ્રાતઃસ્મરણીય સંતમહાત્મા અને કવિવરોનાં રચેલાં અનેક પ્રકારનાં જ્ઞાનચારિત્ર્યવર્ધક આખ્યાન, ભજન, ધોળ, ગરબી, ગરબા, રેખતા વગેરેને પણ અસરકારક રીતે ગાઇ સંભળાવનારી વ્યક્તિઓ તથા ભજનમંડળીઓ દિવસાનુદિવસ ઘટતીજ ચાલે છે અને જે જાય છે તેની જગ્યા મોટે ભાગે ખાલીજ રહે છે.

જંબુસર તાલુકાના સારોદ ગામમાં આજથી ૭૫–૧૦૦ વર્ષ પર એક કદાવર અને બળવાન બાંધાવાળા ભટ્ટજી હતા. તેઓ ઓખાહરણની કથા પગે ઘુઘરા અને કેડે નરઘાં બાંધીને તેના લલિત રાગોમાં એવી તો સરસ રીતે કહેતા કે શ્રોતાઓ ચિત્રવત્ બની રહેતા અને તેમનાં હૃદય આનંદ તથા ઉત્સાહથી ઉછળી રહેતાં.

એજ ગામમાં વહોરા પટેલોમાં "સુલેમાન ભગત" તો હમણાંજ થઇ ગયા. આ લખનારને નાનપણથી અનેક વ્યાસોના મુખથી કથાવાર્તાઓ શ્રવણ કરવાનું સૌભાગ્ય મળ્યા કર્યું છે; પણ એજ ઓખાહરણ કે ગિરધરકૃત રામાયણ જ્યારે સુલેમાન ભગત એક હાથમાં તંબુરો તથા બીજા હાથમાં મંજીરા લઇને અને એક નરઘાં વગાડનાર તથા એક સારંગીવાળા ભરથરીને સાથે બેસાડીને પોતાના પહાડી રાગથી ગાતા, ત્યારે તો હદજ વળતી. એ લેહે, એ હલક, એ જોશ અને એ અસર અજબજ હતી. ભગત પોતે પણ તે ગાતા ગાતા આમતેમ ડોલ્યા કરે અને શ્રોતાઓ પણ ડોલ્યા કરે ! હિંદુઓનાં ઘર અને દેવમંદિરમાં તો એમનાં કથાકીર્તન થતાંજ; પરંતુ મુસલમાન કોમથી વસેલા મહોલ્લાઓમાં પણ તેમની ઓખાહરણ વગેરેની કથા ચાલતી અને એ કોમના એટલા બધા શ્રોતા એકત્ર થતા કે પગ મૂકવાની જગ્યા રહે નહિ !

એજ ગામમાં ભંગીની કોમમાં 'ભોજીયો' કરીને એક ઉંચો પડછંદ અને મજબૂત બાંધાનો વૃદ્ધ હતો. એ માણસ રાત્રે વાર્તા માંડતો ત્યારે વચમાં વારંવાર જોશમાં આવીને ઉભો થઇ જતો અને જાણે તે પોતેજ તે વાર્તાનું કોઇ અસામાન્ય પાત્ર હોય એવોજ શ્રોતાઓને ભાસ થઇ આવી તેઓનાં હૃદય પણ વીરરસથી ઉભરાઇ ઉઠતાં !

હરીક વર્ષપર અમદાવાદમાં સાધુચરિત ગણેશ ગોપાળ પંડિતના મકાન પાસે સસ્તા સાહિત્યનું કાર્યાલય હતું, ત્યારે તેમને ત્યાં કોઇ આધેડ વયના બારોટ ઉતરેલા. એક રાત્રે કાર્યાલયમાં આવીને તેમણે બે ત્રણ કલાક સુધી એક વાર્તા સંભળાવી હતી. શી વર્ણનશક્તિ અને શી રસ જમાવવાની ખુબી ! વાર્તામાં વચ્ચે પ્રસંગ

આવતાં એકવાર તેમણે એક હોકારો કરેલો તે તો જીંદગી સુધીએ ભૂલાય તેમ નથી. કવિઓ 'આભના ગાભ છૂટે' એવી ઉપમા આવા હોકારાને આપે એમાં નવાઇ નથી.

એજ પ્રમાણે ભીમની વાત કહેતી વખતે ભીમના ભાવમાં આવી જાય, સહદેવની વાત કરતાં સહદેવ જેવાજ જણાઇ રહે, અર્જુનની વાત આવતાં અર્જુનનોજ ભાસ કરાવે, ધર્મરાજાનો પ્રસંગ આવતાં ધર્મમૂર્તિજ બની રહે; અને હનુમાન, રાવણ, કુંભકરણ, લક્ષમણ, શબરી, વગેરેના પ્રસંગ ચાલતાં તેવા તેવા ભાવ દર્શાવવામાં પણ કમાલ કરે; તેમજ રોજરોજ નવી નવી બોધપૂર્ણ વાર્તાઓથી ધર્મનીતિનો બોધ પણ સરસ આપે અને વચ્ચે વચ્ચે હસાવવામાં પણ બાકી રાખે નહિ; એવી એવી અનેકવિધ ખુબીઓવાળા વ્યાસ દેવતાઓની કથાઓ સાંભળવાની જે મઝા મળેલી, તે પણ ભૂલાય તેવી નથી, પણ હવે તો એ વાતો ૩૦–૪૦ વર્ષ જેટલી જૂની થઇ ગઇ !

પરંતુ ઇશ્વરકૃપાથી હજી પણ–બહુ નહિ તો કોઇ કોઈ પણ એવા અસામાન્ય વાર્તાકારો, કથાકારો, કીર્તનકારો વગેરે હયાત હશેજ; અને તેઓ છે ત્યાં સુધીજ તેમના હુન્નરને ઉત્તેજી અનેક વ્યક્તિઓમાં પ્રચલિત કરીને મરતો અટકાવવાની તક છે. એવી પ્રત્યેક વ્યક્તિ ભારતનું મોંઘું ધન છે. દેશનું ઘણુંયે ગયું તેમ એ ધન પણ જતું રહેશે, તો ફરી તેને ઉપજાવવું મુશ્કેલ છે. આવા આવા બાહોશ કથાકારો, કીર્તનકારો, વાર્તાકારો, પુરાણી, ભટ્ટચારણો, ભગતો, વ્યાસ દેવો, ઘરબારી સાધુબાવા, ભરથરી, કાપડી વગેરેનો પણ દિવસાનુદિવસ ઘટાડોજ થતો ચાલે છે; અને જે જે હોશિયાર માણસો જાય છે તેમનું સ્થાન ખાલીજ રહે છે. અનેક પ્રયત્નોવડે જામેલી અને સેંકડો વર્ષ સુધી ઉપકારક થતી આવેલી હિંદુસંસ્કૃતિનાં આ સાધન અત્યારે મોટે ભાગે દીનહીન સ્થિતિમાં છે; પણ આગલા સમયમાં જ્યારે તે પોતાના ઉન્નત સ્વરૂપમાં હશે ત્યારે કેવાં હશે, તેની તો વાતજ શી કરવી ! આજે તો એઓમાં દશાંશ જેટલી પણ યોગ્યતા અને ઉપકારકતા રહેલી ન ગણાય; પરંતુ એવાં એવાં પણ એ સાધનોમાંથી સારીસારી વ્યક્તિઓને શોધી ઉત્તેજી અને કેળવી યોગ્ય સંસ્કારોથી સંસ્કૃત બનાવીને તેનો યોગ્ય લાભ લેવામાં આવે, અને તેમની સંખ્યા વધે તેમ કરીને જનસમૂહને છૂટથી તેમનો લાભ આપી શકાય, તો દેશની નષ્ટ થવા બેઠેલી શુભ સંસ્કૃતિમાં સારૂં જેવું ચેતન પૂરાતું રહે, અને ક્રમે ક્રમે એ લોકો પણ જ્ઞાન, ચારિત્ર્ય કળા, તેમજ ઉપકારકતામાં ખીલતાં ચાલે એમાં સંશય નથી.

લોકરુચિને વશ બની રાષ્ટ્રીયતાના નામ નીચે પણ ગોટપીટીઆ ગોખણપટ્ટીવાળી શાળાઓ ચલાવીને લાખોની બરબાદી કરવી અને દેશમાંના ખાતાપીતા તથા અનેક પ્રકારે ગરીબોનાં લોહી ચૂસતા લોકોની સંખ્યા તથા આવડતને વધાર્યા જવી, એના કરતાં તો ઉપર જણાવ્યા જેવી વ્યક્તિઓ અને સંસ્થાઓને ખીલવીને દેશના ખરા આધારરૂપ સ્ત્રીવર્ગ, ખેડુતો, અંત્યજો તેમજ બીજા નિરાધાર, ગરીબ અને અજ્ઞાન લોકોની સંગીન સેવા બજાવવામાંજ રાષ્ટ્રનું સાચું અને સંગીન હિત રહેલું છે. સમજુઓએ હવે તો એવાં કાર્યોની પાછળજ ધનના ઢગ અને સુયોગ્ય સેવાભાવી જીવનો અર્પણ કરવાંકરાવવાં ઘટે છે.

આર્યસંસ્કૃતિનો મહાન અભ્યાસી અને હિમાયતી વર્તમાનયુગનો જ્ઞાનચારિત્ર્યસંપન્ન મહાવિદ્વાન, જેનું રોમેરોમ દેશદાઝથી ફાટી રહેલું હતું અને હજીસુધી દેશમાં જેનો જોટો પાક્યો નથી એવો અસામાન્ય સાહિત્યસેવક, અને આનંદમઠ જેવા પ્રેરક

ગ્રંથનો અને 'વંદેમાતરમ્' જેવા રાષ્ટ્રીય ગીતનો પ્રણેતા બંકિમબાબુ જેવો ભારતમાતાનો સાચો સપૂત શિક્ષણ અને શિક્ષિતવિષે શું કહે છે?

તે કહે છે કે-"લખતાંવાંચતાં આવડે તેજ શિક્ષિત અને ન આવડે તે અશિક્ષિત એવું જરા પણ સમજતા નહિ. પાઠશાળાઓ અને નિશાળોમાં ભણ્યા વિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. આપણા દેશમાં પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા તે આજે લુપ્તપ્રાય થઇ ગયા છે. 'કથા' અને 'હરિકીર્તન' એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો. પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને તેથી કરીને પુરાણ–ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો. અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં પણ અનેક વિષયો પૂર્વ કાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી. ભોગવિલાસમાંજ જીવનની સાર્થકતા સમજાવનારી, કાળા મોંવાળી આ વીસમી સદીએ એક હાથમાં તોપ–બંદુક અને બીજા હાથમાં કળ–કારખાનાંઓને ધારણ કરી સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે."

પોતાનું નામ પણ ન લખી જાણનારા પ્રાતઃસ્મરણીય ભગવાન રામકૃષ્ણ પરમહંસ, છત્રપતિ શિવાજી અને મહાન અકબર જેવાઓ જે અસામાન્ય જ્ઞાનચારિત્ર્ય અને શરીરબળ ધરાવતા હતા; તે સર્વ ક્યાથી આવેલું? આર્યસંસ્કૃતિનાં એ સમયનાં અક્ષરજ્ઞાનની બહારનાં ઉત્તમ સાધનોનોજ એ સર્વ પ્રતાપ હતો.

વળી એ સાધનોનો લાભ માત્ર રાજાઓનાંજ છોકરાંને મળે, એવું ન હતું. એ લાભ તો સર્વ કોઇને મળી શકતો. પ્રથમ તો એ લાભ પરમ આસ્તિક, બળવાન અને સદ્ગુણી માતાપિતાના જ્ઞાનચારિત્ર્ય, ઉછેર અને ગૃહશિક્ષણસંબંધીજ મળી રહેતો; અને તે પછી એ લાભ ગામમાંના જ્ઞાનચારિત્ર્યસંપન્ન કુળપુરોહિત, ભટ્ટ, ચારણ, શાસ્ત્રી, પુરાણી, ધર્માચાર્યો, મહંતો, અને યાત્રાળુ પંડિતો, મંડળેશ્વરો, સંતસાધુઓ, પરમહંસો તેમજ અતિથિઅભ્યાગતો વગેરેથી મળતો. વાર તહેવારોની ઉજવણીઓ, મેળાઓ અને યાત્રાએ નીકળતા સંઘો પણ એ બાબતમાં સારી પેઠે મદદગાર થતાં.

એવે એવે પ્રકારે જનસમાજમાં સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, યુવકો, ખેડુતો તેમજ ગરીબગુરબાં વગેરે તમામ વર્ગો જ્યારે જ્ઞાનચારિત્ર્યવર્ધક આર્યસંસ્કૃતિથી પોષાયા કરતા, ત્યારે મનુષ્યો કેવાં સુખી, સદ્ગુણી અને બળવાન રહેતાં! તેઓ આખું આયુષ્ય ધર્મનીતિથી તથા સુખસંપત્તિપૂર્વક ગુજારતાં; અને ગરાસીઆઓમાં તો શું પણ ગામના ભંગી સુદ્ધાંમાં એવું બળ અને આરોગ્ય રહેતું કે અત્યારનાં આપણાં ભણીગણીને કુરકુરીયાં જણી જાણનારાં પાંચ દશ માણસો પણ તેવા એકને પહોંચી શકે નહિ!

આ વાત તો આજે પણ પુષ્કળ માણસો જાણે છે કે આજથી પચાસ અને સો વર્ષ પહેલાં દેશમાં આજના જેટલું દારિદ્ર્ય, દુષ્કાળ, મોંઘારત, તનમનની દુર્બળતા, કુસંપ, ઝેરવેર, સ્વાર્થપરાયણતા, વિલાસિતા, છળપ્રપંચ અને લોભલાલચ વગેરે ન હતાં અને એના સામાં છેડાની સંપત્તિ–સુખશાન્તિ, સુકાળ, સંપ, હેતપ્રીત, ઉદારતા, સાહાર્દ, પરોપકાર, સરળતા, સહાનુભૂતિ, આસ્તિકતા, વગેરે–હાલના કરતાં

વધારે હતાં. એ સમયે એવી સ્થિતિ હોવાનું મુખ્ય કારણ ઉપર જણાવેલા પ્રકારોદ્વારા લોકોને જ્ઞાનચારિત્ર્યનું શિક્ષણ ખૂબ છૂટથી તેમજ સ્વાભાવિક રીતે મળ્યા કરતું તેજ હતું. આજે આપણે નાના કે મોટા પ્રત્યેક ગામમાં બ્રાહ્મણોને, બારોટોને તેમજ મઠમંદિરવાળાઓને જે ગામગરાસો પળતા જોઈએ છીએ, તે સર્વ એવા ઉચ્ચ કક્ષાવાળા અને નિસ્પૃહ લોકશિક્ષકોના ચરણમાં કદરદાન રાજકર્તાઓ, ધનિકો તેમજ ગામલોકોદ્વારા તેમના ચારિત્ર્ય અને ઉપકારકતા ઉપર ઓવારી નખાયલાં હતાં. આજે તેમના ઉત્તરાધિકારીઓ તો એ જ્ઞાનચારિત્ર્ય પણ ખોઈ બેઠા છે, અને તેની પાછળ પાછળ તેમની જમીનજાગીરો પણ ખોવાતી–નષ્ટ થતી ચાલી છે.

પરંતુ આ સર્વ છતાં ઉપર જણાવ્યું તેમ હજી પણ એ વર્ગોને સચેત અને સુસંસ્કૃત કરીને સમાજસેવા માટે ઉપયોગી બનાવી શકાય તેમ છે; અને માનવસમાજ પોતે તંગી વેઠીને પણ પોતાના એવા સુયોગ્ય સહાયકોને રોટલો આપી શકે તેમ છે. એમાં પણ જે અનેક બાળકો માતાપિતા કે પાલકપોષક વિનાનાં હોઈ જે તે પ્રકારે જીવન ગાળતાં હોય, તેમનીજ સેવા અને સુશિક્ષણનું કાર્ય તેમનાજ જેવી નિર્ધનતા વગેરે સ્વીકારીને સર્વભાવથી આચરવામાં આવે તો કારીગરનો છોકરો સહેજે કારીગર બને છે, તેમ જ્ઞાનચારિત્ર્યસંપન્ન શિક્ષક અને રક્ષકના પોતાના દૃષ્ટાંત અને શિક્ષણથી ધારણા મુજબના જ્ઞાનચારિત્ર્યસંપન્ન, મજબૂત અને સેવાવૃત્તિવાળા સમાજસેવકો તેમનામાંથી અવશ્ય સારા પ્રમાણમાં ઉપજી આવે. રાષ્ટ્રસેવાની સાચી દાનતવાળા અને પંડનું ભાન ભૂલી તેની પાછળ મચી પડનારા સજ્જનો માટે શું આ ઓછી આકર્ષક તક છે! જે નબાપાં નિરાધારોમાંથી ઘણાં ખરાં દેશને કષ્ટકારક, ચોર, ભામટા, જુઠ્ઠા, ભિખારી, વ્યભિચારી, પાખંડી, ઠગ અને બાવા સાધુજ બની જવાના; તેમનામાંથી ઉત્તમ સમાજસેવકો બનાવવાનું કામ કેટલુંબધું મહત્ત્વનું છે!

બધાજ લૌકિક સ્વાર્થ અને સંગ્રહવૃત્તિને દૂર કરી પ્રભુનેજ સર્વસ્વ માની શકનારા એવા જ્ઞાનચારિત્ર્યસંપન્ન થોડાક સજ્જનો પણ જો સર્વભાવે એકનિષ્ઠાથી અને સતતપણે ઉપર જણાવ્યા જેવી એકાદ સંસ્થા જમાવવા ઈચ્છે તો હાલની શ્રીમંતસેવી તથા લૂંટારાવર્ધક અનેક શાળાપાઠશાળા અને બોર્ડિંગો જે વિઘાતક કાર્ય બજાવી રહી છે, તેને બદલે સમાજના સત્ય હિતની દિશામાં અસાધારણ પરિણામ આવ્યા વિના રહેજ નહિ. આવા કૃષિપ્રાધાન્ય દેશમાં એવા કામ માટે લૂંટારા ધનિકોની પાસે ભીખ માગી તેમને મોટા ભા બનાવવાનું કામ પણ જ્યાંસુધી કુશળ કૃષિકાર બનવામાં આવે નહિ ત્યાંસુધીજ બજાવવું પડે. ઉચ્ચ ભાવનાવાળા, આસ્તિક અને પરિશ્રમી સમાજસેવકને પ્રભુ આવી બાબતોમાં કોઈને કોઈ માર્ગ ખોલી આપેજ. દેશનો ઉદય હવે કોઈ પણ પ્રકારે થવો અનિવાર્ય હોવાથી સાચી લાગણીવાળા અને સંયમી નરદેવતાઓને માટે કાંઈ ને કાંઈ ઉકેલ પોતાની ઉચ્ચ ભાવનાઓ પાર પડે એવા મળીજ આવે. હા, ઉચ્ચ સિદ્ધાંતોને ખાતર પંડે અકિંચનતામાં અને જરૂર પડે તો ભૂખમાં પણ સુખ માનવા જેટલું જ્ઞાનચારિત્ર્ય તેમનામાં હોવું જોઈએ.

જગકર્તાને જે કાંઈ કરવું છે, તે થશે તો ખરૂંજ. માત્ર જેમનું પરમભાગ્ય હશે તેઓજ તેના હથિયારરૂપે બની આત્મ ઉન્નતિના અને પરમ યશના ભાગી થશે.

સં. ૧૯૮૧–માગશર. ભિક્ષુ–અખંડાનંદ

# रामकथानो महिमा

इदं पवित्रं पापघ्नं पुण्यं वेदैश्च संमितम् ।
यः पठेद्रामचरितं सर्वपापैः प्रमुच्यते ॥

ચિત્તને શુદ્ધ કરનાર, પાપનો નાશ કરનાર, પુણ્યના સાધનરૂપ અને વેદના રહસ્યને પ્રતિપાદન કરનાર હોવાથી વેદતુલ્ય એવી આ રામકથાનો જે મનુષ્ય પાઠ કરશે તે સર્વ પાપથી મુક્ત થશે.

एतदाख्यानमायुष्यं पठन्रामायणं नरः ।
सपुत्रपौत्रः सगणः प्रेत्य स्वर्गे महीयते ॥

આયુષ્યની વૃદ્ધિ કરનાર આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે પુત્ર, પૌત્ર અને સંબંધીવર્ગસહિત સ્વર્ગમાં સુખ ભોગવશે.

पठन् द्विजो वागृषभत्वमीयात् स्यात्क्षत्रियो भूमिपतित्वमीयात् ।
वणिग्जनः पुण्यफलत्वमीयात् जनश्च शूद्रोऽपि महत्त्वमीयात् ॥१००॥

અર્થાત્ રામાયણના પઠનથી બ્રાહ્મણ શબ્દબ્રહ્મના પારને પામે, ક્ષત્રિયને રાજનીતિ પ્રાપ્ત થાય અને વૈશ્યને વ્યાપારકુશળતા તથા શૂદ્રને શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય.

" વાલ્મીકિરામાયણમાંથી "

दोहा—रामायण अमृतकथा, लेत न ताको स्वाद ।
तिनको निश्चय जानिये, हैं पूरे मनुजाद ॥

रामायण सुरतरुकी छाया, दुःखसम दूर निकट जो आया ।
रामायण सुरधेनु समाना, दायक अभिमत फल कल्याना ॥
श्रीरामायण जेहि घरमांहीं, भूत प्रेत तहं भूल न जाहीं ।
प्रीति करै रामायणमांहीं, तेहि सम भाग्यवंत कोउ नाहीं ॥
कथा रामायणकी जहां होइ, सो गृह घर मति जाने कोइ ।
सो घर तीर्थरूप सम भासे, तहां गए सब पातक नासे ॥

दोहा—रामायणके सुनत ही, छूटि जाय प्रेतत्व ।
जाके पढे सुनेतें, सूझत है पर तत्त्व ॥

" મહાત્મા તુલસીદાસજી "

સ્વામી વિવેકાનંદજી કહે છે કેઃ—" જગતમાં જેનો જોટો મળતો નથી એવા અનન્ય સાહિત્યગ્રંથ તરીકે રામાયણ આપણને પ્રાપ્ત થાય છે."

વેબર ( એક મોટા પાશ્ચાત્ય પંડિત ) કહે છે કેઃ—" હોમરના કાવ્યમાં જે રસ છે તેના કરતાં રામાયણમાં વિશેષ રસ છે."

ગોરીસિયો ( મહાન પાશ્ચાત્ય વિદ્વાન ) કહે છે કેઃ—"બીજા દેશોનાં મહાકાવ્યો કરતાં હિંદનું રામાયણનું મહાકાવ્ય સર્વોપરિ છે......અને જે અદ્ભુત સદ્‌ગુણોનું વર્ણન વાલ્મીકિએ આ ગ્રંથમાં દર્શાવ્યું છે તે તરફ લક્ષ દેતાં, પોતાના કાળમાં તો શું પણ તે પછીનાં અનેક સૈકાં વીત્યા છતાં પણ રામ જેવા સત્યવ્રતપરાયણ રાજા કોઇ પણ રાજકુળમાં થયો નથી. એ રામ સકળગુણસંપન્ન અને પ્રજાપ્રીતિ સંપાદન કરવામાં અદ્ભુત રાજા હતો....વાલ્મીકિનું કાવ્ય આદિકાવ્યના સ્થાનને યોગ્ય છે અને સર્વ રસથી ભરપૂર છે."

ગ્રેફ્ટ (રામાયણનો અંગ્રેજીમાં તરજૂમો કરનાર પાશ્ચાત્ય પંડિત) કહે છે કેઃ—"જગતમાં કાવ્યના ગ્રંથો અનેક છે; પરંતુ આચાર અને કાવ્યરચનાને કોઇ કવિ આવી દક્ષતા, મનોહરતા અને રસિકતાથી એકત્ર નથી કરી શક્યો. આવી પ્રભાવશાળી રીતે ધર્મનું શિક્ષણ આપવું, એ તો એક રામાયણનુંજ કામ છે. માત્ર આ એકજ કાવ્ય એવું છે કે જે આપણાં અંતઃકરણોમાં આવી ઉત્તમતાથી સત્યપ્રત્યે પ્રેમ જાગૃત કરી દે છે. આપણે રામાયણ વાંચીને કઇના કંઇ બની જઇએ છીએ. આપણામાં ઉંચામાં ઉંચા ખ્યાલ પેદા થઇ જાય છે અને જે સદ્‌ગુણો મનુષ્યની ઉત્તમતાના ભૂષણરૂપ છે, તેનો ચિતાર આપણી સમક્ષ ખડો થઇ જાય છે. સત્ય આચરણ, પુત્રોની ભક્તિ, પતિવ્રતા ધર્મ, પતિકર્તવ્ય, માતપિતાનો સ્નેહ, વિનય, ધૈર્ય, દયાળુતા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કયું ચિત્ર છે કે જેના યથાર્થ સ્વરૂપને કવિએ પોતાની જાદુઈ લેખિનીથી આ ગ્રંથમાં નથી આલેખ્યું ?"

રામાયણ અને મહાભારતના સમર્થ અભ્યાસી તથા વિવેચક શ્રીયુત ચિંતામણ વિ. વૈદ્ય કહે છે કેઃ—"રામચંદ્રના અતિ ઉત્તમ ચરિત્રને વાંચી પ્રેમ, આનંદ અને આદરભાવની લાગણી કયા ભારતવાસી જનને નહિ થાય ? આપણી આર્યભૂમિ વૈભવ અને નીતિના શિખરપર પહોંચી હતી એવા સમયનું તે ચિત્ર આંખ આગળ ઉભું રહેતાં કોનું હૃદય આનંદથી નહિ ઉછળી રહેશે ? જો કે આપણા આર્યદેશના પ્રાચીન ઇતિહાસનો થોડો સરખો ભાગજ આપણને મળી આવ્યો છે, તોપણ એ અંધકારમય પ્રાચીનકાળમાં શ્રીરામચંદ્રનો સમય શરદ્‌પૂર્ણિમા-ની રાત્રિ પ્રમાણે શુભ્ર અને આનંદદાયક પ્રકાશથી ભરપૂર દેખાય છે. એ સમયમાં શ્રીરામચંદ્રની મોહક મૂર્તિ પૂર્ણ ચંદ્રની પેઠે મધ્યે વિરાજમાન થએલી માલમ પડે છે અને તેમનાથી ક્ષણભર પણ વેગળી ન પડનારી જાનકી ચંદ્રની જ્યોત્સ્ના પ્રમાણે શોભી રહે છે; તેજસ્વી અને શીઘ્ર કોપ કરનાર લક્ષ્મણજી મંગળના લાલ ગ્રહ પ્રમાણે પ્રકાશમાન દેખાય છે; અને શાંત-પ્રેમાળ ભરતજી બૃહસ્પતિના તારાની પેઠે શુભ્ર અને કોમળ તેજથી શોભી રહે છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર, જનક, દશરથ, ભરદ્વાજ, અગસ્ત્ય, કૌશલ્યા, અનસૂયા ઇત્યાદિ અનેક વંદનીય સ્ત્રી-પુરુષોની મૂર્તિઓ પણ પોતપોતાના પ્રકાશવડે ચળકી રહેલા ગ્રહોની પેઠે તે સમયમાં ચળકી રહી છે. આવા ઉત્તમ રામાયણના સમયપ્રત્યે ભારતવાસી આર્યલોકો આનંદ અને અભિમાનની દૃષ્ટિથી જુએ એમાં નવાઇ શું ?"

"આર્યસ્ત્રીઓના અંતઃકરણમાં સીતાદેવીનું પવિત્ર ચરિત્ર—એટલે કે તેમનો

નિ:સીમ પતિપ્રેમ, દૃઢ પતિવ્રત, પતિ સાથે સંકટ ભોગવવાની તત્પરતા, ઇત્યાદિ અસંખ્ય ગુણોનું ચિત્ર-આર્ય સ્ત્રીઓના હૃદયપટપર એવું કોતરાઈ રહ્યું છે, કે જેને લીધે તેઓ હજારો વર્ષથી આપણા સમાજના ભૂષણરૂપ બનતી આવી છે.... શ્રીરામનું ઉચ્ચ અને મનોહર ચરિત્ર પણ પ્રત્યેક ભારતવાસી પુરુષને માટે 'દુનિયામાં માણસ કેવી રીતે વર્તવું' તે દેખાડનારા નિષ્કલંક આદર્શરૂપ છે રામચંદ્રનું નામ લેતાંજ આપણા મનમાં સર્વ સદ્ગુણોની મોહક મૂર્તિ ખડી થઇ રહે છે.હિંદુ-સંતાનો માટે ઉત્તમ પુત્ર, ઉત્તમ બંધુ, ઉત્તમ મિત્ર, ઉત્તમ શત્રુ, ઉત્તમ રાજા, એ બધાનો એકત્ર નમુનો તે શ્રીરામચંદ્રજ છે."

"કાવ્યતાં અને અંગ-કાવ્ય અને નાયક—ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવા કોઇ પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ, રામચંદ્ર સરખા અલૌકિક સામર્થ્યવાળા તથા ઉદાત્ત નીતિવાળો એક પણ પુરુષ ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી; તેમજ વાલ્મીકિ ઋષિ સરખી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કોઇ પણ કવિ આજપર્યંત થયો નથી. ગ્રીસ તથા રોમ દેશમાં પુરાતનકાળમાં હોમર તથા વર્જીલ નામના કવિઓએ "ઇલિયડ" તથા "ઇનીડ" નામના ગ્રંથો લખ્યા છે તે પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે. અને ઈંગ્લાંડમાં મિલ્ટન નામના કવિએ 'પેરેડાઇઝ લૉસ્ટ' નામનો ગ્રંથ લખ્યો છે તે પણ ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં પણ રામાયણ કેટલી બધી શ્રેષ્ઠ છે! કદાચ કોઇ કાવ્ય-શક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે. પણ તેઓનાં કાવ્યના નાયકો ઍકિલીસ, ઇનિયસ અને ઍડમ—એ સર્વ નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં અતિશય ઉતરતા જણાય છે. સારાંશ એજ કે રામાયણપરત્વે આર્યલોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે."

વેદરત્ન પંડિત શાંતરામ શર્મા લખે છે કે:—"રામાયણ કહને કો તો એક મહારાજાકા જીવનચરિત્ર હૈ; પરંતુ વાસ્તવમેં યહ સંસાર કે મલોંકો નાશ કરનેવાલા અગ્નિ, અંધકારમેં પ્રકાશ, સ્ત્રીયોં કા ધર્મ, પુરુષોં કા પૌરુષ, બ્રાહ્મણોં કા બ્રહ્મતેજ, ક્ષત્રિયોં કા ક્ષાત્રધર્મ, વૈશ્યોં કા ધન, શૂદ્રો કા ધર્મ, ઔર ગૃહસ્થાશ્રમ મેં પ્રવેશ કરનેવાલે નરનારિયોં કા સુખદીપક હૈ. ઇસકી જ્યોતિકો હાથ મેં રખકર પુરુષ યદિ માર્ગ દેખદેખ ચલે, તો હો નહિ સકતા કિ કિસી સમય વહ જીવન-યુદ્ધ મેં પરાજય પ્રાપ્ત કરે,...જગતકા ઇતિહાસ પઢનેવાલે કહતે હૈં કિ હિન્દુ જાતિ કો વેદોં કે પ્રચાર હટજાને પર યદિ કિસી રસાયણને જીવિત રખ્ખા હૈ તો યહ રામાયણ હી હૈ. ઇસી કે બલ સે હિન્દુ નારિયોંમેં સતીત્વકા ઔર હિન્દુ નરોં મેં બલિદાન કરને કા સાહસ રહા હૈ."

ઇતિહાસના ઉંડા અભ્યાસી તથા "ભારતવર્ષકા ઇતિહાસ" ના વિદ્વાન લેખક અને કાંગડીગુરુકુલના સુયોગ્ય અધ્યાપક શ્રીયુત રામદેવજી લખે છે કે:—

"જબસે આર્યસન્તાન પતિત હુઇ તબસે કિતને પ્રકારકી વિપત્તિયોં કા ઝોંકા ઇસે ઝેલના પડા! ઇસકે કિતને ઐતિહાસિક પુરુષોં કે યશ, ઇસકે ઇતિહાસોં કે નાશ કે સાથ હી સાથ લોપ હો ગએ! (તબભી) આશ્ચર્ય હૈ કિ કોઇ

ભી વિપત્તિ વા કિસી ભી પ્રકારકા હ્રાસ મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચંદ્રજી મહારાજકા નામ ઔર યશ કો વિલુપ્ત ન કર સકા ! યદિ ઉનકા યશભી કેવલ કિસી એક ઇતિહાસ કે પત્રોં પર અંકિત હોતા, અથવા ઉનકે સમકાલીન વા કુછ કાલાન્તર કે કતિપય સહસ્ર વા લક્ષ નરનારી હીં ઉનકી કીર્તિ જાનતે હોતે, તો સંભવ થા કિ ઉનકાભી યશ આજ સુનાઈ નહીં દેતા; પરંતુ જબકિ ઉનકા યશ ઉસી સમયસે—જબ કિ વહ પિતૃભક્તિ કી મર્યાદા કી રક્ષા કે લિયે અયોધ્યાસે દંડકારણ્ય કી ઓર પ્રસ્થિત હુએ—ચતુર્દિક ફૈલને લગા; ઔર ઉનકે જીવનકાલ મેં હીં કરોડોં નરનારિયોં કો ઉનકા હાર્દિક ભક્ત બના દિયા; ઔર યે લોગોંને અપની સંતાનોં કો ઔર ઉન સંતાનોંને અપની સંતાનોં કો—ઇસ પ્રકાર પ્રત્યેક પીઢીને અગલી પીઢી કો—રામયશ સુનાના અપની સન્તાન કે કલ્યાણ કા એક મુખ્ય હેતુ સમઝા, ફિર વહ રામયશ કિસ પ્રકાર ભૂલેં ? જો રામયશ કેવલ અનેક ગ્રંથો મેં હી વિદ્યમાન ન રહા, પ્રત્યુત કરોડો મન ઔર હૃદયોં મેં ભી અપના સ્થાન બરાબર બનાતા આયા, વહ કિસ પ્રકાર વિસ્મૃત હો ? કયા ભારત કે કિસી ભી પ્રાન્તમેં આજ ભી કોઇ આર્યગૃહપતિ વા આર્યગૃહિણી ઐસી હૈ જો રામ નામ કો ન જાનતી હો ?"

" પરંતુ એક સમય થા જબકિ રામયશ ન કેવલ ભારત મેં પ્રત્યુત ઇસ પૃથિવી કે અન્યાન્ય કઇ ભાગો મેં ભી ફૈલા હુઆ થા. આજ અમેરિકા દેશ વા પાતાલ કે મેકિસકો નિવાસી રામ–સીતવ ( રામ–સીતા ) કે નામ સે જો ઉત્સવ મનાતે હૈં, કયા વહ સિદ્ધ નહિં કરતા કિ રામયશ પ્રાચીન કાલોં મેં ભારત સે અન્યાન્ય કઇ દેશોં મેં ઘૂમતા હુઆ અમેરિકા દેશ વા પાતાલ મેં પહુંચા થા?*"

શ્રીરામચંદ્રજી મહારાજ કે સમય કે એક દીર્ઘકાલ પશ્ચાત્ જબતક કિ

*કેવળ રામનો યશજ નહિ પણ, ભારતવાસી મનુષ્યો, તેમનો ધર્મ અને તેમની રાજસત્તા સુદ્ધાંત અમેરિકા, યૂરોપ અને આફ્રિકામાં તેમજ અન્ય અનેક દ્વીપદ્વીપાન્તરમાં જઇ રહેલાં હોવાનાં પ્રમાણો દિવસે દિવસે મળતાં ચાલે છે. સસ્તા સાહિત્યની વિવિધ ગ્રંથમાળાદ્વારા નીકળેલા પુસ્તક " હિંદી લેખમાલા " ના એક લેખમાં આ વિષય લંબાણથી ચર્ચેલો છે. આ સ્થળે માત્ર એમાંનુ અમેરિકા વિષેનું અવતરણજ આપીશું કેઃ—

" અમરીકા કી આશ્ચર્યજનક પ્રાચીન સભ્યતા કે ચિન્હોં પર દૃષ્ટિ ડાલી જાય તો માલૂમ હોગા કિ યૂરપવાસિયોં કે પ્રવેશ કરને કે પહલે, વહાઁ કોઇ સભ્ય જાતિ અવશ્ય રહતી થી. દક્ષિણ અમરિકામેં બડે બડે નગરોં કે ખંડહરોં, સુન્દર ભવનોં, જલાશયોં, સડકોં, નહરોં, આદિ કે ચિન્હ મિલતે હૈં, જિનસે યહ પ્રતીત હોતા હૈ કિ પ્રાચીન કાલ મેં યહાં કોઇ બડી ઉચ્ચ શ્રેણી કી સભ્ય જાતિ રહતી થી. અચ્છા; તો વહ સભ્યતા આઇ કહાંસે ? યૂરોપીય પુરાવસ્તુવેત્તાઓંને ઇસકા પતા લગાયા હૈ. વે કહેતે હૈં કિ વહ સભ્યતા ઔર કહીં સે નહીં, હિન્દુસ્તાન સે હી આઈ થી. બેરન હમબોલ્ટ મહાશય કા કથન હૈ કિ ઇસ સમય ભી અમરીકા મેં હિન્દુઓં કે સ્મારકચિન્હ મિલતે હૈં."

આર્યસન્તાન આર્યોચિત જીવન વ્યતીત કરતી થી, તબ તક રામચરિત્રકી પવિત્રતા કે સન્મુખ આર્યસંતાન ભલીભાંતિ શીશ ઝુકાતી રહી તો ( ઉસમેં ) આશ્ચર્ય હી કયા હૈ? મહાભારત કા રામોપાખ્યાન સિદ્ધ કર રહા હૈ કિ રામચન્દ્ર શ્રવણ કર મહાભારત કે સમય કે વીરગણ ભી અપના સુધાર કરના ચાહતે થે; તથા મહાભારત કે ભિન્ન ભિન્ન સ્થલો મેં આઈ હુઈ રામાયણ કે વીરોં કી ઉપમાએં ભી સ્પષ્ટ સિદ્ધ કર રહી હૈં કિ ઉસ સમય કે પતિત વીરોં કી ભી કામના થી કિ વે રામ ઔર ઉન કે સમકાલીન વીરોં કા અનુકરણ કરેં. ( યદ્યપિ વે અપને કુસંસ્કારોં કે કારણ અનુકરણ કરને મેં અસમર્થ હો ગએ થે. )

\+ + + + + +

બંગસાહિત્યસમ્રાટ્ બંકિમ બાબુ લખે છે કેઃ—

કોઇ ચોર ચોરી કરે તો રાજા તેને કહેશે કે 'તું ચોરી કરતો નહિ, નહિ તો હું તને સજા કરીશ.' આથી ચોર બીકનો માર્યો પ્રગટપણે ચોરી કરતો અટક્યો; પરંતુ તેનું ચિત્ત શુદ્ધ થયું નથી એટલે તે એમાંથી એટલુંજ સમજશે કે રાજા જાણી શકે નહિ એવી રીતે ચોરી કરવી જોઇએ."

તેને ધર્મોપદેશક કહેશે કે 'ઇશ્વરાજ્ઞાની વિરુદ્ધ છે, માટે ચોરી કરવી નહિ.' ચોર કહેશે કે 'ઇશ્વરે મને આહાર જેટલું આપ્યા વિનાજ એવી આજ્ઞા કરી, એ ક્યાંનો ન્યાય ! માટે હું તો ચોરીજ કરીને ખાઇશ.' ધર્મોપદેશક તેને કહેશે કે 'ચોરી કરીશ તો નરકે જઇશ.' ચોર કહેશે કે 'એ બાબતના પ્રમાણનો અભાવ છે.'

નીતિવેત્તા તેને કહેશે કે 'તમે ચોરી કરો નહિ; કેમકે ચોરી કરવાથી જનસમૂહનું અનિષ્ટ થાય છે, અને જેથી જનસમૂહનું અનિષ્ટ થાય તેવું કામ કોઇએ પણ કરવું ન જોઇએ.' ઉત્તરમાં ચોર કહેશે કે "જનસમૂહ મારા ભરણપોષણનો વિચાર કરે, તોજ હું તેમના હિતનો વિચાર કરવાને બંધાએલો છું; જ્યાં સુધી લોકો મને કશુ આપે નહિ, ત્યાંસુધી તો તેમનું અનિષ્ટ થાઓ કે ન થાઓ તોપણ મારે તો ચોરીજ કરવી પડવાની."

પરંતુ કવિ તો ચોરને એવું તેવું કશુંજ કહેશે નહિ. તે તેને ચોરી કરવાનો નિષેધ પણ કરશે નહિ; પરંતુ એ વિષય ઉપર એક એવું પવિત્ર આખ્યાન ઉપજાવી કાઢશે કે તે સર્વ જનોનું મન હરે એવું હશે, એટલે તેથી ચોરનું મન પણ ખેંચાશેજ. મનુષ્યનો એ સ્વભાવ છે કે જેમાં તેનું મન મોહિત થાય તે તે વસ્તુને તે વારંવાર ખુશી થઇને જોયા કરે છે; અને તેમ થવાને પરિણામે પછી તેવું બનવાની ઇચ્છા સ્વાભાવિકરીતેજ તેનામાં ઉદ્‌ભવે છે. લાભની આકાંક્ષાનું નામ 'અનુરાગ' છે. અને આ રીતે પવિત્રતા ઉપર ચોરનો અનુરાગ ઉપજે છે, એટલે ચોરી જેવાં અપવિત્ર કાર્યથી તે ઉપરામ પામે છે."

"એજ પ્રમાણે રામાયણમાં પણ 'સ્વાર્થપરાયણતા ખરાબ છે, માટે તમે સ્વાર્થપરાયણ થશો નહિ" આવાં નીતિવચન સ્પષ્ટ કહેલાં નથી. તેમજ વાર્તાને વિષે એવી નીતિ સિદ્ધ કરવા માટે પણ રામાયણ રચાયેલ નથી; છતાં પણ રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી દૂર કરાયો નથી."

કવિવર રવીંદ્રનાથ ઠાકુર લખે છે કેઃ—

" સૈકાંઓ ઉપર સૈકાં વહી જવા છતાં પણ ભારતવર્ષમાં રામાયણ અને મહાભારતનો પ્રચાર-પ્રવાહ જરા પણ સુકાયો નથી. ઘેરે ઘેર અને ગામે ગામ તેનો નિત્ય પાઠ થાય છે; અને વાણીઆની દુકાન તથા રખેવાળ બૈયનજીથી માંડીને તે ઠેઠ રાજાના મહેલપર્યંત સર્વત્ર તેનો એકસરખો આદર થાય છે. ધન્ય છે તે બંને મહાકવિઓને, કે હજારો વર્ષ વહી જવા છતાં પણ જેમની વાણીની શીતળ-મંદ-સુગંધ લહરીઓ હજીસુધી પણ ભારતવાસીઓનાં ગૃહદ્વારોમાં અને કરોડો નરનારીઓનાં હૃદયદ્વારોમાં પ્રતિદિવસ સુખ અને શાન્તિ તથા ભક્તિ અને શક્તિ અર્પણ કરતી રહીને અતિ પ્રાચીન સમયની જ્ઞાનચરિત્રમયી સુંદર સૌરભથી તરાવટ આપી રહી છે ! "

"આમ હોવાથી રામાયણ અને મહાભારતને કેવલ મહાકાવ્યજ કહેવાં ન જોઇએ; પરંતુ તે ઇતિહાસ પણ છે. અલબત તે કાંઇ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી. કેમકે ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે; પરંતુ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાલના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો સમય સમયપર ફેરવાતા રહે છે, પરંતુ આ ઉભય ઇતિહાસમાં કાંઇપણ પરિવર્તન નથી થતું. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે, તેનોજ ઇતિહાસ આ બંને મહાકાવ્યોરૂપી રાજપ્રાસાદના ચિરકાલરૂપી રાજસિંહાસનપર સમ્રાટસમો બિરાજે છે. "

" આ કારણથીજ મહાભારત અને રામાયણની સમાલોચનાનો આદર્શ અન્ય કાવ્યોની સમાલોચનાના આદર્શથી ભિન્ન હોવો જોઇએ. રામનું ચરિત્ર ઉચ્ચ હતું કે નીચ અને લક્ષ્મણનું ચરિત્ર સારૂં લાગે છે કે નહિ, એટલીજ સમાલોચના પૂરતી નથી. એ ગ્રંથોની સમાલોચના કરનારને તો શાંત થઇને શ્રદ્ધાપૂર્વક વિચાર કરવો જોઇશે કે સમસ્ત ભારતવર્ષ સહસ્રો વર્ષોથી એ મહાન ગ્રંથોને કયા ભાવથી ગ્રહણ કરતો આવ્યો છે. અમે ગમે તેવા મોટા સમાલોચક હોઇએ, તોપણ જો એક સમગ્ર પ્રાચીન દેશના ઇતિહાસપ્રવાહિત સમસ્ત કાલના વિચારો આગળ અમારૂં શિર નજ ઝુકતું હોય તો પછી તેવી ધૃષ્ટતા લજ્જાનોજ વિષય છે. "

" રામાયણમાં ભારતવર્ષ શું સંદેશો આપે છે ? રામાયણમાં ભારતવર્ષે કયા આદર્શને મહાન સમજીને સ્વીકાર્યો છે ? એજ આ સમયે અમારા માટે સવિનય વિચાર કરવાનો વિષય છે. "

"સામાન્ય લોકોની એવી સમજ છે કે વીરરસપ્રધાન કાવ્યોનુંજ નામ "એપિક" છે. જે દેશ અને જે કાલમાં વીરરસનું ગૌરવ પ્રધાનપદે રહ્યું હોય,તે દેશ અને તે કાલનાં મહાકાવ્ય પણ અવશ્ય વીરરસથી પૂર્ણ હોઇ શકે. રામાયણમાં પણ કાંઇ યુદ્ધનો તોટો નથી. વળી સામર્થ્ય પણ રામમાં કાંઇ સામાન્ય પ્રકારનું ન હતું; અને તોપણ રામાયણમાં જે રસ પ્રધાન છે તે વીરરસ નથી. રામાયણમાંથી બાહુબલનું પ્રાધાન્ય ઘોષિત નથી થતું. તેમના યુદ્ધની ઘટનાઓજ તેના વર્ણનનો મુખ્ય વિષય નથી. વળી દેવતાઓની અવતારલીલાને લઇનેજ આ કાવ્યરચના થઇ હોય એવું પણ નથી. કવિ વાલ્મીકિના સમક્ષ રામચંદ્ર એક " અવતાર નહિ, પરંતુ મનુષ્યજ છે," એ વાતને તો પંક્તિ

લોકો પ્રમાણુ માનશેજ. આ વિષયમાં અમારે પંડિતાઇ દેખાડવાનું પ્રયોજન નહિ હોઇને અમે સક્ષેપમાં કેવળ આટલુંજ કહી દેવું ઉચિત સમજીએ છીએ કે, જો કવિએ રામાયણુમાં નરચરિત્રનું વર્ણન નહિ કરતાં દેવ-ચરિત્રનુંજ વર્ણન કર્યું હોત તો તેથી રામાયણનું ગૌરવ ઘણું ખરૂં નષ્ટ થયું હોત. રામચરિત્રનો મહિમા એ કારણથી છે કે તે મનુષ્યચરિત્રથી પર-ભિન્ન નથી. રામાયણમાં એવા સદ્‌ગુણોથી પૂર્ણ પુરુષોની કથા છે કે જેવા સદ્‌ગુણોથી વિભૂષિત નાયકની કવિને પોતાના કાવ્યને માટે આવશ્યકતા હતી. બાલકાંડના પ્રથમ સર્ગમાં વાલ્મીકિ નારદને અનેક ગુણો કહી બતાવીને તેવા સર્વ સદ્‌ગુણસંપન્ન નાયકનું નામ પૂછે છે, કેઃ—**समग्रा रूपिणी लक्ष्मीः किमेकं संश्रिता नरम्**। અર્થાત્ કયા એકજ પુરુષનો લક્ષ્મીએ પોતાનાં સમગ્ર રૂપોસહિત આશ્રય લીધો છે ? ત્યારે નારદ મુનિ કહે છે કેઃ—

**देवेष्वपि न पश्यामि कश्चिदेभिर्गुणैर्युतम् ।**
**श्रूयतां तु गुणैरेभिर्यो युक्तो नरचन्द्रमाः ॥**

અર્થાત્ "એ સર્વ ગુણોથી સંપન્ન હોય એવી વ્યક્તિ તો દેવતાઓમાં પણ નથી; પરંતુ હા, મનુષ્યોમાં એક રામ સર્વ સદ્‌ગુણોથી સંયુક્ત પુરુષ છે." આ ઉપરથી સિદ્ધ થાય છે કે રામાયણ એ રામચંદ્ર નામક નરચંદ્રનીજ કથા છે, તે કાંઇ અવતાર કે દેવતાની કથા નથી. રામાયણમાં કાંઇ દેવતાઓએ નીચે ઉતરીને પોતાને મનુષ્ય નથી બનાવ્યા; પરંતુ મનુષ્યો પોતાના સદ્‌ગુણોવડે દેવ બની ગએલા તેમાં માલમ પડે છે. કવિએ મનુષ્યોના ઉત્તમ આદર્શની સ્થાપના કરવા સારૂજ એ મહાકાવ્યની રચના કરેલી છે, અને તેથીજ ત્યારથી માંડીને આજપર્યંત ભારતવાસીઓ મનુષ્યના એ આદર્શચરિત્ર વર્ણનનો આગ્રહપૂર્વક પાઠ કરતા આવ્યા છે."

"રામાયણમાં એક મોટી વિશેષતા એ છે કે તેમાં એકજ ગૃહકુટુંબની કથાને પુષ્કળ વિસ્તારથી દર્શાવી છે. પિતાપુત્રમાં, બંધુબંધુમાં અને પતિપત્નીમાં જે ધર્મનું બંધન હોય છે, જે પ્રીતિ અને ભક્તિનો તેઓ વચ્ચે સંબંધ હોય છે, તેને રામાયણે એટલું બધું મહત્ત્વ આપ્યું છે તથા તે સંબંધો એટલી ઉચ્ચતાથી તેમાં દર્શાવવામાં આવ્યા છે, કે જેથી તે ગ્રંથ સહજપણેજ મહાકાવ્યને યોગ્ય બની ગયો છે. અન્ય મહાકાવ્યોનું ગૌરવ પ્રાયઃ તેમાંનાં શત્રુદમન, દેશજય અને બે પ્રબળ વિરોધી પક્ષોના પરસ્પરમાં રક્તપાત આદિ ઘટનાઓના વર્ણનને લીધે હોય છે; પરન્તુ રામાયણના મહિમાએ કાંઇ રામ અને રાવણના યુદ્ધનો આશ્રય લીધો નથી. એ યુદ્ધઘટનાનું વર્ણન તો તેમાં કેવળ રામ અને સીતાના ઉજ્જવલ દામ્પત્યપ્રેમનું દર્શન કરાવવાને માટે ઉપલક્ષણરૂપે છે. રામાયણમાં કેવલ એજ બતાવવામાં આવ્યું છે, કે પુત્રને માટે પિતૃઆજ્ઞાનું પાલન, ભાઇઓ માટે ભાઇનો આત્મત્યાગ, પત્નીનું પતિવ્રત, પતિનું પત્નીવ્રત અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય, એ કેટલી ઉંચી હદ સુધી હોઇ શકે છે. કોઇ પણ દેશના મહાકાવ્યમાં આ પ્રમાણે વ્યક્તિવિશેષના ઘરની વાતોને આટલા વિસ્તારથી વર્ણવવાનું યોગ્ય સમજવામાં નથી આવ્યું. આ ઉપરથી કેવલ કવિનોજ પરિચય આપણને નથી મળતો; પરંતુ સમગ્ર ભારતવર્ષનો પરિચય મળે છે. એ ઉપરથી આપણને જણાઇ રહે છે કે ભારતવર્ષમાં ગૃહ અને

ગૃહધર્મ કેટલાં બધાં ઉચ્ચ સમજવામાં આવ્યાં છે. આ મહાકાવ્ય એ વાત પણ સ્પષ્ટતાથી સિદ્ધ કરે છે કે અમારા દેશમાં ગૃહસ્થાશ્રમનું સ્થાન પણ કેટલું ઉચ્ચ છે. ગૃહસ્થાશ્રમ એ અમારાં પોતાનાંજ સુખ અને સગવડને માટે નથી, કિંતુ તે સર્વ સમાજને ધારણ કરવાવાળો છે અને મનુષ્યને યથાર્થ મનુષ્ય બનાવનારો છે. ગૃહસ્થાશ્રમને ભારતવર્ષીય સમાજની જડ સમજવી જોઇએ; અને રામાયણ તેજ ગૃહસ્થાશ્રમના મહત્ત્વને દર્શાવી રહેલું મહાકાવ્ય છે.રામાયણે સત્યપાલનને ખાતર ગૃહસ્થાશ્રમધર્મને, પુત્રવિયોગ અને વનવાસ વગેરેનાં કષ્ટોમાં નાખીને વિશેષ ગૌરવપ્રદાન કર્યું છે. કૈકેયી અને મંથરાની કુમંત્રણાના કઠિન આઘાતોવડે અયોધ્યાનું રાજગૃહ ઉજ્જડ જેવું થઇ જવા છતાં પણ આ ગૃહસ્થધર્મની દુર્ભેદ્ય દઢતાને રામાયણ ઘોષિત કરી રહી છે. રામાયણે શારીરિક શક્તિને નહિ, વિજયની અભિલાષાને નહિ, રાજનૈતિક મહત્ત્વને નહિ, પરંતુ શાન્તિયુક્ત ગૃહધર્મનેજ કરુણાનાં અશ્રુઓથી અભિષિક્ત કરીને સર્વોચ્ચ સિંહાસનપર વિરાજમાન કર્યો છે."

"શ્રદ્ધાહીન પાઠકો કહેશે કે આ પ્રકારનું ચરિત્રવર્ણન અતિશયોક્તિમાં ફેરવાઇ જાય છે; પરંતુ એવા કથન ઉપરથી આ વાત સિદ્ધ નથી થતી કે કયી જગ્યાએથી યથાર્થ સીમાનું અને કયી જગ્યાએથી કલ્પનાની સીમાનું ઉલ્લંઘન થવાથી કાવ્યકલા અતિશયોક્તિવાળી થઇ જાય છે."

"જે વિદેશી સમાલોચકોએ કહ્યું છે કે રામાયણનાં ચરિત્રવર્ણન અતિ પ્રાકૃત છે, તેમને અમે એટલુંજ કહીશું કે એ વાત પોતપોતાની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. અમુક ખાસ પ્રકૃતિને લઇને એકને માટે જે વાત અતિ પ્રાકૃત(અસ્વાભાવિક) છે, તેજ વસ્તુ અન્ય ખાસ પ્રકૃતિવાળા બીજાને માટે પ્રાકૃત ( સ્વાભાવિક ) હોય છે. જે જગ્યાએ જે આદર્શ પ્રચલિત હોય તે આદર્શને જો અતિમાત્રામાં અંકિત કરવામાં આવે તો તેને ત્યાંના લોક ગ્રહણજ કરી શકશે નહિ. અમે અમારા કાનવડે થાકયા સિવાય કેટલું સાંભળી શકીએ તેની પણ હદ હોય છે. કાંઇ એમ નથી હોતું કે કોઇ ગમે તેટલું બોલ્યાજ કરે અને તે બધું અમે સાંભળી યાદ રાખી શકીએ. અમારી સાંભળવાની શક્તિ ઉપરાંત કોઇ પોતાના મોટા ઘાંટાથી અમારા કાન બહેરા થઇ જાય એવું બોલે તોપણ અમુક હદની ઉપરાંત અમારા કાન તેના શબ્દોને નહિજ ગ્રહણ કરે. કાવ્યમાં સમાયલાં ચરિત્ર અને ભાવો, પાઠકના અંતરમાં જાગવા-પ્રવેશવાના સંબંધમાં પણ એજ પ્રમાણે સમજવાનું છે." આટલી વીશો કે તેટલી વીશો, એમ વીશો કરતાં વધુ ઉચ્ચ સંખ્યાને સમજી ન શકે એવો માણસ લાખ કરોડની સંખ્યા તો નજ સમજી શકે, તેવુંજ આમાં પણ છે. યદિ એ વાત સત્ય છે, તો આ વાત હજારો વર્ષથી પ્રમાણિત થઈ ચૂકી છે કે રામાયણની કથા ભારતવર્ષને માટે કોઈ પણ અંશમાં અતિશયોક્તિવાળી નથી."

"રામાયણથી ભારતવર્ષનાં આબાલવૃદ્ધ નરનારીઓએ અને ઉચ્ચ નીચ સર્વ લોકોએ કેવળ શિક્ષણજ નથી મેળવ્યું; પરંતુ આનંદ પણ પ્રાપ્ત કર્યો છે. તેઓ તે કથાને કેવલ શિરોધાર્ય કરીનેજ રહ્યા નથી; પરંતુ પોતાના હૃદયમાં પણ તેમણે તેને સ્થાન આપ્યું છે. રામાયણ એ કેવલ તેમનું ધર્મશાસ્ત્રજ નથી, પરંતુ કાવ્ય પણ છે. રામચંદ્ર અમારે માટે કેવલ દેવતાજ નથી; પરંતુ તેની સાથે મનુષ્ય પણ

છે. તેજ પ્રમાણે રામાયણપર અમારી માત્ર ભક્તિજ નથી, પણ તેની સાથે તેના ઉપર અમારી પ્રીતિ પણ છે. જો આ મહાગ્રંથની કવિતા દૂર દેશમાં વસતા કોઇ કલ્પનાપ્રસૂત લોકોની સામગ્રી હોઇને ભારતવર્ષને માટે તે અહીં આવી હોત; અથવા તો તે અમારા સમાજ–સંસારમાં વ્યાવહારિક ઉપકારક ન થઇ રહી હોત; તો રામ અને રામાયણના સંબંધમાં ઉપર્યુક્ત વાતો અમે કહી શકત નહિ."

"યદિ વિદેશી સમાલોચક પોતાના દેશનાં મહાકાવ્યોના આદર્શને સામે રાખીને રામાયણ જેવા મહાકાવ્યને અતિ પ્રાકૃત અથવા અસ્વાભાવિક ગણે, તો તેથી તેના દેશના મુકાબલામાં ભારતવર્ષની ઉલટી એક બીજી વિશેષતાજ પ્રદર્શિત થાય છે, કે **રામાયણમાંથી ભારતવર્ષે જે ઇચ્છ્યું તે મેળવ્યું છે.**"

"રામાયણ અને મહાભારત બંનેને અમે વિશેષતઃ એવાજ ભાવથી જોતા આવ્યા છીએ. એમાંના સરળ અનુષ્ટુપ છંદોમાં ભારતવર્ષનું હજારો વર્ષનું હૃદય સજીવરૂપથી ધડકી રહ્યું છે."

"પાઠક ! રામાયણને કેવલ કવિનું કાવ્ય નહિ સમજતાં "ભારતવર્ષની રામાયણ" સમજીને તેનો આદર કરજે. એમ કરવાથીજ રામાયણદ્વારા ભારતવર્ષને અને ભારતવર્ષદ્વારા રામાયણને ઠીક ઠીક સમજી શકાશે. સાથે દરેકે આ વાત પણ સ્મરણમાં રાખવી કે ભારતવર્ષની ઇચ્છા કોઇ એક ગૌરવભરી ઐતિહાસિક કથાને સાંભળવાની ન હતી. તેને તો મનુષ્યના પરિપૂર્ણ આદર્શ ચરિત્રની કથા સાંભળવી હતી અને રામાયણદ્વારા આજપર્યંત તેવીજ કથા અડગ શ્રદ્ધાથી અને અતિ આનંદથી સમગ્ર દેશ સાંભળતો આવ્યો છે."

"ભારતવાસીઓની માનવચરિત્રની પરિપૂર્ણતા ઉપર બહુજ શ્રદ્ધા અને ચાહના છે. તેમણે એવા ઉત્તમ ચરિત્રને સત્યથી તેમજ શક્યતાથી વિપરીત સમજીને કદિ પણ તેના પ્રત્યે અશ્રદ્ધા કે અવજ્ઞા કરી નથી. તેમણે તો એને પૂર્ણ સત્ય અને શક્ય સમજીનેજ તેનો સ્વીકાર કરેલો છે અને તેમાંથી હિત તથા આનંદ પણ તેમણે ઘણો મેળવ્યો છે. જગદ્ગુરુ ભારતવર્ષની પરિપૂર્ણતાયુક્ત આદર્શની આકાંક્ષાને રામાયણવડે ઉદ્‌બોધિત કરીને તેમજ તૃપ્ત કરીને રામાયણના મહાકવિએ ભારતવર્ષના ભક્તિપૂર્ણ આધ્યાત્મિક હૃદયને સદાને માટે ખરીદી લીધું છે—જીતી લીધું છે."

"જે ( પાશ્ચાત્ય ) જાતિ અપૂર્ણ સત્યને પ્રાધાન્ય આપે છે; જે પ્રજા અવિરત શ્રમથી ભાતિક સત્ય અને સુખની શોધમાં મચી રહે છે; જે પ્રજા કવિતાને માત્ર પ્રકૃતિનું પ્રતિબિંબજ સમજે છે; તે પ્રજા સંસારમાં અવશ્યમેવ અનેક ભૌતિક કાર્યો કરે છે અને તે બાબતમાં તે સફલમનોરથ પણ થાય છે. તેના એવા યત્ન અને સફલતામાટે નિઃસંદેહ સમગ્ર માનવજાતિ તેની ઋણી છે; પરંતુ બીજી તરફ જોઇએ તો જેમણે કહ્યું છે કે, "**भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः**" અર્થાત્ તે પરબ્રહ્મ પરમાત્માજ ખરૂં સુખ છે, અને તે પરમાત્માજ વિશેષ ઇચ્છવા–જાણવા યોગ્ય છે. જેમણે માનવચરિત્રની પરિપૂર્ણતાને સાચવી રાખવા માટે તથા તે પૂર્ણતાનાં સર્વ અંગપ્રત્યંગોના સૌંદર્યની યથેષ્ટ રક્ષા કરવાને માટે તેમજ સર્વ પ્રકારના વિરોધને શાન્ત કરવા માટે સાધના કરી છે, તેનું ઋણ કોઇ

પણ કાળે સંસારથી વાળી શકાય તેમ નથી. જેમ ધૂળ અને ધૂમાડાથી ભરેલા એકાદ કારખાનાનાં દ્વાર બંધ કરી દઇ બહારની સ્વચ્છ હવા પેસતી અટકાવવામાં આવે તો તેમાંનાં માણુસોનો દમ ગુંગળાઇ જઇને તેઓ મરી જાય છે; તેમ જો અમે અમારાં હૃદયરૂપી ગૃહોમાં એવા અનુપમ ઉપદેશને અને સ્વરૂપ જ્ઞાનને આવતું બંધ કરી દઇશું, અર્થાત્ તેને ભૂલી જવાશું તો માનવસમુચ્ચયના ગુંગળાઇ જતા માણુસની પેઠે પળે પળે પીડિત થઇને સદાને માટે આ સંસારથી વિદાય થઇ જશે. રામાયણુ ચિરકાલથી અનુપમ જ્ઞાનચરિત્રનાં અખંડ અમૃતપિપાસુઓનો આપણુને પરિચય કરાવતી આવી છે. એમાં જે ભ્રાતૃભાવ, જે સાંપરાયગુતા, જે પતિ-પત્નીવ્રત અને જે જ્ઞાનભક્તિ વર્ણવેલાં છે; તેના પ્રત્યે જો આપણું આપણી સરળ શ્રદ્ધા અને આન્તરિક ભક્તિને કાયમ રાખી શકીએ તો આપણાં હૃદયરૂપી ઘર કે કારખાનાંઓમાં મહાન આધ્યાત્મિક સમુદ્રની નિર્મળ વાયુલહરીઓ પ્રવેશ કરતી રહી સદાકાળ આપણુને સુખ આપ્યા કરશે ''

કોઇ એમ કહે કે રામાયણુ જેવો મહાન ચરિત્રોપદેશક ગ્રંથ અને અન્ય અનેક ગ્રંથો દેશમાં વિદ્યમાન હોવા છતાં ભારતવાસીઓની દુર્દશા કેમ શરૂ થઇ અને તે હજાર હજાર વર્ષ સુધી કેમ ટકી રહી છે ? ઉત્તર સ્પષ્ટજ છે કે એવા ગ્રંથોમાં દર્શાવેલા અનુભવસિદ્ધ આચારવિચાર ( જ્ઞાન-ચારિત્ર ) ઘટતા ચાલવાનુંજ એ પરિણામ છે. ઘરમાં પુષ્કળ ખજાનો હોવા છતાં તે વાતથી અજ્ઞાન અથવા તેનો સદુપયોગ નહિ કરી જાણુનારો મનુષ્ય " અન્ન અન્ન " કરતો મરી જાય, અથવા તો તે ખજાનાનો દુરુપયોગ કરીને કોઇ એ કરતાં પણુ વધારે બૂરા મોતે મરે તો તેમાં તે ખજાનાનો દોષ નજ કહી શકાય. આર્યગ્રંથોવિષે પણુ એજ પ્રકાર સમજવો; પરંતુ તેની સાથે આ વાત પણુ ભૂલવાની નથી કે ઘટી ઘટીને પણુ એ જ્ઞાન-ચારિત્ર્ય જેટલા પણુ પ્રમાણુમાં કાયમ રહી શકયાં છે, તે પણુ એવા મહાન આર્ય-ગ્રંથોનો અને પૂર્વજોનોજ પ્રતાપ છે. એમના પ્રતાપેજ ભારતવર્ષ એ ભારતવર્ષ તરીકે અને હિંદુજાતિ હિંદુતરીકે હાલની સ્થિતિમાં પણુ અત્યાર સુધી હયાતી ધરાવી શકયાં છે; નહિ તો અન્ય અનેક નામશેષ પ્રજાઓની પેઠે. હિંદુજાતિ પણુ નામશૂન્ય બનીને મુસ્લીમ કે ખ્રિસ્તીપણુાનેજ શોભાવતી હોત.



# पवित्र रामचरित्र

( સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. )

પવિત્ર રામચરિત્રથી સુખદ થાય સંસાર,
અનેક સુમધુરા રાગથી ગવાય રુચિઅનુસાર.
રામચરિતથી ચિત્ત સુરંગી, ઈચ્છો જો સુઉદયને રે,
પુરુષાર્થ ચતુષ્ટયને પામો, જાણો સ્વરૂપ સુખને રે. ૧
રંકથી રાજા બાળથી વૃદ્ધજ સર્વેને છે સુખકર રે,
અનુસરણીય સુઉપદેશજ એ સૂર્યસમાન તમોહર રે. ૨
વર્ણાશ્રમના વિવિધ ધર્મો જેમાં બિંબરૂપે છે રે,
પ્રીતિએ તેનું પ્રતિબિંબ લ્યો, હૃદયે નિજ હિત કરતે રે. ૩
પ્રેરાઇ જે તે પ્રતિમાએ, સંચરતા સંસારે રે,
તેઓ નિજ હિત પરહિત કરવા સમર્થ થાતા ભારે રે. ૪
વર્ત્યા તે બાલ્યાવસ્થામાં કૌશલ્યા માતાવશ રે,
શિખ્યા ત્યાંથી મધુરી વાણી ગુરુવચને વિશ્વાસજ રે. ૫
વિદ્યા સંપાદન કરવામાં પ્રીતિ વળી સંપૂર્ણ રે,
અભિરુચિ સત્સંગવિષે અતિ અને કુસંગને પરિહરવા રે. ૬
જઈ આવરણો રત્નસમ પછી સ્વભાવ પ્રકટે સારો રે,
તેહ અવસ્થાથી આરંભે સરસ સુખદ સંસ્કારો રે. ૭
સજ્જનથી પરિવેષ્ટિત વસવું અનુપમ લાભો એથી રે,
સબલા સાર્થા બુદ્ધિ થાયે જન્મ સફળતા જેથી રે. ૮
પરિવરતા અભિરામ રામ એ પિતા દશરથ પાસે રે,
સુદૃઢ શુભ સંસ્કારો થાતાં શિષ્ટતણા સહવાસે રે. ૯
સુઉચિત સમયે ઉપવીત અર્પી વિદ્યામૃતને અર્થે રે,
વેદવિશારદ વસિષ્ઠ પ્રતિ પ્રીતિએ રામ પ્રવર્તે રે. ૧૦
આચરતા બ્રહ્મચર્યને કરી આલસ્યનો અનાદર રે,
અન્તઃકરણ સુએકાગ્ર કરી, અભ્યાસન્તા સાદર રે. ૧૧
વિવિધવિદ્યા સકલ કલાઓ આવતી આકર્ષાઇ રે,
ગુણગણની સંપત્તિઓ પણ ધામ કરે તહિં ધાઇ રે. ૧૨
સત્ય વચન સર્વાનુકૂલતા સત્ય પરાક્રમ આદિ રે,

લોકપ્રિયતાને લાવે જ્યમ પ્રભાત રવિને તો સહિ રે. ૧૩
પ્રાપ્ત વિવેક વસિષ્ઠ સમીપે થયું સમાવર્તન તહિ રે,
પ્રવાસ કરવા સંભવ આવ્યો જેમાં લાભ અનેકહિ રે. ૧૪
બહુસજ્ઞાની વિશ્વામિત્રની સંગતિમાં સંચરતા રે,
શાસ્ત્રોકતોનાં અનુષ્ઠાન કરી બહિરંતર અનુભવતા રે. ૧૫
પ્રયોગો કરી યોગ્ય વિચારો ક્રિયાયુક્ત તો કરીને રે,
રાજ્યધર્મ દર્શાવે રામજ સુખે ભરી સજ્જને રે. ૧૬
વનવાસી સાક્ષર ઋષિઓને રાક્ષસથી રક્ષીને રે,
સત્કર્મ તથા સદ્ધર્મ સહુ સ્થાપન્તા દુઃખ હરીને રે. ૧૭
સાધુસમાગમ અને તીર્થાટન દેશ વિદેશ નિરીક્ષણે રે,
પ્રાણી પદાર્થોની પ્રકૃતિઓ કેરૂં બહુ અવલોકન રે. ૧૮
કરતા નિજ પરહિત કરવાને સમભાવની રીતિએ રે,
વિશ્વામિત્રે વિવેકવતી સમર્પિતા દૃષ્ટિએ રે. ૧૯
દેશનગર કુલ નદી વાણિજ્યે પક્ષી પશુ પદાર્થોનાં રે,
વર્ણન ઇતિહાસ ને વિવેચન સુજ્ઞોથી સુણતા રે. ૨૦
ભ્રાતા લક્ષ્મણને પણ ભાવે નિજ દૃષ્ટાન્તજ દેતા રે,
સ્નેહ ગુણ સંપન્ન દીપસમ શોક તમોહર કરતા રે. ૨૧

# अनुक्रमणिका

પ્રકીર્ણ વિષયો

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૪ | ૧ | પાંડત | પંડિત |
| ૨૪ | ૧૦ | સ્વપ્નામાં સ્વપ્ન | સ્વપ્ન |
| ૩૦ | ૧૧ | ચન | વચન |
| ૩૧ | ૮ | આવ્યો | આવ્યા |
| ૫૯ | ૫ | સહસ્ત્ર | સહસ્ર |
| ૬૨ | ૧૧ | અવતર્યં | અવતર્યા |
| ૬૬ | ૨૩ | જોબન | જોબનને |
| ૬૭ | ૨૩ | ભસ્મકર | ભસ્માકાર |
| ૭૨ | ૧૮ | संम | संमत |
| ૮૫ | ૧૭ | અનામકં | અનામયં |
| ૯૮ | ૧૮ | ગિરાન | ગિરાના |
| ૧૨૩ | ૨૭ | માહાતજી | મહાતજી |
| ૧૨૯ | છેલ્લી | ગતિત | ગતિ |
| ૧૪૯ | ૧૨ | કાશલ્યાજી | કૌશલ્યાજી |
| ૧૫૩ | ૨૮ | ધીર | ધીર. ૩૦ |
| ૨૦૦ | ૧૫ | રઘુનાથ | રઘુરાય |
| ૨૦૫ | ૨૫ | દેહ | દેહ |
| ૨૧૨ | ૧૫ | રૂડીપેર | રૂડીપેર. ૪ |
| ૨૧૨ | ૧૮ | બ્રાહ્મ | બ્રાહ્મણુ |
| ૨૧૮ | ૧૨ | જો. પં ચ૦ | જો. પંચ૦ |
| ૨૨૦ | ૨૬ | નિવાણુ | નિર્વાણુ |
| ૨૨૪ | ૨૧ | નિવત્યો | નિવર્ત્યો |
| ૨૪૬ | છેલ્લી | ફૂલ્યો | ફૂલ્યો |
| ૨૭૫ | ૬ | ને | ન |
| ૨૮૦ | ૧૯ | ળક્ષણુ | ભક્ષણુ |
| ૨૯૯ | ૨૪ | કૃદષ્ટિ | કુદષ્ટિ |
| ૩૯૨ | ૨૭ | ઘટશ્રાત્ર | ઘટશ્રોત્ર |
| ૪૨૯ | ૧૩ | અશ્ચર્ય | આશ્ચર્ય |
| ૪૩૬ | ૮ | ઉતર્યો | ઉતર્યા |
| ૪૫૩ | ૬ | युद्धकांड | युद्धकांडे |
| ૪૬૩ | ૨૧ | સ્મણુ | સ્મરણુ |
| ૪૭૧ | ૧૪ | ત્રટે | ત્રૂટે |

| | | | |
|---|---|---|---|
| ૪૮૪ | ૨ | ઘણો ઘણો | ઘણો |
| ૪૯૩ | ૧૨ | વરતાં | વૃત્તાંત |
| ૪૯૫ | ૧૫ | પજે | પછે |
| ૫૦૫ | ૧૭ | ત્ય | ત્યાં |
| ૫૨૪ | ૧૩ | વિશ્રવાતને | વિશ્રવા–તને |
| ૫૨૬ | ૨૩ | વિચત્ર | વિચિત્ર |
| ૫૩૪ | ૨૪ | બેલ્યા | બોલ્યા |
| ૫૪૯ | ૧૯ | ક્ષિત | ક્ષિતિ |
| ૫૫૧ | ૨૪ | રણીધીર | રણુધીર |
| ૫૭૫ | ૨૧ | વિધિયેથ | વિધિયેથી |
| ૫૭૮ | ૪ | લોમસમ | લોમસ |
| ૫૮૪ | ૨૩ | રહ્યે | રહ્યો |
| ૫૮૫ | છેલ્લી | ત્યાર | ત્યારે |
| ૫૯૪ | ૧૫ | નત્ય | નિત્ય |
| ૬૦૮ | ૧૪ | મહવીરશું | મહાવીરશું |
| ૬૧૭ | ૧૦ | મણુભૂપ | મણિભૂપ |
| ૬૨૬ | ૨૦ | શત્રુઘ્નન | શત્રુઘ્ન |
| ૬૫૬ | ૨૮ | બગ | બગલ માંહે. ૭ |
| ૬૬૭ | છેલ્લી | કરે | કર |
| ૬૭૩ | ૨૨ | સીતાજીન | સીતાજીના |
| ૬૮૬ | ૨ | જય | જ્યાં |
| ૬૮૮ | ૯ | અદ્દભુત ઉચ્છત્ર હોયજી; | ઉર ધરી આનંદ પ્રેમજી; |
| ૬૯૦ | ૧૩ | ઠાર | ઠામ |
| ૬૯૯ | ૫ | હી | વહી |
| ૭૦૧ | ૯ | ભત | ભૂત |
| ૭૦૩ | ૧૩ | બેલ્યા | બોલ્યા |
| ૭૦૩ | ૧૯ | દ્વષ | દ્વેષ |
| ૭૦૫ | છેલ્લી | જાણુવની | જાણુવાની |
| ૭૧૨ | ૩ | તમતણુ | તમતણા |





દશરથની સભામાં જઇ વિશ્વામિત્રે રામલક્ષ્મણની યાચના કરવી.

Lakshmi Art, Bombay, 8





# गिरधरकृत रामायण



## ॥अथ श्रीबालकांड प्रारंभः॥

### અધ્યાય ૧ લો

રાગ ધનાશ્રી

શ્રીગુરુપદજુગ મંગળરૂપજી, સકળ તીરથનું ધામ અનુપજી;
નમું તે પદને જોડી જુગ હાથજી, સીધે મનોરથ હું થાઉં સનાથજી.

ઢાળ

થાઉં સનાથ ગુરુકૃપાએ, પામું મનોરથ પાર;
શ્રીપુરુષોત્તમ પદ કમળ જુગને, નમું વારંવાર. ૨
વાગીશ વદને હ્રદય લક્ષ્મી, અખંડ જ્ઞાન પ્રકાશ;
તે નરહરિને હું નમું, દુઃખ વિઘ્ન થાય વિનાશ. ૩
શ્રીગજાનન ગણપતિ મંગળ, સકળ ગુણમય રૂપ;
નિર્વિઘ્ન થાયે નામ લેતાં, અખિલ પૂજ્ય અનુપ. ૪
માત ઉમિયા પિતા શિવજી, સુધ બુધ સુંદર નાર;
બુદ્ધિદાતા શરણ ત્રાતા, ક્ષેમ લાભ કુમાર. ૫
એકદંત ઉજ્જવળ પુષ્પમાળા, કનક ઉપવિત અંગ;

ચતુર્ભુજ તન સુભગ સુંદર, મુગટ કુંડળ સંગ. ૬
હે વિઘ્નનાશક વિનાયક, તુજને કરૂં પ્રણામ;
તુજકૃપાએ ગાઉં પુનિત, શ્રીરામના ગુણ ગ્રામ. ૭
કમળભ તનયા સતી, સરસ્વતીને લાગું પાય;
હંસવાહની વિમળ વાણી, આપ મુજને માય. ૮
અનેક કવિ આગે થયા તે, કૃપા તારી જાણ;
તું ભારતી ભગવતી દેવી, સદા વસ મુજ વાણ. ૯
હું બાળકબુદ્ધે સ્તવું તુજને, કરો વચન પવિત્ર;
તુજ કૃપાએ સરસ્વતી માતા, ગાઉં રામચરિત્ર. ૧૦
કલ્યાણમય કૈલાશપતિ, કર્પુરગૌર સ્વરૂપ;
ઊમા અર્ધાંગે રહ્યાં, ત્રિલોકના છો ભૂપ. ૧૧
શિરજટામાં ગંગા વિરાજે, ભસ્મલેપન અંગ;
મૃગચર્મ અંબર ત્રિશૂળધર, તન અલંકાર ભુજંગ. ૧૨
જય ભક્તવત્સળ જગત ગુરુ, ભયહરણ ભોળાનાથ;
પુરુષોત્તમના પ્રિય સખા, હું નમું જોડી હાથ. ૧૩
શત કોટી રામાયણતણી, જેણે કરી વહેંચણ સાર;
જુગ શેષ અક્ષર ગ્રહણ કીધા, ધર્યા કંઠમોઝાર. ૧
એવા પરમ શિવને હું નમું, નીલકંઠ જેનું નામ;
તવ પ્રસાદે રઘુવીરજશ કહું, થાય પૂરણ કામ. ૧૫
સહુ ભગવતીને હું નમું, જેને સદા હરિનું ધ્યાન;
વિચરે મહી જગ પુનિત કરવા, રહિત મચ્છર માન. ૧૬
દયા ક્ષમા ધૃતિ શાન્તિ કરુણા, મુદિત મન આનંદ;
વિષયરહિત સંતુષ્ટ આત્મા, વૃત્તિ ચૈતન્ય ચંદ. ૧૭
એવા સંતના પદતણી રજ હું, લેઇ ચઢાવું શીશ;
અવલોકન કરજો કૃપાદૃષ્ટે, ગાઉં ગુણ જગદીશ. ૧૮
માનુભાવ સજ્જન સંત સરવે, ક્ષમા કરજો દોષ;
પ્રાકૃત વાણી સાંભળી, મન લાવશો નહિ રોષ. ૧૯
જેમ પયઅબ્ધિને તક્ર અર્પણ, બદ્રી ફળ સુરરૂખ;
અમૃતને શર્કરા અરપણ, વિધિને ભૂતળ સુખ. ૨૦

કુબેર આગળ કોડી જયમ, સુરભિ અજાનું ક્ષીર;
મળયાચલને નિંબકાસ્ટે, ચંદ્રશીત સમીર. ૨૧
જયમ સુરજ સામો દીપક કરીયે, માની લે છે તેહ;
એમ મોટા તે જે માની લે, રંકનું આપ્યું જેહ. ૨૨
પ્રાકૃત વાણી કરૂ અર્પણ, રસહીન હોયે કાવ્ય;
તે પૂર્ણ કરીને માનજો, સહુ સંત માનુભાવ. ૨૩
હું બાળક ઉપર દયા કરજો, સાધુ પુણ્ય પવિત્ર;
અલ્પ મતિયે આદર્યું છે, ગાવા રામચરિત્ર. ૨૪

વલણ

ગાવા રામચરિત્ર પાવન, ઇચ્છા મનમાંહેધરી;
કર જોડી કહે દાસ ગિરધર, શ્રોતાજન બોલો શ્રીહરિ. ૨૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे प्रथमोऽध्यायः**

## અધ્યાય ૨ જો

રાગ દેશી ચાલતી

ક્ષીરનિધિશરણેક્ષુધા નવ પીડેજી,રવિસંગ રહેતાં તિમિર નવભીડેજી
સુર તરુશરણે ન કલ્પના બાધેજી,હુતાશન સંગે શીત ન વાધેજી.૧

ઢાળ

નવ શીત વાધે અગ્નિ સંગે, સુધાપાને વિષ જથા;
નવ ખાય જાંબુક સિંહ શરણે, ચિંતામણિથી ધન વ્યથા. ૨
એમ રામકથાનો આશ્રિત જન તેને, વિઘ્ન બાધા નવ કરે;
વિષયપાશ વિમુક્ત થઇને, ભવસાગર સેજે તરે. ૩
હરિકથાનો મહિમા મોટો, સંત જાણે છે ઘણા;
આદિ કવિ જે મુનિ વાલ્મિક, કર્તા રામાયણતણા. ૪
વાલ્મિકી રામાયણ પ્રથમ વળી, વ્યાસે રામાયણ કરી;
વશિષ્ઠ રામાયણ તથા, શુકદેવ રામાયણ ખરી. ૫
વળી બ્રહ્મરામાયણ કરી, ભણાવી નારદને તથા;
અંજની પુત્રે કરી છે, હનુમાન નાટકની કથા. ૬
વિભીષણે રામાયણ કરી, શંભુકૃત અભિરામ છે;

પાર્વતીને ભણાવી તેનું, શિવરામાયણ નામ છે. ૭
અગસ્ત્ય મુનિયે કરી છે તે, અગસ્ત્ય-રામાયણ જથા;
અનંત વિરચિત છે વળી, તે શેષ રામાયણ કથા. ૮
વળી સર્વ મુનિયે મળીને, અધ્યાત્મ રામાયણ કરી;
કૂર્મ પુરાણે વર્ણવી તે, કૂર્મરામાયણ ખરી. ૯
એક આગમ રામાયણ પુનિત છે, ભરથ રામાયણ વળી;
સ્વામિ કાર્તિકે કરી તે, સ્કંધ રામાયણ ભલી. ૧૦
પૈલસ્ત્યે રામાયણ કરી, કાલિકા ખંડ વર્ણવી;
રવિ અરુણ સંવાદ છે તે, અરુણ રામાયણ હવી. ૧૧
પદ્મ પુરાણે પ્રસિદ્ધ કહાવે, પદ્મ રામાયણ નામ છે;
ભગદાલ્વ ઋષિયે કરી છે, આશ્ચર્ય પુરણ કામ છે. ૧૨
વળી ધર્મ રાજાએ કરી, તે ધર્મ રામાયણ ખરી;
એમ અનેક કવિ આગે થયા, તેણે રામાયણ ઘણી વિસ્તરી. ૧૩
અપાર ગુણ રઘુવીરતણા તે, પાર કો પામે નહિ;
બુદ્ધિના અનુસાર પ્રમાણે, વર્ણવી કવિયે કહી. ૧૪
ભૂમિ રજકણ ગગન તારા, બિંદુ ઘન જાએ ગણ્યા;
પણ માપ સંખ્યા થાય નહિ, છે અપાર ગુણ રઘુવરતણા. ૧૫
સુધા જળસિંધુ ભર્યો તે, કહો કેમ પીવાય;
એક ચંચુ જળથી તૃષા વામે, પક્ષી સુખીયો થાય. ૧૬
એમ કરૂં આદર અલ્પ બુધ્ધે, કહેવા રામકથાય;
અંતરજામી કૃપા કરજો, ગ્રંથ પૂરણ થાય. ૧૭
સહુ કવિને પાયે નમું, કર જોડી માગું માન;
બાળક જાણી દયા આણી, દેજો હરિ ગુણદાન. ૧૮
હરિ નામનો મહીમા ઘણો, મહા પતિત પાવન થાય;
વાલ્મિક મુનિ મોટા થયા તે, નામનો મહિમાય. ૧૯
પૂર્વે વાલ્મિક વ્યાધ કરમે, હતા અધમ અપાર;
તે નારદના ઉપદેશથી, જપ્યું રામનામજ સાર. ૨૦
એ રામનામ પ્રતાપથી, પામ્યા તે પદ અભિરામ;
સહુ કવિમાં મોટા થયા, આદિ કવિ જેનું નામ. ૨૧

શત કોટી રામાયણ કરી, વાલ્મિક મુનિએ સાર;
ત્રિલોકમાં વેંહેંચી કરી, આપી તદા ત્રિપુરાર. ૨૨
તે માંહેથી બે અંક લીધા, શિવે તેણી વાર;
કંઠ માંહે લેઇ મુક્યા, રામનામજ સાર. ૨૩
વિષપાન મહાદેવે કર્યું, ત્યારે થઇ અગ્નિ અપાર;
સહુ અંગ દાઝે વિષથકી, દુખીયા થયા ત્રિપુરાર. ૨૪
લેલાટ ધરીયો ચંદ્રમા, શીતળ થવાને અંગ;
ભસ્મ શીતળ અંગ અર્ચી, શીશ ઉપર ગંગ. ૨૫
શીતળ હિમાચળતણી, કન્યા તે પરણ્યા સાર;
નાગ વીંટયા તનવિષે, કરવા તે વિષનો આહાર. ૨૬
ગજ ચર્મ શીતળ કરી સજ્યા, અન્ય વિધિ ઉપચાર;
પણ અંગ શીતળ નવ થયું, વિષતણો અગ્નિ અપાર. ૨૭
પછી નીલકંઠે કંઠમાં બે, અંક મુક્યા સાર;
રામનામ પ્રતાપથી, શીતળ થયા તેણી વાર. ૨૮
એ નામનો મહિમા ઘણો, મહા અધમ થાય પવિત્ર;
વાલ્મિકે મહિમા વર્ણવ્યો, શત કોટી રામચરિત્ર. ૨૯
યાજ્ઞવલ્કયને ભણાવી, કરુણા કરી મુનિરાય;
તે ભારદ્વાજ પ્રત્યે કહી, વિસ્તારી રામકથાય. ૩૦
તે દેવવાણી સંસ્કૃતે, વાલ્મિક મુનિનાં વચન;
તે સમજવા પ્રાકૃત કરૂં, પદબંધ અર્થરતન. ૩૧
હનુમાન નાટકની કથા, અદ્‌ભુત રચના જેહ;
જુગમ સંમત મેળવીને, ગ્રંથ કીધો એહ. ૩૨

વલણ

એ ગ્રંથ નાટકતણો સંમત, વાલ્મિકી પુણ્ય પવિત્ર રે;
શ્રોતાજન સાવધાન થઇને, સુણજો રામચરિત્ર રે. ૩૩

। श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे द्वितीयोऽध्यायः

# અધ્યાય ૩ જો

રાગ આશાવરી

શ્રીરામકથા વિસ્તાર ઘણો છે, પાવન પુણ્ય પવિત્ર;
હવે રાવણની ઉત્પત્તિ કહું, જેને અર્થે રામચરિત્ર. ૧
વૈકુંઠવાસી દ્વારપાળ તે, જય વિજય કહીયે ત્યાંહિ;
સનકાદિકને શાપેકરીને, પડીયા ભૂતળમાંહિ. ૨
તેનો અનુગ્રહ કરવા હરિયે, લીધા છે અવતાર;
ત્રૈણ જન્મ મુકાવી વળતા, કીધા અંગીકાર. ૩
પહેલે જન્મે પ્રગટયા બન્યો, અસુર મહા બળવાન;
હિરણ્યકશ્યપુ હિરણ્યાક્ષ નામે, બળ ગુણ રૂપ સમાન. ૪
વરાહ નરહરિ રૂપ ધરીને, માર્યા બન્યો વીર;
ભક્તતણું પ્રતિપાલણ કીધું, ધર્મ ધોરીંધર ધીર. ૫
હવે બીજે જન્મે પ્રગટયા રાવણ, કુંભકરણ અભિધાન;
મૂળથકી ઉત્પત્તિ કહું છું, સુણજો થઇ સાવધાન. ૬
બ્રહ્માથી પૌલસ્ત્ય થયા ઋષિ, માનુભાવ મહંત;
સૂરજવત તેજસ્વી જાણે, ચાર વેદનો અંત. ૭
ત્રણ બિંદુ એક દેવની કન્યા, પૌલસ્ત્ય પરણ્યો તેહ;
વિશ્વશ્રવા તેનો પુત્ર થયો, મહા ત્રિકાળજ્ઞાની જેહ. ૮
ઋષિ ભારદ્વાજની કન્યા સુંદર, મહામતિ જેનું નામ;
વિશ્વશ્રવા તે પરણ્યા પોતે, સાધવી પૂરણ કામ. ૯
કુબેર ભંડારી પ્રગટયા તેના, મહામતિના એ તન;
તેણે બ્રહ્માનું આરાધન કીધું, વર્ત્યો નિર્મળ મન. ૧૦
ત્યારે પ્રસન્ન થઇને પ્રજાપતિ બોલ્યા, માગ્ય પુત્ર વરદાન;
કુબેર કહે આપો મને સુંદર, વસવાકેરૂં સ્થાન. ૧૧
વિધિયે પૂર્વે લંકા નિર્મી, સાગર બેટ મોઝાર;
તે નગરીમાં દાનવ રહેતા, બળીયા જોધ અપાર. ૧૨
પછી દેવે જુદ્ધ કરીને કાઢયા, અસુર ગયા પાતાળ;
કુબેરને તે લંકા આપી, બ્રહ્માએ તત્કાળ. ૧૩

તે લંકાકેરૂં રાજ્યજ કરતો, કુબેર પૂરણ કામ;
વૈમાન એક વિધિયે આપ્યું, પુષ્પક જેનું નામ. ૧૪
હવે દૈત્ય સુમાલી નામે રહે છે, પાતાળમાં નિરધાર;
તેણે કુબેર રાજ્ય કરંતાં દીઠો, લંકાપુર મોઝાર. ૧૫
તેણે મનમાં વાત વિચારી, કપટ કરૂં નિર્વાણ;
પુત્રી પોતાની એક હતી તે, કેકશી નામે જાણ. ૧૬
સુમાલી કન્યા લેઇને આવ્યો, ધરી વિપ્રનો વેષ;
વિશ્વશ્રવાને તે પરણાવી, રાખી મનમાં દ્વેશ. ૧૭
જાણ્યું એના ઉદરથી પુત્ર, થાય અસુર બળવાન;
તે પક્ષે કરીને લંકા પાછી, આવે હાથ નિદાન. ૧૮
એવું વિચારી કપટ કરીને, પરણાવી કન્યાય;
પછી સુમાલી પાતાળ ગયો, તેને હઇડે હરખ ના માય. ૧૯
પછે દિવસ કેટલાએક સમે ત્યાં, દિનકર પામ્યો અસ્ત;
ત્યારે સંધ્યા કરવા મુનિવર પોતે,બેઠા થઇને સ્વસ્થ. ૨૦
તેણે સમે ત્યાં આસુરી આવી, વિનવીયો ભરથાર;
ઋતુદાન આપો મુને સ્વામી, હું છું સાધવી નાર. ૨૧
ત્યારે વિશ્વશ્રવા કહે સાંભળ વિનતા, અઘટિત કર્મ ન થાય;
આ વેળા જો ભોગ કરે તો, દંપતી નર્ક પળાય. ૨૨
સંધ્યાકાળ નિશા દિનસંધી, બે ઘટિકાનું માન;
ઘોર સમો વિત્યા પછી તુજને, આપીશ હું ઋતુદાન. ૨૩
ત્યારે અબળા આડી થઇને ઉભી, કંથતણો કર ઝાલી;
મુનિવરને ત્યાં મોહ પમાડી, મંદિરમાં લેઈ ચાલી. ૨૪
ભયંકર વેળા ભોગ કર્યો તે, ગર્ભ રહ્યા નિર્વાણ;
ભાવિ પદારથ ભૂલે નહિ, એમ પંડિત કહે છે વાણ. ૨૫
પછે પૂરે દિવસે પ્રગટ થયા, બે પુત્ર મહા બળવાન;
આસુરી ઉદરથકી તેવા, બ્રહ્મરાક્ષસ પ્રેતસમાન. ૨૬
પ્રથમે પ્રસવ હવો તે પુત્રનું, રાવણ ધરીયું નામ;
કુંભકર્ણ તે પૂંઠે આવ્યો, પાપી અઘનું ધામ. ૨૭
જન્મ્યા પછી અતિ પ્રૌઢ થયા, તેની કાયા જાજવલ્યમાન;

રૂપ ભયંકર રાક્ષસ મોટા, પ્રલ્લેકાળ સમાન. ૨૮
કુંભકર્ણ પ્રગટયો તે જાણે, કરશે વિશ્વનો આહાર;
મુખ ફાડીને રુદન કર્યું ત્યારે, વરત્યો હાહાકાર. ૨૯
ત્યાર પછી બે પુત્રી થઈ, સુર્પનખા તાડિકા નામ;
પાપણીઓ તે બન્ને પ્રગટી, કરતી હિંસા કામ. ૩૦
કૈકશી મનમાં કષ્ટજ પામી, પ્રજા ભયંકર જાણી;
ત્યારે કર જોડીને મુનિવર પ્રત્યે,દીન થઈ કહે વાણી. ૩૧
તમોગુણી આ સંતતિ સ્વામી, કરશે કુળનો નાશ;
માટે સાત્વિક સુત આપો મુજને,તો પહોંચે મનની આશ.
ઋતુદાન આપ્યું અબળાને, શુભ વેળા જોઈ તેહ;
તેહથકી પુત્ર વિભીષણ પ્રગટયો, ભક્તશિરોમણિ જેહ. ૩૩
એમ બે તનયાને ત્રણ પુત્ર, તે પ્રગટ થયા નિર્વાણ;
થોડા દિવસમાં વૃદ્ધિ પામ્યા, રાક્ષસ બળીયા જાણ. ૩૪
ત્રણે બાંધવ તપ કરવાને, ચાલ્યા તેણીવાર;
ગોકર્ણ તીર્થમાં રાવણે, આરાધ્યા ત્રિપુરાર. ૩૫
મંદ્રાચળ ગિરિ ઉપર બેઠો, કુંભકરણ બળવંત;
બ્રહ્માનું તપ માંડયું તેણે, કરતો કષ્ટ અનંત. ૩૬
વિભીષણે વિષ્ણુ આરાધ્યા, સાત્વિક ધરતો ધ્યાન;
એમ ત્રણે બાંધવ ત્રણે દેવને, ભજતા ભાવ સમાન. ૩૭

વલણ

એમ ભજતા ભાવે ત્રણે બાંધવ, અપૂર્વ તપમહિમાય રે;
કહે દાસ ગિરિધર તે જે વર પામ્યા, તેની કહું કથાય રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे कुबेर-रावणादिक उत्पात्तिकथनं नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો

રાગ મેવાડો

રાવણે શંકરને આરાધ્યા, કરીયું કષ્ટ અપારજી;
દારુણ તપ જોઇ અસુરતણું ત્યાં, આવ્યા છે ત્રિપુરારજી. ૧

માગ માગ તુજને વર આપું, પ્રસન્ન થયો છું આજજી;
(ત્યારે)રાવણ કરજોડીને બોલ્યો, સાંભળો શિવ મહારાજજી.૨
દશ મુખ વીશ ભુજા મને આપો, બળ ગુણ તેજ પ્રતાપજી;
દેવસકળ મારે વશ વરતે, સંતતિ સંપત્તિ અપારજી. ૩
(ત્યારે) અસ્તુ કહી અવિનાશી ઉઠયા, આપ્યું છે વરદાનજી;
દશ મુખ વીશ ભુજા આપીને. અસુર કર્યો બળવાન જી. ૪
અમૃત કુપ્પી હૃદેમાં સ્થાપી, અમર કર્યો તત્કાળ જી;
જ્યાંલગી કુપ્પી ભંગ ન થાયે, ત્યાંલગી નહિ તુજ કાળ જી.૫
વર આપી વિશ્વંભર વળીયા, રાવણને તેણી વાર જી;
(હવે) કુંભકરણ દારુણ તપ સાધે, મંદ્રાચળ મોઝાર જી. ૬
ત્યારે બ્રહ્મા ભય પામીને આવ્યા, શું માગશે વરદાન જી;
ઇંદ્રને ક્ષોભ થયો તેણીવેળા, સુર સહુ ચિંતાવાન જી. ૭
(ત્યારે) સુરપતિએ સરસ્વતીને, મોકલી તેણે ઠાર જી;
અસુરતણા મુખમાંહે પ્રવેશી, વાગીશ ત્યાં નિરધાર જી. ૮
(હવે) કુંભકર્ણને જગાડયો વિધિએ, માગમાગ વરદાન જી;
તપ મુકી બોલ્યો તેણીવેળા, અસુર થયો સાવધાન જી. ૯
ઇંદ્રાસન અરથે તપ સાધ્યો, ફળમાં કાંઇ નવ ફાવ્યો જી;
નિંદ્રાસન માગ્યું તેણીવેળા, ભારતીયે ભૂલાવ્યો જી. ૧૦
અઘોર નિદ્રા આવી અસુરને, વિધિ વળીયા નિરધાર જી;
નિદ્રા પામી દાનવ પડીયો, મંદ્રાચળ મોઝાર જી. ૧૧
(ત્યારે)પડતાંમાં ઘણાં તરુવર ભાગ્યાં, વ્યાપ્યો શબ્દ બ્રહ્માંડજી;
પહોળું મુખ વિકરાળ તેનું છે, ઘૂમે શ્વાસ પ્રચંડ જી. ૧૨
કુંજર મહિષ પ્રવેશે મુખમાં, શ્વાસથકી ખેંચાય જી;
નાસિકામાંથી નીકળે પાછાં, શ્વાસે ઉડી જાય જી. ૧૩
પિતાને જાણ થયું તેણીવેળા, પામ્યા દુઃખ અપાર જી;
નિશદિન નિદ્રા પુત્રને વ્યાપી, વ્યર્થ ગયો અવતાર જી. ૧૪
(ત્યારે)પ્રાર્થના કરી બ્રહ્માકેરી, બોલ્યા વચન પ્રમાણ જી;
એક સંવત્સરમાં બે દીન જાગે, છઠ્ઠે માસે જાણ જી. ૧૫
કુંભકરણ ખટ માસે જાગે, (ત્યારે) વરતે હાહાકાર જી;

એક દીનમાં સહુ ભોગ ભોગવે, કરતો આહાર અપાર જી. ૧૬
વિભીષણે વિષ્ણુ આરાધ્યા, પ્રસન્ન થયા મોરાર જી;
વૈકુંઠનાથે ધ્યાનમાં આવી, દર્શન દીધું સાર જી. ૧૭
વિભીષણે તવ ભક્તિ માગી, ભજતો નિરમળ મંન જી;
આકાશવાણી થઈ તે વેળા, સાંભળ આસુરી તંન જી. ૧૮
પ્રસંન થશે પુરુષોતમ તુજને, આપશે અવિચળ રાજ જી;
વચન સાંભળી વિભીષણ હરખ્યો, સરીયું સરવે કાજ જી. ૧૯
(પછી)રાવણને બહુ અસુર મળ્યા, તેણે કરીયો મિત્રાચાર જી;
પાતાળમાંથી સરવે આવ્યા, રાક્ષસનો નહિ પાર જી. ૨૦
કુબેર સાથે યુદ્ધ કર્યું ત્યાં, વીતી ગયા બહુ દંન જી;
લંકા હાથ ન આવી ત્યારે, વાત વિચારી મંન જી. ૨૧
પિતાની પાસે પત્ર લખાવ્યો, જોરાવરી તેણીવાર જી;
લંકા આપજે રાવણને, ના રહીશ નગરમોઝાર જી. ૨૨
કાગળ તેહ કુબેરે વાંચ્યો, લેઈ ચઢાવ્યો શીશ જી;
આજ્ઞા પિતાની પાળી પોતે, ના ધરી મનમાં રીસ જી. ૨૩
સંપતિ સરવ પોતાની લીધી, ત્રિયાપુત્ર પરિવાર જી;
પુષ્પકવૈમાન ભરીને ચાલ્યો, બ્રહ્મસદનમોઝાર જી. ૨૪
વાત કહી વિધિ આગળ સરવે, દશ મુખનું વરતાંત જી;
કુબેર કર જોડીને ઉભો, દીન થઈ બળવંત જી. ૨૫
(ત્યારે) પ્રસન્ન થયા પરમેષ્ટી પોતે, નગર રચ્યું નિરવાણ જી;
હિમાચળની પાસે સુંદર, અલકાપુરી તે જાણ જી. ૨૬
કુબેરને તે નગરી આપી, મનવાંચ્છિત સહુ ભોગ જી;
દેવને દુર્લભ સરવે પદારથ, નહિ વ્યાધિને રોગ જી. ૨૭
(ત્યારે)કુંભકરણ વિભીષણ ને રાવણ, વસીયા લંકામાંહે જી;
ઠામ ઠામથી દાનવ બળીયા, આવી મળીયા ત્યાંહે જી. ૨૮
પ્રહસ્ત મહોદર વિદ્યુત જીભ્યા, વજ્રદંષ્ટ્રી કહેવાય જી;
વિરૂપાક્ષ ખર દુખર ત્રિશિરા, માલ્યવંત મહાકાય જી. ૨૯
મત્ત મહામત્ત વિદ્યુતમાલી, જંબુમાલી બળવાન જી;
બળ મહાબળ શુક સારણ આદે, એ રાવણના પ્રધાન જી. ૩૦

મયનામાની કન્યા સુંદર, મંદોદરી તેનું નામ જી;
તે રાવણને પરણાવી પ્રીત, સાધવી પૂરણ કામ જી. ૩૧
બળી રાજાના કુટુંબની કન્યા, દીર્ઘજ્વાળા કહેવાય જી;
• કુંભકરણને તે પરણાવી, દીસંતી મહાકાય જી. ૩૨
ગાંધર્વ કન્યા શરમા નામે, વિભીષણ પરણ્યા તેહ જી;
લંકાપુરીમાં રાજ કરે છે, રાવણ બળીયો જેહજી. ૩૩
અનેક કન્યા લાવ્યો દશાનન, હરણ કરી નિરધારજી;
દેવ દાનવી માનવ પન્નગી, યક્ષ ગાંધર્વી નારજી. ૩૪
લક્ષ પુત્ર થયા રાવણને, લક્ષ તેહના તંનજી;
મેઘનાદ તે સહુથી મોટો, પાટવી પુત્ર રતંનજી. ૩૫
તે શેષનાગની કન્યા પરણ્યો, પતિવ્રતા કહેવાયજી;
સુલોચના એવું નામજ લેતાં, પાપી પાવન થાયજી. ૩૬
સહુ પરિવારે પનોતો રાવણ, લક્ષ્મીવૈભવ પૂરજી;
સરવ દિશા જીતી વશ કીધી, એવો બળીયો શૂરજી. ૩૭

વલણ

અસુર બળીયો દશાનન તે, કોણે જીત્યો નવ જાય રે;
હવે રાવણે દિગ્વિજે કીધો, તેની કહું કથાય રે. ૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे रावणादि वरप्रदानो नाम चतुर्थोऽध्यायः ॥४॥**

# અધ્યાય ૫ મો

રાગ શામેરી

દિગ્વિજે કરીયો રાવણે, જીત્યા સકળ ભૂપાળ;
નિજ બાહુબળથી વશ કર્યું, તેણે સ્વર્ગ ને પાતાળ. ૧
આસુરી સેના અતિ ઘણી, કહેતાં ન આવે અંત;
અષ્ટાદશ અક્ષૌહિણિ, વાજે સૈન્યમાં વાજીંત્ર. ૨
છેદવા લાગ્યો પંખ ગિરિની, સુરપતિ જેણીવાર;
કેટલાક પરવત રાવણ શરણે, આવ્યા તેણીવાર. ૩
મેઘનાદ ચઢીયો જુધ્ધે, રાવણતણો કુમાર;

તે ઇંદ્ર સાથે આથડ્યો, જુદ્ધ કર્યું સત્તરવાર. ૪
ઇંદ્રને જીત્યો તે માટે, ઇંદ્રજીત પડીયું નામ;
મઘવાપતિને બાંધીને, નાખ્યો કારાગૃહ ઠામ. ૫
બ્રહ્માએ છોડાવીયો, તે વિનય કરી બહુ પેર;
તે દિવસથી સેવા કરે, સુર રહ્યા રાવણ ઘેર. ૬
ઇંદ્ર લાવે હાર ગુંથી, પુષ્પકેરા તત્ર;
દ્વારપાળ રવિ થયા, ચંદ્રમા ધરતા છત્ર. ૭
વરુણ પાણી પાય છે, કુબેર લીંપે ભોમ;
વસ્ત્ર વહ્નિ ધુવે, પુંજે વાળતો સુત વ્યોમ. ૮
પુરોહિત બ્રહ્મા થયા, નિત ગાય નારદ એવ;
પંડિતપણું બૃહસ્પતિ કરે, ઇષ્ટદેવ શ્રીમહાદેવ. ૯
એમ રૂપ ધરીને રહ્યા ત્યાં નિત, સેવા કરતા સુર;
તૃણમાત્ર કોને નવ ગણે, અભિમાન વાધ્યું પુર. ૧૦
નિત્ય મંત્ર મેલા જપે દાનવ, કરે અપુનિત હોમ;
ગૌબ્રાહ્મણની હિંસા કરે અતિ, અસુર ફરતા ભોમ્ય.૧૧
ત્યારે કુબેરે રાવણભણી, મોકલ્યો કહેવા દૂત;
હે ભાઈ આપણ બ્રહ્મસુત, સંધ્યાકરમ સંયુક્ત. ૧૨
સ્વધર્મ મૂકી કુળતણો, હિંસા કરે છે અપાર;
તે પાપ ભોગવતાં ઘણું, દુઃખ પામશો નિરધાર. ૧૩
તે વચન રાવણ સાંભળી, ક્રોધી થયો તત્કાળ;
બહુ સૈન્ય લેઇ રજનીવિષે, તે ચાલીયો ભૂપાળ. ૧૪
અલકાપુરી વીંટી સકળ, પુર પ્રવેશ્યા પાપિષ્ઠ;
દરબાર આદે નગર લુંટયું, કપટી દાનવ ઇશ. ૧૫
વૈમાન પુષ્પક આદિ લાવ્યો, રાવણ વસ્તુ અપાર;
કુબેર નાઠો ઇંદ્રશરણે, ગયો તેણીવાર. ૧૬
કુબેરની સ્વાગત કરી, સંતોષિયો સુરનાથ;
વૈભવ ઘણો આપી વળાવ્યો, અનેક સુરગણ સાથ. ૧૭
શિક્ષા ન લાગે નીચને જો, કરે કોટી ઉપાય;
વ્યર્થ વાણી જાય તેની, દુઃખ અંતે થાય. ૧૮

એવા અધર્મ કરે રાવણ, મન ઘણું અભિમાન;
એક સમે કૈલાસે ગયો જે, પરમ શોભામાન. ૧૯
તે ભોવનમાં ભવ ઊમા બેઠાં, કરે ગોષ્ઠિ એકાંત;
દ્વારપાળ શિવનો નંદી નામે, બેઠો છે બળવંત. ૨૦
રાવણે ધસી પેસવા માંડ્યું, શિવતણું ભોવન;
નંદીએ ખાળ્યો તે સમે, અવસર વિચારી મન. ૨૧
મહાદેવ છે એકાંતમાં, નહિ જાવા દેઉં ઘરમાંહે;
રાવણ ક્રોધે થયો રાતો, વચન બોલ્યો ત્યાંહે. ૨૨
અલ્યા મરકટ મુજને ખાળે, કરૂં મારી ચૂર;
નંદીને પ્રહાર કર્યો તદા, કોપીયો દાનવ સૂર. ૨૩
ત્યારે નંદીએ ત્યાં શાપ દીધો, સુણ અધરમી વાત;
નરવાનર તુજને મારશે, પ્રગટ થઇ જગતાત. ૨૪
દશ રુદ્રને તેં વશ કર્યા, તપ કરીને નિરધાર;
અગીઆરમા હનુમંત થાશે, રુદ્રનો અવતાર. ૨૫
તે ગરવ તારો ભાગશે, કપિરૂપ મહાબળવંત;
અસુર એવું સાંભળીને, ચઢ્યો ક્રોધ અનંત. ૨૬
ઉપાડી કૈલાસને લેઇ, જાઉં લંકામાંહે;
રાવણે ગિરિને ઉખેડ્યો, કર તળે ઘાલી ત્યાંહે. ૨૭
ત્યારે પાર્વતીજી કોપીયાં, જોઈ રાવણનું અભિમાન;
પગવડે પરવત ચાંપીયો તે, ચંપાયો બળવાન. ૨૮
કર ચંપાયા રાવણતણા, વહી ગયાં વર્ષ હજાર;
ઘણી સ્તુતિ શિવની કરી ત્યારે, મુકાવ્યો ત્રિપુરાર. ૨૯
એક સમે રાવણ રેવામાં, ધરવાને બેઠો ધ્યાન;
સહસ્રાર્જુન તે સમે, ત્યાં આવીયો બળવાન. ૩૦
તે સ્નાન કરવા નર્મદામાં, રાય પેઠો માંહે;
સહસ્ર ભુજથી નીર બાંધ્યું, બુડ્યો રાવણ ત્યાંહે. ૩૧
ત્યારે દશાનન અકળાઈ ઉઠ્યો, ચઢ્યો ક્રોધ અપાર;
બહુ ગાળો દેતો આવીયો, હવડાં કરૂં સંહાર. ૩૨
સહસ્રાર્જુને તવ ઝાલીયો, બાંધીયો કરીને હાસ;

કારાગ્રહમાં નાખીયો, તે વહી ગયા ખટ માસ. ૩૩
પૌલસ્ત્ય મુનિ ત્યાં આવીયા, જાચીયો હૈહયરાય
રાવણને છોડાવીયો તે, પામ્યો મન લજ્જાય. ૩૪
અપમાન પામી ચાલીયો, મન નહિ લાજ લગાર;
પાતાળમાંહે આવીયો, બળીરાયને દરબાર. ૩૫
સભામાં કહે મુને આપો, જુદ્ધ આણીવાર;
અભિમાન જોઈ રાવણતણું, બળી હસ્યા ત્યાં નિરધાર. ૩૬
રાવણ સુણ એક વાત કહું, તું મહા બળીયો કહેવાય;
હિરણ્યકશિપુ સાથ પૂરવે, વઢયા વૈકુંઠરાય. ૩૭
હિરણ્યકશિપુના કાનનું, કુંડળ પડયું ભૂસાથ;
તે ઉપાડી ઉંચું કરે તો, જુદ્ધ કરૂં તુજ સાથ. ૩૮
વીશ કરશું બાથ મારી, રાવણે તેણીવાર;
લેશ હાલ્યું નહિ કુંડળ, થયો શ્રમ અપાર. ૩૯
અધો મુખે નિસ્તેજ થઈ, અપમાન પામ્યો મન;
(ત્યારે)વિરોચનસુત રાવણપ્રત્યે, બોલ્યો હસીને વચન.
બળિરાયની અર્ધાંગના, વિંધ્યાવળી જે નાર;
તે સખી સાથે દ્યુત રમતી, હતી તેણીવાર. ૪૧
બળિરાય કહે દશાનન તું, લાવ્ય પાસા આંહે;
રાવણે તે લેવાયા નહિ, અતિભાર પાસામાંહે. ૪૨
એમ મંદ બુદ્ધિ પડયો હળવો, એ દૈવગતિ કહેવાય;
તરણ તોડે વજ્ર કુલીશે, તરણ નવ છેદાય. ૪૩
બળિરાયના અનુચરે ઝાલ્યો, રાવણને તેણીવાર;
વસ્ત્રાભૂષણ કાઢી લીધાં, લુંટીયો નિરધાર. ૪૪
મુખ શામ કરી કર બાંધીયા, ફેરવ્યો નગરમોઝાર;
નગ્ન કરીને નચાવ્યો પછે, કાઢી મુકયો બહાર. ૪૫
લંકાભણી તે ચાલીયો, અપમાન પામી મન;
ધ્યાન ધરતો હતો વાલી, ઈંદ્રિકેરો તંન. ૪૬
વાટે જતાં વિરોધ કીધો, મુકાવ્યું તવ ધ્યાન;
શીશ વાલીને ચઢી તે, ઉઠીયો બળવાન. ૪૭

વાલીએ રાવણ ઝાલીયો, જેમ અજાને મૃગઇશ,
નિજ બગલમાંહે ઘાલીયો, ચાંપીયો આણી રીસ. ૪૮
ચતુર સાગરવિષે જઇને, સ્નાન કીધું તાંહે;
પછી કિષ્કિંધામાં આવીયો, તે ફરી બે ઘડીમાંહે. ૪૯
પુત્ર વાલીતણો અંગદ, હતો નહાનું બાળ;
તે અંગદને પારણે બાંધ્યો, અધોમુખ ભૂપાળ ૫૦
ત્યાં પિતા રાવણતણો આવ્યો, જાચીયો કપિરાય;
વિશ્વશ્રવાએ મૂકાવ્યો, મન પામિયો લજ્જાય. ૫૧
વાલીએ ચરણે ઝાલીયો, કરવડે રાવણ ત્યાં હે;
આકાશમાં ઉછાળીયો તે, પડયો લંકામાંહે. ૫૨

વલણ

લંકામાં આવીયો રાવણ, માનભંગ થયો જદા;
ત્યારે ચિંતા પ્રગટી મન વિષે તે, બ્રહ્માને પૂછે તદા. ૫૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे रावणस्य दिग्विजये मानापमानकथनं नाम पंचमोऽध्यायः ॥५॥**

# અધ્યાય ૬ ઠ્ઠો

રાગ ચોપાઇ

રાવણ પામ્યો ઘણું અપમાન,પછેસભા કરીને બેઠો સ્વસ્થાન;
બ્રહ્મા બેઠા સભામોઝાર, રાવણે પ્રશ્ન કર્યું તેણીવાર. ૧
મારૂં મરણ કહો વિધિ તમો, કોને હાથે મરીશું અમો;
પ્રજાપતિ કહે છે નિર્વાણ, ભવિષ્ય વિચારી બોલ્યા વાણ. ૨
સાંભળ રાવણ કહું છું તુને, તારૂં મરણજ ભાસ્યું મુને;
અવધપુરી અજપાલ નરેશ, તેનો દશરથ પુત્ર ધરેશ. ૩
તે દશરથ ઘેર થાશે રામ, પુત્ર પ્રગટશે પૂરણ કામ;
તેજ રામ તુજને મારશે, ભાર ભૂમિનો ઉતારશે. ૪
એવાં વચન વિધિનાં સુણી, રાવણને થઇ ચિંતા ઘણી;
મનમાં વાત વિચારી તદા, દશરથને મારૂં સર્વદા. ૫
મૂળથકી શત્રુને હણું, એમ કારજ સાધું આપણું;

દશરથની કરૂં કાલે ઘાત, તે નારદ ઋષિએ જાણીવાત. ૬
અવધપુરીમાં નારદ ગયા, અજ રાજા મનમાં હરખીયા;
આસન આપી પૂજા કરી, કર જોડીને સ્તુતિ ઉચરી. ૭
વિવાહ માંડયો દશરથતણો, અજરાજાને હરખજ ઘણો;
લગ્ન વચ્ચે આડા દિન સાત, નારદમુનિ તવ બોલ્યા વાત. ૮
સુણો રાયજી કહું એકપેર, મોટું વિઘ્ન થશે તમ ઘેર;
રાવણ રાક્ષસ લંકાપતિ, તે દશરથને હણશે દુર્મતિ. ૯
એવી વાત મેં જાણી તહીં, છાનો કહેવા આવ્યો અહીં;
(માટે)કરો જત્ન વિચારી મંન, કે ગુપ્ત ઠેકાણે રાખો તંન.૧૦
એવું કહીને નારદ ગયા, અજરાજા ચિંતાતુર થયા;
વરકન્યાને પીઠી ચઢી, માટે તેડાવું આ ઘડી. ૧૧
સાંઢ મોકલી રાતોરાત, જેમ કન્યા આવે પરભાત;
તેડાવી તેને તત્કાળ, કૌશલ્યા ગુણરૂપ વિશાળ. ૧૨
સતી શીરોમણી તે સાધવી, જેમ સરિતામાંહે જાહ્નવી;
દશરથ કૌશલ્યાને ત્યાંહે, રાયે બેસાડયાં રથમાંહે. ૧૩
સાથે પ્રધાન સોંપ્યા ચાર, બીજા સેવકનો નહિ પાર;
વસિષ્ઠ મુનિનો વિધારથી, પ્રોહિત કરી સોંપ્યો સરવથી.૧૪
બીજી વસ્તુ જોઇયે જેહ, શકટ ભરીને લીધી તેહ;
પ્રધાનને કહે રાજા વાત, પૂર્વ દેશ જજો સાક્ષાત. ૧૫
સમુદ્ર બેટમાં રહેજો જઈ, અન્ય કોઈ જેમ જાણે નહિ;
ત્યાં વરકન્યાને પરણાવજો, હું તેડાવું ત્યારે આવજો.૧૬
એવો પ્રપંચ કરીને રાય, વરકન્યાને કર્યાં વિદાય;
નિશા સમે ચાલ્યા નિરધાર, પવનવેગે ખેડ્યા તોખાર. ૧૭
પૂર્વ સમુદ્રને કાંઠે જઈ, નાવમાંહે બેઠા સજ્જ થઈ;
સમુદ્રમધ્યે રાખ્યું વહાણ, અથાગ જળ જ્યાં છે નિર્વાણ.૧૮
અર્ધ કોશનું મોટું નાવ, રચના મંદિરકેરો ભાવ;
રહ્યા સરવ તે ઠામે ઠરી, ચાર દિવસ વીત્યા અનુસરી. ૧૯
રાવણને તે જાણજ થયું, સાગરમાં જે વહાણજ રહ્યું;
દશમુખને થયો ક્રોધ અપાર, હવડાં જઇને મારૂં ડાર. ૨૦

રાવણ ચાલ્યો પામી ત્રાસ, પંખીવત ઉડ્યો આકાશ;
નિશા સમે તે આવ્યો ત્યાંય, વહાણ છે જે સાગર માંય.૨૧
અસુરે લાગ જોઈ સરવદા, કન્યા કાઢી લીધી તદા:
ગદા એક મારી નિરવાણ, ભાગી ભૂકો કીધું વહાણ. ૨૨
કન્યા લેઈ ચાલ્યો દુર્મતિ, દૈવતણી નવ જાણે ગતિ;
લંકામાં આવ્યો તે રાય, પેટીમાં ઘાલી કન્યાય. ૨૩
એક મચ્છને સોંપી તેહ, જત્ન કરીને રાખજે એહ;
મચ્છે બેટમાં પેટી ધરી, ચારો ચરતો જોતો ફરી. ૨૪
રાવણે જાણ્યું રિપુ ક્ષે થયો, મન હરખીને મંદિર ગયો;
માગી બ્રહ્માની આજ્ઞાય, નગરમાંહે લાવીશ કન્યાય. ૨૫
હરિઇચ્છા મોટી બળવંત, તેનો કોઈ ન જાણે અંત;
જેની સાહ્ય કરે જુગદીશ, સકળ દુઃખવામે તે દીશ. ૨૬
નાવ ભંગ તે જ્યારે થયું, સર્વ જળમાં બૂડી ગયું;
એક ઉગર્યા દશરથરાય, સાહ્ય કરી શ્રીવૈકુંઠરાય. ૨૭
વહાણ પાટીયું આવ્યું હાથ, દશરથ બાઝ્યા તે સંગાથ;
સુગમ સમિર થયો તેણીવાર, આવી છીપ્યું બેટ મોઝાર.૨૮
જે ઠેકાણે પેટી હતી, ત્યાં આવ્યા દશરથ મહામતિ;
મીન ગયો છે કરવા અહાર, દશરથ આવ્યા બેટ મોઝાર.૨૯
દીઠી પેટી પાસે ગયા, ઉઘાડતામાં વિસ્મે થયા;
કૌશલ્યા કન્યા સર્વદા, અજનંદન જોઈ હરખ્યા તદા. ૩૦
એટલે નારદ આવ્યા ત્યાંય, વરકન્યા બેઠાં છે જ્યાંય;
ગાંધર્વવિવાહ મુનિયે કરી, પરણાવ્યાં આશીષ ઉચરી. ૩૧
વરકન્યાની પ્રત્યે એવ, મુનિએ વચન કહ્યું તતખેવ;
તમો દંપતી મંગળરૂપ, થશે પુત્ર ત્રિભુવનભૂપ. ૩૨
તમારા ભાગ્યતણો નહિ પાર, રમારમણ લેશે અવતાર;
એક પહોર રહેજો આ ઠાર, પછે જશો નિજ નગર મોઝાર.૩૩
બે જણ ઘાલ્યાં પેટીમાંય, હતી તેમ અડકાવી ત્યાંય;
ધીરજ રાખજો મનમાં સહી, નારદ ચાલ્યા એવું કહી.૩૪

વલણ

નારદ ચાલ્યા ધીરજ આપી, પરણાવી વરકન્યાય રે;
કહે દાસ ગિરિધર એ ઈશ્વરઈચ્છા, તે કેમ મિથ્યા થાય રે. ૩૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकभागवयां बालकांडे कौशल्या-दशरथयोर्लग्नकथनं नाम षष्ठोऽध्यायः ॥ ६ ।

# અધ્યાય ૭ મો

રાગ ધનાશ્રી

સુણો શ્રોતા વિવેકી જંન, રૂડી રામકથા પાવન;
મુનિ દશરથને પરણાવી, ગયા કુશળ વાત જણાવી. ૧
હવે લંકામાં તે ઈશ, સભામાંહે બેઠો દશ શીષ;
વિધિ સાથે હસીને વચન, બોલ્યો મંદબુદ્ધિ દશાનન. ૨
કર્યું વચન તમારૂં ફોક, કોણ બળીયો હુંથી ત્રિલોક;
કર્યો લગ્નતણો મેં ભંગ, માર્યો દશરથ બહુ જનસંગ. ૩
કન્યા હરણ કરીને લાવ્યો, નિરભે થકી પાછો આવ્યો;
વિધિ બોલ્યા હસીને વાણ, સુણ રાવણ સાચું જાણ. ૪
લખ્યો અંક મટે નહિ એહ, વરકન્યા પરણ્યાં તેહ;
ત્યારે રાવણ કહે કેમ માનું, મારે હાથે કર્યું નથી છાનું. ૫
જો પરણ્યાં હોય વરકન્યાય, તો જે માગો તે આપું ન્યાય;
વિધિ કહે જો થયાં હશે લગન, તો હું માગીશ થઈને મગન. ૬
સુણી ઉઠયો તદા લંકેશ, જે અધરમી અમંગળ વેશ;
તે સમુદ્રની તીરે આવ્યો, પેલા મચ્છને પાસે બોલાવ્યો. ૭
લાવ્ય પેટી મેં આપી જેહ, લેઈ જાઉં મંદિર તેહ;
ચાલ્યો મચ્છ મહાબળવાપી, તત્કાળ તે આણી આપી. ૮
સહુ દેખે સભાના જન, પેટી લઈને આવ્યો દશાનન;
સભામાંહે મુકી તેણીવાર, મનમાંહે છે હરખ અપાર. ૯
ઉઘાડીને જુવે જેટલે, વરકન્યા દીઠાં તેટલે;
મહા મનોહર જેનો વેશ, દેખી વિસ્મે થયો લંકેશ. ૧૦
પછી ક્રોધ કરી તેણીવાર, કરમાં ખડગ ગ્રહ્યું નિરધાર;
એથી શત્રુ થશે ઉત્પન્ન, માટે એને પમાડું પતન. ૧૧

મારવાને ઉઠયો જેટલે, બ્રહ્મા આવી ઉભા તેટલે;
તેં આપ્યુંતું મુજને વચન, તે પાળ હવે રાજન. ૧૨
વરકન્યા જો પરણ્યાં હોય, જે માગો તે આપું સોય;
મેં કહ્યું તે થયું છે સાચું, માટે આપ્ય હું તુજને જાચું.૧૩
કહે દુષ્ટ ના જીવતા મૂકું, વેરી હાથ આવ્યો કેમ ચૂકું;
એ વિના જે માગો તે આપું, આજ શિશ હું એનું કાપું.૧૪
કૌશલ્યાએ સુણ્યાં વચન, ત્યારે થરથર ધ્રુજે તન;
આપે ધીરજ દશરથરાય, શાને અબળા કરે છે ચિંતાય. ૧૫
હું છું ક્ષત્રીકેરો તંન, શુદ્ધ સૂરજકુળ પાવંન;
આવે મારવા જો આ દીશ, ખુંટી નાખું એનાં દશ શીશ. ૧૬
એમ દશરથ ધીરજ દે છે, વિધિ રાવણ પ્રત્યે કહે છે;
આપ્ય માગ્યું મુને આ વાર, તારો થશે જશ વિસ્તાર.૧૭
એમ વિનવતા વિધિ વાણી, એવે આવ્યાં મંદોદરી રાણી;
કહ્યાં નીતિવચન સંબંધ, સમજાવ્યો અસુર મદ અંધ.૧૮
સ્વામી એને મારે શું થાય, કાળ વિશ્વ સકળને ખાય;
આવરદાયે સહુજન મરે, તેમાં એ બાપડાં શું કરે. ૧૯
આગે ભૂપ મોટા ચક્રવરતી, જેની આણ પૃથ્વીમાં ફરતી;
તે સમે પામી કાળે ગ્રહ્યા, નથી અમર કોઇએ રહ્યા. ૨૦
એવું જાણીને હે રાજન, આપો બ્રહ્માને માગ્યું વચન;
સુણી રાણીતણો પ્રતિબોધ, ઉતર્યો રાવણનો ક્રોધ. ૨૧
સોંપ્યાં વિધિને વરકન્યાય, રંગમેહેલમાં રાવણ જાય;
બ્રહ્માએ પછી દેવની સાથ, પેટી પહોંચાડી આપી હાથ.૨૨
તે મૂકી ગયા પુર માંહે, અજ રાજાતણું ઘર જ્યાંહે;
પિતા પુત્રને જોઈ હરખ્યો, વધુસહિત આવ્યો તે નિરખ્યો ૨૩.
કહી દશરથે માંડી વાત, અથ ઇતિ થઈ જે ખ્યાત;
એમ દશરથ આવ્યા ઘેર, એવી અકળ ઇશ્વરની પેર. ૨૪
એક સમે દશાનન શૂર, નીકળ્યો પૃથ્વીમાં ભૂર;
આવ્યો અલકાપુરીની પાસ, દીઠી સુંદરી રૂપ પ્રકાશ. ૨૫
છે કુબેરના પુત્રજતણી, વધુ અંગની શોભા ઘણી;

તેને ક્રાલી દશાનન અંધ, કામે ભૂલ્યો વિવેકસંબંધ. ૨૬
તે સતીને ચઢયો મન કોપ, બોલી લજ્જા કરીને લોપ;
અલ્યા વૃદ્ધ શું આચરે આમ, તું સ્વસુર પિતાને ઠામ.૨૭
તોયે માન્યું નહિ દશશિશ, ત્યારે અબળાને ચઢી રીશ;
પછી તેણીયે દીધો શ્રાપ, તું ભોગવજે તારૂં પાપ. ૨૮
આવું કર્મ કરે ભયરહિત, તારો ક્ષે થાજો કુળસહિત;
એવું સાંભળી લાજ્યો રાય, તેને મૂકી ચાલ્યો મહાકાય.૨૯
એમ અધરમ કરતો અસુર, પૃથ્વીમાંહે ફરતો ભૂર;
અતિ વાધ્યો બળ અહંકાર એના પાપતણો નહિ પાર.૩૦
ધરા ઉપર અસુર અનેક, ફરે કહેતાં ન આવે છેક;
માર્યા અનેક મુનિવર બ્રહ્મ, કરે રાક્ષસ હિંસા કર્મ. ૩૧
શુભ જજ્ઞ કોણે નવ થાય, તે દેખી ભંગ કરવા જાય,
ગૌબ્રાહ્મણ પામ્યાં કષ્ટ, દુઃખ દે છે દાનવ નષ્ટ. ૩૨
બંધીખાને પડયા છે દેવ, તે તો સેવા કરે નિત્યમેવ;
થયો પૃથ્વી ઉપર અતિ ભાર, સહેવાયો નહિ નિરધાર. ૩૨
વસુંધા ગૌરૂપે થઈ, તે પ્રજાપતિને શરણે ગઈ;
કહ્યાં દીન વચન અપાર, નથી સહેવાનો મેં ભાર. ૩૪
એવે દેવ સકળ ત્યાં આવ્યા, સાથે શિવજીને તેડી લાવ્યા;
વિધિ કહો કંઈ હવે ઉપાય, જેથી દુષ્ટનો નાશજ થાય.૩૫
યજ્ઞ કર્મ થયાં સહુ બંધ, નથી પૃથ્વીમાં પુણ્યસંબંધ;
નિત્ય સેવા કરાવે નષ્ટ, ગૌબ્રાહ્મણ હણુતા દુષ્ટ. ૩૬
માટે સત્વર કરીએ ઉપાય, હવે દુઃખ સહ્યું નવ જાય;
વિધિ કહે ચાલો સહુ જઇએ, હરિ પાસે જઈ દુઃખ કહિએ૩૭
ભીડભંજન દેવદયાળ, જે સદા કરતા સંભાળ;
એવું કહી ચાલ્યા તત્કાળ, આવ્યા ક્ષીરસાગરની પાળ.૩૮

વલણ

ક્ષીરસાગરને ત્રટે આવી, ઉભા સર્વે દેવ રે;
વિનવે સહુ વિશ્વંભરને, સ્તુતિ કરતા તતખેવ રે. ૩૯

**इति श्रीरामचरित्र संमत वाल्मिकी नाटकधारायां बालकांडे ब्रह्मादि-पृथिव्यादिदेवैः श्रीनारायणप्रार्थनार्थे क्षीरसागरागमनं नाम सप्तमोऽध्यायः**

# અધ્યાય ૮ મો

રાગ બીલાવર

ક્ષીરસાગર વિષે રહેતા, નારાયણ અવિનાશ;
એક લક્ષ જોજન મણિમંડપ, કોટી સૂરજ પ્રકાશ. ૧
તે મધ્યમાં છે શેષ લાંબા, જોજન સાઠ હજાર;
પહોળા છે અદલક્ષ જોજન, શય્યારૂપે સાર. ૨
તે શેષશય્યાવિષે પોઢયા, નારાયણ સાક્ષાત;
સચ્ચિદાનંદ સ્વરૂપ સુંદર, અખિલ જગના તાત. ૩
મુગટ કુંડળ પીતપટ, કટીબંધ કંકણ હાર;
ચતુર્ભુજ ઘનશ્યામ તન, મણિકનક ભૂષણ સાર. ૪
અનંત શક્તિ નિજ શ્યામની, લક્ષ્મી સદા નિષ્કામ;
તે ચરણસેવા કરે નિત્યે, ધરી મન અભિરામ. ૫
એવા નારાયણને શરણે આવ્યા, દુઃખ કહેવા દેવ;
ગદગદ ગિરાચિત સજળ લોચન, સ્તુતિ કરતા એવ. ૬
જયજય અનેક બ્રહ્માંડનાયક, પૂરણ બ્રહ્મ અનુપ;
દેવવંદિત દેવ પાળક, અગમ વેદ સ્વરૂપ. ૭
જય વિશ્વંભર વિશ્વપાળક, વિશ્વરૂપ અનંત,
વનમાળી વ્યાપક વિશ્વપતિ, સર્વાત્મ કમળાકંત. ૮
જય જગતગુરુ જગતાત માત, અનાથનાથ દયાળ,
કરુણાનિધિ કૈવલ્યદાયક, દેવના પ્રતિપાળ. ૯
જય કમળ લોચન કર્મમોચન, અખિલ જીવનિકાય;
ભક્ત વત્સલ ભુવનસુંદર, સગુણ નિર્ગુણ રાય. ૧૦
જય મુરમર્દન મધુસૂદન, અખંડ રૂપ ઉદાર;
પ્રતિપાળ ગોસુર દ્વિજતણા, ગુણરૂપ નામ અપાર. ૧૧
જય મચ્છ કચ્છ વરાહ નરહરિ, વામન પરશુરામ;
અવતાર ધરી દુષ્ટને માર્યા, ધર્મસ્થાપન કામ. ૧૨
હવે પ્રગટ થઇ ખળને સંહારો, ઉતારો ભૂભાર;
હે નારાયણ તુજને અમો, નિત્ય નમું વારંવાર. ૧૩

એવી સ્તુતિ સુરની સાંભળી, બોલ્યા શ્રીપતિ દેવ;
ગંભીર વાણી સાગરમાંથી, ધુની થઇ તતખેવ. ૧૪
હે દેવ ચિંતા ન કરશો, હું ધરૂં છું અવતાર;
અમો ચાર રૂપે પ્રગટ થઇશું, અવધપુર મોઝાર. ૧૫
દશરથ કૌશલ્યાથકી હું, ધરીશ રામ સ્વરૂપ;
આ શેષ તે લક્ષ્મણ થશે, મુજ બંધુ ધર્મ અનુપ. ૧૬
સુદર્શન તે શત્રુઘ્ન વળી, શંખ ભરત પ્રમાણ;
એમ ચતુર મૂર્તિ પ્રગટ થઇ શું, દુષ્ટ હણવા જાણ. ૧૭
વળી પૃથ્વીનો અવતાર કહાવે, જનક રાજા જેહ;
તેની પુત્રી જાનકી, લક્ષ્મી તે ધરશે દેહ. ૧૮
તે માટે સુર સરવે તમો, મુજ સાથે આવો ત્યાંય;
મર્કટ વાનર રીંછ થઈ, અવતરો પૃથ્વીમાંય. ૧૯
હનુમંત શિવજી પ્રગટશે, બ્રહ્મા તે જાંબુવાન;
સૂરજ સુગ્રીવ ચંદ્ર અંગદ, રષભ ધરમસમાન. ૨૦
અગ્નિ નળ ને નીલ વાયુ, સરભ રસના ઇશ;
ધનવંતરી સુષેણ તે, એમ સકલ થાઓ કીશ. ૨૧
તમો પ્રગટ થાઓ દેવ સરવે, ગિરિ વનમોઝાર;
હુંએ પણ થોડા દિવસમાં, ધરૂં છું અવતાર. ૨૨
પૂરવે કશ્યપ અદિતિને, આપ્યું છે વરદાન;
તે દશરથ કૌશલ્યા થયાં છે, અવધપુર સ્વસ્થાન. ૨૩
નારાયણનાં વચન એવાં, સાંભળી નિરધાર;
સુર સકળનિજ લોકે ગયાતે, કરી જય જયકાર. ૨૪

વલણ

જય જયકાર કરી તદા, સહુ દેવ ગયા સ્વસ્થાન રે;
હવે અજોધ્યાની કહું કથા, જ્યાં પ્રગટયા શ્રીભગવાન રે. ૨૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे श्रीनारायणस्तुत्यनंतरं सर्व देवानामाज्ञाकरणंनाम अष्टमोऽध्यायः॥८॥

# અધ્યાય ૯ મો

રાગ ધનાશ્રી

દશરથ રાજા પુણ્ય પવિત્રજી,
કહું સંક્ષેપે તેનાં ચરિત્રજી;
રાવણે મૂકયાં બન્યો ત્યાંહેજી,
વિધિયે પહોંચાડયાં અવધપુર માંહેજી. ૧

ઢાળ

અવધપુરમાં રાય દશરથ, રાણી કૌશલ્યા સતી;
તેના આનંદમાં દિન જાય છે, નિજધર્મ પાળે મહામતિ. ૨
પછે પુત્રને નિજ રાજ સોંપી, અજ ગયા વનવાસ;
તપસાધના કરી થોડે દિવસે, પામ્યા સ્વર્ગનિવાસ. ૩
ત્યારે દશરથ રાજકરતા, નીતિ ધરમ વિવેક;
પુત્રની પેરે પ્રજા પાળે, દયા સત્ય વિષેક. ૪
એક કૈકૈ કન્યા રાયની, શુભ રૂપ કપટી મંન;
બળવાન નિર્દય અતિ ઘણી, તે પરણિયા રાજન. ૫
વળી નાગકન્યા સુમિત્રાને, પરણ્યા પોતે ભૂપ;
બીજી સાત સત કન્યા વર્યા, જેનું મહા મનોહર રૂપ. ૬
જ્ઞાનકળા તે કૌશલ્યા, સુમિત્રા ભક્તિ અનુપ;
કૈકૈ નિશ્ચે જાણજો, એ કપટ વૃત્તિ રૂપ. ૭
ત્રિગુણરૂપ વિવેક મૂરતિમંત દશરથ રાય;
તેના પાવનજશ અદભુત પ્રાક્રમ, કહેતાં પાર ન થાય. ૮
ધનુર્વિધા વિષારદ, રણ પંડિત શસ્ત્ર પ્રવીણ;
શબ્દવેધી વિચિક્ષણ, સહુ શત્રુ કીધા ક્ષીણ. ૯
પણ પ્રજા નવ થઇ રાયને, કંઇ પુત્રપુત્રી રૂપ;
જોબનપણું ચાલ્યું વહી, ચિંતા કરે છે ભુપ. ૧૦
શાસ્ત્રપંડિત એમ કહે, પુત્ર વિના ધિક સંસાર;
સૂનું મંદિર સુતવિના, જેમ દીપવિણ અંધાર. ૧૧
પ્રાણ વિના જ્યમ દેહ કહિયે, નાથ વિના જ્યમ નાર.
દયાવિણ ભક્તિ જથા, જ્યમ ક્રિયાવિણ આચાર. ૧૨
શાંતિવિના વૈરાગ્ય મિથ્યા, સંપતિ ધર્મ રહિત;

જ્ઞાન રેહેણી વિના જેવું, સભાવિણ પંડિત. ૧૩
વેદાંત વિણ જ્યમ આત્મવિદ્યા, બંધુ રહિત સનેહ;
સતપાત્ર પાખે દાન જ્યમ, જળવિણ સરોવર જેહ. ૧૪
પ્રજા જ્યમ રાજા વિના, ઘૃત લવણ પાખે અંન;
રાકા વિધુ તરુ ફળ વિના, સંસાર સુખ નિર્ધન. ૧૫
હરિનામઅંકિત વિના વાણી, મનોજયવિણ મુન્ય;
પુત્ર વિના એમ જાણજો, કુળ વંશ સરવે શૂન્ય. ૧૬
એમ રાય દશરથ કરે ચિંતા, પુત્ર ન થયો પેટ;
એક દિવસ નૃપને નિદ્રામાંહે,સ્વપ્નમાં સ્વપ્ન આવ્યું નેટ.૧૭
જાણે બે પુરુષ એક સ્ત્રી મારી, સ્વપ્નામાં નિરધાર;
ઝબકીને જાગ્યા રાયજી, કરતા તે મન વિચાર. ૧૮
પ્રાતઃકાળે વશિષ્ટ ગુરુને, કહી રાયે વાત;
મેં ત્રણ જણની સ્વપ્નમાંહે, કરી શસ્ત્રે ઘાત. ૧૯
ત્યારે ગુરુ કહે ભવિષ્ય આગળ, થવાનું છે જાણ;
પછે શાંતિ અરથે રાય દશરથે, કર્યું પુણ્ય પ્રમાણ. ૨૦
કેટલા દિન વિત્યા પછી, મૃગયા ગયા વન રાય;
કોઈ મૃગ હાથે નવ ચઢયો, ત્યારે દૂર પંથે જાય. ૨૧
તે વનમાંહે નિશા પડી, ત્યારે વિમાસ્યું મનમાંહે;
એક સરોવરથી દૂર તરુવર તળે બેઠા ત્યાંહે. ૨૨
તે સમે બ્રાહ્મણ શ્રવણ નામે, વૃદ્ધ અંધ માતપિતાય;
તે ફરે તીરથ અટણ કરતો, ધરી કાવડ કાય. ૨૩
ત્યારે તમ નિશામાં તૃષા લાગી, વૃદ્ધને તેણી વાર;
કાવડ સર ઉપકંઠ મૂકી, ગયો ભરવા વાર. ૨૪
કમંડળમાં જળ ભર્યું, તે શબ્દ પ્રગટયો ત્યાંહે;
ત્યારે રાયે જાણ્યું મૃગ કો, આવ્યો સરોવરમાંહે. ૨૫
રાયે તતક્ષણ બાણ મૂક્યું, શબ્દવેધી જેહ;
તે શ્રવણને વાગ્યું તદા, કહી રામ પડીયો તેહ. ૨૬
ત્યારે દશરથ ગયા પાસે, દ્વિજ પડયો જે ઠામ;
દીન થઇ કહે શ્રવણને, મેં કર્યું અઘટિત કામ. ૨૭

ત્યારે શ્રવણ કહે જઇ પાઓ જળ, મુજ માતપિતાને જાણ;
એ વૃદ્ધને તમો પાળજો, એવું કહેતામાં ગયા પ્રાણ. ૨૮
ત્યારે કમંડળ લેઇ રાય આવ્યા, વૃદ્ધકેરી પાસ;
બોલ્યા વિના જળ આપિયું ત્યારે, થયાં ચિત્ત ઉદાસ. ૨૯
અરે શ્રવણ ક્યમ નથી બોલતો, તુંને ક્રોધ નહિ કોઇદીન;
જળપાન નહિ કરીએ અમો, બોલ્યા વિના ચિત્ત ભિન્ન. ૩૦
ત્યારે રાય વળતું બોલીયા, મેં શ્રવણ માર્યો હામ;
અજતણો હું પુત્ર દશરથ, અયોધ્યા મુજ ગામ. ૩૧
મેં અજાણે કર્મ આચર્યું, મૃગ વરાંસે કરી આજ;
હું પુત્ર થઇ પાળીશ તમને, પીઓ જળ મહારાજ. ૩૨
એવું સાંભળી અતિ દુ:ખમાં, આક્રંદ માંડયું અપાર;
અરે શ્રવણ જેવો પુત્ર ક્યાંથી, પ્રગટશે સંસાર. ૩૩
જ્યમ લક્ષ્મી નારાયણતણી, સેવા કરે અનુદિન;
એમ અમારી સેવા કરી, એ પુત્રને છે ધન્ય. ૩૪
જેણે માતપિતાની સેવા ન કરી, ધરી મનુષ્યાદેહ;
ચંડાળ તેને જાણવો, મહા પુત્ર પાપી તેહ. ૩૫
તેનું જ્ઞાન ધ્યાન બળો સહુ, જપતપક્રિયા અનુષ્ઠાન;
ચતુરાઈ વિદ્યા વ્યર્થ તેની, શ્રવણ અધ્યયન દાન. ૩૬
વેદવિદ્યા ભણ્યો મિથ્યા, સકળ શાસ્ત્ર પુરાણ;
તેને તીરથ પાવન નવ કરે, થાય વૃથા સાધન જાણ. ૩૭
માતપિતાને ઉવેખી, શુભ કરમ કરતા અન્ય;
તે ધરમ અધરમ જાણજ્યો, સેવા સમું નહિ પુણ્ય. ૩૮
એવું કહી ધરણી ઢળ્યાં, મૂર્છા થઈ તવ આપ;
અંતકાળે રાયને, બે જણે દીધો શાપ. ૩૯
પુત્રવિજોગે પ્રાણ તારા, જજો સત્ય વચન;
એવું કહી બે મરણ પામ્યાં, રાય કંપ્યા મન. ૪૦
દાહક્રિયા કીધી તે તણી, દશરથે તેણીવાર;
પછે અશ્વ આરૂઢ થઈ પોતે, આવ્યા નગ્રમોઝાર. ૪૧
ઉત્તરક્રિયા કરી વૃદ્ધની, આપ્યાં અપરિમિત દાન;

રાય હરખ્યા મન વિષે, મહારે થશે સંતાન. ૪૨
એ શાપને વર માનીયો, જે પુત્ર થાશે સત્ય;
વસિષ્ઠ ગુરુને વાત કહી, દ્વિજ ત્રૈણ પામ્યાં મૃત્ય. ૪૩
એ કરમની છે અકળગતિ, ક્યાં શ્રવણ દશરથ યોગ;
લખ્યું ભવિષ્ય મટે નહિ, સુખ દુઃખ મૃત્યુ રોગ. ૪૪

વલણ

રોગ ભોગને સુખ દુઃખ મૃત્યુ, એ લખ્યા પ્રમાણે થાયરે;
માટે કલ્પના સરવે તજીને, ભજો વૈકુંઠ રાય રે. ૪૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकी नाटकधारायां बालकांडे दशरथेन श्रवणवधो नाम नवमोऽध्यायः ॥९॥**

---

# અધ્યાય ૧૦ મો

રાગ—સામેરીની ચાલ ટુંકડી

(હવે)અસુર તણો રાજા વૃષપરવા, પ્રાક્રમવંત અમોઘ;
તેણે શુક્રાચારજ પાસે કરાવ્યો, વૃષ્ટિબંધ પ્રયોગ. ૧
મેઘતણું આકર્ષણ કીધું, આણી મનમાં ગર્વ;
અનાવૃષ્ટિ થઈ બાર વર્ષની, પીડા પામ્યું સર્વ. ૨
ગૌબ્રાહ્મણની આદે પ્રજા સહુ, પામ્યું દુઃખ અપાર;
યજ્ઞયાગ સહુ બંધ થયા, ને વરત્યો હાહાકાર. ૩
(ત્યારે)ઇંદ્રે યુદ્ધ ઘણા દિન કીધું, વૃષપરવાની સાથ;
(પણ) નવ જીતાયો અસુર મહા બળીયો, શુક્રતણો શિરહાથ.૪
બ્રહ્માએ કહ્યું મઘવાપતિને એ, તુજથી નહિ જીતાય;
(જો) દશરથ રાયને તેડી લાવેતો, દાનવ પ્રાજે થાય. ૫
(ત્યારે) અવધપુરીમાં ઇંદ્રેઆવી, જાચ્યા દશરથ રાય;
અજ નંદન ત્યાં તત્પર થઇને, યુદ્ધ કરવાને જાય. ૬
(ત્યારે) કેકૈ કહે મુજને સાથે તેડો; મારે જોવું છે યુદ્ધ
જોઉં તમારૂં બળ છે કેવું, પ્રાક્રમ વિદ્યા વિશુદ્ધ. ૭
કેકૈને લઇ રથમાં બેઠા, ચાલ્યા ત્યાંથી નરેશ;

બૃહસ્પતિ આદિ સકળ દેવશું, આવ્યો સાથ સુરેશ. ૮
સિંધુ પાર જઇને માંડયું, જુદ્ધ કરવા તેણીવાર
વૃષપરવાની સાથે વઢીયો, દશરથ રાય અપાર. ૯
દારૂણ જુદ્ધ થયું તેણીવેળા, માર્યા અસુર અનંત;
સૈન્યસહિત વૃષપરવાનો, આણ્યો રાયે અંત. ૧૦
(ત્યારે) વૃષપરવાની પક્ષ કરીને, શુક્રાચારજ આવ્યા.
(કંઈ) અસુરની સેના શેષ હતીતે, સરવે સાથે લાવ્યા. ૧૧
અસુર ગુરૂ ત્યાં મંત્ર ભણીને, મૂકે બાણ અપાર;
દશરથ રાજા શર મૂકીને, છેદે તેણી વાર. ૧૨
પછે શુક્રને ભૂપતિએ અકળાવ્યા, સેન સકળ સંહાર્યું;
(ત્યારે)દ્વિજવરને અતિ ક્રોધ ચઢયો,જાણે રાયને હમણાં મારૂં.૧૩
પછી પાંચ બાણ મહા પ્રૌઢાં માર્યાં,અસુર ગુરુ નિરધાર;
દશરથનો રથ પાછો હઠાવ્યો, બાર ધનુષ તેણીવાર. ૧૪
ધરી ભાગી દશરથના રથની, નમિયો પૃથ્વી માંહે;
ત્યારે કૈકૈયે નિજ કર ઘાલી, રથ ઉભો રાખ્યો ત્યાંહે. ૧૫
એવું બળ છે અબળાનું તે, નથી જાણતા રાય;
તદાકાર યુદ્ધમાંહે થયા, કોણે સન્મુખ નવ રહેવાય. ૧૬
દશરથ રાજા કહે હવે એ, બ્રાહ્મણને જો મારૂં;
તો બ્રહ્મહત્યાનું પાતક બેસે, મનમાં એમ વિચાર્યું. ૧૭
પછી મુગટ ઉડાડયો શિશ વિષેથી, મૂકી તીક્ષણ બાણ;
ત્યારે શુક્રાચારજ નાઠા ત્યાંથી, યુદ્ધ મૂકી નિરવાણ. ૧૮
જય જયકાર થયો તેણી વેળા, હરખ્યા દેવ અપાર;
જય પામ્યા શત્રુ સંહારી, અવધપતિ નિરધાર. ૧૯
એવે રાયે કૈકૈ સામું જોયું, વિસ્મે થયા નરનાથ;
રથચક્રમાં ધરી ઠેકાણે, દીઠો રાણીનો હાથ. ૨૦
પ્રસન્ન થઈ અજનંદન બોલ્યા, માગ્ય માગ્ય વરદાન;
તેં મુજને રણમાં જશ આપ્યો, રાખ્યું મારૂં માન. ૨૧
(માટે)ઇચ્છા હોય તે માગ હું આપું,બે વર તુજને આજ;
રાણી કહે હું માગીશ જ્યારે, પડશે મારે કાજ. ૨૨

વચન રાયનું લીધું પોતે, રાણી હરખી મન;
દેવે જયજયકાર કર્યો, એમ જય પામ્યા રાજન. ૨૩
ઇંદ્રે આભૂષણ બહુ આપ્યાં, વસ્ત્ર અનોપમ સાર;
આશીષ દીધી વાચસ્પતિએ, દશરથને તેણીવાર. ૨૪
ઇંદ્રે પૂછયું રાય તમારે, શાં છે ઘેર સંતાન;
(ત્યારે) દશરથ રાયને દુમો ચાલ્યો, દીન થયા દુઃખવાન.
(ત્યારે) બૃહસ્પતિ કહે ચિંતા નવ કરશો,ભૂપ છો ભાગ્યવાન;
તમારા પુત્ર થઈ અવતરશે, પોતે શ્રીભગવાન. ૨૬
વિભાંડિક ઋષિનો પુત્ર છે શૃંગી, મૃગીથકી ઉત્પન્ન;
પુત્રેષ્ટિ જગ્ન કરાવો તે પાસે, છે બ્રહ્મનિષ્ઠ મુનિજન. ૨૭
તેને સ્ત્રીપુરુષનું ભાન નથી પણ, ગાનથકી વશ થાય;
(બાકી)અન્ય ઉપાયે તે નવ આવે,સાંભળો સાચું રાય. ૨૮
(ત્યારે)દશરથ કહે તમો અપસરા મોકલી,મુનિવર મોહ પમાડો;
જ્યમ ત્યમ કરીને લાવો તેને, અયોધ્યામાં પહોંચાડો. ૨૯
એવું કહી રાયે આજ્ઞા માગી, ઇંદ્રતણી તેણીવાર;
કૈકૈસાથે રથમાં બેસી, આવ્યા નગર મોઝાર. ૩૦
વૃષપરવાને માર્યો ત્યારે, મુક્ત થયો પરજન્ય;
વૃષ્ટિ થઇ સહુ સૃષ્ટિમાંહે, ટળીયા દુઃખના દિન. ૩૧
અપસરાને પછે આજ્ઞા આપી, ઇંદ્રે મોકલી તેહ;
રંભાનામે ચતુરા ચાલી, ચતુરશિરોમણિ જેહ. ૩૨

વલણ

ચતુર શિરોમણિ નાયકા, વેગે તત્પર થાઓ રે;
શૃંગી ઋષિને મોહ પમાડી, અયોધ્યામાં લેઈ જાઓ રે. ૩૯

इति श्रीरामचरित्रे संमत वालिमकीनाटकधारायां बालकांडे दशरथेन वृषपर्वाहननांतर कैकेयीवरप्रदानं नाम दशमोऽध्यायः॥१०॥

# અધ્યાય ૧૧ મો

રાગ મારુ

આપી આજ્ઞા નિર્જર ભૂપ, ચાલી અપ્સરા અદભુત રૂપ;
મહાવનમાંતતક્ષણ આવી, સાથે ઋતુ વસંતને લાવી. ૧
વન શોભાતણો નહિ પાર, ફુલી વનસ્પતિ ભાર અઢાર;
જાઈ જુઇ કેતકી મેહેકે, ત્યાં ગુલાબને ચંપક બેહેકે. ૨
ફુલ્યાં બ્રહ્મદ્રુમ ને રસાળ, રંભા અશોક તાલ તમાલ;
બોલે હંસ કારંડવ મોર, કોકિલા શુક મેના ચકોર; ૩
ચકવા ચકવી ચક્રવાક, બપૈયા મારે પિઉને હાક;
સરોવરમાં ફુલ્યાં કંજ, મત્ત મધુકર કરતા ગુંજ. ૪
મૃગ જુથ મળીને ફરતાં, તૃણ અંકુર લીલાં ચરતાં;
તરુ સફળ સઘન ગંભીર, શીતમંદ સુગંધ સમીર. ૫
ચારે પાસે ગિરિ છે અગમ્ય, તેમધ્યે મુનિ આશ્રમ રમ્ય;
વિંબાદિક નહિ સ્થળમાંહે, શૃંગી બેઠા એકલા ત્યાંહે. ૬
ધરે ધ્યાન તે આસન વાળી, એક બ્રહ્મની સાથે તાળી;
જેને સરવે વિશ્વ સમાન, નથી સ્ત્રીપુરુષનું ભાન. ૭
તે આશ્રમકેરી પાસ, આવી અપ્સરા તેજ પ્રકાશ;
મૃગલોચની ભ્રૂધનુવંક, સ્તન પીન સિંહકટી લંક. ૮
ચંદ્રવદની ચંપકવરણી, મંદહાસ્ય કરે ગતિ હરણી;
હાવ ભાવ અતિરસ લાવે, કુચમંડળને કંપાવે. ૯
આભૂષણ ઓપે અંગે, ચીરહાર ચોળી નવ રંગે;
કર કામનીએ ગ્રહી વીણા, કરે ગાન મધુર સ્વર ઝીણા. ૧૦
જેના ગાનથી દિનકર થંભે, ફણી ડોલે અનંત અસંભે;
મૃગનું જૂથ આવી મળીયું, થયાં તન્મય ભાન જ ટળીયું. ૧૧
મુનિ શ્રવણ પડયું તે ગાન, નેત્ર ઉઘડયાં છૂટયું ધ્યાન;
છે મૃગીથકી ઉત્પન્ન, માટે નાદે મોહ્યા મુનિજંન. ૧૨
ઉઠી બારણે આવ્યા ચાલી, દીઠી રંભારૂપ રસાળી;
મન જાણ્યું કે આવ્યા મુન્ય, મુજને કરવા પાવન. ૧૩

નથી નરનારીનું ભાન, સઘળે એક દૃષ્ટિ સમાન;
ધસી આવ્યા તેની પાસ, મનમાં આણી ઉલ્લાસ. ૧૪
કરી પ્રદક્ષિણા પાયે લાગ્યા, ત્રિયે આલિંગી અનુરાગ્યા;
ધન્ય દિવસ વડી મહારાજ, માનુભાવ પધાર્યા આજ. ૧૫
આવો રૂડો તમારો વેષ, ક્યાંથી આવ્યા રહો કોણ દેશ;
કોણ વનમાં આચરો તપ, કોણ ગુરુ શો મંત્રનો જપ. ૧૬
હસીને બોલી તવ રંભા, તપનું સ્થળ સ્વર્ગ આરંભા;
ગુરુ મન્મથ જપ મોહ મંત્ર, રતિ આસન તપનો તંત્ર. ૧૭
પંચબાણ અમારો પ્રયોગ, સમાધિસુખ અંગ સંયોગ;
એવું વચન સુણી મુનિ ત્યાંહે, તેડી લાવ્યા આશ્રમમાંહે. ૧૮
આપ્યું આસન ભાવ સમાન, કરી સ્વાગત આદરમાન;
પાસે લાવી મૂક્યાં વનફળ, કમંડળુ ભરીને જળ. ૧૯
ફળ આરોગો મુનિજંન, ત્યારે અપ્સરા બોલી વચન;
એ ફળ આરોગુ નહિ,જુવો અમ ફળ આ છે સહી. ૨૦
એવું કહીને કાઢ્યું પકવાન્ન, ઘૃતપકવ પિયૂષ સમાન;
તે મુનિને કરાવ્યું અશન, લાગ્યું સ્વાદ થયા પ્રસન્ન. ૨૧
ધન્ય મુનિવર તમ અવતાર, આવા ફળનો કરો નિત્ય આહાર;
તમારૂં તપ આસન યોગ, દેખાડો મુને તે કરી ભોગ. ૨૨
મારે આશ્રમ રહો હવે તમો, નિત સેવા કરીશું અમો;
એમ રંભા રહી આશ્રમ, કરે કામકળા અનુક્રમ. ૨૩
નિજ અમરત ભોજન આહાર, મુનિને કરાવે નિર્ધાર;
શયન કરતા એક આસન, મુનિનું થયું ચંચળ મન. ૨૪
રમે રતિ સુખ આ ન ભેદ, કામ વ્યાપ્યો ટળ્યો નિર્વેદ;
માયા ઇશ્વરની બળવાન, ભૂલ્યા જોગ સમાધિ ધ્યાન. ૩૫
બળવાન ઇંદ્રિનું ગ્રામ, મન આકર્ષ્યું અભિરામ;
ત્રિયા માંહે થયા તદાકાર, જાણ્યો જગત તણો વ્યવહાર.૨૬
એમ વહી ગયા કેટલા દિન, આવ્યા વિભાંડિક મુનિજન;
રંભાએ જાણ્યું દેશે શાપ, સુત ભ્રષ્ટ કર્યો મેં આપ. ૨૭
એવું જાણીને સામી આવી, રહી ચરણે શિશ નમાવી;

હું છું શરણ તમારે સ્વામી, આવીછું પરમારથ કામી. ૨૮
મુનિ કહે બાઈ તું છે કોણ, શે કારણે અહીં આવી જાણ;
અબળા કહે સુણો મહારાજ, અયોધ્યાના દશરથરાજ. ૨૯
તેને પુત્ર નથી ઉત્પન્ન, તે માટે કરવો છે જગન;
કહ્યું બૃહસ્પતિએ તેડી લાવો, શૃંગી પાસે યજ્ઞ કરાવો. ૩૦
આપી આજ્ઞા મને સુરનાથ, શૃંગીને મોકલો મારી સાથ;
એવું કહીને રહી જેટલે, શૃંગી ધાઈ આવ્યો તેટલે. ૩૧
મુનિને પાયે લાગ્યા ઉલ્લાસ, પછી બોલ્યા વચન પ્રકાશ;
સુણો પિતા કહું વરતાંત, આ મુનિવર મોટા મહાન્ત. ૩૨
યોગ આસન સાધન વંત, ફળ લાવ્યા છે સ્વાદ અનંત;
(ત્યારે) મુનિએ ધરી જોયું ધ્યાન, પુત્ર ભ્રષ્ટ થયો ગયું ભાન. ૩૩
અબળાને જો દેઉં શાપ, તો એ પુત્ર મરે પરિતાપ;
સર્વજ્ઞ વિભાંડિક જેહ, મનમાંહે વિચાર્યું એહ. ૩૪
અવતરવાના છે ભગવંન, માટે લેઇ જવાદેઉં તંન,
એ પુત્ર કરાવશે યાગ, થાશે નિર્મળ જશ મહાભાગ. ૩૫
એવું વિચારી બોલ્યા મુન, સુણ પુત્ર કહું તે વચન,
જાઓ રંભાની સાથે આજ, કરો નૃપ દશરથનું કાજ. ૩૬
કરાવો પુત્રેષ્ટિ જગંન, જાઓ રાખી ધીરજ મંન,
વિભાંડિકનાં સુણી વચન, રંભા લેઇ ચાલી મુનિજંન. ૩૭

વલણ

મુનિવરને રંભા લેઇઆવી, અવધપુર મોઝાર રે,
શૃંગીને જોઇ દશરથ હરખ્યા, સ્વાગત કીધી અપાર રે. ૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकीनाटकधारायां बालकांडे शृंगी ऋषेरयोध्यागमनं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥**

# અધ્યાય ૧૨ મો

રાગ-ધનાશ્રી

શૃંગી આવ્યા અયોધ્યા મોઝાર જી,
દશરથે પૂજ્યા અરચ્યા અપાર જી;

રંભા મૂકી ગઈ સુર લોક જી,
મુનિને વ્યાપ્યો વિજોગ શોક જી. ૧

ઢાળ

થયો શોક સંગ વિજોગનો, સુખ સંભારી રંભાતણું;
પછી ભોજન આચ્છાદનવડે, રાત્રે મુનિ સંતોષ્યા ઘણું. ૨
શુભ કન્યા એક બ્રાહ્મણતણી, રાય દશરથે પાળી હતી;
તે પરણાવી શૃંગી ઋષિને, લગ્ન વિધિએ મહામતિ. ૩
વસિષ્ઠ ગુરુને પૂછીને, ઉપચાર યજ્ઞ તણો કર્યો;
શુભ લગ્ન માંહે રાયજી, આરંભ વિધિએ અનુસર્યો. ૪
અનેક મુનિવર મળ્યા છે, તે શબ્દ સ્વાહા ઉચરે;
હુતદ્રવ્ય હોમે સફળ મંત્રે, વિપ્ર વેદધુનિ કરે. ૫
સકળ મુનિના સાથ માંહે, મુખ્ય શૃંગી છે તદા;
(જેમ) તારામંડળ માંહે શોભે, રોહિણીવર સરવદા. ૬
પૂર્ણાહુતિ થઇ યજ્ઞની, ત્યારે પ્રગટ અગ્નિ નરખિયા;
યજ્ઞનારાયણ રૂપ જોઇને, મુનિ સરવે હરખિયા. ૭
ચત્વારી શૃંગ ને સપ્ત પાણિ, ચરણ ત્રય દ્વય શિશ;
એમ જ્વાલ માળી પ્રગટ મૂર્તિ, જોઇ હરખ્યા અવધીશ. ૮
પાયસાનુ પાત્ર કરમાં, આપ્યું શૃંગી હાથ;
ત્રિપિંડ કરી ભક્ષણ કરાવો, ત્રિરાણીને સાથ. ૯
પ્રસાદ આપી શૃંગીને હવા, અનલ અંતરધ્યાન;
શૃંગીએ આપ્યો વશિષ્ઠને, અતિ ઘણે આદરમાન. ૧૦
(ત્યારે) વશિષ્ઠે વહેંચણ કરી, ત્રણ પિંડ કીધા તે તણા;
જેષ્ટ ભાગ આપ્યો કૌશલ્યાને, જેના ગુણ છે અતિઘણા. ૧૧
તે થકી મધ્યમ ભાગ બે તે, કર્યા બ્રહ્મ કુમાર;
કૈકે સુમિત્રા તણે કર, ચરુ આપીયા તેણી વાર. ૧૨
કૈકે રીસાવી તે સમે, કરી કોપ બોલી વાણ;
ચરુ જેષ્ટ આપ્યો કૌશલ્યાને, શું અધિક મુજથી જાણ. ૧૩
હું ઘણી વહાલી રાયને, મેં કર્યા બહુ ઉપકાર;
મેં જીતાડયા સંગ્રામમાં, જશ પામીયા નિરધાર. ૧૪

(ત્યારે) બ્રહ્મનંદન કહે રાણી, કરો ચર પ્રાશન,
જો ઝાઝી વાર લગાડશો તો, થશે કાંઈ વિઘ્ન. ૧૫
એમ કહેતામાં કૌતક થયું, એક શમળી આવી ત્યાંહે;
ઝડપ મારી પિંડ લીધો, ઉડી ગઈ નભ માંહે. ૧૬
કલ્પાંત કૈકે કરે છે અતિ, નેત્ર આંસુ ધાર;
શોક ધરતી રૂદન કરતી, થયો હાહાકાર. ૧૭
ત્યારે કૌશલ્યાને નેત્ર સમસ્યા, કરી દશરથ રાય;
સુમિત્રાની સામું જોયું, સમજી તે અભિપ્રાય. ૧૮
કૌશલ્યા નિજ ચર વિષેથી, આપ્યો ચોથો ભાગ;
વળી સુમિત્રાએ આપીયો, તેટલો ધરી અનુરાગ. ૧૯
કૌશલ્યા ને સુમિત્રાના, ચર તણા બે અંશ;
તે કૈકેયે ભક્ષણ કર્યા, એમ સંતોષી અવતંશ. ૨૦
રાણીઓ ચર ભક્ષણ કરી, અતિ હરખીયો મન માંહે;
ઘણાં દાન આપ્યાં રાયજી, મુનિવર લાવ્યા ત્યાંહે. ૨૧
ત્રિયા ત્રણ સગર્ભા થઈ, ઘણું હરખ પામ્યા રાય;
પેલો પિંડ શમળી લેઇ ગઈ, તેનો થયો કવણ ઉપાય. ૨૨
એક હતો વાનર કેશરી, તેની અંજની નામે નાર;
તે પોતાનો આશ્રમ બાંધી, રહેતાં વન મોઝાર. ૨૩
કંઈ પ્રજા નવ થઈ તેહને, ત્યારે વિચાર્યું છે ત્યાંહે;
તપ કરવા બેઠી અંજની, ઋષિમુખ પરવત માંહે. ૨૪
ઘણું કષ્ટ કરતી કામની, તે આરાધે ત્રિપુરાર;
વર્ષ સાત સહસ્ર સુધી, તપ કર્યું તે ઠાર. ૨૫
શિવ પ્રસન્ન થઇને બોલિયા, તું માગ્યને વરદાન;
અંજની કહે મુને પુત્ર આપો, તેજસ્વી બળવાન. ૨૬
શંકર કહે ધન્ય અંજની, તુજ પુત્ર થાશે નેટ;
રુદ્ર જે અગિયારમા, તે પ્રગટશે તુજ પેટ. ૨૭
આ મંત્ર જપ વાયુતણો, બે કર પસારી એહ;
પ્રસાદ આપે પવન તુજને, ભક્ષ કરજે તેહ. ૨૮
શિવજી ગયા એવું કહી કરી, મંત્ર દાન પ્રકાશ;

તે સમે શમળી પિંડ લેઇને, ઉડી છે આકાશ. ૨૯
ત્યારે વાયુ વાયો અતિ ઘણો,છે આજ્ઞા શિવની અભંગ;
પંખિણી તવ વ્યાકુલ થઈ, અતિ ઝપટ લાગી અંગ. ૩૦
ચર ચંચુમાંથી પડયો તતક્ષણ, કર્યું કારજ સાર,
વાયુએ લાવી મૂકિયો, અંજની કર મોઝાર. ૩૧
પ્રસાદ પડિયો કરવિષે, તે જોઈ હરખી એહ;
શિવમંત્ર ભણીને અંજનીએ, ભક્ષ કીધો તેહ. ૩૨
તે શમળી પૂર્વે અપસરા, બ્રહ્મલોક રહેતી જાણ;
સુવર્ચસા દેવાંગના, નામે હતી નિરવાણ. ૩૩
એક સમે બ્રહ્માની સભામાં, નૃત્ય કરતી નાર;
ચંચળતાએ સર્વ સામું, જોતી કામવિકાર. ૩૪
સ્વર માન ચૂકી માનુનિ, વિધિએ તેને દીધો શાપ;
તું ચંચળ દૃષ્ટે જુવે માટે, શમળી થાજે આપ. ૩૫
અનુગ્રહ પૂછયો પ્રમદાએ,ત્યારે પ્રજાપતિ કહે વાણ;
થોડા દિવસમાં રાય દશરથ, યજ્ઞ કરશે જાણ. ૩૬
પ્રસાદ વન્હિ આપશે, રાણીઓને તેણીવાર;
કૈકેતણા કરવિષેથી, ચર લેજે તું નિરધાર. ૩૭
તે પિંડ ભક્ષ કરીશ નહિ તું, ઉડજે આકાશ;
ચરસ્પર્શથી પામીશ પાછી, સત્ય લોક નિવાસ. ૩૮
તે શમળીકેરી ચંચુમાંથી, પિંડ પડીયો ત્યાંહે;
નિજરૂપ ધરીને અપ્સરા ગઇ, બ્રહ્મલોકજ માંહે. ૩૯
ચરં ભક્ષ કીધો અંજની, તે સગર્ભા થઈ તેણીવાર;
દિન દિન વૃદ્ધિ થાય છે, અંજની તેજ અપાર. ૪૦

વલણ

અપાર તેજ અંજની કેરૂં, દિન દિન વૃદ્ધિ થાય રે;
શ્રાતાજન સહુ સાંભળો, કહું હનુમંત જન્મ કથાય રે. ૪૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे पुत्रेष्टि-
यज्ञकरणात्चरप्राप्तिर्नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો

રાગ સામેરી

હવે શ્રોતાજન સહુ સાંભળો ભાવે, હનુમંત જનમકથાય;
પૂરા માસ હવા અંજનીને, પ્રસવ સમે ત્યાંહાં થાય. ૧
સુગમ સમિર દિશાઓ દીપે ને, ફૂલ્યો ફાગણ માસ;
વનમાંથી ઋષિપત્નીઓ આવીને, બેઠી અંજની પાસ. ૨
પુત્રનો જન્મ થયો તેણીવેળા, વાનરકેરો વેષ;
ઉદયાચળ ઉપર જેમ ઉગે, કાન્તિ અંગ દિનેશ. ૩
વિદ્યુત જેવાં કુંડળ ઝળકે, મણિજડિત્ર શિર ટોપી;
વજ્ર કછોટો કોપીન કંચન, કટીએ મુંજી ઓપી. ૪
મહાવીર રણધીરને શોભે, યજ્ઞોપવીતજ સાર;
મુખ પૂસ્છાગ્ર પ્રવાળાં જેવું, રક્ત વરણ સકુમાર. ૫
એવો પુત્રજ પ્રગટયો દેખી, હરખ્યા સરવે કોય:
ક્ષુધાતુર થયો તે બાળક, ચારે દિશાએ જોય. ૬
ત્યારે પ્રાતઃકાળે સૂરજ ઉગ્યો, રક્ત વરણ છે તેહ;
કપિએ જાણ્યું પાકું ફળ છે, ભક્ષ કરૂં હું એહ. ૭
પછે રોમાવળી ફુતકાર કરીને, ગરજના કીધી ઘોર;
દીગ્ગજ કંપ્યા સિંધુ ઉછળ્યા, ધ્રુજી ધરા પદ જોર. ૮
સિંહનાદ કરી તલપજ મારી, ઉછળીયો આકાશ;
દિનકરને ફળ જાણી પોતે, ચાલ્યો કરવા ગ્રાસ. ૯
જેમ વૈકુંઠમાંહે જાયે ઉડયો, વિનતા સુત બળવંત;
એમ સૂરજમંડળ પાસે આવ્યો, ઉછળતો હનુમંત. ૧૦
ત્યારે તાપ ઘણો પ્રગટયો સૂરજનો, દાઝવા લાગ્યો તન;
પવને જાણ્યું પુત્રજ બળશે, વરસાવ્યો શીત પરજન્ય. ૧૧
સૂરજ ગ્રહણ હતું તે દિવસે, રાહુએ રવિને ગ્રસિયો;
જાણ્યું એ ફળ ખાય છે મારૂં, કપિવર વેગે ધસીયો. ૧૨
પછે હનુમંતે લાંગુલની ઝાપટે, રાહુને માર્યો અપાર;
(તેની) પક્ષજ કરવા કેતુ આવ્યો, યુદ્ધ કરવા તેણીવાર. ૧૩

પછી રાહુ કેતુ બેને માર્યા, નાઠા પામી ત્રાસ;
રુદન કરંતા આવી ઉભા, સુરપતિકેરી પાસ. ૧૪
(ત્યારે) ઈંદ્ર ઐરાવત બેસી ચાલ્યો, લીધી ઘણી સેન્યાય;
કપિવર સામો યુદ્ધ કરવાને, આવ્યો સુરપતિ રાય. ૧૫
દારુણ યુદ્ધ થયું તેણીવેળા, વરત્યો હાહાકાર;
દેવની ઉપર અંજનીનંદન, મારે બહુવિધિ માર. ૧૬
પછી ઐરાવતનું પુચ્છ ગ્રહીને, કપિવર કોપ્યો અપાર;
ઈંદ્રસહિત પછાડયો પૃથ્વી, પામ્યો દુઃખ તેણીવાર. ૧૭
ત્યારે ઈંદ્રે ક્રોધ કરીને માર્યું, વજ્ર કપિને શિષ;
તે વજ્રપ્રહારથી મૂર્છા આવી, ધરણી ઢળ્યો પતિ કીશ. ૧૮
(ત્યારે) વાયુએ પુત્ર ખોળામાં લઇને, કરવા માંડયું રુદન;
તેણે પ્રાણ અપાન બે રૂંધ્યા છે, અકળાયાં ત્રણ ભુવન. ૧૯
દેવ સહુ અકળાવા લાગ્યા, પવન બંધ થયો ત્યારે;
શિવ બ્રહ્મા વિષ્ણુ લોકપતિ મુનિ, આવ્યા મળી તે વારે. ૨૦
(ત્યારે) વાયુ પ્રત્યે વિધાતા બોલ્યા, શાને કરે છે રુદન;
દેવ સરવેને જીત્યા એણે, મહા બળીયો છે તન. ૨૧
વિષ્ણુ કહે સુણ વાયુ એ છે, પૂર્ણ પિંડનો પુત્ર;
ચૌદ લોકમાં કોઇ થકી એ, માર્યો મરે નહિ સૂત્ર. ૨૨
હરિએ હસી હનુમંત ઉઠાડયો, મૂકયો મસ્તકે હાથ;
ચિરંજીવી રહેજે એમ બોલ્યા, પોતે વૈકુંઠનાથ. ૨૩
શિવજી કહે મારા નેત્રનો અગ્નિ, બાળે સકળ બ્રહ્માંડ;
તેનો તાપ નહિ એ પુત્રને, બોલ્યા વચન અખંડ. ૨૪
ત્રિશૂળાદિક જે મારાં આયુદ્ધ, તે એને નવ ભેદે;
બ્રહ્મા કહે બ્રહ્મશાપ ન લાગે, શસ્ત્ર એકે નવ છેદે. ૨૫
ઈંદ્ર કહે મારૂં વજ્ર ન વાગે, થાજો વજ્રદેહી બળવંત;
મારે વજ્રે હણાયો માટે, નામ એનું હનુમંત. ૨૬
કુબેર કહે યક્ષ રાક્ષસથી નવ, પામે પરાજય એહ;
વરુણ કહે યુદ્ધમાં યશ થાશે, અભંગ શક્તિ દેહ. ૨૭
યમરાજા કહે કાળદંડ એને, નહિ પીડે અભિરામ;

તે પ્રાણીને યમદંડ નહિ જે, સમરે તારૂં નામ. ૨૮
આશિષ દીધી સરવ મુનિ, થયા વિશ્વામિત્ર કૃપાળ;
કોટી વર્ષે કરમાય નહિ એવી, આપી કમળની માળ. ૨૯
એમ હનુમંતને વરદાન આપી, દેવ ગયા નિરધાર;
મુનિ સરવે નિજ આશ્રમ આવ્યા, વરત્યો જયજયકાર. ૩૦
પ્રાણ અપાન સકળ પ્રાણીના, ગતિ કરવાને લાગ્યા;
અખિલ વિશ્વમાં આનંદ વરત્યો, શોક સરવના ભાગ્યા. ૩૧
(ત્યારે) પુત્રનો શોક ધરીને અંજની, કરતી રુદન અપાર;
(એવે)લોક પ્રાણેશે લાવી મૂકયો, ઉછંગમાં તેણીવાર. ૩૨
(ત્યારે)પુત્રને જોઇ માતા હરખી, વાત્સલ્ય ભાવ અનંત;
રૂદે ચાંપી સ્તનપાન કરાવ્યું, તૃપ્ત થયા હનુમંત. ૩૩
વળી કોઇસમે હનુમંત ભણ્યો છે, સૂરજકેરી પાસ;
અન્ય પુરાણમાં તેહ કથા છે, સૂરજશિષ્ય પ્રકાશ. ૩૪
વળી અન્ય પ્રકારે છે ઉત્પત્તિ, હનુમંત જન્મકથાય;
બહુ ઋષિમતને ભેદે કરીને, કલ્પકથા કહેવાય. ૩૫
તે માટે સંદેહ નવ કરશો, વિવેકી સંત સુજાણ;
એ અકળ ચરિત્રજ દેવતણાં, તે કોણે ન થાયપ્રમાણ. ૩૬
એ હનુમંતની જન્મ કથા કહી, બળ પ્રાક્રમ ચરિત્ર;
જે પ્રાણી સાંભળે ભાવથકી, તે થાયે પુણ્ય પવિત્ર. ૩૭
ગ્રહપીડા થાયે નહિ તેને, વિજય સદા તે પામે;
ભૂત પ્રેત પિશાચ ન પીડે, વિઘ્ન સકળ તે વામે. ૩૮
જંત્રમંત્ર ને તંત્રની વિદ્યા, નાટક ચેટક જેહ;
હનુમંતની કથા સાંભળતાં, બાધા ન કરે તેહ. ૩૯

વલણ

બાધા ન કરે તે પ્રાણીને, વિઘ્ન સરવે જાય રે;
કહે દાસ ગિરિધર કહું હવે, શ્રીરામજન્મ કથાય રે. ૪૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे हनुमानोत्पत्तिकथनं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

# અધ્યાય ૧૪ મો

રાગ ધનાશ્રી

રાય દશરથની ત્રણ રાણી, તે સગર્ભા થઈ ગુણ ખાણી;
ચંદ્ર શુકલ પક્ષનો જેમ, પામે દિન દિન વૃદ્ધિ તેમ. ૧
ત્યારે દશરથ પ્રત્યે વચન, બોલ્યા ગુરુ વશિષ્ઠ પાવન;
જાઓ રાણીઓ પાસે રાજ, જે માગે તે આપો આજ. ૨
જેને જેવી ઇચ્છા હોય, તેના પૂરો મનોરથ સોય;
છે ધર્મ શાસ્ત્રની રીતિ, માટે આચરો એવી નીતિ. ૩
ઉઠ્યા વચન સુણીને રાય, શુભ મુહૂરત જોઇને જાય;
પહેલા આવ્યા કૈકૈને ઘેર, તેણીએ ત્યાં વિચારી પેર. ૪
બેઠી રીસાઇ તેણીવાર, જાણે સર્પિણી ક્રોધ અપાર;
એવું જોઈ અયોધ્યા ભૂપાળ, પાસે આવી બોલ્યા તત્કાળ. ૫
કેમ રીસાઈ તું રાણી, જે માગે તે આપું આણી;
તું વહાલી છે તન મન ધન, બોલ્યને મુજ સાથ વચન. ૬
મુખ મરડી બોલી તેણીવાર, સુણો રાય કહું નિરધાર;
કૌશલ્યાશું રાખો છો હેત, તેને માનો છો પ્રેમસમેત. ૭
રાખો અંતર મારી સાથ, એવું ના ઘટે તમને નાથ;
તે છે વહાલી તન મન ધન, મારી સાથ ના મેળવો મન. ૮
અહીં આવ્યા શું કરવા કાજ, પૂરો તેના મનોરથ આજ;
એવાં સાંભળી રાય વચન, દીધું રાણીને આલિંગન. ૯
પ્રાણવલ્લભા તું મને વહાલી, તને મળવા હું આવ્યો ચાલી;
એમ કહી ઘણાં વિનય વચન, રાણી સંતોષી રાજન. ૧૦
આપ્યાં પટ આભૂષણ સાર, કરાવ્યાં ભૂપે દાન અપાર;
કરી કૈકૈની આશ્વાસ, પછી આવ્યા સુમિત્રાની પાસ. ૧૧
ઉઠી અબળા તેણીવાર, કર્યો નરપતિને નમસ્કાર;
આપ્યું આસન પૂજન કીધું, ઘણી સ્વાગતે માનજ દીધું. ૧૨
મંદહાસ્ય કરીને રાણી, ઉભી સનમુખ જોડી પાણિ;
ઘણાં મીઠાં મધુરાં વચન, સાંભળી સુખ પામ્યા રાજન. ૧૩

જે બોલી હતી કૈકૈ આપ, તેનો લાગ્યોતો રાયને તાપ;
સુમિત્રાનાં વચનરૂપી જળ, તેણે ભૂપ થયા શીતળ. ૧૪
સુમિત્રાનો ઝાલી હાથ, હસી બોલ્યા અયોધ્યાનાથ;
માગ્ય માગ્ય ઇચ્છાવર આજ, પૂરૂં સકળ મનોરથ કાજ. ૧૫
સુમિત્રા કહે સદા આચરણ, ચિત્ત રહેજો તમારે શરણ;
કૌશલ્યાનો પુત્ર થાય રતન, તેની સેવામાં રહે મુજ તન. ૧૬
જેષ્ટની પાળવી આજ્ઞાય, ધરમ નીતિનો એવો ન્યાય;
સુમિત્રાનાં વચન વરિષ્ટ, લાગ્યાં અમૃતથી અતિ મિષ્ટ. ૧૭
હરખીને પછી આપ્યાં ભૂપ, અલંકારને વસ્ત્ર અનુપ;
રાણીને હાથે ઘણાં દાન, અપાવ્યાં દ્વિજને સનમાન. ૧૮
સંતોષીને ચાલ્યા નરેશ, કૌશલ્યા ગૃહે કરીયો પ્રવેશ;
રાણી રહિતવ્યથા થઇ શાંત, બેઠી અંતર ગૃહમાં એકાંત. ૧૯
થયો બ્રહ્મનો આવિર્ભાવ, દેખે રામ સ્વતંતર સાવ;
ઈંદિરાવર પૂરણ બ્રહ્મ, શિવ બ્રહ્મા ન જાણે મર્મ. ૨૦
જેની આજ્ઞા માને લોકપાળ, કરતા જે ઉદે સ્થિતિ કાળ;
કૌશલ્યાનું ઉદર જ્ઞાન ખાણી, છુપાયા તેમાં સારંગપાણિ. ૨૧
અંતરજામી એક નિસંગ, રહ્યા વ્યાપી સર્વે અંગ;
કૌશલ્યા નેત્રે અભિરામ, દેખે સર્વત્ર એકજ રામ. ૨૨
સ્થૂળ સૂક્ષમ કારણ દેહ, ત્રિઅવસ્થા કહીયે જેહ;
તે રહિત થઈ છે વૃત્તિ, ખટ ઉરમી પીડા નથી કરતી. ૨૩
રામ રૂપ થઇ નિષ્કામ, બાહ્ય ભીતર દેખે રામ;
સપ્તમી ભોમિકાએ સ્થિતિ, પરાત્પરતણી જે રીતિ. ૨૪
સમાધિસ્થ બેઠી એક લગ્ન, બ્રહ્માનંદમાં થઇને મગ્ન;
એવી રાણીને દીઠી બેઠી, જોઈ રાયને ચિંતા પેઠી. ૨૫
જાણ્યું એ મુજ સાથે રીસાવી, નવ બોલે ઘણું એ બોલાવી;
રૂદે ચાંપી આલંગન દીધું, હાંક મારી ઘણું હેત કીધું. ૨૬
સુણી રાયનાં પ્રેમ વચન, ઉઘાડયાં કૌશલ્યાએ લોચન;
નથી દેહનું ભાન લગાર, ન જાણે હું છું નર કે નાર. ૨૭
ત્યારે રાજા કહે માગ્ય આજ, તારા પૂરૂં મનોરથ કાજ;

બોલ્યાં કૌશલ્યા રાણી ગંભીર, હું છું જગદાત્મા રઘુવીર. ૨૮
અજ્ઞાન અપેક્ષા નથી, પૂર્ણ કામ હું છું સર્વથી;
રહ્યો વિશ્વ સકળ ભરપૂર, સ્થૂળ લિંગ કારણથી દૂર. ૨૯
મહા કારણ ન હોયે મહારૂં રૂપ, હું તો આત્મારામ અનુપ;
દ્વૈતાદ્વૈત ને જ્ઞાતા જ્ઞાન, નથી મારે ધ્યાતા ધ્યાન. ૩૦
હું તો સાક્ષી સર્વ નિવાસી, સાખી ચૈતન્ય વિશ્વ પ્રકાશી;
સચ્ચિદાનંદ છું અવિનાશી, સુખરૂપ આનંદ વિલાસી. ૩૧
એવું સાંભળી દશરથ રાય, મનમાં ઘણું વિસ્મે થાય;
અરે રાણી તને શું થયું, આજ ભાન તારૂં કયાં ગયું. ૩૨
મને ઓળખ હું છું કોણ, કેમ થઇ ગઈ છેક અજાણ;
તને કરી ગયો રાવણ હરણ, હું લાવ્યો કરી પાણિગ્રહણ. ૩૩
સુણી રાવણકેરૂં નામ, કરી ગર્જના બોલી ભામ;
લાવ્ય ધનુષ્ય બાણ આ દિશ, છેદું રાવણનાં દશ શીષ. ૩૪
ત્રિશિરા ખર દુખર મારૂં, તાડીકા સુબાહુ સંહારૂં;
સુર્પણખાનું છેદું નાક, છોડું બંધ સકળ રિપુ પાક. ૩૫
એમ સકળ ચરિત્ર અશેષ, કહ્યાં રાણીયે સુણતાં નરેશ;
રાય દશરથને દુઃખ જાગ્યું, રાણીને કાંઈ ચેટક લાગ્યું. ૩૬
કર્યું કામણ કોઇએ અચેત, વા વળગ્યું ભૂત કે પ્રેત;
એમ ચિંતા કરી નરદેવ, તેડાવ્યા ગુરુને તતખેવ. ૩૭
આવી જોયું વશિષ્ઠે અનુપ, કૌશલ્યાને દીઠાં રામરૂપ;
જેમ અંજન વિદ્યાવાન, આડ રહિત દેખે તે ધંન. ૩૮
એમ દીઠા વશિષ્ઠે રામ, કોટી કંદર્પ મૂર્તિ શ્યામ;
સ્ત્રીની જે હતી આકૃતિ, તે જોયામાં નથી આવતી. ૩૯
રઘુવર મૂર્તિ ચિત્ત બાંધી, મુનિવરને થઇ છે સમાધિ;
ત્યારે બોલાવે છે રાજંન, નથી બોલતા તે મુનિજન. ૪૦
રાય બીન્યા તેણીવાર, આ તો કૌતક દીસે અપાર;
આ વશિષ્ઠ જેવા મુનિ રાજ, તેને ભૂતે ઝડપ્યા આજ. ૪૧
મોટું ચેટક છે એ માંયે, હવે નાસીને જઇએ કયાંયે;
એમ ચિંતા કરે છે ભૂપાળ, એવે જાગ્યા ગુરુ તતકાળ. ૪૨

ભૂપે પછયું લાગી પાય, ગુરુ કહે નોહે ચેટક રાય;
સાક્ષાત જે શ્રી ભગવાન, શિવ બ્રહ્મા ધરે જેનું ધ્યાન. ૪૩
તે કૌશલ્યા ઉદર અવતાર, આવ્યા હરવા ભૂમિનો ભાર;
તમને ચરિત્ર કહ્યાં જેટલાં, પ્રગટ થઈ કરશે તેટલાં. ૪૪
આજકાલમાં હવે ભૂપ, અવતરશે રામસ્વરૂપ;
એવું સાંભળી દશરથરાય, પામ્યા આનંદ હરખ ન માય. ૪૫
પછે ગુરુને તેડી સાથ, સભામાંહે આવ્યા નૃપનાથ;
ઘણું હરખભર્યા રાજન, આવ્યો પ્રસવ સમયનો દન. ૪૬
અયોધ્યાવાસી નરનાર, તેના હરખતણો નહિ પાર;
ઉદય ચંદ્રનો ઇચ્છે ચકોર, ઘન ચાહે બપૈયા મોર. ૪૭
ભાનું આગમ ફુલે કંજ, કુસુમાકર કોકિલ રંજ;
એમ કુશળ ઇચ્છે પ્રજાય, ક્યારે રાયને પુત્રજ થાય. ૪૮
મેલ્યા અખંડ દીપક દ્વાર, નિશાએ જાગે સહુ નરનાર;
બેઠા ગણક લેઇ ઘડીયાલ, સભા પૂરી બેઠા ભૂપાળ. ૪૯

વલણ

ભૂપાળ બેઠા સભામાંહે, વશિષ્ઠ આદે મુનિજન રે;
વાટ જુવે છે વધામણીની, ક્યારે પ્રગટે જુગજીવંન રે. ૫૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे कौशल्यायां श्रीरामाविर्भावो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥

# અધ્યાય ૧૫ મો

રાગ દોહા

દેવ સકળ ત્યાં આવીયા, સુતિકા ઘર જે ઠાર;
ગર્ભ સ્તુતિ કરતા સહુ, અદૃશ્ય રહી નિરધાર. ૧
અગ્ર રહ્યા સહુ દેવને, બ્રહ્મા ચતુર સુજાણ;
પ્રભુ પ્રગટ્યા આગમ લહી, સ્તવતા મધુરી વાણ. ૨

બ્રહ્મ ઉવાચઃ—

જયજય અગમ અગાધ, બોધ અવિચળ અવિનાશી;
આદિ પુરુષ અવ્યક્ત, હરિ સચરાચરવાસી. ૧

અખિલ વિશ્વ આધાર, અમલ અજ અંતરજામી;
પૂરણ કામ પરમેશ, પરાત્પર વ્યાપક સ્વામી. ૨
અપરિછિન્ન આનંદરૂપ, સર્વજ્ઞ સુખાકર;
બ્રહ્મ સચ્ચિદાનંદ, જ્ઞાનઘન નિર્ગુણ ગુણાકર. ૩
નિગમ અગમ વાગીશ, ઈશિ અજસિદ્ધ અમર ગણ;
પાર ન પામે સકળ, લક્ષણા કરે વિશેષણ. ૪
મનવાણી ગોતીત, અગોચર નવ્ય પ્રમાણે;
દારૂ દારા સૂત્રધાર, કરતા નવ જાણે. ૫
આત્મારામ અગ્રાહ્ય, અપાર અદૃશ્ય અનાદિ;
અકળરૂપ અવિધાર, સકળ સૃષ્ટિ કર આદિ. ૬
તદપિ નિજ ઇચ્છાય, ભક્ત ગો સુર દ્વિજ કારણ;
સ્થાપન ધર્મ અશેષ, ધરે વિવિધી તનુ ધારણ. ૭
અંશ કળા યુદ્ધ વ્યુહ, રૂપ અદ્‌ભુત વર ધરતા;
નિજ જન પૂરણ કામ, અનુગ્રહ નિગ્રહ કરતા. ૮
મચ્છરૂપ ધરી વેદ, ગ્રહ્યા શંખાસુર માર્યો;
કૂર્મધરા ધરી નિધિ, મથન મંદ્રાચળ તાર્યો. ૯
રૂપ વરાહ વિશાળ, ગ્રહણ કરી ભૂમિ સ્થાપી;
હિરણ્યાક્ષ હત કર્યો, વિમળ કીર્તિ જગ વ્યાપી. ૧૦
ભીમ ભયંકર તનુ, નરહરિ સ્થંભ વિદાર્યો;
હિરણ્યકશ્યપુ હણ્યો, ભક્ત પ્રલ્હાદ ઉગાર્યો. ૧૧
વામન થઇ બળીદ્વાર, જઇ જાચી ભૂ ત્રિક્રમ;
કરી સુરપતિની સહાય, વિસ્તર્યું અદ્‌ભુત વિક્રમ. ૧૨
ભૃગુકુળ કમળ પતંગ, પરશુધર સહસ્ત્ર ભુજારી;
નક્ષત્રી એકવીશવાર, કરી ભુવ દ્વિજ કરધારી. ૧૩
અબ ઉદયાચળ ઉદર, માત કૌશલ્યા કેરો;
ઉદય હોઉ શ્રીરામ, રવિ હર વિશ્વ અંધેરો. ૧૪
અસુર સઘન વન વિપુલ, દુષ્ટ દશમુખ આદિ સબ;
જાત વેદ* રઘુવીર, જન્મ ધરી દહન કરો અબ. ૧૫

* અગ્નિ.

દેવહીન હોઈ રહે, વેદપથ ધરમ નિવારે;
ઉતારો ભૂભાર, કરો સુર સંત સુખારે. ૧૬
જય જય શ્રીજગદીશ, પ્રભો જન આરત ભંજન;
ગંજન વિમુખ સમૂહ, સદા મુનિજન મનરંજન. ૧૭
જય જય દીનદયાળ, હરિ શરણાગતવત્સળ;
પ્રગટ થાઓ પરિબ્રહ્મ, કરો પાવન પદ ભૂતળ. ૧૭
જય જય જગન્નિવાસ, રમાપતિ સંકટમોચન;
કોટી કામ લાવણ્ય, છબી હમ નિરખહુ લોચન. ૧૮
જય અપાર ગુણ નામ, રૂપ અદ્‌ભુત ચરિત્ર વર;
ત્રિવિધિ તાપહર વિમળ, સુધા સમ શ્રવણ મંગળકર. ૨૦
કરુણાનિધાન ભગવાન જય, પુણ્યશ્લોક પાવન કરણ;
અબ પ્રગટ હોઉ ગિરિધર પ્રભુ, જય રઘુપતિ અશરણ શરણ. ૨૧

દોહરો

ગર્ભસ્તુતિ કરી દેવતા, રહી આકાશ વિમાન;
પુષ્પ અંજલી ગ્રહી જુવે, જન્મ સમય ભગવાન. ૨૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे ब्रह्मादिकृतं श्रीरामस्य गर्भस्तुति नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥**

---

## અધ્યાય ૧૬ મો

રાગ ધવળ ધનાશ્રી

શ્રીરામજન્મ મંગળ સુખદાયક, ગ્રહ સકળ અનુકૂળજી;
દશે દિશા દીપ્તમાન થઈ, શુભ લગ્ન છે મંગળ મૂળજી. ૧
ઋતુ વસંત ચૈત્ર નોમી શુભ, શુક્લ પક્ષ મધ્યાનજી;
પુષ્ય નક્ષત્ર રવિવારે પ્રગટયા, રઘુવર રૂપ નિધાનજી. ૨
દેવદુંદુભી વાગ્યાં નભમાં, પુષ્પની વૃષ્ટિ થાયજી;
સુર વિમાનની ભીડ થઈ, ગુણ ગાંધર્વ કિન્નર ગાયજી. ૩
સુતિકા ગૃહમાં કૌશલ્યાજી, જોતાં થઈ સાવધાનજી;
વર્ષ અષ્ટાદશકેરી મૂર્તિ, પ્રગટયા શ્રીભગવાનજી. ૪

શંખચક્ર ગદા પદ્મ બિરાજે, ચતુર્ભુજ ઘનશ્યામજી;
કુંડળ મુગટ આભૂષણમંડિત, લાજે કોટિક કામજી. ૫
પીળું પીતાંબર પદનખમણિદ્યુતિ, કમળ કોમળતા ભ્રાજે જી;
વજ્રાંકુશ ધ્વજ મચ્છની આદે, રેખા અષ્ટાદશ રાજેજી. ૬
એવા હરિને કૌશલ્યાએ, ઉભા દીઠા પાસજી;
પૂરવની સ્મૃતિ ત્યાં આવી, ઓળખિયા અવિનાશજી. ૭
કૌશલ્યાએ સ્તુતિ બહુ કીધી, કર જોડી તેણી વારજી;
બાળકરૂપે રામ થયા, પછે દશરથ રાજકુમારજી. ૮
શિશુરૂપે થઇ શય્યામાંહે, કરવાને લાગ્યા રુદનજી;
(ત્યારે) સર્વે જાણ્યું જે પુત્રજ પ્રગટ્યો, હરખ વધાઈ ધન્યજી. ૯
એવા સુતને જોઇ કૌશલ્યા, આશ્ચર્ય પામ્યાં મનજી;
પ્રસવતણી પીડા નવ જાણી, જે ક્યારે પ્રગટ્યો તનજી. ૧૦
વાજીંત્ર અગણિત વાગવા લાગ્યાં, દેવનાં દુંદુભીનાદજી;
જયજયકારતણી ધુનિ ઉઠી, ઉપન્યો અતિ આહ્લાદજી. ૧૧
વધામણીયા તે દોડ્યા વેગે, મળીયાં જાચકવૃંદજી;
અવધપુરીમાં ઘેરઘેર મંગળ, નરનારી આનંદજી. ૧૨
કનક થાળ કુમકુમ દધિ અક્ષત, મંગળ વિધિ ઉપચારજી;
નવલત્રિયા સહમંગળ ગાતી, આવી રાજદ્વારજી. ૧૩
કૌશલ્યાને વધાવે વિનતા, જોતી કુંવરનું મુખજી;
શેષ સહસ્ર શકે નહિ વરણવી, તેહ સમેનું સુખજી. ૧૪
નૃપ દશરથ સુખ પામ્યા અતિ ઘણું, બ્રહ્માનંદમાં મગ્નજી;
મુનિમંડળમાં વશિષ્ઠ વિરાજે, સાધે સુગ્રહ જન્મ લગ્નજી. ૧૫
અનેક મુનિવર તે સમે આવ્યા, દશરથને દરબારજી;
સરવ મળી મહાપર્વવિષે જ્યમ, જાય પ્રયાગ મોઝારજી. ૧૬
તે સમે ઉઠ્યા દશરથ પુત્રનું, મુખ જોવાને જાયજી;
વશિષ્ઠ આદે મુનિવર સાથે, ઉર આનંદ ન માયજી. ૧૭
સ્નાન કરી શુભ અંબર પેહેર્યાં, સ્વસ્તિવાચન થાયજી;
કોટિ કંદ્રપસમ રામચંદ્રમુખ, જોયું દશરથ રાયજી; ૧૮
જન્મઅંધ લોચન પામે જ્યમ, નિર્ધન ધનભંડારજી;

એમ પુત્રને જોઇ દશરથ રાજા, પામ્યા હર્ષ અપારજી. ૧૯
જાત કર્મ પછી કર્યું કુંવરનું, વેદવિદિત મહિમાયજી;
ભીડ ઘણી થઇ જાચકની તવ, દાન આપતા રાયજી. ૨૦
આભૂષણ પટ મુકતા માણેક, ગજ રથ અશ્વ અનેકજી;
ગોપૃથ્વી ગૃહ ગામવિધિએ, લેતા વિપ્ર વિશેકજી. ૨૧
દશરથે દાન કર્યાં જળ મૂકી, સરિતા ચાલી ત્યાંહેજી;
તેની સંખ્યા કોણ કરે થયો, સંગમ સરજ્યું માંહેજી. ૨૨
વિપ્ર બંદીજન માગધપાસે, લૂંટાવ્યા ભંડારજી;
જેણે જેમ લેવાય તેમ લીધું, દ્રવ્ય તણો નહિ પારજી. ૨૩
જાચક સરવ અજાચક કીધા, ભિક્ષુક થઈ ગયા ભૂપજી;
લક્ષ્મીપતિ દશરથ ઘેર પ્રગટયા, ઇશ્વર અકળ અનુપજી. ૨૪
તેણે સમે નૃપકેરી રાણી, સાતસેં આવી ત્યાંહેજી;
મુક્તા કુસુમ વધાવે વિધિયે, બેઠી મંદિર માંહેજી. ૨૫
(જેમ) આદિ માયા ભગવતી પાસે, અનંત શક્તિઓ આવેજી;
એમ કૌશલ્યાની પાસે આવી, રાણીઓ હરખે બોલાવેજી. ૨૬
રત્નજડિત્ર પર્યંકની ઉપર, છત્ર અનોપમ ઝળકેજી;
ચંદ્ર વરણ ચામર બે પાસે, ચંચળ થાતાં ચળકેજી. ૨૭
તેની ઉપર કૌશલ્યાજી બેઠાં, શ્રીરામને લેઈ ઉછંગજી;
કિંકરી અનેક સેવામાં સત્વર, વિચરે નાના રંગજી. ૨૮
સ્વસ્થ થઇ નૃપ દશરથ બેઠા, કરી મુનિવરની સભાયજી;
જન્મપત્રિકા વશિષ્ઠ વાંચે, સાંભળો દશરથ રાયજી. ૨૯
(એ) ક્ષીરસાગરવાસી નારાયણ, આદિ પુરુષ ત્યાં જેહજી;
દુષ્ટસંહારક નિજજનતારક, અવતરિયા છે એહજી. ૩૦
સકળ જીવના અંતર્યામી, ઉત્પત્તિ સ્થિતિ અવિનાશજી;
આત્મારામ રમે સઘળે માટે, રામનામ અભિધાનજી. ૩૧
દ્વાદશ વર્ષના પુત્ર થશે, બળ પ્રાક્રમ વિદ્યા જેહજી;
એક મુનિ જાચીને લેઇ જાશે, યજ્ઞરક્ષા કરશે એહજી. ૩૨
એમ ભવિષ્ય મુનિ સહુ કહેવા લાગ્યા, આગમ રામચરિત્રજી;
શ્રવણ કરે દશરથ કૌશલ્યા, પાવન પુત્ર પવિત્રજી. ૩૩

શ્રીરામચંદ્ર સ્તનપાન કરંતા, જગજીવન આધારજી;
નેત્રતણી સમસ્યા કરી નાથે, ગુરુને તેણી વારજી. ૩૪
ચરિત્ર સકળ કહેજો રાયનું, પણ મરણ ન કહેશો એવજી;
એમ સમસ્યામાં સૂચવીયું પોતે, ગુરુ સમજ્યા તતખેવજી.૩૫
(પછે) યજ્ઞરક્ષણથી માંડી કથા કહી, રાવણ કુળ સંહારજી;
દશરથ મરણવિના ગુણ સઘળા, ગુરુએ કર્યા વિસ્તારજી.૩૬
ત્યારે સુમિત્રાને પુત્ર થયો, આવી વધામણી તતકાળજી;
ગુરુસહિત મુનિમંડળ તેડી, આવ્યા ત્યાં ભૂપાળજી. ૩૭
જાતકર્મ કુંવરનું કરીયું, આપ્યાં બહુવિધિ દાનજી;
તેણે સમે કૈકૈને પ્રગટયા, સુંદર બે સંતાનજી. ૩૮
અવધપતિને આનંદ ન માયે, જાચકનાં દુઃખ કાપ્યાંજી;
જાતકર્મ કર્યું બે પુત્રનું, દાન અપરિમિત આપ્યાંજી. ૩૯
ચારે પુત્ર થયા દશરથને, આનંદ્યા તેણી વારજી;
બાર દિવસ મહા ઓચ્છવ વરત્યો, અવધપુરી મોઝારજી.૪૦
ત્રયોદશામે દિન વશિષ્ઠ મુનિએ, જન્મપત્ર કર લીધાંજી;
ચારે પુત્રનાં વિધિએ કરીને, નામકરણ ત્યાં કીધાંજી. ૪૧
વૈકુંઠવાસી કૌશલ્યાસુત, નામ તેનું શ્રીરામજી;
શેષતણો અવતાર સુમિત્રી, લક્ષ્મણ એવું નામજી. ૪૨
કૈકૈના બે પુત્ર તે હરિના, શંખ ચક્ર અવતારજી;
ભરત શત્રુઘ્ન નામજ પાડયાં, ગુણ બળ તેજ અપારજી.૪૩
એમ ચાર પુત્રનાં નામજ પાડયાં, ગુરુએ તેણીવારજી;
શ્રીરામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, વરત્યો જયજયકારજી. ૪૪

વલણ

જયજયકાર થયો અવધપુરમાં, દશરથ હરખ્યા અતિ ઘણું;
શ્રોતાજન સહુ સાંભળો, કહું બાળચરિત્ર રાઘવતણું. ૪૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामलक्ष्मणभरतशत्रुघ्नजन्मकथनं नाम षोडशोऽध्यायः॥१६॥

# અધ્યાય ૧૭ મો

રાગ આશાવરી

શ્રીરામચરિત્ર કથારસ અમૃત, પાવન સુખદ અપાર;
જે આદરે શ્રવણ કરે નહિ, તેની બુદ્ધિને ધિક્કાર. ૧
વક્તા વિવેકી બૃહસ્પતિ જેવા, મૂરખ શ્રોતા હોય;
તો વ્યર્થ કથા જાયે તે સાદર, શ્રવણ કરે નહિ કોય. ૨
વક્તાની વાણી મિથ્યા જ્યમ, ઉજ્જડ વનમાં રુદન;
સુખ દુઃખ તેને કોઇ ન પૂછે, એમ શ્રોતા મૂરખ જન. ૩
જેમ ખટરસ ભોજન ભાત્યે ભાત્યનાં, જમનારો રોગિષ્ટ;
સ્વાદ કશો રુચે નહિ તેને, ધર્મશાસ્ત્ર પાપિષ્ટ. ૪
જન્મ અંધને દર્પણ જેવું, કાગને અમૃત આહાર;
ઉંટને રંભાફળનું ભોજન, શૂકર×ને ઘનસાર*; ૫
એમ શ્રોતા મુરખ દેખીને થાય, સરસ્વતીને સંતાપ;
રાજકન્યા જ્યમ પદ્મની સુંદર, ષંઢને દીધી આપ. ૬
જ્યમ પતિસેવામાં જારણી રહે નહિ, ભગ્ન પાત્રમાં નીર;
એમ મૂરખના રુદેમાંહે ઠરે નહિ, રામકથા ગંભીર. ૭
કવિતા સિંધુમાં અર્થ રત્ન તે, નવ જાણે મતિમંદ;
જ્ઞાતા ભગવતી એ રસ જાણે, જે કાવ્ય કથા નભ ચંદ. ૮
તે માટે શ્રોતાજન સુણજો, સાદર શ્રદ્ધાસહિત;
શ્રીપુરુષોત્તમ દશરથ ઘેર પ્રગટયા, પુરમાં હરખ અમિત. ૯
શ્રીરામજન્મથી સકળ વિશ્વમાં, વરત્યો જયજયકાર;
એક લંકામાંહે શોક પડયો, ધરાકંપ થયો તેણીવાર. ૧૦
સિંહાસન દશાનન બેઠો, ભાગી પડયું તવ છત્ર;
મુગટ ખસી પડયા શીષવિષેથી, કંપ્યો રાવણ તત્ર. ૧૧
ત્યારે આદર્શમાં અવલોકયું રાવણે, દીઠાં નહિ દશમુખ;
એવા માન શુકન જોઇને મતિમંદ, પામ્યો મનમાં દુઃખ. ૧૨
મંદોદરીને સ્વપ્ન આવ્યું, પામી ઘણું પરિતાપ;
જાણે સહિત સુલોચના અંગ પોતાનું, વિધવા દીઠું આપ. ૧૩

---

× ભુંડ, * કપુર,

રાણીએ સ્વપ્નની વાત કહી ત્યારે, બોલ્યો રાવણ વાણ;
દૈવ જે ઇશ્વર આપણી ઉપર, કોપ્યા નિશ્ચે જાણ. ૧૪
જેની ઉપર દૈવ કોપે તેને, થાયે વિઘ્ન અનેક;
ક્ષીણ પામે બળ પોતાનું થાય, વેરીનું બળ વિશેક. ૧૫
તે લાભ જાણી ઉદ્યમ કરે પણ, આવે તેમાં હાણ;
વિજય ઠામે પરાજય પામે, વહાલાં વેરી થાય જાણ. ૧૬
આપણું રાજ ત્રિયા ને સંપત્તિ, ગજ રથ વાહન જેહ;
તે શત્રુ ભોગવે આપણ જોઇએ, દૈવ રૂઠયો હોય એહ. ૧૭
જે લખ્યું હશે તે થશે સુંદરી, સુખ દુઃખ કરમ સમાન;
માટે ચિંતા શાને કરે છે, હું છું મહા બળવાન. ૧૮
પછે પ્રધાનપ્રત્યે રાવણ કહે છે, સાચવો નગ્રને રાજ;
રાતદિવસ સાવધાન રહો, કોઇ શત્રુ ઉદે થયો આજ. ૧૯
એ રીતે આગમ જણાવ્યું, બીન્યો રાવણ રાય;
હવે અવધપુરીમાં દિન દિન અદકો, આનંદ ઉત્સવ થાય. ૨૦
રામજન્મ સુખમંગળકારી, નિરભે લોક પ્રસન્ન;
માગ્યા મેહ વરસે વસુધાતળ, પાકે છે ઘણું અન્ન. ૨૧
વૃક્ષ સદા અમૃત ફળ આપે, ત્રિકાળ દુઝે ધેનું;
વ્યાધિ દરિદ્ર ન ચિંતા કોને, થાય નહિ દુઃખ દેહેનું. ૨૨
સ્વરૂપ સુંદર નરનારીનાં, મૂઢ થયા વિદ્વાન;
ચારે વર્ણ ધર્મ નિજ પાળે, ભૂપતિ ઇંદ્ર સમાન. ૨૩
કૌશલ્યા ઉદયાચળમાં જ્યારે, ઉગ્યા દિનમણિ રામ;
તસ્કર ઉલૂક તે અંધ થયા, મૂકયાં જાર ચોરીનાં કામ. ૨૪
વેદાંત શાસ્ત્રે કરીને સર્વે, મતનો થાયે છેદ;
વિષયાસક્તિ ટળે સહુ જ્યારે, પ્રગટે દઢ નિર્વેદ. ૨૫
એમ રામજન્મથી કામ ક્રોધ મદ, અન્યા અધરમ જેહ;
શોક દુઃખ દુષ્કાળ દોષ સહુ, નાશ થયા છે તેહ. ૨૬
દ્વિતીયાચંદ્રની પેરે દિન દિન, વૃદ્ધિ પામે કુમાર;
માતપિતાની આંખ ઠરે, જોઇ હરખે છે નરનાર. ૨૭
કનકમણિના પારણામાંહે, ચારે પુત્ર ઝુલાવે;

હરખે હાલરૂ ગાતી માતા, હેત કરીને હુલાવે. ૨૮
અનેક નારીઓ આવે નગરની, ઝુલાવે કરીને હેત;
નોછાવર કરી લેતી ઓવારણાં, ભક્તિ પ્રેમસમેત. ૨૯
શ્રીરામચંદ્રનું મુખ નિરખીને, દેતી ત્રિયા આશિષ;
કૌશલ્યાજી પુત્ર તમારો, જીવજો ક્રોડ વરીષ.* ૩૦
કુંવરને કર્ણવેધ કૃત્ય કીધું, સરવે પામ્યાં સુખ;
ઉછંગ લેઈ પયપાન કરાવે; જનની જોતી મુખ. ૩૧

વલણ

મુખ જોઇ સુખ પામે દશરથ, ચારે પુત્ર રતંન રે;
લાડ લડાવે કુંવરને કૌશલ્યા હરખે મંન રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम-जन्मानंतरं रावणभयोत्पत्तिर्नाम सप्तदशोऽध्यायः ॥१७॥**

# અધ્યાય ૧૮મો

રાગ વેલીનો ઢાળ

શ્રીરામ કથા જશ નિર્મળ છે પુણ્ય પવિત્રજી,
જથામતિએ કરી ગાઉં તે બાળ ચરિત્રજી. ૧
પ્રભુ ખટ માસના થયા ઝુલે છે પારણે,
સાતસેં રાણીઓ આવે ઝુલાવા કારણે. ૨
મેલી મુખકમળમાં અંગુઠો ધાવતા,
કીલકી હુંકાર કરી માતાને બોલાવતા. ૩
આવી ઋતુ શરદકેરી પુનમની રાતડી,
કરી એક કૌતકલીલા તેની કહું વાતડી. ૪
ચોકમાં પારણું મૂકી સુવાડયા રામને;
માતા હાલો ગાય ઝુલાવે પૂર્ણકામને. ૫
તેણે સમે ચંદ્રમા ઉગ્યો દિશાઓ દીપાવતો,
કળાઓ પૂર્ણ કિરણે જનમન ભાવતો. ૬

* વર્ષ.

તેનું પ્રતિબિંબ પડયું સુતમુખ હેજમાં,
જાણે બીજો ચંદ્રજ ઉદે થયો થંભ તેજમાં. ૭
સામસામી ચંદ્ર દેખાયા તેજ એક તારમાં,
કૌશલ્યાએ કૌતક દીઠું પડયાં છે વિચારમાં. ૮
આ તે શું ચેટક હશે કે મને સ્વપ્ન થયું,
વદન વિધુ દેખાયો મુખ એનું કયાં ગયું. ૯
એવે ત્યાં ભૂપતિ આવ્યા આનંદ ન માયજી,
મુખમાં ચંદ્રમા દીઠો વિસ્મય થયા રાયજી. ૧૦
આકાશમાં એક દેખાયે બીજો સુતને મુખે,
નિશાકર જુગ્મ દેખી ભૂલ્યા નૃપ ભર્મ વિષે. ૧૧
પુત્ર લીધો પારણામાંથી દશરથ રાયજી,
લેઇને મંદિરમાં આવ્યા વિસ્મે ઘણું થાયજી. ૧૨
રૂપ જોઇ રીઝયા રાજા એ સુંદર શ્યામનું,
જેવું હતું તેવું દીઠું મુખ શ્રીરામનું. ૧૩
ગુરુને તેડાવીને પૂછયું બ્રહ્મ પુત્ર બોલીયા,
વશિષ્ઠે વિચારી લીલા મગ્ન થઇ ડોલીયા. ૧૪
અરે નૃપ એ સુત જાણો નારાયણ રૂપ છે,
અલૌકિક લીલા કરશે ત્રિભુવનભૂપ છે. ૧૫
મુખમાંહે ચંદ્રજ દીઠો માટે કારણ કહ્યું,
આજથી નામજ એનું રામચંદ્ર કહો સહુ. ૧૬
ભૂપ સુણી આનંદ પામ્યા દાન ઘણાં આપીયાં,
એવી નિત્ય નવી લીલા જોઇ સુખ વ્યાપીયાં. ૧૭
એક સમે રાય રમાડે તે પૂરણ કામને,
ચોકમાં ચોકી ઉપર બેઠા લેઇ રામને. ૧૮
પ્રાતઃ સમે નગર નારી આવીને બોલાવતી,
રામ છબી કંદર્પ કોટી જોવા મિષ આવતી. ૧૯
પ્રભુ કીલકારી કરતા સમજાય ન વેણમાં,
અંતરનો નેહ જણાવે પોતાના નેણમાં. ૨૦
ઓવારણાં લેઇ જાયે જોઇ રઘુવર રાજને,

વળી બીજી બાળા આવે મૂકી ઘરકાજને. ૨૧
સખીપ્રત્યે સખી કહે છે સુણુ મારી માવડી,
રાજ દરબારમાં ગઇતી જોઇ આવી આ ઘડી. ૨૨
આંગણે ભૂપતિ બેઠા લેઇ શ્રીરામને,
શી કહું રૂપની શોભા લજાવે કામને. ૨૩
નાજુક આભૂષણુ ઓપે કંચન હીરે જડયાં,
ચપળ ચક્ષુ મીન જાણે સુધારસમાં પડયાં. ૨૪
મુખ શશી કંજ લજાવે કુંડળ છે કાનમાં,
નેત્રના ચાળા કરી સમજાવે સાનમાં. ૨૫
ખીટલીયાળા કેશ ઝુમે લંછન મુખચંદ્રનાં,
જાણે આવ્યાં અમૃત પીવા બાળક ફણીંદ્રનાં. ૨૬
ટોપી શીર ઉપર ઝળકે ઝાલર મોતીતણી,
જુગરદ મુખમાં ચળકે જાણે હીરાકણી. ૨૭
અંગો અંગ મીનકેતન વરશી રહ્યો વાસ કરી,
રૂપના ભૂપ શિરોમણિ જોતાં મારી આંખ ઠરી. ૨૮
ઠગારી શી હું ઠગાઇ નેત્ર આનંદમાં,
ભલી ભલી ભામા ભૂલે ભૃકુટી ફ઼ંદમાં. ૨૯
સંસારનાં કારજ સરવે ભૂલી એને ભજું,
નર જોઇ મોહ પામે નારીનું શું ગજું. ૩૦
બેની મેં તો જ્યારનું જોયું રઘુવર રૂપને,
જ્યાંહાં જોઉં ત્યાંહાં દેખું એ રૂપના ભૂપને ૩૧
દશરથ કૌશલ્યાનાં સુકૃત ઉદે થયાં,
પુણ્યતરૂ પ્રફુલ્લ થયાં પુત્ર ફળ આવીયાં. ૩૨
એમ સહુ પુરની નારી ગાયે ગુણ ગ્રામને,
આવે નિત રાજદ્વારે નિરખવા રામને. ૩૩
મણિબંધ આંગણામાંહે રમે પ્રભુ રીઝમાં,
ક્યારે વઢે ક્યારે પડે ક્યારે રડે ખીજમાં. ૩૪
જાનુ કરવડે ચાલે ઘુઘરી બાજતી,
પાયે નેપૂર કાટએ કિંકણી વાજતી. ૩૫

પીતજધુલીયું પહેર્યું ઘનશ્યામ અંગમાં,
જરકશી કોર્યો ઝળકે બુટ્ટા બહુ રંગમાં. ૩૬
ટોપી શિર ઉપર શોભે કુંદન મઢાવની,
રૂદેપર ચોકી ચળકે દીપક જડાવની. ૩૭
મોતીના કુંડળ કાને સોહીયે કર સાંકળાં,
પ્રતિબિંબ આભૂષણનાં એક એકમાં મળ્યાં. ૩૮
સિંહ નખ સોને મઢયો હાલરૂં ઓપતું,
ઉર આકાશ મણિ રંગ ગ્રહ દ્યુતિ લોપતું. ૩૯
બાળવિધું આનન ઉપર કેશ ઝુમી રહ્યા,
કરપદ કંજ સુકોમળ નખ જાણે મણિ ગ્રહ્યા. ૪૦
અણીયાળી આંખડી આંજી બિંદુ દીધો ભલો,
કપાળે કૌશલ્યાએ કરીયો કુમકુમ ચાંદલો. ૪૧
અલબેલો આંગણે રમતા રમકડાં લેઇને,
ચપળ ગતિએ ચાલે જાનુ કર દેઇને. ૪૨
ચાલવા શિખ્યા ચારે તોતળું બોલતા,
પુત્રને રમાડવા પૂંઠે દશરથ ડોલતા. ૪૩
ખોળામાં લેઇને રાજા બોલવું શિખાવતા,
કર ચપટી વજાડી સુતને નચાવતા. ૪૪
દશરથ પુત્રને જોઈ પ્રેમ મન આણતા,
પોતાનું ભાગ્ય સરાહે વિધિને વખાણતા. ૪૫
ભૂખ્યા થાય ત્યારે રોતા પયપાન કરાવતાં,
નવાં નવાં નિત્ય આભૂષણ તે અંગ ધરાવતાં. ૪૬
બે વર્ષના બાળક થયા રમે ઘણા રંગમાં,
બંધુ આદે બીજા સખા છે સંગમાં. ૪૭
ભોજન સમે બોલાવે તોયે નથી આવતા,
નાસીને બારણે જાય રડતાને રીસાવતા. ૪૮
કૌશલ્યા પુંઠળ ધાયે પુત્રને બોલાવતી,
મધુરી મીઠી વાણી કહે મન ભાવતી. ૪૯
આવો મારા કુંવર કાલા જાઉં તારે વારણે,

ઘણી વાર થઇ છો ભૂખ્યા રમો છો બારણે. ૫૦
રૂદે ચાંપી ચુંબન કીધું કેડે લઇ આવતાં,
પુત્રને ભોજન કરાવે રૂડાં મનભાવતાં. ૫૧
પાસે લેઇ ભૂપતિ બેઠા વિશેકે વહાલમાં,
ચારેને ભોજન કરાવે પોતાના થાળમાં. ૫૨
એવાં સુખ જોઈ રાજા બ્રહ્માનંદ પામતા,
મગ્ન થઈ લાડ લડાવે સુખે દિન વામતા. ૫૩
વૈકુંઠાધીશ વિશ્વંભર બ્રહ્મ જેને જાણીયે,
તે પ્રભુ પુત્રજ થયા શું ભાગ્ય વખાણીયે. ૬૪
બ્રહ્મા શિવ શેષને નારદ વખાણે ભૂપને,
આવે નિત્ય પ્રત્યે જોવા રઘુવર રૂપને. ૫૫

વલણ

રૂપ જોઈ રઘુવરતણું, મોહ પામે નરનાર રે;
પાંચ વરસના પ્રભુ થયા ત્યારે, કરતા લીલા અપારરે. ૫૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामस्य बालचरित्रकथनं नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥**

## અધ્યાય ૧૯ મો

રાગ ધનાશ્રી

થયાપંચવર્ષનાચારેકુમારજી, અંગેધરતાવિવિધશણગારજી
સહુમાં મોટા છે શ્રીરામજી, નિજજનકેરા પૂરણ કામજી. ૧

ઢાળ

કામ પૂરણ રામજી, જેની કથા પુણ્ય પવિત્ર;
વસ્ત્ર ભૂષણ અંગે ધરીને, કરતા રામ ચરિત્ર. ૨
કર કનક સાયક ચાપ નાનાં, ગ્રહી રમતા રામ;
અસુર કરી પાષાણના, શિર છેદતા અભિરામ. ૩
તે દૂર બેઠા જુવે દશરથ, પુત્ર મૂકે બાણ;
તે ભણ્યાવિણ ભૂલે નહિ, શિર ચોટ મારે જાણ. ૪
ત્યારે સભાજન કહે રાયને, મહા પુત્ર બળિયા એહ;

સિંહતણા હોય સિંહ નિશ્ચે, તેમાં નહિ સંદેહ. ૫
વશિષ્ઠ ગુરુને પૂછીને, શુભ લગ્ન મુહૂરત દીધ;
ઉપવિત ધરવા પુત્રને, દશરથે આદર કીધ. ૬
અનેક મુનિવર તેડિયા, ભોજન નાના ભાત;
સજ્જન પૂરે હલમલ કરે, આનંદમાં દિનરાત. ૭
ચારે સુતને મુંજીબંધન, કરાવ્યું ઋષિરાય;
ઉપવિત અંગે ધરાવ્યાં, તે નિગમ પથ મહિમાય. ૮
વશિષ્ઠ ગુરૂએ આપીયો, જે ગાયત્રીનો મંત્ર;
કુળધર્મ ક્ષત્રીતણો જે, વળી વેદ મારગ તંત્ર. ૯
વાજીંત્ર વાગે અતિ ઘણાં, ને સ્વસ્તિ મંત્ર ભણાય;
કીર્તિ જાચક વખાણે, ઘણું દાન આપે રાય. ૧૦
ચાર દિન ભોજન કરાવ્યું, નગર સહુ તેણીવાર;
વિપ્રને બહુ દાન આપી, વળાવ્યા નિરધાર. ૧૧
જે વેદવંદ્ય જગત ગુરુ તે, થયા છે વ્રતબંધ;
પછે વિદ્યા ભણવા ચારે, બેઠા ગુરુ વશિષ્ઠ સંબંધ. ૧૨
જેની શ્વાસા નિગમ કહાવે, તે ભણ્યા આગમ વેદ;
ધર્મપાળક પ્રભુ તે ગુરુ, સેવતા ગત ભેદ. ૧૩
સહુ લોકપતિ કંપે કટાક્ષે, કાળ પામે ત્રાસ;
તે આજ્ઞા ગુરુની પાળતા, કરે વિદ્યાનો અભ્યાસ. ૧૪
વશિષ્ઠ પાસે તે ભણ્યા સહુ, કળા ગુણ સમુદાય;
ત્યારે વરસ દ્વાદશના થયા, બંધુસહિત રઘુરાય. ૧૫
ચૌદ વિદ્યા ધનુર આદિ, કળા સકળ સુજાણ;
ધરમ ન્યાય ને વેદ નીતિ, ભણ્યા પુરુષ પુરાણ. ૧૬
રાય દશરથ બોલીયા તે, વશિષ્ઠપ્રત્યે વાણ;
હવે ચારે પુત્રને તીર્થ કરવા, મોકલીયે નિરવાણ. ૧૭
સેના ઘણી સત્વર કરી, સાથે સુમંત પ્રધાન;
આજ્ઞા લેઈ ગુરુ પિતાની, પછે ચાલીયા ગુણવાન. ૧૮
ઘણાં શકટ ભરીને દ્રવ્ય લીધું, વસ્તુ નાના ભાત;
ચરણ વંદી નિજ માતનાં, ચાલીયા ચારે ભ્રાત. ૧૯

રથમાં બેઠા ચાર બંધુ, સૈન્યનો નહિ પાર;
શ્રીરામ ચાલ્યા તીર્થ કરવા, વરત્યો જય જયકાર. ૨૦
જ્યાં તીર્થ આવે તે ઠેકાણે, સ્નાન કરતા રામ;
બ્રહ્મ ભોજન દેવ અર્ચન, કરે છે નિષ્કામ. ૨૧
જેવો મહિમા જે તીર્થનો, જેવો જ્યાં અનુક્રમ;
તે વિધિ કરતા રામજી, આચરે એવો ધર્મ. ૨૨
ગજ તુરંગમ ગઉ વસ્ત્ર ભૂષણ, દ્રવ્યનો નહિ પાર;
તે દાન કરતા વિપ્રને, તીરથવિષે નિરધાર. ૨૩
જેના ચરણથી ગંગા થયાં, જે તીર્થ પદ પાવન;
તે પ્રભુ ફરતા તીર્થ કરતા, પોતે જુગજીવન. ૨૪
જેને ચરણે સકળ તીરથ, રહ્યાં કારણરૂપ;
જેના નામથી અઘઓઘ જાયે, આપે મોક્ષ અનુપ. ૨૫
શિવવિરંચી શેષ જેનું, ધરે નિત્યે ધ્યાન;
તે લોક સંગ્રહ અર્થ પાળે, ધરમ શ્રીભગવાન. ૨૬

વલણ

ભગવાન પાળે ધર્મ એવા, તે લોકના હિત કાજ રે;
હવે રામે જે તીરથ કર્યાં, તે વિસ્તારી કહું આજ રે. ૨૭

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामस्य उपवित धारणानंतरं विद्याभ्यासो नाम एकोनविंशोऽध्यायः॥१९॥**

# અધ્યાય ૨૦ મો

રાગ મારૂ

સુણો શ્રોતા નિર્મળ મન, રૂડી રામકથા પાવન;
રામે તીરથ કરીયાં જેહ, કહું સંક્ષેપે કરી તેહ. ૧
કાશી વિશ્વનાથ ત્ર્યંબકેશ, મહાકાળેશ્વર ઓંકારેશ;
મમલેશ્વર જેનું નામ, કેદારેશ્વર પૂરે કામ. ૨
નાગનાથ ધૃષ્ણેશ્વર જેહ, વૈજનાથ અભેકર તેહ;
મલ્લિકાર્જુન શંકર ભીમા, સોમનાથ રામેશ્વર સીમા. ૩
જ્યોતિર્લિંગ થયાં એ બાર, કહું સપ્ત પુરી વિસ્તાર;

અયોધ્યા મથુરાં ને માયા, કાશી કાંચી વિષ્ણુ શિવરાયા. ૪
અવંતિકા ને દ્વારામતી, સપ્તપુરી એ છે મોક્ષવતી;
તીરથ જે ત્રિવેણી ગોમતી, પંચ પ્રયાગ આપે સદ્દગતિ. ૫
બ્રહ્મ પ્રયાગ કર્ણ પ્રયાગ, ગુપ્ત પ્રયાગ દિવ્ય પ્રયાગ;
શિવ પ્રયાગ નિમિષારણ્ય, મધુવન ને વૃંદાવન. ૬
ચંપકારણ્ય બ્રહ્મારણ્ય, બદ્રિકાશ્રમ નંદનવન;
પ્રવરા ને વેદારણ્ય, આનંદવર્ધની પાવન. ૭
ભીમરથી જુમનાં સરસ્વતી, તાપી નર્મદા ભોગાવતી;
ભાગીરથી ગોમતી કૃષ્ણા, કાવેરી કૃતમાળ પયોષ્ણા. ૮
પીનાતુંગી મંદાકિની, સુવરણમુખી પયસ્વની;
તુંગભદ્રા ને સોમવતી, તામ્રપરણી ને સરસ્વતી. ૯
સાવિત્રી રેવા શિશુમાળા, કુંકુમતી વેણા રસાળા;
વેદાવતી છે અઘનાશની, મળ પ્રહરા નિર્મળમની. ૧૦
ઘટપ્રહરા નિર્મળ કરણી ગંડકી સરજુ વૈતરણી;
સોમનદ ને શિવનદ જેહ, સોમભદ્ર નદેશ્વર તેહ. ૧૧
પુરંદરી ને પ્રાચી અરૂણ, વેત્રવતી સપ્તઉર્ગા વરૂણ;
સ્વામી કાર્તિક કરણ કુમારી, પંચદ્રતા વાંજરા હુંકારી. ૧૨
દેવી કાળિકા મહીંદ્રકાળી, સુરનદી ત્રિશૂળી બાળી;
મંત્રવર્ધની નીરાવતી, શંખોદ્ધારિણી ને રંજયંતી. ૧૩
અહીરાવણી અલકનંદા, નાટકી ફલગુ ત્રિપદા;
શત વરણ નદી શેષાદ્રિ, મૂળ પીઠ શોભે બ્રહ્માદ્રિ. ૧૪
સિંહાદ્રિ હિમાદ્રિ સ્થાન, વિંધ્યાદ્રિ ને સરોવર માન;
અરૂણાચળ આનંદવન, કમલાય ચિદાંબરી ધન્ય. ૧૫
જનાર્દનને કન્યા કુમારી, શ્રીરંગપટ્ટણ શોભા સારી;
પક્ષ તીરથ શંખોદ્ધાર, મચ્છ તીરથ વેદોદ્ધાર. ૧૬
અગસ્તાશ્રમ ઉર્વી સંઘટ, હિરણ્ય નદીને સંધ્યાવટ;
પ્રથકોદકને ધર્મ સ્થંભ, બ્રહ્મયોનિ બ્રહ્માવર્તરંભ. ૧૭
કુરૂક્ષેત્ર બિંદુતીર્થ, ધરમાલય પામે અર્થ;
ગણુ સાગર કલાપ ગ્રામ, સિંધુ સંગમ પાવન ધામ. ૧૮

અંબિકાદેવી કૌડંન્યપુર, યોગદાતા ભૈરવીસુર;
કલોલક બાળાલંકેશ્વરી, વિરાટરૂપી રકતાંબરી. ૧૯
બ્રહ્મ અંબિકા જવાળામુખી, દેવી પીતાંબરી મહાસુખી
શાંભવી કરવીરવાસની, સપ્તશંગી કમંળઆસની. ૨૦
હિંગળુજા કમળજા નામ, ચાંગદેવ મોરેશ્વર ધામ;
વટેશ્વર ને ગુપ્ત કેદાર, અખેવટ કુશ તીરથ સાર. ૨૧
જાંબુનદ ત્રિકુટાચલ નૂર, હરિહરેશ્વર નરસિંહપુર;
મૂળ માધવી જ્ઞાનેશ્વર, ચક્ર પાણિ ને જાળેશ્વર. ૨૨
ગૌતમેશ્વર ને જુનાટ, નાગેંદ્ર સપ્તયોજન ઘાટ;
કોટેશ્વર દક્ષિણ પ્રયાગ, માધવેશ્વર છે મહાભાગ. ૨૩
ધૌતપાપ સિદ્ધવટ જેહ, સિધ્ધેશ્વર કહિયે તેહ;
પૂર્વ સાગર તીરથરાજ, મહાબળેશ્વર વૈરાટરાજ. ૨૪
ઉંધુલ ખેટક શંકર, નારાયણ મળ્યા સર્વેશ્વર;
પંચાલેશ્વર ને સપ્તનાથ, પૂર્ણાલય ને વિશ્વનાથ. ૨૫
મહામુંડેશ્વર સિંધુપુર, ઇંદ્રાયણી ને ગોપિકેશ્વર;
ભીમચંડી હિમાલય મયા, મોક્ષમઠ વેદપુર ગયા. ૨૬
અરૂણાવતીએ શેષશાયી, શુભ્રમણિ સ્વામિ કાર્તિકરાઇ;
કિસ્કિંધા પરવત માતંગ, વિરૂપાક્ષ શોભે ઉતંગ. ૨૭
ચિત્રકટ પંપાસરોવર, રૂકમ કૂટ શોભે સુંદર;
કાળચંદ્રિકા ને ગોકર્ણ, કૃષ્ણ સાગર નિર્મળ વર્ણ. ૨૮
તીર્થ હરિહર જંબુકેશ્વર, અનંતશાયી ને મમલેશ્વર;
પ્રભાકર મથુરાં વિકર્ણ, તપોવન પ્રભાસ ઉદ્ધર્ણ. ૨૯
વિશ્રાંતિવન કુંભકોણ અર્થ, માતુલિંગ ત્રિવિક્રમતીર્થ;
મૂળ માન્ધાતા જગન્નાથ, કર્ણ મૂળ ત્રિકોણ સનાથ. ૩૦
પુંડરી ક્ષેત્ર ને ચંદ્રભાગા, દેવી આશાપુરી સભાગા;
મથન કાળેશ્વર મીનાક્ષી, કુશ તર્પણ ને કામાક્ષી. ૩૧
સીતાદેવી ચિદાંબરેશ્વર, તીર્થ આદિત્ય વૈશ્વાનર;
હરિદ્વાર ને બ્રહ્મકટાહ, અગ્નિકુંડનો ચાલે પ્રવાહ. ૩૨
ચંદ્રકુંડ ને ગોદાવરી, બ્રહ્મકુંડની જાત્રા કરી;

એમ સકળ તીરથ કરી ધામ, આવ્યા અવધપુરી શ્રીરામ.૩૩

વલણ

શ્રીરામ તીરથ કરી આવ્યા, અવધપુર મોઝારરે;
માતા પિતાને પાયે લાગ્યા, હરખ્યો સકળ પરિવારરે. ૩૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकबारायां बालकांडे श्रीरामस्य तीर्थयात्राकरणं नाम विंशोऽध्यायः ॥ २० ॥

# અધ્યાય ૨૧ મો

રાગ પરજીયો

શ્રીરામચંદ્ર તીરથ કરી આવ્યા, પ્રધાન બંધુ સમેત;
માતપિતાને હર્ષ થયો ને, પ્રજાને ઉપન્યું હેત. ૧
બ્રાહ્મણને ભોજન કરાવ્યાં, વરત્યો ઓછવ ઘોષ;
દાન ઘણાં અપાવ્યાં દ્વિજને, પામ્યા સરવ સંતોષ. ૨
બ્રહ્મવ્રત ઋષિપણું પાળવા, લાગ્યા પોતે રામ;
ખટરસ ભોજન સ્વાદ તજીને, વરતે છે નિષ્કામ ૩
દશા વિરક્ત વિશ્વંભરપાળે, તજ્યું ઉત્તમ સેજ્યાસન;
હાસ્ય વિનોદ જે શણગાર રસના, મૃગયા ગમના ગમન ૪
સ્ત્રીઓતણું અવિલોકન ન કરે, તેની સાથે ન બોલે;
એકાંત આસન નાસા દૃષ્ટિ, બ્રહ્માનંદમાં ડોલે. ૫
જગતના ઈશ્વર ધર્મના પાળક, એવું વ્રત આચરતા;
ત્રણ બંધુ તે સાધુપણે, શ્રીરામની સેવા કરતા. ૬
એક સમે સિદ્ધાશ્રમવાસી, જે ગાધિ પુત્ર કહેવાય;
તે વિશ્વામિત્ર અજોધ્યામાં, આવ્યા જાચવાને રઘુરાય. ૭
ત્યારે દશરથે સાષ્ટાંગ નમન કરીને, સિંહાસન બેસાડયા;
પૂજા વસ્ત્રાભૂષણ અરપી, મુનિવર સુખ પમાડયા. ૮
ત્યારે વિશ્વામિત્ર પ્રસન્ન થઇ બોલ્યા, ધન્ય ધન્ય દશરથ રાય;
તારે બ્રાહ્મણ ઉપર ભાવ ઘણો છે, તું સત્ય વ્રત કહેવાય. ૯
જે બ્રાહ્મણ દેખી હર્ષ ન પામે, નિંદા કરે પાપિષ્ટ;
તે બીજે જન્મે શ્વાન થઇને, ભોગવે પામર વિષ્ટ. ૧૦

જે વૃત્તિ હરણ કરે બ્રાહ્મણની, તે પ્રાણી દરિદ્રી થાય;
સાત જન્મસુધી ભીખારી તે, અન્ન વિના પીડાય. ૧૧
જે બ્રાહ્મણને કરે તાડણ મારણ, દુર્વચને દે ગાળ;
તે રૌરવ નરક સહસ્ર વરસ રહે, પછી થાય શૂકર ચંડાળ.૧૨
એવાં ગાધિ પુત્રનાં વચન સુણીને, નમિયા દશરથ ભૂપ;
હું સરખું કાંઇ કામકાજ કહો, માગો સુખ અનુરૂપ. ૧૩
ત્યારે મુનિવર કહે મારે અન્ય પદારથ, નથી જોઇતું રાજ;
દ્રવ્ય અશ્વગજ રથ ને ભૂષણ, તેહતણું નથીકાજ. ૧૪
હું મુનિ મેળવી યજ્ઞ કરૂં છું, તે ભંગ કરે છે અસુર;
સુબાહુ મારીચ તાડિકા આદે, મહા દુઃખ દે છે ભૂર. ૧૫
તે માટે રાય પુત્ર તમારા, રામ લક્ષ્મણ છે જેહ;
તે યજ્ઞની રક્ષા કરવા આપો, હું માગું છું એહ. ૧૬
પૂરણ યજ્ઞ થશે ત્યારે હું, સંતોષ પામીશ મન;
ત્યારે પુત્રને પાછા કુશળ લાવીને, સોંપીશ તમને તન. ૧૭
એવાં ગાધિ પુત્રનાં વચન સુણીને, રાય થયા ભયભીત;
વજ્રતણો ઘા વાગે જાણે, વીજ પડે વિપરીત. ૧૮
પ્રાણપ્રિય રઘુવીરજ વહાલા, જાણી તન મન ધન;
એવું વિચારી ધીરજ રાખી, બોલ્યા રાય વચન. ૧૯
અરે મુનિવર પુત્ર જે મારા, બાળક છે સુકુમાર:
એ શું કરી જાણે જુદ્ધ તે સાથે, બળીયા અસુર અપાર.૨૦
બાળકમાં હજી રામ રમે છે, શું જાણે જુદ્ધની વાત;
જુદ્ધ કરવાને માગ્યા સુતને, એ તો મહા ઉત્પાત. ૨૧
સૈન્ય સકળ લેઇને હું આવું, ચાલો તમારી સાથ;
અસુર સકળ સંહાર કરૂં, દેખાડું મારા હાથ. ૨૨
પ્રાણપ્રિય રઘુવીર ન આપું, એ મારૂં જીવન;
ગદગદ કંઠ થયા એવું કહી, આંસુ આવ્યાં લોચન. ૨૩
ત્યારે કોપાયમાન થયા મુનિ કૌશિક, બોલ્યા ક્રોધે પર્મ;
અલ્યા કેમ કહ્યું જે માગો તે આપું, ને હવે મૂકે છે ધર્મ. ૨૪
તું સુરજવંશી થઇને સત્ય મૂકે, જોને વિચારી મન;

રવિકુળમાં લાંછન લગાડે, કાયર થઇ રાજન. ૨૫
તારા વંશમાં હરિશ્ચંદ્ર રાજા, જેને કેવું સત્ય પાળ્યું;
રાજ તજી નિજ કર્મ કરી મને, જે માગ્યું તે આલ્યું. ૨૬
વળી રૂક્માંગદને શીબી રાજા, તેણે પાળ્યું સત્ય;
તું હંસ વંશમાં પ્રગટ થઇને, આવું બોલે છે અસત્ય. ૨૭
શ્રીરામને તું પુત્રજ જાણે, એ મર્ખતા મન;
વૈકુંઠનાથ તારે ઘેર અવતર્યા, સાક્ષાત્ શ્રીભગવન. ૨૮
વશિષ્ઠે તુજને પૂર્વે કહ્યું'તું, તે કયમ ભૂલ્યો રાય;
જે નિગ્રહ કરતા કાળતણું, મૂળ માયાપતિ કહેવાય. ૨૯
બ્રહ્મા શિવ સનકાદિક જેનું, ધ્યાન ધરે છે અભેદ;
સ્તવન કરે છે અનંત પૂરણ, બ્રહ્મ કહે છે વેદ. ૩૦
જેની કટાક્ષે લોકપતિ સહુ, કંપે માની ત્રાસ;
તે રામને તું બાળક કહે છે, જે અનંત ગુણ અવિનાશ. ૩૧
તત્વમસિ વાકયે કરી જેને, વેદાંત શાસ્ત્ર અભિરામ;
સર્વવ્યાપક પરબ્રહ્મને સ્થાપે, તે છે એ શ્રીરામ. ૩૨
કર્મશ્રેષ્ઠ કરી માને મીમાંસક, જીવનું કરવા કાજ;
જેને પામવા કર્મ આચરે, તે છે એ રઘુરાજ. ૩૩
જીવ અનેક અનિત્ય બંધ છે, લય નવ પામે પ્રાય;
સત્ય મુક્ત એક ઇશ્વર કર્તા, એવું કહે છે ન્યાય. ૩૪
તત્વની સખ્યા સાંખ્ય કરી કહે, પ્રકૃતિ પુરુષનો વિવેક;
તત્ત્વાતીત સ્વરૂપ જ્ઞાને કરી, અસંગ ઇશ્વર એક. ૩૫
સપ્ત વિભક્તિએ કરીને વ્યાકરણ, શબ્દ અર્થને સાધે;
જેના નામના અનેક અર્થ કરી, ઇશ્વરને આરાધે. ૩૬
સાધન અષ્ટાંગયોગે કરીને, સાધે છે મતિ ધીર;
પાતંજલિ જેને ઇશ્વર કહે છે, તે એ શ્રીરઘુવીર. ૩૭
એમ ખટશાસ્ત્ર ને ઉપનિષદ જેને, કહે છે અખંડ સ્વરૂપ;
તે રામને તું બાળ કહે છે, સાંભળ દશરથ ભૂપ. ૩૮
એમ ગાધિસુતે ઘણાં વચન કહ્યાં, તોએ હા નવ કહી નરદેવ;
ત્યારે ક્રોધે રાતાં નેત્ર થયાં ને, કોપ્યા મુનિ તતખેવ. ૩૯

એટલે આવ્યા વશિષ્ઠમુનિ, જે જ્ઞાની શમ દમ શાન્ત;
દશરથ ઉઠયા ગુરુને તેડી, જઈ બેઠા એકાંત. ૪૦
વિશ્વામિત્રનું વૃત્તાંત કહીને, રોવા લાગ્યા રાજ;
રામ વિના જે માગે તે આપીને, સમજાવો તમે આજ. ૪૧
ત્યારે વશિષ્ઠ કહે સુણો દશરથ રાજા, એ સમર્થ છે બળવાન;
જેણે સૃષ્ટિ નવી રચી બ્રહ્મા કેરૂં, ઉતાર્યું અભિમાન. ૪૨
એણે લોહ પિષ્ટ ભક્ષી તપ કીધું, સંવત્સર સાઠ હજાર;
ગાયત્રીનું પુરશ્ચરણ કરીને, બળીયો થયો છે અપાર. ૪૩
એના થકી ત્રિભુવન કંપે, દેવ ઈંદ્રાદિક જેહ;
માટે ગાધિનંદન નહિ માને નૃપ, મહા હઠીલો છે એહ. ૪૪
તે માટે રામ લક્ષ્મણ એને, આપો ભૂપતિ આજ;
ભરત શત્રુઘ્ન પાસે રાખો, થાશે રૂડાં કાજ. ૪૫
તોએ દશરથે હા કહેવાતી નથી, ઘણું રામ ઉપર છે હેત;
પ્રાણથકી અતિ રામ છે વહાલા, વાત્સલ્ય પ્રેમ સમેત. ૪૬
ત્યારે ગુરુએ નેત્રે હાથ ફેરવ્યો, દશરથને તે દીશ;
દીઠા રામને ચતુર્ભુજ ચતુરાયુદ્ધ, મંડિત વૈકુંઠાધીશ. ૪૭
શેષ રૂપ લક્ષ્મણને દીઠા, સહસ્ર ફણા દ્યુતિવાન;
ત્યારે દશરથને તવ ધીરજ આવી, ઓળખીયા ભગવાન. ૪૮
પછે ગુરુને તેડી સભામાં આવ્યા, પોતે દશરથ રાય;
વિશ્વામિત્ર વશિષ્ઠ બે મળીયા, આનંદ અંગ ન માય. ૪૯
ત્યારે ભૂપતિ કહે ગાધિસુત પ્રત્યે, સાંભળો મુનિ દયાળ;
રામ લક્ષ્મણ તમને આપું છું, સાચવજો બે બાળ. ૫૦

વલણ

બે બાળક મારા પ્રાણવલ્લભ, આપું તમને આજ રે;
એવાં વચન રાયનાં સાંભળી, હરખ્યા કૌશિક ઋષિ રાજ રે. ૫૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे विश्वामित्रेण दशरथप्रति रामलक्ष्मणयोर्याचनं नाम एकविंशतितमोऽध्यायः ॥२१॥**

# અધ્યાય ૨૨મો

રાગ સામેરી

સુણી વચન દશરથ રાયનાં, તવ ગાધિસુત હરખ્યા ઘણું;
બે પુત્રને તેડાવ્યા રાયે, તે કારજ કરવા મુનિતણું. ૧
તવ રામ લક્ષ્મણ સજ થયા, ધર્યાં ધનુષ્ય ભાથાં બાણ;
ચરણ વંદી માતનાં, ચાલીયા ચતુર સુજાણ. ૨
કિરિટ મુગટ મણિખચિત કુંડળ, કડાં અંગદ મુદ્રિકા;
કટી મેખળા ઉરમાળ મુક્તા, તિલક કેશર ચંદ્રિકા. ૩
ઘનશ્યામ તન પટ પીત અંબર, જરકશી જામા ધર્યા;
કટીબંધ ઉત્તરી વસ્ત્ર ઝળકે, વીરરસ વેશે ભર્યા. ૪
વિશ્વ મોહન જગત રક્ષણ, ભક્ત કારણ અવતર્ય;
પદ પાદુકા મણિખચિત પહેરી, સભામાંહે સંચર્યા. ૫
રામને જોઇ સહુ સભા ઉઠી, હરખ અંગ ન માય;
સાષ્ટાંગ વિશ્વામિત્ર ચરણે, નમ્યા શ્રીરઘુરાય. ૬
ઉઠાડયા કૈશિકે કર ગ્રહી, આશિષ મુખ અવિચળ વદે;
પ્રેમે ગદગદ થયા મુનિ, શ્રી રામને ચાંપ્યા રૂદે. ૭
જેમ પરમ તત્વની થાય પ્રાપ્તિ, જ્ઞાનીને નિરધાર;
કૈશિક મુનિ રામને મળી, એમ પામ્યા સુખ અપાર. ૮
નિજ આસન બેઠા રામ લક્ષ્મણ, નમી ગુરુને પાય;
સહુ સભાજન જુવે રામને, નવ નેત્રતૃપ્તિ થાય. ૯
આગમન કારણ કહ્યું મુનિએ, દુઃખ જે પોતાતણું;
શ્રી રામ કહે કરૂં યજ્ઞરક્ષા, દુષ્ટ સહુ પહેલાં હણું. ૧૦
પણ સુણો મુનિવર એક સંદેહ, ઉપન્યો નિરવાણ;
તમો મને તેડી જાઓ છો, ત્યાં યુદ્ધ કરવા જાણ. ૧૧
તે દૈત્ય મહા બળવંત છે, હું કરીશ યુદ્ધ અપાર;
પણ દેહ ક્ષણભંગુર છે, માટે કહો આત્મવિચાર. ૧૨
તે આત્મપ્રાપ્તિ કહો મુજને, વાસના મોહ જાય;
જેને કરી જન મોક્ષ પામે, અન્ય ગતિ નવ થાય. ૧૩

આત્મપ્રાપ્તિ વિના સાધન, ન શોભે વળી તેહ;
જ્યમ નાસિકા વિણુ રૂપ સુંદર, પ્રાણુ વિણુ જ્યમ દેહ. ૧૪
દીપક વિના મંદિર જ્યમ, ભરથાર પાખે ભામની;
ઇંદ્રિયનિગ્રહ વિણુ જોગ મિથ્યા, વિધુ વિના જ્યમ જામની.૧૫
એમ આત્મપ્રાપ્તિ વિના સાધન, સકળ જાણો વ્યર્થ;
તે લક્ષ શ્રી ગુરુ કરાવે, સરે ગુરુ સેવાએ અર્થ. ૧૬
તે ગુરુ કૃપા વિણુ કદાપિ, નવ ઉપજે નિર્વેદ;
સેવા થકી ગુરુ પ્રસન્ન થાયે, આપે જ્ઞાન અભેદ. ૧૭
જેણે ગુરુસેવા નવ કરી, ચાલ્યો ઉલંઘી મરજાદ;
પડી ધૂળ તેના જ્ઞાનમાં, જેવો સુરાપાનીનો વાદ. ૧૮
નવ ફળે વેદ પુરાણ અધ્યયન, બળો તેજ પ્રતાપ;
ધવ રહિત જોબન સુંદરી, નવરૂપ શોભે આપ. ૧૯
જેમ અદાતાનું ઉંચું મંદિર, લોભીનો તત્ત્વ વિચાર;
ભ્રષ્ટનું કુળગોત્ર તેવું, અંત્યજનો આચાર. ૨૦
એમ ગુરુ કૃપા વિણુ જાણજો, તેની વ્યર્થ વિદ્યા સર્વ;
માટે આત્મ સાધન કહો મને, ટળે અહં બુદ્ધિ ગર્વ. ૨૧
રઘુવીરના વાયક સુણી, સહુ સભા હરખી મન;
કૌશિક મુનિ આનંદ પામ્યા, કહેતા હવા ધન્ય ધન્ય. ૨૨
પછી હર્ષ પામી વશિષ્ઠ પ્રત્યે, બોલ્યા ગાધિકુમાર;
હે બ્રહ્મનંદન બ્રહ્મને તમો, જ્ઞાન આપો સાર. ૨૩
ઇશ્વિર અનંત બ્રહ્માંડના, ધર્યો લીલા વિગ્રહ દેહ;
તે ગુરુ પ્રત્યે જ્ઞાન ઇચ્છે, ધરમ પાળક એહ. ૨૪
એવું સાંભળી શ્રીરામ ઉઠયા, નમ્યા ગુરુને ચર્ણ;
સંપુટ કર કરી ગુરુ સન્મુખ, બેઠા અશરણ શર્ણ. ૨૫
વશિષ્ઠ બોલ્યા હસીને, હે જગત ગુરુ જુગદીશ;
છો સચ્ચિદાનંદ બ્રહ્મપૂરણ, પરાત્પર પરમેશ. ૨૬
ઉપદેશ તમને શો કરૂં, છો સદા એકરસ રૂપ;
વધારવા ગુરુ માહાત્મ્ય પૂછો, ભક્ત ભાવન ભૂપ ૨૭

યાચકને દાતાર જાચે, સર સ્તવે સિંધુ જેમ;
મુંગાને વાચસ્પતિ, વિચાર પૂછે તેમ. ૨૮
દિનપતિ દીપ પ્રકાશ ઇચ્છે, ચકોર પ્રત્યે ચંદ્ર;
કલ્પતરૂ દુર્બળની પાસે, માગે દાન સુખેંદ્ર. ૨૯
એમ જગત ગુરુ જગન્નાથ મુજને, જ્ઞાન પૂછો આજ;
ગુરુ માહાત્મ્ય ધર્મ વધારવા, તે કારણ કહું મહારાજ. ૩૦
સન્મુખ બેસાડયા રામને, ગુરુ વશિષ્ઠે તેણીવાર;
દીક્ષા આપી રામને, વિધિએ તે બ્રહ્મકુમાર. ૩૧
ગુરુ સંપ્રદાય પ્રમાણશાસ્ત્ર, મહા વાકયનો અનુસાર;
અનુભવ પ્રત્યક્ષ પ્રમાણ વાયક, બોલીયા તેણીવાર. ૩૨
તે કથા બૃહદ વાશિષ્ઠમાંહે, છે સકળ વિસ્તાર;
સમુદ્ર જેવો ગ્રંથ છે જેના, શ્લોક છત્રીશ હજાર. ૩૩
તે માંહેથી કિંચિત કથા, મેળવી લીધો ભાવ;
વાલ્મિકી રામાયણ વિષે, કહી ગયા છે મુનિરાવ. ૩૪
એ ગ્રંથ સંમત મેળવ્યો, કોઈ સંદેહ પામે સોય;
એ કથા તો ઉચ્ચિષ્ઠ થઇ, એમ તર્ક કરશે કોય. ૩૫
પણ શ્રોતાજન સાવધાન થઇને; સુણો કહું દ્રષ્ટાંત;
જેમ વત્સનું ધાવેલું પય, મક્ષીકા મધ શુચિ માત. ૩૬
જેમ પુષ્પ ગંધિત ભ્રમરનું, જળ મેઘ મુખનું જેહ;
પુરોડાસ યજ્ઞતણો પુનિત, મોટા ગ્રહે છે તેહ. ૩૭
પ્રસાદ જે વિષ્ણુ તણો, ઉચ્ચિષ્ઠ તે નવ જાણીયે;
એમ વ્યાસ વાલ્મિકનાં કર્યાં, તે પુરાણ પુનિત પ્રમાણિયે. ૩૮
તે બૃહદ વાશિષ્ઠ ગ્રંથમાંથી, કાઢયો રામ વશિષ્ઠ સંવાદ;
તે કથા કિંચિત કહું સુણજો, શ્રોતા તજીને પ્રમાદ. ૩૯

વલણ

પ્રમાદ તજી શ્રોતા સુણો, જે પાવન રામ ચરિત્રરે;
વશિષ્ઠ વળતા બોલીયા, સુણો રાઘવ પુણ્ય પવિત્ર રે. ૪૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामवशिष्ठसंवादे मायाचरित्रकथनं नाम द्वाविंशतितमोऽध्यायः ॥२२॥**

# અધ્યાય ૨૩ મો

રાગ કાફી

બ્રહ્મપુત્ર કહે સુણો રામ, એક દ્રષ્ટા આત્મારામ;
સર્વ વ્યાપક પૂરણ બ્રહ્મ, હૃદય ઇંદ્રિ ના જાણે મર્મ. ૧
સર્વ સાક્ષી સર્વાવાસ, તેમાં વિશ્વ તે મિથ્યા ભાસ;
તમો એક નિરંજન આદિ, શુદ્ધ કારણ રહિત અનાદિ. ૨
જગત ભાસે ચિત્ર વિચિત્ર; એ તમારી માયાનું ચિત્ર;
માયાનો ખેલ મિથ્યા ભૂત, જેવું મૃગજળ ભાસે અદ્ભુત. ૩
તમો અલિપ્ત સર્વાવાસ, જેમ સર્વત્ર એક આકાશ;
જળ ભરીયા કુંભ અનેક, સહુમાં સવિતા ભાસે એક. ૪
જેમ કાષ્ઠમાં અગ્નિવાસ, તેમ સર્વત્ર રામનિવાસ;
દર્પણમાં દેખાયે રૂપ, તેમ મિથ્યા વિશ્વ સ્વરૂપ. ૫
સત્ય આત્મા માટે એહ, વિશ્વ સત્ય દેખાયે તેહ;
જ્યમ બીજમાં તરુવર થાય, પટતંતુકેરે ન્યાય. ૬
જળ ને લહેરી છે જેમ, વિશ્વ તુંજમાં રહ્યું છે તેમ;
તું વિના અન્ય વસ્તુ નથી, સત્ય રાઘવ કહું સરવથી. ૭
જે અનેક બ્રહ્માંડના જીવ, વિષયાસક્ત ભૂલ્યા શિવ;
તારી ભક્તિ વિના ભગવાન, નથી થાતું સ્વરૂપનું જ્ઞાન. ૮
એ અવિદ્યા માયાનો પ્રતાપ, અહં દેહ માની રહ્યો આપ;
જ્યમ મૃગજળ પુર દેખાય, ગાંધર્વ નગરની શોભાય. ૯
જ્યમ સ્વપ્ને રાજ્યાસન, જેવો વંધ્યા પુત્ર રતન;
ચિત્રના અગ્નિની જ્વાળ, જ્યમ શુક્તિમાં રજત રસાળ. ૧૦
એમ વિશ્વમાયાનું કૃત્ય, વાચારંભણ જાણો અસત્ય;
તેવી રામ તમારી માયા, તેણે જગતના જીવ વગ્હાયા. ૧૧
અઘટને ઘટાવે જેહ, માયાનું વિંદાણજ એહ;
સુણો રામ કહું એકવાત, માયાની પ્રભુતા સાક્ષાત. ૧૨
એક ગૌતમ ઋષિ કહેવાય, તેણે નિર્મ્યું શાસ્ત્રજ ન્યાય;
શિષ્ય ગૌતમનો અભિરામ, તેનું ગાધિ ઋષિ એવું નામ. ૧૩

ચાર વેદ ખટ શાસ્ત્રનો જાણ, મહાજ્ઞાની તપસ્વી પ્રમાણ;
તેણે અનુષ્ઠાન કરીયું સાર, વિષ્ણુ પ્રગટ થયા તેણીવાર. ૧૪
વિષ્ણુ કહે માગો મુનિરાજ, જે માગો તે આપું આજ;
તે મુનિવર કહે માગું મુરારિ, મુને માયા દેખાડો તમારી. ૧૫
નારાયણ હસી બોલ્યા વાણ, પરમ દારુણ માયા જાણ;
તમને બંધન કરશે તેહ, છે મિથ્યા પણ દુર્ઘટ એહ. ૧૬
જ્યમ રજ્જુનો સર્પજ ભાસે, શુક્તિમાં રજત પ્રકાશે;
જ્યમ કાષ્ટ ખીલાનો ચોર, સ્વપને સુખ દુઃખનું જોર. ૧૭
આદિઅંત માંહે નથી એહ, મધ્યમાંહે સ્ફુરી છે તેહ;
છે મિથ્યા પણ મહા દુઃખ દેશે, જ્ઞાન ધ્યાન હરીને લેશે. ૧૮
માર્કંડેય સરખાને ભમાવ્યા, બ્રહ્માદિક જાળમાં આવ્યા;
ભ્રષ્ટ બુદ્ધિ કરશે તમારી એવી નિર્દય માયા મારી. ૧૯
એમાં શું જોવું છે મુન્ય, ત્યારે ગાધિ બોલ્યા વચન;
માયાથી દુઃખ પામું જ્યારે, તમો સંભાળ લેજો ત્યારે. ૨૦
અસ્તુ કહીને નારાયણ ગયા, પછે દીન થોડા વહી ગયા;
જાન્હવી તીરે વનમાં સાર, કરી આશ્રમ રહે નરનાર. ૨૧
એક સમે મુનિ મધ્યાન, ગયા કરવા ગંગામાં સ્નાન;
જળમાંહે પેઠા જેટલે, જીવ અકળાયો તેટલે. ૨૨
થયું મર્ણ તે વેળા અકાળ, જમદુતે ઝાલ્યો તત્કાળ;
લેઇ ચાલ્યા જમપુર માંહે, નર્ક કુંડમાં નાખ્યો ત્યાંહે. ૨૩
નર્ક ભોગવીયું કંઇ કાળ, પછી અવતાર્યો ચંડાળ;
નામ કંટક હિંસા કર્મ, પામ્યો જોબન સ્ત્રી પર્મ. ૨૪
માંડયો ગૃહસ્થાશ્રમ તેણીવાર, થયાં પુત્ર પુત્રી પરિવાર;
તેનું પોષણ કરવા માટ, લુટે લોકને પાડી વાટ. ૨૫
ગોબ્રાહ્મણ આદે જીવ, ઘણી હિંસા કરી છે અતીવ;
તેમ કરતાં વનમોઝાર, દવ લાગ્યો એકજવાર. ૨૬
નથી કંટક તે નિજ ઘેર, દૈવ ઇચ્છાયે થઇ એવીપેર;
માત પિતા પુત્ર ને નાર, સર્વે બળિયાં દવ મોઝાર. ૨૭
કંટકે આવી જોયું ત્યાંહે, મહા દુઃખ પામ્યો મનમાંહે;

મુને નહિ મળે આવો સંસાર, તેવું કહીને રોયો તે અપાર. ૨૮
પછી દૂર દેશાંતર ગયો, કેરલ દેશમાં આવિયો;
તે નગરનો નરપતિ જેહ, પામ્યો મર્ણ તેણે દિન તેહ. ૨૯
તે રાયને નહોતી પ્રજાય, પ્રધાને ત્યાં વિચાર્યો ન્યાય;
હસ્તણી શણગારી ત્યાંય, પુષ્પમાળા આપી સુંઢમાંહ્ય. ૩૦
જેને કંઠે આરોપે માળ, થાય નગ્ર તણો તે ભૂપાળ;
એટલે ત્યાંહાં આવ્યો ચંડાળ, તેને કંઠે આરોપી માળ. ૩૧
લેઈ ગયા તેને રાજદ્વાર, કર્યો રાજતણો અધિકાર;
કર્યું ભૂપતિનું ક્રિયાકર્મ, રાજ સંપત્તિ પામ્યો પર્મ. ૩૨
ખટ વર્ષ ભોગવ્યું રાજ, મહા અધરમી કરે કૂડાં કાજ;
એક સમે તે કંટકરાય, સૈન્ય સહિત ગયો મૃગયાય. ૩૩
પોતાની જન્મ ભૂમિના જન, તીર્થ કરતા આવ્યા તે વન;
તેણે ઓળખીયો વનમાંથી, અલ્યા કંટક તું આંહાં ક્યાંથી. ૩૪
સુણી મન પામ્યો લજ્જાય, સૈન્ય પ્રધાન વિસ્મે થાય;
પ્રધાને પછી તેડી એકાંત, પૂછ્યું તેની ભાગી ભ્રાંત. ૩૫
અમારા ગામનો એ ચંડાળ, અહિં થઈ બેઠો છે ભૂપાળ;
મંત્રીએ સુણી દંડજ દીધો, કંટકને લુંટી લીધો. ૩૬
ત્યાંથી મારી કાઢયો ચંડાળ, નગ્રમાંહે આવ્યો તતકાળ;
થયાં ભ્રષ્ટ સહુ નરનાર, સર્વે કરતાં હાહાકાર. ૩૭
પુરની મળી સર્વ પ્રજાય, કાઢયો ધર્મ શાસ્ત્રનો ન્યાય;
પ્રજાએ કર્યો અગ્નિ પ્રવેશ, નગ્રમાં ન રહ્યું કોઇ શેષ. ૩૮
આવ્યો કંટક નગ્ર મોઝાર, પ્રજા દીઠી ભસ્મ કાર;
મારે સારૂ બળ્યાં એ આપ, મારે શીર બેઠું તે પાપ. ૩૯
કરી કાષ્ટ ચિતા તેણીવાર, બળવા બેઠો તે મોઝાર. ૪૦.
એટલે થયું કૌતકમાન, માયા ઇશ્વરની બળવાન;
ઋષિ પત્ની પૂરવની જેહ, આવી બારણે ઉભી તેહ. ૪૧
તેણે હાંક મારી બોલાવ્યો, સ્વામી ત્યારના શે ના આવો;
હું રસોઈ કરી જોઉં છું વાટ, વાર લાગી થયો ઉચાટ. ૪૨
ઘણીવારના આવ્યા આંહે, શું નાહો છો ગંગામાંહે;

એવું સાંભળી ચમકયો મન, દીઠો આશ્રમ શ્રીજન. ૪૩
પૂર્વ સ્મૃતિ આવી મનમાંહ્ય, ચિતા નગ્ર ન દીઠું ત્યાંય;
દીઠો આશ્રમ પોતાતણો, ભયભીત થયો અતિ ઘણો. ૪૪
અરે હું બ્રાહ્મણ અવતાર, શિષ્ય ગૌતમનો નિરધાર;
હું થયો ભ્રષ્ટ હિંસાવંત, એવું કહી કરતો કલ્પાંત. ૪૫
વિષ્ણુ સ્મરણ કર્યું છે ત્યારે, હરિ પ્રગટ થયા તેણીવારે;
ગાધિને મુખે ફેરવ્યો હાથ, થયું પૂરવજ્ઞાન સનાથ. ૪૬
શ્રીહરિની ઘણી સ્તુતિ કરી, કર જોડી વાણી ઉચરી;
જાણ્યો માયા તણો પ્રતાપ, પછી શુદ્ધ થયો નિજઆપ. ૪૭
હે નાથ એ માયા તમારી, મહા બળવંતી ને વિકારી;
તે દુસ્તર નિર્દે અપાર, કૃપા રાખજો દેવમોરાર. ૪૮
હું છું શરણ તમારે સ્વામી, માયા વારજો અંતર્યામી;
એવું કહી મુનિ લાગ્યા પાય, ત્યારે હસિયા વૈકુંઠરાય. ૪૯
ઋષિને આપ્યું અભેદાન, હરિ પામ્યા અંતર્ધાન;
કહે વશિષ્ઠ સુણો રઘુરાય, એવી માયા તમારી કહેવાય. ૫૦
અતિ દુર્જય નવ જીતાય, તમ શરણ રહે સુખ થાય.
છે મિથ્યા પણ મહાબળવાન, મહાપુરુષનાં મૂકાવે માન; ૫૧

વલણ

માન મૂકાવે મહા પુરુષનાં, હરિમાયા બળવાન રે;
તે માટે સહુ અભિમાન મૂકી, ભજવા શ્રીભગવાન રે. ૫૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम-वशिष्ठसंवादे मायाचरित्रकथनं नाम त्रयोविंशतितमोऽध्यायः॥२३॥**



# અધ્યાય ૨૪ મો

રાગ ધનાશ્રી

શેષ કહે સુણો શ્રી રઘુરાયજી, એ ચિદ્ શક્તિ તમારી કહેવાયજી;
ાદિ અંતે નથી આકારજી, મધ્યે માયા પામી વિકારજી ૧

ઢાળ

વેકાર પામી મૂળમાયા, જ્યારે ઇક્ષણા પુરુષે કરી;
ાહત્તત્વ તેથી ઉદે પામ્યું, અહં ત્રિગુણે વિસ્તરી. ૨
અહં તત્ત્વ ત્રિગુણ વિકારથી, જે તત્ત્વ ચોવીસ નિરમીયાં;
ાભ સમીર તેજ સલીલભૂ, પંચ ભૂત એ તમનાં થયાં ૩
જોગુણથી દશે ઇંદ્રી, પંચજ્ઞાન પંચકરમ કહી;
ા મન આધીન સકળવરતે, નિજ વિષય ભુકતે રહી. ૪
ાત્ત્વનું આશે ચતુર, મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
ાબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, એ તત્ત્વ ચોવીસ સાર. ૫
વરાટ સરવે થયું તેનું, સ્થૂળ સૂક્ષમ જેહ;
ાંહે પુરુષ સત્તા પ્રવેશી, ત્યારે થયું ચૈતન્ય એહ. ૬
બ્રહ્માંડ સરવે ભરાયું, ચર અચર જીવનિકાય;
ાણ એક આત્મા રમે સવળે, તે ન આવે ન જાય. ૭
વેરાટ રૂપે એક આત્મા, નથી બીજું અન્ય;
ે રૂપ સંક્ષેપે કહ્યું, રઘુવીર ધરજો મન. ૮
ચરણતળ પાતાળ છે, પ્રપદ રસાતળ જાણીયે;
મહાતળ બે ગુલ્ફ પદ કેરાં, વિરાટ વખાણીયે. ૯
જાનું જંઘા તે તળાતળ, વિતળ ભૂકુટી દેશ;
નૈરૂત લોકે ગુદસ્થાનક, શિસ્ન પ્રજાપતિ એશ. ૧૦
આકાશ મંડળ પોલ પેટજ, ઉદર સાગર સાત;
જઠરાગ્નિ તે વડવાનળ, રૂદે ભૂલોક વિખ્યાત. ૧૧
મહર લોક તે કંઠનાલે, જનલોક મુખ કહેવાય;
યમ લોક રહે છે દંત દાઢયો, વરુણ તે રસનાય. ૧૨
અશ્વની કુમારને ઘ્રાણ ઇંદ્રી, ભુવર લોક ભ્રકુટી વિષે;

લેલાટે તપલોક મસ્તક, સત્ય લોક રહો સુખે. ૧૩
નેત્ર દિનકર હસ્ત વાસવ, રોમાવળી વનરાય;
ત્વચા વાયુ પૃષ્ઠ અધરમ, પર્જન્ય રેત કહેવાય. ૧૪
ક્ષુધા તે દુર્ભિક્ષ જાણો, ક્રોધ સૃષ્ટિસંહાર;
મોહ પાલન પ્રજાનું તે, મૃત્યુ ભય નિરધાર. ૧૫
મન ચંદ્રમા બુદ્ધિ વિરંચી, નારાયણ ચિતરૂપઃ
અહંકાર તે મહા રુદ્રરૂપે, મુખ તે અગ્નિ અનુપ. ૧૬
લોભ લજ્યા અધર એ ગિરિ, અસ્થિ સરિતા નાડ;
એ વિરાટ સપ્તાવરણ સુધી, એક છે ગત આડ. ૧૭
એક એકથી દશગણું આવ્રણ, છે અપાર અનુપ;
એક પુરુષ વ્યાપક રહ્યો સઘળે, અકળ અલખ સ્વરૂપ. ૧૮
જ્યમ બાજીગર વિસ્તારે લીલા, સમેટે નિરધાર;
એમ પુરુષ સૃષ્ટિ સમેટે, ત્યારે કહેવાય સંહાર. ૧૯
જ્યમ ઉર્ણ નાભિ જાળ કાઢી, રમે તેની માંહે;
પાછી સમેટે મુખે એમ, લય સૃષ્ટિ પુરુષમાંહે. ૨૦
જ્યમ ઉત્પત્તિ ત્યમ લયજ પામે, વિશ્વ સઘળું એહ;
પ્રલય પંચ કહું જથા, એ સુણો રાઘવ તેહ. ૨૧
પિંડને એ પ્રલય નિત્ય, નિમિત્ત નિદ્રા મર્ણ;
ત્રીજો પ્રલય ત્રિલોકનો, કરે વિધિ નિદ્રાચર્ણ. ૨૨
ચારે યુગ જાય સહસ્ર વેળા, સૃષ્ટિનો લય થાય;
પ્રલય નામજ તેતણું, તમો સુણો શ્રીરઘુરાય. ૨૩
આઠ લક્ષ યોજન ચઢે પાણી, ત્રિલોક બૂડી જાય;
બ્રહ્મા નિદ્રા કરે ત્યારે, પ્રલય તે કહેવાય. ૨૪
હાવે મહા પ્રલય તે કહું, વરસે શત વરસ ઘનમાળ;
શત વરસ સૂરજ તપે, દ્વાદશ શેષ મુખની જ્વાળ. ૨૫
બ્રહ્માંડ બળીને ભસ્મ થાયે ,ત્યારે અગ્નિ શોષે નીર;
લય થાય અગ્નિ વાયુમાં, આકાશમાંહે સમીર. ૨૬
નભ તમોગુણમાં જઈ ભળે, રજમાંહે તમ લય થાય;
રજ સમાયે સાત્વિકમાં, અહંતત્ત્વ સત્ત્વ સમાય. ૨૭

અહં તત્ત્વ તે મહત્તત્ત્વમાં, થઈ સમાયે ગુણ હીન
મહત્તત્ત્વ માયામાં મળે, પ્રકૃતિ પુરુષમાં લીન. ૨૮
તે પુરુષ અચળ અખંડ નિર્મળ, સદા એક રસ રૂપ;
એ પુરુષોત્તમ આનંદઘન, સુખ જ્ઞાન રૂપ અનુપ. ૨૯
તમો છો રઘુનાથજી, સર્વના આત્મા ઈશ;
ભક્તિથકી સાક્ષાત જાણે, જીવ શ્રીજગદીશ. ૩૦
ભક્તિ વિના નવ લેશ થાયે, સ્વરૂપ કેરૂં જ્ઞાન;
ભક્તિએ અંતર શુદ્ધ થાયે, ભાસે શ્રીભગવાન. ૩૧
હવે પ્રલય આત્યંતિક કહું, રઘુવીર સુણજો તેહ;
વળી જ્ઞાનપ્રલય એને કહે, માનુભાવ પંડિત જેહ. ૩૨
જે જ્ઞાની જાણે એક બ્રહ્મ, અખંડ રૂપ અભેદ;
આભાસ વિશ્વ પ્રપંચથી, પામ્યો જથા નિર્વેદ. ૩૩
જેણે પ્રાણ આશય અક્ષ હોમી, જ્ઞાન અગ્નિમાંહે;
જગત દૃષ્ટિ ટળી તેની, દ્વૈત ન જુવે કાંહે. ૩૪
અદ્વૈત પદ ભાસ્યું તદા, એક પુરુષ અખિલ પ્રકાશ;
બ્રહ્માંડમાં ભરપૂર આત્મા, રહ્યો યથા અવકાશ. ૩૫
જ્ઞાને કરીને વિશ્વ ટાળ્યું, જીવન્મુકતે જેહ;
એ પ્રલય કહીયે પાંચમો, રઘુવર જાણો તેહ. ૩૬
અધ્યાસનો અપવાદ કરતાં, ઉગરે જે રૂપ;
તે તમો સત્ય સ્વરૂપ છો, બ્રહ્માંડકેરા ભૂપ. ૩૭
શ્રીરામને ગુરુએ કહ્યું, તે જ્ઞાનસિંધુ અપાર;
મેં મંદબુદ્ધિએ કરી, કિંચિત્ કર્યો વિસ્તાર. ૩૮
અધ્યાત્મજ્ઞાન ગુરુથકી, સાંભળ્યું શ્રીરઘુવીર;
ત્યારે અંતર્લક્ષમાં ગઈ વૃત્તિ, થયા પોતે સ્થિર. ૩૯
સમાધિસ્થ થઈ કર્યા, નિજ રૂપમાં નિરવાણ;
સમાધિ થઈ રામને તે, એક આસન જાણ. ૪૦
અષ્ટાદશ દિન વહી ગયા, નવ જુવે બોલે રામ;
સમાધિમાં ભૂલી ગયા, અવતાર કારણ કામ. ૪૧
ત્યારે રાય દશરથ થયા દુખિયા, શોચે કૌશિક મુન્ય;

સહુ સભા ચિંતાતુર થઈ, બોલ્યા વિશ્વામિત્ર વચન. ૪૨
હે વશિષ્ઠ રામને બોલાવો તો, સરવેને થાયે સુખ;
રાય દશરથ કરે ચિંતા, પામે છે ઘણું દુઃખ. ૪૩
વશિષ્ઠ વળતા રામ પાસે, આવી બોલ્યા વચન;
રઘુવીર રાજાધિરાજ હાવે, ઉઘાડો લોચન. ૪૪
તમો જ્ઞાન સમાધિરૂપ છો, વિક્ષેપ આવ્રણરહિત;
ભગવંત નિજ ગુણવંત છો, સચ્ચિદાનંદસહિત. ૪૫
હવે યજ્ઞરક્ષણ કરો જઈને, અસુરવધનું કાજ;
દેવ બંધી પડ્યા છે તે, છોડાવો મહારાજ. ૪૬
એમ ઘણાં વચન ગુરુએ કહ્યાં ત્યારે, ઉઠ્યા થઈ સાવધાન;
લોચન ઉઘાડી મધુર હાસે, હસ્યા શ્રીભગવાન. ૪૭
પ્રદક્ષિણા કરીને નમ્યા, બે મુનિને તેણીવાર;
રાજા દશરથ હરખ પામ્યા, થયો જયજયકાર. ૪૮

વલણ

જયજયકાર થયો તદા, પછે સ્નાન દાન બહુ આચર્યાં;
રાજા મુનિવર બંધુ સાથે, શ્રીરામે ભોજન કર્યાં. ૪૯

इति श्रीरामचरित्रे संम वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामवशिष्ठसंवादे उत्पत्तिप्रलययोः कथनं नाम चतुर्विंशोऽध्यायः॥२४॥

# અધ્યાય ૨૫ મો

રાગ સામેરી

શ્રીરામ લક્ષ્મણ સત્વર થયા, ધર્યાં વસ્ત્ર આભૂષણુસાર;
ભાથા ધનુષ લેઇ આજ્ઞા માગી, રાયની તેણી વાર. ૧
ગુરુને ચરણે નમી ચાલ્યા, વિશ્વામિત્રની સાથ;
રામવિયોગને દુઃખે કરી, થયા વ્યાકુળ અવધી નાથ. ૨
વળાવી આવ્યા ગંગા સુધી, સુમંત વશિષ્ઠને રાય;
પછે રામલક્ષ્મણ વીર, વિશ્વામિત્ર સાથે જાય. ૩
રથ માંહે બેશી પરવર્યાં મુનિસહિત બન્યો વીર;
વાયુવેગે રથ ચલાવ્યો, આવ્યા ગંગાતીર. ૪

શ્રીગંગાજીમાં સ્નાન કર્યું, મધ્યાન્હ સંધ્યાકર્મ;
પછી નાવથી તે ઉતર્યા, રથમાંહે બેઠા પર્મ. ૫
રઘુવીર પૂછે મુનિને, તે ગંગાની ઉતપત્ય;
કયાંથકી આવી કોણ લાવ્યું, કહો મુજને સત્ય. ૬
શ્રીરામનાં વાયક સુણી, બોલ્યા વિશ્વામિત્ર વચન;
ઉત્પત્તિ કહું ગંગાતણી, રઘુવીર ધરજ્યો મન. ૭
એક સમે શ્રીમહાદેવજીએ, કર્યો પૂર્વે જાગ;
ત્યારે મળ્યા સરવે દેવતા, વિષ્ણુ વિધિ મહાભાગ. ૮
કૈલાસમાં સહુ આવિયા, મોટા મળ્યા મુનિજન;
દીક્ષા લેઇ મહાદેવ બેઠા, થવા માંડયો જગ્ન. ૯
ત્યાં દેવ મુનિવર સિદ્ધ ચારણ, લોકપતિ સહુ જેહ;
બ્રહ્મા વિષ્ણુ આદિ સુર, યજ્ઞમાં બેઠા તેહ. ૧૦
પૂર્ણાહુતિ પૂજા સમે, આવિયાં ઉમીયા ત્યાંહે;
શણગાર અદ્‌ભુત ચીર ચોળી, ધર્યાં અંગજ માંહે. ૧૧
ત્યારે વાયુ વાયો તે સમે, ઉમીયા કરે પૂજન;
સતી અંગથી અંબર ખસ્યું, ને થયું ઉઘાડું તન. ૧૨
તે અંગ જોઇ ઉમીયાતણું, વિધિ થયા વિહ્‌વળ મન;
કામાતુર પરૂમેષ્ઠિ પોતે, ભાન ભૂલ્યા તન. ૧૩
કુદૃષ્ટિયે જોયું વિધાતા, દીઠું સરવે એહ;
ત્યારે દેવ મુનિવર વિષ્ણુ શિવ, સહુ કહેવા લાગ્યા તેહ. ૧૪
અરે બ્રહ્મા તમો અહિંથી, ઉઠી બેસો દૂર;
તમે કુદૃષ્ટિ કરી સતી ઉપર, થયા પાપી પૂર. ૧૫
પ્રજાપતિ પસ્તાય છે, ઘણી લાજ આણી મન;
દેવ મુનિવર વિષ્ણુ સાથે, બોલ્યા દીન વચન. ૧૬
હવે શિક્ષા દો મુને સર્વ મળી, અનુગ્રહ કરો સ્વામીન;
સરવે મળી પછે વિચાર્યું, બોલ્યા ન્યાય વચન. ૧૭
અરે વિધિ સરવે તીરથનું સહુ તત્ત્વ કેરૂં સાર;
તે મેળવી કરો સ્નાન ત્યારે, થશો શુદ્ધ અપાર. ૧૮
પછે બ્રહ્માયે મેળવ્યું સરવે, તીરથ કેરૂં સાર;

સહુ તત્ત્વકેરૂં તત્ત્વ લેઇ, નીચોવી કાઢયું વાર. ૧૯
પવિત્ર વસ્તુ જેટલી, ઔષધિ પાવન જેહ;
એમ સાર સરવેતણું લેઇને, ભર્યું કમંડળ તેહ. ૨૦
પછે સ્નાન કીધું પ્રજાપતિ, પાવન થયા તેણીવાર;
સહુ દોષ દૂર થયો તદા, વરતીયો જયજયકાર. ૨૧
પછી સ્નાન કરતાં જળ વધ્યું તે, કમંડળ મોઝાર;
વિધિ લેઈ ગયા તે સત્ય લોકે, રાખીયું શુભ ઠાર. ૨૨
કેટલા દિવસ ગયા પછી, હરિ થયા વામન રૂપ;
બળીરાયને ઘેર આવિયા, ભૂદાન આપ્યું ભૂપ. ૨૩
ત્યારે ત્રિવિક્રમ થયા વિશ્વરૂપે, પૃથ્વી ભરવા કાજ;
વિરાટ રૂપે વિસ્તર્યા, બળી છળ્યો શ્રીમહારાજ. ૨૪
વામપદ પાતાળ દક્ષણ, સત્ય લોકજ જ્યાંહે;
તે ચરણ જોઈ વિષ્ણુતણો, વિધિ હરખીયા મનમાંહે. ૨૫
પેલા કમંડળમાં જળ હતું જે, સાર કેરૂં સાર;
તે જળે વિષ્ણુચરણ વિધિયે, પખાળ્યો તેણીવાર. ૨૬
તે જળ ઘણું વિસ્તાર પામ્યું, કહેતાં ન આવે પાર;
પ્રજાપતિયે કરી પૂજા, થયો જયજયકાર. ૨૭
તે ચરણ જળ અતિ થયું પાવન, પડ્યું ગંગા નામ;
વિષ્ણુપદના સ્પર્શથી, વાધ્યું અધિક અભિરામ. ૨૮
જેમ મુમુક્ષુ મળે મુક્ત ગુરુને, થાય પૂરણ કામ;
એમ વિષ્ણુપદ નખ સ્પર્શી જળ, થઇ પાવન ગંગાનામ. ૨૯
વિષ્ણુચરણ જા એમ થયાં, રહ્યાં સત્ય લોકજ માંહે;
ઘણી સ્તુતિ બ્રહ્માએ કરી, ફળ અમિત મહિમા જ્યાંહે. ૩૦
એમ પ્રગટ ગંગાજી થયાં, રહ્યાં બ્રહ્મ લોકમોઝાર;
હાવે પૃથ્વી ઉપર આવ્યાં જ્યમ, તેનો કરૂં વિસ્તાર. ૩૧

વલણ

વિસ્તાર કરૂં જ્યમ આવ્યાં ગંગા, પૃથ્વીતળ મોઝાર રે;
વિશ્વામિત્ર કહે રામને, સુણો દશરથ રાજકુમાર રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम-विश्वामित्रसंवादे गंगोत्पत्ति नाम पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

# અધ્યાય ૨૬ મો

રાગ મારુ

બોલ્યા કૌશિક સુણો રઘુરાય, કહું પાવન પુણ્ય કથાય;
પૂર્વે તમારા કુળમાંહે, થયા સગર ભૂપતિ ત્યાંહે. ૧
તેને રાણીઓ બે શુભ મન, ઋષિવચનથકી થયા તન;
એક રાણીને સાઠ હજાર, એકને થયો એક કુમાર. ૨
નામ અસમંજસ અભિરામ, સાઠ સહસ્રનાં કહે કોણ નામ;
રાય સગર સુધરમી અપાર, અશ્વમેધ આરંભ્યા સાર. ૩
નવ્વાણું થયા પૂરણ જ્યારે, શતમો અશ્વ મૂકયો ત્યારે;
ઇંદ્રને થઈ ચિંતા મન, મારૂં લેશે ઇંદ્રાસન. ૪
આવ્યો ઇંદ્ર અદ્રશ્ય તે ઠાર, તેણે હરણ કર્યો તોખાર;
પૂરવ સાગર કપિલાશ્રમ, તપ આચરે પૂરણ બ્રહ્મ. ૫
તપ ભંગ કરે જન જેહ, ભસ્મ થાય બળીને તેહ;
તે ઠેકાણે બાંધી તોખાર, ગયો સુરપતિ સ્વર્ગ મોઝાર. ૬
પુત્ર સગરના સાઠ હજાર, ખોળે અશ્વને ઠારોઠાર;
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, ગિરિ સરિતા સર વનજાળ. ૭
મહા જોદ્ધા વીર અભંગ, વજ્ર સરીખાં જેનાં અંગ;
ખણી પૃથ્વી અપાર અઘાત, તેના સિંધુ થયા છે સાત. ૮
એમ ખોળીને થાકયા એહ, નવ જડયો યજ્ઞવાજી તેહ;
એવે મળિયા નારદ મુન્ય, તેની સાથે બોલ્યા વચન. ૯
પૂર્વ સિંધુની તીરે સાર, કપિલાશ્રમ બાંધ્યો તોખાર;
એવું કહી ગયા મુનિ સ્વર્ગમાંહે,સગરાત્મજ આવ્યા ત્યાંહે.૧૦
દીઠા અશ્વને તેણે સ્થાન, મુનિ બેઠા ધરે છે ધ્યાન;
દીઠો અશ્વ બાંધેલો જ્યારે,બોલ્યા ક્રોધ કરીને ત્યારે. ૧૧
અલ્યા દંભિક ચોર અજ્ઞાન, બાંધી અશ્વ ધરે છે ધ્યાન;
કહ્યાં અતિ ઘણાં કઠણ વચન,ધ્યાનભંગ થયું મુનિજન. ૧૨૩
નેત્ર ઉઘાડીયાં તત્કાળ, જાણે પ્રલે અગ્નિની ઝાળ;
બળ્યા જ્વાળે કરીને કુમાર, થયા ભસ્મ તે સાઠ હજાર. ૧૩

જુવે સગર ભૂપતિ વાટ, ન આવ્યા સુત થાય ઉચાટ;
અસમંજસકેરો તન, નામ અંશુમાન રતન. ૧૪
પિતામહની આજ્ઞા માગી, ચાલ્યો ખોળવાને અનુરાગી;
કાકાની કરતો પરિશોધ, સિંધુતીરે આવ્યો અવિરોધ. ૧૫
બેઠા દીઠા કપિલ મુનિજન, કરી સ્તુતિ નિર્મળ મન;
થઇ પ્રસન્ન બોલ્યા ભગવાન,માગ્ય માગ્ય આપું વરદાન.૧૬
બોલ્યો અંશુમાન સલગ્ન, અશ્વ આપો પૂર્ણ થાય યજ્ઞ;
મુજ કાકા પામ્યા અવગત્ય, તેતણી બતાવો સદ્‌ગત્ય. ૧૭
બોલ્યા કપિલમુનિ ત્યાં વચન, તારો અશ્વ લેઈ જા તન;
મુજ ધ્યાન ભંગ કર્યું જેહ, બળી ભસ્મ થયા છે તેહ.૧૮
સત્ય લોકથી આવે ગંગ, કરે સ્પર્શ ભસ્મ જળસંગ;
ત્યારે પામે એ ઉદ્ધાર, માટે ગંગા લાવો નિરધાર. ૧૯
સુણી વાણી કપિલની શુદ્ધ, અંશુમાને વિચારી બુદ્ધ;
સગરાત્મજ બળિયા તેહ, તેની ભસ્મ પડીતી જેહ. ૨૦
એક કૂપમાં નાખી ત્યાંહે, હય લેઇ આવ્યો પુરમાંહે;
કહી ભૂપતિને સહુ વાત, સુણી રાયે કર્યો આંસુપાત. ૨૧
અંશુમાનને આપી રાજ, નૃપ વનમાં ગયા તપ કાજ;
અંસમંજસ રાયનો તન, તે તો પહેલો ગયો છે વન. ૨૨
અંશુમાન કરે છે રાજ, કુળધર્મ નીતિનું કાજ;
તેને એક થયો સંતાન, નામ દિલીપ મહા બળવાન. ૨૩
આપ્યું દિલીપને રાજ્યાસન, અંશુમાન ગયો છે વન;
બેઠો ધ્યાન ધરી મહારાજ, ગંગાનું તપ કરવા કાજ. ૨૪
ઘણા દિવસ કર્યું તપાચર્ણ, નાવ્યાં ગંગા તે પામ્યો મર્ણ;
વૃદ્ધિ પામ્યો દિલીપ રાજન, થયો તેને ભગીરથ તન. ૨૫
ભગીરથને સોંપ્યું રાજ, ગયો દિલીપ ગંગા તપકાજ;
નાવ્યાં ગંગા થયા બહુ દિન, પછે મૃત્યુ પામ્યો રાજન.૨૬
તે ભગીરથે જાણી વાત, નથી આવતાં ગંગા માત;
માટે નિશ્ચે હું લાવું આ કામ, તો ભગીરથ મારૂં નામ. ૨૭
ઉઠીને ચાલ્યો તેણીવાર, તપ કરવા વનમોઝાર;

જે મેરુથકી દક્ષિણુ પાસ, માન સરોવર છે સુખ રાશ. ૨૮
મયનાકર પર્વત જ્યાંહે, ભૂમિ કનકતણી છે ત્યાંહે;
તે ઠેકાણે ભગીરથ ભૂપ, તપ આચર્યું ઉગ્ર અનુપ. ૨૯
તે તપે સ્વર્ગભૂમિ ડોલાવી, ગંગાએ કહ્યું ધ્યાનમાં આવી;
હું આવું રાય નિશ્ચે જાણુ, મારી ધારા ધરશે કોણુ. ૩૦
કાઢય ખોળી તેને તત્કાળ, નીકર ભેદી ભૂ જઈશ પાતાળ;
ગંગાનાં સુણી એવાં વચન, રાયે આરાધ્યા પંચાનન. ૩૧
શિવ કહે સુણુ દિલીપ કુમાર, હું ધરીશ ગંગાની ધાર;
ત્યારે ઉતર્યાં સુરસરી ત્યાંહે,પડી ધારા તે શિવ જટામાંહે.૩૨
અભિમાન કર્યું તે કાળ, શિવસહિત ઘાલું પાતાળ;
શિવે વિચાર્યું તે મનમાંહે, ગંગા ગુંચવાયાં જટામાંહે. ૩૩
નીકળાયું ન સુર સરિતાય, એવી માહાદેવની પ્રભુતાય;
સ્તુતિ કરી નૃપતિએ અપાર, ત્યારે ચાલી ગંગાની ધાર. ૩૪
મેરુ શીશ પડી તે ધાર, મહા પ્રચંડ ને વેગ અપાર;
ત્યાંથી ધારા થઇ ત્રણુ ખંડ, ત્રણુ લોકમાં ચાલી પ્રચંડ. ૩૫
નામ સુરસરી સ્વર્ગે ત્યાંહે, ભોગાવતી તે પાતાળમાંહે;
આવ્યાં ભૂતળ ભાગીરથી નામ,જોઇ ભૂપ થયો અભિરામ.૩૬
ગંગા કહે કરું પૂરણુ કામ, ચાલ્ય દેખાડ પિત્રીનો ઠામ;
રથ બેસી આગળ થયો રાય, પૂઠે ચાલે પ્રવાહ ગંગાય. ૩૭
ફોડે ગિરિવર ચાલે ધાર, થાય શબ્દ પ્રચંડ અપાર;
એક મુનિવર મારગમાંહ્ય, ધ્યાન ધરવા બેઠા હતા ત્યાંહ્ય. ૩૮
રાય કહે મુનિ શું બેઠા આંહે, આવે ગંગા તણાશો તે માંહે;
અંજલી ભરીને મુનિજન, ગંગાજળ કર્યું પ્રાશન. ૩૯
રાયને થઈ ચિંતા ઘણી, કરી સ્તુતિ મુનિવર તણી;
જાનુમાંથી કાઢી તે ઠામ, માટે જાન્હવી પડીયું નામ. ૪૦
ગયાં ગંગાતે સિંધુ મોઝાર, ભસ્મ કૂપ ભરાયો તે વાર;
ગંગા સ્પર્શ થયો ઉદ્ધાર, પામ્યા સદ્ગતિ સગરકુમાર. ૪૧
થયો વિશ્વમાં જયજયકાર, પામ્યા મુનિજન હર્ષ અપાર;
ત્રટ સુંદર શોભા રમ્ય, ઘણા મુનિએ કર્યા આશ્રમ. ૪૨

થયાં અનેક ક્ષેત્ર ને ધામ, કર્યાં પાવન ભૂતળ ઠામ;
વિશ્વામિત્ર કહે સુણો રામ, એમ આવ્યાં ગંગાઅભિરામ.૪૩
જે કોઈ સાંભળે એહ કથાય, નરનારી તે પાવન થાય;
તેનું જન્મમરણ દુઃખ વામે, ગંગાસ્નાનતણું ફળ પામે. ૪૪

વલણ

ફળ પામે ગંગા સ્નાનકેરૂં, પાપી પાવન થાયરે;
એવી કથા કરી કૌશિક ઋષિએ, તે સુણી હરખ્યા શ્રી રઘુરાય રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां वालकांडे भगीरथेन गंगायाःगमनं नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

# અધ્યાય ૨૭ મો

રાગ મેવાડો

વિશ્વામિત્રનાં વચન સુણીને, હરખ્યા લક્ષ્મણ રામજી;
ગંગાની ઉતપત્તિ સુણી જે, ભાગીરથી પડીયું નામજી. ૧
પછી ત્યાંહાં થકી આગળ ચાલ્યાત્રેણે, સિદ્ધાશ્રમને પંથજી;
રામને વિશ્વામિત્ર ભણાવે, અનેક પ્રકારના ગ્રંથજી. ૨
અસ્ત્રમંત્ર નાનાવિધ કેરા, યુદ્ધકળા બહુ ભાતજી;
વિશ્વામિત્રે પ્રવીણ કર્યા તે, શીખ્યા બન્ને ભ્રાતજી. ૩
ત્યારે આગળ જાતાં બે મારગ આવ્યા, મુનિને પૂછે રામજી;
બે મારગમાં જે હોય ઢુંકડો તે, કહો મુજને અભિરામજી. ૪
ત્યારે કૌશિક કહે વામ પંથ વેગળો, દક્ષિણ પંથ નજીકજી;
પણ એ મારગમાં તાડિકા રહે છે, તેની છે ઘણી બીકજી. ૫
ત્યારે રામ કહે એ મારગ ચાલો, નહિ થાય કાંઈ વિઘનજી;
ઘણુઘણાટ રથનો રવ વાજે, આવ્યું તાડિકારણ્યજી. ૬
એવે રથનો પડઘો સાંભળી, આવી તાડિકા તેણી વારજી;
એક સહસ્ર વારણનું બળ છે, પ્રચંડ રૂપ અપારજી. ૭
સોએક મુનિ મુખમાં ઘાલ્યા છે, પાપિણી હિંસાવાનજી;
એવી કુંભકર્ણની ભગની આવી, તનુપર્વત સમાનજી. ૮
બાર ગાઉ લગી મુખ પહોળું છે, નેત્ર જાણે અંગારજી;
પંચ પંચ કોશનો એકેકો સ્તન છે, શિરગિરિ શૃંગ આકારજી. ૯

અનેક રાક્ષસીઓ લેઈ સંગે, આવી મારગ માંહેજી;
શ્રીરઘુવીરને દેખાડી છે, વિશ્વામિત્રે ત્યાંહેજી. ૧૦
ત્યારે શ્રીરામે કોડંડ ચઢાવ્યું, શર કીધો સંધાણુજી;
મુનિ આજ્ઞા માગી રઘુવીરે, મૂક્યું તીક્ષણુ બાણુજી. ૧૧
જેમ અગ્નિકેરી જ્વાળા ચાલે, ચમકે તડિત આકાશજી;
એમ રામબાણુ ધુધવતું ચાલ્યું, કરતું દિશાઓ પ્રકાશજી.૧૨
અકસ્માત આવીને વાગ્યું, તાડિકાના રૂદે માંહેજી;
બાણુ સંગાથે પ્રાણુ ગયા, મૃત થઈ પડી પૃથ્વીમાંહેજી. ૧૩
પડતામાં તેણે ચીસજ નાખી, ખળભળીયું બ્રહ્માંડજી;
બીજી અનેક રાક્ષસી સાથ હતી તે, રામે કરી શતખંડજી. ૧૪
આકાશમાંહે વિમાનમાં બેસી, દેવ જુવે તેણીવારજી;
દુંદુભી નાદ કરી પુષ્પવૃષ્ટિ, કહેતા જય જયકારજી. ૧૫
તાડિકાનો વધ રામે કર્યો સુણી, હરખ્યા સરવે લોકજી;
મુનિવર મન આનંદજ પામ્યા, ટળીયો ભય ને શોકજી.૧૬
ત્યાંથકી સિદ્ધાશ્રમમાં આવ્યા, રાજકુંવર ઋષિ સાથજી;
ત્યારે જાણુ થયું છે સરવ ઋષિને,જે આવ્યા કૌશલ નાથજી.૧૭
જ્યમ સરિતાકેરૂં પૂર ચઢે, જાય સાગર ભળવા કાજજી;
એમ રામને મળવા દશે દિશાથી, આવ્યા સકળ મુનિરાજજી.૧૮
પછે યજ્ઞારંભ કર્યો ગાધિ સુત, મંડપ વેદી વિશાળજી;
કુંડમાં આહુતિ થઇ ચાલતી, પ્રગટી અગ્નિજ્વાળજી. ૧૯
વિશ્વામિત્ર દીક્ષા લેઇ બેઠા, અનેક મુનિવર પાસજી;
રામને કહે તમો રક્ષા કરજો, અમને અસુરનો ત્રાસજી. ૨૦
મારીચને સુબાહુ આદે, આવીને કરશે ભગ્નજી;
ત્યારે રામ કહે મુનિવર નવ બીહશો, કરો સુખેથી યજ્ઞજી.૨૧
પછે રામલક્ષ્મણ બે સજ થઈ ઉભા,ગ્રહી ધનુષ્ય ને બાણુજી;
મુનિવર મંત્ર ભણે ગાજીને, વેદ સૂત્રનીવાણુજી. ૨૨
સ્વાહાકાર ને સ્વધાકારના, શબ્દ ઘણા ત્યાંહાં થાયજી;
વષટ્કાર ઓંકારતણી ધુનિ, મુનિવર ભણતા જાયજી. ૨૩
યજ્ઞ ચાલતો થયો ત્યારે, એમ કરતાં ગઇ મધ્ય રાત્રજી;

ત્યારે મારીચને સુબાહુ બળિયા, આવ્યા અકસ્માતજી. ૨૪
તાડિકાનો વધ સાંભળી તતક્ષણ, ક્રોધે ભરાયા વીરજી;
વીશ કોટી રજનીચર સાથે, આવ્યા સ્થૂળ શરીરજી. ૨૫
સિદ્ધાશ્રમની પાસે આવી, કરી ગર્જના ઘોરજી;
બ્રાહ્મણ સર્વે ભડકી ઉઠયા, કરતા શોરબકોરજી. ૨૬
સુણો કૌશિક હાવે કયમ રહેવાશે, આવ્યો આપણો અંતજી;
એ બાળક તે શું રક્ષા કરશે,, દૈત્ય મહા બળવંતજી. ૨૭
ત્યારે વિશ્વામિત્ર વિનય વચને કરી, આપે સહુને ધીરજી;
બાળક એ નવ જાણશો નિર્બળ, રામલક્ષ્મણ બે વીરજી.૨૮
પુરાણ પુરુષોત્તમ લક્ષ્મીપતિ, આદિ નારાયણ જેહજી;
દુષ્ટ સંહારવા અવતર્યા પોતે, ધર્મ સ્થાપવા એહજી. ૨૯
એક બાણે જેણે તાડિકા મારી, એવા દશરથતનજી;
માટે રક્ષા કરશે રૂડી રીતે, ભય નવ ધરશો મનજી. ૩૦

વલણ

ભય નવ ધરશો મનવિષે, એ રક્ષા કરશે રામ રે;
એમ વિશ્વામિત્રે ધીરજ આપી, મુનિ બેસાડયા ઠામ રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामेण ताडिकावधानंतरं यज्ञारंभो नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

# અધ્યાય ૨૮ મો

રાગ મારૂ

આપે ધીરજ ગાધિકુમાર, એવે આવ્યા અસુર અપાર;
યજ્ઞમંડપ ઉપર જાણ, નાખે વૃક્ષ ગિરિ પાષાણ. ૧
યજ્ઞરક્ષા કરવા વિશેક, રામે ધરિયાં રૂપ અનેક;
ચારે પાસે ઉભા રઘુવીર, અતિ બાણ મૂકે રણધીર. ૨
યજ્ઞમંડપ ઉપર વેદ, શરપંજર કરીયું અભેદ;
કાળી રાત અંધારી ઘોર, દૈત્ય દારુણ કરતા શોર. ૩
છૂટે અખંડ શરની ધાર, જાણે વિદ્યુતના ચમકાર;
વીશ કોટી નિશાચર જેહ, રામે સર્વ સંહાર્યા તેહ. ૪

કોનાં છેદ્યાં ભુજા ને ચર્ણ, ઉરૂ જંઘા કટી શીર કર્ણ;
એમ કરતાં થયો છે પ્રભાત, નવ દિસે નિશાચર જાત. ૫
ઉડયાં આકાશમાં તે દિશ, ભમતાં ફરે દૈત્યનાં શિશ;
કોઇ વૃક્ષ ઉપર કંઈ ધરણી, દેખાયાં જ્યારે ઉગ્યો તરણી. ૬
રહ્યા વીશ કોટીમાં બે વીર, મારીચ ને સુબાહુ ધીર;
આવ્યા જુદ્ધ કરવા તે જાણ, ગદાઓ ગ્રહીને નિજ પાણ. ૭
ઘણું જુદ્ધ થયું તે ઠાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર;
પછે રામે વિચાર્યું મન, હવે એને પમાડું પતન. ૮
કરી ક્રોધ મૂકયું એક બાણ, મહા પ્રચંડ તે છે નિરવાણ;
તેણે છેદ્યું સુબાહુનું શીશ, પામી મરણ પડ્યો તે હીશ. ૯
લાગી ઝપટ તે શરનો પવન, તેણે મારીચ ઉડયો ગગન;
તે જઇ પડયો સાગર પાર, ભય પામી રહ્યો તે ઠાર. ૧૦
થયો અસુરતણો સંહાર, મુનિ કરતા જે જેકાર;
સુર આશીષ દે અનુકૂળ, વરસાવે સુરતરુ ફૂલ. ૧૧
નિશાચરને મારી તે ઠામ, શોભે સિદ્ધાશ્રમ શ્રીરામ;
મહા કલ્પે સૃષ્ટિ સંહાર, એક બ્રહ્મ શોભે જ્યમ સાર. ૧૨
જેમ નક્ષત્ર મંડળ લોપી, તપે દિનકર તેજે ઓપી;
તજી વિષયપ્રપંચ વિકાર, શોભે નિરમળ જોગી સાર. ૧૩
એમ શોભે પૂરણ કામ, મુનિ રક્ષા કરી શ્રીરામ;
જેમ જઠરા અન્ન પચાવે, પણ ગર્ભને આંચ ન આવે. ૧૪
એમ જજ્ઞ મુનિવર કેરી, કરી રક્ષા રામે ઘણેરી;
સહુ મુનિવર આશીષ દેતા, રામ રૂપ રુદેમાં લેતા. ૧૫
સહુએ ઓળખ્યા શ્રીભગવાન, ગુણ ઇશ્વરના બળવાન;
ત્યારે મુનિવર પ્રત્યે વચન, હસી બોલ્યા ગાધિ તન. ૧૬
તમો રામને કહેતા બાળ, દીઠો પ્રતાપ આણે કાળ;
તેજસ્વી નવ ગણીયે કનિષ્ટ, જેનાં પ્રાક્રમ પ્રૌઢ વરિષ્ટ: ૧૭
રવિ મંડળ નાનું ભાસે, પણ વિશ્વ સકળને પ્રકાશે;
કળશોદ્દભવ નાને વાન, કર્યું સાગર જળનું પાન. ૧૮
નાના વામનરૂપ અખંડ, કર્યું બે પગમાં બ્રહ્માંડ;

પંડિતની બુદ્ધિ લગાર, જાણે સરવ શાસ્ત્રનો સાર. ૧૯
એમ રામનું પ્રાક્રમ જેહ, ઘણું અપાર બળ છે તેહ;
બ્રહ્માદિકના કળ્યામાં ન આવે,કવિ વાણીમાં કયમ કરી લાવે.૨૦
થયો પૂરણ યજ્ઞ પ્રસન્ન, મુનિ કૌશિક હરખ્યા મન;
બ્રાહ્મણને ભોજન કરાવ્યાં,આપી દક્ષણા વસ્ત્ર પહેરાવ્યાં. ૨૧
સહુ બેઠા પામી નિવર્ત, તેવે દૂત આવ્યો એક તર્ત;
મિથુલેશ્વરકેરો પત્ર, આપ્યો વિશ્વામિત્રને તત્ર. ૨૨
ગાધિપુત્રે વાંચ્યો તેણીવાર, કહ્યા શ્રીરામને સમાચાર;
મિથુલાપુર જનક રાજન, તેને પુત્રી સીતા ઉત્પન્ન. ૨૩
તેનો રચીયો સ્વયંવર રાયે, ત્યાં મોટો મહોત્સવ થાયે;
આવશે પૃથ્વીના રાજન, વળી મહા મોટા મુનિજન. ૨૪
માટે આપણે જાવું ત્યાંહે, લીલા જોવા જનકપુર માંહે;
એવાં સાંભળી મુનિનાંવચન, ફરકયું રામનું જમણું લોચન.૨૫
વળી દક્ષિણ અંગ ભુજાય, શુભ શુકન થયા રઘુરાય;
એમ કરતાં રવિ થયો અસ્ત, કર્યાં આસન વિપ્ર સમસ્ત. ૨૬
સંધ્યાવંદન કરીયું રામ, કર્યાં ભોજ પૂરણ કામ;
એક સજ્જાએ સૂતા વીર, રામ લક્ષ્મણ રણના ધીર. ૨૭
પાસે પોઢયા મુનિ ભગવાન, જાણે બાળક પ્રાણ સમાન;
નિશા મધ્ય ગઈ છે જ્યારે, વિશ્વામિત્ર બેઠા થયા ત્યારે. ૨૮
મુનિ કૌશિક મહા તપવાન, કરે સ્મરણ હરિનું ધ્યાન;
ત્યારે લક્ષ્મણપ્રત્યે રામ, કરે વારતા પૂરણ કામ. ૨૯
જોને લક્ષ્મણ મારા વીર, કેવું ધ્યાન ધરે મુનિ ધીર;
લાભ મનુષ્યા દેહનો એહ, હરિભજન કરે જન જેહ. ૩૦
હરિનામ વિના લે અન્ન, તે જાણો પ્રેત ભોજન;
પ્રભુને અરપણ નથી કરતા,તે પાપી જાણો આત્મ હણતા. ૩૧
દૃઢ ભક્તિ વિના જે જ્ઞાન, તેનું જ્ઞાન જાણો અજ્ઞાન;
તેનો ધર્મ તે અધર્મકાર, આચાર તે તો અનાચાર. ૩૨
ભગવંતની ભક્તિ રહિત, તેની વિદ્યા અવિદ્યા સહિત;
એમ લક્ષ્મણને કર્યો બોધ, જેણે ટળે સંસાર વિરોધ. ૩૩

એવી વાતો કરે બે ભ્રાત, એમ કરતાં થયો છે પ્રભાત;
ઉઠી લાગ્યા મુનિને પાય, સ્નાન સંધ્યા કરી રઘુરાય. ૩૪
મુનિ સાથે કર્યાં ભોજન, પછે બેઠા નિજ આસન;
સંભારી અવધપુર વાસ, રઘુવીર થયા છે ઉદાસ. ૩૫
સુણ લક્ષ્મણ વીર વચન, અહીં આવે થયા બહુ દિન;
વાટ જોતા હશે ત્યાં રાય, કેમ ધીરજ ધરશે માય. ૩૬
વચ્છ વિયોગે ધેનુ જેમ, થયું માતપિતાને તેમ;
હાવે પાછા ક્યારે વળીશું, ક્યારે માતપિતાને મળીશું. ૩૭
એમ વિરહ થયો રઘુવીર, ચાલ્યાં નેત્રમાં આંસુ નીર;
એમ માનુષી ચેષ્ટા રામ, જણાવે છે પૂરણ કામ. ૩૮
એવું જોઇને કૌશિક મુન્ય, રૂદેશું ચાંપ્યા બે તન;
પ્રાણવલ્લભ મારા વીર, તમે રાખો રુદેમાં ધીર. ૩૯
એવું ભાવી જણાય છે અમને, રામ સીતા વરશે તમને;
માટે જાવું જનકપુર આજ, થાઓ શીઘ્ર બે રઘુરાજ. ૪૦
એવું કહી થયા સત્વર મુન્ય, સાથે લીધા ઘણા ઋષિજન;
મિથિલાપુર જાવા કાજ, થયા તત્પર શ્રીરઘુરાજ. ૪૧

વલણ

રઘુરાજ બે તત્પર થયા, ધર્યાં ધનુષ્ય ભાથા બાણ રે;
અનેક મુનિવર કૌશિક સાથે, ચાલ્યા ચતુર સુજાણ રે. ૪૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामेण सुबाहु आदि राक्षसहननं नाम अष्टविंशोऽध्यायः ॥ २८ ॥

# અધ્યાય ૨૯ મો

દોહરા

જનકપુર જાવા કારણે, ચાલ્યા સુંદર શ્યામ;
મુનિવર સરવે ચાલતા, માટે રથ નવ બેઠા રામ. ૧
મુનિ સંગાથે ચાલીયા, રામ લક્ષ્મણ બે ભ્રાત ;
આશ્રમ આવે મુનિતણા, ત્યાંહાં રહેતા સરવે રાત. ૨

મારગમાં જે મુનિ મળે, તે કરે સ્વાગત બહુપેર;
આતિથ્ય કરે શ્રીરામને, તેડી લાવે નિજ ઘેર. ૩
એમ કરતાં આગળ ચાલીયા, આવ્યા એક વનમોઝાર;
ત્યાં અહલ્યા શલ્યા થઈ પડી, ગૌતમ ઋષિની નાર. ૪
ત્યારે પદરજ ઉડી રામની, પવનથકી નિરવાણ:
શલ્યાને સ્પર્શી જઈ, અહલ્યા થઇ તે જાણ. ૫
તે જડ મટીને ચેતન થઈ, પદરજને પ્રતાપ;
સુંદરરૂપે સુંદરી, તતક્ષણ ઉઠી આપ. ૬
કોઇ કહે છે રામે ચરણનો, સ્પર્શ કર્યો સાક્ષાત;
એ તો જૂઠું જાણજો, ઘટે નહિ એ વાત. ૭
ધરમ ધોરીધર રામ છે, ગોબ્રાહ્મણ પ્રતિપાળ;
ક્ષત્રી ધરમ શુભ આચરે, એવા દીન દયાળ. ૮
અન્ય ક્ષત્રી એવું નવ કરે, આતો ધરમ અવતાર:
ચરણ સ્પર્શ તે ક્યમ કરે, બ્રાહ્મણીને નિરધાર. ૯
અહલ્યાએ તવ ઓળખ્યા, રઘુવીરને નિરધાર:
પૂરવની સ્મૃતિએ કરી, મળવા આવે નાર. ૧૦
અહલ્યા સામી આવતી, દીઠું રામે રૂપ;
પૂછે વિશ્વામિત્રને, સકળ ભુવનના ભૂપ. ૧૧
હે મુનિ પેલી કોણ છે, સનમુખ આવે નાર;
ચંપકવરણી વિધુમુખી, મૃગનેણી સુકુમાર. ૧૨
જે રંભાને વળી ઉર્વશી, કરતી હશે તેની સેવ;
હું જાણું એના ઉદરથી, પ્રગટ્યા ઇંદ્રાદિક દેવ. ૧૩
કે આવે ભવાની ઇશ્વરી, મુને આપવાને વરદાન:
કે ઋષિપત્ની કોઈ આ સમે, ઉઠી નિદ્રાવાન. ૧૪
કે કૃપા તમારી મહામુનિ, મૂર્તિમાન થઇ આજ;
માટે કહો તે કોણ છે, કૃપા કરી મુનિરાજ. ૧૫
એવાં ધરમ વચન સુણી રામનાં, બોલ્યા ગાધિકુમાર;
તે અહલ્યા શલ્યા થઈ હતી, ગૌતમ ઋષિની નાર. ૧૬
તે તમ પદરજ પ્રતાપથી, શ્રાપમુક્ત થઈ આજ;

દરશન કરવા તમતણું, આવે શ્રીરઘુરાજ. ૧૭
એટલે ત્યાં આવી તદા, અહલ્યા જોડી પાણ;
સાષ્ટાંગ દંડવત કરી નમી, રઘુવીરને નિરવાણ. ૧૮
ત્યારે રામ કહે હે સાધવી, ઉઠો હાવે માત;
પછે અહલ્યા ઉઠી તે સમે, ઉભી જોડી હાથ. ૧૯
નેત્ર સજળ ગદગદ ગિરા, દ્દ મતિ નિર્મળ મન;
કર સંપુટ સનમુખ રહી, કરતી રામ સ્તવન. ૨૦
જ્યમ વસંત ઋતુમાં કોકિલા, બોલે મધુરી વાણ;
એમ સ્તુતિ કરતી શ્રીરામની, ઋષિ પત્ની તે જાણ. ૨૧

છંદ

જય રામ કરુણા ધામ પૂરણ કામ દશરથ નંદનં,
તવ નામ મન અભિરામ સુંદર શ્યામ સુરમુનિવંદનં;
જય જગત ગુરુ જગતાત માતા વિશ્વંભર જગનાયકં,
સ્મરામિ મિત્ર ચરિત્ર ચિત્ર વિચિત્ર જન સુખદાયકં. ૧
જય પરાત્પર પરબ્રહ્મ પૂરણ સગુણ નિરગુણ અવ્યયં,
ચર અચર જીવનિકાય વ્યાપક એક અજીત અનામકં;
જય નિગમ અગમ અપાર કારણ રહિત કૌશલ્યા તનં,
સચ્ચિદાનંદ અખંડ અજ ચૈતન્ય સાક્ષી ચિદ્‌ઘનં. ૨
જય શાપમોચન કમળ લોચન દીનજન પ્રતિપાલકં,
નિજ ભક્ત વત્સળ શરણ જન ભવ રોગ વૈદ્ય કૃપાલકં;
જય મિત્રકુળકાનનકમળરવિ ચતુર વિહુ* વપુ ધારકં;
અવતાર કારણ ધર્મસ્થાપન, દુષ્ટ દનુજ વિદારકં. ૩
જય યજ્ઞપાળ દયાળ કૃતવધ તાડિકા ખર દૂષણં;
કર શર અમોઘ નિખંગ× ધનુષ્ય નમામિ રવિકુળ ભૂષણં;
બ્રહ્માંડનાયક ભુવન સુંદર દાન કૃત મમ સદગતિ;
જય શિવહૃદય માનસ મરાળ નમામિ રામ રમાપતિ. ૪
મુનિ પત્ની કૃત એ સ્તોત્ર પાવન જપે નરનારી સદા;
તે ધન્ય ભૂતળ દાસ ગિરિધર મોક્ષ પામે સર્વદા.

* વ્યૂહ × નિષંગ–ભાથું

દોહા

એમ સ્તુતિ અહલ્યાએ કરી, જોડીને જુગ પાણ;
તમને આશિષ દેઉં છું, હજો સદા કલ્યાણ. ૧
સાઠ સહસ્ર વર્ષ લગી, હું રહીતી જડરૂપ,
તે તમ પદ રજ પરતાપથી, પામી મૂળ સ્વરૂપ. ૨
શાપ મુક્ત કીધો તમો, થઇ ચૈતન્ય અભિરામ;
માટે સીતા કન્યા જનકની, વરજો તમને રામ. ૩
તેવે સમે ત્યાં ગૌતમ ઋષિ, આવ્યા અકસ્માત;
મળ્યા રામને હરખશું, ગદગદ પ્રેમ અઘાત. ૪
સાષ્ટાંગ કર્યો મુનિને તદા, બોલીયા રાજકુમાર;
હવે અંગીકાર સતીનો કરો, એ છે સાધવી નાર. ૫
એવાં વચન સુણી શ્રીરામનાં, ત્યારે હરખ્યામુનિ ગૌતમ;
અહલ્યાને તેડી ગયા, તે પોતાને આશ્રમ. ૬
પછી આગળ ચાલ્યા રામજી, સાથે મુનિવર વૃંદ;
રામપ્રતાપ જોઇ સહુ, મન પામીયા આનંદ. ૭
અષ્ટક એ અહલ્યાતણું, જે શ્રવણ કરે નરનાર;
પાઠ કરે શ્રદ્ધાથકી, તે પામે પદારથ ચાર. ૮

વલણ

પામે પદારથ ચાર, તેને કૃપા શ્રીરઘુવર કરે;
જે સાંભળે નર ને નાર, તે ભવસાગર સેજે તરે. ૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामस्य अहल्यायाः शापमोचनं नाम एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

# અધ્યાય ૩૦ મો

રાગ ધનાશ્રી

અહલ્યાકેરો કર્યો ઉદ્ધારજી, મુનિસંગ ચાલ્યા રાજકુમારજી;
મારગ જાતાં પૂછે શ્રીરામજી, ગૌતમપત્ની અહલ્યા નામજી.

ઢાળ

નામ અહલ્યા શલ્યા કયમ થઇ, કોણે દીધો શાપ ?
તે મુનિવર મુજને કહી, સંદેહ ટાળો આપ. ૨
રામનાં વાયક સાંભળી, બોલ્યા વિશ્વામિત્ર વચન;
ઉત્પત્તિ કહું અહલ્યાતણી, સાંભળો દશરથ તન. ૩
પૂર્વે બ્રહ્માએ રચી સૃષ્ટિ, ચિત્ર વિચિત્ર અનેક;
તે સ્વરૂપ સુંદર તેજપૂરણ, રચી કન્યા એક. ૪
અહલ્યા તેનું નામ પાડયું, થઈજિ પ્રૌઢી બાળ;
ત્યારે દેવ સર્વે રૂપ જોઇ, મોહ પામિયા તતકાળ. ૫
વરવાને ઇચ્છે સુર સકળ, એ બ્રહ્મકન્યા જેહ;
વિચાર કરી વિધિએ રચ્યો, કન્યા સ્વયંવર તેહ. ૬
ત્યારે પ્રજાપતિએ પણ કર્યું, બે પહોરમાં નર જેહ;
પૃથ્વી પરિક્રમા કરી આવે, કન્યા પરણે તેહ. ૭
તે સાંભળી સુર સકળ ચાલ્યા, નવ લગાડી વાર;
પાકશાસન ગજારૂઢ થઇ, ચાલીયો તેણીવાર. ૮
તે સમે ગૌતમ સ્નાન કરી, નીકળ્યા ગંગા બહાર;
ત્યારે મારગમાં ગૌ બેમુખી, ઉભી હતી તે ઠાર. ૯
જ્યારે થાય ગૌ પ્રસુતા સમે, વચ્છનુ મુખ દેખાય;
તે સમે સુરભિ બેમુખી, તે ભૂમિરૂપ કહેવાય. ૧૦
તે સમે પ્રદક્ષિણા કરે તેને, ભૂમિનું ફળ થાય;
ગૌતમ ઋષિએ વિચાર્યું, શાસ્ત્રનો એવો ન્યાય. ૧૧
ભણી મંત્ર ગાયત્રીતણો, પ્રદક્ષિણા કરી સાત;
મન વિચાર્યું વિધિલોક જઇ, કન્યા વરૂં સાક્ષાત. ૧૨
સત્ય લોક જઇ વિધિને કહ્યું, ગૌતમ મારૂં નામ;
પરદક્ષિણા કરી સાત ભૂની, આવ્યો છું આ ઠામ. ૧૩
વિધિયે વિચાર્યું સત્ય વાયક, મુનિ બોલ્યા જેહ;
કન્યા પરણાવી તદા, ગૌતમ ઋષિને તેહ. ૧૪
તે સર્વ પહેલો ઈંદ્ર આવ્યો, ફરી પૃથ્વી પાર;
જુવે તો ગૌતમ ઋષિ, પરણિયા તેણીવાર. ૧૫

ઘણો ક્રોધ આણી ઇંદ્રે વળતો, કર્યો વિધિશું વાદ;
ચતુર મુખ પ્રત્યે ન ચાલ્યું, પામ્યો મન વિષાદ. ૧૬
પછે લાજ પામી વળ્યો પાછો, વિચાર્યું મન કામ;
એકવાર કન્યા ભોગવું તો, ઇંદ્રિ મારૂં નામ. ૧૭
તે કન્યા લેઇ મુનિ આવ્યા, માંડયો ગૃહસ્થાશ્રમ;
કેટલા દિન એમ વહી ગયા, પણ ઇંદ્ર જોતો મર્મ. ૧૮
પછે અહલ્યાને ત્રણે કાળે, થયાં બે સંતાન;
પ્રથમ જન્મ્યો પુત્ર તે, મહા તેજસ્વી વિદ્વાન. ૧૯
નામ શતાનંદ ભણ્યો વિદ્યા, પછી જનકપુરમાં જાય;
તે પુરોહિત થયો જનકનો, વળી પુરાણી કહેવાય. ૨૦
પછે થઈ પુત્રી અહલ્યાને, અંજની પાવન;
તે કુંવારી નિજ ઘેર છે, એમ વહી ગયા બહુ દન. ૨૧
એક સમે સૂરજ ગ્રહણ આવ્યું, પર્વ મોટું ત્યાંહ;
ગૌતમ અહલ્યા સ્નાન કરવા, ગયાં ગંગા માંહ્ય. ૨૨
તે સ્નાન કરીને આવી પાછી, સુંદરી નિજ ઘેર;
ત્યાં મુનિ બેઠા ધ્યાન ધરવા, જાણી ઇંદ્રે પેર. ૨૩
એકલી જાણી અહલ્યાને, આવિયો સુરભૂપ;
કપટ કરી ઇંદ્રે ધર્યું, ગૌતમ ઋષિનું રૂપ. ૨૪
ઘરમાંહે વાસવ આવિયો, ત્યારે સતી પૂછે પેર;
સ્વામી નિત્ય પૂરણ કર્યા પાખે, કેમ આવ્યા ઘેર. ૨૫
કપટી કહે મન થયું ચંચળ, વ્યાપ્યો મનમથ રોગ;
માટે આ વેળાએ ભામની તું, આપ્ય મુજને ભોગ. ૨૬
ત્યારે સતી કહે મધ્યાન વેળા, સૂરજ આવ્યો શીષ;
અઘટિત કર્મ ન થાય હવડાં, ગ્રહણ છે આ દીશ. ૨૭
સ્વામી તમો સર્વજ્ઞ છો, તે જુઓ વિચારી ન્યાય;
આ સમે એ કૃત્ય કરે તો, દંપતી નરક પળાય. ૨૮
વાસવ કહે તારે કારણ શું છે, શુભ અશુભ જે કર્મ;
જે મારી આજ્ઞા પાળવી, એ મુખ્ય તારો ધર્મ. ૨૯
ત્યારે વચન સ્વામીતણું તેણે, કર્યું અંગીકાર;

પુત્રી બેસાડી બારણે, અડકાવી વરદ્વાર. ૩૦
પછે સંગ આપ્યો સુંદરી, નવ કપટ જાણ્યું મન;
સુર માયામાં ભૂલી પડી, ઓળખ્યો નહિ સ્વામીન. ૩૧
બારણે પુત્રી હેરતી, જાર જનુની જેહ;
જાળીએથી જોતી તદા, કરી કોટ ઉંચી તેહ. ૩૨
એટલે ગૌતમ આવીયા, કરી નિત્ય કૃત પાવન;
ઉઘાડ કહી ઉભા રહ્યા, બારણે તે મુનિજન. ૩૩
સાદ સ્વામીનો ઓળખ્યો ત્યારે, નારી થઇ ભયભીત;
કપટ જાણ્યું કામની કંઈ, દીસે છે વિપરીત. ૩૪
અરે દુરાચારી તું કોણ છે, તવ ઈંદ્ર બોલ્યો વાણ;
ભામની કહે ભોગ સત્વર, કરી જા નિરવાણ. ૨૫
ભય ઘણો માની મુનિતણો, ઈંદ્ર ઉઠિયો તેણીવાર;
અબળા ઉઠી બેહેબાકળી, આવી ઉઘાડયું દ્વાર. ૩૬
એવે ઈંદ્ર દીઠો મુનિવરે, નીકળ્યો થઇ મંજાર;
તે જોઇ ગૌતમ કોપીયા, મન ચઢી રીસ અપાર. ૩૭
અલ્યા કરમ કૂડું આચરી, કયાં જાય તે મતિપાપ;
તુજ અંગ થાજ્યો સહસ્ર ભગ, મુનિયે તે દીધો શાપ. ૩૮
વળી પુરુષારથને બળે, તેં સતી શું કર્યો વ્યભિચાર;
માટે નપુંસક તું થજે, પામજે દુઃખ અપાર. ૩૯
તે સહસ્ર ભગ ઇંદ્રને અંગે, થયાં શ્રી રઘુવીર;
વળી કેટલાક દિન નપુંશક રહ્યો, ધરી મોર શરીર. ૪૦
એમ ઘણા દિન દુઃખ ભોગવ્યું, પછી કર્યું પ્રાયશ્ચિત્ત પ્રાણ.
મઘવાપતિને ભગ મટી થયાં, સહસ્ર લોચન જાણ. ૪૧
હવે અહલ્યાશું ક્રોધ કરી, ગૌતમે દીધો શાપ;
તું થજે પાષાણ શલ્યા, જાર બુદ્ધિ આપ. ૪૨
ત્યારે કર જોડી કહે કાંમની, મારો નથી અપરાધ;
એ કપટરૂપે આવિયો, મેં જાણ્યા તમને સાધ. ૪૩
મુનિ કહે મેં હાંક મારી, ત્યારે કેમ ન દીધો શાપ;
ઈંદ્ર જાણ્યા પછી પૂરણ, ભોગ કીધા આપ. ૪૪

માટે શલ્યા થા તું સુંદરી, એ કરમ તારૂં જાણ;
વરસ સાઠ સહસ્ર સુધી, ભોગવજે નિરવાણ. ૪૫
ત્યારે દીન થઇ અબળા કહે, અનુગ્રહ કરો સ્વામીન;
હાવે પછી ક્યારે પામીશ, તમારૂં દરશન. ૪૬
ઋષિ કહે રવિકુળ માંહે ધરશે, નારાયણ અવતાર;
તે રામની પદરજથકી, પામીશ તું ઉદ્ધાર. ૪૭
એવું કહેતામાં શલ્યા થઇને, પડી જડ આકાર;
પછી અંજની શું બોલિયા મુનિ, કરી ક્રોધ અપાર. ૪૮
તેં જાર જોયું માતનું, કર્યું કરમ અઘટિત જેહ:
વાનરની પેરે ઠુકતી, કરી કોટ ઊંચી તેહ. ૪૯
તે દોષ માટે સુતા તુજને, દેઊં છું હું શાપ;
કપિ રૂપ થાજો તાહરૂં, એમ બોલિયા મુનિ આપ. ૫૦
ત્યારે પુત્રી કહે હે પિતાજી, અનુગ્રહ કરો આ દંન;
છોરૂં કછોરૂં થાય પણ, માબાપ સાંખે મન. ૫૧
એવાં વચન સુણીને દયા આવી, બોલ્યા ગૌતમ વાણ;
એ શાપ મિથ્યા થશે નહિ, સુણ પુત્રી કહું પરમાણ. ૫૨
કેશરી વાનર મહાબળી તે, સુરતણો અવતાર;
તે ઋષિ મુખમાં તને મળશે, થશે તુજ ભરથાર. ૫૩
અગીઆરમા જે રુદ્ર તે, તુજ ઉદર થાશે તન;
તેથકી શુભ કીરતિ થશે, માનજે સાચું મન. ૫૪
એવું સુણીને અંજની, લાગી પિતાને પાય;
તે શાપ શીશ ચઢાવીને, ઋષિમુખ પર્વત જાય. ૫૫
ઘર ભંગ થયું મુનિવર તણું, તપ નાશ પામ્યું તેહ;
ઇંદ્રિ અંજની અહલ્યાને, શાપ દીધો જેહ. ૫૬
સ્ત્રીવિયોગે થયા ઉદાસી, દુઃખ પામીયા મનમાંહે;
બદ્રિકાશ્રમમાં જઇ, તપ કરવા બેઠા ત્યાંહે. ૫૭
આજ અહલ્યા તે ઉદ્ધરી, તમ ચરણરજ પરતાપ;
શુભ રૂપ પામી મળ્યો સ્વામી, નારી થઇ નિષ્પાપ. ૫૮
એ અહલ્યાની ઉત્પત્તિ, તમને કહી રઘુવીર;

સરાહના કરી સુણી રામે, ધન્ય મુનિ મતિ ધીર. ૫૯

વલણ

મતિધીર ચાલ્યા જાય મારગ, કરતા વાત વિચાર રે;
એવે જનકપુર દૂરથી દેખાયું, ત્યારે પૂછે જુગદાધાર રે. ૬૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामविश्वामित्रसंवादे अहल्योत्पत्तिकथनं नाम त्रिंशोऽध्यायः॥३०॥

# અધ્યાય ૩૧ મો

રાગ—દેશાખ

શ્રીરઘુવીર ઋષિને પૂછે, કહો મુજને મુનિજન;
જનકરાયની પુત્રી જાનકી, કેમ થઈ ઉત્પન્ન. ૧
શામાટે પણ કર્યું ધનુષ્યનું, મિથિલાપતિએ જેહ;
કે દહાડાનું ચાપ પડ્યું છે, કોનું છે કહો તેહ. ૨
શ્રીરામચંદ્રનાં વચન સુણીને, બોલીયા વિશ્વામિત્ર;
સીતાની ઉત્પત્તિ કહું સુણો, રાઘવ પુણ્ય પવિત્ર. ૩
ભૂપતિ પૂરવે એક હતો, તેનું પદમાક્ષ રાજા નામ;
તેણે લક્ષ્મીનું આરાધન કીધું, ધારીને મન કામ. ૪
પછે પદ્મા પ્રગટ થઇને બોલ્યાં, માગ્ય ભૂપ વરદાન;
ત્યારે રાય કહે મમ પુત્રી થાઓ, એ માગું છું માન. ૫
કમલા કહે હું તારે મંદિર, સદા રહું કરી વાસ;
નિશદિન સાહ્ય કરીશ હું તારી, વિઘ્ન સકળનો નાશ. ૬
પણ પુત્રી થઈ નવ મેં રહેવાયે, હું સ્વામી આધીન નાર;
જો આજ્ઞા કરે વૈકુંઠપતિ તો, લઉં તુજ ઘેર અવતાર. ૭
ત્યારે ભૂપતિએ વિષ્ણુ આરાધ્યા, પ્રગટ્યા વૈકુંઠનાથ;
માગ્ય માગ્ય વર આપું તુને, રાય બોલ્યો જોડી હાથ. ૮
લક્ષ્મી મારી પુત્રી થાયે, એ માગું મનકામ;
ત્યારે હરિયે હસીને ફળ એક આપ્યું, માતુલીંગ જેનું નામ. ૯
રાખજે ફળ એ રૂડે ઠામે, જત્ન કરી નવ માસ;

એ ફળમાંથી કન્યા પ્રગટશે, સુંદર રૂપ પ્રકાશ. ૧૦
પછે ફળ લઇને ભૂપતિ ઘેર આવ્યો, રાખ્યું રૂડે ઠામ;
પૂરે માસે કન્યા પ્રગટી, લક્ષ્મી જેનું નામ. ૧૧
પદ્માક્ષી તેનું નામજ પાડ્યું, દિન દિન મોટી થાય;
પછી કન્યા તે વરજોગ થઇ, અતિ ઓપે અંગ કળાય. ૧૨
ત્યારે દેવ દનુજ ને ગાંધર્વ, કિન્નર મોહ પામ્યા જોઇ રૂપ;
કન્યા સમાન દીઠો નહિ વર કો, ના કહિ સહુને ભૂપ. ૧૩
પછે સરવે મળીને યુદ્ધ આરંભ્યું, કન્યા લેવા કાજ;
સપ્ત દિવસ દારૂણ યુદ્ધ કીધું, પોતે પદ્માક્ષ રાજ. ૧૪
સરવે મળીને રાયને માર્યો, નગ્ર તે લૂંટી લીધું;
સર્વ કુટુંબનો નાશ કર્યો, એવું વિપરિત કારજ કીધું. ૧૫
ત્યારે કન્યા જે પદ્માક્ષી નામે, લાવણ્ય રૂપ અપાર;
તે અગ્નિ કુંડમાં સમાયાં પોતે, ગુપ્ત થયાં તેણી વાર. ૧૬
પછે સરવે મળી પરિશોધ કરી, પણ નવ દીઠી કન્યાય;
ત્યારે નિરાશ થઈ નિજ લોકે ગયા સહુ, પામી મન લજ્જાય. ૧૭
પછે દિવસ કેટલા વહી ગયા પુઠે, બ્રહ્મારણ્યમોઝાર;
એક અગ્નિ હોમનો કુંડ હતો, મુનિ આશ્રમકેરે ઠાર. ૧૮
તે કુંડમાંથી કન્યા નીકળી, બારણે ઉભી આપ;
અદ્‌ભુત રૂપ અનુપમ શોભા, સુંદર તેજ પ્રતાપ. ૧૯
તેણે સમે જાતો હતો રાવણ, બેસી પુષ્પ વિમાન;
પૃથ્વી ઉપર દૃષ્ટિ કરી, દીઠી કન્યા શોભામાન. ૨૦
વિમાન ઉતાર્યું વસુધા ઉપર, મનમાં અતિ ઉલ્લાસ;
મોહની રૂપ જોઇ મોહ પામ્યો, સત્વર આવ્યો પાસ. ૨૧
ત્યારે કન્યા તતક્ષણ યજ્ઞકુંડમાં, ગુપ્ત થઈ તે ઠાર;
રાવણ વળતો વિસ્મે પામ્યો, ચિંતા વ્યાપી અપાર. ૨૨
હવડાં હતી તે કન્યા કયાં ગઇ, એમ વિચારે મન;
પછે કુંડમાંહે તે શોધવા લાગ્યો, રાક્ષસનો રાજન. ૨૩

ત્યારે કન્યા તો કર ચઢી નહિ ને, જડીયાં પંચ રતન;
તે રત્ન લઇને રાવણ આવ્યો, લંકામાં તે દન. ૨૪
પેટીમાંહે મૂકયાં લાવી, જતન કરી બહુપેર;
પછે એકાંતમાં મંદોદરી સાથે, બોલ્યો આનંદભેર. ૨૫
સુણ રાણી હું તારે કાજે, લાવ્યો રત્ન અમૂલ્ય;
સકળ વિશ્વમાં ના મળે એવાં, નાવે તે સમતુલ્ય; ૨૬
પેલી પેટીમાં રત્ન મૂકયાં છે, જત્ન કરી મેં આજ:
એવી વાત સુણીને મંદોદરી, ઉઠી રત્ન જોવાને કાજ. ૨૭
રાય રાણી બન્યો જણ જઇને, પેટી ઉઘાડી જ્યારે;
તે પેટીમાં ખટ માસની કન્યા, રમતી દીઠી ત્યારે. ૨૮
છે સતી શિરોમણિ રાણી મંદોદરી, ઓળખીયું એંધાણ;
લક્ષ્મીરૂપ જાણીને રાવણ, પ્રત્યે બોલી વાણ. ૨૯
હે સ્વામી શું કરવા લાવ્યા, આ કન્યાને ઘેર;
કારણરૂપ એ દેવી છે માટે, વિઘ્ન થશે બહુ પેર. ૩૦
જે કહેવાય માયા આદિ શક્તિ, સૃષ્ટિ ઉદે ગુણખાણી;
જે સરવવિશ્વના નિયંતા ઇશ્વર, તેની એ પટરાણી. ૩૧
એ તો છે અગ્નિની જવાળા, હું જાણું એનીપેર;
ઘણું વિઘ્ન થશેને લંકા જશે, જો રાખશો એને ઘેર. ૩૨
એણે મરાવ્યો પદ્માક્ષ રાજા, પુરનો કરાવ્યો સંહાર;
માટે દૂર દેશાંતર પેટીશુદ્ધાં, મોકલી દો નિરધાર. ૩૩
ત્યારે ભય પામી રાવણે બોલાવ્યા, વળતા સેવક જન;
પેટી લેવા માંડી ત્યારે, કન્યા બોલી વચન. ૩૪
હળવે રહીને લેજો મુજને, અંગે ન થાય પ્રહાર;
હું આવીશ પાછી લંકા કરવા, રાવણ કુળ સંહાર. ૩૫
એવું સાંભળી રાય ખડ્ગ ગ્રહી ઉઠયો, મારવાને કરી ક્રોધ,
ત્યારે રાણી કર ઝાલી કહે સ્વામી, હવડાં થશે વિરોધ. ૩૬
જો કુશળ ઇચ્છો તો એ કન્યાને, કાઢો દૂર વિદેશ;
એવું કહીને ક્રોધ સમાવ્યો, સરવે કરી ઉપદેશ. ૩૭

વલણ

ઉપદેશ રાણીએ કર્યો, સમજાવ્યો રાવણ રાય રે;
પછે સેવક પેટી લેઇને ચાલ્યા, તે ઉત્તર દેશે જાય રે. ૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम-विश्वामित्र संवादे पद्माक्षिचरित्रकथनं नाम एकत्रिंशोऽध्यायः॥३१॥**

---

# અધ્યાય ૩૨ મો

રાગ ધન્યાશ્રી

વિશ્વામિત્ર કહે સુણો રઘુરાયજી, તે પેટી લઇને અનુચર જાયજી;
લાવીને દાટી જનકપુર પાસજી, વળિયા પાછા રાવણના દાસજી.

ઢાળ

દાસ દાટી ગયા પેટી, જનકપુરની પાસ;
તે ક્ષેત્ર કૃષિ કરવા તણું, લક્ષ્મીએ પૂર્યો વાસ. ૨
પદ્માક્ષ રાજા મૃત્યુ પામ્યો, થઇ પૂરવ પેર;
તે જનક પુરમાં અવતર્યો છે, બ્રાહ્મણકેરે ઘેર. ૩
તે વેદ શાસ્ત્ર પુરાણ ભણીયો, શીલ ધર્મ સુજાણ;
એક સમે રાજા જનક, કરતા હતા જજ્ઞ પ્રમાણ. ૪
તે દ્વિજને ભૂમિદાન આપ્યું, ક્ષેત્ર પેલું જેહ;
કૃષિ કરાવાને વિપ્ર ચાલ્યો, ધરી મનમાં નેહ. ૫
ખેડવા માંડી ભૂમિ જ્યારે, વર્ષા ઋતુની માંહે;
હળતણી અણીએ ભરાઇ, પેટી નીકળી છે ત્યાંહે. ૬
તે જોઈ બ્રાહ્મણ થયો વિસ્મે, સ્વધર્મી સુવિવેક;
એ હશે થાપણ રાયની, પેટીમાં દ્રવ્ય વિશેક. ૭
શિર ચઢાવીને લેઇ આવ્યો, જનક નૃપની પાસ;
લ્યો રાયજી થાપણ તમારી, પેટી આ પરકાશ. ૮
મહારાજ મુજને આપિયું, તમો ક્ષેત્ર જે ભૂપત્ય;

તે મધ્યેથી નીકળી, એ તમારી સંપત્ય. ૯
સહુ સભા જોતાં મિથુલપતિએ, પેટી ઉઘાડી તેહ;
તેમાં દીઠી પંચ વર્ષની, કન્યા અદ્ભુત એહ. ૧૦
અતિ રૂપ સુંદર જોઇને, આશ્ચર્ય પામ્યું સર્વ;
વખાણુતાં સરસ્વતી હારે, રતિ મૂકે ગર્વ. ૧૧
નૃપતિ હરખ પામ્યા ઘણું, કન્યાતણું જોઈ મુખ;
કાંઇ પ્રજા નહોતી રાયને, માટે થયું અતિ સુખ. ૧૨
તે વિપ્રને કન્યા બરોબર, કનક આપ્યું રાય;
વળી વસ્ત્ર ભૂષણુ આપી, ભૂપે લીધી છે કન્યાય. ૧૩
ગજ અશ્વ કંચન ભૂમિ રથ, ગૌદાન આપ્યાં રાય;
જનક હરખ્યા જોઈ કન્યા, ઉલટ અંગ ન માય. ૧૪
ત્યારે શતાનંદે નામ પાડયું, પુત્રીનું તેણીવાર;
હળ સીતસ્પર્શે પ્રગટ થઇ માટે, નામ સીતા સાર. ૧૫
વિદેહકન્યા માટે કહીયે, વૈદેહી ગુણુવાન;
જનક તનયા તે માટે, જાનકી એ અભિધાન. ૧૬
સાક્ષાત લક્ષ્મીરૂપ એ છે, પ્રગટ થઇ તમ ઘેર;
તેવું સાંભળીને રાય હરખ્યા, થઈ છે લીલા લેહેર. ૧૭
વૈશાખ માસે સીત નૌમી, લગ્ન શુભ વિધુવાર;
તે દિવસે પ્રગટયાં જાનકી, એ અજન્મા અવતાર. ૧૮
સહુ નગ્રમાં આનંદ વરત્યો, મંગળ ઉત્સવ થાય;
પછે સુનયના રાણીને સોંપી, રાજાએ કન્યાય. ૧૯
દિન દિન વૃદ્ધિ પામતાં, વિધુ શુકલ પક્ષ કળાય;
નાના વિધનાં લાડ કરતાં, હરખે માતપિતાય. ૨૦
પરશુરામે નક્ષત્રી પૃથ્વી, કરી એકવીશવાર;
વિરામ પામી એક સમેં આવ્યા, જનકપુર મોઝાર. ૨૧
ત્રંબક ધનુષ શિવતણું આપ્યું, સ્કંધ ભરાવ્યું તેહ;
ફરશી કર ગ્રહી કટી બાંધ્યા, અક્ષે ભાથા જેહ. ૨૨
એવા ભૃગુપતિને જોઇને, ઉઠયા જનક તેણીવાર;
સાષ્ટાંગ નમીયા ભૂપતિ, પછે કર્યો બહુ સતકાર. ૨૩

સિંહાસન ઉપર બેસાડી, પૂજા કરી બહુ પેર;
ભોજન સમે થયો ત્યારે, રાજા તેડી લાવ્યા ઘેર. ૨૪
ચોકમાં ત્ર્ંબક ધનુષ મૂકી, ગયા મંદિર માંહે;
બારણે રમતાં જાનકીએ, ધનુષ દીઠું ત્યાંહે. ૨૫
ત્યારે સીતા સાયક ગ્રહી કરમાં, રમે ચોકજ માંહે;
ઘોડો કરીને ફેરવે, કરે બાળચેષ્ટા તાંહે. ૨૬
ભાર્ગવ ઉઠયા કરી ભોજન, આવ્યા મંદિર બહાર;
જુવે તો ત્ર્ંબક નવ દીઠું, મૂકયું હતું જે ઠાર. ૨૭
એટલે દીઠાં જાનકી રમતાં, ધનુષ ગ્રહીને પાણ;
આશ્ચર્ય પામી ભૃગુપતિ કહે, જનકપ્રત્યે વાણ. ૨૮
અરે રાય ત્ર્ંબક શિવતણું, મહા કઠણ ગૌરવ જેહ;
એક સહસ્ત્ર વારણથકી સાયક, ન હાલે વળી તેહ. ૨૯
તેને કર ગ્રહી કન્યા રમે, ફેરવે ચોક મોઝાર;
એ કન્યા કારણરૂપ જાણો, લક્ષ્મીનો અવતાર. ૩૦
એટલે આવી જોયું જનકે, રમે પુત્રી જ્યાંહે;
ત્યારે ધનુષ મૂકી જાનકી, નાશી ગયાં ઘર માંહે. ૩૧
ભૃગુપતિ કહે સુણો ભૂપતિ, એક પણ કરો તમો રાય;
જે પણ પાળે તે પુરુષને, પરણાવજો કન્યાય. ૩૨
પ્રત્યંચા એ ધનુષ્યની, જે ચડાવે બળવાન;
એમ સ્વયંવર જીતે સહી, તેને દેજો કન્યાદાન. ૩૩
જમદગ્ની સુત તેવું કહી ગયા, બદ્રિકાશ્રમ જ્યાંહે;
તે દિવસથી ત્ર્ંબક ધનુષએ, રહ્યું જનકપુર માંહે. ૩૪
તે સીતાજીનો સ્વયંવર કર્યો, તમો સુણો શ્રીરઘુવીર;
ત્યાં ભૂપ સહુ આવ્યા હશે, વળી મુનિ ઘણા મતિ ધીર. ૩૫
એમ કન્યા દેવા ધનુષનું પણ, કર્યું છે મિથુલેશ;
નિમંત્રણ લખી તેડાવી, પૃથ્વીના રાય અશેષ. ૩૬
ઉત્પત્તિ એ સીતાતણી, તમને કહી શ્રીરામ;
એ ધનુષ પણ કારણ કહ્યું, પાવન કથા અભિરામ. ૩૭

વલણ

અભિરામ પાવન કથા એ, કહી રામને ગાધિ કુમાર રે;
એટલે આવ્યું જનકપુર ત્યારે, પામ્યા હરખ અપાર રે.૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम विश्वामित्रसंवादे सीतोत्पत्तिकथनं नाम द्वात्रिंशोऽध्यायः॥३२॥**

# અધ્યાય ૩૩ મો

રાગ કાફી

નગ્ર પાસે છે ઉપવન, તેમાં ઉતર્યા કૌશિક મુન્ય;
રામ લક્ષ્મણ બંને વીર, મુનિ પાસે રહ્યા મતિધીર. ૧
સ્થળ સુંદર શોભામાન, તરુછાયા ઘણી સુખવાન;
ત્યાં દિનકર પામ્યો અસ્ત, કરી સંધ્યા વિપ્ર સમસ્ત. ૨
સૌમિત્રીની સાથે રામ, નિત્યકર્મ કર્યું અભિરામ;
કર્યાં આસન આચ્છાદન, પછે પોઢયા સહુ મુનિજન. ૩
મુનિ કૌશિકકેરા ચરણ, ચાંપે વીર બે અશરણ શરણ;
કરે ધર્મ નીતિની વાત, એમ કરતાં ગઇ મધરાત. ૪
મુનિ કહે છે વારંવાર, હવે પોઢોને પ્રાણ આધાર;
આજ્ઞા માગી ઉઠયા મતિધીર, પોઢયા આસને બંને વીર. ૫
વીતી રજની ઉગ્યો સુર, ઉઠયા વિપ્ર તપસ્વી પૂર;
રામ લક્ષ્મણ બે ગુણવાન, મુનિ સાથે કર્યાં છે સ્નાન. ૬
પ્રાતઃકર્મ કર્યું પાવન, થઇ સ્વસ્થ બેઠા મુનિજન;
માગી કૌશિકની આજ્ઞાય, રામ ઉપવન જોવા જાય. ૭
તરુ સફળ શોભે અંકોર, બોલે હંસ કારંડવ મોર;
સરોવરમાં સુગંધી કુંજ, ત્યાં ખટપદ કરતા ગુંજ. ૮
કરે લક્ષ્મણ સાથે વાત, વન જોતા ફરે બે ભ્રાત;
તે સમે પૂજવાને અંબા, આવ્યાં જનકસુતા જગદંબા. ૯
તે સુખાસન બેઠી બાળી, સંગ સુંદરી બહુ રખવાળી;
દેવી દેવળમાંહે સધારી, વિનવ્યાં ઘણું વહાલ વધારી. ૧૦
પૂજ્યાં પારવતીને પ્રીતે, આરતી વારતી શુભ રીતે;

કર જોડી કહે શિર નામી, હું સમોવડ આપજ્યો સ્વામી. ૧૧
પૂજ્યું પોતે પોતાનું રૂપ, કરે માનસીં લીલા અનુપ;
સંગે સાહેલી લેઇ સરખી, ફુલ વીણે સીતા મન હરખી. ૧૨
સાત વરસતણી કન્યાય, પામે રૂપે રતિ લજ્જાય;
પદ કુમકુમ વરણા રાજે, નેપુર અણવટ ઘુઘરી ગાજે. ૧૩
નખમણિગણ ચળકે અનુપ, વિધુ સેવે જાણે ધરી રૂપ;
કરીશુંઢ સકોમળ હસ્ત, ધર્યાં અંગદ આદિ સમસ્ત. ૧૪
કરહથેળી રાતીચોળ, ઓઢી ચુંદડી રંગ ઝબોળ;
મુખચંદ્ર કલંકરહિત, આંખ્ય અણીયાળી અંજન સહિત. ૧૫
નાકે સોહીયે મોતીનો મોર, કાને ઝાલ ઝબુકે જોર;
ચારુ ચિબુકે છુંદણું લીલું, ઘણું શોભે અખંડ રસીલું. ૧૬
રક્ત અધર હીરાકણી દંત, રંગે રાતા ઘણા ઘુતિવંત;
કરી કેસરી આડ કપોળ, મધ્યે ટીલડી રાતીચોળ. ૧૭
ગળુબંધ મુક્તાની માળ, અંગો અંગની શોભા રસાળ;
ચાલે હંસગતિ જાણે કરણી, પ્રતિબિંબ પડે છે ધરણી. ૧૮
સખી સાથ કરે મંદ હાસ, થાય ચંદ્રના જેવો પ્રકાશ;
ઇંદિરા જક્તજનુની જેહ, આદિ શક્તિ ઇશ્વરની એહ. ૧૯
કવિ ક્યમ કરી વરણવે રૂપ, કહેતાં હારે ગિરાન ભૂપ;
એવી જનકસુતા શુભ અંગ, જુવે વાડીમાં સાહેલી સંગ. ૨૦
એવે સીતાયે દૂરથી રામ, દીઠા શ્યામ સુંદર કોટીકામ;
તરુ સઘન સરોવર પાળ, ત્યાંહાં ઉભા દશરથ બાળ. ૨૧
એક હસ્તે ગ્રહી તરુડાળ, બીજો બાહુ કટિયે વિશાળ;
જોઇ ચકિત થઇ છે કુમારી, જાણે તનમન નાખું વારી. ૨૨
રામે દીઠું સીતાનું રૂપ, મોહ પામ્યા ત્રિભુવન ભૂપ;
ઉપની ત્યાં પરસ્પર પ્રીત, જેવી ચંદ્ર ચકોરની રીત; ૨૩
સામાસામી બંધાયો તાર, ચારે નેત્ર થયાં તદાકાર;
એકએકની મૂરતિ જેહ, રુદેમાંહે ઠરી છે તેહ. ૨૪
નિજધર્મ વિચારી રામ, ચિત્ત રાખ્યું પોતાનું ઠામ;
દૃષ્ટિ આડી કરી તેણીવાર, કહેશે લક્ષ્મણ આ શો વિચાર. ૨૫

પછી સાહેલીપ્રત્યે સીતા, બોલી વચન મધુર પુનિતા;
સખી પેલા બે રાજકિશોર, ગૌરસ્યામ છબી ચિત્તચોર. ૨૬
પૂછ કોના હશે એ બાળ, આવ્ય સત્વર કાઢી ભાળ;
સુણી આવી સાહેલી ત્યાંહે, રામલક્ષ્મણ ઉભા જ્યાંહે. ૨૭
સખી બોલી મુસ્તક નામી, કોના પુત્ર તમો છો સ્વામી;
કોણ નગ્રતણા છો નિવાસી, કેમ આવ્યા અહાં સુખરાશી. ૨૮
ત્યારે બોલ્યા હસી રઘુરાય, નગ્ર અવધપુરી કહેવાય;
રાય દશરથના સુત ધીર, હું રામ આ લક્ષ્મણ વીર. ૨૯
વિશ્વામિત્રની સાથે આવ્યા, અમને મુનિવર તેડી લાવ્યા;
જોવા સીતાસ્વયંવર કાજ, અમો આવ્યા જનકપુર આજ. ૩૦
એવાં વચન સુણીને સાહેલી, સીતા પાસે ગઈ વહેલી વહેલી;
કહ્યા સીતાને સમાચાર, રામલક્ષ્મણ રાજકુમાર. ૩૧
બાઈ સુંદર શ્યામસ્વરૂપ, વર એ તમ જોગ અનુપ;
સખી વચન સુણી સકુમારી, મનમાં રહી વાત વિચારી. ૩૨
પિતાનું પણ સંભારી સીતા, ચિત્તમાંહે થઇ ભયભીતા;
વિનવે વિધિ ને ત્રિપુરાર, ઉમયા કરજો મુજ સાર. ૩૩
કંઇ પૂરવ પુણ્યપ્રતાપ, ચઢાવે રામ એ શિવચાપ;
તમો ધર્મ ધોરીધર ધીર, મુજને વરજો રઘુવીર. ૩૪
એમ જાનકી કરતાં વિચાર, નેત્રે જોતાં રાજકુમાર;
પૂછે લક્ષ્મણ જોડી હાથ, કોની કન્યા હશે રઘુનાથ. ૩૫
જેના રૂપથકી રતિ લાજે, ઉપમા નથી એને કાજે;
ત્યારે બોલ્યા શ્રીરઘુવીર, સુણ લક્ષ્મણ બંધવ ધીર. ૩૬
એ તો જાનકી જનકકુમારી, આવી પૂજવા શૈલ કુમારી;
અબળાનું છે એવું રૂપ, જેથી મોહ પામે સુર ભૂપ. ૩૭
આપણે રઘુકુળના તન, રાખીયે દૃઢ નિર્મળ મન;
પર નારીથી રહીયે વિરક્ત, જોઈ નવ થઇએ આસક્ત. ૩૮
કુદૃષ્ટિએ ના કરીયે પ્રીત, ધર્મશાસ્ત્રની એવી રીત;
પરનારી ને પર વિત્ત, સ્વપને નવ દીજે ચિત્ત. ૩૯
એમ કહી શુભ ધર્મ પ્રકાશ, પછે આવ્યા મુનિવર પાસ;

રાખી ધ્યાનમાં મૂરતિ રામ, ગયાં જનકસુતા નિજ ઠામ. ૪૦
જાણી જનક રાજાએ વાત, આવ્યા કૌશિક મુનિ સાક્ષાત;
ઉઠયા સભાસહિત રાજન, ચાલ્યા તેડવાને મુનિજન. ૪૧
વાજે વાજીંત્ર નાના પ્રકાર, સર્વે આવ્યા તે વાડીમોઝાર;
ઋષિ સૂરજ સરખા અનેક, શોભે એક એક કરતાં અધિક.૪૨
આવ્યા લાગી નરપતિ પાય, વદે આશિષ સહુ મુનિરાય;
ગાધિસુતને કર્યો સાષ્ટાંગ, બેઠા ભૂપતિમંડળ સંગ. ૪૩
રામલક્ષ્મણ મુનિવર પાસ, બેઠા અદ્‌ભુત રૂપ પ્રકાશ;
ગૌર શ્યામ કિશોર કુમાર, દીઠા જનકે તેણીવાર. ૪૪
જોઈ રૂપ સુંદરતા વેષ, થયા નરપતિરહિત નિમેષ;
કહાવે નામ વિદેહજ એહ, થયા જોઈ વિશેષ વિદેહ. ૪૫
પછી સુણતાં સર્વ સભાય, પૂછે વિશ્વામિત્રને રાય;
કહો મુનિ આ કોના તન, ગૌર શ્યામ બે રૂપ રતન. ૪૬
શું રવિ શશી બે ધરી રૂપ, કે બૃહસ્પતિ ને સુરભૂપ;
ઉમાપતિ રમાપતિ એહ, ધરી કામ વસંતે દેહ. ૪૭
વારૂ કોટિક મીનકેતન, જેથી મોહ પામ્યું મુજ મન;
જાણે વિશ્વના પ્રાણ આધાર, એવા કોના છે સુકુમાર. ૪૮
સુણી ભૂપનાં સ્નેહવચન, ત્યારે બોલ્યા કૌશિક મુન્ય;
રાય દશરથના એ કુમાર, બળ પ્રાક્રમ રૂપ અપાર. ૪૯
ઘનશ્યામ તનું શ્રીરામ, ગૌર સુંદર લક્ષ્મણ નામ;
યજ્ઞરક્ષા કરી ધનુધારી, તાડિકા સુબાહુને મારી. ૫૦
બળ પ્રાક્રમ ગુણ ચરિત્ર, કહ્યાં ભૂપતિને વિશ્વામિત્ર;
સુણી હરખ પામ્યા રાજન, વળી શોકાતુર થયા મન. ૫૧
રામરૂપ જોઈ થયું સુખ, પણ સંભારી પામ્યા દુઃખ;
મુનિ સર્વને તેડી રાય, નિજ નગ્રમાં નરપતિ જાય. ૫૨

વલણ

નરપતિ જાયે નગ્રમાંહે, તેડી સરવે મુનિજન રે;
રામલક્ષ્મણ સાથે ચાલ્યા, હરખ્યા જનક રાજન રે. ૫૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकयोरायां बालकांडे श्रीरामदर्शनात् सीतामोहो नाम त्रयविंशोऽध्यायः ॥२३॥

# અધ્યાય ૩૪ મો

રાગ સોરઠ

રામુ જનકપુર આવીયા, વિશ્વામિત્રની સાથ;
હેતે કરી તેડી જાય છે, મિથુલા નગરીનો નાથ. રામ૦ ૧
મુનિમંડળમાં મહાલતા, ચાલતા બે ચતુર;
શોભે જ્યમ સાધનવિષે, જ્ઞાન વિવેક પુર. રામ૦ ૨
સુંદર પુર શણગારીયું, શેરી ચૌટાં ને પોળ;
મનોહર મંદિર શોભતાં, સામાસામી છે ઓળ. રામ૦ ૩
ઝળકે છે ઉંચી અટારીઓ, સપ્ત ભૂમિના માળ;
છજાં ઝરૂખાં ને રાવટી, બોલે કીર મરાળ. રામ૦ ૪
ધ્વજા પતાકા ફરફરે, જાણે તડિતાકાર;
શિખરે શીખંડી નાચતા, કંચન કળશ અપાર. રામ૦ ૫
ઘર ઘર કેરે આંગણે, મંગળ ઉપચાર;
પૂરણ કુંભ ને સાથિયા, મોતી તોરણ દ્વાર. રામ૦ ૬
નરનારી શોભે ઘણું, જાણે દેવના અંશ;
વ્યાધિ દરિદ્ર પીડે નહિ, પુણ્યકારી પ્રશંસ. રામ૦ ૭
જે પુરમાં લક્ષ્મી રહ્યાં, ધરી સીતાનું રૂપ;
તેની શોભા શી કહું, જેની કીરતિ અનુપ. રામ૦ ૮
એવી રચના રઘુવર નિરખતા, આવે નગરમોઝાર;
રૂપના ભૂપને જોઇને, મોહ્યાં સહુ નરનાર. રામ૦ ૯
મોહન રૂપની મોહની, મોહી નગરની નાર;
જાણે પુતળીઓ ચિત્રની, એમ થઇ તદાકાર. રામ૦ ૧૦
કોઈ અબળા લેતી ઓવારણાં, કોઈ દેતી આશીષ;
નેત્ર ભરીને નિરખતી, કોઈ વિનવે ઇશ. રામ૦ ૧૧
એ વર સીતા પરણજો, છે સરખી જોડ;
જો વિધિ જોગ તે મેળવે, ત્યારે પહોંચે કોડ. રામ૦ ૧૨
ત્યારે એક સખી બીજીને કહે, સુણ બેની વચન;
આવા રૂપાળા રાજવી, હશે કોના તન. રામ૦ ૧૩

ગૌર શ્યામ ગુણવંત છે, કામરૂપ કિશોર;
ધનુષબાણ કર શોભતાં, નેત્ર ચપળ ચકોર. રામ૦ ૧૪
સખી શ્યામ ઘણો સુકુમાર છે, ચાલે લટકંતી ચાલ.
એ વર સીતા જોગ છે, નિશ્ચે પરણશે કાલ. રામ૦ ૧૫
ત્યારે બીજી કહે બાઇ સાંભળો, સીતા સુકીતવાન;
અણચિંતવ્યો આવી મળ્યો, ગુણરૂપે સમાન. રામ૦ ૧૬
ત્રીજી ત્રિયા બોલી તદા, શું જાણો તમો આજ;
જનકે તેડાવ્યા હશે, વરવાને કાજ. રામ૦ ૧૭
ચોથી ચતુરા કહે સખી, ઘણું ધનુષ કઠોર;
તેને કેમ ચઢાવશે, સુકુમાર કિશોર. રામ૦ ૧૮
ત્યારે પાંચમી કહે પણ પાળશે, રાખો ધીરજ મન;
તેજસ્વી ગણીએ નહિ, લઘુ કોમળ તન. રામ૦ ૧૯
એમ પંચે મળી પરમાણિયું નિશ્ચે વરશે રામ;
સુકીત ફળશે સીતાતણું, પહોંચશે મનકામ. રામ૦ ૨૦
એવી નગરની નારી વાતો કરે, ધરે નેહ અપાર;
સ્તુતિ વિધિ ઉમીયાની કરે, મનાવે ત્રિપુરાર. રામ૦ ૨૧
સુકીત કૈં જે અમે કર્યાં, ધરીને આ શરીર;
તે પુણ્યે કરી જાનકી, વરજ્યો રઘુવીર. રામ૦ ૨૨
એવી રીતે રઘુનાથજી, આવ્યા રાજદ્વાર;
મિથુલેશે મુનિ પૂજ્યા, કરી સેવા અપાર. રામ૦ ૨૩
એક મંદિર સુંદર શોભતું, આપ્યું દેઇને માન;
રામસહિત મુનિ ઉતર્યા, કર્યાં ભોજન પાન. રામ૦ ૨૪

વલણ

ભોજન કરિયાં ભાવતાં, સંતોષ્યા મુનિજંન રે;
કહે દાસ ગિરિધર એ કથા પાવન, શ્રોતા ધરજો મંન રે. ૨૫.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामस्य जनकपुरप्रवेशो नाम चतुर्स्त्रिंशोऽध्यायः ॥३४॥

# અધ્યાય ૩૫ મો

રાગ ધનાશ્રી

જનકે તેડાવ્યા રાય અનુપજી, દશે દિશાના આવ્યા ભૂપજી;
આપ્યાં આસન ભોજન પાનજી, સહુને ઉતાર્યા કરી સનમાનજી. ૧

ઢાળ

સનમાન કરી સહુને ઉતાર્યાં, મિથુલાપતિએ ત્યાંહે;
અપાર સેના સકળ નૃપની, ભીડ થઇ પુરમાંહે. ૨
કેટલા રાજા નગર બાહર, ઉતર્યા ઉપવન;
ત્યાં જનકના પરધાન ફરતા, આપે તૃણજળ અન્ન. ૩
રથ અશ્વ હસ્તી પદાતિદળ, ચતુરંગ સેન્યા ત્યાંહે;
તેણે જનકપુર વિંટયું સકળ, જ્યમ નાવ સાગરમાંહે. ૪
નિમંત્રણ ગયું તું અવધપુર, સ્વયંવરનું જેહ;
છે દુઃખી રામ વિજોગે દશરથ, માટે ન આવ્યા તેહ. ૫
મંડપ રચાવ્યો જનકરાયે, અતિ ઘણો વિસ્તાર;
મણિ સ્થંભ કંચન કળશ ઝળકે, શોભાનો નહિ પાર. ૬
વિતાન બંદન જરી ઝાલર, દુલીચા* બહુ રંગ;
જાળી મુક્તાફળ તણી, મણી રત્ન તેજ તરંગ. ૭
સિંહાસન સોનાતણાં, તે મૂકયાં હારોહાર;
માંહે ખંડ જુદા કર્યાં છે, મંડપ ઘણો વિસ્તાર. ૮
તે મધ્યમાં ત્રંબક રહ્યું છે, છૂટ ચારે પાસ;
જનકે ધનુષ પૂજા કરી, શુભ લગ્નમાં ઉલ્લાસ. ૯
દૂતને આજ્ઞા કરી, ભૂપે તેડાવ્યા સહુરાય;
તે સભા માંહે આવિયા, ત્યાં થઈ ઘણી શોભાય. ૧૦
સિંહાસન બેઠા સકળ નૃપ, જ્યાં જેનો અધિકાર;
ઋષિ મંડળ સહિત આવ્યા, દશરથ રાજકુમાર. ૧૧

---

* ગાલીચા

ગૌર શ્યામ કિશોર તન, મન હરણ મોહનરૂપ;
શ્રવણારિ સુતને જોઈને, મોહ પામિયા સહુ ભૂપ. ૧૨
જ્યમ તારા મંડળ ક્ષીણ પામે, ઉદે રવિનો થાય;
એમ ભૂપ સહુ ઝાંખા થયા, જ્યારે આવ્યા શ્રીરઘુરાય. ૧૩
એક દીર્ઘ સિંહાસન સુભગ છે, અધિક સહુથી સાર;
શ્રીરામ લક્ષ્મણ મુનિ, કૌશિક બેઠા તેણે ઠાર. ૧૪
અન્ય મુનિજન સરવ બેઠા, સકળ પૃથ્વીરાય;
રૂપ જોઈ રઘુવર તણું, નવનેત્ર તૃપ્તિ થાય. ૧૫
સર્વે મળી એમ વિચાર્યું, ધનુષનું મિથ્યા નામ;
એ રામને પરણાવશે, કન્યા જનક અભિરામ. ૧૬
તે મંડપના એક ખંડમાં, શોભા અધિક છે જ્યાંહે;
સિંહાસન ઉપર વિરાજે, જનક તનયા ત્યાંહે. ૧૭
ઇન્દ્રાણી જેવી અનુચરી તે, અનેક ઉભી દાસ;
રત્ન ડાંડી તણા ચમ્મર, કરે છે બે પાસ. ૧૮
પુષ્પમાળા હાથ ઝાલી, બેઠી અદ્દ્ભુત રૂપ;
ચપળ નેત્રે કરી જોતી, સકળ પૃથ્વી ભૂપ. ૧૯
એ આદિ માયા ઇશ્વરી છે, પ્રણવ રૂપિણી જેહ;
ત્રિભુવન પતિ પરિબ્રહ્મની છે, મુખ્ય રાણી એહ. ૨૦
બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ, સંહાર કારણ જાણ;
જે બ્રહ્માદિ દેવની જનની, ઇંદિરા ગુણ ખાણ. ૨૧
અનંત શક્તિ જેની આગળ, સ્તવે જોડી હાથ;
એ રૂપ વર્ણવી નવ શકે, હારે ગિરા ગણનાથ. ૨૨
તપ્ત જાંબુનદ સરીખું, અંગ ઝળકે બાળ;
મૃગાંક મુખ શોભે પ્રફુલ્લ, આકરણ નેત્ર વિશાળ. ૨૩
અનેક આભૂષણ ધર્યાં, મણિ કનક મોતી જડાવ;
કરમાંહે કંકણ સાંકળાં, તે પદિક રત્ન મઢાવ. ૨૪
પવન સ્પર્શે મધુર ચાલે, અંગરંગ સુવાસ;
વિસ્તરે દશદિશા ભેદી, જાય મહદાકાશ. ૨૫
જેણે વશ કર્યાં આદિ પુરુષને, ભૂલાવ્યા નિજરૂપ;

તે તણી શોભા શી કહું, જેની પાવન કીરતિ અનુપ. ૨૬
એવાં સીતા સિંહાસને બેઠાં, જુવે ચારે પાસ;
એવે મુનિમંડળમાંહે દીઠા, કોટિ કામ નિવાસ. ૨૭
રઘુવીરને જોઇ જાનકી, મોહ પામીયાં નિરધાર;
ત્યારે વિજયા નામે સખી શું, બોલિયાં તેણીવાર. ૨૮

વલણ

બોલિયાં તેણી વાર સીતા, સુણ વિજયા મુજ વચન રે;
પેલી શ્યામ સુંદર મૂરતિ સાથે, મોહ્યું મારૂં મન રે. ૨૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीसीतास्वयंवरे समाप्रवेशोनाम पंचात्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

# અધ્યાય ૩૬ મો

રાગ સોરઠ

મુનિ પાસે બેઠા શ્રીરામ, કોટિ કંદ્રપ સુંદર શ્યામ;
દીઠા સીતાયે પૂરણ કામ, જોઈ મોહ પામિયાં રે. ૧
સુણ વિજયા સહીયર મારી, પેલા બેઠા અવધ વિહારી;
રૂપ ઉપર જાઉં બલિહારી, થાઉં એની કિંકરી રે. ૨
મારૂં માન્યું એ શું મન, એની સાથે કરે જો લગન;
થાઉં ત્રિભુવનમાં હું ધન્ય, સદન સૌભાગ્યનું રે. ૩
ત્યારે પહોંચે મારા કોડ, પામું એ વર કામ કરોડ;
નથી ચઉદ ભુવનમાં જોડ, રઘુવર રૂપની રે. ૪
છે શરાસન શિવનું કઠોર, એ કુંવરનું કેટલું જોર;
ઘણા કોમળ રાજ કિશોર, એ કેમ ચઢાવશે રે. ૫
જો નહિ વરે શામલગાત, તો હું તરત કરૂં દેહપાત;
પણ કઠણ કર્યું કયમ તાત, ધનુષ વેરી થયું રે. ૬
ઘણો નિરદે થયો મુજ બાપ, લાવી મૂક્યું સભામાં ચાપ;
મને થાય ઘણો પરિતાપ, હવે હું શું કરૂં રે. ૭
કોઈ જનકને જઈ કહો આજ, પણ મૂકી કરો શુભકાજ;
તમ પુત્રીએ રઘુરાજ, તે મન સાથે વર્યા રે. ૮

એમ સીતા આરતવન, જોઇ વિજયા બોલી વચનઃ
બાઈ ધીરજ રાખો મન, ચિંતા શાને કરો રે. ૯
નિશ્ચે વરશે તમને રામ, ચિત્ત રાખો તમારૂં ઠામ;
છે ભક્તના પૂરણ કામ, તે કયમ ભૂલી જશે રે. ૧૦
તમો રામને જાણો બાળ, પણ કાળ તણા છે કાળ;
વળી બાહુ નેત્ર વિશાળ, જુઓ એની આકૃતિ રે. ૧૧
મારી તાડિકાને એક બાણ, સુબાહુના લીધા પ્રાણ;
તે થયું છે મુજને જાણ, મુનિ વાતો કરે રે. ૧૨
માટે ત્રંબક તોડશે એહ, તમો ટાળો મન સંદેહ;
જ્યમ પ્રીત બપૈયાને મેહ, એ નેહ વધારશે રે. ૧૩
કરે વાત સકળ પુરજન, વરશે સીતાને દશરથ તનઃ
પંચ કહે તે સાચું વચન, થાયે નિશ્ચે ખરૂં રે. ૧૪
લઘુ ના ગણીએ તેજવંત, સિંહબાળક સૂક્ષ્મજંતઃ
આણે મદગળ કેરો અંત, એવા રઘુવીર છે રે. ૧૫
સખી વચન સુણી તેણીવાર, સીતા કરતાં મન વિચાર;
મનાવે વિધિ ને ત્રિપુરાર, ત્રંબક હળવું થજો રે. ૧૬
જોઇ ધનુષ્ય પ્રચંડ અઘાત, સીતા કરતાં તે આંસુપાત;
તમો હરજ્યો ઉમયા માત, ગૌરવતા એ તણી રે. ૧૭
સચ્ચિદાનંદ છો સુખરાશી, મારી અરજ સુણો અવનાશી;
પ્રભુ હું છું તમારી દાસી, રખે ભૂલી જતા રે. ૧૮
તમ અર્થે ધર્યું છે શરીર, છો ધર્મધોરીધર ધીર;
તમને મૂકી રઘુવીર, બીજાને નહિ વરૂં રે. ૧૯
એમ જાનકી શોચે મંન, સ્તુતિ કરતાં દીન વચંન;
અંતરજામી જુગ જીવન, તે સરવે જાણીયું રે. ૨૦

વલણ

જુગ જીવને સહુ જાણીયું, જે શોચે જનક તનયાય રે;
શ્રોતાજન સહુ સાંભળો, હવે સ્વયંવરમાં શું થાય રે. ૨૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे विजयासह सीताया जनकपणपरितापोनामषट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥**

# અધ્યાય ૩૭ મો

રાગ સામેરી

આવી રહ્યા સહુ ભૂપતિ, સ્વયંવરમાં જેણીવાર;
ત્યારે જનક રાયનો ભાટ ઉઠી, બોલિયો તેણીવાર. ૧
સાંભળો સરવે નરપતિ, જનકે કર્યું પણ જેહ:
જે આ સમે ત્રંબક ચઢાવે, વરે કન્યા તેહ. ૨
માટે શૂરવીર પરાક્રમી શુભ, હોય ક્ષત્રીરાજ:
તે ઉઠો તત્પર થઈ કરી, ત્રંબક ચઢાવો આજ. ૩
એવું સુણી વાયક સરવ, રાજા કરે મંન વિચાર;
શરાસન ભણી જોતા સકળ, શિવધનુ પ્રચંડ અપાર. ૪
ઘણું કઠણ ત્રંબક જોઇને, હતબળ થયા રાજંન;
પછે પરસ્પર વાતો કરે છે, રાય અન્યો અન્ય. ૫
એ શરાસન જે ચઢાવે, એવો નથી કો રાજ;
બીજો કહે અમો આવ્યા છું, જોવા સ્વયંવરકાજ. ૬
એક કહે અમારે જનક સાથે, ઘણો મિત્રાચાર;
તે માટે આવ્યા અમો કરવા, ગૃહસ્થનો વહેવાર. ૭
કેટલાયે આવી હલાવ્યું, ન હાલ્યું તે ચાપ;
તે પાછા બેઠા માન મૂકી, પામ્યા મન પરિતાપ. ૮
કેટલાક કહે અભિમાનથી, જો ઉઠીશું આવાર:
અપમાન થાશે આપણું, એમ કરે મંન વિચાર. ૯
એમ ધનુષ્ય હાલ્યું નહિ કોઇથી, થઇ ઘડી બેચાર;
ત્યારે જનક નૃપતિ બોલીયા, સાંભળો રાજકુમાર. ૧૦
રાજેંદ્ર બળીયો હોય જે, ત્રંબક ચઢાવે આજ;
પરણાવું તેને જાનકી, માટે ઉઠો કરવાકાજ. ૧૧
જોઇ રહ્યા નીચું સુણી સરવે, કોઈ ન ઉઠયો શૂર;
તે સમે દશમુખ આવીયો, અભિમાન સાગર પૂર. ૧૨

કંકોતરી લખી હતી જનકે, રાવણને તે દીશ;
બે મંત્રી સાથે આવિયો, તે સભામાં દશશિષ. ૧૩
લંકાપતિને જોઇને, સહુ કંપ્યા રાજકુમાર;
સન્માન કરી આસન બેસાડયો, વિદેહે તેણીવાર. ૧૪
અભિમાન કરીને બોલિયો, તે સમે રાવણરાજ;
અલ્યા જનક તેં શું પણ કર્યું છે, કહે મુજને આજ. ૧૫
તવ વિદેહે ત્રંબક દેખાડયું, રાવણને તત્કાળ;
એ ચાપ ચઢાવે તેને કન્યા, આરોપે વરમાળ. ૧૬
એવું સાંભળીને અટ્ટહાસે, હસ્યો રાવણ રાય;
કૈલાશ સરખો હલાવ્યો, કોણ માત્ર ધનુષ કહેવાય. ૧૭
મેં અમર બંધીવાન કીધા, હું રાવણ બળીયો સત્ય;
કંદુકની પેરે ઉછાળું મેરુ, મંદ્રાચળ પરવત. ૧૮
પૃથ્વી ઉંધી કરી નાખું, પલકમાં નિરધાર;
બ્રહ્માંડ ચાક ચઢાવું તો, એ ધનુષ્યના શા ભાર. ૧૯
એમ ઘણાં વચન બોલી પછે, ઉઠિયો રાવણ રાય;
વસ્ત્ર ભૂષણ સંભાળીને, ધનુષ ભણી તે જાય. ૨૦
ત્યારે સીતાને ચિંતા થઇ જે, રાવણ કરશે કામ;
પછે સ્તુતિ શિવ ઉમિયા તણી, કરતાં સતી અભિરામ. ૨૧
મહારાજ શિવ સંકટ હરણ, રાખજો મારી લાજ;
હાલે નહિ રાવણ થકી, ત્રંબક તમારૂં આજ. ૨૨
એમ સીતાના મનતણી ચિંતા, જાણી રામે એહ;
કરી વિકટ દૃષ્ટિ ધનુષ્ય ઉપર, થયું ગૌરવ તેહ. ૨૩
રાવણે આવી બાથ મારી, વીશ કરશું ત્યાંહ્ય;
લેશ હાલે નહિ તે, થયો ભાર ત્રંબક માંહ્ય. ૨૪
તદા થયો નિસ્તેજ રાવણ, સ્પર્શતાં શિવ ચાપ;
હલાવ્યું હાલે નહિ, ત્યારે પામ્યો મન પરિતાપ. ૨૫
પછે અધર પીસે દંત રીસે, રક્ત લોચન ક્રોધ;
ધનુષને તવ ઉપાડયું, ઘણું જોર કરીને જોધ. ૨૬

પરસ્વેદ ચાલ્યો અંગથી, ઉંચું કર્યું બળવાન;
ઘણો શ્વાસ ચઢીયો શૂરને, થયું મન ઘણું અભિમાન. ૨૭
ઉભું કર્યું જવ ધનુષને, અતિ બળ કરી મહાકાય;
કરે માંહેથી લથડ્યું તદા, તવ પડ્યો રાવણ રાય. ૨૮
પૃથ્વી ઉપર પડ્યો દશમુખ, થયો પૂર્ણ પ્રહાર;
તેની ઉપર પડ્યું ત્રંબક, ચંપાયો તેણીવાર. ૨૯
તે ભડાકો સબળો થયો, ઘણી ઉડી રજ તે ઠાર;
રૂધિર ચાલ્યું મુખથકી, કચ્ચર થયો નિરધાર. ૩૦
પોકાર કરતો બોલીયો, તમે સુણો સરવે જન;
હું દબાયો છું મને કાઢો, થાય પીડા તન. ૩૧
અરે જનક મુજને કાઢ વહેલો, જશે મારા પ્રાણ;
તો કુંભકરણ ઇંદ્રિજીત તુજને, મારશે નિરવાણ. ૩૨
પુરભંગ કરશે અસુર તારૂં, લેશે મારૂં વેર;
પામું નવો અવતાર જો, જાઉં જીવતો મુજ ઘેર. ૩૩
એમ તે સમે ચંપાયો રાવણ, થયું દુઃખ અપાર;
પૃથ્વી ઉપર પડ્યો નિશિચર, કરે મુખ પોકાર. ૩૪

વલણ

પોકાર કરતો મુખે રાવણ, પીડા પામે તન રે;
ત્યારે સર્વ સભા સાંભળતાં બોલ્યા, જનકરાય વચન રે. ૩૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे रावणमानभंगो नाम सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥**

# અધ્યાય ૩૮ મો

રાગ મારૂ

**બોલ્યા જનક તે પરુષ* વચન, નથી બળીયો કો રાજન;**
**મેં જોઇ સરવની કરણી, નિરવીર્ય થઇ આજ ધરણી. ૧**
**ભૂ નક્ષત્રી કરી ભૃગુનાથ, ગયું બળ પ્રાક્રમ તે સાથ;**
**પછી જન્મ્યો નથી કોઇ શૂર, રાણીજાયો ક્ષત્રી પૂર. ૨**

* કઠોર

સરવે બેઠા હિંમત હારી, રહી કન્યા કુંવારી મારીઃ
સરવે ભૂપતિ શોભાસહિત, પણ છે પુરુષાર્થ રહિત. ૩
કહ્યાં અઘટિત એવાં વચન, રહ્યા સાંભળી સહુરાજનઃ
સુણી જનકની વાણી વિરોધ, ચઢયો લક્ષ્મણને અતિ ક્રોધઃ૪
થયાં લોચન રાતાં ચોળ, ફરકે અધર ભ્રકુટી કપોળ;
પ્રગટયાં રોમાંચિત અંગ, ચઢયો રામાનુજ રણરંગ. ૫
જે છે શેષતણો અવતાર, ક્ષણમાં કરે વિશ્વ સંહારઃ
વીરાસન ઉંચો કરી પાણિ, ગુરુ પ્રત્યે બોલ્યા વાણી. ૬
હે મુનિવર આવાં વચન, કયમ બોલે જનક રાજનઃ
બેઠા રામચંદ્ર રઘુરાજ, કયમ લોપી એણે લાજ. ૭
સુણતાં ભાનુકુળ તંન, કયમ બોલે કઠણ વચનઃ
કહો તો ઉર્વી ઊંધી નાખું, એક હસ્તમાં મેરુ રાખું. ૮
કરૂં ત્ર્યંબક ચોળી પિષ્ટ, તો હું રામનો દાસ કનિષ્ટ;
સૌમિત્રીનાં વચન સુણી ધીર, નેત્રસમસ્યા કરી રઘુવીર. ૯
રામે લક્ષ્મણ વાર્યા જ્યારે, મુનિ કૌશિક બોલ્યા ત્યારે;
ઉઠો રામ હવે કરો કાજ, પાળો જનકતણું પણ આજ. ૧૦
ગુરુ આજ્ઞા ચઢાવી શીષ, પછી ઉઠયા શ્રીજગદીશઃ
જેમ નિશાઅંતે ઉગે તરણિ,* એમ શોભા શી કહું વરણી.૧૧
જ્ઞાન વેદાંતે અવરોધ, થાય અંતરમાં નિજબોધ;
જેમ આરાધ્ય સૂરતિ દેવ, યજ્ઞ અંતે પ્રગટે એવ. ૧૨
પ્રહ્‌લાદ કારણ મન ધરી, જેમ પ્રગટયા શ્રીનરહરિ;
ગુરુ વચન પાળવા આપ, હરવા જનકતણો સંતાપ. ૧૩
જાનકીના પૂરણ કામ, તે સમે ઉઠયા શ્રીરામ;
ગુરુચરણ વંદ્યા તેણીવાર, કર્યા સહુ મુનિને નમસ્કાર. ૧૪
એ વિરક્ત રામ બ્રહ્મચારી, ઉઠયા સરજ્યુતીર વિહારી;
બ્રહ્મ પૂરણ આનંદરૂપ, ચાલ્યા કોટિ બ્રહ્માંડના ભૂપ. ૧૫
શ્યામ સુંદર તન સુકુમાર, પહેર્યું પીતવસન ચળકાર;
મણિજડિત મુગટ શિર શોભે, જેના તેજથી દિનકર થોભે. ૧૬

* સૂર્ય

કાને કુંડળ મચ્છાકાર, ઉર મુક્તાફળના હાર;
મણિમાળ હીરા ગળુબંધ, કર કંકણ બાજુબંધ. ૧૭
શોભે વસ્ત્રાભૂષણ સાર, એમ ચાલ્યા વિશ્વાધાર;
પામ્યા વિસ્મે સરવે ભૂપ, જોઈ રઘુવરકેરૂં રૂપ. ૧૮
આવી ઉભા ધનુષની પાસ, થયાં જાનકી જોઈ ઉદાસ;
મન ગભરાયું તેણીવાર, રામચંદ્ર ઘણા સકુમાર. ૧૯

સોરઠા

વિચારે જાનકી મન, જોઈ કઠિનતા ધનુષની;
રઘુવર કોમળ તન, ઉપડશે કયમ એ થકી. ૧
શિવનું ધનુષ કઠોર; કોણ ગજું એ બાળનું;
એમાં એટલું કયાંથી જોર, હજુ મુખપર મુછ આવી નથી. ૨
તું નિર્દય હે તાત, આવું દુસ્તર પણ તેં કયમ કર્યું;
એ મદન મનોહર ગાત્ર, એને જોઈ દયા કયમ નથી આવતી. ૩
અરે તાત વિચારી જો આપ, તું વેરી કયમ થઈ નિવડયો;
હું જાણું ખરો મુજ બાપ, પણ મૂકી પરણાવે જો રામને. ૪
મુજ પ્રાણ તજું પણ કાજ, હું જીવીને હાવે શું કરૂં;
રામવિના વર આજ, હું તો બીજા વરને નહિ વરૂં. ૫

રાગ મારૂ

એમ કરે શોચના સીતા, મન ઉપન્યું દુઃખ અમિતા;
જાણ્યું અંતરજામીએ તેહ, કરે ચિંતા જાનકી જેહ. ૨૫
જાણી પ્રીત એવી મન મોહ્યું, પછે ધનુષની સામું જોયું;
પીતાબરનો કાછડો વાળી, કટિ વસ્ત્ર બાંધ્યું સંભાળી. ૨૬
ચાંપ્યો મુગટ વાળી અંબોડો, સંભાળ્યો કુંડળનો જોડો;
હેમ સાંકળાં હીરે જડાવ્યાં, કરનાં કડાં ઉંચાં ચઢાવ્યાં. ૨૭
સભાના જે જન અશેષ, જુવે સહુ થઇ રહિત નિમેષ;
લઘુ લાઘવતા કરી રામ, ચાંપ્યો પગનો અંગુઠો વામ. ૨૮
એક ખુણે દાબ્યો જેણીવાર, થયું ઉંચું તડિત આકાર;
અકસ્માત ઉપડિયું એહ, વામકરશું ઝાલ્યું તેહ. ૨૯

પ્રત્યંચા ગ્રહી જમણે હસ્ત, રઘુવીર થયા છે સ્વસ્થ;
નમાવ્યું તે ચડાવા માટ, ત્યારે થાવા માંડ્યું તડેડાટ. ૩૦
નાખે ચીસ ત્રંબક ચડેડાટ, પુઠે ફાટે થાયે ફડેડાટ;
પૃથ્વી મંડળ ડોલવા લાગ્યું, શેષનાગતણું બળ ભાગ્યું. ૩૧
કડકડયા આદિ વરાહના દંત, જેની ઉપર પૃથ્વી અનંત;
દિગપાળે કર્યો ચિક્કાર, ભાનુથકિ થયો તેણીવાર. ૩૨
શિવજીની સમાધિ છૂટી, ત્યારે પવનતણી ગતિ ખૂટી.
પામ્યા મૂર્છા સભાના જન, કર શસ્ત્ર પડયાં રાજન. ૩૩
જ્યમ તોડે ગજ ઇક્ષુ દંડ, તેમ રામે ભાગ્યું કોદંડ;
નમાવતાં ભાગ્યું ભડેડાટ, કાટકો થયો છે કડેડાટ. ૩૪
શિવ ત્રંબક તૂટયું પ્રચંડ, થયો શબ્દ તે વ્યાપો બ્રહ્માંડ;
થયા સાયકના બે ખંડ, પામ્યા મૂર્છા વીર અખંડ. ૩૫
થયું અચેત સરવે જ્યારે, છે સચેત પંચ જણ ત્યારે;
સીતા જનક ને વિશ્વામિત્ર, રામ લક્ષ્મણ વીર્ય વિચિત્ર. ૩૬

છપ્પય છંદ

ધરધરા ધર્ક ધર હરત, ડરત દિગ્ગજ ગયંદલર;
અરકચંદ રથ ખરત, ઝરત નિર ઝર અનીકધર. ૧
સરિત સિંધુ સર ડોલ, ગરત ગિરિ ગરજ ઘોરકર;
ચકિત કચ્છ અહિ કોલ, નાયકા થકિત નરતકર. ૨
અજ ઇંદ્ર ચલિત દશકંધડર, ચિક્કાર ચંડ ધુનિ ધર અલખ;
દશરથ નંદન ગિરિધર કહે, જનક નગર તોર્યો ધનખ. ૩

વલણ

ધનુષ ભાંગ્યું રામચંદ્રે, વ્યાપ્યો શબ્દ બ્રહ્માંડ રે;
પૃથ્વી ઉપર નાખ્યા વળતા, સાયકના બે ખંડ રે. ૪૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे
श्रीरामेण धनुर्भंजनानाम अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥



રામધનુષ્યભંગ.

Lakshmi Art, Bombay, 8

# અધ્યાય ૩૯ મો

રાગ ધનાશ્રી

શ્રીરામે કરીયાં ધનુષનો ભંગજી, જનકપણપાળ્યું રાખ્યો રંગજી
રાવણ ઉઠયો થઈ સાવધાનજી, તે ગયો લંકા પામી અપમાનજી

ઢાળ

અપમાન પામી ગયો રાવણ, રામે ભાગ્યું ચાપ;
તે સમે જય જયકાર વરત્યો, થયો અધિક પ્રતાપ. ૨
સહુ સભાને મૂર્છા વળી, તે થયા સરવ સચેત;
શ્રીરામને જોતા તદા, વાત્સલ્યપ્રેમ સમેત. ૩
સહુ પરસ્પર વાતો કરે, રઘુવીર અતિ સકુમાર;
એ કઠણ સાયક કેમ ભાંગ્યું, એમ કરે મન વિચાર. ૪
હરખ આંસુ આવ્યાં સહુને, રોમાંચિત ગદ્‌ ગદ્‌ વાણ;
જનક સીતા સહિત સરવે, હરખ પામ્યાં જાણ. ૫
તે સમે વિશ્વામિત્ર ઉઠયા, હરખ પ્રેમ અપાર;
હ્રદે ચાંપિયા રઘુવીરને, આશીષ દેતા સાર. ૬
ત્યારે જનકઆજ્ઞાથકી ઉઠયાં, જાનકીજી ત્યાંહે;
હંસગમની હરખશું, વરમાળ ગ્રહી કરમાંહે. ૭
શણગાર સજ્યા સોળ અંગે, ચુંદડી ઝળકાર;
પ્રકાશ પૃથ્વી થાય છે, જ્યમ તડિતનો ચળકાર. ૮
ગજગતિ ચાલે ચપળ ચરણે, ઘુઘરી ઘમકાર:
પદપાન અણવટ વીંછીયા, નેપુરતણો ઝણકાર. ૯
એવાં જક્ત જનુની આવીયાં, જાનકી રૂપ રસાળ;
રઘુવીરકેરા કંઠ માંહે, આરોપી વરમાળ. ૧૦
મુનિએ કહ્યું પાયે નમો, તવ વિચારે મન સાથ;
પેલી ઉપલની* સ્ત્રી થઇ, રજ પરશી પદ રઘુનાથ. ૧૧
કર અંગુલી દશ મુદ્રિકામાં, જડયા પદિક વિશાળ;

---

* પથ્થર

તે પરસતાં થાય પ્રેમદા, મુજ શોક્યકેરૂં સાલ. ૧૨
એવું વિચારી સનમુખ ઉભાં, જનકતનયા ત્યાંહે;
વિજયા સખીએ તે સમે, સમજાવ્યાં સમશ્યામાંહે. ૧૩
પછે પાય લાગ્યાં પ્રીતશું, ત્યારે થયો જય જયકાર;
દેવનાં દુંદુભી વાગીયાં, થઇ પુષ્પવૃષ્ટિ અપાર. ૧૪
નિજ આસને બેઠાં જઈ, હરખ્યાં તે સીતા મંન;
વાજીંત્ર વાજે અતિ ઘણાં, કરે ગાન મંગળ જંન. ૧૫
આનંદ મન પામી તદા, ઉઠયા જનક રાજન;
રામલક્ષ્મણને બેસાડયા, પોતાને આસન. ૧૬
જામાત્ર શ્રીરઘુવીર થયા, તે જોઇ હરખે રાય;
પછે વિશ્વામિત્રની સાથ બોલ્યા, સુણતાં સરવ સભાય. ૧૭
કંકોતરી લખો અવધપુરમાં, રાય દશરથ જ્યાંહે;
સહુ સાથ તેડી ભૂપતિ, વહેલા પધારે આંહે. ૧૮
મુનિ કૌશિકે કંકોતરી લખી, વિનય કરી બહુ ત્યાંહે;
કુમકુમે છાંટી પત્ર બીડયો, આપ્યો દ્વિજ કરમાંહે. ૧૯
ચાલ્યો વિપ્ર ઉતાવળો, અતિ હરખશું તેણીવાર;
તે અવધપુરમાં આવીયો, જ્યાં રાયનો દરબાર. ૨૦
ને સમે દશરથ સભા કરીને, બેઠા છે ગુરુ સાથ;
વિજોગ છે રઘુવીરનો, ચિંતા કરે નરનાથ. ૨૧
અરે ગુરુ વીત્યા દિન બહુ, ગયા રામલક્ષ્મણ જ્યાંહે;
પછે ખબર કંઇ આવી નથી, શું હશે કારણ ત્યાંહે. ૨૨
એટલે દ્વિજવર આવિયો, સભામાં તે દીશ;
રાયને કર કંકોતરી તે, આપી દેઇ આશીશ. ૨૩
શ્રીરામલક્ષ્મણ કુશળ છે, રાજે જનકપુર માંહે;
નરપતિ જોતાં સર્વ રામે, ધનુષ ભાગ્યું ત્યાંહે. ૨૪
જાનકીએ વરમાળ ઘાલી, થયું રૂડું કાજ;
જાન સરવે લેઈ તમને, તેડયા જનકે આજ. ૨૫
મિથુલાપતિએ કહ્યા છે, પરણામ અતિ આહ્લાદ;
ઘણા કરી તમને કહ્યા, કૌશિકે આશીર્વાદ. ૨૬

એવું સાંભળતામાં રાય દશરથ, પામ્યા હરખ અપાર;
રામે સ્વયંવર જીતીયો, સુણી થયો જય જયકાર. ૨૭
પછે દશરથે કંકોતરી, આપી ગુરુ કરમાંહે;
સહુ સભા સુણતાં વશિષ્ઠ વાંચે, ઉકેલીને ત્યાંહે. ૨૮
સ્વસ્તિ શ્રીમહાશુભસ્થાનક, અવધપુર પાવંન;
પૂજ્ય મૂર્તિ પાવન જશ, નૃપમુગટમણિ રાજંન. ૨૯
અખંડ લક્ષ્મી અલંકૃત, ગુણ સકળ બળ મહિમાય;
કેતુવત રવિકુળ વિષે, મહારાજ દશરથ રાય. ૩૦
લખિતંગ મિથુલાપુરથકી, સેવક જનક અભિરામ;
ચૂડામણિ મહિપતિ મારો, માનજ્યો પરણામ. ૩૧
શુભ કામ કારણ લખ્યાનું, તે સાંભળો નૃપનાથ;
તમ પુત્ર મુજ પુરવિષે આવ્યા, મુનિ કૌશિક સાથ. ૩૨
તે સ્વયંવરમાં ધનુષ્ય ભાગ્યું, પાળ્યું મુજ પણ રામ:
મમ પુત્રીએ વરમાળ ઘાલી, થયાં પૂરણ કામ. ૩૩
માટે પરણાવા રઘુવીરને, શુભ લગ્ન કરવા કાજ;
સહુ સાથને તેડી તમો, વહેલા પધારો આજ. ૩૪
તમો સદા જશવંત છો, શોભાસહિત રાજંન;
માટે વહેલા પધારીને, મુજને કરો પાવંન. ૩૫
એ વિનતિ સેવકતણી, લખ્યું તેહ ધરજો ચિત્ત;
કોટી ધ્રણું કરી માનજો, ભૂપતિ ભાગ્યવંત. ૩૬
એમ પત્ર વાંચ્યો વશિષ્ઠે, તે સુણ્યો દશરથ રાય;
થયા મગ્ન બ્રહ્માનંદમાં, અતિ હરખ અંગ ન માય. ૩૭
સહુ સભાને ભૂપે કહ્યું, જાને જવાને કાજ;
પ્રધાનને કહે સકળ સેન્યા, કરો તત્પર આજ. ૩૮
વીર બંન્યો હરખીયા જે, ભરથ શત્રુઘ્ન;
સહુ અવધપુરમાં વાત ચાલી, લોક કહે છે ધંન. ૩૯
રણવાસમાં જઈ રાણીઓને, કર્યું રાયે જાણ;
જનકપુરનો પત્ર તે, સંભળાવિયો નિરવાણ. ૪૦
રાણીઓ સહુ આનંદ પામી, ઉલટ અંગ ન માય;

થયો કૌશલ્યાજીને તદા, તે હરખ નવ કહેવાય. ૪૧
દ્વિજવરતણી સેવા કરી, સંતોખિયો બહુપેર;
ગીત મંગળ ગાય સરવે, થઇ છે લીલાલહેર. ૪૨
પછે અશ્વ ગજ રથ પાલખી, શણગારીયાં વાહન;
વસ્ત્ર આભૂષણ ધરી,તત્પર થયા સહુ જન. ૪૩
અવધપુરની પ્રજા સહુ, વહેવારીયા શ્રીમંત:
જાવા જનકપુર થયા તત્પર. જાન શોભાવંત. ૪૪

વલણ

શોભાવંત થઇ જાન સરવે, વાજે બહુ વાજીંત્ર રે:
સૈન્ય સકળ શણગારીયું, તે ચળકે ચિત્ર વિચિત્ર રે. ૪૫

इति श्रीरामचरित्रे संमंत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीरामस्य सीताप्राप्तिश्रवणात् दशरथहर्षोत्सवो नाम एकोनचत्वारिंशोऽध्यायः ॥

## અધ્યાય ૪૦ મો

રાગ સામેરી

દશરથ રાજા હરખ્યા અપારજી, જનકપુર જાવા કર્યો વિચારજી:
પડો વજડાવ્યો પુરમોઝારજી, જાને જવાને સહુ થાઓ તૈયારજી. ૧

ઢાળ

તૈયાર થાઓ જવા જાન, જનકપુર મોઝાર;
માટે જેને ઇચ્છા હોય તે, આજ નીકળો નરનાર. ૨
એવું સાંભળી પુરજન સકળ, અતિ હરખ પામ્યા મન;
વૃદ્ધ બાળક વિના સરવે, થયા સત્વર જન. ૩
ગજ ઉપર બેસાડયા પ્રથમ, ગુરુ વશિષ્ઠને તેણીવાર;
રથમાંહે બેઠા રાય દશરથ, જોડીયા હય ચાર. ૪
અશ્વ ઉપર ચઢયા બંન્યો, ભરથ શત્રુઘ્ન;
સહુ રાણીઓ બેઠી સુખાસન, સંગ દાસીજન. ૫
અનેક રથ હય ગજ પદાતિ, સુખાસન અપાર;

ચતુરંગ સેન્યા નીકળી, તે અવધપુરની બહાર. ૬
વાજીંત્ર વાજે અતિ ઘણાં, થઇ રહ્યા જયજયકાર;
હણહણે કેકાણ કચ્છી, ગજ કરે ચિત્કાર. ૭
હસ્તી ઉપર વિપ્ર બેઠા, બંદીજન બહુ રંગ;
રઘુકુળતણી કીરતિ વખાણે, પામે હરખ ઉમંગ. ૮
નેજા અંબાડી ધ્વજા ઝળકે, કનક મણિમય સાર;
છત્ર ચામર ચળકતાં, ઝળકતાં તડિતાકાર. ૯
વીર શૂરા વેશ પૂરા, ચાલ્યા ચઢી કેકાણ;
આભૂષણ શુભ શસ્ત્ર ઝળકે, રત્નજડિત પલાણ. ૧૦
શુભ શુકન વંદી નીકળ્યા, ચાલ્યા જનકપુરની વાટ;
સરિત વન આવે બહુ, ઓળંગતા ગિરિ ઘાટ. ૧૧
વાટે જ્યાં વાસો રહે, દશરથસહિત સમાજ;
સુરલોક જેવું સ્થળ ભજે, જાણે ભૂપતિ સુરરાજ. ૧૨
એવી શોભાસહિત આવ્યા, મિથુલ દેશમોઝાર;
જનકપુરની બહાર ઉપવન, ઉતર્યા તે ઠાર. ૧૩
નિશાન નોબત ગડગડે, શોભાસહિત રાજન;
રૂપક બાંધે તેતણું, શ્રોતા સુણો એકમન. ૧૪
પાયદળ શમદમતણું, માંહે સદ્વિવેક તુરંગ;
તે ચાલે આગળ મલપતા, રક્ષા કરે નિજ અંગ. ૧૫
તેની પુંઠે નિજબોધના, કુંજર વિરાજે સાર;
રામનામતણા મુખે, કરતા ઘણા ચિક્કાર. ૧૬
નિજાનુભવના દિવ્ય રથમાં, બેઠા મોટા સંત;
તે રામ રૂપને નિરખવા, અનુભવ ચઢયા મહાન્ત. ૧૭
પ્રયાણ પ્રથમે જાગૃતિ, પુરગ્રામ સ્થળ નિવાસ;
ત્યાં રહી દશરથ રામને, સંભારતા સુખરાશ. ૧૮
સ્વપ્નાવસ્થા ગામડાં સૂક્ષ્મ, ત્યાંહાં નથી રહેતા રાય;
અઘોર વનવાટે ઘણાં, તે સુષુપ્તિ કહેવાય. ૧૯
એમ કરતાં જનકપુરને, આવીયા ઉપવન;
ત્યાંહાં લક્ષ કરી રહ્યા રાય, જણાયાં રામપ્રાપ્તિ ચિન્હ. ૨૦

વિદેહને તવ ખબર થઇ, જે પધાર્યા મહારાજ;
સામા આવ્યા વાજીંત્ર વાજતે, સાથે ઘણા પૃથ્વીરાજ. ૨૧
ગુરુ વશિષ્ઠને ચરણે પ્રથમ, નમીયા જનક રાજન;
પછી રાય દશરથને મળ્યા, ભેટીયા અન્યોઅન્ય. ૨૨
ભૂપની પાસે પુત્ર છે જે, ભરત શત્રુઘ્ન;
રાય જનક તેને જોઇને, સ્થિર થયાં છે લોચન. ૨૩
પડ્યા વિદેહ વિચારમાં, બે પુત્રને જોઇ ત્યાંહે;
રામલક્ષ્મણ મુજ ઘેર છે, શું રીસાઇ આવ્યા આંહે. ૨૪
એમ તન બે તદવત જોઇને, વિચારે મન વિદેહ;
વશિષ્ઠને પૂછયું તદા, ત્યારે નિવર્ત્યો સંદેહ. ૨૫
ઘણું માન દેઇને જાય તેડી, રાય નગરમોઝાર;
સુમંતે સૈન્ય સકળ પછે, ઉતાર્યું તે ઠાર. ૨૬
જનકપુરમાં ગયા દશરથ, શોભાનો નહિ પાર;
સહુ લોક જોઈ વિસ્મે થયા, વળી ગૌર શ્યામ કુમાર. ૨૭
એક સુંદર મંદિર શોભતું, રહેવાને આપ્યું ત્યાંહે;
સહુ સાથશું નરનાથ પોતે, ઉતર્યા તેમાંહે. ૨૮
પછી રામલક્ષ્મણ મળ્યા આવી, લાગ્યા ગુરુને પાય;
પિતાને ચરણે નમ્યા, તવ હરખીયા જોઈ રાય. ૨૯
રાયે ચાંપ્યા રુદે સાથે, રામલક્ષ્મણ તન;
સંતોષ પામ્યા રાયજી, જેમ પામે ધન નિરધન. ૩૦
કૌશલ્યા કૈકૈ સુમિત્રાએ, બેસાડ્યા ઉછંગ,
રુદે ચાંપી સુંઘે શિર, જેમ વચ્છ ધેનું સંગ. ૩૧
સહુ સભા સાથે રાય દશરથ, ગુરુ બ્રહ્મકુમાર;
તે મંડપ જોવા ચાલીયા, સીતા સ્વયંવર સાર. ૩૨
ભૂપને સરવે દેખાડ્યા જે, ચાપકેરા ખંડ;
આ જુઓ નૃપ શ્રી રામજીએ, ભાગીયું કોદંડ. ૩૩
તે જોઈ દશરથ થયા વિસ્મય, અતિ પ્રચંડ કઠોર;
એ કેમ ભાગ્યું પ્રાણવલ્લભ, કોમળ રામ કિશોર. ૩૪
પછી વિદેહે આદર કરી, બેસાડીયા આસન;

રાય દશરથ પાસ બેઠા, ચારે પુત્ર રતન. ૩૫
વશિષ્ઠ ગુરુ આદિ સભા સહુ, બેઠા થઈ નિશ્ચિંત;
અન્ય પૃથ્વીરાય બેઠા, હરખ પામી ચિત્ત. ૩૬
પુત્ર ચારે સહિત દશરથ, શોભતા શ્રીમંત;
તે સમે જનકે માનીયા, ભૂપતિ ભાયગવંત. ૩૭
પછી જનક રાજા બોલીયા,સુણો ભૂપતિ કહું પેર;
પુત્ર ચારે તમારા તે, પરણાવો મુજ ઘેર. ૩૮
બે કન્યા છે માહરી, ઉર્મિલા સીતા નામ;
માલતી શ્રુતકીર્તિ બે, મુજ બંધુની અભિરામ. ૩૯
રામને સીતા વરે, ઉર્મિલા લક્ષ્મણ વીર;
માલતી ભરતને શ્રુતકીર્તિ, શત્રુસૂદન ધીર. ૪૦
એવું સાંભળી સહુ સભા હરખી, આનંદ્યા ભૂપાળ;
પછે સામસામી રચ્યા મંડપ, અતિ વિચિત્ર વિશાળ. ૪૧
વાજિંત્ર બે મંડપવિષે, વાજતાં અતિ ઘનઘોર;
ગાય મંગળ ગીત સુંદર, સુંદરી ચિત્ત ચોર. ૪૨

વલણ

ચિત્ત ચોર ચતુરા ચોળે પીઠી, વરકન્યાને તેણીવાર રે;
સહુ કરે ભોજન ભાવતાં, મન પામે મોહ અપાર રે. ૪૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे अयोध्यापुरवासिभिर्दशरथस्य जनकपुरागमनं नाम चत्वारिंशोऽध्यायः ॥**

# અધ્યાય ૪૧ મો

રાગ ધોળની દેશી

શુભ મુહુરત માંહે લગ્ન લીધું, કરી મુનિએ વિચાર;
માર્ગશિર્ષ સુદ પંચમી, શુભ યોગગ્રહ ચંદ્ર વાર. ૧
ગણપતિ પધરાવિયા, જે સકળ મંગળરૂપ;
ગોત્રજ કેરી સ્થાપના કરી, પૂજ્યા દશરથ ભૂપ. ૨
ચાર કન્યા ચાર વરને, પીઠી ચોળી અંગ;

સ્નાન વિધિએ કરાવિયાં, ધર્યાં અલંકાર ઉમંગ. ૩
રાયજનકને ઘેરથી આવી, લઈ કલુવો નાર;
તે ગીત મંગળ ગાય છે, આનંદ હરખ અપાર. ૪
તે કેવી શોભે કામની, કવિ ઉપમા દે સાર;
જાણે શાન્તિ કરુણા દયા ક્ષમા, ધૃતિ ઉન્મની અવિચાર. ૫
સદ્બુદ્ધિ સદ્વિદ્યા તિતિક્ષા, સમાધિ શ્રદ્ધા વિનીત:
મુમુક્ષુતા તુરીયા ઉપરતિ, સદ્ગતિ સુનીત પુનિત. ૬
એવી રામમંદિરમાં પ્રવેશી, સુંદરી શુભ કામ;
ત્યારે વર ઘોડાનો સમે હવો, તત્પર થયા શ્રીરામ. ૭
તે સમે જનકે તેડવા, મોકલ્યા નિજ પરધાન;
તે આવીયા શ્રી રામપાસે, સકળ શોભામાન. ૮
જાણે સદ્ વિવેક ને બોધ આનંદ, જ્ઞાન તપ વૈરાગ;
પરમારથ નિષ્કામ નિશ્ચે, સંતોષ ને અનુરાગ. ૯
વર રાયને શણગારીયા, જરકશી જામા અંગ;
તિલક મૃગમદનાં કર્યાં, કુમકુમ અક્ષત સંગ. ૧૦
મેંશ બિંદુ આંખ્ય આંજી, કરમાં શ્રીફળ પાન;
વરરાય વરઘોડે ચઢયા, તત્પર થઇ સહુ જાન. ૧૧

વરઘોડાની દેશી

તત્પર થઇને ઉઘલિયા શ્રીરામજી, મુનિવરને લાગ્યા પાય.
રઘુવરજી ઘોડે ચડ્યા.
તીખા તોરંગ ચાલે રે નાચતા, નિજ બંધુ સહિત રઘુરાય. રઘુ૦૧
અંગો અંગની શોભા રે શી કહું, જોતાં લાજે કોટીક કામ. રઘુ૦
લક્ષણવંતા લઘુવેશે વિરાજતા, ત્રેણબંધુની આગળ રામ. રઘુ૦૨
તોરા કલગી મુગટ પર ઝળકતી, ઉપર મુક્તાફળના ખુંપ. રઘુ૦
થાકે વરણવતાં શેપ શારદા, શું વખાણું સુંદર રૂપ. રઘુ૦ ૩
શોભે દશરથ સહુજન સાથમાં, ગ્રહી ચાલે ગુરુનો હાથ. રઘુ૦
જોઇ શોભા ચારે રે પુત્રની, બ્રહ્માનંદ માને નૃપ નાથ. રઘુ૦
મોડ બાંધી માતાઓ રે ચાલતી, ગ્રહી નાંમણદીવો હાથ. રઘુ૦

ગીત મંગળ મધુરાં ગાય છે, ચાલે સરવ રાણીના સાથ. રઘુ૦૫
વાજે વાજીંત્ર નાના પ્રકારનાં, નાચે અપછરા ગાંધર્વ ગાય. રઘુ૦
બંદીજન બહુકીરતિ વખાણતા.જયજયકાર મંગળ ધુનિ થાય.રઘુ
નભ દેવનાં દુંદુભી ગડગડે, સુર જોતા ચઢીને વિમાન. રઘુ૦
દઇ આશીષ પુષ્પ વરસાવતા, સુર અંગના કરતી ગાન. રઘુ૦ ૭
જુવે નરનારી સરવે નગ્રની, વધાવે ભરી મોતીડે થાળ. રઘુ૦
હરખી નરખીને લે છે ઓવારણાં, ઘણું જીવજો દશરથ બાળ.રઘુ૦
આગળ સાભિલા સરવે શોભતા, છેલછબીલા રાજકુમાર. રઘુ૦
જરીજીન મણીના મોરડા, રત્નજડિત પલાણનોખાર. રઘુ૦૯
એવું આપતા સુખડું રે સર્વને, તોરણ આવ્યા ત્રિભુવનભૂપ.રઘુ૦
ગિરિધારી પ્રભુ ગુણવંતનું,સરવે મોહ પામ્યા જોઇ રૂપ. રઘુ૦૧૦

વલણ

રૂપ જોઇ રઘુવર તણું, મોહ પામ્યાં નર નાર રે;
હવે સાસુ આવ્યાં પહોંખવા, ત્યાં થઇ રહ્યો જયજયકાર રે. ૧૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे भ्रातृभिः सह श्रीरामचंद्रस्याश्वारोहणं कृत्वा मंडपसाभिप्यागमनं नाम एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥**

---

# અધ્યાય ૪૨ મો

ચાલ ચાતુરીઓની

વરરાય તોરણ આવિયા,ને અશ્વ ઉપરથી ઉતર્યા;
મણી બાજઠપર ઉભા રહ્યા,આવ્યાઆચારજ હરખે ભર્યા.૧
સુનેના રાણી જનકની, સુમતીને કુશકેતુતણી;
તે બન્યો આવી પોંખવા, ગાય ગીત ગોરી અતિઘણી. ૨
શતાનંદ વશિષ્ઠ કૌશિક, આદે મુનિવર આવિયા;
વિધિયે કરી પૂજન કરાવ્યું, ચારે વર પોંખાવિયા. ૩
મધુપર્ક વિધિ વહેવાર સરવે, આરતી વરની કરી;
એમ પુરુષોત્તમને પોંખીયા, રાણીઓ અતિ હરખે ભરી. ૪

ત્યાંહાં મંડપમાં છે માહેરૂં, બાજઠ કનકમણિના ધર્યા;
વરરાયને પધરાવિયા, આચાર કુળ રીતે કર્યા. ૫
સહુ ભૂપને બેસાડિયા, તે મંડપમાં આદર કરી;
એક ખંડમાં મરજાદથી, ત્યાં બેસાડી સહુ સુંદરી. ૬
પુરજન પરિજન જ્ઞાતિ ગુરૂજન, બેઠા મંડપમાં મળી;
સહુ લગ્નરચના જુવે છે, વાજીંત્ર બહુ વાજે વળી. ૭
કનક ઝારી જળ ભરી લાવી, રાણી સુમેધા વાહાલમાં;
પગ પખાળ્યા વરના વિદેહે, કનકકેરી થાળમાં. ૮
યજ્ઞાપવિત પહેરાવીયાં, તે વેદમંત્રે અનુસરી;
જનકે તે વરને પૂજીયા, પછી શોડપ ઉપચારે કરી. ૯
લગ્ન ઘટિકા સાધે ગણિક,* ઘડિયાળ બાંધીને તદા;
પછી પધરાવી ત્યાં ચાર કન્યા, શણગારીને સર્વદા. ૧૦
સાવધાન વાણી વિપ્ર બોલે, અંતરપટ આડા ધર્યા;
મંગળાષ્ટક ઉચ્ચાર કરતા, મુનિ મન હરખે ભર્યા. ૧૧
જ્યારે લગ્નઘટિકા પૂર્ણ થઈ, ત્યારે વેદ આચારજ ભણે;
મંગળાક્ષત મંત્રીને, કર આપ્યા વરકન્યા તણે. ૧૨
કન્યા કેરે શીશ ચરણે, વરે મૂકયા તે જદા;
પછી વરતણે પદ શીશ અક્ષત, કન્યાયે મૂકયા તદા. ૧૩
એમ વેદ વિધિએ લગ્ન થાય, કર્યો હસ્તમેળાપ;
સ્વસ્તિવાચન બોલતા, વરમાળ ઘાલી આપ. ૧૪
એમ ચાર કન્યા કરી અર્પણ, જનક ભૂપે ત્યાંહે;
મંગળ તૂરી વાજીંત્ર જયજય, થાય મંડપ માંહે. ૧૫
રામસીતા પરણીયા, ઉર્મિલાને લક્ષ્મણ વર્યા;
શત્રુઘ્ન શ્રુતકીરતિને, માલતી ભરત હરખે ભર્યા. ૧૬
મંગળ ફેરા ફરે છે, વરકન્યા હરખે અતિ ઘણું;
શેષનાગ કહી શકે અતિ, શોભા સુખ તે સમેતણું. ૧૭
મણિથંભમાં પ્રતિબિંબ ભાસે, ફરે વરકન્યાય;
અલંકાર અંગે ઝળકતા, શી વરણવું શોભાય. ૧૮

* ગણક—જોષી.

જાણે ચાર અવસ્થા શોભીયે, અભિમાની સાથે જેમ:
એમ ફેરા ફરતાં તે સમે, વરકન્યા શોભે તેમ. ૧૯
ચાર મંગળ વરતીયાં, જનકે કર્યાં બહુ દાન;
વળી જાચકને આપ્યું ઘણું, ધન વિપ્રને દેઇ માન. ૨૦
શાખોચ્ચાર કરે પરસ્પર, આચારજ તેણી વાર:
કુળરીતથી વરકન્યા વાળતાં, આરોગ્યાં કંસાર. ૨૧
હોમ હુતાશનમાં કર્યો, ગોત્રજ પૂજ્યા પ્રસન્ન;
એમ વરકન્યા પરણી રહ્યાં, પછી કરાવ્યું ધ્રુવદરશન. ૨૨
ગુરુચરણ નમીયા ભાવશું, રઘુવીર સાથે ભ્રાત:
પછી પિતાને પાયે નમ્યા, પદ વંદના કરી માત. ૨૩
મિથુલાપતિના કોડ પહોત્યા, હરખ્યા દશરથ ભૂપ:
વખાણે છે જન સકળ, જોઇ વરકન્યાનું રૂપ. ૨૪

વલણ

વરકન્યાનું રૂપ જોઇને, હરખે સહુ નરનાર રે:
દુંદુભી વાજે દેવનાં, થઇ રહ્યા જયજયકાર રે. ૨૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे भ्रातृभिःसह श्रीरामस्य सीतादि जनकपुत्रीभिर्लग्नकरणनाम द्विचत्वारिंशोऽध्यायः ॥**

---

# અધ્યાય ૪૩ મો

રાગ ધવળ ધન્યાશ્રી

શ્રોતાજન સુણો ભાવ ધરીને, પાવન રામકથાયજી;
નિત નિત આનંદ મિથુલાપુરીમાં, મંગળ ઉચ્છવ થાયજી. ૧
શ્રીરામ લગ્ન જોઇ મગ્ન થયા, મુનિ દેતા આશીરવાદ;
ક્ષણ ક્ષણમાં થાય પુષ્પવૃષ્ટિ, કરે દેવ દુંદુભી નાદજી. ૨
શિવ બ્રહ્મા મઘવાપતિ આદે, દેવ સકળ કહેવાયજી;
તે વિપ્ર વેશ ધરી આવ્યા જનકપુર, જોવા રામવિહવાયજી. ૩
અન્ય મુનિવર પૃથ્વીકેરા, માનુભાવ માહાંતજી;
તે લગ્ન જોવાને જનકપુર આવ્યા, પામ્યા હરખ અનંતજી. ૪

નગ્રનિવાસી નરનારી જન, ગીત મંગળ સહુગાયજી;
અવધવાસી જન સુખ બહુ પામે, આનંદમાં દિન જાયજી.૫
નિત નિત ભાવતાં ભોજન સહુને, નિત નિત ઝાઝાં માનજી;
નિત નિત નવલો રંગ વિહવાનો, નિત નિત નવલાં ગાયંજી.૬
સરવે પરસ્પર વાતો કરે છે, નરનારી ગુણવાનજી;
દશરથ જનક સંબંધી સરખા, ભૂપતિ ભાગ્યવાનજી. ૭
અન્ય સમોવડ નથી આ જગમાં, ઉપમા એહ સમાનજી;
વિવેક વૈરાગ જેવા નૃપ જાણે, વરકન્યા ભક્તિ જ્ઞાનજી. ૮
એમ પુરજન સરવે વાતો કરે, રખે રામ આંહાંથકી જાયજી;
ઘણા દિવસ આંહાં રઘુપતિ રહે તો, આપણે મહા સુખ થાયજી.૯
પછી સરવ સભા સાંભળતાં બોલ્યા, રાય વિદેહ વચનજી;
કૃપા કરી એક માસ રહો મુજ, ઘેર દશરથ રાજનજી. ૧૦
ત્યારે શ્રીરામે સમશ્યા કરી ગુરુને, સમજ્યા બ્રહ્મકુમારજી;
આગળ કામ ઘણાં કરવાં છે, જે કારણ ધર્યો અવતારજી.૧૧
પછે બાર દિવસ રહ્યા મિથુલાપુરમાં, સાથ શું દશરથ રાયજી;
ત્યારે વશિષ્ઠ ગુરુ કહે ભૂપતિ હાવે, અમને કરો વિદાયજી.૧૨
તમો અમને ઘણું સુખ આપ્યું, અતિ સેવા કરી રાજનજી;
રામને હાવે ગમતું નથી, ઘર મૂકયે થયા ઘણા દિનજી. ૧૩
એવાં વચન સાંભળી મુનિવર કેરાં, જનક ઉઠયા તેણીવારજી;
પેહેરામણી બહુ વિધની આપી, કહેતાં ન આવે પારજી. ૧૪
હય ગજ રથ મણિ ભૂષણ પટકુળ, પહેરાવ્યાં નરનારજી;
ગ્રામ સૈન્ય સુખ આસન સજ્જા, દાસી દાસ અપારજી.૧૫
સકળ જાન સંતોષી જનકે, કર જોડી લાગ્યા પાયજી;
વિનય વચનથી કરી વિનંતિ, રીઝવ્યા દશરથ રાયજી. ૧૬
પછી કન્યાઓ શણગારી સુંદર, વળાવી તેણીવારજી;
વાજીંત્ર વાજે નાના વિધનાં, થઇ રહ્યો જય જયકારજી. ૧૭
સૈન્ય સકળ સાવધાન થયું ને, ચાલ્યા દશરથ ભૂપજી;
રાણીયો સહુ સુખાસન બેઠી, વરકન્યા અનુરૂપજી. ૧૮
ચાર હસ્તી શણગાર્યા સુંદર, બેઠા ચારે ભ્રાતજી;

નિજ વધુસહિત સંગાથે શોભે, ભૂષણ નાના ભાતજી. ૧૯
એવી શોભા સહિત રઘુપતિ, નીકળ્યા નગ્રની બહારજી;
જનક ભૂપતિ જાન વળાવા, ચાલ્યા તેણીવારજી. ૨૦
ત્યારે નારદજીએ કર્યું કૌતક, બદ્રિકાશ્રમ ગયા મુન્યજી;
ભ્રગુપતિ બેઠા છે તપ કરવા, ત્યાં જઈ બોલ્યા વચનજી. ૨૧
ફરસુરામ સુણો વચન અમારૂં, બેસી રહ્યા શું આંહિજી;
ત્રંબક ધનુષ તમારૂં રામે, ભાગ્યું જનકપુર માંહિજી. ૨૨
ત્યારે ભાર્ગવ કહે ભગવાનજ એ છે, અવતાર કૃત્ય અમારોજી;
નારદ કહે છે કે બ્રાહ્મણ થઈ ગયા, શો રહ્યો મહિમા તમારોજી.
કિંચિત ક્રોધ જો નહિ રાખો તો થશે, મૃત્યુ તમારૂં વહેલુંજી;
જુવો જમદગ્નિએ ક્રોધ તજ્યો ત્યારે, વિઘ્ન થયું ઘણું પહેલુંજી.
એવાં વચન સાંભળી નારદકેરાં, ચઢીયો ક્રોધ અપારજી;
તરત ઉઠીને આવ્યા જનકપુર, સાથે બ્રહ્મકુમારજી. ૨૫
જેમ બળિયો સિંહ સુતેલો ઉઠે, છંછેડયો વિખભૂપજી;
હિરણ્યકશ્યપુ કારણ જેમ સ્થંભથી, પ્રગટયા નરહરિરૂપજી. ૨૬
જેમ ઘી હોમ્યેથી વૈશ્વાનરની, પ્રચંડ થાયે જ્વાળજી;
એમ ફરશીધર અતિ ક્રોધે આવ્યા, જાણે કરશે પ્રલેકાળજી.
પુરમાંથી જ્યારે જાન નીકળી, દશરથસહિત સમાજજી;
ગજારૂઢ થઈ આગળ ચાલે, શ્રીરામચંદ્ર રઘુરાજજી. ૨૮
તેણે સમે ત્યાં ભૃગુપતિ આવ્યા, ક્રોધે કાળ સ્વરૂપજી;
દૂરથકી તે દીઠા ત્યારે, કંપ્યા સરવે ભૂપજી. ૨૯

વલણ

કંપ્યા સરવે ભૂપતિ તે, જોઈ જમદગ્નિકુમાર રે;
સંકોચ પામ્યા જનક દશરથ, શું થશે આણીવાર રે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे नारदवचनात् परसुरामागमनं नाम त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥**

# અધ્યાય ૪૪ મો

રાગ મારૂ

આવ્યો ઉપવનમાં સહુ સાથ, એવે સામા મળ્યા ભૃગુનાથ;
ઉભા સનમુખ મારગ રોકી, કોઇ શૂર શકે નહિ ટોકી. ૧
જ્યારે દીઠા રેણુકાતન, સરવે ભય પામ્યા ઘણું મન;
થંભ્યું સોળ પદમ દળ ત્યાંહે, મોટા ભૂપ કંપ્યા મનમાંહે.૨
રાયજનકને દશરથ ભૂપ, કંપ્યા જોઇ ભૃગુપતિનું રૂપ;
તપ્ત કાંચન જેવું તન, હુત પામેલો હુતાશન. ૩
કર ફરશી ધર્યું ચાપ સ્કંધ, અક્ષે ભાથા કટિએ બંધ;
શિર જટા ભસ્મ ધરી અંગ, નેત્ર વિશાળ લોહિત રંગ. ૪
ફરકે અધર ભ્રૃકુટી કપોળ, ક્રોધે તન થયું રાતું ચોળ;
ક્ષત્રીકુળ દહન કૃશાનું, જેવો પ્રલે સમેનો ભાનું. ૫
એવા દીઠા ફરશુરામ, ત્યારે મૂકી સરવે મામ;
તે સમે પોતે રઘુવીર, ચલાવ્યો ગજ શ્રીરણધીર. ૬
ભૃગુપતિ સન્મુખ શ્રીરામ, ગજ રાખ્યો પૂરણ કામ;
નવ ઉતર્યા જુગદાધાર, ઉપર રહીને કર્યો નમસ્કાર. ૭
જોઇ ક્રોધ ચઢયો અતિ મન, અલ્યા કોણ તું કોનો તન;
રામ કહે સુણો મુનિવર સૂત્ર, હું દશરથ રાયનો પુત્ર. ૮
રામ નામ મારૂં દ્વિજરાજ, મેં કર્યું ધનુભંગનું કાજ;
એવું સાંભળીને ભૃગુનાથ, ક્રોધે બોલ્યા કરી ઉંચો હાથ. ૯
ચઢયો મદગળ મહા અભિમાની, મુને આવી નમ્યો નહિ માની;
ક્ષત્રી કુળ થયો ઉત્પન્ન, અવિવેકી દુષ્ટતા મન. ૧૦
રામ કહે હું ન સમજ્યો ભર્મ, શસ્ત્રધારી ન જાણ્યા બ્રહ્મ;
જો જાણું તમને દ્વિજરાય, તો હું આવી નમું તમ પાય. ૧૧
જેમ નટુવો ધરે બહુ વેશ, મને એમજ ભાસ્યું મુનેશ;
ત્યારે બોલ્યા ફરશુરામ, નથી ઓળખતો મને રામ. ૧૨
આ જો ફરશુની તીક્ષણ ધાર, કર્યો ક્ષત્રીતણો સંહાર;

મારૂં નામ સુણીને અર્ભ, છૂટે ગર્ભવંતીના ગર્ભ. ૧૩
એણે મારૂં હું તુજને આજ, તેં કર્યું ઘણું કૂડું કાજ;
ભાગ્યું ત્રંબક શિવનું પ્રચંડ, માટે દેવો ઘટે તુંને દંડ. ૧૪
ત્યારે થાય મારૂં પ્રતિકાજ, ગુરુનો રણીયો ટળું આજ;
કહે રઘુપતિ સુણો મુનીશ, આવડી કરો શાને રીસ. ૧૫
એ સડેલું શરાસન જૂનું, પોચું વિત્તરહિત પુરાણું;
ભાગ્યું ચઢાવતાં તતખેવ, તેમાં હું શું કરૂં મુનિદેવ. ૧૬
અમો બાળપણામાં એવાં, ધનુ તોડયાં ત્રંબક જેવાં;
તમારે હોય એની આશ, તો સંધાવો કારીગર પાસ. ૧૭
એવાં સાંભળી હાંસી વચન, તવ કહે જમદગ્નિ તન;
અલ્યા રામ તું બોલ વિચારી,આ જો તીક્ષણ ફરશી મારી.૧૮
એણે ક્ષત્રી માર્યા અનંત, શૂરવીરનો આણ્યો અંત;
તું બોલે છે વક્ર વચન, જાણી બાળક સાંખું મન. ૧૯
શું જાણે મુને કેવળ વિપ્ર, પૂછી જો મુજ કારજ ક્ષિપ્ર;
રામ કહે શું દેખાડો કુઠારી, ભાટની પેરે કીરતિ વિસ્તારી.૨૦
નોહે કુસુમાંડ ફળ શિશુપ્રાય, જે તરજની દેખી વિલાય;
હું છું રઘુકુળકેરો તન, એ દેખાડે ડરૂં નહિ મન. ૨૧
કહે ભૃગુપતિ હોય પ્રબુદ્ધ, તો તું કર મુજ સાથે યુદ્ધ;
અરે તમપ્રત્યે મુનિરાજ, કેમ શસ્ત્ર હું મારૂં આજ. ૨૨
સ્ત્રી રોગી ને મૂરખ બાળ; પરાધીન અંધ પંગાળ;
વૃદ્ધ બ્રાહ્મણ ગુરુ ને ગાય, જ્યેષ્ઠ બંધુ ને માત પિતાય. ૨૩
જે કો શસ્ત્રરહિત વિરથ, પળાયે રણથી સમરથ;
એટલાંપર જો કરે ઘાત, તે અધરમી પામે નર્કપાત. ૨૪
આ લોકે પામે અપજશ, પડે નરકમાં અંતે અવશ્ય;
તમો બ્રાહ્મણ સાથે આજ, યુદ્ધ કેમ કરૂં મહારાજ. ૨૫
અલ્યા ધર્મ તારો હું જાણું, પરપંચી પ્રતીત ન આણું;
આજ થઇ બેઠો મોટો સાધ, મારી તાડિકા વિણઅપરાધ.૨૬
તેણે શો કર્યો તુજ અન્યાય, કરી અસ્ત્રીતણી હત્યાય;

રામ કહે તે અધરમી અપાર, નિત્ય કરતી મુનિનો આહાર. ૨૭
તેમાં શાનો કર્યો અન્યાય, તે ન હતી કાંઇ મારી માય;
તમો નિજ માતને મારી, તમથી કોણ બીજો દુરાચારી. ૧૮
તમો બ્રાહ્મણ થઇને આજ, શસ્ત્ર ધર્યાં શું કરવા કાજ;
શસ્ત્ર મૂકી ધરો જઇ ધ્યાન, કરો જપ તપને અનુષ્ઠાન. ૨૯

વલણ

અનુષ્ઠાન જપ તપ કરો જઇને, શસ્ત્ર મૂકી નિરધાર રે;
એવાં વચન રામનાં સાંભળી, ભૃગુપતિ કોપ્યા અપાર રે. ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे श्रीराम-परशुराम संवादो नाम चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

---

# અધ્યાય ૪૫ મો

રાગ સામેરી

અનીહાં રે ભૃગુપતિ કોપ્યા સુણી રામવચન,
અતિઘણો વ્યાપ્યો કામાનુજ તન;
અનીહાં રે રીસે કરી રાતાં થયાં છે લોચન,
વીરરસ પ્રગટ્યો રોમાંચિત તન. ૧

ઢાળ

તન રોમાંચિત મન ક્રોધ પ્રગટ્યો, ગાજીને બોલ્યા ભૃગુપતિ;
અલ્યા શૂરો બળીયો હોય તો, મુજ સાથ જુદ્ધ કર રઘુપતિ. ૨
એમ કહી શરાસન કર ગ્રહ્યું, સંધાણ કરીયું બાણ;
ત્યારે રામે ધનુષ ચડાવીને, કર્યું શરતણું સંધાણ. ૩
ભાર્ગવ કહે તું મૂક શર, ત્યારે બોલ્યા શ્રીરઘુવીર;
તમો વિપ્ર માટે પ્રથમ મૂકો, સુણો મુનિ મતિધીર. ૪
ત્યારે ફરશુરામે સજ્જ થઇને, મંત્ર ભણીયા સાચ;
ધનુષ ખેંચી કરણ સુધી, મૂકીયું નારાચ. ૫
સુસવાટ કરતું છૂટીયું, વીજળી સરખું બાણ;
સહુ દિશાઓ દીપાવતું, જ્યમ અગ્નિજ્વાળ પ્રમાણ. ૬

તે બાણદ્વારે ભૃગુપતિનું, તેજ સરવે જેહ;
રઘુવીરના મુખમાં પ્રવેશ્યું, પરમ જ્યોતિ તેહ. ૭
તે બાણ પણ તેજે કરીને, થયું તેજ સ્વરૂપ;
ઈશ્વરતા ગુણબળ પ્રભુતા, અવતાર કૃત્ય અનુપ. ૮
સુરીનર મુનિવર સરવ જોતાં, સમાયું તેણીવાર;
થઈ પુષ્પવૃષ્ટિ રામ ઉપર, દુંદુભી જયજયકાર. ૯
ભૃગુપતિ થયા નિસ્તેજ ત્યારે, વિપ્ર કેવળ રૂપ;
તતકાળ નમીયા રામને, સાષ્ટાંગ ભૃગુકુળ ભૂપ. ૧૦
ત્યારે ગજ ઉપરથી ઉતર્યા, રઘુવીર તેણીવાર;
ભેટીયા ભાર્ગવને તદા, વરતીયો જયજયકાર. ૧૧
પછે ફરશીધર કરયુગલ જોડી, રોમાંચિત ગદવાણ;
સ્તુતિ કરતા રામની, તે રહી સનમુખ જાણ. ૧૨

ત્રોટક છંદ

જયરામ સદા સુખધામ જનં, મન કામ તરુ ઘનશ્યામ તનં;
અવધીપુર પાવન પુણ્યધરા,અજનંદન વંદન ભૂપવરા. ૧
જનની કૌશલ્યા ભાગ્ય ભરી, તન પૂરણ બ્રહ્મ અખંડ હરિ;
અજ આદિ અનંત અરૂપ યદા,જન સાધક રૂપ સગુણ સદા.૨
કરુણાયતનં મનુજાદઅરિ, પટ પીત તનુ ઘનશ્યામ હરિ;
સરસિરૂહનેન કૃપા ભવનં, પરમારથ ભોગ છબી કવનં. ૩
ધૃત સાયક ચાપ નિખંગવરા, કૃત એ રજનીચરહીન ધરા;
જગતિતળ પાવન રૂપ ધરી, પદ તીરથરાજ પુનિત કરી. ૪
દશ સ્યંદન ભૂપ મણિ સુવનં,જશ મંગળ વ્યાપી રહ્યો ભુવનં;
જય શેષ મહેશ ગિરેશ ગણં,સ્તવતે ગુણ પાવન મુક્તરણં. ૫
દુઃખહીન દરિદ્ર વનંદવનં, પ્રણમામિ વિદેહસુતારમનં;
જગ જીવ અનિક ચરાચર જે, ભટકે ભવકૂપ અજા સરજે. ૬
તવ ભક્તિવિના મદ મૂઢમતિ, સ્વપને ન લહે સુખ લેશ ગતિ;
પરમાનંદ પૂરણ કામ વિભો, પ્રણતારતિ મોચન પાહિ પ્રભો.૭
અજઆદિ અનામય ચિદઘનં,મન માનસ હંસરિપુ અતનં;
સનકાદિક નારદ દેવપતિ, નિગમાગમ સાર અપાર અતિત.૮

મદમોહ નિશા તમ દિનકરં, ખળનાગહતં મૃગરાજવરં;
ત્રયતાપ શમાવન નામ વિધુ, ભવરોગ નિવારણ ગીતમધુ.૯
તરણિ કુળકંજ પ્રકાશ રવિ, પ્રગટયા હત માયિક ભાર ભુવિ;
રઘુવીર મહા રણધીરધરં, પ્રણમામિ અભિમત દાનવરં. ૧૦

દોહરા

અખિલ વિશ્વ મંગળ કરણ, હરણ સકળ ભવપાર;
લીલા વિગ્રહ વપુ ધરણ, જયજય શ્રીરઘુવીર.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां बालकांडे परशुराम-कृत श्रीरामस्तुतिर्नाम पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥**

# અધ્યાય ૪૬ મો

રાગ ધનાશ્રી

સ્તુતિસુણીબોલ્યાશ્રીરઘુવીરજી,સુણોમુજવાયકભૃગુનાયકધીરજી
મેંજેચઢાવ્યું ધનુષપર બાણજી, તેપાછું ફરેનહિ એ નિરવાણજી૧

ઢાળ

નિર્વાણ બાણ અમોઘ મારૂં, કયાંહાં મૂકું આજ;
નવ ઉતરે પ્રત્યંચા થકી, માટે કહો મુનિરાજ. ૨
ત્યારે ભૃગુપતિ કહે રઘુપતિ, એ મૂકો શર નભમાંહે;
કાળને છેદો તમો, મુજ મૃત્યુ આવે જ્યાંહે. ૩
મુજ કાળ કયારે થાય નહિ, કરો મૃત્યુ મારગ રોધ;
સદા અમર કરો મુને, હું સાધીશ તપ નિજબોધ. ૪
એવું સાંભળીને મૃત્યુ મારગ, મૂકીયું તે બાણ;
નિરોધ કીધો કાળ મારગ, મૃત્યુંજય કૃત જાણ. ૫
તે સમે પરશુરામનું, આવતું હતું અવસાન;
તે શર થકી નિરોધ કીધો, જીત્યું મૃત્યુ માન. ૬
ભૃગુપતિ મૃત્યુ નિરોધ કૃત, રઘુપતિ બાણ વિચિત્ર;
એ કથા છે હનુમાન નાટક, વિષે પરમ પવિત્ર. ૭
પછે નમ્યા શ્રીરઘુવીરને, જમદગ્નિનંદન જેહ;
બદ્રિકાશ્રમમાં ગયા, તપ કરવા બેઠા તેહ. ૮

એવી પ્રભુતા જોઇ રામની, આશ્ચર્ય પામ્યા ભૂપ;
સહુ મુનિ આશીરવાદ દેતા, અખિલ મંગળ રૂપ. ૯
સર્જન સકળ હરખ્યા તદા, વરત્યો તે જયજયકાર;
ભૃગુપતિ સાગર ક્રોધ જળથી, ઊતર્યા તે પાર. ૧૦
પછી વળ્યા જનક વળાવીને, ભેટિયા દશરથરાય;
વાજીંત્ર વાજે અતિ ઘણાં, સહુ અવધ પંથ પળાય. ૧૧
મારગે જે રાજા મળ્યા તેણે, કર્યો બહુ સતકાર;
એમ કુશળ રઘુપતિ જાન સાથે, આવ્યા પુર મોઝાર. ૧૨
શુભ મુહૂર્તમાં મંદિર પ્રવેશ્યા, પૂજ્યા ગુરુ મુનિરૂપ;
વધૂસહિત ચારે પુત્ર જોઇને, હરખ્યા દશરથ ભૂપ. ૧૩
ગોત્રજ પૂજા વિધિ કરી, આપ્યાં અપરિમિત દાન;
સહુ નગ્રને ભોજન કરાવ્યું, થાય મંગળ ગાન. ૧૪
અવધપુરના લોક સરવે, હરખીયાં નરનાર;
રઘુવીર વિહીવા ગીત મંગળ, ગાય ગુણ વિસ્તાર. ૧૫
ઘેરઘેર તોરણ પતાકા, સાથીયા કુંભ વિધાન;
નિત નવાં ભૂષણ ધરી નારી, કરે મંગળ ગાન. ૧૬
સહુ વિશ્વનો આનંદ મંગળ, સમેટી સમુદાય;
તેઅવધપુરમાં રહ્યા આવી, નગરમાં ન સમાય. ૧૭
પ્રસર્યો પછી તે દશ દિશા, વિસ્તર્યો ચૌદ ભુવન;
પદ રામ પદ્મ પરાગ વાસિત. જ્યમ મળયાચળનો પવન. ૧૮
એ સુખસમાજ અવધપુરી, રઘુવીરનો વિહવાય;
કોટી અનંત ગિરા થકી, વરણવી નવ કહેવાય. ૧૯
રાજધાની દશરથ રાયની, સુખ સકળ શોભા ખાણ;
તે વિસ્તારીને વખાણતાં, હારે કવિ નિર્વાણ. ૨૦
વાલ્મિક મુનિ આદે કવિ તેણે, કહ્યાં ચરિત્ર અપાર;
મેં મંદ બુદ્ધિએ કરી, કિંચિત કર્યો વિસ્તાર. ૨૧
એ બાળકાંડની કથા કોઇએ, પૂરણ નવ કહેવાય;
લીલા સાગર સુધારસ, રઘુવીરનો વિહવાય. ૨૨
જે ગાય શીખે સાંભળે, આદરે શ્રદ્ધા પ્રેમ;

સહુ પાપથી મૂકાય પ્રાણી, થાય મંગળ ક્ષેમ. ૨૩
કરે મનન રામચરિત્રનું, સમજે કથાનો મર્મ;
નિજ ભક્તિ આપે તેહને, રઘુવીર પૂરણ બ્રહ્મ. ૨૪
અમૃત નિત્યે સેવતા જે, અમર વસતા વ્યોમ;
તે સુધા પાને પડે પાછા, ક્ષીણ પુણ્યે ભોમ. ૨૫
પણ કથા અમૃત પાન કરતાં, જન અમર તે થાય;
પદ મૂકી મુસ્તક સુર તણે, અપવર્ગ પંથ પળાય. ૨૬
એ અધિકતા અમૃત થકી, રઘુવીર જશ મહિમાય;
જે બ્રહ્મવેત્તા મુક્ત તે પણ, કથા નિત્યે ગાય. ૨૭
કરે શ્રવણ સાદર એ કથા, મન પ્રેમથી ઉલ્લાસ;
રઘુવીર તેના રુદે માંહે, સદા પૂરે વાસ. ૨૮
વાલ્મિકી રામાયણું થકી, પ્રાકૃત કર્યો વિસ્તાર;
માંહે નાટકધારા તણો, સંમત મેળવ્યો છે સાર. ૨૯
બાલકાંડની કથા પૂરણ, કરી મતિ અનુસાર;
પદ પૂરાં સત્તરસેં ને પાંત્રીસ, કથા રસિક વિસ્તાર. ૩૦
સહુ સંત કવિજન મહામતિ, કહું વિનવી કરજોડ;
પ્રાકૃત વાણી સાંભળી, મુજને ન દેશો ખોડ. ૩૧
ગુરુ પુરુષોતમ શ્રીધર કૃપાએ, કરી કથા આનંદ;
દાસ ગિરિધર નિમિત્ત માત્ર, એ કર્તા શ્રીગોવિંદ. ૩૨
એ બાલકાંડની કથા કહી, જેના અધ્યાય છેંતાળીશ.
હવે અયોધ્યાકાંડની કથા કહું, કૃપા શ્રીજુગદીશ. ૩૩

વલણ

જુગદીશ કેરી કૃપાએ, કહું અયોધ્યાકાંડ કથાય રે;
શ્રોતાજન સહુ ભાવ ધરી, કહો જયજય વૈકુંઠરાય રે. ૩૪

इति श्रीरामचरित्रे संमत वालिमकिनाटकधारायां बालकांडे भ्रातृभ्रातृवधूभिः सह सीताराम अयोध्यापुरप्रवेश महोत्सवो नाम षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

**इति श्रीबालकांडः समाप्तः॥**



# ॥ अथश्रीअयोध्याकांड प्रारंभः ॥

## અધ્યાય ૧ લો

રાગ કાફીની દેશી

શ્રીગુરુપદપંકજ ઉપર, હું વારી રે
રહું ધરી મન મધુકર રૂપ; જાઉં બલિહારી રે. ૧
જે જગતઅંકુરના મૂળકંદ, હું વારી રે
જે કૈવલ્ય પદના ભૂપ. જાઉં૦ ૨
વૈરાગ વેલી તણા પુષ્પ, હું વારી રે
જે મંગળ સુખના સમુદ્ર. જાઉં૦ ૩
વેદાંત સિંધુના મીનરૂપ, હું વારી રે
નભ શાંતિરસના ચંદ્ર. જાઉં૦ ૪
જે ધીરજ મેરુતણા શિખર, હું વારી રે
દયા જળધર રૂપ દયાળ. જાઉં૦ ૫
અજ્ઞાન તિમિરના પ્રકાશ રવિ, હું વારી રે
સત્ત્વ સરોવર કંજ કૃપાળ. જાઉં૦ ૬
ભક્તિ વિરક્તિ જ્ઞાન શુદ્ધ, હું વારી રે
ત્રિગુણાત્મક તીરથરાજ. જાઉં૦ ૭
શુદ્ધ બ્રહ્મ ભાગીરથીના જળ છો, હું વારી રે
ભવ સિંધુ તારક ઝાઝ. જાઉં૦ ૮
એવા સદ્‌ગુરુ નાથ અનાથ તણા, હું વારી રે
નથી ઉપમા સમ કહેવાય. જાઉં૦ ૯
પારસ લોહનું હેમ કરે, હું વારી રે

પણ આપ રૂપે નવ થાય. જાઉં૦ ૧૦
સુરભિ ચિંતામણિ કલ્પતરુ હું વારી રે
ઇચ્છિત ફળ આપે તેહ. જાઉં૦ ૧૧
ગુરુ પોતાને રૂપે કરે, હું વારી રે;
પ્રભુ મેળવે નિઃસદેહ. જાઉં૦ ૧૨
નિજ માબાપ જન્મ મરણ આપે, હું વારી રે
યોનિ પ્રત્યે નવાં નવાં થાય. જાઉં૦ ૧૩
શ્રી ગુરુ જન્મમરણ ટાળે, હું વારી રે
વળી સ્વતંત્ર એક સહાય. જાઉં૦ ૧૪
એવા શ્રી ગુરુને નમસ્કાર કરૂં, હું વારી રે
ગાઉં સુખનિધિ રામ ચરિત્ર. જાઉં૦ ૧૫
નિજ સેવક જાણી કૃપા કરજો, હું વારી રે
સહુ ભગવતી સંત પવિત્ર. જાઉં૦ ૧૬
કરુણા અનુગ્રહ કરજો ઘણી, હું વારી રે
કવિ હરિજન મોટા સાથ. જાઉં૦ ૧૭
જ્યમ ત્યમ ગુણ ગાઉં રામ તણા, હું વારી રે
તે ક્ષમા કરજો અપરાધ. જાઉં૦ ૧૮
જ્યમ બાળક બોલે બોબડું, હું વારી રે
સુણી માત પિતા હરખાય. જાઉં૦ ૧૯
એમ પ્રાકૃત વાણી સાંભળી, હું વારી રે
મન ધરજો વાત્સલ્યતાય. જાઉં૦ ૨૦
હરિ ગુરુ સંત તણે ચરણે, હું વારી રે
નમું પ્રીતે વારંવાર. જાઉં૦ ૨૧
બાળક બુધ્ધે કરજોડી, હું વારી રે
કરૂં રામ કથા વિસ્તાર. જાઉં૦ ૨૨

વલણ

રામકથા વિસ્તાર કહું છું, દૃઢ વિશ્વાસ મનમાં ધરી;
કરજોડી કહે દાસ ગિરિધર, શ્રોતાજન બોલો શ્રીહરિ. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे प्रथमोऽध्यायः ॥ १ ॥

# અધ્યાય ૨ જો

રાગ દેશાખ

શ્રી રઘુવીર ચરિત્ર કથામૃત, લીલા સિંધુ અપાર;
પ્રાકૃતવાણી પદબંધ કરૂં છું, બુદ્ધિમાને વિસ્તાર. ૧
બાલકાંડમાં પ્રથમ કથા કહી, રાવણકુળ ઉત્પન્ન;
દશરથ લગ્ન શ્રવણવધ સમર, શ્રૃંગી ચરિત્ર જગન્ન. ૨
હનુમંતની ઉત્પત્તિ કહી, પછી રામજંન્મ સમુદાય;
બાળચરિત્ર કહ્યું રાઘવનું, તીર્થાટન વિદાય. ૩
વિશ્વામિત્ર આગમન અવધપુર, વશિષ્ઠ બોધ વિચાર;
તાડિકાવધ મખરક્ષણ નિશિચર, આદિ સુબાહુ સંહાર. ૪
મુનિવધૂ શાપમુક્ત કરીને, સુણી સીતા જન્મકથાય;
જનકપુરીમાં પ્રવેશ્યા વળતા, સ્વાગત કીધી રાય. ૫
ધનુષ્ય ભંગ કરી જાનકી પરણ્યા, ભૃગુપતિ ગર્વ ઉદ્ધાર;
પછે કુશળ અવધપુરીમાંહે આવ્યા, વરત્યો જયજયકાર. ૬
હવે શ્રોતાજન સહુ ભાવે સુણજો, અયોધ્યાકાંડ વિચાર;
રાજ તજી રઘુવીર નિકળ્યા, વનમાં એ વિસ્તાર. ૭
શ્રીરામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, પરણીને આવ્યા ઘેર;
ઉચ્છવમાં દિન જાય સરવના, સહુને લીલા લહેર. ૮
ત્રણ વીર રઘુવીરને સેવે, ભક્તિ શ્રદ્ધા સહિત;
માત પિતાની આજ્ઞા પાળે, અધરમ કપટ રહિત. ૯
ચાર બંધુની ચાર વધૂ તે, પાળે પતિવ્રત ધર્મ;
સુરપતિ સુખથી કોટીગણું સુખ, ભોગ ભોગવે પર્મ. ૧૦
સાસુતણી આજ્ઞામાં રહેતાં, કુળવધૂ ધર્મ સમેત;
ભેદ રહિત માતાઓ સર્વે, સહુનું સરખું હેત. ૧૧
એમ ઘણા દિવસ વિત્યા મહાસુખમાં, સાચવતાં નિજ ધર્મ;
પિતાની આજ્ઞા પ્રમાણે કરતા, રાજ કાજનું કર્મ. ૧૨
હવે કેકે કેરો બંધુ કહિયે, સંગ્રામજીત એવું નામ;
તે એક સમે આવ્યો પુર મધ્યે, ભૂપતિ કેરે ધામ. ૧૩

તે ચાર માસ રહી નિજ પુર જાવા, થયો તત્પર જેણીવાર;
ત્યારે કૈકે સાથે બોલ્યો વચન, સંગ્રામજીત તેણીવાર. ૧૪
ભરથ શત્રુઘ્ન બન્યો બાંધવ, મોકલ મારી સાથ;
થોડા દિવસ હું રાખીશ માટે, બ્હેની સાંભળ વાત. ૧૫
ત્યારે કૈકે કહે હું હા કહું છું, પણ રાયને પૂછો પેર:
જો ભૂપતિ આજ્ઞા આપે તો, તેડી જાઓ તમ ઘેર. ૧૬
ત્યારે મામાએ કહ્યું મહીપતિને, સુણો ભૂપતિ મુજ વચન;
આજ્ઞા આપો તો તેડી જાઉં, ભરથ ને શત્રુઘ્ન. ૧૭
મોસાળ માંહે ગયા નથી કોઇ દિન, માટે મનોરથ મન;
એક માસ રાખીને વળતા, સોંપીશ તમને તન. ૧૮
એવાં વચન સુણીને દશરથ રાયને, જળ ભરાઇ આવ્યું નેણ;
ભરથ શત્રુઘ્ન પાસે તેડાવીને, રાજા બોલ્યા વેણ. ૧૯
સુણો પુત્ર આ મામો તમારો, આગ્રહ કરે છે અપાર;
માટે થોડા દિવસ જઇને રહી આવો, મોસાળમાં નિરધાર. ૨૦
જો ના કહીયે તો તમારી માતને, દુઃખ લાગે મન માંહે;
મામો તમારો રીસાય માટે, જઈ આવો સુત ત્યાંહે. ૨૧
એવું કહી રાય રુદેશું ચાંપ્યા, ગદ્દગદ્દ થઈ બહુ પેર;
જાઓ બાપ સુખે એક માસ રહીને, આવજ્યો પાછા ઘેર. ૨૨
ભરથ ને ભાવ જવાનો નથી, મૂકી રામતણી સેવાય;
પછે માતપિતાશું ભરથજ બોલ્યા, કર જોડી નમી પાય. ૨૩
શ્રી રામની સેવા સમાગમ પાખે, મુજને રુચે નહિ આન;
રામ વિજોગે એક ક્ષણું તે, કોટી કલ્પ સમાન. ૨૪
શ્રીરામ ચંદ્ર હું ચકોર ચાતક, રઘુપતિ જળધરરૂપ;
મુજમન કંજ સદા પ્રફુલ્લિત રહે, રાઘવ દિનકર ભૂપ. ૨૫
રામ સુરભિ હું વત્સ કહો તે, વિયોગ કયમ કરી સહેશે;
કલ્પવૃક્ષનાં વિહંગમ તે વળી, બબુલ ઉપર નવ બેસે. ૨૬
એવું કહી ગદગદ કંઠ થયા ને, આંસુ આવ્યાં લોચન;
ત્યારે કૈકેયે કહ્યું એક માસ રહી, વહેલા આવજો તન. ૨૭
ત્યારે ભરથે માત પિતાનું વચન, તે લોપાયું નહિ ત્યાંહે;

પછે સત્વર થઇ બે વીરજ આવ્યા, રઘુપતિ બેઠા જ્યાંહે.૨૮
શ્રીરામચંદ્રને ચરણે લાગ્યા, ભરથ ને શત્રુઘ્ન;
ત્યારે રામે ઉઠીને હ્રદેશું ચાંપ્યા, દીધું આલિંગન. ૨૯
મોસાળ જવાની આજ્ઞા લીધી, સાથે ઘણી સેન્યાય;
માતુલ સાથે રથમાં બેસીને, ભરથ શત્રુઘ્ન જાય. ૩૦
એમ બન્યો વીર મોસાળ ગયા, પણ મન રઘુવરનું ધ્યાન;
રામ લક્ષ્મણ તે ઘેર રહ્યા છે, વીર બંન્યો બળવાન. ૩૧

વલણ

બળવાન બંન્યો રહ્યા મંદિર, રામ લક્ષ્મણ વીર રે;
નીતિ ધરમને ચલાવે છે, ધરમ ઘોરીંધર ધીર રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे भरतशत्रुघ्नयोः मातुलगृहागमनं नाम द्वितीयोऽध्यायः ।।२।।**

---

# અધ્યાય ૩ જો

રાગ સામેરી

મોસાળ માંહે ગયા બન્યો, ભરથ શત્રુઘ્ન;
શ્રીરામ લક્ષ્મણ રહ્યા મંદિર, વરતે નિર્મળ મંન. ૧
નિત સેવતા ગુરુચરણ પંકજ, ધરમપંથ પળાય;
વશિષ્ઠ મુનિના મુખ થકી, સુણતા પુરાણ કથાય. ૨
સભા કરી એક સમે બેઠા, રાય દશરથ ભૂપ;
રંગમંડપ માંહે બેઠા, ગુરુ સહિત અનુપ. ૩
ત્યારે જોવા વિદ્યાની પરીક્ષા, તેડયા લક્ષ્મણ રામ;
પછી કળા યુદ્ધની દેખાડી, સહુ પોતે પૂરણ કામ. ૪
અસ્ત્ર શસ્ત્ર અનેક વિદ્યા, સકળ મંત્રજ જેહ;
મલ્લ મેષ મહિષનું જુદ્ધ, કરી દેખાડયું તેહ. ૫
પ્રસંન થયા ઘણું રાયજી, જોઈ પુત્રનો પરતાપ;
ત્યારે સકળ ગુણ સંપૂરણ જાણ્યા, રઘુવરને આપ. ૬
એ પ્રકારે આનંદમાં દિન, જાય છે સુખ માંહે;
રઘુવીરને સેવતાં ભાવે, જનકતનયા ત્યાંહે. ૭

એક વાર બેઠા મંદિરમાં, અજપાળનંદન જેહ;
નિજ મુખને અવલોકતા, આદર્શ માંહે તેહ. ૮
ત્યારે કરણ આગળ કેશ શિરનો, શ્વેત દીઠો રાય;
ઉદાસી આવી અતિ ઘણી, મન માંહે થઇ ચિંતાય. ૯
જાણ્યું જરા આવી વાત કહેવા, ચેતાવા નરદેવ;
એમ વિચારી વશિષ્ઠ ગુરુને, તેડાવ્યા તતખેવ. ૧૦
ગુરુને કહે મારા છતાં, હવે કરે રઘુવર રાજ;
સંકલ્પ મારે મન થયો, તે કરો ગુરુ મહારાજ. ૧૧
અભિષેક રઘુવરને કરો, શુભ લગ્ન જોઇ આજ;
રામને દેખું રાજ કરતાં, થાય મારૂં કાજ. ૧૨
ગુરુ કહે તમો રૂડું વિચાર્યું, ઘટે એમજ ભૂપ;
સાહિત્ય સરવે કરાવો એ, યથા યોગ્ય અનુપ. ૧૩
ત્યારે દશરથે તેડાવીયા, રઘુવીરને એકાંત;
પાસે બેસાડીને કહ્યું, નિજમન તણું વરતાંત. ૧૪
હે રામ મુજને એમ ભાસ્યું, કહું સત્ય વચન;
થોડા દિવસમાં જાણું હાવે, પડશે મારૂં તન. ૧૫
મુજ ગ્રહ પણ વિપરીત છે, અવદશા બેઠી જાણ;
શની આઠમે ગુરુ બારમે, તે કરે રિષ્ઠ પ્રમાણ. ૧૬
મુજ મરણ ચિન્હ જણાય છે, માટે રામ કર તું રાજ;
તમે તમારૂં સંભાળો, પુર દેશ ઘરનું કાજ. ૧૭
એવાં વચન સુણીને ભૂપ ચરણે, નમ્યા શ્રીરઘુરાય;
મહારાજ જે કહો તે કરૂં, શિર ચઢાવી આજ્ઞાય. ૧૮
પછે રાજાએ સહુને તેડાવ્યા, પોતાના પરધાન;
શાહુકાર સરવે નગ્રના તે, બોલાવ્યા દેઈ માન. ૧૯
દરબારના અષ્ટ અધિકારી, આદે સરવ સભાય;
તે સરવ સાંભળતાં પછે, બોલીયા દશરથ રાય. ૨૦
ભાઇ સહુ સભાજન સાંભળો, મેં મન વિચાર્યું આજ;
માટે પંચ સહુને ગમે તો, રામને આપું રાજ. ૨૧
એવું સુણી સરવે હરખીયા, ધન્ય ધન્ય હે રાજન;

એ કાજ તો રૂડું વિચાર્યું, અરે રિપુનાશન. ૨૨
વૃશિષ્ઠ આદિ સરવ ઋષિયે, મુહૂર્ત આપ્યું સાર;
ચૈત્ર સીત સપ્તમી શુભ, ગુરુ પૂર્ણ યોગ વિચાર. ૨૩
સાહિત્ય સહુ તત્પર કરાવ્યું, વશિષ્ઠે તેણીવાર;
ઉપલક્ષણ* આણી મેળવ્યાં, અભિષેકનો ઉપચાર. ૨૪
ચાર દંતનો ઉજ્જવળ હસ્તી, શ્વેત હય શુભ અંગ;
નવિન સિંહાસન કનકનું, છત્ર ચામર સંગ. ૨૫
સપ્ત પલ્લવ પંચ મૃતિકા, ક્ષાર સમુદ્રનું વાર;
મોટાવિપ્રને જપ કરવાને, બેસાડ્યા નિરધાર. ૨૬
સહુ નગરને શણગારીયું, ઘર ચોટાં શેરી પોળ;
નરનારી અતિ હરખે ભર્યાં, થઇ રહ્યા રંગઝકોળ. ૨૭
પહેલે દિવસે વશિષ્ઠ ગુરુએ, આજ્ઞા આપી તાસ;
શ્રીરામ સીતા બન્ને જણને, કરાવ્યો ઉપવાસ. ૨૮
રઘુનાથને હાથે કરીને, અપાવ્યાં બહુ દાન;
હોમ હુતાશનમાં કર્યો, ત્યાં થાય મંગળગાન. ૨૯
આહુતિ આપી સ્વહસ્તે, કર્યો તૃપ્ત હુતાશન;
ધૂમ્ર કરી રઘુવીરનાં, રાતાં થયાં લોચન. ૩૦
કૈકૈ કૌશલ્યા સુમિત્રા, મન હરખનો નહિ પાર;
સુખવંત સરવે રાણીઓ, આપતી દાન અપાર. ૩૧
બારણે મંડપ રોપીયો, ગુણીજન કરે છે ગાન:
બહુ રંગ તોરણ બાંધીયા, ઝળકે વિચિત્ર વિતાન. ૩૨
એમ કરતાં નિશા થઇને, સુરજ પામ્યો અસ્ત.
ત્યારે કુશાસનપર રામસીતા, પોઢીયાં થઈ સ્વસ્થ. ૩૩
સિંહાસન ઉપર પ્રભાતે, બેસશે રઘુરાય;
સહુ લોક આનંદ પામીયા, દેવને થઇ ચિંતાય. ૩૪

**વલણ**

ચિંતા થઇ સહુ દેવને, જે રઘુવીર કરશે રાજ રે
ત્યારે દુષ્ટને કયારે મારશે, કયમ થશે આપણું કાજ રે. ૩૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडदशरथेन वशिष्ठाज्ञयां रामराज्याभिषेकविचारो नाम तृतीयोऽध्यायः ॥३॥**

*ઉપસ્કરણ–સાહિત્ય, સામગ્રી.

# અધ્યાય ૪ થો

રાગ મારુ

સુણો શ્રોતા કહું વૃતાંત, હરિ ઇચ્છા મોટી બળવંત;
રામને આપવું કર્યું રાજ, કર્યું તત્પર સાહિત્ય કાજ. ૧
તે જાણીને સરવે દેવ, મન ચિંતા પામ્યા તતખેવ;
સરવે મનમાં થયા ઉદાસ, આવ્યા બ્રહ્મા કેરી પાસ. ૨
સુણો વાત પિતામહ આજ, કાલે રામને આપે છે રાજ;
સ્વર્ગ તુલ્ય રાજસુખ એહ, તજી કયમ નીકળશે તેહ. ૩
રાવણાદિક અસુર અપાર, ક્યારે કરશે તેનો સંહાર;
તે માટે કરો એવો ઉપાય, રામ રાજ તજી વન જાય. ૪
ત્યારે છૂટે આપણા બંધ, મારે રામ જઈ દશકંધ;
એવાં વચન સુણ્યાં વિધિ જ્યારે, ઉભો કર્યો વિકલ્પ કળિ ત્યારે.
જા તું અવધપુરી કર્ય એશ, કર કૈકૈના મનમાં પ્રવેશ;
માગે રાયની પાસે વચન, ભરથ રાજ રઘુપતિ વન. ૬
ત્યારે કળજુગ કહે મહારાજ, કયમ થાશે તે મુજથી કાજ;
સત્યવંત છે સરવ પ્રજાય, મેં પુરીમાં નહિ પ્રવેશાય. ૭
વિધિ કહે સુણ સાચું વચન, છે રામને ગમતું મન;
માટે જા તું ઉતાવળો આજ, કર સકળ દેવનું કાજ. ૮
એવું સુણી કળિ થયો વિકલ્પ, ચાલ્યો મનમાં કરતો સંકલ્પ;
આવ્યો અવધપુરી છે જ્યાંહે, નવ પેસાયું નગ્રજમાંહે. ૯
છે સુધર્મી નર ને નાર, માટે જઈ રહ્યા વાડી મોઝાર;
સુણો શ્રોતા થઈ સાવધાન, એ કથાનું અનુસંધાન. ૧૦
મંથરા નામે એક દાસી, હતી કૈકૈ કેરી ખવાસી;
તે પૂર્વને પાપે એશ, રાખે રામ ઉપર ઘણો દ્વેષ. ૧૧
એક સમે પ્રભાતે રામ, સેજ્યાથી ઉઠયા પૂરણ કામ;
દંતધાવન કરવા કાજ, બેઠા ચોકમાં શ્રી મહારાજ. ૧૨
પાસે ઉભો એક ખવાસ, બેઠા ચોકી ઉપર અવિનાશ;
તે સમે આવી મંથરા પાસ, પુંજો વાળતી નિજ આવાસ. ૧૩

રામ ઉપર ઉડી રજ, બોલ્યો સેવક થઇને ધજ;
હવડાં રહેવા દે તારૂં કાજ, રજે ભરાય છે મહારાજ, ૧૪
એવું વદતામાં વઢવા લાગી, ગાળો દેતી તે બોલી અભાગી;
દુર્વચન કહ્યાં તજી લાજ, જાણ્યા તારા મોટા મહારાજ. ૧૫
એવાં સાંભળી વચન વિરોધ, ચઢયો શ્રી રઘુવીરને ક્રોધ;
અરે રંડા તું તારે મારગ જા,શાને કાજે વઢે છે તું કુબજા.૧૬
એમ નીકળ્યું મુખથી વચન, દાસીનું થયું કુબડું તન;
અષ્ટ અંગ થયાં છે વંક, કાળી કુબડી આડે અંક. ૧૭
જોઈ રૂપ પામી લજ્જાય, નમી શ્રીરઘુવીરને પાય;
હું અજ્ઞાને બોલી તમ સાથ, અપરાધ ક્ષમા કરો નાથ. ૧૮
હું વિમુખ થઈ પડયો વંક, પ્રભુ દાસી તમારી રંક;
રામ કહે સુણ કુબજા વચન, રહેશે ઘણા કાળ તુજ તન.૧૯
જુગ દ્વાપર મથુરાં ગામ, થશે જન્મ તારો તે ઠામ;
નામ કુબજા કુબડું રૂપ, થઇશ કિંકરી મથુરાં ભૂપ. ૨૦
હું ધરીશ કૃષ્ણ અવતાર, ત્યારે તારો કરીશ ઉદ્ધાર;
કંસ મારવા કારણ ત્યાંહ્ય, હું આવીશ મથુરાં માંહ્ય. ૨૧
તારૂં કરીશ સુંદર રૂપ, સુખ આપીશ પરમ અનુપ;
એમ બોલ્યા શ્રીરઘુવીર, થયું કુબડું તેનું શરીર. ૨૨
વહી ગયા પછે કેટલા દંન, રામને ઠર્યું રાજ્યાસન;
તે મુહૂર્તને પહેલે દન, વાડીમાં ગઇ દાસીજન. ૨૩
મંથરા ત્યાં વીણતી ફુલ, તે વિકલ્પે દીઠી અનુકૂળ;
કુળ રહિત અધરમી કુપાત્ર, કર્મ કુત્સિત કુબડું ગાત્ર. ૨૪
એવો જોઇ અમંગળ વેશ, કર્યો મનમાં વિકલ્પે પ્રવેશ;
પાકાં ફળ કલિંગનાં જેહ, મંથરાએ ભક્ષણ કર્યાં તેહ. ૨૫
દાસી ભ્રષ્ટ થઇ ફરી ગત્ય, તે વિકલ્પે ભૂલાવી મત્ય;
ફૂલ વીણતાં ઉપન્યો વિચાર, પાછી આવી તે નગ્ર મોઝાર.૨૬

વલણ

નગ્રમાં આવી મંથરા, તે કરવા કૂડું કાજ રે;
મારા ભરથનો કોઇ ભાવ ન પૂછે,કયમ રામને આપે રાજ રે. ૨૭

इति श्रीराम०सं० वा० अ० मंथराशरीरे कलियुग प्रवेशो नाम चतुर्थोऽध्यायः

# અધ્યાય ૫ મો

રાગ ધન્યાશ્રી

દાસી આવી રાજદ્વારજી, કુત્સિત કરતી મનમાં વિચારજી;
કળિએ કીધી બુદ્ધિ ભ્રષ્ટજી, મૂળે અધરમી થઇ મતિ નષ્ટજી. ૧

ઢાળ

નષ્ટમતિ અતિ ભ્રષ્ટ થઇને, આવી રાજદ્વાર;
ત્યાં કૈકૈકેરા ચોકમાં, મંડપ રચ્યો છે સાર. ૨
ચંદ્રવા તોરણ બાંધીયાં, વાજીંત્ર ગરજે ત્યાંહે;
તે જોઇ દાસી બળી મનમાં, આવી મંદિરમાંહે. ૩
થઈ રહ્યો મંગળ સોહલો, જોઇ દ્વેષ આવ્યો મન;
જ્યમ સંત મૂરતિ જોઇને, કરે દ્વેષ પાપીજન. ૪
વસંતઋતુમાં કોકિલાનો, સુણી નાદ રસાળ;
જ્યમ કાગ મનમાં ખેદ પામે, તેમ લાગી ઝાળ. ૫
પંડિતની વ્યુત્પત્તિ જોઈ, થાય મૂરખને સંતાપ;
શ્રીમંતને જોઇ બળે જ્યમ, દુર્બળ દરિદ્રી આપ. ૬
આચારીની લીલા જોઇ, અપવિત્રને થાય ખેદ;
હિંસકને જ્યમ દયા ન રુચે, વિષયીને નિરવેદ. ૭
પતિવ્રતાનો ધર્મ જોઈ, કરે જારણી મન દ્વેષ;
એમ મંગળ જોઇ મંથરા, કરવાને આવી કલેશ. ૮
કૈકૈ કને કુટતી આવી, શિર પોતાનું જેહ;
પુષ્પ છાબ પછાડી લાગી, રુદન કરવા તેહ. ૯
કૈકૈ કહે રે શું થયું, તે કહે મુને વિચાર;
આનંદનો દિન આજ છે, ક્યમ રડે છે તું નાર. ૧૦
દાસી કહે રે અભાગ્યણી, તારૂં થયું કૂડું કાજ;
સુત મોકલ્યા મોસાળમાં, રામને આપે રાજ. ૧૧
રાણી કહે રે મૂરખ તું, એમ શું બોલે બોલ;

મારે ભરથ જેવા રામ છે, બે પુત્ર તે સમતોલ. ૧૨
એમ કહી મોતીમાળ ઘાલી, તેને કરવા શાંત;
તે તોડી નાખી પછાડી, કરતી મહા કલપાંત. ૧૩
તાહરે ઉગરશે શું એ થતાં, તુજ પુત્રની શી પેર;
તારે જીવ્યાનો આરો નથી, શું રહ્યું સુખ તુજ ઘેર. ૧૪
ભાવ નહિ પૂછે ભરતનો, થશે રામ જ્યારે ભૂપ;
તું સેવા કરજે કૌશલ્યાની, થઇને દાસી રૂપ. ૧૫
કૈકે કહે છાની રહે, શાં કરે ફોગટ ચેન;
રામને અંતર કંઈ નથી, તું સાંભળ મારી બેન. ૧૬
સહુ માતને સરખી ગણે, રઘુવીર ધરમ સ્વરૂપ;
ભરથ પણ એને ભજે છે, સમાન ભાવ અનુપ. ૧૭
એમ કહી આલિંગન દેઇ, ભુજમાંહ્ય ભીડી નાર;
પ્રવેશ તવ કળીયે કર્યો, કૈકે રુદેમોઝાર. ૧૮
બુદ્ધિ ફરી રાણીતણી, મન મલિન થયું તેણી વાર;
મંથરાશું બોલી પછે, કરી કપટ કૂડ વિચાર. ૧૯
સુણ બેન હું સમજી હવે, તુજ વચન કેરો મર્મ;
વિચાર રૂડો મેં કર્યો, ત્યારે થયો ખુલ્લો ભર્મ. ૨૦
તેં ભલે ચેતાવી મને, ઉપકાર કીધો આજ;
આપણે શું ઉગરે જો, રામને આપે રાજ. ૨૧
મંથરા કહે રે માવડી, એવી અકલ સુઝી મુજ;
એ સાજે પાળજ બાંધીયે, માટે ચેતાવી તુંજ. ૨૨
કૈકે કહે રે પ્રાણવલ્લભા, ખરી કહી તેં વાત;
રામને આપે રાજ કાલે, આડી છે એક રાત. ૨૩
હવે શો ઉપાયજ હું કરૂં, તે કહે મુજને પેર;
જો રાજ પામે ભરથજી તો, થાય લીલાલહેર. ૨૪
ત્યારે દાસી કહે રાણી સુણો, આવે નિશાએ રાય;
ત્યારે રીસાઇને બેસજો, ધરી રૂપ કદરૂપ કાય. ૨૫
જ્યારે મનાવે મહિપતિ તમને, ત્યારે માગી લેજો વચન;
રાજ આપો ભરથને, રઘુવીર જાયે વન. ૨૬

પૂર્વે બે વરદાનનું, તને વચન આપ્યું રાય;
તે માગી લેજે મોજથી, જે રામ વનમાં જાય. ૨૭
ચઉદ વરસ વન ભોગવે, ત્યાં અસુર કરશે ઘાત;
પછે રાજ નિષ્કંટક થશે, તે રાખ્ય મનમાં વાત. ૨૮
તેવાં વચન સુણી કિંકરીકેરાં, કૈકે હરખી મન;
પછે અલંકાર સહુ તજીને, બેઠી શોક ભુવન. ૨૯

વલણ

શોકભુવનમાં સુંદરી, તેની સાથે બેઠી નાર રે;
મુક્ત કેશને વેશ કુત્સિત, ધરતી દુઃખ અપાર રે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे मंथरावचनश्रवणात् कैकेयीविषादो नाम पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો

રાગ સોરઠની ચોપાઈ

સુણો શ્રોતા એક ચિત્તે કરી, થઈ રજની દિવસ ગયો અનુસરી;
ત્યારે રાજા દશરથ તેણીવાર, આવ્યા કૈકેના ભુવનમોઝાર. ૧
દાસી મંથરાને પૂછયું કથી, કયાં ગઇ રાણી દેખાતી નથી;
ત્યારે કુબજા બોલી રીસે ચઢી, આ પેલી તમારી રાણી પડી. ૨
રાજા દશરથ આવ્યા પાસ, ઇહાં કયમ બેઠી છું થઇને ઉદાસ;
મીઠાં વચને બોલાવે રાય, તેમ તેમ રાણી અવળી થાય. ૩
હસ્ત સ્પર્શવા માંડયો જદા, રાણીયે કર તરછોડયો તદા;
પછે રુદન કરવા માંડયું ઘણું, ન જાણ્યું રાયે કપટ તે તણું. ૪
બોલ સાચું તને મારા સમ, તું રીસાઇને રડે છે કયમ;
આંસુધારાએ ભિંજે રુદે, રુદન કરતી રાણી વદે. ૫
હું નહિ બોલું તમારી સાથ, જાઓ શું કરવા આવ્યા નાથ;
હેત તમારૂં જાણ્યું રાય, તમને હું આપીશ હત્યાય. ૬
ત્યારે રાજા કહે આવડું કાં કરે, શામાટે દુઃખ મનમાં ધરે;
જો કોઇએ દુભી હોય તને, તો દેઉં દંડ સાચું કહે મને. ૭
માગ્ય માગ્ય જે માગે તુંય, સત્ય વચનથી આપું હુંય;

હું સરખો સ્વામી તારે, નથી ન્યૂન વસ્તુ મારે. ૮
વળતી કેકૈ બોલી વચન, કયમ જાઓ છો ભૂલી રાજન;
ગયા જુદ્ધ કરવા વૃષપર્વા સાથ,હું તમ સંગ આવીતી નાથ.૯
ત્યારે આપ્યાં છે જુગલ વચન,તે આજ મુને આપો રાજન;
રાજા કહે માગી લે સુખે,સત્ય વચન ના નહિ કહું મુખે.૧૦
ત્યારે કેકૈ કહે વનમાં જાય રામ,ચઉદ વરસલગી રહે તે ઠામ
મારા ભરથને આપો રાજ, એ બે વચન માગું છું આજ.૧૧
એવું વચન સુણ્યું જેટલે, વ્યાકુળ રાય થયા તેટલે;
જેમ વજ્ર વીજળીઆવી અડે,જેમ શિરપર પરવત તૂટીપડે.૧૨
જેમ વહેરે કાળજું કરવતધાર,એમ દશરથને થયું દુઃખ અપાર:
પ્રલય અગ્નિ કેકૈઇનું વચન,બળી ગયું રાયનું આયુશવન.૧૩.
પડ્યા ભૂપતિ પૃથ્વીમાંહ્ય, આંખે આંસુધાર ચાલી ત્યાંહ્ય;
અંગ મોડીને બેઠા થાય, ખોળા પાથરી કહે છે રાય. ૧૪
અરે પ્રિયે કાંઈ બીજું માગ્ય, એ વિણ આપું ધરી અનુરાગ;
મારો રામ કોમળ સકુમાર, શીદ મોકલે વનમોઝાર. ૧૫
નહિ કરે રામ રાજવહેવાર, ભરથને સોંપું સહુ ઘરબાર;
એ રાજ ભરથ કરે સરવદા, રામ ઘેર બેસી રહે સદા. ૧૬
એ બાળકને શીદ કાઢે વન, છે ઘણું રામનું કોમળ તન;
એમ દીન વચન કહ્યાં રાયે જદા,તારે કેકૈ ઘુરકી બોલી તદા.૧૭
શું અધરમી હો રાજન, લાગશે રવિકુળમાં લાંછન;
સત્ય વચન નહિ પાળો સાર,તો પૂર્વજ પડશે નરકમોઝાર.૧૮
કેકૈ વચન તે લાગ્યું બાણ, ભેદ્યું રુદે જ્યમ જાયે પ્રાણ;
મૂર્છિત થઈને પડીયા રાય, નેત્રથકી જળ ચાલ્યું જાય. ૧૯
એમ સ્ત્રીવશ રાજા થયા, વચનબંધમાં આવી ગયા;
ત્રિયાલોભી દુઃખ પામે ઘણું, વિવેક જ્ઞાન જાયે તેતણું. ૨૦
વિનતાને વશ જો અનુસરે, તો સકળ પાપ તે પુરુષ કરે;
સ્ત્રી અવિદ્યા પરમાણજ્યો, મૂર્તિમંત વ્યાધિ જાણજ્યો.૨૧
અચેત થઈ પડીયા રાજન, નવ જાણે કો બીજું અન્ય;
રજની તે મહા દુઃખમાં ગઈ, અરુણ ઉદયની વેળા થઇ. ૨૨

ગુરુ વશિષ્ઠ વહેલા ઉઠીયા, સભામાંહે સત્વર આવીયા;
સુમંતને કહે જા ઘરમાંહ્ય, તેડી લાવ્ય રાજાને આંહ્ય. ૨૩
સુમંત ચાલ્યો તેણીવાર, આવ્યો કૈકેના ભોવન મોઝાર;
દશરથ રાજા પડીયા જ્યાંહ્ય, સુમંત આવી ઉભો ત્યાંહ્ય. ૨૪
પ્રધાને ચરણ વંદ્યા નૃપતણા, દીઠા રાયને દુ:ખીયા ઘણા;
વિકલ વેશ મૂકે નિશ્વાસ, નેત્રે જળ અતિ વદન ઉદાસ. ૨૫
મંત્રી બોલ્યા કરી વિનતિ, સભામાંહ્ય ચાલો ભૂપતિ;
સરવ સાહિત્ય તત્પર કર્યું આજ, તમને બોલાવે ગુરુમહારાજ. ૨૬
વચન સુમંતતણાં સાંભળી, રાયે રડવા માંડયું વળી;
અરે સુમંત સુણ કહું આ દીશ, મારૂં મરણ આવ્યું છે શીશ. ૨૭
તે માટે ઉતાવળો જઇ આવ્ય, તું અહીં રામને તેડી લાવ્ય;
સુણી રાયનાં શોક વચન, સુમંતને દવ લાગ્યો તન. ૨૮
પડયો ત્રાસ મુખ ઉડી ગયું, નવ જાણે રાયને શું દુ:ખ થયું;
ચિંતાતુર થઈ મંત્રી એહ, રામધામ ભણી ચાલ્યો તેહ. ૨૯
જેમ કળાહિણ ગ્રહણે રવિ થાય, એમ થઇ નિસ્તેજ સુમંત જાય
સંસારતાપે તપીયો જન, જેમ આવે મુમુક્ષુ સંત સદન. ૩૦

વલણ

સંત સદન આવે મુમુક્ષુ, આત્મપ્રાપ્તિ સુખ કાજ રે;
એમ સુમંત આવ્યો ઉતાવળો, જ્યાં બિરાજે શ્રીરઘુરાજ રે ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे सुमंत श्रीराममंदिरागमनं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

# અધ્યાય ૭ મો

રાગ ધનાશ્રી

રંગ મહેલમાં પોઢયા રામ, સીતા સેવતાં પૂરણ કામ;
બ્રાહ્મ મુહૂરતમાં રઘુવીર, ઉઠયા નિદ્રા તજી રણધીર. ૧
કર્યું સ્નાન દાન જપ હોમ, દ્વિજ ધેનુ પૂજ્યા પતિ વ્યોમ;
એમ કરતાં થયો છે પ્રભાત, આવી નમીયા લક્ષ્મણ ભ્રાત. ૨
પહેર્યા વસ્ત્ર આભૂષણ સાર, કુંડળ મુગટ તિલક ઝળકાર;

બેઠા આસન થઇને સ્વસ્થ, સુમિત્રીની ગ્રીવે મૂકી હસ્ત. ૩
એટલે ત્યાંહાં આવ્યો સુમંત, મુખ કરમાયું મહા દુઃખવંત
આવી નમિયો તે રામને પાય, હસી બોલ્યા ત્યારે રઘુરાય. ૪
આવો સુમંત સુખના રાશિ, થયા છો કયમ ચિત્ત ઉદાસી;
અધિકારી છો મુખ્ય પ્રધાન, મુખ કરમાયું કમળ સમાન. ૫
તમો જેષ્ટ બંધુસમ મહારે, શી વ્યથા પ્રગટી છે તમારે;
રામનાં સુણી હેતવચન, થયો ગદગદ આંસુ લોચન. ૬
કર જોડીને બોલ્યો સુમંત, સ્થિર મન કરી ધીરજવંત;
કેકઇને મંદિર છે રાય, તમને તેડે છે ત્યાં રઘુરાય. ૭
સુણી રામ ઉઠયા તત્કાળ, સાથે મંત્રી સુમિત્રા બાળ;
ચાલ્યા ભૂષણ મંડિત તન, લાજે કોટિક મીનકેતન. ૮
નિરખે લોક સહુ ભગવાન, નેત્રે કરતા સ્વરૂપનું પાન;
આજ મંગળ દિન વિશેક, થશે રામને રાજ્યાભિષેક. ૯
આપણા ભાગ્યતણો નહિ પાર, એમ વાતો કરે નરનાર;
એવે આવ્યા કેકઇને ઘેર, જુવે તો થઈ વિપરીત પેર. ૧૦
રામ સાથ સુમિત્રી સુમંત, દીઠા રાયને મહા દુઃખવંત;
પિતાને પાયે લાગ્યા રામ, કર જોડી ઉભા અભિરામ. ૧૧
સ્ફુંદ સ્ફુંદ રડે છે રાય, નેત્રથી જળ ચાલ્યું જાય;
જાણે મદગળ પડીયો કૂપ, પાસે બેઠી સિંહણી રૂપ. ૧૨
ત્યારે રામ કેકઇને પૂછે, કહો માત આ કારણ શું છે;
રાયને શી વ્યથા થઈ મન, કયમ ભૂમિ કર્યું છે શયન. ૧૩
બોલી કેકઇ સાંભળ રામ, અન્ય દુઃખ નથી આ ઠામ;
મને આપ્યાંતાં બે વરદાન, રાય પાસે લીધાં માગી માન.૧૪
રામ ચઉદ વરસ જાય વન, ભરથ ભોગવે રાજ્યાસન;
મેં માગ્યાં નિશાયે વચન, સુણી ખેદ પામ્યા છે રાજન. ૧૫
નથી બીજું દુઃખ લગાર, માટે પડીયા છે પૃથ્વી મોઝાર;
રામ કહે સુણો માતા મારી, મારે પાળવી આજ્ઞા તમારી.૧૬
મારો ભરથ કરે જો રાજ, તો હું પ્રસન્ન ઘણો છું આજ;
આપ્યું વરદાન તમને રાજન, મારે પાળવું સત્ય વચન. ૧૭

એવું સાંભળી લક્ષ્મણ વીર, ક્રોધવંત થયા રણધીર;
કરી વિકટ ભ્રૂકુટિ કપોલ, ફરકે અધર રીસે રાતાચોળ. ૧૮
શેષ નાગનો અવતાર જેહ, તેણે નવ સહેવાયું તેહ;
જાણે કેકઇને હવડાં મારૂં, તેણે અઘટિત કર્મ વિચાર્યું. ૧૯
રામઆજ્ઞા વિના ન બોલાય, માટે ક્રોધ થંભાવ્યો કાય;
એવે આવ્યા ત્યાં ગુરુદેવ, સુણ્યું સકળ વૃત્તાંતજ એવ. ૨૦
બેઠા મુનિવર શીષ ડોલાવી, વિચાર્યું મન વિપરીત ભાવિ;
અરે દૈવતણી ગતિ મોટી, આપણી મતિ સરવે ખોટી. ૨૧
નમ્યા રામ ગુરુને પાય, કર જોડી બોલ્યા રઘુરાય;
આપો આજ્ઞા હું જાઉં વન, આંસુ આવ્યાં મુનિને લોચન.૨૨
ગુરુ પિતા ને કેકઈ માત, ત્રણેને નમિયા જુગતાત;
આવ્યા કૌશલ્યાને મંદિર, રામ સાથે લક્ષ્મણ વીર. ૨૩
છે રામના મનમાં શૂર, મારવા છે અનેક અસુર;
માટે મનમાં છે આનંદ, આવ્યા કૌશલ્યાવરનભચંદ. ૨૪
જાય અમૃત લેવા સુપર્ણ, જેમ વંદે વિનતા ચર્ણ;
એમ માતાચરણે રામ, આવી નમિયા પૂરણ કામ. ૨૫
કૌશલ્યાને કહ્યું વર્તમાન, જે કેકઇયે માગ્યું વરદાન;
પિતાનું પાળવાને વચન, માતા આજ્ઞા આપો જાઉં વન.૨૬
રામનાં સુણી એવાં વચન, ધીકી ઉઠયો દાવાનળ તન;
મૂરછા ખાઇ પડિયાં માત, શુદ્ધિ ગઇ થયાં પૃથ્વીપાત. ૨૭
વાગે વજ્રનો ઘા વિપરીત, પડે શિર તૂટી આભ અનીત;
જાય લોભિયાનું સહુ ધન, જેમ ઓચિંતાં ફોડે લોચન. ૨૮
જેમ સહસ્ર વીંછીનો ડંખ, એમ દુઃખ થયું આડે અંક;
સૂકાયો કંઠ નવ બોલાય, નેત્રેથી જળ ચાલ્યું જાય. ૨૯
વાગી અવધપુરીમાં હાક, રડે પ્રજા સહુ ચડી ચાક;
સુણ્યું રામને વન તે કાળ, નગ્રમાંહે પડી હડતાળ. ૩૦
જોઇ માતનું દુઃખ અપાર, ભરાયું રામ નેત્રમાં વાર;
પાસે બેઠા શ્રીભગવાન, કૌશલ્યાને કર્યાં સાવધાન. ૩૧
માતાએ જોયું રામનું મુખ, મનમાં અતિ પામ્યાં દુઃખ;

મારા શ્યામસલુણા તન, આપ એ શું બોલ્યો વચન. ૩૨
રંગમાં ભંગ કોણે કીધો, મારો હરખ હરીને લીધો;
હુતાશન પ્રગટયો મુજ તનમાં, તુને નહિ જાવા દેઉં વનમાં.૩૩

વલણ

વનમાં તુજને નહિ જાવા દેઉં, લાગે કોમલ અંગે તાપ રે;
એવાં વચન કહીને કૌશલ્યાજી, કરવા લાગ્યાં વિલાપ રે ૩૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे कौशल्याशोकप्राप्ति नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

# અધ્યાય ૮ મો

રાગ ગોડી

ત્યારે માતા કૌશલ્યાજી બોલીયાં, હો વાલા રે;
તુંને નહિ જાવા દઉં વન, કુંવર કાલા રે. ૧
ઘણી કોમળ છે તારી દેહડી, હો વાલા રે;
મારા લાડકવાયા તન, કુંવર કાલા રે. ૨
તને ગુપ્ત રાખું મારી વાડીમાં, હો વાલારે;
બીજું અવર ન જાણે જ્યમ, કુંવર કાલા રે. ૩
મેં તો તુજ વિણ રહેવાયે નહિ, હો વાલા રે;
મુને મૂકીને જાશો કયમ, કુંવર કાલા રે. ૪
પાયે કંકર કંટક ખુંચશે, હો વાલા રે;
નહિ ચલાયે વસમી વાટ, કુંવર કાલા રે. ૫
વેઠવી શીત આતપ ને તૃષા, હો વાલા રે;
ક્યમ ઓળંગશો ગિરિઘાટ, કુંવર કાલા રે. ૬
વ્યાઘ્ર સિંહ વનમાં ઘણા, હો વાલા રે;
સર્પ સૌહર ને વૃક રક્ષ, કુંવર કાલા રે. ૭
રજનીચર સાથે જુદ્ધ થશે, હો વાલા રે;
કોણ કરશે તમારી પક્ષ, કુંવર કાલા રે. ૮
વનમાં વલ્કલ ક્યમ પહેરશો, હો વાલા રે;
તજી વસ્ત્ર આભૂષણ સાર, કુંવર કાલા રે. ૯

અહીં જમતા ભોજન ભાવતાં, હો વાલા રે;
કયમ કરશો વનફળ આહાર, કુંવર કાલા રે. ૧૦
તજી સજ્જા ભમરપલંગની, હો વાલા રે;
કયમ પોઢશો પૃથ્વી માંહ્ય, કુંવર કાલા રે. ૧૧
તારે બાલપણામાં વન કશું, હો વાલા રે;
મારૂં વચન માની રહો આંહ્ય, કુંવર કાલા રે. ૧૨
મારે કીયાજનમનાં કરમ હશે, હો વાલા રે;
તે આવીને નડીયાં આજ, કુંવર કાલા રે. ૧૩
તે દૈવે રંગમાં ભંગ કર્યો, હો વાલા રે;
કર્યું વંન તજીને રાજ, કુંવર કાલા રે. ૧૪
વાત સાંભળી વંન જવા તણી, હો વાલા રે;
વહેરે કરવત કાળજા માંહ્ય, કુંવર કાલા રે. ૧૫
દવ લાગ્યો મારા અંગમાં, હો વાલા રે;
હાવે નાસીને જઇયે કયાંય, કુંવર કાલા રે. ૧૬
મારો પાપી પ્રાણ જતો નથી, હો વાલા રે;
હશે કોણ કરમના ભોગ, કુંવર કાલા રે. ૧૭
એમ કહીને રૂએ રુદે ફાટ તે, હો વાલા રે;
કયમ સહેવાય પુત્રવિયોગ, કુંવર કાલા રે. ૧૮
એવાં વચન સુણી બોલ્યા રામજી, હો માતા રે;
તમે ધીરજ રાખો મન, સુણો સુખદાતા રે. ૧૯
પાછો આવીશ થોડા દિવસમાં, હો માતા રે;
આપો આજ્ઞા હું જાઉં વન, સુણો સુખદાતા રે. ૨૦
મારે આજ્ઞા પિતાની પાળવી, હો માતા રે;
રહેવું ચઉદ વરસ વનમાંહ્ય, સુણો સુખદાતા રે. ૨૧
અવધ્ય વીત્યા પછે નહિ રહું, હો માતા રે;
વહેલો આવીશ નિજ પુરમાંહ્ય, સુણો સુખદાતા રે. ૨૨
નવ વચન મિથ્યા કરૂં તાતનું, હો માતા રે;
જો પશ્ચિમ ઉગે સુર, સુણો સુખદાતા રે. ૨૩
જેણે આજ્ઞા ઓળંગી માબાપની, હો માતા રે;

તે પાપી પુત્ર અસુર, સુણો સુખદાતા રે. ૨૪
જે માતપિતા ગુરુદેવનું, હો માતા રે;
નવ પાળે આજ્ઞાવચન, સુણો સુખદાતા રે. ૨૫
તે પ્રાણી જીવતો મુવો જાણજો, હો માતા રે;
અજા કંઠે જેવો સ્તન, સુણો સુખદાતા રે. ૨૬
તેનો મિથ્યા ધરમ સહુ જાણજો, હો માતા રે;
જેવું કપટી કેરૂં ધ્યાન, સુણો સુખદાતા રે. ૨૭
જેમ અદાતાનું ઉંચું મંદિર, હો માતા રે;
જેમ લોભીયાનું તત્ત્વજ્ઞાન, સુણો સુખદાતા રે. ૨૮
એમ મનુષ દેહ તેનો મિથ્યા, હો માતા રે;
જેવો ઉદરમાંહે કૃમીજંત, સુણો સુખદાતા રે. ૨૯
જેણે માતપિતાની આજ્ઞા પાળી, હો માતા રે;
શુભ પુત્ર તે સુકૃતવંત, સુણો સુખદાતા રે. ૩૦
તે માટે મેં રહેવાય નહિ, હો માતા રે;
જાય તાતનું સત્ય વચન, સુણો સુખદાતા રે. ૩૧
હાવે આશિષ દેઈ આજ્ઞા આપો, હો માતા રે;
નિશ્ચે જાવું મારે વન, સુણો સુખદાતા રે. ૩૨

વલણ

વનમાં મારે નિશ્ચે જાવું, આજ્ઞા આપો માત રે;
એવું સાંભળી કૌશલ્યાએ, કરવા માંડયો આંસુપાત રે. ૩૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मीकिनाटकधारायां अयोध्याकांडे श्रीराम-कौशल्यासंवादो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥**

## અધ્યાય ૯ મો

રાગ પરજીયો

ત્યારે કૌશલ્યાએ નિશ્ચે જાણ્યું જે, જશે વનમાં રામ;
નિશ્વાસ મૂકે અધર સૂકે, ચિત્ત રહ્યું નહિ ઠામ. ૧
હો પુત્ર મુજને મૂકીને, કયમ જાય છે તું વન;
અતિ વેદના વાટે હશે, ઘણું કોમળ છે તુજ તન. ૨

પાણી લાગે પરદેશનાં, જાણ્યું માતાએ મન સાથ;
માટે ઔષધિમણિ બાંધીયો, રઘુવીરકેરે હાથ. ૩
દૃષ્ટિનો દોરો બાંધીયો, વિષ જંતુ ન કરે ઘાત;
તે માટેઔષધિ મહોરા બાંધ્યા, જતન કરીને માત. ૪
એ પૂરણ બ્રહ્મ અખંડ છે, અવિછેદ્ય અજ અવિનાશ;
પણ માત વાત્સલ્યતાવડે, ઘણો પ્રેમ જણાવે તાસ. ૫
પછે જનુનીએ પંચભૂતની, કરી પ્રાર્થના તે કાળ;
સહુ મળી મારા રામની, કરજો સદા સંભાળ. ૬
ઈંદિરાપતિ ઉમયાપતિ, શચીપતિ પ્રજાપતિ દેવ;
મુનિ સપ્ત અષ્ટ વસુ સદા, તમો રક્ષા કરજો એવ. ૭
નવ ગ્રહ દશ દિગ્પાળ જે, રુદ્ર એકાદશ જાણ;
રવિદ્વાદશ રક્ષા કરજો, પિતૃ મરુત પ્રમાણ. ૭
યક્ષગણ ગાંધર્વ કિન્નર, સિદ્ધ ચારણ જેહ;
સહુ દેવ ને ઉપદેવ કરમજ, દેવ કહિયે નેહ. ૯
સહુ ચરાચરના જીવજે, જળ સરિત સિંધુ વન;
વળી અધ ઉરધ ને મધ્યમાં, રાખજો પ્રાણ જીવન. ૧૦
એમ સ્તુતિ કીધી સરવની, કૌશલ્યાએ તેણીવાર;
મુખવચન કહેતાં થાય ગદગદ, નેત્ર આંસુધાર. ૧૧
આદિ પુરુષ અવિનાશ જે, સ્થિતિ ઉદ્દેકૃત સંહાર;
તે રઘુપતિને પુત્ર જાણે, માતાપ્રેમ અપાર. ૧૨
વન્હિ અસુર કુળ દહન કાનન, મુનિ મન માનસહંસ;
અજ્ઞાન તમ છેદક દિવાકર, પ્રણત પાળ પ્રશંસ. ૧૩
જે ભક્ત ચાતકતણા જળધર, અખિલ પૂરણ કામ;
બ્રહ્માંડ કોટી રોમ તન, વિશ્વના આત્મારામ. ૧૪
જેની કટાક્ષે કાળ કંપે, જે દેવકેરા દેવ;
તે કૌશલ્યાના શોકજળમાં, બુડિયા તતખેવ. ૧૫
જદ્યપિ એ ભગવાન છે, પણ ભક્તવત્સળ ઇશ;
કરુણા વચન સુણી માતનાં, ગદગદ થયા જુગદીશ. ૧૬
રુદે ભરાયું રામનું, જોઇ માતનું કલ્પાંત;

તે સમાને શોકે કરી, ધ્રુજી ધરા દુઃખવંત. ૧૭
ત્યારે વીર લક્ષ્મણ બોલિયા, કરી કેકઈ ઉપર રીસ;
મહારાજ આજ્ઞા આપો મુજને, છેદું એનું શીશ. ૧૮
જ્યારે તમો વનમાં જશો, ત્યારે પિતા તજશે પ્રાણ;
નિર્મળ બંધુ ભરથ તે, નહિ કરે રાજ્ય પ્રમાણ. ૧૯
સહુ અજોધ્યા ઉજ્જડ થશે, ને બૂડશે સહુ રાજ;
કલેશકેરૂં મૂળ કેકઈ, તેને છેદું આજ. ૨૦
તે માટે એને મારતાં, આજ ટળે સહુનું દુઃખ;
જ્યમ વાસના છેદતાં સાધુ, પામે આત્મા સુખ. ૨૧
રઘુવીર કહે ઓ બાપ વીરા, એ શી બોલ્યો વાણ;
સહસા ન કરિયે કાજ વિપરીત, જ્યાંલગી તનમાં પ્રાણ. ૨૨
આપણે માતા સરવ સરખી, એમ જાણો મન;
આપણો ધરમ ન મૂકીયે, જો પડે હવડાં તન. ૨૩
નથી દુઃખદાતા કોઈ કોનું, મિથ્યા તે સંદેહ;
સહુ પોતાને કરમે કરી, ભોગવે સુખ દુઃખ જેહ. ૨૪
ત્યારે લક્ષ્મણ કહે હું નહીં રહું, તમ વિજોગે નિરવાણ;
તેડી જાઓ મને સાથે, નિકર તજીશ મારા પ્રાણ. ૨૬
ત્યારે સુમિત્રાજી બોલિયાં, સાંભળો શ્રીરઘુરાય;
તમ વિયોગે ક્ષણ એક એણે, ઘેર નહીં રેવાય. ૨૬
તે માટે એને સાથ તેડો, કહું સાચી વાણ;
એકઠા બે બાંધવ રહો તો, ધીરજ આવે પ્રાણ. ૨૭
બાળપણામાં માત રાખે, વૃદ્ધપણે સુત ધીર;
તન વેદના જાણે ત્રિયા, રણમાં સંભાળે વીર. ૨૮
એવાં સુમિત્રાનાં વચન સુણીને, બોલ્યા શ્રીરઘુનાથ;
વારૂ માતા વીરને હું, તેડીશ મારી સાથ. ૨૯
થયો હર્ષ લક્ષ્મણને તદા, હા કહી શ્રી રઘુવીર;
વન જવાને તત્પર થયા, માતાએ મૂકી ધીર.
કલ્પાંત કરતાં કૌશલ્યાજી, બોલીયાં તેણે ઠામ;
વર્ષ ચતુર્દશ તુજ વિના, હું કયમ કાઢીશ રામ. ૩૧

મારા લાડકવાયા લાલજી, કયારે દેખીશ તારૂં મુખ;
ભૂખ્યા તરસ્યા વનમાં થશો, કોણ પૂછશે સુખ દુઃખ. ૩૨
કેકઈની વાણી ખરી કરી, પાળ્યું પિતાનું વચન;
હવે મારી આજ્ઞા ભંગ કરી, કયમ જાય છે તુ વન. ૩૩
ત્યારે રામ કહે હો માત ચિંતા, નવ કરશો મનમાંહ્ય;
થોડા દિવસમાં તમકને, આવીશ પાછો આંહ્ય. ૩૪
ત્યારે આજ્ઞા પાળીશ અતિ ઘણી, માનજો સાચું માય;
ઘણાં વરસ મારે તમારી, કરવી છે સેવાય. ૩૫
તોયે માત રોતાં રહે નહીં, નથી આવતી મન ધીર;
આકાશ વાણી થઇ તદા, બોલી વચન ગંભીર. ૩૬
હે કૌશલ્યાજી રામની, ચિંતા ન કરશો લેશ;
સર્વ ઠામે વિજય થાશે, કુશળ રહેશે એશ. ૩૭
એ સચ્ચિદાનંદ બ્રહ્મ પૂરણ, કોઇ ન જાણે પેર;
કારજ કરવા દેવનું, અવતર્યા છે તમ ઘેર. ૩૮
શેષનો અવતાર લક્ષ્મણ, સીતા લક્ષ્મી સ્વરૂપ;
એ રામ શ્રી ભગવાન છે, બ્રહ્માંડ કોટી ભૂપ. ૩૯
આકાશ વાણી સાંભળી, મનમાં વિચાર્યું માય;
પણ મુખે કહેવાતું નથી, જે રામ વનમાં જાય. ૪૦
પછે પ્રદક્ષણા કરી માતની, ચરણે નમ્યા શ્રી રામ;
કરજોડી સન્મુખ રહ્યા ઉભા, પોતે પૂરણ કામ. ૪૧
ત્યારે કૌશલ્યાએ હ્રદે સાથે, ચાંપિયા રઘુવીર;
મોકળે મુખથી રૂદન કરતાં, મૂકી મનની ધીર. ૪૨
તે સમાનુ દુઃખ શોક જે, કવિએ તે નવ કહેવાય;
રઘુવીર કેરે નેત્ર આંસુ, ધાર ચાલી જાય. ૪૩
પછી નિશ્ચે જાણ્યું માતાએ, વન જવાનું રઘુનાથ;
કરૂણા કરીને કૌશલ્યાએ, મૂકયો મસ્તક હાથ. ૪૪
ચરણે નમી ચાલ્યા તદા, આજ્ઞા ગ્રહી અભિરામ;
શ્રીજાનકીને મંદિર આવ્યા, લક્ષ્મણ સાથે રામ. ૪૫

વલણ

શ્રી રામ લક્ષ્મણ સહિત આવ્યા, સીતાજીની પાસરે;
આજ્ઞા આપો જનકતનયા, અમો કરી આવું વનવાસરે.૪૬
इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे
श्रीरामसीता सामीप्यागमनं नाम नवमोऽध्यायः ।.९.।।

# અધ્યાય ૧૦ મો

રાગ આશાવરી

શ્રી રામચંદ્ર આવ્યા નિજ મંદિર, જોયું જાનકીએ રૂપ;
રાજ્ય ચિન્હ કાંઇયે નવ દીઠાં, ઉદાસી ત્રિભોવનભૂપ. ૧
કમળનેત્ર આરક્ત થયાં છે, કરમાયું મુખ ગાત્ર;
પછે કરૂણા વચને સીતાની સાથે, બોલ્યા જનક જામાત્ર. ૨
સુણો સાધવી કેકઇએ માગ્યું, રાયની પાસે વચન;
તે માટે અમો વર્ષ ચતુર્દશ, જઇને રહીશું વન. ૩
પિતાની આજ્ઞા પાળવી નિશ્ચે, મારો એહજ ધર્મ;
તે માટે તમો રહેજો મંદિરમાં, માતા પાસે પર્મ. ૪
સર્વ માતની સેવા કરજો, પાળજો ધર્મ અશેષ;
કેકઇ કૌશલ્યા સુમિત્રામાં, નવ અંતર ગણશો લેશ. ૫
સદાકાળ અહીં રહેજો સુંદરી, નવ જાશો તાતને ઘેર;
એવાં વચન સાંભળી જાનકી વળતાં, રૂદન કરે બહુ પેર. ૬
અહો નાથ હું દાસી તમારી, વિજોગ નવ સહેવાય;
તમ વિના હું કયમ રહું એકલી, એક ઘડી જુગ થાય. ૭
જળવિના જળચર કયમ જીવે, જો કરીયે કોડ ઉપાય;
હું છાયા તમારા દેહ તણી પ્રભુ, કહો કયમ અળગી થાય. ૮
કનક કાન્તિ જયમ દીપ શિખા, રવિ રશ્મિ સદા રહે પૂરી;
તે કલ્પાંતે વિલક્ષણ ન થાય જયમ, પરિમલ ને કસ્તુરી. ૯
એમ હું તમથી કયમ રહું વેગળી, સુણીયે શ્રીરઘુરાય;
જયમ સદ્‌વિવેક સાધુનું રૂદે તજી, કલ્પાંતે નવ જાય. ૧૦
તમ વિના મંદિરમાં હું નહિ રહું, સ્વામી સુણો સુખરાશિ;

તે માટે મને સાથે તેડો, સેવા કરવા દાસી. ૧૧
ત્યારે રામ કહે તમો આવેથી મુને, થાય ઘણો જંજાળ;
કોમળ ચરણે ચલાશે નહીં, વળી વનમાં સિંહને વ્યાળ. ૧૨
આતપ શીત તૃષા ગિરિ કંટક, કયમ સહેવાશે દુઃખ;
સીતા કહે તમને દુઃખ સ્વામી તો, મારે કયાંથી સુખ. ૧૩
મન મારૂં મધુકર છે તે, તમ ચરણ કમળ અનુરાગ;
જો સ્વામી સાથે નહિ તેડો તો હું, કરીશ દેહનો ત્યાગ. ૧૪
સીતાનાં એવાં વચન સાંભળી, સંતોષ્યા મન રામ;
અરે પ્રિયા તમો પૂછો ગુરુને, જો આજ્ઞા કરે અભિરામ. ૧૫
ગુરુઆજ્ઞાએ તેડી જાઉં તો, કોઈ ન કરે નિંદાય;
લોક તણો અપવાદ ન લાગે, કારજ સિદ્ધિ થાય. ૧૬
ત્યારે ગુરુને કહાવ્યું જનકસુતાએ, આવ્યા તતક્ષણ મુન્ય;
આસન પૂજન ચરણે નમીને, સીતા બોલ્યાં વચન. ૧૭
હું સ્વામી સાથે વનમાં જાઉં છું, કરવા પતિસેવાય;
માટે આજ્ઞા આપો ગુરુ નાથ,વિજોગે મેં,એકલાંનવ રહેવાય.૧૮
એવું સાંભળી ગદગદ કંઠ થયા ગુરુ, આસુ આવ્યાં લોચન;
પછે મુનિ વશિષ્ટ રઘુવીરની પ્રત્યે, બોલ્યા પરમ વચન. ૧૯
અહો રામ તમો તેડો નિશ્ચે, જનક સુતાને સાથ;
લક્ષ્મણને પણ તેડી જાઓ, નિજ સંગે શ્રીરઘુનાથ. ૨૦
આજ્ઞા આપી ગુરુ આવ્યા પાછા, ભૂપતિ કેરી પાસ;
વૃત્તાંત જાણ્યું રાજાયે જાયે, ત્રણે જણ વનવાસ. ૨૧
મુખે બોલાતું નથી દુઃખે કરી, પીડા ઘણી મન વ્યાપી;
અરે મુનિ મેં શું કૃત્ય કીધું હું, કયા જનમનો પાપી. ૨૨
ત્રિગુણાત્મક એ અપત્ય મારાં, જાયે વનમાં આજ;
હજુ પાપી પ્રાણ જતો નથી તે શું, કરવા રહ્યા છે કાજ. ૨૩
એમ રાજા તલસે તન પછાડે, ખૂટયું નેત્રનું નીર;
સુણો શ્રોતાજન શું કરતા હવા, પછે પોતે શ્રીરઘુવીર. ૨૪
વહેંચી આપ્યું ઘણું ધન વિપ્રને, અંધ પંગુને ત્યાંહે;
વળી જે કો દુર્બળ તેને આપ્યું, પોતાના પુરમાંહે. ૨૫

અસીત કણ્વ દુરવાસા આદે, અત્રિ ને કૌશિક મુન્ય;
તેને ઘેર પહોંચાડયું રામે, ઘણું એક આપ્યું ધન. ૨૬
વળી ચાકર મિત્ર પોતાના સેવક, તેને ઘણું એક આપ્યું;
ભાટ બંદીજન આદે સરવે, જાચકનું દુઃખ કાપ્યું. ૨૭
માતાઓ સરવેને ઘેર, પહોચાડયું ધન તેણીવાર;
સહસ્ર વરસ લગી ખુટે નહિ એમ, વસ્તુ મોકલી અપાર. ૨૮
પોતાના ઘરની છે સંપત્તિ, ભારે પદારથ ભોગ;
તે સરવે ગુરુને ઘેર મોકલી, પોતે લીધો જોગ. ૨૯
વશિષ્ઠ ગુરુનો પુત્રજ કહીયે, સુયજ્ઞ એવું નામ;
તેને પોતાનાં જે વસ્ત્ર આભૂષણ, તે પહેરાવ્યાં રામ. ૩૦
તેની વધૂને સીતાજીએ, પહેરાવ્યા નિજ શણગાર;
પોતાના રથમાં બેસાડી, ઘેર મોકલ્યાં સાર. ૩૧
ઘણી ગુરુને ઘેર પહોંચાડી વસ્તુ, કહેતાં ન આવે પાર;
ગુરુને ભાવે ભજે નહિ તેના, ડહાપણને ધિક્કાર. ૩૨
ગુરુને ઘેર સંકીરણ આપદા, આપણે સુખ અભિરામ;
સંપત્તિ સરવ બળી જાઓ તેની, જે ગુરુને ન આવીકામ.
એમ યથાયોગ સહુને ધન આપ્યું, રઘુપતિએ તેણીવાર;
પછે સીતા લક્ષ્મણ સાથે આવ્યા, કેકઈ ભોવનમોઝાર. ૩૪
કૌશલ્યાદિ માતાઓ સરવે, આવી કેકઈને દ્વાર;
ઇષ્ટ મિત્ર બંધુજન સજ્જન, મળીયું તેણે ઠાર. ૩૫

વલણ

મળ્યું સહુ કેકઇ ને મંદિર, શોક રુદે નવ માય રે;
તત્પર થઇ રઘુવીર આવ્યા, લાગ્યા પિતાને પાય રે. ૩૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे दशरथआज्ञा प्रतिपालनार्थ श्रीरामेण कैकेयीगृहागमनं नाम दशमोऽध्यायः**

# અધ્યાય ૧૧ મો

રાગ રામગ્રી

**પિતા પાસે આવ્યા રઘુરાય, કરી પ્રદક્ષણા લાગ્યા પાય;**
**સનમુખ ઉભા જોડી પાણ, સાથે સીતા લક્ષ્મણ જાણ. ૧**

સુમંતે રાયને બેઠા કર્યા, અતિ દુઃખ સાગર શોક ભર્યા;
અરે દૈવ તેં આ શું કર્યું, મારે રામ જતાં કાંઇ ન ઉગર્યું. ૨
પછે રાજા ધીરજ રાખી પ્રાણ, રઘુવીર પ્રત્યે બોલ્યા વાણ;
અરે રામ જો જાઓ વન, તો શકટ ભરી લ્યો સાથે ધન. ૩
સાથે રાખો ઘણી સેન્યાય, પ્રધાન સંપત્તિ લ્યો રઘુરાય;
વાહન વસ્ત્ર આભૂષણ મુખે, કરી આશ્રમ રહો વનમાં સુખે.
દશરથનાં એવાં સુણી વચન, કર જોડી કહે જુગજીવન;
અરે તાત સંપત્તિ શું કરૂં, હું વનમાં જઇને તપ આચરૂં. ૫
વનફુલ અંગ કરીશ પરિધાન, નવ જોઇએ સેન્યા પ્રધાન;
એવું સાંભળ્યું કેકઇ જદા, વનફુલ લાવી મૂકયાં તદા. ૬
કરી મૂક્યાંતાં ઘરમાં તૈયાર, પહેરાવ્યાં રામલક્ષ્મણસાર;
સીતાનાં વસ્ત્રઆભૂષણ જેહ, કેકઇયે ઉતરાવ્યાં તેહ. ૭
વનફુલ પહેરાવ્યાં સુંદરી, ત્યારે વશિષ્ઠ બોલ્યા ક્રોધ કરી;
અરે રાણી તું નિરદે ઘણી, રાજ બૂડાડ્યું તેં પાપણી. ૮
જાનકીનાં આભૂષણ ચીર, શું કરવા ઉતરાવ્યાં અધીર;
એમ ઘણાં કહ્યાં છે ગુરુએ વચન, પછી અકળાઇને બોલ્યા રાજન.
અરે ઉઠ અહીંથી તું જા પાપણી, બળી જાઓ બુદ્ધિ તુજતણી;
મંદ ભાગ્યણી નિરદે ઘણી, તારી જનુનીએ શું કરવા જણી. ૧૦
અતિ સુકુમાર એ મારા તન, દુરમુખી તેં આજ કાઢયા વન;
શું કરૂં જો બંધાયો વચન, નિકર તુજને પમાડું પતન. ૧૧

દોહા

એવું કહીને મગાવિયાં, વસ્ત્ર આભૂષણ સાર;
તે સીતાને પહેરાવીયાં, જેની શોભાનો નહિ પાર. ૧
પછે ભૂપતિએ વૈદેહીને, બેસાડી ખોલામાંય;
મુસ્તક કર મૂકયો તદા, ઘણું રુદન કરે રાય ત્યાંય. ૨

સોરઠા

મારી કુળવધૂ અતિ સુકુમાર, મેં તમને દુખીયાં બહુકર્યાં;
મારા જીવ્યાને ધિક્કાર, મેં બાળક કાઢયાં વન વિષે. ૧
ક્યમ સહેશો વનમાં દુઃખ, આતપ શીત ક્ષુધા તણું;

કરમાશે સુકોમળ મુખ, પાયે કઠણુ કંકર ઘણું ખુંચશે. ૨
મારી કુળ દીપક વય બાળ, કયાં કહેશો વાત સુખદુઃખની;
તારા અંગ તણી સંભાળ, તે કોણુ કરશે મહાવન વિષે. ૩
મારા ડહાપણુને ધિક્કાર, આજ સ્ત્રી વશ હું કયમ થયો;
મારૂં ઉજ્જડ થયું ઘરબાર, જાય રામ લક્ષ્મણુને જાનકી. ૪
મારા તનમાં લાગી લાહ્ય, હું કયાં જાઉં ને કયાં રહું;
મારો પાપી પ્રાણુ ન જાય, હજુ શું દુઃખ જોવાને રહ્યા. ૫
એમ રાજા કરે કલ્પાંત, આંખે આંસુની ધારા વહે;
સહુ સભા થઇ દુખવંત. જાણે પૂર આવી નદી શોકની. ૬
પછે જાનકીને તે દીશ, અમૂલ્ય આભૂષણુ આપીયાં;
પછે રાયે દીધી આશીષ, તારો જશ થાજો ત્રિલોકમાં. ૭
જે પોતાનો રથ કહેવાય, તે મહિપતિયે ત્યાં મંગાવિયો;
પછી કહ્યું સુમંતને રાય, બેસાડી તેડી જા રામને. ૮
સુરસરી ત્રટ વનમાંય, જજે ત્યાંલગી રથ હાંકી કરી;
થોડા દિવસ રહી ત્યાંય, પછે રામને તેડીને આવજે. ૯
પછે જગતતણી જે માય, તેણે સ્વસુરની પ્રદક્ષણા કરી;
કર જોડીને લાગ્યાં પાય, ત્યારે રુદન કરે ઘણું રાયજી. ૧૦
ચાંપ્યાં કૌશલ્યાએ રુદે સાથ, માતા આક્રંદ ઘણું કરે;
સીતાને શિર મૂકી હાથ, પછે આશિષ અવિચળ ઉચરે. ૧૧

ચોપાઇ

સુમંત લાવ્યો રથ જોતરી, (માંહ્ય) બેસાડયાં સીતા સુંદરી;
સરવ સાસુને ચરણે નમી, રથ બેઠાં ગુરુપદ પરણમી. ૧૨
થયા તત્પર બે વીર સુજાણુ, લીધાં ધનુષ ભાથા ને બાણુ;
પિતાતણે તવ નમીયા પાય, ગુરુચરણુ વંદ્યા રઘુરાય. ૧૩
વશિષ્ઠે આશિષ દીધી ઘણી, જ્યાંલગી તપે ચંદ્ર સુરમણિ;
ત્યાંલગી અખંડ રહેજો સદા, વિજય પામજો રણુ સર્વદા. ૧૪
પછે રામ સહુ માતાને નમ્યા, પિતા ગુરુને પદ પરણમ્યા;
જાનકી બેસાડયાં રથમાંહે, રામલક્ષ્મણુ બે ચાલ્યા ત્યાંહે. ૧૫
દશરથ પડયા કલ્પાંતજ કરે, માતા સહુ લોચન જળ ભરે;

નગ્ર બારણે આવ્યા રામ, રુએ લોક સહુ ઠામો ઠામ. ૧૬
પ્રાણવિના દેહ હોય જદા, અવધપુરી એવી થઈ તદા;
ભક્ત મિત્રને વિપ્ર પ્રજાય, તે સહુ રામની પુંઠળ જાય. ૧૭
દૂર જઈ ઉભા રઘુવીર, સર્વ પ્રજાને આપી ધીર;
કર જોડી કહે છે શ્રીરામ, (હવે) તમો સર્વ પાછા જાઓ ગામ.૧૮
થોડા દિવસમાં આવું અમો, માટે જાઓ નગ્રમાં સરવે તમો;
એવું સાંભળી સરવે જન, આવ્યા પુરમાં કરતા રુદન. ૧૯
કેટલા ભક્ત બ્રાહ્મણ ને મિત્ર, જ્ઞાની તપસ્વી પરમ પવિત્ર;
તે શ્રીરામની સાથે થયા, નિશ્ચે વચન મુખથી બોલીયા. ૨૦
જો પ્રાણ અમારો જાશે અહીં, સંગ તમારો મૂકીશું નહિ;
રામ સંગ ચાલ્યા બળ પૂર, પડી સાંજ આથમિયો સૂર. ૨૧
આવ્યા રામ જમનાંની તીર, ત્રટે ઉતર્યા શ્રીરઘુવીર;
હાવે અવધપુરીમાંઆનંદ કશા,પ્રવેશીરામ જતાં અવદશા.૨૨
જ્યમ જતાં શુદ્ધ વિવેકજ સાર, અજ્ઞાન પ્રવેશે રુદે મોઝાર;
કૌશલ્યા આદે રાણીઓ જેહ, કૈકઇને મંદિર બેઠી તેહ. ૨૩
ગુરુની આદે સજ્જન સહુ, વીંટી રાયને બેઠું બહુ;
નથી ચિત્ત રાજાનું ઠામ, ઘડી બે ઘડીયે બોલે રામ. ૨૪
રામ વિજોગતણું દુઃખ જેહ, કોઇયે સહેવાતું નથી તેહ;
સહુ માતાએ મન મરણઆદર્યું,ઝેર પીવાને તત્પર કર્યું.૨૫
ત્યારેબોલ્યાવશિષ્ઠકહુંતેમનધરો,એમ સહસા પ્રાણઘાત નવ કરો;
રામ જશે લંકામોઝાર, કરશે રાવણ કુળ સંહાર. ૨૬
કુશળ ચઉદ વરસે આવશે, હેત મળશે બોલાવશે;
જો હું જુઠી કહેતો હોઉં વાણ,તો મુજને રાઘવની આણ.૨૭
ગુરુનાં એવાં સુણી વચન, સહુને ધીરજ આવી મન;
વિશ્વાસ આવ્યો ને મન કર્યું,માટે વિષપાન કોઇએ નવ કર્યું.૨૮
વાલ્મિકની મૂળ કાવ્યની કથા, તેનો અરથ એ છે સર્વથા;
કોઇ કહેશે મિથ્યા કહ્યું એહ, તે માટે નિવરત્યો સંદેહ. ૨૯
અવધપુરીમાં એ ગત થઈ, રહ્યા રામ જમનાત્રટ જઈ;
પત્ર પાથર્યાં પૃથ્વી માંહે, શ્રમિત થઇ સહુ સુતા ત્યાંહે. ૩૦

વલણ

સૂતાં સર્વે શ્રમિત થઇને, જુમનાત્રટે વિખ્યાત રે;
બે પહોર રજની વહી ગઇ ત્યારે, શ્રીરામે વિચારી વાત રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे सीता-
लक्ष्मणाभ्यां सह श्रीरामवनाभिगमनं नाम एकादशोऽध्यायः॥११॥

# અધ્યાય ૧૨ મો

રાગ સામેરી

રઘુવીર જુમનાંત્રટ રહ્યા, તે વિચાર કરતા મનઃ
રથસહિત વીંટી રામને, સૂતા સકળ પુરજન. ૧
તે સરવ નિંદ્રાવશ થયા, મધ્ય નિશા ગઈ છે ત્યાંહ;
ત્યારે રામ લક્ષ્મણ જાનકી, બેઠાં ત્રણે જણ રથમાંહ્ય. ૨
સુમંતને કહે હાંકય રથ, અંતરિક્ષ મારગ આજ;
જ્યમ જાણે નહિ કો અવધવાસી, તેમ કરવું કાજ. ૩
પછે સુમંત રથ ચલાવ્યો, આકાશ મારગ ત્યમ;
શ્રૃંગવેર માંહે ઉતર્યા, જ્યાં ગુહ્યકનો આશ્રમ. ૪
તે ગંગાજીના તીર ઉપર, આવીયા શ્રીરામઃ
નમસ્કાર કર્યો જાહ્નવીને, પોતે પૂરણ કામ. ૫
ત્યાં રામલક્ષ્મણ જાનકી, સાથે સુમંત પ્રધાનઃ
તે સગરકુળતારણી ગંગા, માંહ્ય કીધાં સ્નાન. ૬
સુરસરીની સ્તુતિ કરી, રામે આચર્યું નિત્ય કર્મ;
પછે ઉતર્યા એક વડતળે, આસન રચીને પર્મ. ૭
પેલા વિપ્ર જાગ્યા પ્રભાતે,નવ દીઠો રથ રઘુવીર;
ત્યારે રુદન કરવા માંડયું સરવે, મૂકી મનની ધીર. ૮
રથ ચક્રનો ચીલો ન દીઠો, વિચાર્યું મન સાથ;
ગયા હશે પાછા અવધપુર, રથ બેસીને રઘુનાથ. ૯
તે સર્વ આવ્યા નગરમાં, મળવા તણી મન આશ;
રઘુવીરને દીઠા નહિ, ત્યારે થયા છેક નિરાશ. ૧૦
રહ્યા રામ ગંગાતીર ઉપર, વડતળે તે જાણ;

તે દિવસ આહાર કર્યો નહિ, દિન બે થયા નિરવાણ. ૧૧
ત્યાં રાત શ્રીરઘુવર રહ્યા, પછે થયો પ્રાતઃકાળ;
સ્નાન સંધ્યા આચર્યાં, જે ધર્મના પ્રતિપાળ. ૧૨
વડ દૂધ સિંચી જટા બાંધી, ભસ્મ ચરચી અંગ;
જ્યમ હોય જોગી નીરંજની, ત્યમ શોભતા શ્રીરંગ. ૧૩
રામે જટામાં દૂધ વડનું, સીંચીયું જેણીવાર;
ત્યારે સુમંતે કલ્પાંત કીધું, નેત્ર આંસુ ધાર. ૧૪
રઘુવીર વળતા બોલીયા, સુમંત પ્રત્યે વાણ;
હે વીર હાવે જાઓ વહેલા, અવધપુરીમાં જાણ. ૧૫
અમો નાવ બેસી ગંગાજી, ઉતરૂં પેલે પાર;
તમો અમારી ચિંતા ન કરશો, જઇ શું વનમોઝાર. ૧૬
રાયને ધીરજ આપજો, સંભાળજો પુરકાજ;
રૂડીપેરે પ્રજાને પાળજો, નીતિ સાથે રાજ. ૧૭
વળી ઇષ્ટ મિત્ર ગુરુ પિતાને, કહેજો મુજ પરણામ;
ચઉદ વરસ વીત્યા પછી, અમો આવીશું નિજગામ. ૧૮
સુમંત એવું સાંભળી, કરતો રુદન અપાર;
રઘુવીર ચરણે શીશ મૂકી, પડયો તેણીવાર ૧૯
મહારાજ તેડો સાથ મુજને, આવું સેવા કામ;
તમ વિના નહિ જાઉં પુરવિષે, શું મુખ દેખાડું શ્યામ. ૨૦
ડાલો રથ લઈ તમવિના, પુર જાઉં જેણી વાર;
તો આત્મહત્યા કરે તતક્ષણ, માતપિતા પરિવાર. ૨૧
માટે તમારી સાથ આવીશ, સુણો પુરુષ પુરાણ;
જો તેડી નહિ જાઓ મુજને તો, તજીશ મારા પ્રાણ. ૨૨
નીકર પાછા ચાલો પુરમાં, દશ દિવસ રહી આંહી;
રાયે કહ્યું છે વન ફેરવી, પાછા લાવજે પુરમાંહી. ૨૩
એવાં સ્નેહવાયક સાંભળી, થયા દ્રવિત શ્રીરઘુનાથ;
સુમંત ચાંપ્યો રુદે સાથે, મુસ્તક મૂકયો હાથ. ૨૪
તમે ડાહ્યા છો સુમંત માટે, રાખો મનમાં ધીર;
આજ્ઞા પાળો માહરી, ઘેર જાઓ નિશ્ચે વીર. ૨૫

એમ ઘણાં કરુણા વચન કહીને, સમજાવ્યો ધરી નેહ;
લોપાઈ નહિ રામની આજ્ઞા, વળ્યો પાછો તેહ. ૨૬
શ્રીરામ લક્ષ્મણ જાનકીને, નમ્યો મન ઉચાટ;
સુમંત રથ હાંકી વળ્યો, તે અવધપુરની વાટ. ૨૭
સુમંત મહાદુઃખવંત થઈને, વળ્યો પાછો ત્યાંય;
ગંગા ઉતરવા રામજી, પછે વિચારે મનમાંહ્ય. ૨૮
ત્યાં જાન્હવી નિર્મળ વહે, ગુહ્યક તણો આશ્રમ;
ઘણા ભીલ કોળ કિરાત રહે છે, ઘાટ શોભા રમ્ય. ૨૯
સહુ ગુહ્યકમાં સરદાર છે, ઘોરાય તેનું નામ;
તે કર્મ નાવિકનું કરે છે, ગંગાતીરે કામ. ૩૦
ગયા રામજી ઘાટ ઉપર, જ્યાં ગુહ્યકનો આશ્રમ;
ભાઈ પાર અમને ઉતારો, એમ કહે પૂરણ બ્રહ્મ. ૩૧
જેના નામની નોકાવડે, ભવસિંધુ તરતા જન;
તે પ્રાર્થના પોતે કરે, બોલતા દીન વચન. ૩૨
ઘોરાય કહે તમો કોણ છો, કોણ માતપિતા ને ગામ;
શે કારણ તમો નીકળ્યા, કહો શું છે તમારૂં નામ. ૩૩
રઘુવીર કહે ઘોરાય સુણ,પુર અયોધ્યા કહેવાય;
સૂરજવંશી સત્યપાલક, ભૂપ દશરથરાય. ૩૪
અમો પુત્ર છું તે રાયના, વળી આજ્ઞાકારી ચાર;
હું રામ ને આ વીર લક્ષ્મણ, સાથે સીતા નાર. ૩૫
વરદાન માગ્યું અપરમાતે, રાય પાસે વચન;
આજ્ઞા પિતાની પાળવા, અમો નીકળ્યા છું વન. ૩૬
તે માટ પાર ઉતાર અમને, જવું વનમાં જાણ;
મન વાંછિત સુખ પામશો, ને થશે તુજ કલ્યાણ. ૩૭
એવાં વચન શ્રીરામનાં, તે સુણ્યાં સત્ય પ્રમાણ;
ત્યારે માતા ગુહ્યકતણી, ઘરમાં થકી બોલી વાણ. ૩૮
અરે પુત્ર સુણ એ રામને, નવ ઉતારીશ તું પાર;
મેં સાંભળ્યું મુનિમુખથકી, તે કારણ કહું નિરધાર. ૩૯
એક શલ્યા થઇ ગઇ સુંદરી, એની ચરણરજ પરતાપ;

માટે નાવ નારી થઈ જશે, જો સ્પર્શ કરશે આપ. ૪૦
સુણી માત વાણી કહે ગુહક, સત્ય એ નિરધાર;
કંઇ ચેટક છે તમ ચરણરજમાં, નહિ ઉતારૂં પાર. ૪૧
પાષાણથી એ કાષ્ઠ કુણું, થાય નારી રૂપ;
પછે ઉદ્યમ શો કરીયે અમો, સાંભળો રઘુકુળ ભૂપ. ૪૨
માટે રૂડી પેરે પગ પખાળું, જળવડે હું આજ;
ત્યાર પછી નાવમાં તમને બેસાડું મહારાજ. ૪૩
એવુ સાંભળી રઘુવર હસ્યા, પછે બોલ્યા મધુર વચન;
જ્યમ ત્યમ કરી ભાઇ પાર ઉતારો, માને જ્યમ તુજ મન. ૪૪
પછી મંદિરમાં બેસાડીયા, રઘુવીરને આસન;
લાવીયો ભરી કુંભ પોતે, ગંગાજળ પાવન. ૪૫
કાષ્ઠની કથરોટ લાવી, તેહ મૂકી ધર્ણ;
તે મધ્યે ધોયા જતનથી, રઘુવીર કેરા ચર્ણ. ૪૬
લુછી પટે નિજ ગોદમાં, પદ મૂકીયા પરિધાન:
પછી રામપદ જળ સહુ કુટંબે, મળી કીધું પાન. ૪૭
દેવનાં દુંદુભી ગડગડયાં, થઇ પુષ્પવૃષ્ટિ અપાર;
ધન્ય ધન્ય કહેતા સુર સકળ, એના ભાગ્યનો નહિ પાર. ૪૮
જે ચરણથી ગંગા થયાં, મુનિપત્ની થઇ નિષ્પાપ;
શિવ વિરંચી સહસ્ર લોચન, જે રજ ઇચ્છે આપ. ૪૯
માયાપતિ એ શુદ્ધ ચૈતન, જગત ગુરુ રઘુવીર;
તે પ્રભુના પગ ધોઈ પીધું, ગુહકે ત્યાં નીર. ૫૦
રઘુવીર પદ પરતાપથી, ઉપની ભક્તિ અપાર;
ફળ ફૂલ લાવી ત્રણે જણને, કરાવ્યો છે આહાર. ૫૧
ગુહકે લીધા સ્કંધ ઉપર, શોભતા શ્રીરંગ;
પછે નાવમાં બેસાડીયા, તે સીતાલક્ષ્મણ સંગ. ૫૨
નાવ ખેડયું ગુહકે, ઉતાર્યાં ગંગાતીર;
જ્યમ જોગી પામે નિવૃત્તિ, એમ પામ્યા પેલી તીર. ૫૩

વલણ

તીર ગંગાને ઉતર્યા, નાવમાંથી રઘુરાય રે;
ઘણી સ્તુતિ કીધી ગુહ્યકે, કર જોડી લાગ્યો પાય રે. ૫૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे
श्रीरामस्य नावेन गंगोत्तरणं नाम द्वादशोऽध्यायः॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો

રાગ મારૂ

રામ ઉતર્યા ગંગા પાર, સાથે સીતા સુમિત્રા કુમાર;
પછે નાવિક પ્રત્યે વચન, હસી બોલ્યા કમળલોચન. ૧
માગ્ય માગ્ય આપું વર હુંય, મુજને ઘણો વહાલો તુંય;
પૂરૂં સકળ મનોરથ આજ, તેં કર્યું ઘણું મારૂં કાજ. ૨
નમ્યો ગુહ્યક જોડી પાણ, બોલ્યો ગદ્દગદ્દ કંઠે વાણ;
નિજ ભક્તિ આપો રઘુનાથ, મારે મસ્તક મૂકો હાથ. ૩
સુણી રામ થયા પ્રસંન, તેને દીધું આલિંગન;
જા તું ભક્તિ કરજે મારી, અંતે સદ્દગતિ થાશે તારી. ૪
એમ કરુણા કરી ભગવાન, થયું ગુહ્યકને સહુ જ્ઞાન;
પામ્યો પદરજ નિર્મળ ગાત્ર, થયો રામકૃપાનું પાત્ર. ૫
નમી રામને આવ્યો ઘેર, કરે ભક્તિ અતિ સુખભેર;
મૂક્યું નાવિકકેરૂં કર્મ, થયો રામ અનુગ્રહ પર્મ. ૬
તે દિવસથી પામ્યો અધિકાર, ધોરાજા થયો વિશ્વ વિસ્તાર;
ભોગવે રાજધાની ભોગ, મન શ્રીરઘુવીર સંજોગ. ૭
રામ ઉતર્યા ગંગાતીર, પડી રાત્રી રહ્યા રણધીર;
બીજે દિવસ આવ્યા પ્રયાગ, ત્યાં સ્નાન કર્યું મહાભાગ. ૮
ત્યાંથી આવ્યા પૂરણ બ્રહ્મ, ભારદ્વાજતણે આશ્રમ;
ઋષિ રામને મળિયા હેત, વિનય ભક્તિ પ્રેમ સમેત. ૯
ભારદ્વાજે કરી સ્વાગત્ય, સંતોષ્યા છે ઘણું રઘુપત્ય;
જાણ્યું સર્વ મુનિ વનમાંય, આવ્યા રામને મળવા ત્યાંય. ૧૦
ભારદ્વાજને આશ્રમ ધીર, એક રજની રહ્યા રઘુવીર;

બોલ્યા મુનિ સહુ પૂરણ કામ, રહો ચઉદ વરસ અહીં રામ. ૧૧
રઘુવીર કહે ઋષિરાય, મેં આ ઠામે ન રહેવાય;
પાસે રહ્યા વિચારી મન, આવે માતપિતા પુરજન. ૧૨
મારી સંગે તે કષ્ટજ પામે, માટે રહેવાય નહિ આ ઠામે;
એવું કહીને ઉઠયા રઘુવીર, ચાલ્યા જાય પ્રયાગની તીર. ૧૩
સિદ્ધ વડ છે ત્યાં ગંભીર, દેવી સાવિત્રી છે મહાધીર;
ત્યાંલગી ભારદ્વાજ આવીયા, તે વળાવીને પાછા ગયા. ૧૪
સાવિત્રી દેવીનું પૂજન, કર્યું સીતાએ નિર્મળ મન;
પ્રાગતીરે સિદ્ધવડ ઠામ, ત્યાં સંકલ્પ કર્યો શ્રીરામ. ૧૫
વન જઇને આવીશું જ્યારે, કરીશું અહીં રહીને ત્યારે;
કરાવીશું બ્રાહ્મણને ભોજન, વળી સંત જે નિર્મળ મન. ૧૬
ત્યારે બે લક્ષ આપીશું ગાય, એવું બોલ્યા શ્રીરઘુરાય;
ત્યાંથી ચાલ્યા જાનકી કંથ, ચિંતવ્યો ચિત્રકૂટનો પંથ. ૧૭
સીતા લક્ષ્મણ સાથે ધીર, ચિત્રકૂટ ચઢયા રઘુવીર;
તે ગિરિ મહા રમ્ય વિશાળ, તરુ સફળ છે ભૂમિ રસાળ. ૧૮
તેની ઉપર ચઢિયા રામ, ભક્તવત્સલ પૂરણ કામ;
ગિરિ આશ્રમ છે પાવન, ત્યાં રહે છે વાલ્મિક મુન્ય. ૧૯
જે નારદના ઉપદેશે, થયા આદિ કવિ શુભ વેશે;
જેની શાન્ત મતિ છે મોટી, કરી રામાયણ શતકોટી. ૨૦
એવા વાલ્મિક રહે તે ઠાર, જેની પાસે મુનિ છે અપાર;
ત્યાં ગયા પોતે રઘુરાય, જઈ લાગ્યા મુનિને પાય. ૨૧
રઘુવીરને દીઠા જ્યાંહે, ઘણું હરખ્યા મુનિ મનમાંહે;
ઉઠાડયા રામને તેણીવાર, ભેટયા મુનિવર પ્રેમ અપાર. ૨૨
પછે સર્વ મુનિને રામ, પાયે લાગી કર્યા પરણામ;
ઘણું હરખ્યા વાલ્મિક મુન્ય, ફળફૂલ કરાવ્યાં અશન. ૨૩
ધન્ય દિવસ ઘડી મહારાજ, રામ દરશન પામ્યો આજ;
સહુ બેઠા થઈ સુખવંત, કહ્યું મુનિવરને વરતાંત. ૨૪
હવે રહો અહિં કહે મુનિજન, ચિત્રકૂટ કરો પાવન;
એવું સાંભળી શ્રીરઘુવીર, કરી ઇચ્છા રહેવાની ધીર. ૨૫

જોઈ વિશાળ ભૂમિ પવિત્ર, બાંધી પર્ણકુટી ત્યાં વિચિત્ર;
તરુ છાયા ઘણી છે રસાળ, શિલા સ્ફટિક ભોમ્ય વિશાળ. ૨૬
ત્યાં રહ્યા કરીને આશ્રમ, સાચવે નિજ કુળનો ધર્મ;
રહે અનેક મુનિવર ત્યાંય, કરી આશ્રમ પરવતમાંય. ૨૭
મુનિપત્નીઓ મળવા આવે, જાનકીને હરખે બોલાવે;
વન ભીલકિરાત પ્રમુખ, રામને જોઇ પામ્યા સુખ. ૨૮
ભાત ભાતનાં વનફળ જેહ, લાવી રામને આપે તેહ;
આવે ભીલડીઓ ભાગ્યવાન, સીતાને કરતી ઘણાં માન. ૨૯
વન ભૂષણના કંઈ સાજ, કરી લાવે સીતાને કાજ;
એમ સેવા કરે વનવાસી, તે માની લે છે અવિનાશી. ૩૦
જે પ્રભુને કરવા પ્રસન્ન, કરે જપ તપ જોગ જગન;
તે માને છે વનચરની સેવ, વખાણે છે તેને ઘણું દેવ. ૩૧

વલણ

દેવતા વખાણે છે વનવાસીને, રહ્યા ચિત્રકૂટ રઘુવીર રે;
હવે અવધપુરીની કહું કથા, સુણો શ્રોતા થઈ મતિધીર રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे चित्रकूटाश्रमे सीतालक्ष्मणाभ्यां सह श्रीरामनिवासोनाम त्रयोदशोऽध्यायः १३**

# અધ્યાય ૧૪ મો

રાગ વેરાડી

સુમંત સંચર્યો રે, મારગે કરતો જાય રુદન;
રથ હાંકી વળ્યો રે, પસ્તાય છે અતિ ઘણું નિજમન. ૧
અરે હું અભાગીયો રે, વનમાં મૂકીને આવ્યો રામ;
મુને જનુનિએ જનમ્યો વૃથા રે, કરવા આવું નિર્દય કામ. ૨
દેખશે રથ રામવિના રે, પામશે માતપિતા ઘણું દુઃખ;
જ્યારે મને પૂછશે રે, ત્યારે હું શું દેખાડીશ મુખ. ૩
સુમંત એમ શોચતો રે, રોઇ રોઇ રાતાં થયાં લોચન;
અશ્વ ઝુરે ઘણું રે, પગ પાછા પડે દુર્બળ તન. ૪
અવધપુર આવીયું રે, દીઠી નગરી પ્રેત સમાન;

લોક સહુ રુદન કરે રે, જે જ્યાં તે ત્યાં મૂકી ભાન. ૫
જ્યારે રામ વન ગયા રે, પુરમાંહે પડી છે હડતાળ;
દેહ જ્યમ પ્રાણવિના રે, ત્યમ થઈ અવધપુરી તે કાળ. ૬
પ્રધાન ત્યાં પરવર્યો રે, પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કેકઇને આંગણે રે, રથ છોડ્યો થયું અતિ ઘણું દુઃખ. ૭
મંદિરમાં મંત્રી ગયો રે, જ્યાં છે દશરથ ભૂપ સુજાણ;
સહુ સાથ વીંટી વળ્યો રે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ. ૮
સુમંતે ત્યાં જઈ રે, કીધો રાયજીને પરણામ;
ભૂપતિ બોલિયા રે, સુમંત ક્યાં મૂકી આવ્યો રામ. ૯
લક્ષ્મણ જાનકી રે, પ્રાણવલ્લભ મારો રઘુવીર;
મારૂં સરવસ ધન ગયું રે, હવે હું ક્યમ કરી રાખું ધીર. ૧૦
સુમંત તેં શું કર્યું રે, રામને શિદ મૂકી આવ્યો વન;
મંદિર મારૂં ઉજ્જડ થયું રે, કોણે ફોડયાં મારાં લોચન. ૧૧
હું અંધની લાકડી રે, રામને ચોરી ગયું કોણ આજ;
દૈવે દુઃખ દીધું ઘણું રે, મેં શાં કર્યાં હશે કૂડાં કાજ. ૧૨
મને મૂકી ક્યાં ગયા રે, આવો મારા રામ કુંવર સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશે રે, કોણ ચલાવશે રાજવેહેવાર. ૧૩
વૈદેહી ક્યાં ગઇ રે, સુંદર ચંપક કળી સુકુમાર;
આવો મારી માવડી રે, મેં તુંને દીધું દુઃખ અપાર. ૧૪
હવે મુખ નથી દેખતો રે, લાડકવાયા લક્ષ્મણ વીર;
આવો ડાહ્યા દીકરા રે, મારૂં તનમન ધન રઘુવીર. ૧૫
હે વિધિ તેં શું કર્યું રે, લૂંટી લીધું દેખાડીને સુખ;
આવું કોને થાય નહિ રે, હા હા દૈવે દીધું ઘણું દુઃખ. ૧૬
બાળક બાળપણે રે, મેં પાપીએ કાઢયાં વન;
સુમંત સાચું કહે રે, ક્યાં મૂકી આવ્યો પ્રાણજીવન. ૧૭
ક્યાંલગી સંગ કર્યો રે, ક્યાંથી તું પાછો આવ્યો ઘેર;
રામે ત્યાં શું કર્યું રે, તે માંડી કહે મુજને પેર. ૧૮
સુમંત થયો ગળગળો રે, નેત્ર સજળ થઈ બોલ્યો વાણ;
મહારાજ મેં ઘણું કહ્યું રે, પણ પાછા ન વળ્યા પુરુષ પુરાણ.

હું શૃંગવેર સુધી ગયો રે, ત્રણ દિવસલગી રહ્યા નિરાહાર;
મને પાછો વાળીયો રે, ગુહ્યકે ઉતાર્યા ગંગાપાર. ૨૦
દક્ષિણ દિશા ભણી રે, ગંગા ઉતરીને ગયા રામ;
તમને ઘણા કરી રે, રઘુપતિયે કહ્યા છે પ્રણામ. ૨૧
સુણી એવું ભૂપતિ રે, રૂંરૂં લાગ્યો હુતાશન;
ગાઢે સ્વર થકી રે, રાયે કીધું શોક રુદન. ૨૨
કંઠ મળી ગયો રે, અંગ પછાડે અવનીમાંય;
રામ વિજોગનો રે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંય. ૨૩
આરત નાદથી રે, પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મૂકી દશરથે રે, પ્રાણ ગયા કહેતાં હે રામ. ૨૪

વલણ

રામ રામ રઘુવીર કહેતાં, તજ્યા ભૂપે પ્રાણ રે;
હાહાકાર હવો તદા, સહુ રૂદન કરે નિર્વાણ રે. ૨૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे श्रीरामवियोगात् दशरथ मरण नाम चतुर्दशोऽध्यायः ॥१४॥**

# અધ્યાય ૧૫ મો

રાગ ભૈરવ

સુણો શ્રોતાજન ગતિ કર્મની, ક્યાં રામને વનવાસ;
ક્યાં મરણ દશરથ રાયનું, એ અકળ ગત્ય અવિનાશ. ૧
સુત ચાર દશરથ રાયને, મહા પરાક્રમી બળવંન;
પણ અંત કાળે રાય પાસે, નથી એકે તન. ૨
ત્યારે પ્રધાને પોકાર કરીયો, પડયા જ્યારે ભૂપ;
રામ રામ કહેતા મરણ પામ્યા, થયા રામ સ્વરૂપ. ૩
નગ્રમાં હાહાકાર થયો, કરતી પ્રજા આક્રંદ;
કૌશલ્યા સુમિત્રા આદે, રુએ રાણીવૃંદ. ૪
એક દુઃખ રામ વિયોગનું, બીજું રાજા પામ્યા મર્ણ;
જેમ વીંછી કરડે શીશ ઉપર, ડસે પન્નગ ચર્ણ. ૫
જેમ ચોર લૂંટી જાય વળતો, અંગ મારે ઘાય;

અગ્નિ લાગ્યો ઘરવિષે, તે સમે ચાલ્યો વાય. ૬
એ દુઃખ ન આવે કહ્યામાં, હારે કવિની વાણ;
એમ રાણીઓ રોતી ઘણું, વિલાપ કરીને જાણ. ૭
ત્યારે વશિષ્ઠે વાર્યાં સહુને, ન કરશો રુદન;
જે થનારૂં તે થયું, હાવે ધીરજ રાખો મન. ૮
તેડાવો ઉતાવળા, ભરથને શત્રુઘ્ન;
રાજ્યાસન બેઠા પછી, ભૂપને થાય દહન. ૯
પછી અંગ દશરથ રાયનું, તેલમાં રાખ્યું તેહ;
તેડવા મોકલ્યો ભરથને, સુમંત મંત્રી જેહ. ૧૦
ગુરુ કહે તું નવ કહીશ, કંઇ ભરથને એ ઉપાય;
જે વન ગયા રઘુવીર, પામ્યા મરણ દશરથરાય. ૧૧
જો સાંભળશે એવું ભરથજી, તતકાળ તજશે પ્રાણ;
કહ્યાવિના તું લાવ્ય તેડી, ઉતાવળો નિર્વાણ. ૧૨
સુમંત સત્વર લેઇ રથ, મારગે ચાલ્યો જાય;
હવે ભરથ છે મોસાળમાં, તેને અપશુકન બહુ થાય. ૧૩
મામાના મંદિરવિષે, સૂતા સજ્યા મોઝાર;
ત્યારે ભરનિદ્રામાં સ્વપ્ન આવ્યું, નિશાએ નિરધાર. ૧૪
કૃષ્ણ વસ્ત્ર પહેરી કામની, કર ગ્રહ્યું તેલનું પાત્ર;
તેણે ભરથજીને શીષ ઢોળ્યું, આવી અકસ્માત. ૧૫
ત્યારે ભરથ ઝબકી જાગિયા, તે કરવા લાગ્યા રુદન;
તવ પાસે માતુલ વર્ગનાં, આવી મળ્યાં સહુ જન. ૧૬
ભરથજી કહે મામા સુણો, મને આવ્યું ઘોર સ્વપન;
માટે અવધમાં ઉતપાત કાંઇ એક, હશે મોટું વિઘન. ૧૭
અમો ચાર બંધુને પિતા, વિપરીત કાંઇ એક વાત;
અમો પાંચ જણમાં એક જણની, હોય નિશ્ચે ઘાત. ૧૮
એવું સૂચવે એ શુકન ફળ, એમ કહી કરે છે રૂદન;
સંગ્રામજીતે સમજાવ્યા, ભરથ ને શત્રુઘ્ન. ૧૯
એમ કરતાં અરુણ ઉદે હવો, ને થયો પ્રાતઃકાળ;
ત્યારે આજ્ઞા લઈ મામાતણી, તત્પર થયા બે બાળ. ૨૦

નીકળી ઉભા નગ્ર બહારે, શુકન જોવા માટ;
વેગે દીઠી ઉડતી રજ, અવધપુરની વાટ. ૨૧
ત્યારે દેખાયો રથ દૂરથી, ઝાંખું ધજાનું ચીર;
હય હળવે હળવે હીંડતા, ઝુરતા નેત્રે નીર. ૨૨
સુમંત બેઠો સુનમુનો, છે શોકસાગર પૂર;
રઘુનાથ લીલા સંભારી, મનમાંહે રડતો શૂર. ૨૩
વસ્ત્રે કરી આંસુ લુહે, રાતાં થયાં લોચન;
સુમંતને ઓળખી ધાયા, બન્યો કેકઇ તન. ૨૪
આવતા જોઇને ઉતર્યો, તે ધીરજ રાખી મન;
પછે સુમંતે બે વીરને, ત્યાંહા દીધું આલિંગન. ૨૫
ત્યારે ભરથ કહે ઓ ભાઈમારા, કુશળ છે રઘુનાથ;
મુજ પિતા લક્ષ્મણ વીર આદે, સુખી છે સહુ સાથ. ૨૬
તારૂં મુખ કયમ કરમાઈગયું, રાતાં થયાં લોચન;
તુજ કાંતિ કયમ ઝાંખી થઈ, મુજ કહો સત્ય વચન. ૨૭
સુમંત કહે ઓ ભરથજી, છે કુશળ શ્રીરઘુનાથ;
મુને તેડવા મોકલ્યો છે, માટે ચાલો મારી સાથ. ૨૮
પછે બેઠા રથમાં બેઉ જણા, ભરથને શત્રુઘ્ન;
નિજ સેન સાથે આવીયા, તે અવધપુર પાવન. ૨૯
ત્યારે ભરથે દીઠી અયોદ્ધા, જ્યમ પ્રાણરહિત શરીર;
લુંટયા સરખા લોક દીઠા, સહુને નેત્રે નીર. ૩૦
સુમંતે રથ રાખ્યો તદા, તે કેકઇકેરે ઘેર;
ઉતર્યા બે વીર ત્યારે, જાણી વિપરીત પેર. ૩૧
છત્ર ભંગ દીઠું ભરથજીએ, શોકાતુર સહુ જન;
મંદિરમાં સહુ બેઠું દીઠું, વીંટીને રાજન. ૩૨

વલણ

રાજન પામ્યા મરણ દીઠા, ભરથે તેણી વાર રે;
ત્યારે મૂર્છા ખાઇને પડયા, તતક્ષણ હવો હાહાકાર રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे भरथ शत्रुघ्नयोरयोध्यागमनं नाम पंच दशोऽध्यायः ॥ १५ ॥

# અધ્યાય ૧૬ મો

રાગ વેરાડી

મૂર્છા ખાઇને પડયા ભરથજી, ગઈ છે શુદ્ધ ને સાન;
સુમંતે ભરથને બેઠા કર્યા, ત્યારે બોલ્યા થઈ સાવધાન. ૧
ઘણા શોકથી રૂદન કર્યું, થયાં લોચન રાતે વર્ણ;
હો સુમંત તું કહેને સાચું, પિતા ક્યમ પામ્યા મર્ણ. ૨
ક્યાં છે રામ રઘુપતિ, કરૂણાસાગર પરમ ઉદાર;
હાવેસુમંત તું મેળવને, મારા પ્રાણતણા આધાર. ૩
આ શું થયું ઓચિંતું અનરથ, પિતા ગયા સુર લોક;
પણ રામચંદ્રના ચરણ જોઇને, સમશે મારો શોક. ૪
પિતા સમાન રામ છે મારે, વડીલ બંધુ રઘુવીર;
મારે માથે છત્રજ એ છે, મુગટમણિ રણધીર. ૫
એવું કહી મરડાઇ ઉઠયા, રામમંદિર જાવા ભર્થ;
કોઈ નથી બોલતું કહેતું નથી, જે રામ ગયાનો અર્થ. ૬
ત્યારે રુદન કરે છે કૈશલ્યાજી, ત્યાં આવીને લાગ્યા પાય;
પ્રાણજીવન મુજ રામજ ક્યાં છે, કહો મુને સાચું માય. ૭
રુદે તાડન કરીને રુદન કરતાં, કૈશલ્યા કહે વાણ;
અરે બાપ રામ વન ગયા ને, રાજાએ તજીયા પ્રાણ. ૮
એવું વચન સુણીને ભરથે, તે પૃથ્વી પછાડયું શિષ;
રુદન કરતા ગાઢે સ્વરથી, આળોટતા અવનીશ. ૯
રઘુપતિ વન ગયા તે વિજોગે, રાય મુવા નિરવાણ;
હજુ શામાટે જતો નથી, આ મારા પાપી પ્રાણ. ૧૦
સાચો સ્નેહ જણાવ્યો રાયે, નવ સહ્યો રામવિયોગ;
હું અભાગીયો જીવું છું, એ કોણ કરમના ભોગ. ૧૧
એમ વિલાપ કરીને રુવે ભરથજી, અખંડ આંસુધાર;
ભરથ રડતાં એકે કાળે, રોયું સરવ તે ઠાર. ૧૨
કલપાંતનો વરસાદજ વરસ્યો, દુઃખનો દરીયો પૂર;
વાણીથકી ન કહેવાય કવિએ, મંદ થઇ મતિ ઉર. ૧૩

વજ્રથકી ઘણી કઠોર થાયે, કવિની વાણી જેહ;
તોયે કહેતાં ઘણી હાર પામે, છે શોક ભરથનો જેહ. ૧૪
એવે સમે તાહાં વશિષ્ઠ આવ્યા, જ્યાં થઇ રહ્યા શોકઅનર્થ;
ત્યારે ગુરુપદ ઉપર મસ્તક મૂકી, પડીયા પોતે ભર્થ. ૧૫
હો ગુરુદેવ કહો મુને સાચું, રામ ગયા કયમ વન;
ભૂપતિ મરણ પામ્યા શામાટે, કયમ થયાં સાથે વિઘન. ૧૬
ગુરુ કહે તમારી માતાયે માગ્યાં, રાયની પાસે વચન;
મારો ભરથજી રાજ કરે ને, રઘુપતિ જાયે વન. ૧૭
ચઉદ વરસની અવધ કરી છે, વન રહેવાની જાણ;
રામ વિજોગે કરીને રાયે, તતક્ષણ તજીયા પ્રાણ. ૧૮
તે માટે તમો સુણો ભરથ, રાજ્યાસન બેસો આજ;
ત્યાર પછી થાય દહન રાયનું ,ક્રિયા કર્મનું કાજ. ૧૯
એવું સાંભળી ભરથે કર્યું, પછી ઉંચે સ્વરે રુદન;
શરીર સર્વ સૂકાઇ ગયું, ને પૃથ્વી પછાડે તન. ૨૦
જેમ પુષ્પ કળીપર પડે વિજળી, કેળ ઉપર દિગપાળ:
મુક્તા અગ્નિમાંહે પડે, એવી દશા થઇ તતકાળ. ૨૧
અરે અભાગ્યણી કેકઈસહુને, તેં દુઃખ દીધું નેટ;
મેં પૂર્વે મહાપાપ કર્યાં હશે, જે જન્મ્યો તુજ પેટ. ૨૨
પછે સર્વ સાંભળતાં હસ્ત ઉંચો કરી, બોલ્યા ભરથજી વાણ;
જો હું રાજ કરૂં તો મુજને, રઘુપતિ કેરી આણ. ૨૩
પૃથ્વીકેરા વિપ્ર જેટલા, તેને પમાડે પતન;
તે પાપ મારે શિર જો હું, ભોગવું રાજ્યાસન. ૨૪
શ્રીરામચંદ્રની સેવા મૂકી, જો હું કરૂં એ કાજ;
તો વ્યભિચારણી વિધવા કેરા, ગર્ભમાં આવું આજ. ૨૫
રાજ કર્યાનું જો મન હોય મારે, તો કોઢી થાજો શરીર;
રજસ્વલાના રુધીર જેવું મારે, રાજ્યાભિષેકનું નીર. ૨૬
શ્રી રઘુવીરની રાજધાની તે, જો હું ભોગવું આજ;
તો માતૃગમની હું થાઉં, જો કરૂં અવધપુરીનું રાજ. ૨૭
વનભોગવે રઘુવીર ને જો હું, રાજ કરૂં વળી એહ;

તો ગુરુવધ બ્રહ્મહત્યાનું પાતક, મુજ શિર લાગે તેહ. ૨૮
મૃગજળ માંહે અગસ્ત બૂડે, જો પશ્ચિમ ઉગે સૂર;
સર્પ સુપર્ણને ભક્ષ કરે, વિધુ વરસે અગ્નિ નૂર. ૨૯
મશક મેરુ ઉખેડી નાખે, ગંગાને વળગે પાપ;
જાતવેદમાં પતંગ નાચે, આકાશનું કરે માપ. ૩૦
એ દૈવજોગે થાય એટલું, સર્વે અઘટિત કાજ;
પણ ગુરુ તમારા ચરણની આણ મુને, જો કરૂં હું રાજ. ૩૧
એવું કહીને વળી ગાળો દીધી, કેકઇને તેણીવાર;
ત્યારે ગુરુ કહે એ શું કરે કેકઇ, મંથરાકેરો વિચાર. ૩૨
ત્યારે ભરથે ઉઠીને મંથરા કેરા, કેશ ઝાલ્યા કરી રીસ;
ક્રોધ કરીને ખડગ ગ્રહ્યું કર, છેદવા એનું શિષ. ૩૩
ત્યારે ભરથનો હાથ વશિષ્ઠે ઝાલ્યો, સ્ત્રીહત્યા ન કરીશ;
પછે વળી પાટુઓ મારી ભરથે, કુબજાને કરી રીસ. ૩૪
હવે ભરથતણું પણ કઠણ સાંભળી, વશિષ્ઠે વિચાર્યું મન;
પછે રામતણી જે ચરણપાદુકા, મૂકી સિંહાસન. ૩૫
ચામર છત્ર કરાવ્યું તેને, રાખ્યો રાજવહેવાર;
પછે ભરથની પાસે ભૂપતિને, કરાવ્યો અગ્નિસંસ્કાર. ૩૬
ત્યારે સાતસેં રાણીયો સતી થઇ જે, પતિવ્રતા કહેવાય;
ભૂપની સાથે તેહ બળી, જ્યમ સૂર્યમાં કિરણ સમાય. ૩૭
કૌશલ્યા સુમિત્રા થયાં તત્પર, બળવાને જેણીવાર;
ત્યારે વાર્યાં વશિષ્ઠે તમે નવ બળશો, શિક્ષા દીધી અપાર. ૩૮
શાસ્ત્ર પ્રમાણ વચન કાઢીને, બોલ્યા તેણીવાર;
તેને બળવાનું કાંઇ કારણ નહિ, જે પુત્રવંતી હોય નાર. ૩૯
કૌશલ્યા કહે રામ વન ગયા, ને ભૂપતિ પામ્યા મર્ણ;
હાવે જીવીને અમો શું કરીયે, નથી સુખનું કાંઇ આચર્ણ. ૪૦
ત્યારે ગુરુ કહે તમને રામ મળીને, વળતા જાશે વન;
ચોદ વરસ વીત્યા પછી પાછા, આવશે પુરપાવન. ૪૧
ત્યારે તમે સુખ પામશો અતિ ઘણું, થાશે રૂડાં કાજ;
સહસ્ર એકાદશ વરસ લગી, અહિયાં રઘુવીર કરશે રાજ. ૪૨

એમ સમજાવ્યાં સુમિત્રા કૌશલ્યા, ગુરુ વશિષ્ઠે તેહ;
બળવા ન દીધાં નૃપ સાથે, નિવર્ત્યો સંદેહ. ૪૩
મુનિ વાલ્મિકની મૂળ કાવ્યનો, એહ જથારથ અર્થ;
તે માટે શ્રોતાજન સંદેહ, નવ કરશો કોઈ વ્યર્થ. ૪૪

વલણ

વ્યર્થ સંદેહ કરવો નહિ શ્રોતા, એમૂળ કાવ્યનો અર્થ રે;
કહે દાસ ગિરિધર રામને મળવા, પછી થયા તત્પર ભર્થ રે.૪૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे भरथशो कानंतरं दशरथ देहदाहो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો

રાગ બિલાવર

એમ દહનક્રિયા દશરથની કરી, તે રજની દુઃખમાં અનુસરી;
મનમાં ધીરજ રાખી ઘણી, ઉતરક્રિયા કરી રાજાતણી. ૧
નાના વિધનાં આપ્યાં દાન, કુળ રીતે કર્યું વિધાન;
બીજે દિવસે થયો પ્રાતઃકાળ, ભરથે વિચાર કર્યો તતકાળ.૨
તજ્યાં આભૂષણ નાના રંગ,વસ્ત્ર મૂકી ધર્યાં વલ્કલ અંગ;
બાંધી જટા જોગી હોય જેમ, અંગે ભસ્મ ચરચી છે તેમ. ૩
તત્પર ભરથ થયા તેણીવાર, રામને મળવા વનમોઝાર;
ગુરુ વશિષ્ઠને કહે મહારાજ, રામને મળવા ચાલો આજ. ૪
મુનિ કહે અતિ રૂડું એ કામ, પાળજો આજ્ઞા કરે જે રામ;
વાગી હાક નગરમાં તદા, ભરથ જાય મળવા સર્વદા. ૫
એવું સાંભળી પુરના લોક, ચાલ્યા સર્વ તજીને શોક;
સકળ સૈન્ય આદે પરધાન, ભરથ સાથ ચાલ્યા બળવાન. ૬
ગુરુ વશિષ્ઠ આદે દ્વિજ જેહ, સરવે રથમાં બેઠા તેહ;
પાલખીએ બેસાડયાં માત, સુમિત્રા કૌશલ્યા વિખ્યાત; ૭
કૈકઈ રહી ઘેર સર્વથી, ભરથ તેનું મુખ જોતા નથી;
ભરથ શત્રુઘ્ન ચાલે પાય, ચાલે સંગ પ્રધાન પ્રજાય. ૮
અવધવાસી જન નર ને નાર, નીકળ્યાં સરવ તજી ઘરબાર;

નગ્ર રક્ષા કરવા તે કાળ,ગુરુએ ઘણા મૂકયા રખવાળ. ૯
જે મારગે રઘુપતિ ગયા, તે મારગ સરવે ચાલીયા;
ગુરુના રથ પાસે તે કાળ,વામ દક્ષણ ચાલે બે બાળ. ૧૦
વશિષ્ઠ કહે હો ભરથ સધીર, નહિ ચલાય કોમળ પદ વીર;
માટે બાપ બેસો રથમાંહે, ચાલજો રામ સમીપે ત્યાંહે. ૧૧
ભરથ કહે નવ કહેશો તમો, ગુરુઆજ્ઞા જો બેસું અમો;
રઘુપતિ ચર્ણ ચાલીને ગયા, તેથી અમો શું કોમળ થયા. ૧૨
સ્વામી રામ હું સેવક વટે, તો માથાભેર ચાલવું ઘટે;
હું અપરાધી રઘુવરતણો, શું દેખાડીશ મુખ દામણો. ૧૩
મારો જન્મ ભૂતળ નવ થાત, તો શું કરવા વન રઘુવર જાત;
ભરથ એમ કહી રોતા જાય, ધીરજ આપે છે મુનિરાય. ૧૪
એવાં ભરથનાં સુણી વચન, ખેદ પામે છે સરવે જન;
મારગ ચાલતાં માંહોમાંહ્ય, નરનારી સહુ કહે છે ત્યાંય. ૧૫
કેકઇ પાપણી કેરે પેટ, જન્મ ભરથનો ન ઘટે નેટ;
કાગ વિષ્ટા વેષ્ટિત અશ્વસ્થ, કલ્પતરુ કર્મનાસા તટસ્થ. ૧૬
કાગ ઉદરથી કોકિલ સાર, એમ કેકઇ કૂખ ભરથ અવતાર;
એમ વાત પરસ્પર કરતા લોક, તે ભરથ સાંભળી પામે શોક.૧૭
અપકીર્તિ એવી સુણી અપાર, ગુરુને ભરથ પૂછે તેણીવાર;
કહો મહારાજ કેકઇ પાપણી, એણે અપકીર્તિ કીધી આપણી.૧૮
પૂર્વે પાપ એણે શું કર્યું, જે આવું વિપરીત કર્મ આચર્યું;
ત્યારે વશિષ્ઠ કહે સુણ રાજકુમાર, એના પાપનો કહું વિચાર.૧૯
બાળપણામાં એ દુરમતિ, જ્યારે પિતાતણે ઘેર રહેતી હતી;
ત્યારે કોઇક મુનિવર આવ્યા ત્યાંય,રાયે રાખ્યા મંદિરમાંય.૨૦
ચાતુર માસ રહ્યા મુનિરાય, રાજા નિત્ય કરતો સેવાય;
એક દિન ધરવા બેઠા ધ્યાન, ત્યારે આવી પાસે કેકઇ અજ્ઞાન.૨૧
કરમાં કાજળ લાવી સુખે, કર્યું લેપન મુનિવરને મુખે;
એમ બાળક બુદ્ધિ હાંસી કરી, જાગ્યા મુનિ ધ્યાન અનુસરી.૨૨
મુખ ઉપર ફેરવીયો હાથ, કર કાળો થયો કાજળ સાથ;
તે જોઇને ક્રોધ વસ્યો મન આપ,તતક્ષણ મુનિએ દીધો શાપ.૨૩

જેણે મુજ હાંસી કરી નિઃશંક, તેનું મુખ કાળું થજો કલંક;
એવું સાંભળી માતપિતાય, મુનિવરને તવ લાગ્યાં પાય. ૨૪
એ બાળક ભૂલી મહારાજ, શાપ અનુગ્રહ કીજે આજ;
મુનિ કહે મટે ન વાયક જેહ, ભવોભવ ભૂંડી કહેવાશે એહ. ૨૫
પણ એને હસ્ત થાશે જશ તદા, એ સ્વામીને વશ કરશે સર્વદા;
માટે સુણોભરથ એ સત્ય વચન, જ્યારે યુદ્ધ કરવાને ગયા રાજન.
ત્યારે રથચક્રમાં ઘાલ્યો હાથ, પામી જશ જીત્યા નરનાથ;
ત્યાં રાયે વચન આપ્યું દઈમાન, તે સમે જોઇ માગ્યું વરદાન. ૨૭

વલણ

વરદાન માગ્યું રાય પાસે, રામને મોકલ્યા વન રે;
એ કલંક કાળું રહ્યું જુગો જુગ, સુણો ભરથ વચન રે. ૨૮
इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे भरत-
वाशिष्टसंवादे कैकेयीकलंककारणं कथनं नाम सप्तदशोऽध्यायः॥१७॥

---

# અધ્યાય ૧૮ મો

રાગ મારૂ

સુણી ભરથે કેકઇની વાત, ચાલે કરતા આંસુપાત;
બોલ્યા સુમંત સાથે વચન, જે મારગ ગયા પ્રાણજીવન. ૧
તે મારગ તું વહેલો ચાલ, મને મેળવ્ય દીનદયાળ;
એમ કહેતાં ચાલ્યા જાય, ખુંચે કંકર કોમળ પાય. ૨
એવે આવ્યું ગંગાતીર રમ્ય, શૃંગવેર ગુહ્યક આશ્રમ;
ત્યાંહાં રહે છે ઘોરાજન, તેણે દૂરથી દીઠું સૈન્ય. ૩
મનમાંહે વિચારી વાત, આવતા હશે રામના ભ્રાત;
રાજ લેઇને કાઢયા વન, તોયે કરવાને જાય વિઘન. ૪
એવું જાણીને બુદ્ધિવાન, વગડાવ્યું ઢોલ નિશાન;
તે સુણી ભીલ કોલ કિરાત, આવ્યા ટોળે મળી અસંખ્યાત. ૫
કરમાં ધનુષ સાયક શસ્ત્ર, તેની પાસે એકેકું વસ્ત્ર;
લેઈ સૈન્ય ઘોરાય પ્રમુખ, યુદ્ધ કરવા ઉભો સન્મુખ. ૬
જોઈ અસંખ્ય વનચર જન, બોલ્યા ભરથશું શત્રુઘન;

આ કો દુષ્ટ આવ્યા આણે ઠાર, આપો આજ્ઞા કરૂં સંહાર. ૭
ત્યારે સુમંત બોલ્યો વ્યક્ત, એ ગુહક છે રામનો ભક્ત;
માટે જુદ્ધ ન કરશો વીર, મળો એને રાખી મન ધીર. ૮
ભરથ કહે ઉભા રહો આ ઠાર, હું જઇને પૂછું સમાચાર;
એવું કહીને આવ્યા ત્યાંહે, ઉભો ગુહક રાજા જ્યાંહે. ૯
દીઠા આવતા ભરથને જ્યારે, ઘોરાજા આવ્યો સનમુખ ત્યારે;
મળ્યા ભરથજી તેણી વાર, કહ્યો પોતાનો સર્વ વિચાર. ૧૦
સુણી સજળ નેત્ર થયો રાય, ઘોરાજા લાગ્યો ભરથને પાય;
કહે ભરથ તું મોટો દેવ, તેં કરી રઘુવરની સેવ. ૧૧
હું અભાગીયો પામું દુઃખ, થયો રામચરણથી વિમુખ;
એમ કહી થયા બન્યો દ્રવિત, ઉપની ત્યાં પરસ્પર પ્રીત. ૧૨
નિજ આશ્રમમાં ઘોરાય, તેડી લાવ્યો સહિત સૈન્યાય;
ગંગાતીર વિષે ઉપવન, ત્યાંહાં ઉતર્યાં સરવે જન. ૧૩
રાયે મોકલ્યા ભીલ અપાર, લાવ્યા વનફળ તેણીવાર;
આપ્યાં વહેંચી સરવે સાથ, કરી સ્વાગત ગુહકનાથ. ૧૪
એક ભરથ વિના તે દન, ફળ ખાધાં સરવે જન;
ભરથ કહે કરૂં ભોજન ત્યારે, કરૂં રામનું દરશન જ્યારે. ૧૫
કહ્યાં ગુરુએ અતિશે વચન, ત્યારે પાણી કર્યું પ્રાશન;
જ્યાં રાત્રિ રહ્યાતા રામ, તે સુમંતે દેખાડયો ઠામ. ૧૬
તે રજમાં આળોટયા ભર્થ, ઘણું રૂદન કર્યું સમર્થ;
પછે રાત્રિ પડી નિરધાર, સુતા સરવે તેણે ઠાર. ૧૭
થયો જ્યારે પ્રાતસ્કાળ, આવ્યા ઘાટ ઉપર તતકાળ;
સહુ અવધપુરીના જન, નાહ્યા ગંગામાં નિર્મળ મન. ૧૮
મંગાવી રાયે નાવ અપાર, સર્વે ઉતર્યાં ગંગાપાર;
ચાલ્યો ઘોરાજા તવ સાથ, હીંડે ઝાલી ભરથનો હાથ. ૧૯
લીધા સાથે ભીલ ભૂપાળ, કરવા ફળ જળ તૃણ સંભાળ;
એમ ચાલે સરવ સમાજ, આવ્યા પ્રયાગ તીરથરાજ. ૨૦
મળ્યા ભારદ્વાજ મુનિરાય, કર્યાં દશરન લાગ્યા પાય;
સરવે સમરે જાનકી કંથ, ચાલ્યા ચિત્રકોટને પંથ. ૨૧

વલણ

પંથે પાળા ચાલે ભરથજી, કહેતા રામ કથાય રે;
પાવન ગિરિ ચિત્રકૂટ ઉપર, શું કરતા હવા રઘુરાય રે. ૨૨

इति श्रीराम० सं० वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे अयोध्यापुरवासीभिः भरत शत्रुघ्नयोः चित्रकूट सामीप्यागमनं नाम अष्टादशोऽध्यायः॥

# અધ્યાય ૧૯ મો

રાગ સામેરી

ચિત્રકૂટમાં રહ્યા રઘુપતિ, અતિ રમ્ય સ્થળ પાવન;
ફળ લેવા લક્ષ્મણજી ગયા, તે ગિરિ પાસે વન. ૧
શ્રીરામ આપે આહુતિ, કરે હોમ અગ્નિમાંહે;
સામગ્રી કર લેઇ ઉભાં, જનકતનયા ત્યાંહે. ૨
તેણે સમે એક સુદર્શન, ગાંધર્વ નામે જેહ;
જાતો હતો આકાશમારગ, સ્વઇચ્છાએ તેહ. ૩
તેણે દીઠાં જાનકી, અતિ સુંદર રૂપ અનુપ;
તે હરણ કરવા આવીયો, ધરી કાગકેરૂં રૂપ. ૪
પાપીએ આવી ઝડપ મારી, ગ્રહવાને તેણીવાર;
પૃથ્વી ઉપર પડયાં સીતા, કર્યો મુખ પોકાર. ૫
આ જુવોને મહારાજ મુજને, ચાંચ મારે કાગ;
તે સાંભળીને જોયું રામે, કોપીયા મહાભાગ. ૬
કુશની સળી કરમાંહે લેઇને, નાખી શ્રીરઘુરાય;
તે બાણ થઇને કાગ પુંઠળ, ધાયું વિદ્યુત પ્રાય. ૭
આવતું દેખી બાણ નાઠો, કાગરૂપે તેહ;
થયું પુંઠળ બાણ, શ્રીરઘુવીર કેરૂં જેહ. ૮
બ્રહ્મલોક સુધી ભમ્યો, જાણ્યું નિશ્ચે આવ્યું મર્ણ;
અપરાધી શ્રીરઘુવીરનો, કોઇએ ન રાખ્યો શર્ણ. ૯
એટલે ત્યાં નારદ મળ્યા, ગાંધર્વ લાગ્યો પાય;
આ રામબાણ થકી મુને, રાખો શરણ ઋષિરાય. ૧૦
ત્યારે નારદ કહે રે મૂરખ, તું જા રામકેરી પાસ;

તે શરણવત્સળ છે સદા, નમ ચરણ થઇને દાસ. ૧૧
એવું સાંભળી તત્કાળ આવ્યો, ચિત્રકૂટજ માંહે;
સાષ્ટાંગ આવી નમ્યો, શ્રીરઘુવીર ચરણે ત્યાંહે. ૧૨
ઘણી સ્તુતિ કીધી દીન વચને, પામીયો મન લાજ;
આ બાણથી રાખો મને, નવ મારશો મહારાજ. ૧૩
રઘુવીર કહે રે બાણ મુજ, પાછું ફરે નહિ સત્ય;
અભિમાની તુજને કરૂં શિક્ષા, ધારી તેં દુરમત્ય. ૧૪
એકપત્નીવ્રત એક વચન, વળી એક બાણ એજ ટેક;
એવું કહી તે શરે ફોડ્યું, સવ્ય લોચન એક. ૧૫
એક નેત્ર ફોડી કાગ સાથે, બોલીયા રઘુવીર;
બે નેત્રની એક દૃષ્ટિ, તારે હશે કાગ શરીર. ૧૬
તેં ચંચુ પ્રહાર કર્યો તે માટે, કરજે વિષ્ટા આહાર;
પ્રેત પિંડ સ્પર્શ્યા વિના, નહિ થાય કાગનો ઉદ્ધાર. ૧૭
એવું કહીને જાવા દીધો, કાગને તેણીવાર;
રઘુવીર ચરણે નમી, તતક્ષણ ગયો તે નિરધાર. ૧૮
હાવે શ્રોતાજન સાવધાન થઇને, સુણો તેહ ચરિત્ર;
ચિત્રકૂટ પાસે આવીયા, તે ભરથ પુણ્ય પવિત્ર. ૧૯
તે સમે લક્ષ્મણ આવતા, ફળ લેઈ નિજ આશ્રમ;
ઘણું સૈન્ય દીઠું આવતું, ઉભા વિચારે મન. ૨૦
પોતા તણો ધ્વજ ઓળખ્યો, લક્ષ્મણે તેણીવાર;
મન વિચાર્યું એ કેકઇયે, મોકલ્યું સૈન્ય અપાર. ૨૧
એવું જાણીને બહુ બાણ મૂકયાં, લક્ષ્મણે કરી ક્રોધ;
સુસવાટ કરતાં આવિયાં, સૈન્યા ઉપર અવરોધ. ૨૨
ત્યારે સૈન્ય સરવે ખળભળ્યું, જોઈ દિવ્ય બાણ પ્રચંડ;
શત્રુઘ્ને તવ બાણ મુકી, શર કર્યાં શત ખંડ. ૨૩
વનમાંહેથી સહુ ઋષિ નાઠા, આવ્યા રઘુવીર પાસ;
મહારાજ દળ આવ્યું ઘણું, તે જોઇ પામ્યા ત્રાસ. ૨૪
તવ ધીરજ આપી વિપ્રને, પછે ઉઠીયા રણધીર;
કર ધનુષ બાણ ગ્રહી તદા, ચાલીયા શ્રીરઘુવીર. ૨૫

ઓળખ્યો ધ્વજ પોતાતણો, ત્યારે પામ્યા હરખ અપાર;
પછી લક્ષ્મણની પાસે જઇને, બોલ્યા જુગદાધાર. ૨૬
હે વીર શું કરવા વઢે તું, અજાણ્યો થઇ આજ;
આપણો એ ભાઇ આવે, ભરથ મળવા કાજ. ૨૭
સહુ અવધવાસિએ દુરથી, દીઠા શ્રીઅવિનાશ;
જ્યમ ઉદયાચળની ઉપર શોભે, સૂરજ તેજ પ્રકાશ. ૨૮
એમ રામલક્ષ્મણ ગિરિ ઉપર, શોભતા શુભઅંગ;
તે ભરથે દીઠા ભક્તવત્સળ, આવ્યો મન ઉમંગ. ૨૯
સાષ્ટાંગ કરતા આવતા, ભરથજી તેણીવાર;
જ્યમ આવે મળવા માતને, સુત ધરી સ્નેહ અપાર. ૩૦
સહુ અવધવાસી હરખીયા, જોઇને પૂરણ કામ;
પરસ્પર દેખાડતા, એ પેલા ઉભા રામ. ૩૧
તે જોઈ સરવે લોક દોડયા, ઉછળ્યો અતિ પ્રેમ;
પડે આખડે પાષાણમાં, ચાલતા ઉઠી એમ. ૩૨
ત્યારે સર્વ પહેલાં ભરથ આવ્યા, રામકેરી પાસ;
ભરથને જોઇ ભગવાન સામા, આવીયા અવિનાશ. ૩૩
પછે ધીરજ છોડી રામચરણે, મૂક્યું ભરથે શિશ;
દંડની પેરે પડયા કહી, પ્રણત પાહી ઇશ. ૩૪
રઘુવીરકેરા ચરણ સીંચ્યા, નેત્ર આંસુધાર;
ત્યારે પ્રેમે ગદ ગદ થઈ બોલ્યા, રામ જુગદાધાર. ૩૫
હે ભરથ ઉઠો ભાઇ મારા, પ્રાણવલ્લભ વીર;
પછે કર ગ્રહીને ભરથને, ઉઠાડિયા રણધીર. ૩૬
કરુણા કરી ભીડયા પછે, ભરથને હ્રદયા સાથ;
અતિ પ્રેમ આવ્યો પરસ્પર, ગદગદ થયા રઘુનાથ. ૩૭
શત્રુઘ્નને સાષ્ટાંગ કરીયો, મળ્યા લક્ષ્મણ ભર્થ;
પછે અવધવાસી નમ્યા ચરણે, રામને સમરથ. ૩૮
વિપ્રને મળીયા રામજી, મિત્રને ભેટયા ધીર;
સહુ સૈન્યના પરણામ ઝીલ્યા, એવા શ્રીરઘુવીર. ૩૯
સુમંતને ઘોરાય આવી, નમ્યા રઘુપતિ ચરણ;

ગુરુને કર્યા સાષ્ટાંગ લક્ષ્મણ, સહિત અશરણ શરણ. ૪૦
વશિષ્ઠે આશિષ દીધી, હજ્યો જય કલ્યાણ;
હે રામજી તમ માત આવ્યાં, મળો જઈ નિરવાણ. ૪૧
એવાં વચન ગુરુનાં સાંભળી, સત્વર થયા રઘુવીર;
જેમ ગાય પાસે વચ્છ આવે, સજળ પ્રેમ અધીર. ૪૨
રામને દીઠા આવતા, માતાએ જેણીવાર;
સુખાસન મૂકી પૃથ્વી ઉપર, ઉતર્યાં નિરધાર. ૪૩
શ્રીરામે જઈ સાષ્ટાંગ કરીયા, નમ્યા જોડી હાથ;
પ્રેમે મળ્યા બે માતને, ગદગદ થયા રઘુનાથ. ૪૪
રઘુવર કહે ઓ માત કહોને, કુશળ છે મમ તાત;
એવું સાંભળી માતાએ, કરવા માંડયો આંસુપાત. ૪૫

વલણ

આંસુપાત કરતાં માત બોલ્યો, મૂકી મનની ધીર રે;
વિધવા દેખી માતને, રોવા લાગ્યા શ્રીરઘુવીર રે. ૪૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे श्रीरामभरतसमागमो नाम एकोनविंशोऽध्यायः ॥१९॥**

## અધ્યાય ૨૦ મો

રાગ આશાવરી

ત્યારે રોતા શ્રી રઘુવરજ કહે છે, પિતાની શી થઇ પેર;
વિઘન સકળ કયમ આવ્યાં અમ ઘેર, દૈવે કીધો કેર. ૧
ત્યારેં ગુરુ કહે તમારે વિજોગે, રાયે તજીયા પ્રાણ;
રામ રામ કહેતાં દેહ તજ્યો, ગયા મોક્ષપંથ નિરવાણ. ૨
સતિયો સાતસેં મળીને રાયની, સાથે કર્યું સહગમન;
ભરથે ઘણા અધરા સમ ખાધા, ના બેઠા રાજ્યાસન. ૩
એવું સુણીને નેત્ર કમળમાં, ચાલી આંસુધાર;
રામ રટંતાં રોયું સરવે, વરત્યો હાહાકાર. ૪
ઘણા વિલાપ કર્યા રઘુનાથે, પ્રાકૃત જન અનુરૂપ;
અહો તાત તમો સત્યના સાગર, ધર્મ ધોરિંધર રૂપ. ૫
દશરથ વીર પ્રતાપિક મહાબળી, સુર સકળમાં ખ્યાત;

ભૂપ મુગટમણિ ભૂપતિ કેરા, રવિ કુળમાં વિખ્યાત. ૬
જેણે વૃષપરવાને માર્યો યુધ્ધે, શુક્ર મનાવી હાર;
દેવ સકળની સાહે કરી, તેવા પ્રાક્રમવંત અપાર. ૭
એમ ઘણા વિલાપ કર્યા રઘુનાથે, માનુષી ચેષ્ટા કાજ;
એ તો પૂરણ બ્રહ્મ અખંડ અનામય,કોટી બ્રહ્માંડના રાજ. ૮
આનંદ રૂપ સદા સુખ સાગર, માયાપતિ ભગવાન;
શોકને મોહ નથી એ પ્રભુને, જણાવે માનુષ માન. ૯
ત્યારે વશિષ્ઠ કહે હો રઘુપતિ હાવે, શોક તજો બુદ્ધિવાન;
પ્રયાગમાં જઇને તાત તણી, કરો ઉત્તરક્રિયા વિધાન. ૧૦
પછે આશ્રમમાં સહુને ઉતાર્યાં, સૈન્ય પ્રજા ગુરુજન;
સીતાજી સાસુને મળીયાં, કરતાં શોક રુદન. ૧૧
સ્નાન કરાવ્યું સીતાને પછે, માતાએ લીધાં ઉછંગ;
પર્ણકૂટીમાં મળીને બેઠા, ત્રણે જણ એક સંગ. ૧૨
હાવે રઘુપતિ ચાલ્યા ત્યાં થકી, પોતે આવ્યા પ્રયાગજમાંહ્ય;
વશિષ્ઠ વાલ્મિક આદે સકળ મુનિ, સાથે આવ્યા ત્યાંહ્ય.૧૩
તીરથરાજમાં સ્નાન કરીને, શ્રાદ્ધ કર્યું શ્રીરામ;
ઉતરક્રિયા કરી તાતની, પામ્યા છે સુરધામ. ૧૪
કવિ કેટલા એમજ કહે છે, સ્વર્ગ રહ્યા છે રાય;
પણ મોક્ષ પામ્યા છે દશરથ એ કથા,ઉત્તરકાંડે કહેવાય.૧૫
જેના નામ થકી નર પામર, પાપી મોક્ષ પળાય;
તો દશરથની ગતિનું શું કહેવું, પુત્ર જેના રઘુરાય. ૧૬
એમ ઉત્તરક્રિયા પિતાની કરી, ચિત્રકૂટમાં આવ્યા રામ;
પછે સર્વતણી સંભાળ કરી જે, પોતે પૂરણ કામ. ૧૭
ઘો રાજાયે મંગાવ્યું અગણિત, ફળ જળ તૃણ ને અન્ન;
સુમંતે વહેંચી અપાવ્યું સર્વને, પહોંચાડે સેવક જન. ૧૮
કોઈ આહાર કરે કોઇએ નથી કરતા, રાખી મનમાં ધીર;
ના કરે ભોજન તેને મારા સમ છે, બોલ્યા શ્રીરઘુવીર. ૧૯
ત્યારે અવધવાસીએ આજ્ઞા માની, ફળ ખાધાં તેણીવાર;
અમૃતના કરતાં વળી રામે, મૂક્યો સ્વાદ અપાર. ૨૦

પછે પર્ણકૂટીમાં રામ ગયા, કર્યો માતાને ઘણો બોધ;
જેણે કરી મોહ નિવૃત પામે, શોકરહિત અવિરોધ. ૨૧
એમ રામે ઘણો આગ્રહ કરીને, માતાને કરાવ્યો આહાર;
પછે જાનકીને પાસે લઈ જનુનિએ, ફળ ખાધાં તેણીવાર. ૨૨
ગુરુ વશિષ્ઠ ભરથ શત્રુઘન લક્ષ્મણ, સુમંત ને ઘોરાય;
એ સહુને લેઇને ભોજન કરવા, બેઠા શ્રી રઘુરાય. ૨૩
એમ ભોજન કરીને સુખીયો થયો, સહુ અવધપુરીનો સાથ;
રજની થઈ એમ કરતાં ત્યારે, બોલ્યા શ્રીરઘુનાથ. ૨૪
અરે ભાઇ સહુ શયન કરો, હવે નિશા વિષે નિરવાણ;
મારગમાં ઘણું શ્રમિત થયા છો, માટે નિદ્રા કરો જાણ. ૨૫
પછે રામ આજ્ઞાએ કરીને, સર્વે જ્યાં ત્યાં સુતા જન;
એક આસને રામ સુતા, ભરથ લક્ષ્મણ શત્રુઘન. ૨૬
એમ દર્ભનાં આસન પત્ર નવાંકુર, આચ્છાદન કરી તાંહ્ય;
શ્રીરઘુવીર રુદેમાં રાખી, સુતા પૃથ્વી માંહ્ય. ૨૭
પછે કૌશલ્યા ને સુમિત્રા પોઢયાં, પર્ણકૂટી પાવન;
જાનકીને મધ્યે લેઇ માતા, જાણે પ્રાણજીવન. ૨૮
એ રીતે સહુ નિશા નિર્ગમી, સુખીયા થયા સહુ લોક;
પ્રાતઃસ્કાળે હવો ત્યારે બોલવા, લાગ્યાં પંખી વિશેક. ૨૯

વલણ

પંખી લાગ્યાં બોલવાને, હવો પ્રાતસ્કાળ રે;
સરવ પહેલા ઉઠીને, ગુરુને પાયે લાગ્યા ચારે બાળ રે. ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे दशरथ-मृत्यु श्रुत्वा श्रीरामेण उत्तरक्रियाकरणं नाम विंशतितमोऽध्यायः॥२०॥

# અધ્યાય ૨૧ મો

રાગ સામેરી

પ્રાતઃકાળે ઉઠયા બંધુ, સહિત પૂરણ કામ;
સ્નાન સંધ્યા કરી બેઠા, સ્ફટિક શિલા રામ. ૧
સજ્જન ગુરુજન પુરપ્રજા, બંધુ સકળ પરિવાર;
સહુ વીંટી બેઠા રામને, શોભાતણો નહિ પાર. ૨

રઘુવીર સજ્જન વૃંદવેષ્ટિત, શોભતા તેણીવાર;
નક્ષત્રમંડળ મધ્યમાં, જ્યમ શોભે અબ્ધિ કુમાર. ૩
એમ સભા સરવે મળી બેઠી, રામ કેરી પાસ;
સહુ એક દૃષ્ટે નિરખતા, રઘુવીર રૂપ પ્રકાશ. ૪
તે સમે જનકપુરી થકી, આવ્યા જનક રાજન;
તેમણે જાણી વાત જે ગયાં, રામ સીતા વન. ૫
તે સાંભળી ઉઠીયા જ્યમ ત્યમ, દુઃખી થયા ભૂપાળ;
સહુ સાથ તેડી નીકળ્યા, થઇ ચિત્રકૂટની ભાળ. ૬
અનુચરે આવીને કહ્યું, જે આવે મિથુલાનાથ;
સુણી રામ ઉઠી ચાલ્યા સનમુખ, તેડીને સહુ સાથ. ૭
એટલે પાસે આવીયા, મિથુલાપતિ તેણીવાર;
રામને જોઇ ગઇ ધીરજ નૃપની, ચાલી આંસુધાર. ૮
પછે ભેટીયા રઘુવીરને, ચાંપીયા હૃદયા સાથ;
જામાત્ર ચારેને મળી, રોયા સુનયના નાથ. ૯
વશિષ્ઠના પદ પરણમ્યા,સહુને કર્યા પરણામ;
પછી આવીયા આશ્રમવિષે, આદર કર્યો બહુ રામ. ૧૦
ત્યાં વૃક્ષ છાયા મંડપ નીચે, બેઠા સરવે જન;
જોઇ વેષ તાપસ રામનો, વણું જનક શોચે મન. ૧૧
કૌશલ્યાને મળ્યાં રાણી, સુમિત્રા શુચિ મન;
જાનકીને હ્રદે ચાંપી, કરે માત રુદન. ૧૨
પછે દૈવગત વિપ્રીત જાણી, શોક સમાવ્યો માત;
ત્યારે કૌશલ્યાએ કહી માંડી, અવધપુરની વાત. ૧૩
પછે શિબિર કરીને ઉતર્યા, જનકપુરનો સહુ પરિવાર;
સભા કરી બેઠા સહુ, મનમાંહે દુઃખ અપાર. ૧૪
મધ્યમાં રાજે રામ પાસે, ગુરુજન પ્રમુખ;
સહુ પ્રજાજન વીંટી રહ્યા, બંધુ ભરથ સન્મુખ. ૧૫
ત્યારે વશિષ્ઠે કહી વાત સરવે, જનકને તેણીવાર;
ભરથની ભક્તિ નીમ સુણી, મન પામ્યા દુઃખ અપાર. ૧૬
પછી વિચાર્યું એ કાળબળ, કહેવા ન સુઝી વાત;

સહુ સભા અણબોલી રહી, નિરખે ત્યાં જુગતાત. ૧૭
ત્યારે ભરથજી ઉભા થયા, કર જોડીને તેણીવાર;
રઘુવીર સન્મુખ બોલીયા, સુણતાં સભાજન સાર. ૧૮
મહારાજ રાજધિરાજ હાવે, પધારો પુરમાંહે;
બંધુ બાળક પ્રજાને પાળો, સદા રહીને ત્યાંહે. ૧૯
કરો કામ પૂરણ દાસનાં, વિનતિ ધરો ચિત્ત આજ;
કલંક મારે શિર ચડયું, તે ઉતારો મહારાજ. ૨૦
હું અપરાધી તમતણો, તે શરણ રાખો નાથ;
તમો દીનબંધુ ઝાલો પ્રભુ, હું દીન કેરો હાથ. ૨૧
છો પ્રણતપાળ દયાળ નિર્મળ, અજીત બોધ અગાધ;
પૂરો મનોરથ દાસના, કરો ક્ષમા મુજ અપરાધ. ૨૨
એવું કહી ભરથ ગદગદ થયા, ચાલ્યાં નેત્રે આંસુ નીર;
ત્યારે બોલ્યા શ્રીરઘુવીર, કરુણા વચન મૃદુ ગંભીર. ૨૩
હે ભાઈ ભરથ કહ્યાં તમો, તે વચન સરવે સત્ય;
પણ આપણા કુળતણી રીતિ, જાણો છો તમો ગત્ય. ૨૪
તે માટે મેં કયમ ભંગ થાયે, તાતકેરૂં વચન;
લંછન લાગે કુળવિષે, થાય પૂર્વજ નરકપતન. ૨૫
જુઓ પિતાએ કેવું વચન પાળ્યું, નવ ડગાવી મત્ય;
તે કારણ તજ્યા પ્રાણ પણ, નવ જાવા દીધું સત્ય. ૨૬
પાળવાને પિતુવચન હું, નીકળ્યો વનમોઝાર;
જો આવું અવધ વીત્યાવિના, મુને સહુ કરે ધિક્કાર. ૨૭
વરસ ચતુર્દશ વન રહી, કરૂં દેવઋષિનાં કામ;
એમ પિતાવાણી સત્ય કરીને, આવીશ પાછો ગામ. ૨૮
ત્યારે ભરથ કહે મહારાજ પળશે, પિતાનું સત્ય વચન;
વરસ ચૌદ રહો સુખે, જે અવધપુર ઉપવન. ૨૯
નિકર મુજને કરો આજ્ઞા, હું જાઉં વનમાં નાથ;
તમો અવધપુરમાં પધારો, તેડી સીતા લક્ષ્મણ સાથ. ૩૦
હું દાસકેરે નિમિત્તે, સ્વામી તમારે જે વન;
તેણે કરી અપકીર્તિ મારી, થાય ચૌદ ભોવન. ૩૧

માટે પધારો પ્રભુ પુરવિષે, તો થાય સર્વ સનાથ;
હું શોક સિંધુમાંહે બુડું, ઝાલો મારો હાથ. ૩૨
જો ગમે તો વન કરો પૂરણ, ચતુર્દશ દિન આંહ્ય;
ચઉદ વરસ તે જાણજો, એ ચતુર્દશ દિન માંહ્ય. ૩૩
જ્યમ મનુષ્યનો એક સંવતસર, થાય દેવનો એક દિન;
એ ન્યાયે કરીને જાણજો, ત્યમ અમારે સ્વામિન. ૩૪
એમ અમો પ્રાકૃત જીવ છે, તમો દેવ છો ઉત્કર્ષ;
ચોદ દિન જે તમારા, તે અમારે ચતુર્દશ વર્ષ. ૩૫
જ્યમ ત્યમ કરી પ્રભુ પધારો, તમો અવધપુરીમાં આજ;
પુર આવતાં જે પાપ થાય, તે મારે શિર મહારાજ. ૩૬
રઘુવીર કહે એમ થાય નહિ, અઘટિત કર્મ અસત્ય;
એક બાણ ને એક પત્નીવ્રત, એક વચન મારે સત્ય. ૩૭
મેરુ ચળે દિગપાળ ડોલે, પશ્ચિમ ઉગે સૂર;
પૃથ્વી અવળી થાય, વરસે ચંદ્ર અગ્નિ નૂર. ૩૮
સમુદ્ર સાત મરજાદ મૂકે, એ થાય અઘટિત જાણ;
પણ વચન ભંગ ન થાય મેં, સુણો ભરથ સાચી વાણ. ૩૯
તે માટે ભાઈ જાઓ તમો, હવે અવધપુરમોઝાર;
રૂડી રીતે પાળજો સહુ, પ્રજા ને પરિવાર. ૪૦
એવાં વચન સુણી શ્રીરામનાં, થયાં લોક સર્વે નિરાશ;
રોમાંચિત થયા ભરથજી, મુખે મૂકતા નિશ્વાસ. ૪૧
તે દિવસ એમ વહી ગયો, પછે મૂકી મનની ધીર;
કલ્પાંત ઘણું ભરથે કર્યું, હા નવ કહી રઘુવીર. ૪૨
સાયંકાળ થયો તદા, આજ્ઞા કરી ગુરુનાથ;
ગયા સંધ્યા કરવા રામજી, ત્યારે ઉઠયો સરવે સાથ. ૪૩

વલણ

સહુ સાથ ઉઠયો તે સમે, ભરથે વિચાર્યું મન રે;
મેં રહેવાશે નહિ રામવિયોગે, માટે પાડું મારૂં તન રે. ૪૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे श्रीराम-
भरतसंवादे भरतशोकोनाम एकविंशतीतमोऽध्यायः ॥ २१ ॥

# અધ્યાય ૨૨ મો

રાગ મારૂ

પડી નિશા રવિ થયો અસ્ત, ત્યારે ઉઠયો તે સાથ સમસ્ત;
ગુરુસહિત ગયા શ્રીરામ, સેવાવંદન કરવા કામ. ૧
સાથે લક્ષ્મણ શત્રુઘન, પરિચર્યા કરે પાવન;
તેવે ભરથને આવ્યો લાગ, ત્યાંથી ઊઠી ચાલ્યા મહાભાગ.૨
ગિરિ ઉપર જઇને દૂર, ત્યાં કાષ્ઠ મેળવ્યાં શૂર;
મૂકયો અગ્નિ તેહ મોઝાર, કર્યો બળવાનો નિશ્ચે વિચાર. ૩
અગ્નિ પુંઠે પ્રદક્ષણા ફરતા, કર જોડીને સ્તુતિ કરતા;
રઘુવીરને અર્પ્યું મન, મુખ બોલતા એમ વચન. ૪
જ્યાં હું પામું જન્મનિવાસ, થાઉં રઘુવરકેરો દાસ;
એમ કહી થયા સત્વર ત્યાંહે, ઝંપલાવાને અગ્નિમાંહે. ૫
ત્યારે વાલમિક મુનિ મહારાજ, દીઠું કરતાં વિપરીત કાજ;
તતક્ષણ ધાયા મુનિનાથ, આવી ઝાલ્યો ભરથનો હાથ. ૬
રુદે સાથે આલીંગન દીધું, મન ભરથનું શીતળ કીધું;
અલ્યા ભરથ આ શું કરે કામ, પાળ આજ્ઞા કરે જે રામ.૭
તું ડાહ્યો બુદ્ધિવંત કહેવાય, સહસા કરે આત્મહત્યાય;
માટે ધીરજ રાખો મન, એ વાતે થાય મોટું વિઘન. ૮
ત્યારે ભરથ કહે મુનિરાય, મેં તો રામવિના ન રહેવાય;
તે માટે પાડું મારો દેહ, ઘણો પાપી અમંગળ એહ. ૯
હું કહેવાયો કેકઇનો તન, જે કારણ જાય રઘુપતિ વન;
માટે શું કરૂં જીવીને આજ, ત્યારે બોલ્યા શ્રીમુનિરાજ.૧૦
સુણ ભક્ત શિરોમણિ ભર્થ, એવો લાવીશ નાહ મન અર્થ;
કરે શું કરવા તું કલેશ, રામને નથી અંતર લેશ. ૧૧
તારી વિશ્વમાં રૂડી ખ્યાત, નથી કંહે તું કો ભુંડી વાત;
સાક્ષાત એ શ્રીહરિ રામ, અવતર્યા કરવા સુર કામ. ૧૨
ભૂમિનો ઉતારવા ભાર, કરવા અસુરતણો સંહાર;

કહ્યું ભવિષ્ય સકળ મુનિરાજ, રાવણાદિક વધનું કાજ. ૨૩
તે કરી પછી આવશે ઘેર, ત્યારે પામશો સુખ બહુ પેર;
એમ સમજાવ્યા ઘણું ભર્થ, તેડી લાવ્યા મુનિ સમર્થ. ૧૪
નિત્ય કર્મ કરી રઘુવીર, પૂછે લક્ષ્મણને રણધીર;
એવે ભરથ ગયા છે કયાંહે, જુવોને તેડી લાવો આંહે. ૧૫
એવે ભરથનો ઝાલી હાથ, તેડી લાવ્યા ત્યાં મુનિનાથ;
સમશ્યામાં સૂચવીયું તેહ, ભરથ કરતા હતા કૃત્ય જેહ. ૧૬
એવું સાંભળી શ્રીરઘુનાથ, ભીડયા ભરથને હૃદયા સાથ;
દુઃખ ઉપન્યું ભરથને મન, મોકળે મુખ કરતા રુદન. ૧૭
સહુ સાથ આવી મળ્યો ત્યાંહે, રઘુનાથ ઉભા છે જ્યાંયે;
જ્યમ કરુણા વિરહે ભૂપ, એમ ભરથને રઘુકુળ ભૂપ. ૧૮
રામ જોઇ ભરથ દુઃખ મન, હૃદે ચાંપીને કરતા રુદન;
મારા બંધવ એમ ન કીજે, ક્ષત્રીધર્મ સંભાળી લીજે. ૧૯
તમો છો ડાહ્યા ઘણું શું કહીયે, મોટાની આજ્ઞામાં રહીયે;
પૃથ્વીનું પદ જો ફરી જાય,તો મેં હવડાં ન પુરમાં અવાય.૨૦
ત્યારે ભરથ કહે મહારાજ, સાથે મુને તેડો સેવાકાજ;
રામ કહે એમ ના થાય વીર,મારી આજ્ઞા પાળો મતિધીર. ૨૧
ચઉદ વરસ પૂરાં પાવન, તેથી અધિક ચતુર્દશ દિન;
પંદરમા દિવસની મધ્યાન, હું તમને મળીશ દેઇ માન. ૨૨
સાચી અવધ કરૂં છું આંહે, ત્યારે હું આવીશ પુરમાંહે;
સરવે સાંભળતાં શ્રીરામ, એમ બોલ્યા પૂરણ કામ. ૨૧
પછે કરુણા કરી રઘુનાથ, ભરથને શિર મૂકયો હાથ;
શોક હરણ કર્યો શ્રીરામ, ભરથનું મન પામ્યું વિરામ. ૨૪
રામ આજ્ઞા થકી તેણીવાર, સરવે કર્યો ફળનો આહાર;
મુનિ માત બંધુ ને પ્રજાય, સહુને ખવરાવ્યાં ફળ રઘુરાય.૨૫
ગયા જનક પોતાને શિબિર, જાણ્યા સત્ય વચન રઘુવીર;
સુનેના તેડી સીતા સંગ, ગયાં નિજ આસન મનભંગ. ૨૬
સીતા લાગ્યાં પિતાને પાય, રુદે ચાંપી રોયા ઘણું રાય;
કુળદીપક પુત્રી મારી, વિશ્વમાં નથી ઉપમા તારી. ૨૭

ઘણું દોહલું વસવું વન, બાપ રાખજે ધીરજ મન;
સીતાને એમ ઘણું સમજાવ્યાં, નિજ આશ્રમ પ્રત્યે વળાવ્યાં.
એમ પાંચ દિવસ પરિવાર, રહ્યા ચિત્રકોટ મોઝાર;
જાણે અવધવાસી જન ત્યાંહે, અહિંથી નવ જઇએ પુરમાંહે. ૨૯
આજ્ઞા રઘુવરની ન લોપાય, રામે આગ્રહ કરી ન કહેવાય;
વિચારી પછે પૂરણ કામ, ગુરુ સાથે બોલ્યા શ્રીરામ. ૩૦

વલણ

શ્રી રામ બોલ્યા ગુરુસાથે, સુણો મુનિ મહરાજ રે;
સહુ સાથને તેડી જાઓ પુરમાં, તો થાય અમારૂં કાજ રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे श्रीरामेण भरतशोकानिवारणं नाम द्वाविंशतीतमोऽध्यायः ॥ २२ ॥

# અધ્યાય ૨૩ મો

રાગ મેવાડો

સરવે સાથ મળીને બેઠા, ચિત્રકૂટ મોઝારજી;
સ્ફટિક શિલાપર રામ બિરાજે, પાસે બ્રહ્મકુમારજી. ૧
સનમુખ સરવ અવધપુરવાસી, બંધુ આદે પરિજનજી;
તે સર્વ સાંભળતાં ગુરુની પ્રત્યે, બોલ્યા રામ વચનજી. ૨
મહારાજ હાવે પધારો અવધપુર, તેડીને સર્વે સાથજી;
સરવે રાજ પ્રજા ને બંધુ, સંભાળો મુનિ નાથજી. ૩
તમારે ભરૂંસે છે ભરથ શત્રુઘ્ન, રાખજો મસ્તક હાથજી;
ઘટે તેવી શિખામણ દેજો, સમરથ છો મુનિ નાથજી. ૪
તમે અમારે દશરથ સમ છો, છત્ર મુગટમણિ જાણજી;
ગુરુ પિતામાં ભેદ ન ગણવો, એમ કહે વેદપુરાણજી. ૫
ત્યારે મુનિવર કહે હો રામ સુણો, સહુ થાશે રૂડાં કાજજી;
પણ ભરથે પ્રતિજ્ઞા કઠણ કરી છે, માટે નહિ કરે રાજજી. ૬
ત્યારે તતક્ષણ ભરથ સભામાં ઉઠીને, બોલ્યા તેણીવારજી;
નિશ્ચે વાત હું કહું છું હાવે, નહિ જાઉં પુર મોઝારજી. ૭
તમો આવ્યા વિના જો હું પ્રવેશું, નગરમાંહે નિરવાણજી;
તો ગુરુના ચરણ તમારા પદની, નિશ્ચે મુજને આણજી. ૮

હું નંદીગ્રામ પાસે તપ સાધીશ, મૂકી માયા જંજાળજી;
જો અવધ વીતશે આવ્યાની તો, પ્રાણ તજીશ તત્કાળજી. ૯
એવું કઠણ પણ સુણી ભરથનું, દ્રવિત થયા રઘુનાથજી;
ત્યારે રત્નજડિત્ર પોતાની પાદુકા, આપી ભરથને હાથજી.૧૦
ભરથે લઇને જટામાં બાંધી, તતક્ષણ તેણીવારજી;
ભરથની ભક્તિ જોઇને સુરમુનિ, વખાણ કરતા અપારજી. ૧૧
જ્યમ શિવને મસ્તક ચંદ્ર બિરાજે,એમ શોભે પાદુકા શિષજી;
તેણે કરીને ભરથનો સર્વે, વિરહ શમ્યો તે દિશજી. ૧૨
પછે રામે બોલાવ્યા બે જણને, જે સુમંત ને શત્રુઘ્નજી;
ભાઇ તમો ગુણવાન છો ડાહ્યા, પાળજો મુજ વચનજી. ૧૩
રાજ ચલાવો રૂડી પેરે, પિતાના જેવી રીતજી;
ન્યાયે કરીને વરતજો કારજ, નવ કરશો વિપરીતજી. ૧૪
પરનો દ્રોહ પરધન પરદારા તે, સ્વપને ન લાવશો મનજી;
ઉલ્લંઘન નવ કરશો નિગમ પથ,નવ જશો મારગઅન્યજી.૧૫
સદા સેવજો સંત ગુરુ, દુર્જનથી રહેજો દૂરજી;
સાધુ દુર્બળ ગૌબ્રાહ્મણ, પ્રતિપાલન કરજો સુરજી. ૧૬
ઘણો કલેશ દુઃખ આવે ત્યારે, રાખવી ધીર સંભાળજી;
કથા કીરતન પુરાણ શ્રવણથી, સ્વધર્મે નિગમજો કાળજી. ૧૭
વર્ણાશ્રમનો ધર્મ ન તજીયે, પ્રાણ જતાં નિરધારજી;
નિત્યમેવ મન સાથે કરીયે, સારાસાર વિચારજી. ૧૮
દેવે આપી હોય ઘણી સંપતિ, તેનું ન કરીયે માનજી;
જગત સહુ એક આત્મા જોજો, પૂરણ દૃષ્ટિ સમાનજી. ૧૯
કુસંગમાં રહેશો ન ક્ષણું એક, થાશે બુદ્ધિનો નાશજી;
લોભી લંપટ વિષયી કામી, તે થકી રહેજ્યો નિરાશજી. ૨૦
પરનું ભુંડું જો ચિંતવશો તો, પામશો દુઃખ અપારજી;
પ્રજા પાળજો રૂડી પેરે, ચલાવજો રાજવહેવારજી: ૨૧
ગુરુને પૂછીને પગલું ભરજો, કહે તે કરજો કામજી;
માતાઓની સેવા કરજો, એ ઠરવાનો ઠામજી. ૨૨
અમૃતની વૃષ્ટિ થાય જેવી, એવાં રામવચનજી;

સુણતાં શીતળ થયા સર્વ જન, ધીરજ આવી મનજી. ૨૩
હાવે જનકરાયને કહેછે રઘુપતિ, તમોજાજોઅવધપુરજ્યાંહેજી;
રાજકાજ સંભાળીને વળતા, જાજો જનકપુર માંહેજી. ૨૪
તમો અમારે માથે છત્ર છો, વૃદ્ધ વડિલ અમિતજી;
જઇ શીખવજો શત્રુઘનને, રાજકાજની રીતજી. ૨૫
એમ સુમંત શત્રુઘ્ન જનક ગુરુને, સોંપણ કીધી રામજી;
પછે માતાઓની પાસે આવ્યા, પોતે પૂરણ કામજી. ૨૬
સાષ્ટાંગ કરીને ચરણે લાગ્યા, બોલ્યા વિનય વચનજી;
માતાજી હાવે મંદિર પધારો, ધીરજ રાખી મનજી. ૨૭
અવધવાસી જન સહુ દુઃખ પામે, વસવું ગિરિ પાષાણજી;
શીતળ જળ ફળઆહારનેઆતપ, ભૂમિશયનનિરવાણજી.૨૮
હું ચઉદ વરસ વીત્યા પછીઆવીશ, ચિંતા ન કરશો મારીજી;
સર્વ ઠેકાણે વિજય હું પામીશ,આશિષ ફળશે તમારીજી.૨૯
તમારા પુંણ્યે કરીને માતા, કુશળ થશે સહુ કાજજી;
ગુરુ સુમંત શત્રુઘ્ન મળીને, ચલાવશે શુભ રાજજી, ૩૦
ત્યારે રૂદન કરંતાં માતા કહે છે, શું કહું તમને રામજી;
સર્વ વાત વિધિયે, કરી અવળી, વણસાડ્યું સહુ કામજી. ૩૧
અમો અનાથની સંભાળ લેજો, રઘુવર કુળના દીપજી;
તમો ત્રણે જણ વિખુટાં નવ પડશો, રહેજો સદા સમીપજી. ૩૨
એવું કહી પછે જનકસુતાને, ભેટયાં બન્યો માતજી;
રૂપ સકોમળ જોઇ સીતાનું, કરતાં આંસુપાતજી. ૩૩
અરે બાપ તને બાળપણામાં, દૈવે દીધો વનવાસજી;
મારી મીઠી હાવે ક્યારે મળીશું, ક્યારે બેસીશું પાસજી. ૩૪
પછી રામ લક્ષ્મણને રૂદે શું ચાંપ્યા,સુમિત્રાકૌશલ્યાયે ત્યાંયજી;
સુનયના સીતાને મળીયાં, દુઃખ પામ્યાં મન માંહ્યજી. ૩૫
સીતાએ માતને ધીરજ આપી, નિવર્ત્યો સંદેહજી;
થયાં તત્પર પછે પુર જવાને, સુખાસન બેઠાં તેહજી. ૩૬
સૈન્ય સકળ સાવધાન થયું, વળી અવધપુરના લોકજી;
સજળ નેત્રે થઇ રામનેભેટયા,મનમાં થયો ઘણો શોકજી. ૩૭

સુમંત શત્રુઘ્ન આદે સરવે, મળીયો પ્રજાનો સાથજી;
ગુરુ વશિષ્ઠને પાયે લાગ્યા, લક્ષ્મણ શું રઘુનાથજી. ૩૮
જનકરાયને ભુજ ભરી ભેટયા, વિનવિયા બહુ પેરજી;
પાંચ દિવસ અયોધ્યામાં રહી, પછી જાજો તમારે ઘેરજી. ૩૯
ઘો રાજા આવી ચરણે નમ્યો ત્યારે, બોલ્યા શ્રીરઘુરાયજી;
રાય તમો ઘણો ઉપકાર કર્યો, ને રાખી મારી લાજજી. ૪૦
ફળજળ તૃણ પહોંચાડયું સહુને, જથાજોગ સુણો ધીરજી;
અવધપુરના લોક સકળને, સુખીયા કીધા વીરજી. ૪૧
હવે જાઓ ઘેર સુખ પામશો બહુ વિધ, રહેજો નિર્મળ મનજી;
ભરથની પાસે જઈ આવજો કોઇ દિન,પાસે છો રાજનજી. ૪૨
એવાં દીનદયાળનાં વચન સુણી, થયો ગદગદ ગુહકરાયજી:
કૃપાનાથ સહુ કૃપા તમારી, હું પામરથી શું થાયજી. ૪૩
પછી નમી રાયને ચાલ્યા ભરથજી, ગુરુ જનક તેણીવારજી;
ચિત્રકૂટ ઉપરથી ઉતર્યા, પ્રજા સૈન્ય પરિવારજી. ૪૪

વલણ

પરિવાર સરવે ચાલિયો, સાથે અવધપુરની પ્રજાય રે;
મન નથી જવાનું પુરવિષે, પણ આજ્ઞા કરી રઘુરાય રે. ૪૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांड पुरवासिभिः सह भरतस्य अयोध्या प्रतिगमनं नाम त्रयोविंशतितमोऽध्यायः ॥

## અધ્યાય ૨૪ મો

રાગ વેરાડી

હવે ચિત્રકોટથી ચાલ્યા સરવે, અવધવાસી તેણીવાર;
ભરથજીએ સાષ્ટાંગ કર્યો, પછે દૂર જઈ નિરધાર. ૧
ભરથ નમતાં નમીયા સરવે, સજળ થયાં લોચન:
પ્રયાગ આવ્યા ત્યારે વળતો, આથમિયો છે દન. ૨
તીરથરાજને તીરે ઉતર્યા, મન રઘુવરનું ધ્યાન;
ઘો રાજાયે ફળ જળ આપ્યું, કરીયું છે સનમાન. ૩
પછે પ્રાતઃકાળે ઉઠી ચાલ્યા, આવ્યા ગંગાતીર;
ત્યાં ઘો રાજાયે રાખ્યા સહુને, સ્વાગત કીધી બીર. ૪

હવે ત્યાં થકી આવ્યા નંદી ગ્રામમાં, બારણે બેઠા ભરથ;
ઉપવનમાંહે આશ્રમ કીધો, તપ કરવા સમરથ.
રામતણી જે ચરણ પાદુકા, શીશ ધરી મહાભાગ;
કનક કામની આદે સુખનો, ભરથે કીધો ત્યાગ.
વટપય સીંચી બાંધી જટા ને, વલ્કલ વેષ્ટિત અંગ;
અન્ય તપસ્વી સાધુ કેટલા, આવી રહ્યા છે સંગ.
રામચરિત્ર તે કહે સાંભળે, અહરનિશા અનુરાગ;
અન્યવિરક્ત તે વિસ્મે પામ્યા, જોઇ ભરથનો ત્યાગ.
હાવે ગુરુ સુમંત શત્રુઘ્ન આદે, માત પ્રજા પરિવાર;
જનકસહિત અવધપુર આવ્યા, સરવે રાજદ્વાર.
રામપાદુકા મૂકી સિંહાસન, સભા કરીને તેણીવાર;
પછે શત્રુઘ્નને સુમંત ચલાવે, રાજકાજ વહેવાર. ૧
ગુરુની આજ્ઞા પ્રમાણે વરતે, પાળે પોતાનો ધર્મ;
શત્રુઘ્નની હાક ઘણી તે, લોક માને છે પર્મ. ૧
પાંચ દિવસ રહ્યા જનક અવધપુર, ચલાવ્યો રાજવહેવાર;
પછે વશિષ્ઠની આજ્ઞા માગી ગયા, તે મિથુલાપુર મોઝાર. ૧
નંદીગ્રામમાં ભરથ રહ્યા, શત્રુઘ્ન ચલાવે રાજ;
વશિષ્ઠમુનિ નિત્ય આવે સભામાં, શિખવતા સહુ કાજ. ૧
રાજ એ રીતે અવધપુરીમાં, કારજ ચાલ્યું જાય;
હાવે રામ રહ્યા છે ચિત્રકોટમાં, તેની કહું કથાય. ૧
ભરથ વળાવી રામને લક્ષ્મણ, આવ્યા નિજ આશ્રમ;
પછી સીતાસહિત મળીને બેઠા, પોતે પૂરણ બ્રહ્મ. ૧
ભરથની ભક્તિ ભાવ લોકનો, માતનો શોક અપાર;
તે સંભારી થયા ગદગદ રઘુપતિ, કહેતા વારંવાર. ૧
ત્યાર પછી શ્રોતાજન સુણજો, રામ રહ્યા છે જ્યાંહે;
ચિત્રકોટના વિપ્ર સકળને, મળ્યા એકઠા ત્યાંહે. ૧
ભક્તિરહિત બહિરમુખ બ્રાહ્મણ, દંભી કર્મજડ જેહ;
તે સર્વે રામની પાસે આવ્યા, કહેવા લાગ્યા એહ. ૧
સુણો રામ તમો અહીં નવ રહેશો, જાઓ બીજા વનમાંહે;

સુંદર નાર તમારી છે માટે, અસુર આવશે આંહે. ૧૯
ત્યારે અમને વિઘ્ન કરશે અતિઘણું, આવશે નિશિચર જૂથ;
હજુ જાણ્યું નથી માટે નથીઆવ્યા, અધરમી અસુરવરૂથ.૨૦
દંડક વનમાં રહે છે ઘણા, ખર દુખર ત્રિશિરા જેહ;
એ આવશે અહીં તો અમારાં સરવે, ઘર ભંગ કરશે તેહ. ૨૧
તે માટે તમો અહીંથી જાઓ લેઈ, સુંદર સ્ત્રી વેશ;
નહિ તો અમારે જવું પડશે, ઘર મૂકીને દૂર વિદેશ. ૨૨
વાલ્મિક મુનિ ઘણું વારે છે પણ, વિપ્ર અતિ અજ્ઞાન;
નથી જાણતા રૂપ રામનું, મિથ્યા જાતિમાન. ૨૩
ત્યારે રામ કહે મુનિવર નવ બિહિશો, ધીરજ રાખો મન;
જો કોઈ અસુર અહીં આવશે તો,હું નિશ્ચે પમાડું પતન.૨૪
હું અસુરને હણવા નીકળ્યો છું વન, પાળવા તમને વિપ્ર;
માટેનિરભેથકીતમોઆશ્રમરહો, વરતોસુખઆનંદક્ષિપ્ર. ૨૫
એમ ઘણાં વચન કહી ધીરજ આપી, રઘુપતિએ તેણીવાર;
પણ બ્રાહ્મણ સહુ અવિશ્વાસી તેણે, નવ માન્યું નિરધાર. ૨૬
પછે નિશા વિષે સહુ વિપ્ર પલાયા, નિજ કુટંબ લેઇ સાથ;
એકવાલ્મિકવિનાગયાસહુબ્રાહ્મણ,ઓળખ્યાનહિરઘુનાથ.૨૭

વલણ

ઓળખ્યા નહિ રઘુનાથને, ગયા વિપ્ર ઉઠીને સત્ય રે;
પ્રાતઃકાળ હવો તદા, ત્યારે શ્રીરામે જાણી વાત રે. ૨૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे भरतेन श्रीरामार्थे तपसमारंभो नाम चतुर्विंशतितमोऽध्यायः ॥२४॥

---

# અધ્યાય ૨૫ મો

રાગ ધનાશ્રી

બ્રાહ્મણ ઉઠી ગયા સહુ રાતે જી,
તે રઘુપતિએ જાણ્યું પ્રભાતે જી;
ઘણું દુઃખ ધરીને શોચે શ્રીરામ જી
વાલ્મિક મુની આવ્યા તેણે ઠામ જી. ૧

ઢાળ

તે ઠામ આવ્યા મુનિ વાલ્મિક, રામશું બોલ્યા તદા;
તમો શું કરવા કરો શોચના, એ વિપ્ર સકળ ગયા જદા. ૨
નથી જાણતા એ રૂપ તમારૂં, ઈશ્વરતા ગુણ ઓજ;
સૌ બ્રાહ્મણ એ અજ્ઞાન છે, શિર વહે મિથ્યા બોજ. ૩
સુણો રામ જેણે ઓળખ્યા નહિ, પ્રભુ જે સાક્ષાત;
ધિક્કાર તેના જ્ઞાનને, શું થયું દ્વિજ કુળ જાત. ૪
તેનાં કર્મ તે વિકર્મ સહુ, આચાર તે અનાચાર;
તેની વિદ્યા સર્વે વ્યર્થ જ્યમ, ખર યથા ચંદન ભાર. ૫
જ્યમ મુગ્ધા બત્રિશ લક્ષણી, સુંદરી ચતુર અનુપ;
પતિસેવામાં અનુકૂળ નહિ, તો બળો તેનું રૂપ. ૬
એમ શાસ્ત્ર વેદ પુરાણ ભણિયા, ભજ્યા નહિ ભગવાન;
તે સ્વારથી જડ નીચ જાણો, ઉદર પોષણ ધ્યાન. ૭
ભગવંતની ભક્તિવિના, નવ પામે કો સદ્ગત્ય;
નથી આપતી ફળ અન્ય વિદ્યા, એહ જાણો સત્ય. ૮
કિરાતનું તીર્થાટણ જેમ, અંત્યજનો આચાર;
એમ સર્વે વિદ્યા વ્યર્થ જો, નવ ભજ્યા જુગદાધાર. ૯
એ પ્રકારે રઘુવીરશું, બોલીયા વાલ્મિક મુન્ય;
ત્યારે રામ કહે હવે અમો અહિંથી, જઇશું બીજે વન. ૧૦
મુનિ કહે સહુ દ્વિજ તેડી લાવું, તમો રહો મહારાજ;
રામ કહે જાઉં સર્વથા, મારે કરવું છે બહુ કાજ. ૧૧
ચિત્રકુટ મૂકિ રામ જાશે, આગળ દંડકવન;
આરણ્ય કાંડમાં તે કથા હવે, કહેવાશે પાવન. ૧૨
અયોધ્યા કાંડની કથા કહી, પૂરણ અરથસહિત;
ગાતાં સુણતાં શિખતાં જન, થાય વિશદ પુનિત. ૧૩
મૂરખ કંઇ જાણે નહિ, હરિકથા રસનો સ્વાદ;
હરિજન સુણે સાદરે, શ્રદ્ધાસહિત રહિત પ્રમાદ. ૧૪
મતિમંદ આગળ મિથ્યા રસ, એ કથા ન ધરે કાન;
જ્યમ ભસ્મમાં આહુતિ જેવી, બધિર આગળ ગાન. ૧૫

સુવાસ કંજની ભ્રમર લે, સુખ દાદુર ને નહિ લેશ;
ચકોર સેવે ચંદ્રને, સુખ નહિ કુર્કટ વેશ. ૧૬
હંસ મુક્તાફળ ચરે તે, બગ ના જાણે સ્વાદ;
ઘન ગરજનાયે મોર નાચે, ઉલુક નહિ આલ્હાદ. ૧૭
ખર ન જાણે સ્વર ગાનમાં, ભોજન ખટરસ કાગ;
વિષયી લંપટ ન જાણે, હરિભક્તિ વિરતિ ભાગ. ૧૮
જે રામકથાના રસિક જન, રઘુનાથ ભક્ત સુજાણ;
સુણી મગન ડોલે પ્રેમમાં કહે, કરે અમિત વખાણ. ૧૯
સહુ ભગવતીની કૃપાયે, ગુરુ ઇષ્ટ કરૂણાવાન;
એ અયોધ્યાકાંડની કથા કહી, યથામતિ અનુમાન. ૨૦
વાલ્મિકી રામાયણ થકી, પ્રાકૃત કર્યો વિસ્તાર;
માંહી સંમત છે નાટકતણો તે, મેળવ્યો અનુસાર. ૨૧
સંસ્કૃતથી પ્રાકૃત કર્યું, પણ અરથનો એક ભાવ;
પતિતપાવન રામાયણ, ભવસિંધુ તરવા નાવ. ૨૨
ચોપાઇ આડસે એકાવન, પંચ વીસ અધ્યાય સાર;
એ કથા અયોધ્યા કાંડની, પૂરણ કર્યો વિસ્તાર. ૨૩

વલણ

વિસ્તાર કર્યો યથા બુધ્ધે, રામ કયા ગુણ ગાન રે;
દાસ ગિરિધર નિમિત્તમાત્ર એ, કરતા શ્રીભગવાન રે. ૨૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अयोध्याकांडे वाल्मिकिना तपस्वीरूपकथनं नाम पंचविंशतितमोऽध्यायः ॥२५॥**

**इति श्रीअयोध्याकांडःसमाप्तः॥**

## ॥ अथश्रीअरण्यकांड प्रारंभः ॥

### અધ્યાય ૧ લો

રાગ ધન્યાશ્રી

શ્રીગુરુ ચરણે સદા શિર નામું જી,
શ્રીપુરુષોતમની કૃપા ફળ પામું જી;
રઘુવર લીલા સુખદ અપારજી;
કંઈ એક વાતનો કરૂં વિસ્તારજી. ૧

ઢાળ

વિસ્તાર કરૂં રઘુનાથ લીલા, જથા બુદ્ધ અનુસાર;
શ્રીગણપતિ સરસ્વતી શિવજી, ઉમા કરજો સાર. ૨
સહુ સંતને ચરણે નમું, કર જોડી લાગું પાય;
બાળક જાણી દયા કરજો, ગાઉં રામકથાય. ૩
બાળકાંડ ને અયોધ્યાની, કથા કહી પાવન;
આરણ્યકાંડ કથા કહું તે, શ્રોતા ધરજો મન. ૪
આધાર રામાયણ તણો, વાલ્મિકી જેનું નામ;
હનુમાન નાટકની કથા, માંહે મેળવી અભિરામ. ૫
જય જાનકીવર જગતભૂષણ, ભક્તવત્સલ ભૂપ;
ધર્મસ્થાપન અવતર્યા ભૂ, અખિલ મંગળ રૂપ. ૬
નીલોત્પલદલશ્યામ સુંદર, જટા મુગટ વિશાળ;
રાજીવલોચન દુઃખમોચન, અભય વરદ કૃપાળ. ૭
કટી તુણીર શર કર ધનુષ્ય ધર, સૌમિત્ર સીતાસંગ;
પિતુ વચનપાળક સત્ય વ્રત, વન નીકળ્યા શ્રીરંગ. ૮

ચિત્રકૂટમાં આવી રહ્યા, વાલ્મિક મુનિ રહે જ્યાંહે;
સહુ સાથ શું રઘુનાથ મળવા, ભરથ આવ્યા ત્યાંહે. ૯
ઘણાં કહ્યાં વચન વિવેકનાં, ભરથને શ્રીરઘુવીર;
પાદુકા આપી શોક સરવે, સમાવ્યો રણધીર. ૧૦
ગયા અવધવાસી મળી સરવે, અવધપુરની માંહે;
નંદીગ્રામ પાસે ભરથ બેઠા, તપ કરવાને ત્યાંહે. ૧૧
પછી રામચંદ્રે વિચાર્યું, બોલિયા લક્ષ્મણ સાથ;
આ ઠામ દીઠો આપણો, વળી આવશે સહુ સાથ. ૧૨
જો અવધવાસી આવશે અહીં, નિરંતર દિનરાત;
તો ઉપાધિ થશે આપણે, માટે જઇયે અહીંથી ભ્રાત. ૧૩
એમ વિચારી રઘુનાથજી, તત્પર થયા બે વીર;
કટી કસ્યા ભાથા ધનુષ લીધાં, ચાલીયા રણધીર. ૧૪
વાલમીક મુનિને નમ્યા વળતા, જોડીને જુગ હાથ;
પછી સીતા લક્ષ્મણ સહિત ચાલ્યા, ત્યાં થકી રઘુનાથ. ૧૫
ચિત્રકૂટ ઉપરથી ઉતર્યા, ચિંતવ્યો દક્ષિણ પંથ;
નમસ્કાર કરી તે ભૂમિને, ચાલીયા સીતા કંથ. ૧૬
આગળ શ્રીરઘુનાથજી, મધ્યમાં છે સીતાય;
પૂંઠે લક્ષ્મણ આવતા, એમ મારગ ચાલ્યા જાય. ૧૭
અનેક આશ્રમ મુનિતણા, આવતા મારગમાંહે;
તે મુનિ આગ્રહે કરી રાખે, રહેતા રઘુવર ત્યાંહે. ૧૮
કંઇ વરસ કંઈ એક માસ રહે, કંઈ પક્ષ કંઈ એક રાત;
ખટમાસ કંઈ બે માસ કંઇ, દિન પાંચ ને કંઈ સાત. ૧૯
એમ મારગમાં રહેતા થકા, ચાલતા શ્રીરઘુવીર;
એવે સિંહાદ્રી પર્વતવિષે, આવીયા છે રણધીર. ૨૦
ત્યાં આશ્રમ છે અત્રિતણો, અનસૂયા સતી કહેવાય;
થયા જેના પુત્ર બ્રહ્મા, વિષ્ણુ ને શિવરાય. ૨૧
વિધિ ચંદ્રમા શિવ દુર્વાસા, વિષ્ણુ દત્તાત્રી રૂપ;
એમ દેવ ત્રણે અવતર્યા, જેની કીરતિ તેજ અનુપ. ૨૨
સાક્ષાત પૂરણ બ્રહ્મ સ્વામી, દત્ત જે કહેવાય;

તે સિંહાદ્રી પર મળ્યા પોતે, ભેટયા શ્રીરઘુરાય. ૨૩
જેમ ગંગાને યમુના મળે, એક ગૌર ને એક શ્યામ;
એમ દત્તને રઘુવીર મળીયા, બંન્યો પૂરણ કામ. ૨૪
જેનો નાશ કલ્પાંતે નથી, અવધૂત વેશે એહ;
સ્વર્ગથી આવે દેવતા, નિત્ય પૂજન કરવા તેહ. ૨૫
તે દત્તાત્રીનું કરી દરશન, જાય પાછા દેવ;
એમ અમર અર્ચન નમન સેવા, આચરે નિત્યમેવ. ૨૬
તે દત્તાત્રી એવું નિત્ય કરતા, પ્રાતઃસ્નાન પ્રયાગ;
અનુષ્ઠાન પંચાળેશ્વરીમાં, જપ કરે મહાભાગ. ૨૭
મધ્યાને ભિક્ષા માગતા, કરવીરપુરની માંહે;
સિંહાદ્રી સાંજે આવતા, નિવાસ કરતા ત્યાંહે. ૨૮
એવા દત્તાત્રીને મળ્યા રઘુપતિ, હરખ્યા અન્યો અન્ય;
પછી અત્રિ ઋષિની પાસ આવ્યા, પોતે જુગજીવન. ૨૯
તે મુનિતણે ચરણે નમ્યા, લક્ષ્મણ સહિત રઘુનાથ;
અનસૂયાને કરી વંદના, ત્રણ જણ લાગ્યા પાય. ૩૦
સતીયે વળી આશીષ દીધી, સીતાને તેણીવાર;
શિર હસ્ત મૂકી અનસૂયાયે, લીધાં અંક મોઝાર. ૩૧

વલણ

અંકમાં લીધાં જાનકીને, અનસૂયા જે માત રે;
રામ લક્ષ્મણ મુનિ પાસે, બેઠા કરતા પરસ્પર વાત રે. ૩૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांड दंडकारण्ये आत्रेराश्रमागमनो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો

રાગ દેશાખ

મુનિયે પૂછયું રામને ત્યાંહે, જે કારણ નિકળ્યા વન માંહે;
તે વૃત્તાંત સરવે માંડી કહ્યું રે. ૧

ઢાળ

તે વૃત્તાંત સરવે માંડી કહ્યું, મુનિવરને શ્રીરઘુરાય;
પછી અનસૂયા કરૂણા કરી બોલ્યાં, સાંભળ હો સીતાય. ૨

સ્ત્રીને સ્વામીની સેવા કરવી, મોક્ષધર્મ છે એહ;
સાચી વાત પતિને કહેવી, રાખવો નહિ સંદેહ. ૩
અંધ પંગુ ને દરીદ્રી રોગી, વ્યસની પાપી કામી;
પણ ઇંદ્રિ સમાન સતીએ ગણવો,જે પોતાનો સ્વામી. ૪
આપત કાળે દુઃખ વેળાયે, રહીયે સ્વામીની સાથ;
અખંડ આજ્ઞા પાળીયે સત્વર, કયારે ન દુભીયે નાથ. ૫
ઈશ્વરે આપી હોય ઘણી સંપત્તિ, દાસ દાસી ઘેર પર્મ;
પણ સ્વામીસેવા સ્વહસ્તે કરવી, એહ સતીનો ધર્મ. ૬
નિર્દય શઠ મૂરખ પતિ હોય પણ, તેની સેવા કરીયે;
સ્વામીને ચરણે ચિત્ત રાખીને, ભવસાગરને તરીયે. ૭
પતિવંચક વ્યભિચારી સ્ત્રી, તેનો સંગ ન સ્વપ્ને કીજે;
ઈશ્વર સમ અન્ય પુરુષ હોય પણ, તે શું ચિત્ત નવ દીજે.૮
પેહેલા પતિ પછી પરમેશ્વર, ભજીયે એક સ્વરૂપ;
ને સતી કેરી કરે વંદના, બ્રહ્મા સુરપતિ ભૂપ. ૯
એમ પતિવ્રતા તે સાચી જે કો, પાળે વ્રત પતિનું;
તપસ્વી કેરા તપથી વાધે, અધિકું તેજ સતીનું. ૧૦
સુણ સીતા તું પરમ સાધ્વી, લક્ષ્મીનો અવતાર;
તુજને હું શો ધર્મ શીખવું, ત્રિભુવન પતિની નાર. ૧૧
પણ લોકના હિત કારણ મેં કંઈ એક,ધર્મ કહ્યા સુણ માય;
તું કલ્યાણી હરિની રાણી, સકળ ધર્મ તુજ પાય. ૧૨
પછે આશિરવાદ ઘણો એવું કહી, અનસૂયાએ દીધો;
નિજ લલાટેથી લેઇ કુમકુમ, સીતાને ચાંદલો કીધો. ૧૩
અમૂલ્ય વસ્ત્ર આપ્યાં કો કાળે, ન ફાટે ન થાય મલીન;
પુષ્પનો હાર ઘાલ્યો સીતાને, ન કરમાયે કોઇ દિન. ૧૪
સુવાસ લેપન અંગ કર્યું, રહે સદા સુંગધીવાન;
એમ સીતાની સ્વાગત કરીને, પછે આપ્યું અભય વરદાન.૧૫
તુજને કંઇ ઘણું વિઘ્ન થશે પણ, ધીરજ રહેશે મન;
કુશળ રહીશ તું જનકનંદિની, વ્યથા નહિ પીડે તન. ૧૬
અનસૂયા એવું કહી ઉઠયાં, તેડી રામલક્ષ્મણને સાથ;

પછે રેણુકાનાં દર્શન કરાવ્યાં, ગ્રહી સીતાનો હાથ. ૧૭
જેને પેટે ભૃગુપતિ અવતર્યા, એવાં જગત અંબાય;
પ્રથમ અવતારની રામની માતા, જે અવતર્યાં કૌશલ્યાય.૧૮
એવાં રેણુકાજીને જોઇને, રામે કરીયો છે સાષ્ટાંગ;
ચરણવંદના બહુવિધ કીધી, લક્ષ્મણ સીતા સંગ. ૧૯
પછે રેણુકાની ઘણી સ્તુતિ કરી છે, કર જોડી રઘુવીર;
તે દિવસ રહ્યા મુનિવરને આશ્રમ, ધર્મધોરીંધર ધીર. ૨૦
પ્રાતઃ સમે ઉઠીને વળતા, દક્ષિણ પંથ પળાય;
અનસૂયા અત્રિની આજ્ઞા, માગી શ્રીરઘુરાય. ૨૧
ત્યારે અત્રિ કહે સુણો હો રઘુનંદન, કહું તમને એક વાત;
આ વનમાં એક વિરાધ નામે, જક્ષ રહે સાક્ષાત. ૨૨
માટે જાનકી કેરૂં જત્નજ કરજો, સાચવજો બહુ પેર;
નહિ તો દુષ્ટ મારગમાં આવી, કરશે મોટો કેર. ૨૩
એવું સુણીને ચાલ્યા ત્યાંથી, સીતાસહિત બે વીર;
કોદંડ ભરાવ્યાં સ્કંધવિષે, કર શર એકેકો ધીર. ૨૪
કોમળ ચરણે નથી ચલાતું, થાકે છે સીતાય;
ત્યારે દૂર જઇ તરૂવરની હેઠળ, ઉભા રહે રઘુરાય. ૨૫
પછે પુંઠેથી આવી મળે સીતા, જાણે એમજ મન;
ઘણું થાકયા હશે રામ લક્ષ્મણ, છે કોમળ તેમનાં તન; ૨૬
ત્યારે જાનકી કહે આ વૃક્ષની હેઠળ, બેસો તમો મહરાજ;
શીતળ જળે પખાળી તમારા, ચરણ હું ચાંપુ આજ. ૨૭
એવાં વૈદેહીનાં વચન સાંભળી, દ્રવિત થયા ચિતરામ;
હે જનકકુમારી અતિસુકુમારી,સુંદરી પૂરણ કામ. ૨૮
તારૂં મુખકમળ કરમાય છે તે મુને, દુઃખ લાગે ઘણું મન;
તારા કોમળ ચરણે ચલાતું નથી, જોઇ દાઝે મારૂં તન. ૨૯
એવું કહી લોચન જળ ભરીયું, પ્રેમે કરી રઘુનાથ;
પછે કૃપા કરી સીતાના મુખપર, ફેરવ્યો રામે હાથ. ૩૦
ત્યારે શ્રમ સકળ તે દૂર થયો ને, સીતા થયાં સાવધાન;
કૃપાનાથ હાવે ચાલો અહિંથી,લક્ષ્મણજી ગુણવાન. ૩૧

પછે ઉઠીને ચાલ્યા વૃક્ષ તળેથી, સુણી સીતાનાં વચન;
આગળ રઘુપતિ મધ્ય જાનકી, પુંઠે સુમિત્રા તન. ૩૨
સરોવર આવે ત્યાંહાં ત્રણે જણ, બેસી કરે જળપાન;
તરુછાયા શ્રમ દૂર કરીને, ચાલે શ્રીભગવાન. ૩૩

વલણ

ચાલે શ્રીભગવાન પોતે, દક્ષિણ પંથ પળાય રે;
તે મારગમાં જે વિરાધ મળીયો,તેની કહું કથાય રે. ૩૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे सीताप्रति अनसूया पतिव्रताधर्म कथनं नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

# અધ્યાય ૩ જો

રાગ મારુ

ચાલ્યા જાયે લક્ષ્મણને રામ, પૂંઠે આવે સીતા અભિરામ;
તે વનમાં આવ્યો વિરાધ, રજનીચર ઘોર અગાધ. ૧
મહા પ્રચંડ રૂપ વિશાળ, તેણે દીઠી જનકની બાળ;
પૂંઠેથી આવી માયા કીધી, તેણે જનક સુતા હરી લીધી. ૨
જેમ વ્યાઘ્ર લેઇ જાય હરણી, કરી દુષ્ટે તે એવી કરણી;
લેઇ ચાલ્યો ગગનમોઝાર, ત્યારે સીતાયે કરીયો પોકાર. ૩
હા લક્ષ્મણ હા રઘુવીર, મારી વારે ધાઓ રણધીર;
જોયું પાછું રામે જ્યારે, જાનકી નવ દીઠાં ત્યારે. ૪
અરે લક્ષ્મણ કયાં ગઇ સીતા, તેવું કહીને થયા ભયભીતા;
છે સઘન વૃક્ષની છાંય, તેણે આકાશ નવ દેખાય. ૫
મૂકયાં લક્ષ્મણે બાણ પ્રચંડ, તરૂશાખા છેદી કરી ખંડ;
દુષ્ટને દીઠો રામે દૃષ્ટ, સીતાને બેસાડી પૃષ્ટ. ૬
રામ કહે ઉભો રહે ભૂર, અલ્યા હવે કયાં જાય અસુર;
અરે અંત્યજ દુર્મત્ય વ્યાપી, જીવતો નહિ મૂકું પાપી. ૭
એવું સાંભળી વઢવા આવ્યો, સીતા મૂકીને પરવત લાવ્યો;
કરી ગરજના ઘોર અપાર, ભૂમિકંપ થયો તેણીવાર. ૮
રામે બાણ મૂકયાં થઇ સ્વસ્થ, કાપી નાખ્યા તેના બે હસ્ત;
ભુજરહિત ધાયો તે દીશ, મૂકી બાણને છેદ્યું શીષ. ૯

પામ્યો મૃત્યુ અસુર નિરધાર, દિવ્યરૂપ થયો તેણીવાર;
આવી ઉભો રામ સનમુખ,સ્તુતિ કરવા લાગ્યો પામી સુખ.૧૦
ધન્ય ધન્ય રઘુપતિ મહારાજ, મને શાપ મુક્ત કર્યો આજ;
હું પૂર્વે હતો ગાંધર્વ, નામ તુમ્મર ધરતો ગર્વ. ૧૧
મદ્યપાન કરી એકવાર, ગયો ધનદ સભા મોઝાર;
ત્યાં કરવા માંડયું ગાન, ત્યારે ચૂકયો તાલ સ્વરમાન. ૧૨
કુબેરે તવ દીધો શાપ, દુષ્ટ અસુર થજે તું આપ;
નામ વિરાધ ઘોર વનમાંહે, નિશાચર થઇ રહેજે ત્યાંહે. ૧૩
ત્યારે કંપ્યો હું નિર્ધાર, અનુગ્રહ પૂછયો તેણીવાર;
કુબેરે કહ્યું દશરથ રાય, તેને પુત્ર થશે રઘુરાય. ૧૪
પાળવાને પિતાનું વચન, તે રામ નીકળશે વન;
ત્યારે તુજને મારશે રામ, શાપ મુક્ત થશે તે ઠામ. ૧૫
પાછો પામીશ મૂળ સ્વરૂપ, તુને મળશે રઘુકુળ ભૂપ;
તે હું શાપ મૂકાયો આજ, મુને કૃપા કરી મહારાજ. ૧૬
એવું કહી નમ્યો ચરણ વિશોક, ગયો ગાંધર્વ તે નિજ લોક;
રામે માર્યો વિરાધને જ્યારે, જેજેકાર થયો વન ત્યારે. ૧૭
જશ કીરતિ થઈ વિસ્તાર, મુનિ પામ્યા હરખ અપાર;
જ્યમ દેતાં સુપાત્રને દાન, થાય કીરતિ મેરૂ સમાન. ૧૮
કહેતાં દુરી જનને ગુહ્ય વાત, વિસ્તરે લોકમાં વિખ્યાત;
કરતાં કુળવંતને ઉપકાર, જશ વિસ્તરે નિરમળ સાર. ૧૯
જ્યમ સંત સમાગમે જ્ઞાન, કુસંગે વિસ્તરે અજ્ઞાન;
એમ હણતાં વિરાધકુરૂપ, રામની થઇ કીર્તિ અનૂપ. ૨૦
પાસે આવ્યાં જનક સુતાય, નમ્યાં શ્રીરઘુવીરને પાય;
કર્યો વિરાધ વધ રઘુવીર, પછે ત્યાંથી ચાલ્યા રણધીર. ૨૧
મુનિ શરભંગનો આશ્રમ, દૂરથી દેખાડયો રમ્ય;
ઉભો ઐરાવત મુનિદ્વાર, ઈંદ્ર આવ્યો છે ત્યાં નિરધાર. ૨૨
કર્યો મુનિવરને પ્રણામ, મહારાજ મારૂં ઈંદ્ર નામ;
મોકલ્યો છે મુને બ્રહ્માય, તમને તેડવાને મુનિરાય. ૨૩
માટે ચાલો મારી સાથ, સત્ય લોકમાંહે મુનિનાથ;

ત્યારે મુનિવર કહે સુણો ઇંદ્ર, વન નિકળ્યા છે રામચંદ્ર. ૨૪
મુજ આશ્રમ આવશે જ્યારે, હું મળીશ રામને ત્યારે;
કરી રઘુપતિનું દરશન, પછી આવીશ બ્રહ્મ સદન. ૨૫
મુરિવરને કહે છે ઇંદ્રિ, જ્યારે તમને મળે રામચંદ્ર;
કહેજ્યો સત્વર મારે અસુર, ઘણું દુઃખ પામે છે સુર. ૨૬
એવું કહીને સુરપતિ દેવ, ગયો સ્વર્ગમાંહે તતખેવ;
તે સમે પોતે પૂરણ બ્રહ્મ, આવ્યા મુનિવરને આશ્રમ. ૨૭
છે દુઃખી તન દ્વિજ નિરધાર, ગળત કોઢ થયો પછે અપાર;
કૃશકાય કંપે ઘણું વાય, ચાલે અંગથી રૂધીર પ્રવાહ. ૨૮
મુનિયે જાણ્યું આહાવે અંગ, કેમ મળીશ રામની સંગ;
પછે કંથા પોતાની જેહ, કાઢીને દૂર મૂકી તેહ. ૨૯
તેને સોંપ્યો સરવે રોગ, ધરી બેઠા સુંદર ભોગ;
એટલે આવ્યા શ્રી રામ, ભક્ત જનના પૂરણ કામ. ૩૦
ઉઠી મળ્યા મુનિ શરભંગ, રુદે સાથ ચાંપ્યા શ્રીરંગ,
સુમિત્રીને ભેટયા આહલાદ, સીતાને દીધો આશીરવાદ. ૩૧
બેસાડ્યા છે ઉત્તમ આસન. કરાવ્યાં ફળ મિષ્ટ પ્રાસન;
ઘણા આવી મળ્યા ત્યાં મુન્ય, કરવા રઘુપતિનાં દરશન. ૩૨
કંથા દૂર મૂકી છે જેહ, માંહે છે રૂજ કંપે તેહ;
ત્યારે લક્ષ્મણ મુનિને પૂછે, પેલી કંથા કંપે તે શું છે. ૩૩
શરભંગ કહે મહારાજ, સુણો સત્ય વચન કહું આજ;
એ દેહ તણાં જે કર્મ, ન છૂટે ભોગવ્યા વિણ પર્મ. ૩૪
જ્ઞાની પંડિત રાયને રંક, ભોગવે સહુ આડે અંક;
તમો આવતા જાણી આજ, વ્યાધિ દૂર રાખી મહારાજ. ૩૫
હું ઘણું દુઃખ પામું દેહ, રામ મળવા રાખી છે દેહ;
તે થયું તમારૂં દરશન, આજ મૂકીશ મારૂં તન. ૩૬
રામ કહે હો મુનિ સુખરાશ, કાંઈ માંગો અમારી પાસ;
મુનિ કહે નથી ભાવના અન્ય, ઉષ્ણ જળે નહાવાનું મન. ૩૭
મુને સ્નાન કરાવો તેહ, પછી મૂકીશ મારો દેહ;
વળી કહું છું તમને રામ, મારી અસુર કરો સુર કામ. ૩૮

સુણી રામે કર્યું સંધાણુ, મૂક્યું પાતાળમાં અગ્નિબાણુ;
નિકળ્યું જળ ઉષ્ણઅપાર, તેનો કુંડ થયો તેણીવાર. ૩૯
તેમાં સ્નાન કર્યું મુનિ જેહ, થઈ તતક્ષણુ દિવ્યજ દેહ;
તેવે આવ્યું વિમાનજ ત્યાંહે, બેસી ગયા સત્યલોકજ માંહે. ૪૦
સહુ મુનિયે કર્યો જયજયકાર, પામ્યા શરભંગ એમઉદ્ધાર;
એવાં રાઘવ કેરાં ચરિત્ર, કહેતાં સુણુતાં થાય પવિત્ર. ૪૧

વલણુ

પાવન થાયે નરને નારી, એવું પાવન રામ ચરિત્રરે;
કહે દાસ ગિરિધર જે શ્રવણુ કરશે તે, થાશે પુણ્ય પવિત્રરે. ૪૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे विराधवधशरभंगमोक्षो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો

રાગ સામેરી

શરભંગ મુનિ ગયા સત્ય લોકે, રહ્યા એકદિન રઘુવીર;
પછે ત્યાંથી ચાલ્યા દંડક, વનમાં ગૌતમીને તીર. ૧
મારગમાંહે ચાલતા છે, અનેક મુનિવર સાથ;
વનમાંહે અસ્થિ પડયાં દ્વિજનાં, પૂછયું શ્રી રઘુનાથ. ૨
મુનિ કહે સુણો મહરાજ માર્યા, અસુરે વિપ્ર અનેક;
તે તણાં અસ્થિ અપાર પડીયાં, કહેતાં ન આવે છેક. ૩
પછે રોમાંચિત દ્રવિભૂત થઇને, બોલ્યા શ્રીરઘુવીર;
હવે અસુર સરવે મારીશ હું, એવું કહીને આપી ધીર. ૪
પછે સુતીક્ષણુ મુનિ તણે આશ્રમ, આવીયા શ્રી રામ;
મુનિયે ઘણી સ્વાગત કરી,રહ્યા ત્રણુ દિવસ તે ઠામ. ૫
સુતીક્ષ્ણે એક ખડગ આપ્યું, રામને તત્કાળ;
ત્યાં થકી આગળ ચાલીયા, ગૌતમી તીર વિશાળ. ૬
સુતીક્ષ્ણુ સાથે થયા વળી, બીજા વિપ્ર અપાર;
એવે પંચાળેશ્વર તીર્થ આવ્યું, મારગમાં નિરધાર. ૭
ત્યાં વિવર છે ભૂમિ વિષે, માંહે થાય અદ્ભુત ગાન;
તે સાંભળી મુનિવરને પૂછે, પોતે શ્રીભગવાન. ૮

દ્વિજકહે સુણો રઘુનાથજી, થાય ગાન તે કહું વાત;
એક મંદ કરણ બ્રાહ્મણ હતો તે, રહેતો અહિં વિખ્યાત. ૯
દશ સહસ્ર વર્ષજ તપ કર્યું, તે દ્વિજે આણે ઠાર;
ત્યારે ઈંદ્રે મોકલી અપ્સરા, તપ ભંગ ને નિરધાર. ૧૦
રંભા ઘ્રતાચી મેનકા, એ આદે આવી પંચ;
તેણે સુસ્વરેથી ગાન માંડયું, કામને પરપંચ. ૧૧
તે ગાન સુણતાં મુનિ જાગ્યા, થયો તપનો ભંગ;
અપ્સરાને જોઈ મોહ પામ્યા, કામ વ્યાપ્યો અંગ. ૧૨
મુનિ કહે સ્ત્રી અમને વરો, ત્યારે બોલી અબળા વાણ;
વૈભોગ સરવે જોઇયે અમારે, સુંદર મંદિર જાણ. ૧૪
તપને બળે મુનિયે રચ્યું, મણિભોવન ભોમ્યમોઝાર;
ત્યાં અપ્સરા સાથે રહી, ભોગવે ભોગ અપાર. ૧૪
તે ગાન કરે છે અપ્સરા, રીઝવે દ્વિજ ને રંગ;
એવું સુણી પેઠા ગુફામાં, પછે રામ લક્ષ્મણ સંગ. ૧૫
વણી સેવા કીધી મંદકરણે, રહ્યા એક દિન ત્યાંહે;
પછી રામ લક્ષ્મણ જાનકી, ચાલીયાં તે વન માંહે. ૧૬
રામની સાથે સુતીક્ષણ છે, અન્ય બીજા બ્રહ્મ;
ત્યાંથકી સરવે આવિયા, એક મુનિતણે આશ્રમ. ૧૭
અગસ્તકેરો બંધુ તે, મહામતિ એવું નામ;
તેણે રામને આદર કર્યો, ઉતારીયા શુભ ઠામ. ૧૯
એક રાત્રિ ત્યાં રઘુવર રહ્યા, પછે ચાલિયા રણધીર;
અગસ્તનો આશ્રમ દીઠો, દૂરથી રઘુવીર. ૧૯
આશ્રમ પુંઠળ એક જોજન, કદળી વન સાર;
વન સઘન વૃક્ષ ફળે સદા, શાખા ગગન વિસ્તાર. ૨૦
પક્ષી પશુ નિર્વૈર વિચરે, જળાશય શુભ જ્યાંહે;
વળી શાસ્ત્રની ચરચા કરે ખગ, જરઠ બેઠા ત્યાંહે; ૨૧
પંડિત જ્યમ બોલતા હોય, એમ શિષ્ય ઠામોઠામ;
વેદાધ્યયન ત્યાં કરે વાડવ, મઠ ઘણા મુનિ ધામ. ૨૨
કોઇ સાંખ્યપાતંજલ ભણે, કોઈ મીમાંસા ને ન્યાય;

વેદાંતને વ્યાકરણ કોઈ, એમ વાદ કરતા જાય. ૨૩
કો સમાધિમાં મગ્ન છે, કો મુનિ ધરતા ધ્યાન;
કો કથા કહે ઇતિહાસની, કો શ્રવણ કરતા પાન. ૨૪
કો મુનિ કરતા યોગસાધન, તપે કો તપરૂપ;
કો હરિ અરચા તણી સેવા, કરે ભાવ અનુપ. ૨૫
એવું દેખતાં રઘુવીર લક્ષ્મણ, થયા મન પ્રસન્ન;
ત્યારે સુતીક્ષણને પૂછતા જે, જ્યેષ્ઠ દશરથ તન. ૨૬
અરે મુનિ આ ઉપવન કોનું, પુણ્ય સ્થળ પાવન;
માનુભાવ રહે છે કોણ અહીં, તે કહો સત્ય વચન. ૨૭
ત્યારે સુતીક્ષણ કહે સાંભળો, રાજીવ લોચન રામ;
અગસ્ત મુનિ રહે છે અહીં, આ વન આશ્રમ ઠામ. ૨૮
જેણે આતાપિ વાતાપિ ઇલ્વણ, અસુર માર્યા અર્થ;
સમુદ્રકેરૂં પાન કીધું, એવા છે સમરથ. ૨૯
રઘુવીર કહે હો સુતીક્ષણ, કેમ મારીયા બળવાન;
અગસ્તની ઉત્પત્તિ કહો, કેમ કર્યું સાગરપાન. ૩૦
ત્યારે સુતીક્ષણ કહે રામજી, હું જાણું સરવે ગત્ય;
અથ ઇતિ તમને કહું, કુંભજ તણી ઉતપત્ય. ૩૧

વલણ

ઉત્પત્તિ કહું કુંભજઋષિની, કથા જે પાવન રે;
સુતીક્ષણ વળતા બોલિયા, તમો રાઘવ ધરજો મન રે. ૩૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे सुतीक्ष्ण मंदकरणाश्रमगमनो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

# અધ્યાય ૫ મો

રાગ દેશાખ

સુતીક્ષણ કહે સાંભળો રઘુપતિ, પાવન પુણ્ય પવિત્ર;
વિસ્તારી તમને સંભળાવું, અગસ્તનું જન્મચરિત્ર. ૧
મિત્રાવરૂણ નામે જે મુનિવર, રહેતા સિંધુ તીર;
તપ અનુષ્ઠાન ક્રિયા જપ કરતા, બ્રહ્મવેત્તા મુનિધીર. ૨
સાગર કેરી છોળો આવે ત્યારે, પોતાની વસ્તુ તણાય;

કોઈ દિન આસન વસ્ત્ર કમંડળ, કોઇ દિન પાત્રજ જાય. ૩
અકળાયા મુનિ સિંધુ ઉપર, થયા ઘણું ક્રોધવાન;
હાવે ઉદે કરૂં એક પુત્ર એવો, કરે સાગર જળનું પાન. ૪
પછે મૃત્તિકાનો એક કુંભ કર્યો, મૂકયું શુક્ર પોતાનું તે માંહે;
કુંભનું જત્ન કરીને મૂકયો, એકાંત સ્થળમાં ત્યાંહે. ૫
જ્યારે પૂરા માસ થયા ત્યારે, ઘટ ભાગીને નીકળ્યો પુત્ર;
અદ્દભુત આકૃતિ સહિત છે અંગે, યજ્ઞોપવિત કટીસૂત્ર. ૬
અગસ્ત એવું નામજ પાડયું, મોટો થયો તે તન;
પિતાની આજ્ઞા માગી આવ્યો, કાશી ક્ષેત્ર પાવન. ૭
ત્યાં સંપૂરણ વિદ્યા ભણીયો, પછે પામ્યો તન યૌવન;
હાવે કન્યા સુંદર મળે તો પરણું, એમ વિચાર્યું મન. ૮
એક કાન્યકુબ્જ દેશનો રાજા, તેને ઘણી કન્યાય;
ત્યાં આવીને કરી જાચના, કન્યા એક મુનિરાય. ૯
ત્યારે રાજા કહે હજુ નાની છે, વરજોગ થશે જેણીવાર;
ત્યારે તમો આવજો આપીશ મુનિવર, કન્યા એક નિરધાર. ૧૦
એવું સાંભળીને ગયા પાછા, અગસ્ત મુનિવર જેહ;
પછી થોડે કાળે સ્વયંવર કરી રાયે, કન્યા પરણાવી તેહ. ૧૧
ત્યારે અગસ્તને તો ભુલી ગયો, પરણાવી સહુ કન્યાય;
રાજકુંવરને જ્યાં ત્યાં આપી, નિવૃત્તિ પામ્યો રાય. ૧૨
પછે દિવસ કેટલે અગસ્ત આવ્યા, કન્યા લેવા કાજ;
પૂજા અર્ચા ભૂપતિએ કરી, મન ભય પામ્યો રાજ. ૧૩
ત્યારે અગસ્ત કહે રાય કન્યા લાવ્ય તે, મુજને કહીતી જેહ;
એવું સુણી નૃપ થયો ચિંતાતુર, ગયો મંદિરમાં તેહ. ૧૪
રાણીને સહુ વૃત્તાંત કહ્યું જે, ભૂલી ગયો હું આપ;
હાવે કન્યાની ના કહીશ મુનિને તો, નિશ્ચે દેશે શાપ. ૧૫
ત્યારે સતી શિરોમણ રાણી બોલી, રાખો ધીરજ મહારાજ;
દ્વાદશ વરસનો પુત્ર છે આપણે, તેથી સરશે કાજ. ૧૬
સ્રીનાં આભૂષણ વસ્ત્ર પહેરાવો, કરી કન્યાનો વેષ;
વિધિયે થકી કરો દાન કન્યાનું, મુનિને આપો એશ. ૧૭

કુંભજ ઋષિ એ સફળ મંત્ર ભણી, સંકલ્પ કરશે જ્યારે;
કન્યા જાણી પ્રતિગ્રહ કરશે, થશે એ નરની નાર ત્યારે.૧૮
પછી રાય કુંવર શણગારી લાવ્યો, સભામાંહે તે દન;
અદ્ભુત વેશ કન્યાનો જોઇને, મુનિવર હરખ્યા મન. ૧૯
ત્યારે ભૂપતિયે સહુ ભોગસહિત, કન્યા આપી બહુ માન;
અગસ્ત મુનિયે સ્વસ્તિ કહી, લીધું કન્યાનું દાન. ૨૦
મંત્ર ભણીને હસ્ત ગ્રહ્યો ત્યારે, તતક્ષણ થઈ તે નાર;
ભૂપતિ મનમાં આનંદ પામ્યો, વરત્યો જયજયકાર. ૨૧
આશીર્વાદ અગસ્તે દીધો, પૂરણ થયાં મન કામ;
રાજા પ્રત્યે મુનિવર કહે એ, કન્યાનું શું નામ. ૨૨
ત્યારે વળતો રાય વિચારી બોલ્યો,અર્થ કરી અભિરામ;
પુરુષતણી મુદ્રા લોપી માટે, લોપામુદ્રા નામ. ૨૩
અગસ્ત લેઇ કાશીમાં આવ્યા, માંડયો ગ્રહસ્થાશ્રમ;
નિત્ય કર્મ પોતાનું કરતા, તપસ્વી નિર્મળ બ્રહ્મ. ૨૪
હાવે હિમાચળનો પુત્રજ કહીયે, વિંધ્યાચળ ગિરિવર્ણ;
તે વશિષ્ઠ સાથે વેર કરીને, આવ્યો અગસ્તને શર્ણ. ૨૫
શ્રીરામચંદ્ર કહે સુણો સુતીક્ષણ, કહો મુજને એ નાટ;
વશિષ્ઠ અને વિંધ્યાચળને, વળી વેર થયું શામાટ. ૨૬
સુણો રઘુપતિ એક સમે રહે, વશિષ્ઠ ઉત્તર દેશ;
ત્યારે કામદુધા ધેનું પોતાને, આશ્રમ રાખી એશ. ૨૭
એક દિવસ તે ચરવા ગઇતી, ધેનુ વન મોઝાર;
તે વનમાં એક ખોહ છે મોટી, ઉંડો ખાડ અપાર. ૨૮
કામદુધા તે પડી ખાડમાં, રોધ થયો તે માંહે;
ત્યારે ખોળવા નીકળ્યા વશિષ્ઠ મુનિવર,જોતા આવ્યા ત્યાંહે.૨૯
પછી કામધેનુએ દૂધ સ્રવી, નિજ ખાડ ભર્યો નિરધાર;
તે પયમાંહે તરીને ઉપર, ધેનુ નીકળી બહાર. ૩૦
વશિષ્ઠે વિચાર્યું એ ખાડજ ખોટો, પૂરૂં એને નિરવાણ;
એક પરવત લાવી નાખું એમાં, તો પૂરાય નિશ્ચે જાણ. ૩૧
હિમાચળને પુત્ર ઘણા છે, તેમાંથી લાવું એક;

તેને લાવી એ ખાડમાં નાખું, ટાળું દુઃખ વિશેક. ૩૨
પછી હિમાચળને ઘેરજ આવ્યા, વશિષ્ઠ તેણીવાર;
પોતાનું વૃત્તાંત કહીને, જાચ્યો એક કુમાર. ૩૩
ત્યારે હિમગિરિયે આજ્ઞા આપી, વિંધ્યાચળને ત્યાંહે;
વશિષ્ઠ સાથે ચાલ્યો તતક્ષણ, વિચારતો મનમાંહે. ૩૪
એ મુનિ મુજને લેઇ જાય છે, પૂરવા ખાડમોઝાર;
એવું જાણી વશિષ્ઠને મૂકી, નાઠો તેણીવાર. ૩૫
અગસ્તકેરે શરણે આવ્યો, વશિષ્ઠે વિચાર્યું મન;
હાવે વિરોધ કોણ કરે અગસ્ત સાથે, બીજો લાવું તન. ૩૬
પાછા ફરીને વશિષ્ઠ મુનિવર, આવ્યા હિમાચળ ઘેર;
ભાઇ પુત્ર એ તારો નાસી ગયો છે, કરી મુજ સાથે વેર. ૩૭
માટે બીજો આપ મને ગરીબ હોય તે, જેથી સરે મુજ કામ;
પછી પુત્ર એક પાંગળો હતો, ગિરિ આબુ તેનું નામ. ૩૮
હિમાચળે તે આપ્યો તતક્ષણ, લેઇ ચાલ્યા મુનિજન;
તે ખાડમાં આબુને મૂકયો, પ્રસન્ન થયું છે મન. ૩૯
હાવે વિંધ્યાચળ એમ વેર કરીને, આવ્યો અગસ્તની પાસ;
વચન આપ્યું જે કહો તે કરૂં, એમ થઇને રહ્યો છે દાસ. ૪૦
અગસ્તકેરો શિષ્ય થયો પછે, રહ્યા તે દક્ષિણ દેશ;
લક્ષ યોજનનો ઉંચો પરવત, મહા અભિમાની વેશ. ૪૧
એમ ઉંચો વધવા માંડયો અતિશે, સ્વર્ગમાં થયું અંધકાર;
ત્યારે અગસ્ત પાસે ઇંદ્રે આવી, કહ્યો ગિરિનો સમાચાર. ૪૨
અગસ્ત ત્યાંથી આવ્યા પોતે, પર્વત કેરી પાસ;
સાષ્ટાંગ કરીને પડિયો પૃથ્વી, સૂતો યથાઅવકાશ. ૪૩
ત્યારે અગસ્ત કહે હો વિંધ્યાચળ, હાવે સુતો રહેજે આપ;
મુજ આજ્ઞાવિના ઉઠીશ તો, તુને બાળીશ દઇને શાપ. ૪૪
પછે તે દિવસના અહીં રહ્યા છે, આ દંડક વનમોઝાર;
પત્નીસહિત નિજ આશ્રમ બાંધી, અગસ્ત રહ્યા આ ઠાર. ૪૫
સુતીક્ષણ કહે સુણો રઘુકુળભૂષણ, સમરથ શ્રીભગવાન.
હાવે બીજું ચરિત્ર કહું કુંભજનું, જે કર્યું સાગરનું પાન. ૪૬

વલણ

સાગર જળનું પાન કીધું, એવા મિત્રાવરુણના તન રે;
સુતીક્ષણ વાણી બોલિયા, તમો રાઘવ ધરજ્યો મન રે. ૪૭

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे श्रीराम-सुतीक्ष्ण संवादे अगस्त्योत्पत्तिकथनं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥**

---

# અધ્યાય ૬ ઠ્ઠો

દેશી ચાલતી

સુતીક્ષણ કહે સુણો દશરથનંદન, પાવન પુણ્ય પવિત્ર;
વિસ્તારી તમને સંભળાવું, અગસ્ત ઋષિનું ચરિત્ર. ૧
અસુર ત્રેણે બંધુ કપટી, વનમાં રહેતા તેહ;
ઘણા મુનિવર માર્યા તેણે, કપટ કરીને જેહ. ૨
આતાપી થાય ફળરૂપે, વાતાપી થાય દાતાર;
ઇલ્વણ આશ્રમ કરી કારમો, રહેતો વનમોઝાર. ૩
આદર કરીને તેડી લાવે, મુનિવરને નિજ ઘેર;
કારમાં ફળ ખવરાવે તેને, જળ પાય રૂડીપેર.
ત્યારે પેટ ફાડીને અસુર નીકળે, વિપ્ર તે પામે મરણ;
એમ ઘણાક મુનિવર માર્યા, એવું કરે આચરણ. ૫
પછે બ્રાહ્મ સરવે ટોળે મળીને, આવ્યા અગસ્તની પાસે;
સ્વામી સર્વનું મૃત્યુ આવ્યું, હાવે કેમ રહેવાશે. ૬
પેટ ફાડીને મારે સહુને, કપટ કરી મતિ પાપ;
શંભુતણું વરદાનજ પામ્યા, માટે ન લાગે શાપ. ૭
એવાં વચન સુણીને અગસ્તજ ઉઠયા, આવ્યા અસુરને ઘેર;
ત્યારે પાપીએ ઉઠીને આદર કીધો,મુનિ પૂજ્યા બહુ પેર. ૮
મહારાજ પરોણા અમ ઘેર હાવે, રહો આજનો દન;
આ ફળ જળ અંગીકાર કરોને, અમને કરો પાવન. ૯
ત્યારે અગસ્ત કહે આજ પાવન કરવા, આવ્યો છું હું આંહે
આતાપી થયો સુંદર ફળ પાકાં, વાતાપીયે આપ્યાં ત્યાંહે.૧૦
પછી અગસ્ત મુનિ ફળ અશન કરીને, હાથ ફેરવ્યો પેટ;

પેલો અસુર ઉદરમાં બળવા લાગ્યો, કાંઇ નવ ચાલ્યું નેટ.૧૧
ત્યારે વાતાપિયે હાંકજ મારી, બોલ્યો ઉદરથી તેહ;
મને જઠરાગ્નિમાં બાળી પચાવ્યો, તમને મારશે એહ. ૧૨
એવાં વચન સુણી બંન્યો જણુ ઉઠયા, શસ્ત્ર ગ્રહીને હાથ;
ત્યારે ધનુષ બાણુ ગ્રહી યુદ્ધ કરી માર્યો,વાતાપિને મુનિનાથ.૧૩
એમ આતાપી વાતાપી બન્યો, માર્યા મુનિવર શૂર;
ત્યારે ઇલ્વણે જાણ્યું મુજને મારશે, નાઠો ત્યાંથી ભૂર. ૧૪
ત્રિભુવનમાં કોઇએ નહિ રાખ્યો, અગસ્ત ઋષિનો ચોર;
જ્યાંહાં જાય ત્યાં મુનિવર પુંઠે, ફરતા કરતા જોર. ૧૫
પછે અસુર આવી સાગરમાં પેઠો, જળરૂપે થઈ એહ;
મુનિવરે આવી માગ્યો પણ, નવ કાઢી આપ્યો નેહ. ૧૬
પછે કળશોદ્ભવ ક્રોધાતુર થઇને, ઉતાર્યું અભિમાન;
ભરી અંજલી મંત્ર ભણી કર્યું, સાગર જળનું પાન. ૧૭
તે જળવત આવ્યો અસુર ઉદરમાં, એમ ત્રૈણે પામ્યા પતન;
સિંધુ સરવે સુકાઈ ગયો ને, તલખે જળચર જન. ૧૮
સહુ દેવે મળી કુંભજ ઋષિ કેરી, પ્રાર્થના કરી ત્યારે;
પછે દિવસ કેટલે કરુણા કરી, મુનિ સાગર ભરિયો વારે. ૧૯
ક્ષાર સમુદ્ર થયો તે માટે, મોતી જેમાં થાય;
રત્ન પાકે માટે રત્નાગર, એ અગસ્તનો મહિમાય. ૨૦
અગસ્ત મુનિનાં ચરિત્ર ઘણાં છે, એ વિણ બીજા અન્ય;
એ રામ તમારા ભજન પ્રતાપે, મોટા થઇ ગયા મુનિજન.૨૧
તે અગસ્તનો પેલો આશ્રમ, આવ્યો શ્રીરઘુરાય;
શ્રીરામ લક્ષ્મણુ આનંદ પામ્યા, સુણી અગસ્તકેરી કથાય.૨૨

વલણ

અગસ્તકેરી કથા સુણીને, હરખ્યા શ્રીરઘુરાય રે;
પછે વિદ્યાર્થીએ રામને દીઠા,ત્યારે મુનિને કહેવા જાય રે.૨૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे श्रीरामसुतीक्ष्ण संवादे अगस्तेन समुद्रपानो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥**

# અધ્યાય ૭ મો

રાગ સોરઠ

અનેક શિષ્યે કહ્યું આવી, સુણો મુનિ મહારાજ;
રામ લક્ષ્મણ જાનકી આવે, આપણે આશ્રમ આજ. ૧
એવું સાંભળીને અગસ્ત હરખ્યા, ઉઠીયા તેણીવાર;
રઘુનાથને તેડવા ચાલ્યા. સાથે વિપ્ર અપાર. ૨
મુનિ કહે તપ જપ જોગ સાધન, સમાધિ અનુષ્ઠાન;
જેને પામવા કરીયે સહુ તે, આવ્યા શ્રીભગવાન. ૩
એવું કહી ઉતાવળા, સામા ગયા ઘટ જાત;
એવે દીઠા સનમુખ આવતા, સીતાસહિત બે ભ્રાત. ૪
ત્યારે રામલક્ષ્મણ નમ્યા આવી, અગસ્ત કેરે પાય;
આશીષ દેઇ મુનિયે પછી, ચાંપ્યા રુદે રઘુરાય. ૫
નિજ આશ્રમે લાવી પછે, બેસાડીયા આસન;
રઘુવીરને વીંટી કરી, બેઠા સહુ મુનિજન. ૬
જાચક જ્યમ દાતાર પૂઠે, મુનિ શોભે તેમ;
સ્વાગત બહુ વિધિયે કરી, પૂછી કુશળતા પ્રેમ. ૭
ઋષિપત્ની વેષ્ટિત જાનકી, મળી બેઠાં મંડળ માંહે;
જ્યમ આદિ માયા ભગવતી પુઠે, અનંત શક્તિ ત્યાંહે. ૮
સમાચાર પૂછે સીતાને, મુનિપત્નીઓ બહુ પેર;
જ્યમ વીતે ત્યમ કહ્યું જાનકી, જે થયું કારણ ઘેર ૯
મુનિપત્ની કહે રે જાનકી, કહો કીયા તમ ભરથાર;
ત્યારે સીતાયે સમસ્યા કરી, દેખાડીયા તેણીવાર. ૧૦
આ શ્યામ સુંદર સુભગ તન, મમ સ્વામી શ્રીરઘુવીર;
પેલા ગૌર લક્ષ્મણ નામ એ મુજ, દીયર બાવન વીર. ૧૧
એવાં વચન સુણી સીતાતણાં, હરખી સહુ દ્વિજ નાર;
સૌભાગ્ય રહેજો કુશળ તમ, આશીષ દીધ અપાર. ૧૨
ઘણો આગ્રહ કરીને અગસ્તે, રાખીયા શ્રીઅવિનાશ;
આતિથ્ય બહુ વિધિયે કર્યું, રહ્યા રામ ત્યાં એક માસ. ૧૩

અખંડ ચાપને અક્ષય ભાથા, શસ્ત્ર કવચ અભેદ;
તે અગસ્તે આદર કરી, રામને આપ્યાં વેદ. ૧૪
વળી મહા અમોઘ પ્રચંડ એક, આપીયો તીક્ષણ બાણ;
જ્યમ નવે ગ્રહમાં રવિ પ્રતાપિક, એવો તે નિરવાણ. ૧૫
અગસ્ત કહે હો રામ થાય જ્યારે, યુદ્ધ રાવણ સાથ;
આ બાણ છેલ્લું મૂકજો, જય પામશો રઘુનાથ. ૧૬
મુનિ તણો મહિમા વધારવા, કર્યું રામે અંગીકાર;
એક માસ રહી પછે થયા સત્વર, જાવા વન મોઝાર. ૧૭
અગસ્તને કહે રામજી, કહો અમે રહીયે ક્યાંયે;
અમને બતાવો શુભસ્થળ, નિવાસ કરીયે ત્યાંહે. ૧૮
મુનિ કહે ગોદાવરીતટ, પંચવડ છે સાર;
પવિત્ર છે તે ભોમ્ય માટે, રામ રહો તે ઠાર. ૧૯
પછે આજ્ઞા માગી મુનિતણી, નીકળ્યા શ્રીરઘુવીર;
પંચવટીને મારગ ચાલ્યા, પોતે શ્રીરણધીર. ૨૦
જાનકીને મધ્ય રાખી, જાય ચાલ્યા ત્યાંહે;
એક પરવત જેવો પ્રૌઢ પક્ષી, બેઠો મારગ માંહે. ૨૧
લક્ષ્મણ કહે મહારાજ આ કોઇ, અસુર પક્ષીરૂપ;
એમ કહી ચઢાવ્યું ધનુષ ઉપર, બાણ પન્નગ ભૂપ. ૨૨
ત્યારે જટાયુ બોલ્યો પછે, તમો કોણ છો બે વીર;
શું કરવા મારો મને, સાચું કહો રણધીર. ૨૩
રઘુવીર કહે રાય દશરથ, અવધપુર છે જ્યાંહે;
તે તણા અમો પુત્ર બે, નીકળ્યા છું વનમાંહે. ૨૪
તું કોણ પક્ષીરૂપ છે, દીસતો મોટી કાય;
ત્યારે જટાયુ તવ બોલીયો, તમો સુણો શ્રીરઘુરાય. ૨૫
અરુણકેરા પુત્ર છું અમો, વીર બે બળવાન;
ગીધ જાતિ પક્ષી છું હું, જટાયુ અભિધાન. ૨૬
મુજ જેષ્ઠ બંધુ સંપાતી, તે રહે સાગર તીર;
રાય દશરથ સાથ મારે, મિત્રાઇ છે રઘુવીર. ૨૮
જ્યારે સ્વર્ગમાં રાજા ગયા, દેવની કરવા સાહ્ય;

ત્યારે અમો રહેતા એકઠા, ઘણી પ્રીત માંહોમાંહ્ય. ૨૯
તે તણા તમો પુત્ર બંન્યો, રામ લક્ષ્મણ વીર;
કહો સુખી છે મમ બંધુ દશરથ, પ્રતાપી રણધીર. ૨૯
એવું સાંભળી રઘુવીરને, જળ ભરાયું લોચન;
દ્વિજરાજને સરવે કહ્યું જે, પામ્યા રાય પતન. ૩૦
તે સુણી ગીધે રુદન કીધું, સંભાળી નિજ હેત;
પછે જટાયુને મળ્યા પોતે, રામ પ્રેમસમેત. ૩૧
પિતા સમ છો તમો મારે, સુણો પક્ષીરાજ;
માટે દેખાડો શુભ ઠામ, રહેવા તણો અમને આજ. ૩૨
ત્યારે જટાયુ કહે રહો સુખે, આ પંચવટી મોઝાર;
હુંએ પણ રહું છું અહિં, આ વનવિષે નિરધાર. ૩૩
જો કામ પડશે તમારે તો, કરીશ આવી સહાય;
પછે જટાયુને મતે કરી ત્યાં, રહ્યા શ્રીરઘુરાય. ૩૪
ગૌતમી ગંગાત્રટે, વડપંચ છે જે ઠાર;
ત્યાં પર્ણકૂટી રચી સુંદર, રહ્યા જુગદાધાર. ૩૫
બેસવાનો મંડપ કર્યો, આગળ ઘણો વિસ્તાર;
પાસે વહે ગોદાવરીનું, નીર નિરમળ સાર. ૩૬
ત્યાં સીતાયે શુભ બાગ રચિયો, પુષ્પ નાના રંગ;
તુળસીતણું વન વાવીયું, કેવડો ડમરો સંગ. ૩૭
પક્ષી બોલે બહુ ભાતનાં, વહે શીત મંદ સમીર;
એવી શોભા કરીને પંચવટીમાં, રહ્યા શ્રીરઘુવીર. ૩૮

વલણ

રહ્યા શ્રી રઘુવીર પોતે, પંચવટી મોઝાર રે;
સહુ આવે મળવા રામને, મુનિ પામ્યા હરખ અપાર રે. ૩૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे
श्रीरामचंद्रस्य पंचवटयागमनो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો

રાગ સોરઠ ગરબાની દેશી

પંચવટીમાં શ્રીરઘુવીર વિરાજતા જો,
સેવા કરતાં સીતા લક્ષ્મણ સંગ જો;
કુળનો ધર્મ પોતાનો સરવે પાળતા જો,
લીલા કરતા નિત્ય નિત્ય નૌતમ રંગ જો. પંચ૦ ૧
પાસે વહે છે નિર્મળ જળ ગોદાવરી જો,
ઠામઠામ મઠ છાઈ રહ્યા મુનિ ધીર જો;
સફળ સઘન તરુ છાયા ત્રટ ગંગાતણું જો,
ચાલે મંદ સુગંધી શીત સમીર જો. પંચ૦ ૨
પર્ણકૂટી પાસે સીતાએ વાડી કરી જો,
વાવ્યાં છે માંહે તુલસી કેરાં વૃંદ જો;
જાઈ જુઇ મુચકંદ ને મરવો મોગરો જો,
ખટપદ ગુંજે લેતા મધુ મકરંદ જો. પંચ૦ ૩
ગુલાબ ચંપક ડમરો ચંબેલી માલતી જો,
હીંદોળા ખાતી કરેણી આંબા સાખ જો;
જામફળી દાડમ. નારંગી કદળી જો,
મંડપ ઉપર લચકે લુમી દ્રાક્ષજો. પંચ૦ ૪
નારીયેલ જંબીર ફણસને ફોફળી જો,
સીતાફળી શતપત્રી કુંદ કલ્હાર જો;
ચોપાસે મહમહતો મહેકે કેવડો જો,
ભાત ભાતનાં ફુલ્યાં ફુલ અપાર જો. પંચ૦ ૪
તરુપર પંખી શબ્દ કરે સોહામણા જો,
બક પારાવત ચકવા ચકવી ભૃંગ જો;
હંસ કારંડવ ચકોર ચાત્રુક કોકિલા જો,
કપોત ખંજન આદે લલિત વિહંગ જો. પંચ૦ ૬
ભૂમિ ઉપર મોર કળા કરી નાચતા જો;

મેના પોપટ બોલે જયજય રામ જો,
સારસ સુંદર શબ્દ કરે સોહામણા જો;
પિઉને બોલાવે બપૈયા પૂરણ કામ જો. પંચ૦ ૭
એવાં ખગ મૃગને જોઈ સીતા મન સુખ પામતાં જો,
પ્રભુને દેખાડે લાંબા કરી કરકંજ જો;
જે જગતજનુની આદિમાયા ભગવતી જો,
તે લીલા કરે છે જનમન કરવા રંજ જો. પંચ૦ ૮
ક્યારે પ્રભુ કળી કુસમની ભરતા કેશમાં જો,
ક્યારે કરતા કેસર આડ કપોળ જો;
એમ જનકસુતાને રઘુપતિ લાડ લડાવતા જો,
સકળ વિશ્વમાં નહિ ઉપમા સમતોલ જો.પં ચ૦ ૯
વનવાસી સહુ રઘુપતિ પાસે આવતા જો,
મહા બડભાગી કોલ કિરાત આભીર જો;
તે પડિયા ભરીભરી વનફળ મેવા લાવતા જો,
તુંબી પળ ભરી લાવે પાવન ખીર જો. પંચ૦ ૧૦
સાધન જપ તપ જોગ જગન દુર્લભ સદા જો,
જે પદરજ ઇચ્છે બ્રહ્મા ત્રિપુરાર જો;
તે અચ્યુત આદર કરી તેને બોલાવતા જો,
કરતા તેની સેવા અંગીકાર જો. પંચ૦ ૧૧
મોટા મુનિવર આવે દરશન કારણે જો,
મંડળ મળી બેસે મંડપ એકાંત જો;
તેની સાથે કરતા ચરચા વારતા જો,
આત્મનિરૂપણ ભક્તિતણા સિદ્ધાંત જો. પંચ૦ ૧૨
તે પ્રભુ ધર્મ નિગમ પથ પાળક અવતર્યા જો,
નિજ ઇચ્છાયે કરવા લીલા અપાર જો;
મુનિ મનરંજન લાડ પાળવા ભક્તનાં જો,
વનમાં વસિયા દશરથ રાજકુમાર જો. પંચ૦ ૧૩
એ પુરુષોત્તમ પૂરણાનંદ જ્ઞાનસ્વરૂપ છે જો,
જેને શાસ્ત્ર નિગમ ઉપનિષદ્ ગાય જો;

તે પ્રભુ પ્રકટયા ભક્તતણાં દુઃખ ટાળવા જો,
જન ગિરિધર ગુણ ગાતાં તૃપ્ત ન થાય જો. પંચ૦ ૧૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे पंचवटया-
श्रम लीलावर्णनो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૯ મો

રાગ સારંગ

પંચવટીમાં રામ રહ્યા છે, આનંદમાં દિન જાય;
સેવા કરે રઘુવીરની ભાવે, લક્ષ્મણ ને સીતાય. ૧
ભીલડીઓનાં જૂથ મળીને, સીતાને જોવાને આવે;
ભાત ભાતનાં વનફળ મેવા, પડિયા ભરીભરી લાવે. ૨
મૃગનાં ટોળાં ચરવા આવે, સીતાની વાડીમાંહે;
તે જનકસુતાનું રૂપ જોઈ, સહુ ચકિત થઇ રહે ત્યાંહે. ૩
નિજ કુળકેરો ધર્મ પાળતા, ધર્મ ધોરીંધર ધીર;
પરિચર્યા સહુ સીતા કરે, ફળ લાવે લક્ષ્મણવીર. ૪
નિત્યે સુમિત્રી ફળ લાવીને, મૂકે સીતા પાસ;
શ્રીરામને આરોગાવીને વળતાં, પોતે કરે ફળ ગ્રાસ. ૫
સીતા જાણે જે લક્ષ્મણ વનમાં, કરતા હશે ફળ આહાર;
એવું જાણી ફળ નથી આપતાં, કહેતાં નથી નિરધાર. ૬
રામ આજ્ઞા વિના ફળ નથી ખાતા, પોતે લક્ષ્મણ વીર;
આગલ્યું ભવિષ્ય વિચારીને, નથી કહેતા શ્રીરઘુવીર. ૭
સુમિત્રી સદા ઉપવાસી રહે, પણ ક્ષુધા ન પીડે તન;
એ રીતે નિત્યમેવ આચરે, હરખ શોક નહિ મન. ૮
શ્રીરામ જાનકી પર્ણકૂટીમાં, પોઢે નિશાએ જ્યારે;
લક્ષ્મણ બારણે ચોકી કરતા, નિદ્રા કરે નહિ ત્યારે. ૯
એમ ક્ષુધા નિદ્રા બે જીતી લક્ષ્મણે, સેવંતાં શ્રીરઘુવીર;
બ્રહ્મચર્ય વ્રત પાળે સદા, એવા જતિ શિરોમણિધીર. ૧૦
હાવે એક દિવસ લક્ષ્મણજી પોતે, ફળ લેવા ગયા વન;
તે મહાવનમાં એક વાંસનું જાળું, દીઠું ગંભીર સઘન. ૧૧

તે જાળામાં એક અસુર બેઠો છે, તપ કરવા ધરી હેજ;
સંબર નામે સુર્પનખાનો સુત, રાવણનો ભાણેજ. ૧૨
સાઠ સહસ્ર સંવત્સર કેરૂં, બેઠો લઇને નીમ;
આરાધન શંકરનું કરતો, થઇ છે તપની સીમ. ૧૩
તેને નથી દેખતું બારણેથી કોઇ, બેઠો વાંસના ભોથા માંહે;
કાળશસ્ત્રની કરી કામના, તપ આચરતો ત્યાંહે. ૧૪
જો કાળશસ્ત્ર શિવ આપે તો કરૂં, સકળ દેવનો નાશ;
એવું આદરી ગુપ્ત બેઠો છે, તપ કરવાને તાસ. ૧૫
ત્યારે લક્ષ્મણ મન વિચાર કરે છે, આ વાંસ કરૂં છેદન;
તો વાઘવરૂ સંતાઇ રહે નહિ, નિષ્કંટક થાય વન. ૧૬
એટલે કાળશસ્ત્ર પડ્યું શિવનું, વિદ્યુતવત ચળકાર;
ત્યારે લક્ષ્મણે કરમાં લેઇને જોયું, દીઠી તીક્ષણ ધાર. ૧૭
લક્ષ્મણ કહે તું કોનું શસ્ત્ર, ત્યારે વાચા થઇ તેણીવાર;
હું શિવનું શસ્ત્ર તે આપ્યું અસુરને,તપનું ફળ નિરધાર.૧૮
પછે લક્ષ્મણે શિવનો મંત્ર ભણીને, મૂકયું તતક્ષણ ત્યાંહે;
તે જાળુ કપાઈને પડયું વેગળું, છેદાયો અસુર તે માંહે. ૧૯
અસુર પડયો બે ભાગ થઇ, ગયું શસ્ત્ર પાછું શિવલોક;
સુમિત્રીએ જાણ્યું કે મુનિ છેદાયા,પામ્યા ઘણું મનશોક.૨૦
પછી ફળ લેઇ આવ્યા પંચવટીમાં, પસ્તાતા મન માંહ્ય;
વનમાં જે કાંઇ વાત નીપની, તે કહિ રઘુવરને ત્યાંય. ૨૧
ત્યારે શ્રીરઘુવર હસીને બોલ્યા, સાંભળ મારા વીર;
એ મુનિ નહિ રાવણનો ભાણેજ, સુર્પનખાસુત રણધીર. ૨૨
એ અસુર મરાયો માટે આવશે, ઘણા નિશાચર આંહે;
માટે સાવધાન થઈ રહેજો વીરા,હાવે આ વ 'માંહે. ૨૩
એવાં વચન સુણીને લક્ષ્મણ કેરાં, શોક શમ્યા નિર્વાણ;
પછી ભાથા ધનુષ કવચ ધરી રહેતા,સજ થઇ ફરતા જાણ.૨૪
હાવે લંકામાં સુર્પનખા રહે, તેને આવ્યું ઘોર સ્વપન;
તે નિશાવિષે ઝબકીને જાગી, જાણ્યો પુત્ર પતન. ૨૫
પછી ચાર નિશાચરી સાથે લેઇને, ચાલી પ્રાતઃકાળ;

જ્યાં સુત બેઠો તપ કરવાને, ત્યાં આવી તતકાળ. ૨૬
જુવે તો જાળું કપાયું દીઠું, પુત્રતણા બે ભાગ;
પછી વિલાપ કરવા લાગી વિનતા, આણી સુત અનુરાગ. ૨૭
કલ્પાંત કરતી કહે કામની, સખિયોશું તેણીવાર;
હવે ખેપ કરીને ખોળી કાઢું, એનો મારણહાર. ૨૮
આ વનમાંહે હશે એ વૈરી, ઝાલું જઇને આજ;
ભક્ષણ કરૂં તે દુષ્ટતણું તો, હોલાય મારી દાઝ. ૨૯
એવે મનુષ્યતણાં ત્યાં પગલાં દીઠાં, પડીયાં પૃથ્વીમાંહે;
સુર્પનખા કહે સુતનો વૈરી, દિસે છે કો આંહે. ૩૦
સુણો સખી કો યોધ્ધો મોટો, મનુષ્યમધ્યે મહાવીર;
માટે શામ દામ છળ બળ કરી ઝાલું,મારૂં થઇને ધીર. ૩૧
પછે સોળ વરસની થઇ સુંદરી, મુગ્ધા ગોરે ગાત્ર;
જેના રૂપથકી બ્રહ્માદિક, મોહ પામે નરમાત્ર. ૩૨
પીન પયોધર કટી કેસરી, તન સૂક્ષ્મ કોમળ ચર્ણ;
જઘનસ્થળ રંભા ભુજ કરી કર, ચતુરા ચંપક વર્ણ. ૩૩
વિધુ મુખી મૃગ નયની ચપળા, પહેર્યાં ચોળી ચીર;
અલંકાર તન મંડિત જોઇને, મુનિવર મૂકે ધીર. ૩૪
એમ બની ઠણીને ચાલી બાળા, ફરતી વનમોઝાર;
સાથે સુંદર સખીયો બબ્બે, બે પાસે નિરધાર. ૩૫
તેવ તેવડી સખિયો સાથે, ચાલે લટકતી ચાલ;
ઉરમંડળને કટી કંપાવે, ઉઘાડે ઉદર વિશાળ. ૩૬
એવી થઈ સુર્પનખા ચાલતી, જોતી દૃષ્ટે ત્યાંહે;
ત્યારે દૂર થકી લક્ષ્મણને દીઠા, વીણતા ફળ વનમાંહે. ૩૭
સ્કંધે ભરાવ્યું કોદંડ બાંધ્યા, કટીએ ભાથાસાર;
ત્યારે સુર્પનખાયે તે સખિયોને, દેખાડયા તેણીવાર. ૩૮
પેલો વીર ફરે છે એણે, માર્યો મારો તન;
માટે છળ બળ કરી પમાડું એને, નિશ્ચે આજ પતન. ૩૯

વલણ

પમાડું આજ પતન એને, એમ કહે ભગની રાવણતણી.
એવે લક્ષ્મણ પાસે આવી ઉભી, તેના રૂપની શોભા અતિઘણી.૪૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे संबरा-
सुरछेदने सुरपंखा पंचवटयागमनो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો

રાગ બિહાગડો

આવી આસુરી લક્ષ્મણ પાસ, ઉભી સનમુખ કરતી હાસ;
હાવભાવ કટાક્ષ કરંતી, નેત્રે ઉત્તમ નેહ ધરંતી. ૧
મોહ પમાડે રતિરસ તંત્ર, પ્રયોજે મનમથના મંત્ર;
ચંચળ કરતી ચીર નવરંગ, દેખાડે છે પોતાનું અંગ. ૨
મંદ હાસ્ય કરી મૃગનેણુ, બોલી લક્ષ્મણ પ્રત્યે વેણુ;
હે સમરથ રાજકુમાર, હું કરવા ઇચ્છું ભરથાર. ૩
હજું હું છું કુંવારી જાત, ખોળું છું વરને દિનરાત;
ફરૂં જોતી સ્વામીનો પંથ, મારા જેવો મળ્યો નહિ કંથ. ૩
આજ ઇશ્વરે મેળવ્યા તમને, પામી હરખ વરો હવે અમને;
તમ યોગ્યજ હું છું નારી, માટે પરણો મુને સુખકારી. ૫
વિધિયે મેળવ્યો સંયોગ, ભોગવો મનગમતા ભોગ;
એવાં સાંભળી મધુર વચન, મોહ પામ્યા નહિ લક્ષ્મણ મન. ૬
છે રામકૃપાના પાત્ર, વિષય સ્વપ્ને નથી તલમાત્ર;
એનો જોઇ સુંદરતાનો વેશ, નવ મોહ્યા જે સાક્ષાત શેષ. ૭
ઇંદ્રિજીત જતિ છે વિરક્ત, રઘુવીર ચરણ આસક્ત;
કરી વાસના મૂળ છેદન, તેનું ચંચળ નવ થાય મન. ૮
જેણે કર્યું અમૃતનું પાન, તે પીયે ન હળાહળ આન;
રવિને તમ ન કરે બાધા, પૂજે નહિ પ્રેત વિષ્ણુ આરાધ્યા. ૯
જેને ઘેર કામ ગોધન, તે ન હોય દરિદ્રી જન;
જેને આંગણે સુરતરૂ લીખ, તે શું કરવાને માગે ભીખ. ૧૦
નંદનવનનો ભ્રમર નિવાસ, ન લે અર્ક પુષ્પની વાસ;

એમ આત્મલાભે જે સંતુષ્ટ, તે ન થાય વિષયથી પુષ્ટ. ૧૧
એવા લક્ષ્મણ સાહસ ધીર, બોલ્યા વચન મૃદુ ગંભીર;
સુણ સુંદરી સાચી વાત, તું વરવા ઇચ્છે સાક્ષાત. ૧૨
મારે માથે વડીલ છે અત્ર, રઘુવીર સીતા શિરછત્ર;
તે છે શિવપારવતી જેવાં, મુજ માતપિતા ગુરુ તેવાં. ૧૩
પેલી પંચવટીમાં રહે છે, નિજધર્મ સદા શિર વહે છે;
તેની આજ્ઞા વિના ન પરણાય,જો આ પૃથ્વી રસાતળ જાય.૧૪
ઉગે પશ્ચિમ દિનમણિ આજ, ન કરૂં એ સહસા કાજ;
રામઆજ્ઞાવિના સતબંધ, તુજ સાથે ન થાય સંબંધ. ૧૫
એવાં વચન સુણી તે નાર, આવી પંચવટી મોઝાર;
રહ્યા વનમાં લક્ષ્મણવીર, જતિ ધર્મ ધોરીંધર ધીર. ૧૬
સુર્પનખા સખીને કહે છે,એ ત્રણે જણ તો અહીં રહે છે;
હમણાં પ્રપંચ કરીને મળીશું,ત્રણે જણને નિશાયે ગળીશું.૧૭
એવું કપટ વિચારી કરણ, આવી લાગી સીતાને ચરણ;
ભાભીજી તમે કરૂણા લાવો, મુને લક્ષ્મણને પરણાવો. ૧૮
આજલગી હું કરણ કુમારી, છું કામાતુર ત્રેહે દુઃખ ભારી;
માટે શરણ તમારે આવી, લખ્યો છે મુજ એ વર ભાવી.૧૯
હું કરીશ તમારી સેવાય, છું કુળવંત પતિવ્રતાય;
તમો સ્ત્રીની ગતિ સહુ જાણો,તે માટે દયા મુજપર આણો.૨૦
મેં મન સાથે વર્યા એહ, છે એના મનમાં સંદેહ;
એને આજ્ઞા આપો નિરધાર, કરો આરતિનો ઉપકાર. ૨૧
માટે પરણાવો એવું જાણી, હું દેરાણી તમો જેઠાણી;
સીતાયે સુણ્યાં એવાં વચન, ઘણું મનમાં થયાં તે પ્રસન્ન. ૨૨
ભલી વિધિયે મેળવી જોડ, એના રૂપવિષે નથી ખોડ;
જાનકીએ વિનવીયા રામ, સુણો વિનતિ પૂરણ કામ. ૨૩
આ કન્યા આવી વરવા કાજ, આપો આજ્ઞા લક્ષ્મણને આજ;
મળી જોડ એ લક્ષ્મણ સરખી, એને જોઇને હું ઘણું મન હરખી.
મારે ગમત થશે મહારાજ, કરશે પરિચર્યા કાજ;
સુણી વચન હસ્યા રઘુવીર, જે સર્વાત્મા શ્યામ શરીર. ૨૫

ચર અચર પરીક્ષક ચિત્ત, જે માયાચક્ર ચાલક નિત્ય;
કરતા હરતા પાળક પોતે, તે નિશાચરી ઓળખી જોતે.૨૬
જ્યમ રુદે પરીક્ષા વચને, વરણાશ્રમ તે ક્રિયારચને;
જ્યમ ભૂત દયાયે જ્ઞાન, શબ્દ ઉત્તરે પંડિત માન. ૨૭
પ્રેમે કરી જણાયે ભક્તિ, સાચો સ્નેહ હોય આસક્તિ;
દાને કરી ઉદાર કહેવાય, શૂરપણું રણમાં જણાય. ૨૮
નીતિ લક્ષણે કરી રાજન, એમ આસુરી ઓળખી મન;
ત્યારે રામ કહે જા નારી,વરશે લક્ષ્મણ તુજને વિચારી. ૨૯
રામ સનમુખ ઘુંઘટ તાણી, હસી બોલી તે વિનતા વાણી;
લખો અંક મારા કરમાંહે, વાંચી પરણશે મુજને ત્યાંહે.૩૦
રઘુવીર કહે સુણ નારી, મારે એક પત્નીવ્રત ભારી;
તુજ કરનો કરૂં હું સ્પર્શ, તો જાયે મુજ વ્રત ઉત્કર્ષ. ૩૧
તુજ પૃષ્ટે લખું આજ્ઞાય, ત્યારે અવળી થઇ અબળાય;
લીધી દર્ભશળી નિરાધાર, રામે લખીયું પૃષ્ઠ મોઝાર. ૩૩
એ રાવણની ભગની પ્રમાણ, સુર્પનખા નિશાચરી જાણે;
એનાં કરણ નાસિકા જેહ, નિશ્ચયે છેદન કરશો તેહ. ૩૩
પછી જીવતી મૂકજો ધીર, સ્ત્રીહત્યા ન કરશો વીર;
એવું લખી મોકલી રામ,ચાલી અબળા જાણ્યું થયું કામ.૩૪
સુમિત્રી શું બોલી હસી ધીરે, જુવો વાંચો લખ્યું તમ વીરે;
વાંચ્યા લક્ષ્મણે અક્ષર તેહ, ત્યારે નિવર્ત્યો સંદેહ. ૩૫
આવ્ય અબળા તું એકાંત, પરણું તુજને તજી ભ્રાંત;
પેલી સખીયોને કરી દૂર, લેઇ ચાલ્યા એકાંતે સુર. ૩૬
ચોટલો ગ્રહી પૃથ્વી પાડી, ચાંપી ચરણથકી ઘણું તાડી;
કાઢ્યું ખડગ વિદ્યુત સમાન,તેનાં છેદ્યાં નાસિકા ને કાન.૩૭

વલણ

નાસિકા છેદી નારની, વળી કાપ્યા બન્યો કાન રે;
ચીસ પાડીને નાઠી ત્યાંથી, તન થયું ગેરૂ સમાન રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे सुर्पनखा विरूपकरणं नाम दशमोऽध्यायः ॥१०॥

# અધ્યાય ૧૧ મો

રાગ મેવાડો

સુર્પનખાકેરાં કરણ નાસિકા, લક્ષ્મણે છેદ્યાં જ્યારેજી;
પ્રચંડ રૂપ થઇ રુધીરે ગળતી, નાઠી નિશાચરી ત્યારેજી. ૧
મનમાં ભય જાણે મારશે મુજને, એવો પામી ત્રાસજી;
ઉતાવળી તે આવી અભાગ્યણી, ખર દૂષણની પાસજી. ૨
વૃત્તાંત સર્વે કહ્યું પોતાનું, કરવા લાગી રુદનજી;
તમારે કાજે ગઇતી લેવા, એક નારી રૂપ રતનજી. ૩
મનુષ્ય મધ્યે બે વીર છે બળીયા, પંચવટીમોઝારજી;
તેણે આવી ગતિ મુજ કીધી, તમને છે ધિક્કારજી. ૪
ખર દૂષણ એવું સમજીને બોલ્યા, તે મનુષ્ય આપણો આહારજી;
અસુર ચતુર્દશ મોકલિયા, જાઓ કરી આવો સંહારજી. ૫
અસુર ચતુર્દશ સાથે તેડી, સુર્પનખા આવી ત્યાંહેજી;
તેવે સમે લક્ષ્મણજી આવ્યા, પંચવટીની માંહેજી. ૬
ત્યારે જનકસુતા જોઈ હસવા લાગ્યાં, ક્યાં છે દેરાણી મારીજી
પરણીને શું ગુપ્ત જ રાખી, દિયરજી તમારી નારીજી. ૭
જે કૃત્ય કીધું તે કહ્યું લક્ષ્મણે, ત્યારે બોલ્યા શ્રીરઘુવીરજી;
હવે અસુર આવશે યુદ્ધ કરવા, માટે તત્પર રહેજો ધીરજી. ૮
એટલે અસુર ચતુર્દશ આવ્યા, સુર્પનખા કેરી સાથજી;
ચૌદ બાણ મૂકીને તતક્ષણ, માર્યા તેને રઘુનાથજી. ૯
સુર્પનખાને હણવા શર કાઢયો, લક્ષ્મણે જેણીવારજી;
ત્યારે રામ કહે હો વીરા એનો, નવ કરશો સંહારજી. ૧૦
જો હશે જીવતી નિશાચરી એ તો, લાવશે વળી અસુરજી;
આપણે પણ એ કૃત કરવું છે, હણવા નિશિચર ભૂરજી. ૧૧
પછે સુર્પનખા નાઠી રોતી આવી, ખર દૂષણની પાસજી;
અરે ભાઇ હવે નવ કરશો, જીવ્યા કેરી આશજી. ૧૨
એ તો નીમ લેઈને નીકળ્યા છે વન, કરવા અસુર સંહારજી;
એવું સુણીને ઉઠ્યા તતક્ષણ, રાક્ષસ બળીઆ અપારજી. ૧૩

ખર દૂષણ ને ત્રિશિરા ત્રણે, ચાલ્યા યોદ્ધા જેહજી;
સહસ્ર ચતુર્દશ રાક્ષસ સંગે, કરે ગરજના તેહજી. ૧૪
ખરનું મુખ તે ખરના જેવું, દૂષણનું કુબડું વદનજી;
ત્રિશિરાને શિર ત્રણજ મોટાં, ભૂધર જેવાં તનજી. ૧૫
ત્રણ પુત્ર છે દૂષણકેરા, તે સેનાપતિ કહેવાયજી;
કપાલી પ્રમાથી ને સ્થૂળ લોચન,નામ એવાં મહાકાયજી. ૧૬
તે સરવે યુદ્ધ કરવા ચાલ્યા, પંચવટી પાવનજી;
વિપરીત વાયુ તેણે સમે વાયો, થયા ઘણા માન શુકનજી.૧૭
જ્યારે અસંખ્ય દળ રઘુપતિયે દીઠું, આવતું જેણીવારજી;
ત્યારે લક્ષ્મણને કહે લઇ સીતાને,જાઓ પર્વતમોઝારજી.૧૮
પછે જનકસુતાને તેડી લક્ષ્મણ, ચઢીયા પરવત શિષજી;
પંચવટીમાં સજ્જ થઇ ઉભા, પોતે શ્રીજગદીશજી. ૧૯
એવે સમે ત્યાં અસુરજ આવ્યા,ગ્રહી ગિરિવર પાષાણજી;
શ્રીરામચંદ્ર મૂકે છે ચોદિશ, અમોઘ તીક્ષણ બાણજી. ૨૦
દારુણ યુદ્ધ થયું તે વેળા, વઢતા કરીને ખેપજી;
વરણવતાં વિસ્તારજ પામે, માટે કહ્યું સંક્ષેપજી. ૨૧
પછે રાક્ષસ ચઉદ સહસ્ર સંહાર્યા, રઘુપતિએ તેણી વારજી;
ત્યારે તેણે સમે ત્યાં દૂષણ ધાયો, કરતો મારો મારજી. ૨૨
બે શર મૂકી રામે વળતા, કાપ્યા તેના હાથજી;
શિર છેદયું પછે દૂષણકેરું, સમરથ શ્રીરઘુનાથજી. ૨૩
ત્યારે ત્રણ પુત્ર તેના તે આવ્યા, કરવા પિતાની પક્ષજી;
તેને શ્રીરઘુવીરે માર્યા, જોતાં સહુ પ્રત્યક્ષજી. ૨૪
પછે ત્રિશિરાએ યુદ્ધ અતિ ઘણું કીધું, જોતાં નવ રહે ધીરજી;
સફળ મંત્ર ભણી બાણજ મૂકે, રણમાંહે રઘુવીરજી. ૨૫
એક સ્વામી કારતિકની આપેલી જે, સાંગ હતી નિરધારજી;
તે રામચંદ્રની ઉપર મૂકી, નિષ્ફળ થઈ તેણીવારજી. ૨૬
પછે ત્રણ બાણ મૂકી ત્રિશિરાનાં, છેદ્યાં ત્રણે શિષજી;
ત્યારે બંધુમરણ જોઇને ખર ધાયો, ભરતો મનમાં રીસજી. ૨૭

તેણે દારુણ યુદ્ધ આરંભ્યું, રાક્ષસ મહા બળવંતજી;
અસુર શસ્ત્ર મૂકે બહુવિધનાં, છેદે તે ભગવંતજી. ૨૮
કરે ગરજના ખર મુખ ગાઢે, ખળભળિયું બ્રહ્માંડજી;
ધ્રુજી ધરાને સિંધુ ઉછળ્યા, ગિરિનાં શિખર થયાં ખંડજી.૨૯
જુદ્ધ જોવાને અમર સહુ આવ્યા,અંતરિક્ષ બેસી વિમાનજી;
ખરનું દારુણ જુદ્ધ દેખીને, મહારથી મૂકે માનજી. ૩૦
રામને અંગે અગસ્તતણું છે, કવચ આપેલું જેહજી;
શક્તિ એક મૂકીને રાક્ષસે, છેદી નાખ્યું તેહજી. ૩૧
એવું જોઇ સહુ દેવજ કંપ્યા, અસુરતણું બળ પૂરજી;
વશિષ્ઠદત્ત એક બાણ હતું તે, સાંધ્યું રઘુપતિ શૂરજી. ૩૨
તે બાણે ખરનું મુસ્તક છેદ્યું, પડિયો પૃથ્વીમોઝારજી;
પછે શેષ અસુર માર્યા રઘુવીરે, વરત્યો જયજયકારજી. ૩૩
દેવ દુંદુભી વાગ્યાં નભમાં, જય ધુનિ ચાલી પુરજી;
પુષ્પવૃષ્ટિ રઘુવરની ઉપર, કરતા સરવે સુરજી. ૩૪
રાક્ષસ સરવે મુક્તિ પામ્યા, કર્યું દંડકવન પાવનજી;
નિર્મળ જશ વિસ્તર્યો દશે દિશે, દેવ કહે ધન્ય ધન્યજી. ૩૫
જ્યમ શુદ્ધ જ્ઞાને કરી સ્થૂળ લિંગદેહે,કારણ પાવન થાયજી;
એમ વનપાવન કરી પંચવટીમાં, શોભેશ્રીરઘુરાયજી. ૩૬
પછે લક્ષ્મણ સીતા આવી નમિયાં, રઘુપતિ કેરે ચર્ણજી;
સુમિત્રા સુતને ભુજ કરી ભેટયા, પોતે અશરણશર્ણજી. ૩૭
હવે ચઉદ સહસ્રમાં એક ઉગરી, રાવણ ભગની ત્યાંહેજી;
તે સુર્પનખા રુધીરે ગળતી, આવી લંકામાંહેજી. ૩૮

વલણ

લંકામાં આવી રુદન કરતી, જ્યાં બેઠો રાવણ ભૂપ રે;
સભા સરવે વિસ્મય પામી, જોઇ સુર્પનખાનું રૂપ રે. ૩૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे खर-दूषणादि असुरवधो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥**

# અધ્યાય ૧૨ મો

રાગ ધનાશ્રી

સુરપનખાકેરૂં જોઇ કુરૂપજી, વળતો પૂછે લંકા ભૂપજી;
કોણેદુઃખદીધું કહે રાખીધીરજી,ત્યારેસુરપનખાબોલીસાંભળવીરજી.

ઢાળ

વીર સાંભળ હું ગઇતી, દંડક વનમોઝાર,
ત્યાં પંચવટીમાં આવી રહ્યા, કો બંન્યો રાજકુમાર. ૨
રામ લક્ષમણ નામ તેનું, સંગ સીતા નાર;
ત્રણ લોકમાં રૂપ એવું, નથી કર્યું કિરતાર. ૩
મેં વિચાર્યું આ સુંદરી, લેઈ જાઉં રાવણ કાજ;
મુજ વીર સુખ પામે ઘણું, રૂડું શોભે એનું રાજ. ૪
હું તારે કાજે લેવા ગઇતી, સુંદરી સુંદર વાન;
તારી બહેન જાણી છેદ્યાં મારાં, નાસિકાને કાન. ૫
મુજ પુત્ર શંબર મારિયો, ખર દુખર ત્રિશિરા જેહ;
ચૌદ સહસ્ર રાક્ષસ સંગાથે, રામે માર્યા તેહ. ૬
દંડકારણ્યમાં વિપ્ર સહુ કરે, હોમ જપ તપ કાજ;
હવે બ્રાહ્મણને લેઇ આપશે, તે રામ તારૂં રાજ. ૭
ધિક્કાર તારા પરાક્રમને, તુજ રાજ બૂડયું આજ;
તું છતાં મુજ આવી ગતિ થઇ, લીધી તારી લાજ. ૮
માટે ઉઠ શું બેસી રહ્યો, જઇ સાધ્ય તારૂં કામ;
એ સીતા લાવે હરણ કરી તો, રાવણ તારૂં નામ. ૯
એવાં વચન સુણી રાવણે વળતો, કર્યો મન વિચાર;
કાંઇ કપટ કરીને હરી લાવું, રામની એ નાર. ૧૦
એવું વિચારી લંકેશ ઉઠયો, બેઠો રથમોઝાર;
મારીચી મામો તપ કરે છે, આવ્યો તેણે ઠાર. ૧૧
પૂરવે રઘુપતિ શરતણી, જે ઝપટ લાગી અંગ;
ઉડી પડયો સાગરત્રટે, બેઠો થઇ મન ભંગ. ૧૨

માતુલ જાણી પોતાનો, આવ્યો રાવણ ત્યાંહે;
સનમાન કરી આસન બેસાડયો, મળ્યા માંહોમાંહે. ૧૩
પછી નમ્ર થઇને મધુર વચને, બોલ્યો રાવણ રાય;
એક કારજ તમ સરખું પડયું, માટે કરો મુજ કરુણાય. ૨૪
પંચવટીમાં રહ્યા આવી, રામલક્ષ્મણ વીર;
તેણે સુર્પનખાનાં કરણ નાસા, કરી છેદન ધીર. ૧૫
શંબર આદે ખરદુખર, સહુનો કર્યો સંહાર; '
શત્રુ અગ્નિ થઈ બાળશે એ, અસુર વન નિરધાર. ૧૬
તે માટે મામા મૃગ થઈ ત્યાં, જા તું હવડાં ઉઠ;
ત્યારે રામ લક્ષ્મણ આવશે, મારવાને તુજ પુંઠ. ૧૭
ત્યારે હરણ સીતાનું કરી, હું લઇ જઇશ લંકાં માંહે;
પછે રામ લક્ષમણને હણીશું, આવશે જો ત્યાંહે. ૧૮
એવાં વચન સુણી મારીચ બોલ્યો, ધીરજ રાખી મન;
જ્યમ જાળ વાણી મૂરખની, પંડિત કરે છેદન. ૧૯
હે રાવણ પૂરવે યાગ રક્ષણ, કરવા આવ્યા એહ;
ત્યારે વીશ કોટિ સહિત માર્યાં, સુબાહુને તેહ. ૨૦
એક શરે ભેદી તાડિકા, એમ કર્યું પ્રાક્રમ ત્યાંહે;
મને ઝપટલાગી શરતણી તે પડયો આવી આંહે. ૨૧
એ વાત સંભારૂં તદા, ભય ઉપજે છે મન;
જાણે હવડાં મારશે શર, ભેદશે મુજ તન. ૨૨
તે રામને તું મનુષ્ય જાણે, અરે રાવણ મૂઢ;
સાક્ષાત એ ભગવાન છે, જેની ગતિ અવિગત ગૂઢ. ૨૩
આદિ નારાયણ પુરુષ પૂરણ, બ્રહ્મ માયા ઇશ;
પૃથ્વીનો ભાર ઉતારવા થયા, પ્રગટ એ જગદીશ. ૨૪
તુજ હૃદેપર ત્રંબક પડયુંતું, લેઇને ભાંગ્યું તેહ;
તુંને જીવતદાન આપ્યું, ભૂલી ગયો કયમ એહ. ૨૫
તું ભુંડું ઇચ્છે તે તણું, રઘુવીર કેરૂં આજ;
શું ભલું તારૂં થશે રાવણ, એમ કરતાં કાજ. ૨૬
જેણે અમૃત આહાર કરાવીયો, તેને વિખ દેઇયે કેમ;

નિવાસ રહેવા આપ્યો તેનું, બાળિયે ઘર જેમ. ૨૭
માટે ધરમપંથે ચાલીયે, સુણ રાવણ સાચી વાત;
પરનારીનો અભિલાખ કરતાં, જાશે નિશ્ચે પ્રાણ. ૨૮
માટે સદ્વિવેકજ રાખીયે, ગુરુવચન ધરિયે મન;
કપટ બુધ્યે કરી કોનું, ન કરીયે હેલન. ૨૯
વેદના જોઈ પરતણી, ઉપકાર કરીયે સત્ય;
સહુ ભૂતમાં ભગવંત જોઇએ, એહ સાચી મત્ય. ૩૦
આ દેહ ક્ષણભંગુર છે, અસ્થિર ભોગ અનેક;
માટે પરમારથ સાધિયે, કરી સારાસાર વિવેક. ૩૧
જે શંભુ તારા ઇષ્ટ તે પણ, ભજે નિત્યે રામ;
તે તણી સ્ત્રી જે માત સમ, શું ઇચ્છે અઘટિત કામ. ૩૨
તે માટ સાંભળ દશાનન, કર મૈત્રી રઘુવર સાથ;
તુંને અભે કરીને થાપશે, મૂકશે મસ્તક હાથ. ૩૩
એમ મારીચે કહ્યાં વચન બહુ જે, અવિદ્યા તરુ છેદન;
મદઅંધ નિજ અભિમાનથી, એકુ ન સમજ્યો મન. ૩૪
કરી ક્રોધ રાવણ બોલીયો, અરે મૂરખ દંભી દુષ્ટ;
શું શીખવે છે મુજને, કરી રામ કેરી પુષ્ટ. ૩૫
રામનું કેટલું જોર છે, એ મનુષ્યના શા ભાર;
મારૂં કહ્યું જો નહિ કરે તો, મારીશ તુજને ઠાર. ૩૬
એમ કહી રાવણે હાથ નાખ્યો, ખડગ ઉપર જાણ;
ત્યારે મારીચ મન કંપીયો, એ મારશે નિરવાણ. ૩૭
એ દુષ્ટને હસ્તે કરીને, થશે મુજ અવગત્ય;
જો રામને હાથે મરૂં તો, મુક્તિ પામું સત્ય. ૩૮
એ અરથિ દોષ ન વિચારે, વળી અભિમાની જેહ;
વળી મૂરખ કાંઇ સમજે નહિ, એ અંધ ત્રણે તેહ. ૩૯
એમ વિચારી મારીચ બોલ્યો, રાવણ સાથ વચન;
મારે કારજ કરવું તમારૂં, માટે ચાલો હે રાજન. ૪૦
એવું કહી બેઠા બન્યો જણ, રથમાંહે તેણીવાર;
વાયુવેગે હાંકયો રથ, આવ્યા પંચવટીમોઝાર. ૪૧

રહ્યો રાવણ ગુપ્ત થઇને વનમાં, વૃક્ષ કુંજની માંહે;
પછી મારીચ બે મુખો મૃગ થઇને, તતક્ષણ આવ્યો ત્યાંહે. ૪૨
સીતાએ વાડી કરી છે, મૃગ આવ્યો તેને ઠાર;
કુંદન જેવી ત્વચા ઝળકે, શોભાનો નહિ પાર. ૪૩
મણિ જેવા બુટ્ટા ઝળકતા, બહુ રંગ નાના ભાત;
ભૂલે બ્રહ્મા જોઇ કરતવ, સૃષ્ટિમાં નહિ એ જાત. ૪૪
એક મુખે ચરતો હરિત ત્રણ, બીજે નિહાળે ચોપાસ;
તે સીતાએ દીઠો તદા, ત્યારે પડયો મોહનો પાશ. ૪૫
એ જક્તજનુની અંબિકા જે, ઇંદિરા ગુણખાણ;
તે મોહ પામે નહિ કદા, કરે મનુષ્યલીલા જાણ. ૪૬
તે માટે શ્રોતા જન સુણો, નવ કરશો તે સંદેહ;
જાણી જોઇને જાનકી, આચરે લીલા એહ. ૪૭
મૃગ દેખી મોહ્યાં જાનકી, એની ત્વચા અતિ સુકુમાર;
તેની કરાવું કંચુકી, મુજ અંગ શોભે સાર. ૪૮
એવું વિચારી રઘુનાથ પ્રત્યે, વદે સીતા વાણ;
મહારાજ આ મૃગ જુવો પેલો, ત્વચા કનક પ્રમાણ. ૪૯

વલણ

ત્વચા કનકના જેવી એની, બુટ્ટા મણિ સમાન રે;
માટે એ મૃગ મારી કંચુકી, મુજને શિવડાવો ભગવાન રે. ૫૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे रावणस्य मारीचेन सह पंचवटयाश्रम प्रतिगमनो नाम द्वादशोऽध्यायः १२

# અધ્યાય ૧૩ મો

રાગ ગરબાની દેશી

રૂપ જોઈ રઢ લાગી રામાને, સાવજ સુંદર વાનજી;
જનક નંદની કહે રઘુપતિને, સુણિયે શ્રીભગવાન.
મૃગને મારોજી. ૧
ત્વચા રૂપાળી બુટ્ટાવાળી, જાણે કુંદનમણિ જડિયાજી;
વિધિ વિશ્વકર્મા જોઇને ભૂલે, એનીસૃષ્ટિમાં નથી નિપજિયા. મૃ. ૨

ઉઠો સ્વામી વિલંબ ન કરશો, હેલામાં હણી આવોજી;
એ મૃગચર્મ લાવીને મુજને, કાંચલડી શિવડાવો. મૃગને૦ ૩
ત્યારે રઘુપતિ કહે તમો સુણો સુંદરી, એ શી બોલ્યાં વાણીજી;
એ ચર્મની ચોળી કોણુજ પહેરે, વાત વિચારો રાણી. વાત૦ ૪
આવો રૂપાળો મૃગ ક્યમ હણીયે, કંચન જેવી કાયાજી;
એ મિથ્યારૂપનેજોઇ મોહ પામ્યાં,શીલાગીતમને માયા.વાત૦ ૫
સ્વામી માયા મોહ મુજને નથી સ્વપને,હઠ નથી કરતી ઠાલીજી
હું જાણું તમારૂં હેત છે કેવું, તમને કેવી છું વહાલી. મૃગ૦
મહારાજ જન્મ મધ્યે નથી મેં મૃગ દીઠો,આવોરૂપાળોરંગેજી;
એના ચર્મ તણી ચોળી શિવડાવી,પહેરાવો મારે અંગે. મૃગ૦
અરે જનકસુતા શાં ઘેલાં કાઢો, એ ચર્મતણી શી ચોળીજી;
આપણે અવધપુરીમાં જઇશું,ત્યારે સરવે કરશે ઠઠોળી. વાત૦
વિના અપરાધે રત્ન સરિખું, સાવજ તે ક્યમ હણીયેજી;
દયા રાખીયે પ્રાણી ઉપર, સહુને આત્મા ગણીયે. વાત૦
આવડી દયા હતી દિલમાં ત્યારે, ધનુષ બાણ શિદ ધાર્યાંજી;
શા અપરાધે સુબાહુ તાડિકા, આદે નિશાચર માર્યા. મૃગ૦
સુંદર નારી વરવા આવી, તેનો શો હતો વાંકજી;
તે નારીનાં કરણ નાસિકા, છેદ્યાં આડે આંક. મૃગ૦
અરે રામા તે રાવણની ભગની, આવીતી કરવા વિઘનજી;
કપટ જાણ્યું તેના અંતરનું, માટે અંગ કર્યાં છેદન. વાત૦
સુબાહુ તાડિકા આદે અસુર તે, વિપ્રને કરતા વિઘનજી;
નિત્ય ઉઠી મુનિવર ને પીડે, માટે પમાડયા પતન. વાત૦
એવો ધર્મ વિચારી હણોછો અસુરને,તોમૃગયાક્ષત્રીનોધર્મજી
ત્યારે એને મારતાં અધરમશાનો,કોણુનિંદેકરતાંએકર્મ.મૃગ૦
સ્વઇચ્છાથી મૃગયા કરતાં, અનેક મારી આવોજી;
મારે સારૂ એક મૃગને મારતાં, મોટી દયા મન લાવો. મૃગ૦
અરે બાળા એવું શું બોલો, હું એકપત્નીવ્રતે કહાવુંજી;
જો અંતર હોયતો વનમાં સાથે, શિદ તેડીને લાવું. વાત૦
આવડી હઠ નવ કરિયે થોડામાં, છો સદ્ગુણ સંદોહજી;

આપણે ઘેરશી ન્યૂન છે રાણી, એ ચર્મ ઉપર શો મોહ. વાત૦
વરસ ચતુરદશમાં હવે સ્વામી છે, બાકી થોડા દિન આંહેજી;
ત્યાર પુંઠે એ કંચુકી પહેરી, મારે જાવું અવધપુરમાંહે. મૃગ૦
તે માટે મનોરથ પૂરો મારા, સ્વામી વિચારી મનજી;
એ કહ્યું નહિ કરો ત્યારે હું હવડાં,પાડીશ મારૂં તન.મૃગને૦૧૯
એવી હઠ લઇ બેઠાં સીતાજી, કરવાને લાગ્યાં રુદનજી;
ત્યારે આશ્વાસન કરીધીરજ આપી,સમરપ્યાં સ્નેહ વચન.મૃગ૨૦
સીતાનું કારજ કરવાને થયા, સત્વર શ્રીરણધીરજી;
આગલ્યું ભવિષ્ય વિચારી પોતે,ઉઠયા શ્રીરઘુવીર.મૃગને૦૨૧

વલણ

ઉઠયા શ્રીરઘુવીર પોતે, સત્વર થઈ તેણીવાર રે.
ધનુષ્યબાણ ગ્રહી કરવિષે, પછે ચાલ્યા જુગદાધાર રે. ૨૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे मारीचस्य मृगरूपं दृष्ट्वा जानकीमोहाविर्भावो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

# અધ્યાય ૧૪ મો

રાગ આશાવરી

જાનકીજીનું વચન પાળવા, ઉઠયા પૂરણ બ્રહ્મ;
આગળ કામ જે કરવું પોતાને, તે કોઇ ન જાણે મર્મ. ૧
લક્ષ્મણને કહે સાચવજો, સીતા ને આણે ઠાર;
સાવધાન થઇ રહેજો વીરા, અસુર ફરે છે અપાર. ૨
એવું કહી કોદંડ ચઢાવ્યું, શર કીધો સંધાણ;
મૃગને મારવા ચાલ્યા તતક્ષણ, પોતે પુરુષ પુરાણ. ૩
રામને દેખીને મૃગ નાઠો, પુંઠળ રઘુવર જાય;
ગૌતમી કેરે પૂરવ ભાગે, તે ઉપકંઠ પળાય.. ૪
એ નીલકંઠ ભોગીન્દ્ર વજ્રધર, વિધિ આદે સુર તેહ;
જેના ચરણતણી રજ ઇચ્છે સરવે, પોતે ઇશ્વર તેહ. ૫
જે પદ વજ્રાંકુશ ધ્વજ મંડિત, સકળ તીરથનું ધામ;
તે પ્રભુ માયામૃગની પુંઠળ, ફરતા ઠામો ઠામ. ૬

પછે દૂર જઇને બાણુજ મૂકયું, માર્યો મૃગને ત્યાંહે;
ત્યારે પ્રચંડ દેહ થયે રાક્ષસનો, પડિયો પૃથ્વીમાંહે. ૬
તેના અંગથી તેજ નીકળ્યું, ચૈતન્ય આત્મા જેહ;
રઘુપતિના મુખમાંહે પ્રવેશ્યું, મુક્તિ પામ્યો તેહ. ૭
જે ગતિ પામે વિરક્ત યોગી, કરતાં જપ તપ ધ્યાન;
તે ગતિ આપી સ્હેજે અસુરને, એવા શ્રીભગવાન. ૯
પરમ દયાળ કૃપાનિધિ કેશવ, વિશ્વના પ્રાણ આધાર;
એવા પ્રભુને ભજે નહિ જે જન, તેને છે ધિક્કાર. ૧૦
એહ પ્રકારે શ્રીરઘુવીરે, મૃગ માર્યો તે ઠાર;
પછે શ્રમિત થઇ એક પીંપળા હેઠળ, બેઠા જુગદાધાર. ૧૧
હાવે પંચવટીમાં રહ્યાં છે સીતા, પર્ણકુટીમાં જ્યાંય;
લક્ષ્મણ બારણે રક્ષા કરતા, ધનુષ બાણ ગ્રહિ ત્યાંય. ૧૨
જેમ શાન્તિની રક્ષા જ્ઞાન કરે, સદ્બુદ્ધિ કેરી વિવેક;
એમ લક્ષ્મણજી સાચવતા સીતા, જેને મોટી ટેક. ૧૩
ત્યારે રાવણે જાણ્યું રામ ગયા, પણ લક્ષ્મણ છે આશ્રમ;
માટે કપટ કરીને કાઢું અહીંથી, કારજ થાયે જયમ. ૧૪
પછે રામના જેવા સ્વર કાઢીને, રાવણે પાડી રીર;
હું મહા સંકટમાં પડયો છું માટે, ધાજો લક્ષ્મણ વીર. ૧૫
તે સીતાયે સાંભળીયું ત્યારે, પડીયો મનમાં શોક;
આકળ વિકળ થઈ બોલ્યાં, જાણ્યા દુખીયા પુણ્યશ્લોક.૧૬
અરે દિયરજી જાઓ ઉતાવળા, હાંક મારે તમ વીર;
કાંઇ અસુરતણા સંકટમાં આવ્યા, દુખિયા હશે રઘુવીર.૧૭
ભાઈવિના કોણુ ભીડજ ભાગે, રણમાં જઇને આજ;
માટે જાઓ ઉતાવળા આળસ મૂકી,કરો બંધુનું કાજ. ૧૮
રણે બંધુ ને મિત્ર સંકટે, વૃદ્ધપણામાં નાર;
વિષમ કાળમાં પુત્ર પિતાને, સંભાળે નિરધાર. ૧૯
તે માટે વહારે જાઓ લક્ષ્મણ, અસુરે વિંટયા તમ વીર;
એમ સીતાજી ગભરાઈ ગયાં ને, મૂકી મનની ધીર. ૨૦
ત્યારે લક્ષ્મણ કહે સીતાજી સુણો કાંઈ, એ છે કપટ વચન;

બાકી સંકટમાં રઘુવીર ન આવે, માનજો સાચું મન. ૨૧
જે સચરાચરના બીજ રૂપ વળી, સ્વામી નિયંતા એવ;
કોટિ બ્રહ્માંડપતિ એ રઘુવર, સરવે દેવના દેવા. ૨૨
જેની કટાક્ષે કાળજ કંપે, લોકપતિ માને ત્રાસ;
તે પ્રભુ સંકટમાં નવ આવે, કલ્પાંતે અવિનાશ. ૨૩
જો સૂરજ અફળાયે અંધારે, વન્હિને વ્યાપે શીત;
આ જગત જો ભક્ષણ કરે કાળને, એમ થાયે વિપરીત. ૨૪
પણ સંકટમાં નવ આવે રઘુપતિ, અમોઘ બળ મહિમાય;
અસુરતણી કાંઈ માયા હશે માટે, ભય નવ ધરશો માય. ૨૫
ત્યારે સીતા કહે નથી માયા અસુરની, મેં ઓળખ્યો એમનો સાદ;
તમો જાઓ ઉતાવળા આળસ મૂકી, પોકારે છે આરત નાદ. ૨૬
ત્યારે લક્ષમણ કહે મેં નવ જવાય મુને, સોંપી ગયા છે રામ;
કો અસુર આવી હરી જાયે તમને, વિઘ્ન કરે આ ઠામ. ૨૭
ત્યારે ક્રોધ કરીને સીતા કહે છે, જોયું તમારૂં હેત;
તમો બંધવનું ભુંડું ઈચ્છો છો, અંતરકપટ સમેત. ૨૮
એવાં અઘટિત વચન સીતાયે કહ્યાં, ઘણાં વાંકાં તીક્ષણજાણ;
તે બાણ જેવાં લક્ષમણને વાગ્યાં, જાણે જાયે પ્રાણ. ૨૯
હૃદય ભેદાયું લક્ષમણનું જાણે, તપ્ત શસ્ત્રના ઘાય;
તન નિસ્તેજ થયું તેણીવેળા, મનમાં થઇ પીડાય. ૩૦
પછે ગદ ગદ કંઠે કરજોડીને, બોલ્યા લક્ષમણ વાણ;
અરે જાનકી એ શું બોલ્યાં, અઘટિત વચન પ્રમાણ. ૩૧
મેં તો યથારથ વાત કહી, નથી બોલ્યો કાંઇ અન્યાય;
તેના સાક્ષી પંચભૂત ને સૂરજ, સાંભળો સાચું માય. ૩૨
તમો માત હું પુત્ર તમારો, એવું જાણું છું મન;
ઇશ્વર જાણી હું સેવા કરૂં, નથી કપટની વાત સ્વપન. ૩૩
પણ માતા તમને કહેવાં ન ઘટે, એવાં મરમ વચન;
શું કરું રામ નથી જો પાસે, નિકર મૂકું તન. ૩૪
એવું કહી લક્ષમણની આંખે, ચાલી આંસુની ધાર;
પછી મઢીની પુંઠળ લીકજ તાણી, ધનુષ તણી તેણીવાર. ૩૫

અરે જાનકી અમો આવ્યા વિણુ, જો તમો નિકળો બહાર;
તો રામચંદ્રની આણુ છે તમને, સત્ય વચન નિરધાર. ૩૬
અમો આવ્યા વિણુ આણુ ઓળંગી, મઢિમાં પેસે જેહ,
તો બળીને ભસ્મ થજો તે પ્રાણી, નિશ્ચે કહું છું એહ. ૩૭
એમ આણુ દેઈને ચાલ્યા લક્ષ્મણુ, મળવાને રઘુવીર;
સીતાજીનાં વચન સંભારે, ને નેત્રમાં ચાલે નીર. ૩૮
શ્રુતિ આધારે સ્વરૂપ ખોળવા, સંત પ્રવેશે જ્યમ;
સંસાર તાપે જીવ તપ્યો જાય, સતગુરુને આશ્રમ. ૩૯
જ્યમ તૃષાવંત જાન્હવી જળ ઉપર, પીવા તતક્ષણુ જાય,
તેમ રામની પાસે લક્ષ્મણુ આવે, સત્વર પંથ પળાય. ૪૦
રામનાં પગલાં ધ્વજાંકુશ મંડિત, પડિયાં પૃથ્વીમાંહે;
તે પગલાં જોતા લક્ષ્મણુ આવ્યા, રઘુપતિ બેઠા જ્યાંહે. ૪૧
અશ્વત્થ હેઠળ બેઠાછે, મન મોહન સુંદર શ્યામ;
ત્યારે કંજ સમું કરમાયું દીઠું, લક્ષ્મણુનું મુખ રામ. ૪૨
પછી સુમિત્રીયે જઈસત્વર મૂકયું, રામને ચરણે શીશ;
ભાઈસીતાને એકલી મૂકી, તું કયમ આવ્યો આ દીશ. ૪૩
ત્યારે લક્ષ્મણુજીને રડવું આવ્યું, ચાલી આંસુધાર;
મહારાજ મુજને દુઃખ થયું જાણે, દેહ તજું આવાર. ૪૪
કો અસુરે હાંકજ મારી વનમાં, લેઈને મારૂં નામ;
તે સાદ સુણીને સીતાયે મુજને, મોકલીયો આ ઠામ. ૪૫
વળી વચન બાણુ માર્યાં છે મુજને, ભેદાયું સહુ અંગ;
કહેવાય નહિ એ વાણી જાણે, પ્રાણુ તજું શ્રીરંગ. ૪૬
પછે લક્ષ્મણુને રુદે ચાંપી આપી, ધીરજ શ્રીરઘુવીર;
એવાં સ્ત્રીયોનાં મન અધીર હોય માટે,દુઃખ નવ ધરીયે ધીર.૪૭
પુણ્ય પવિત્ર છો બંધવ મારા, શોક સમાવો સર્વ;
હું જાણું છું તમને નથી સ્વપને, મોહ કામ મદ ગર્વ. ૪૮
એમ સમાધાન લક્ષ્મણુનું કરીને, ઉઠયા શ્રીરઘુનાથ;
પંચવટી ભણી ચાલ્યા પોતે, ગ્રહી લક્ષ્મણુનો હાથ. ૪૯

વલણ

લક્ષમણ કેરો હાથ ઝાલી રઘુપતિ આશ્રમ જાયરે;
હવે પંચવટીમાં રાવણ આવ્યો તેની કહું કથાયરે.　　૫૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे मायामृगं हत्वा सीताया दुर्वचनादागतेन लक्ष्मणेन सह रामचंद्रसमागमो नाम चतुर्दशोऽध्यायः॥१४॥

# અધ્યાય ૧૫ મો

રાગ સામેરી

જ્યારે પંચવટીથી નિકળ્યા, ચાલિયા પન્નગ ભૂપ;
ત્યારે દશાનન ત્યાં આવિયો, ધરી જોગી કેરૂં રૂપ.　　૧
શેલી શીંગી પાવડી, શિર જટા ઝોળી સંગ;
જ્યમ હોય યોગી નિરંજની, એમ ધરી વિભૂતિ અંગ.　　૨
એવું કપટ કરીને આવિયો, મન હરણ કરવા ચાહ;
જ્યમ ચંદ્રમંડળ જાનકીને, આવે ગ્રહવા રાહ.　　૩
જ્યમ હરણી ગ્રહવા વ્યાઘ્ર આવે, અગ્નિ પાસ પતંગ;
ચાર્વાક જ્યમ વેદાંત આગળ, ગરુડ પાસ પનંગ.　　૪
જ્યમ શિવની પાસે કામ આવે, ભસ્મ થાવા તેહ;
તેમ જાનકીની પાસ આવ્યો, પાપી રાવણ એહ.　　૫
તે સીતાજીનું રૂપ દીઠું, રાવણે તેણીવાર
ત્રૈલોકમાં એવું નથી, કોટી રતિ અવતાર.　　૬
હવે દેવ સરવે ગુપ્ત રૂપે, રહ્યા નભમાં જોય;
તે પરસ્પર વાતો કરે હવે, રાવણ કુળ ક્ષય હોય.　　૭
એણે આદિ શક્તિ માત ઉપર, કરી કુદૃષ્ટિ જાણ;
માટે આજથી રાવણને બેઠી, અવદશા નિરવાણ.　　૮
કામધેનુના અભિલાષથી, ક્ષય પામ્યો સહસ્રાર્જુન;
થયો ભસ્મ જાલંધર તથા, ધર્યું પારવતીપર મન.　　૯
એમ રાવણ આવી બોલીઓ, વૈદેહી પ્રત્યે વાણ;
આ વનમાં તું એકલી સ્ત્રી, સ્વામી તારો કોણ.　　૧૦

ત્યારે સીતા વળતાં બોલિયાં, સુણો મહા પુરુષ મતિધીર;
કાકુસ્થકુલ પુર અયોધ્યા મમ, સ્વામી શ્રીરઘુવીર. ૧૧
ચંડાંશનું કોદંડ ખંડી, વર્યાં મુજને રામ
દશાનનનો દર્પ હરિયો, એવા પૂરણ કામ. ૧૨
તે પ્રભુની હું સુંદરી છું, જનક તનયા જાણ;
પાળવા પિતુવચન આવ્યાં, વનવિષે પરમાણ. ૧૩
જેણે હણ્યા સુબાહુ તાડિકા, ખર દુખર ત્રિશિરા જેહ;
વિરૂપ કીધી સુર્પનખાને, એવા સમરથ એહ. ૧૪
હવે રાવણ કુંભકરણ તણો કરી, કુળ સહિત નિપાત;
અવધપુરમાં પછે જઇશું, સુણો જોગી વાત. ૧૫
માટે એક ક્ષણ બેસો તમો, આવશે હમણાં રામ;
આતિથ્ય પૂજન તમારૂં, કરશે યથા અભિરામ. ૧૬
ત્યારે રાવણ કહે હો સુંદરી, તું એકલી છે આંહે;
કો હરણ કરી જાશે તને, ફરે અસુર અતિ વનમાંહે. ૧૭
જાનકી કહે તું નથી જોગી, કપટી દીસે કોઇ;
તું વચન બોલે છળતણાં, વળી કપટ દ્રષ્ટે જોય. ૧૮
સુણી કહે રાવણ અરે હર હર, હું અતિથિ આજ;
હું ભૂખ્યો છું કાંઇ આપ્ય ભિક્ષા, થાય મારૂં કાજ. ૧૯
તે સમે સુર સહુ ગુપ્તરૂપે, રહ્યા અંતરિક્ષ જેહ;
વિનય વચન કહેતા જાનકીને, સ્તુતિ કરતા તેહ. ૨૦
હે જગત જનુની જાઓ તમો, લંકા વિષે નિરધાર;
બંધ છોડો અમારા, કરો રાવણ કુળ સંહાર. ૨૧
જો સ્પર્શ કરશે તમારો, થશે ભસ્મ રાવણ ભૂપ;
માટે ગુપ્ત રૂપ કરો તમારૂં, ધરો છાયારૂપ. ૨૨
તમારે મિષે આવશે, રઘુવીર લંકામાંહે;
ત્યારે અસુર કુળ સંહારશે, માટે જાઓ સત્વર ત્યાંહે. ૨૩
પછી સુરતણી સાખે કરી, કર્યું ગુપ્ત રૂપ અનુપ;
કારજ કરવા દેવનું, તવ ધર્યું છાયારૂપ. ૨૪
ફળ લેઇ કરમાં જાનકી, આપવા આવ્યાં ત્યાંહે

કર આવ્યો રેખા બારણે, તવ રાવણે ગ્રહી બાંહે. ૨૪
કર ગ્રહી લીધાં જાનકી, અંતરીક્ષ તેણી વાર;
રાવણે રૂપ પ્રગટ કર્યું, તવ થયો હાહાકાર. ૨૬
સીતાને રથમાં બેસાડયાં, પોતે બેઠો માંહે;
ઉતાવળો રથ હાંકીયો, પછી વાયુ વેગે ત્યાંહે. ૨૭
ભયભીત થઇને જાનકી, કરતાં ઘણું આક્રંદ;
નેત્ર આંસુધાર ચાલે, પડયાં અસુરને ફંદ. ૨૮
રુદન સુણી સીતા તણું, વન પક્ષી તરુવર રોય;
ભયપામી નાઠા મુનિ સહુ, ઉભા રહ્યા નહિ કોય. ૨૯
રુદન કરતાં જાય સીતા, આરત નાદ અપાર;
હા રામ હા લક્ષ્મણ ધનુર્ધર, ધાઓ મારી વહાર. ૩૦
સીતા વિચારે મન વિષેજે, કરમ કીધું આપ;
મેં લક્ષમણને કુવચન કહ્યાં તે, લાગ્યું મુજને પાપ. ૩૧
કોઈ કરશે છળ સાધુ પુરુષને, કહેશે કુવચન જેહ;
ઘણું દુઃખ ભોગવશે અહીં, પછી નરકે પડશે તેહ. ૩૨
એમ રુદન કરતાં જાય સીતા, રટે રસના રામ;
રથ હાંકી રાવણ જાય છે, દક્ષિણ દિશા અભિરામ. ૩૩

વલણ

દક્ષિણ દિશાયે જાય રાવણ, આણી મન ઉન્માદરે;
એવે જટાયુએ સાંભળ્યો, સીતાનો આરત નાદરે. ૩૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे रावणेन पंचवटयाश्रमात्सीताहरणं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥**

## અધ્યાય ૧૬ મો

રાગ ધન્યાશ્રી

**સીતા કરતાં વિવિધ વિલાપજી, સુણી જટાયુને થયો પરિતાપજી;**
**ધાઇને આવ્યો તે પક્ષી રાજજી, ક્યમ જાયપાપી કરીવિપ્રીતકાજજી.**

ઢાળ

**કરી કાજ વિપરીત જાય છે, અલ્પા ઉભો રહે મતિ મંદ;**

કરી હરણ રઘુવરની પ્રિયા, જ્યમ ગ્રહે રાહુ ચંદ્ર. ૨
બ્રહ્મ વંશમાં ચંડાળ પ્રગટયો, આચરણ ઉત્તમ શુંય;
દીપક થકી જ્યમ થાય કાજળ, એવો પ્રગટયો તુંય. ૩
ધિક્ક ડહાપણ તાહરૂં, તપ તેજ બળ ધિક્કાર;
એવાં વચન પંખીનાં સુણી, મૂકયાં રાવણે બાણ અપાર. ૪
ચંચુ વડે તે બાણ કાપ્યાં, ગાજીયો દ્વિજરાજ;
પછે રાવણનો રથ ભાંગી નાંખ્યો, કર્યું એવું કાજ. ૫
ચુંટી નાંખ્યું ચંચુયે કરી, સારથિનું શીષ;
દશ મુગટ લઇ રાવણ તણા, કર્યા ચૂર્ણ તે ધરી રીસ. ૬
અલંકાર તોડયા અંગથી, વળી ફાડી નાખ્યાં વસ્ત્ર;
એમ રાવણને અકળાવીયો, ભાગી નાંખ્યાં સરવે શસ્ત્ર. ૭
એમ યુદ્ધ ઘણું કર્યું જટાયુએ, આણી અંતર રીસ;
કોચી નાંખ્યાં ચંચુયે કરી, રાવણનાં દશ શીષ. ૮
ઘણી ધાર ચાલી રૂધીરની, વળી અંગ થઇ પીડાય;
પછે રાવણ નાઠો નગ્ન થઇ તે, મૂકીને સીતાય. ૯
પછે આગળ જઈ ઉભો રહીને, વિચારે મન સાથ;
અપકીર્તિ થાશે માહરી, જીત્યો પક્ષીયે લંકા નાથ. ૧૦
ત્યારે જટાયુ ને કહે રાવણ તુજ, મરણ કયમ થાય જાણ;
જો સાચું નવ કહેતો તને છે, રામ કેરી આણ. ૧૧
તે આણ માની પંખી બોલ્યો, વચન સુણીને કર્ણ;
જ્યારે પાંખ ઉપડે મારી ત્યારે, નિશ્ચે પામું મર્ણ. ૧૨
એવું સાંભળીને રાવણ ધાયો, કરી ક્રોધ અપાર;
તેણે જટાયુને ઝાલીયો, ત્યારે થયો હાહાકાર. ૧૩
પછે પાંખો ઝાલી વીશ કરશું, ફાંશી નાંખી ત્યાંહે;
ઘણું રૂધીર ચાલ્યું અંગથી, પડયો વિકળ પૃથ્વી માંહે. ૧૪
પછી રાવણ ચાલ્યો ત્યાં થકી, સીતા ચઢાવી સ્કંધ;
અવાચક થઇ પડયો પંખી, છૂટયા દેહના બંધ. ૧૫
સીતાએ ઘણો શોક કરીયો, જટાયુનો જાણ;
શ્રી રામ મળતાં લગી તારા, રહેજ્યો પંખી પ્રાણ. ૧૬

દેહ ત્યાગીયો મુજ અર્થ માટે, થજો તુજ કલ્યાણ;
કહેતાં મર્યા એમ જાનકી, માટે રહ્યા એના પ્રાણ. ૧૭
આકાશ મારગ લેઇ ચાલ્યો, રૂવે સીતા ત્યાંહે;
માતંગ પરવત ઉપર બેઠા, પાંચ વાનર જ્યાંહે. ૧૮
નળ નીળ જાંબુવાન સુગ્રીવ, પાંચમા હનુમંત;
વિલાપ સુણી સીતા તણો, તે થયા છે દુઃખવંત. ૧૯
તે કપિને જોઇ જાનકીયે, ભૂષણ નાંખ્યાં ત્યાંહે;
ચીર કેરો પદર ફાડી, નાંખ્યો પરવત માંહે. ૨૦
પછી રાવણને જોઇ કોપીયા, હનુમંત તેણી વાર;
જેનો મહિમા વ્યાસ વાલ્મિકે,વખાણ્યો છે અપાર. ૨૧
કપિ રુદ્રનો અવતાર જે, કુદ્યો ગદા ગ્રહીને હાથ;
હનુમંતે આવીને કર્યું ઘણું, યુદ્ધ રાવણ સાથ. ૨૨
ત્યારે હાર્યો રાવણ માયા કીધી, થયો અંતર ધાન;
રાવણ દીઠોનહિ ત્યારે, પાછા વળ્યા હનુમાન. ૨૩
પછે આભૂષણ સીતા તણાં, બાંધીયાં પાલવમાંહે;
ઋષિમુક પરવત દાટીયાં, હનુમંતજીયે ત્યાંહે. ૨૪
હવે લંકામાં લેઇ આવીયો, જાનકીને અઘવંત;
ઘણી પ્રાર્થના કરી સીતાની, તેણે બેસાડી એકાંત. ૨૫
હું તને પટરાણી કરૂં, તું મને ભજ હો નાર;
એમ કાલાવાલા ઘણા કરીયા, રાવણ રહિત વિચાર. ૨૬
નથી થતો આગ્રહ સ્પર્શનો, છે શાપનો ભય મન;
એ રામ રાવણ એક છે, સુણ સીતા મુજ વચન. ૨૭
અમો બંનો જણ છું એક રાશી, નથી કાંઇયે ભેદ;
મારી અવજ્ઞા શાને કરે, માટે મુને વર તું વેદ. ૨૮
ચિત્રા નક્ષત્રમાં રામ પરણ્યા, હું હરી લાવ્યો સત્ય;
ચિત્રા નક્ષત્રને તુળા રાશી, એક છે એ મત્ય. ૨૯
માટે ભામની મુજને ભજો, હું બળીયો રાવણ રાય;
એવાં વચન સુણી રાવણ તણાં, પછે બોલીયાં સીતાય. ૩૦
અરે મૂર્ખ રાવણમંદ બુદ્ધિ, મલિન તસ્કર અંધ;

પતંગ જ્યમ દીપને મળવા, એમ ઇચ્છે સંબંધ. ૩૧
અલ્યા રામ રાવણ એક રૂપે, જાણે છે તું જેય;
બે એક રાશિ ગણે છે જ્યમ, વાયસને વિનતેય. ૩૨
શૃગાલને સિંહ એક રાશિ, પણ આવે કેમ સમાન;
તરણી તમ ને મેરૂ મશ્યક, સુધા ને સુરાપાન. ૩૩
દરિદ્રી દાતાર કુરકટ, કુંજર રાશિ એક;
કાશીને વળી કર્મનાશા, હરખ હાણ વિશેક. ૩૪
કપટી ને કમળાસન જેવા, કૂબડા ને કામ;
સમાન એવા જાણજે, તું રાવણ ને એ રામ. ૩૫
અલ્યા કામે જીત્યું સર્વને પણ, બાળીયો શિવનાથ;
દહન અગ્નિ કરે સહુ પણ, ન ચાલે ધન સાથ. ૩૬
અલ્યા ગાંજે છે તું સર્વને; નવ કરીશ મુજ શું આળ;
ક્ષણ માંહે થાઇશ ભસ્મ બળી, મુને સ્પર્શતાં તતકાળ. ૩૭
શ્રીરામ લક્ષ્મણ આવશે, થોડા દિવસમાં જાણ;
કુળ સહિત તુજ સંહાર કરશે, કહું સત્ય પ્રમાણ. ૩૮
એવાં વચન સુણી સીતા તણાં, મન વિચાર્યું દશ શીશ;
ભાવી હશે તે વાત બનશે જેહ કરશે ઇશ. ૩૯
પછે અશોકવાડીમાંહે રાખ્યાં, સીતાને તેણીવાર;
એક રાક્ષસી ત્રિજટા નામે, પાસે મૂકી સાર. ૪૦
રાવણે તેને શીખવી, તું મળી રહે જે અંગ;
વળી સીતાને સમજાવજે, જ્યમ કરે મારો સંગ. ૪૧
ચોકી કરવા જાનકીની, મૂકીયા રખવાળ;
પાંચકોટી નિશાચર મહા, અધમ તનુ વિકરાળ, ૪૨
અનેક બીજી રાક્ષસી, બિહિવરાવતી નિત્યમેવ;
તે મધ્યે ત્રિજટા વિવેકી છે, કરે સીતાની સેવ. ૪૩
પછે સીતાજીએ અવધપુરની, કહી સરવે રીત્ય;
તે ધીરજ આપે જાનકીને, થઈ પરસ્પર પ્રીત્ય. ૪૪
બાઇ કાલ રઘુપતિ આવશે, મૂકાવશે કરી યુદ્ધ;
માટે ચિંતા નવ કરશો તમો, નિજ ઠામ રાખો બુદ્ધ. ૪૫

એમ અશોક વનમાં રહ્યાં સીતા, રટે રસના રામ;
હવે દંડક વનમાં રઘુપતિ, કરતા હવા શું કામ. ૪૬

વલણ

કરતા હવા શું રામ લક્ષમણ, આવ્યા મૃગ મારી કરી;
કહે દાસ ગિરિધર સહુભાવધરીનેશ્રોતાજનબોલોશ્રીહરિ.૪૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे जटायुसंजीत्वा सीताहरणे अशोकवनागमनं नाम षोडशोऽध्यायः॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો

રાગ વેરાડી

મૃગને મારી કરીરે, આશ્રમ આવે છે દશરથતન;
કોલાહલ પંખી કરેરે, મારગે થાયછે માન શુકન. ૧
લક્ષમણને રામ કહે રે, ભાઈ કાંઇ વિપરીત દીસે વાત;
જાણું કાંઈ વિઘ્ન થયું રે, આશ્રમમાં નથી જનકની જાત. ૨
એમ કહેતા રઘુપતિરે, આવ્યા પંચવટી મોઝાર;
સૂની પડી પર્ણકુટીરે, નવ દીઠાં સીતાનાર. ૩
જ્યમ દેહ પ્રાણવિનારે, ઉદક વિના સર શોભે જેમ;
મુખ નાસિકા વિનારે, ફળ વિણ તરૂવર દીસે તેમ. ૪
એમ સીતા વિના ગુફારે, રામે સૂની દીઠી તેણીવાર;
મુનિ સહુ નાસી ગયા રે, દિશાઓ સૂન્ય થઇ નિરધાર. ૫
ત્યારે રામ વ્યાકુળ થાયરે, આંખે ચાલી આંસુધાર;
હો લક્ષમણ સાચું કહેરે, કયાં છે જનકસુતા સુકુમાર. ૬
એવું કહી ધરણી ઢળ્યા રે, મૂર્છા ખાઇને શ્રીરઘુવીર;
લક્ષમણજીએ બેઠા કર્યા રે, આંસુ લુછે ને આપે ધીર. ૭
સીતા સીતા કરે રે, વિલપે છે એમ રઘુકુળ દીપ;
રુદન કરે ઘણું રે, નવ દેખે સીતાને નેત્ર સમીપ. ૮
ચંદ્રમુખી કયાં ગઈરે, હો મૃગનયની દે દરશન;
તને મેં દુભી નથીરે, શા માટે રીસ ચઢી તુજ મન. ૯
હો જનકની નંદનીરે, સુંદર ચંપકળી સુકુમાર;

ગોરી ગજગામનીરે, પ્રિય મુજ પ્રાણ તણો આધાર. ૧૦
હો ગુણ સરિતા સતીરે, સાધવી પરમ મનોહર રૂપ;
તું દરશન દે મને રે, કેમ નાંખી ગઈ મોહને કૂપ. ૧૧
અહો દૈવ રૂઠીયોરે, કેમ થયું આવું વિપરીત કાજ;
કોણ એ હરીગયું રે, કોણે લીધી અમારી લાજ. ૧૨
વન પૂરણ કરીને, જ્યારે જઇશું અવધપુરમાંહે;
માતા ગુરુ પૂછશેરે, ત્યારે શું મુખ દેખાડીશું ત્યાંહે. ૧૩
જાનકી તુજ વિનારે, નહિ જાઉં પુરમાંહે નિરવાણ;
તુજ વિયોગથીરે, નથી રહેવાતું તલસે પ્રાણ. ૧૪
પંચવટી તણારે, તરૂવરને પૂછે રઘુવીર;
કોઈ કહેતું નથી રે, ત્યારે રુદન કરે રણધીર. ૧૫
એમ કરતાં નિશા થઇરે, ઉગ્યો ઔષધિપતિ નભમાંહે;
ત્યારે રઘુપતિ બોલિયા રે, સૌમિત્રા સુત સાથે ત્યાંહે, ૧૬
જાણે વિધુને વંધીયેરે, લક્ષમણ લાવ્ય તું શર ને ચાપ;
એ કિરણ બાળે મનેરે, નથી સહેવાતો તન પરિતાપ. ૧૭
નવ ગમે વિરહીનેરે, ચંદન ચંદ્ર ને શીત સમીર;
ઉપચાર ગમે નહીંરે, જાયે જ્ઞાન વિવેક ને ધીર. ૧૮
હળાહળ જાણે સુધારે, કોમળ કુસમ તે જાણે કુલીશ;
એમ વિરહ જણાવતા રે, માયાનાટક કરતા ઇશ. ૧૯
પ્રાતઃસમે થયો રે, ત્યારે લક્ષ્મણને કહે રામ;
ભાઇ ચાલો વનવિષે રે, શોધીયે સીતાને અભિરામ. ૨૦

વલણ

શોધવા ચાલ્યા સીતાને, તે જોતા ઠામોઠામ રે;
વન ગિરિવર સરિતાં સરોવર, ફરતા લક્ષ્મણ રામરે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे सीता-
वियोगात् रामचंद्रविलापवचनं नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# અધ્યાય ૧૮ મો

રાગ સારંગ

શ્રોતાજન સહુ ભાવે સુણજો, રાખી મનમાં ધીર;
જ્યમ મનુષ્ય પ્રાકૃત ચેષ્ટા કરે, એમ કરતા શ્રીરઘુવીર. ૧
જેનું શિવ સનકાદિક ધ્યાન ધરે છે, વેદ વખાણે રૂપ;
તે આત્મારામ રઘુપતિ એ છે, કોટી બ્રહ્માંડના ભૂપ. ૨
પૂર્ણ પુરુષોત્તમ રઘુનંદન, સર્વ દૃષ્ટા એક પોતે;
આ વિશ્વ જેનો ભાસજ કહીયે, એ જગતના કારણ જોતે. ૩
જે શુદ્ધ ચૈતન માયાપતિ પ્રભુ, વ્યાપક એક અજીત;
તે માયાતણો અભિપ્રાય દેખાડે છે, માયિક જનની રીત. ૪
અંધ કૂપમાં રવિ નવ બુડે, મૃગજળમાંહે ચંદ્ર;
કલ્પવૃક્ષ ભિક્ષા નવ માગે, ન મશ્યક મારે ગજેંદ્ર. ૫
એમ શ્રીરઘુવીર જ મોહ ન પામે, જે પોતે પૂરણકામ;
પણ અવતાર લીલા મનુષ્યતણી, તે દાખવતા એ રામ. ૬
જ્યમ સ્વપ્નમાં પતિવ્રતાનો સ્વામી, મરણ પામે મહાભાગ;
પછે જાગે ત્યારે જ્યમનું ત્યમ છે, પોતાનું સૌભાગ્ય. ૭
એમ અખંડ જ્ઞાન અમોઘ ઇશ્વરતા, ધર્મ સ્થાપન અવતાર;
તે પ્રભુને માયામય જાણે, તે જનને ધિક્કાર. ૮
એમ અપાર લીલા અટપટી છે, જાણે વિરલા કોય;
જે વિમુખ જીવને મોહ પમાડે, ભક્તને અતિસુખ હોય. ૯
હાવે વનમાં શ્રીરઘુવીર ફરતા, લક્ષ્મણ સાથે આપ;
હો સીતા હો સીતા કહેતા, કરતા વચન આલાપ. ૧૦
પશુ પંખી તરુ ગિરિ સરિતા ને, પૃથ્વીને પૂછે રામ;
સર્વ મળી મુજને દેખાડો, જનકસુતાનો ઠામ. ૧૧
મૃગ કોકિલા ચકોર ચાતુક, રાજહંસ ને મોર;
મેના પોપટ પારેવાને પૂછે, કૌશલ્યા રાજકિશોર. ૧૨
કારંડવ ચક્રવાક ભ્રમરને, પૂછે પૂરણ કામ;
કોઈ જનકસુતા દેખાડો મુજને, એમજ કહેતા રામ. ૧૩

નકુળ શુકરને શૃગાલ શશકને, તરુ ગિરિવરને પૂછે;
અરે લક્ષ્મણ કોઇ નથી બોલતું, કહેને કારણ શું છે. ૧૪
અરે વીર લાવ્ય ધનુષ્યબાણ, હું છેદું ગિરિને વૃક્ષ;
કોઈ સીતાની શુદ્ધ નથી કહેતું, દેખે છે પ્રત્યક્ષ. ૧૫
એમ અજ અજીત આનંદ રૂપ તે, સીતાનો વિરહ કરતા;
વનવન પ્રત્યે શ્રીરઘુનંદન, વ્યાકુળ થઇને ફરતા. ૧૬
પાષાણ તરુને આલિંગન કરતા, પોતે જુગદાધાર;
તે દિવ્ય રૂપ ધરી વિમાન બેસી, જાય વૈકુંઠ મોઝાર.
એમ જડ ચૈતનને મોક્ષ આપતા, ફરતા દીન દયાળ;
એમ પંચવટીથી ઉત્તરપાસે, જોયું વન સુવિશાળ. ૧૮
તે દંડકવન જોઈ આવ્યા, પાછા પંચવટીમોઝાર;
નિરાશ થયા તે આશ્રમ જોઇ, ચાલ્યા દક્ષિણમાં તેણીવાર.૧૯
જ્યમ અહંદેહ બુદ્ધિ મૂકીને, વિચરે નિરંજન યોગી;
જ્યમ સંસારમાયાવિરક્ત તજે,વળી ઉરગ જીરણદેહ ભોગી.૨૦
જ્યમ કાયા તજીને જાય પ્રાણ,વળી ત્યાગે તપસ્વી કામ;
પવિત્ર ત્યાગે ભ્રષ્ટ કર્મ એમ, પંચવટી તજી રામ. ૨૧
જ્યમ સંસાર દુઃખ વિવેકી ત્યાગે, સંત તજે પરદ્રોહ;
જ્યમ ભગવતી પરનિંદાનેતજે,વળી જ્ઞાની તજે જ્યમમોહ.૨૨
એમ રામે પંચવટીને તજી પછી, ચાલિયા દક્ષિણ પંથ;
હે સીતા હે સીતા કરતા, જાતા જાનકી કંથ. ૨૩
પછી આગળ જાતાં પગલાં દીઠાં, રાક્ષસનાં નિરધાર;
બાર હાથ લાંબાં તે દીસે, પહોળાં છે કર ચાર. ૨૪
તેની પાસે કુમકુમ અંકિત, સૂક્ષ્મ ને શોભાવંત;
એવાં સીતાજીનાં પગલાં દીઠાં, જોતા તે ભગવંત. ૨૫
એક મોતીની માળા પડેલી દીઠી, તે લીધી શ્રીરઘુવીર;
હૃદે સંગાથે ચાંપી વળતા, નેત્રમાં ભરતા નીર. ૨૬
એમ સીતાની પરિશોધ કરંતા, જાતા બંન્યો વીર;
પછી આગળ જાતાં જટાયુ દીઠો, પરવત પ્રાય શરીર. ૨૭
રક્તબિંબ દેખાય દૂરથી, કિંશુક ફલ્યો જેમ;

એમ રક્ત પાંખો વિણ પડિયો, પંખી દેખાય છે તેમ. ૨૮
અસુર જાણીને બાણ ચઢાવ્યું, લક્ષ્મણ તેણીવાર;
પાસે આવ્યા ત્યારે રામનામ ધુનિ, શ્રવણ પડી નિરધાર. ૨૯

વલણ

રામ નામને જપતો પંખી, ધુનિ સાંભળી ધીર રે;
જટાયુને ઓળખ્યો ત્યારે, ધાઇ આવ્યા રઘુવીર રે; ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मीकिनाटकधारायां अरण्यकांड श्रीरामचंद्रेण सीतावियोगात् पंचवटयाश्रमत्यागो नाम अष्टादशोऽध्यायः

## અધ્યાય ૧૯ મો

રાગ ધન્યાશ્રી

શ્રી રામે દીઠો જટાયુને જ્યારેજી, આવ્યા પાસે ધાઇ તે વારેજી;
મહાદુઃખપામે પંખી વેદજી, તેજોઇનેરઘુપતિપામ્યાખેદજી. ૧

ઢાળ

મન ખેદ પામ્યા રઘુપતિ, જોઇ વેદના પંખી તણી;
જ્યમ પુત્રનું દુઃખ જોઇ માતા, એમ તે ત્રિભુવન ધણી. ૨
વૃત્તાંત સહુ તેણે કહ્યું, સુણી દુઃખી થયા રઘુનાથ;
ઉપકાર માન્યો પંખીતણો, મૂકીયો મુસ્તક હાથ. ૩
મહારાજ આ ગતિ કરી મારી, દશાનન મતિમંદ;
મેં તમને મળવા પ્રાણ રાખ્યો, સુણો રઘુકુળ ચંદ. ૪
કરી હરણ સીતા તણું રાવણ, ગયો લંકામાંહે;
મેં યુદ્ધ કર્યું પણ મને પીડી, વિકળ કીધો આંહે. ૫
એવું સુણીને રઘુનાથજી, વ્યાકુળ થયા મન તેહ;
એક દુઃખ સીતાનું હતું, બીજું પંખીનું દુઃખ જેહ. ૬
પછી રામ મૂરતિ ધ્યાન રાખી, કરી એકાગ્ર મન;
પ્રાણ મૂકયા પંખીયે, રઘુવીર આગળ તન. ૭
વૈમાન લેઇને વિધિ આવ્યા, થયો દિવ્ય સ્વરૂપ;
વિષ્ણુ લોકે તે ગયો, પામ્યો મોક્ષ અનુપ. ૮
નિજ ભક્ત માતપિતા તણો, તે જાણી પૂરણકામ;

તેની દાહક્રિયા ઉત્તરક્રિયા તે, સ્વહસ્તે કરી રામ. ૯
જેવી ક્રિયા દશરથ રાયની કરે, તેમ કરી ત્યાં તતખેવ;
સહુ જટાયુને વખાણતા, સુરપતિ આદિ દેવ. ૧૦
એવા ભક્તવત્સલ શરણપાલક, દીનબંધુ દયાળ;
પછે ચાલ્યા દક્ષિણ દિશા, દશરથતણા બે બાળ. ૧૧
એવે આવિયો યમુના ગિરિ, ઉપર ચઢયા રઘુવીર;
મુખ રટણ કરતા જાનકીનું, દ્રવિત ચિત્ત ગતધીર. ૧૨
તે પરવત છે કૈલાસ સરખો, ગહન વન ગંભીર;
કોકિલા બપૈયા મોર બોલે, કળાકર ને કીર. ૧૩
શિવપાર્વતિ બેઠાં ત્યાંહાં, કરે જ્ઞાનગોષ્ટિત વાત;
મુખ રટણ કરતા રામનું, પાસે રહ્યાં ગિરિજાત. ૧૪
એવે દૂરથી રઘુનાથ દીઠા, શિવે તેણીવાર;
જય સચ્ચિદાનંદ પૂરણ બ્રહ્મ, એમ કહી કર્યો નમસ્કાર. ૧૫
ત્યારે પારવતી પૂછે તદા, કોને નમ્યા જોડી હાથ;
કલ્યાણ રૂપ કહો મુને, નિત્ય ભજો કોને નાથ. ૧૬
શિવ કહે સાંભળ સુંદરી, રવિવંશ ભૂષણ રામ;
નમસ્કાર મેં તેને કર્યો, જે અખિલ પૂરણકામ. ૧૭
કરૂં સ્મરણ કીર્તન ધ્યાન તેનું, દેવના જે દેવ;
ત્યારે પારવતીજી બોલિયાં, સાંભળો શ્રીમહાદેવ. ૧૮
એ રામ તો રડતા ફરે, સ્રીને વિયોગે આજ;
વિરહે કરીને ભ્રંશ પામી, બુદ્ધિ શ્રીમહારાજ. ૧૯
મહાદેવ કહે સુણો સાધવી, નવ જાણે તું એ મર્મ;
એ લીલા વિગ્રહ દેહ ધાર્યો, અવતાર પૂરણ બ્રહ્મ. ૨૦
હું વેદ વિધિ ભોગીંદ્ર જેનો, જાણીયે નહિ પાર;
તે ભક્ત માટે સગુણ લીલા, કરે છેજ અપાર. ૨૧
વળી રામ વનમાં ચાલતા, આલિંગતા શિલા વૃક્ષ;
વૈમાન બેસી જાય તે, ધરી દિવ્ય દેહ પ્રત્યક્ષ. ૨૨
ત્યારે પારવતી પૂછે તદા, શિવ સુણો મારા સ્વામ;
આ વૃક્ષ ને પાષાણ, આલિંગન કરે કયમ રામ. ૨૩

શિવજી કહે તે તરુતળે થયું, હશે સ્મરણ ભજન;
વળી શિલા ઉપર બેસીને, તપ કર્યું હશે મુનિજન. ૨૪
રઘુવીર તેને મોક્ષ આપે, ભજન સંચિત ભાગ;
તે સીતાને મિશે કરીને, આલિંગતા અનુરાગ. ૨૫
ત્યારે સતી કહે હું જોઉં પરીક્ષા, હોય જો ભગવાન;
શિવ કહે લેતાં પરીક્ષા, પામશો ઉપમાન. ૨૬
શિવે ઘણું ઘણું વારીયાં પણ, સતીએ ન માન્યું ત્યાંહે;
પછી સીતાજીનું રૂપ ધરીને, ગયાં મારગ માંહે. ૨૭
રઘુવર હસીને બોલીયા, ક્યાં ફરો વનમાં આજ;
દાક્ષાયણી તજી પશુપતિ, કોણ શું ઇચ્છો કાજ. ૨૮
એવું સાંભળી સતી લાજીયાં, વળ્યાં પાછાં તતકાળ;
શિવપાસે આવી કહ્યું નહિ, પણ જાણિયું પશુપાળ. ૨૯
સતીએ સીતાનું રૂપ લીધું, શિવે જાણ્યું મન;
તે દિવસથી કર્યો ત્યાગ સતીનો, આસન આપ્યું ભિન્ન. ૩૦
ઊમિયાયે જાણ્યું તજી મને, ઉતાર્યો અનુરાગ;
પછે દક્ષકેરા જજ્ઞમાં,સતીએ કર્યો દેહત્યાગ. ૩૧
પછે હિમાચળને ઘેર પ્રગટયાં, પારવતી જેનું નામ;
તપ કરી પરણ્યાં શંભુને, પામ્યાં તદા નિજ ઠામ. ૩૨
જ્યારે રામચરિત્ર સુણ્યું સકળ, કહ્યો શિવે કથાનો મર્મ;
ત્યારે જથારથ સમજ્યાં સતી, જાણ્યા રામ પૂરણ બ્રહ્મ. ૩૩
એમ શિવે માન્યા ઇષ્ટ માટે, તજ્યાં સતી તે માટ;
પછે રામ લક્ષ્મણ ઉતર્યા, યમુના ગિરિને ઘાટ. ૩૪
તે વન સકળ જોતા થકા, દક્ષિણ દિશા મોઝાર;
ત્યાં થકી આગળ ચાલીયા, રઘુવીર જુગદાધાર. ૩૫

વલણ

ચાલ્યા જુગદધાર ત્યાંથી, સાથે લક્ષ્મણ વીર રે;
સીતાની પરિશોધ કરતા, આવ્યા કૃષ્ણ વેણીને તીર રે. ૩૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे जटायु-
मोक्षप्राप्तिर्नाम एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

# અધ્યાય ૨૦ મો

રાગ મારૂ

લક્ષ્મણ સાથે શ્રીરઘુવીર, આવ્યા કૃષ્ણવેણીને તીર;
સ્નાન કરવાને પેઠા ત્યાંહે, રામે ડબકી મારી જળમાંહે. ૧
ઘડી એક રહ્યા માંહી જ્યારે, લક્ષ્મણને દુઃખ પ્રગટયું ત્યારે;
નવ દીઠા રઘુવર આપ, ત્યારે કરવા લાગ્યા વિલાપ. ૨
જાણ્યું બૂડયા શ્રીરઘુવીર, ત્યારે લક્ષ્મણે મૂકી ધીર;
પછે કૃષ્ણાને શોષવા જાણ, ચઢાવ્યું છે અગ્નિનું બાણ. ૩
મૂકે અગ્ન્યાસ્ત્ર લક્ષ્મણ જ્યારે, રામ જળથી નીસર્યા ત્યારે;
મળ્યા લક્ષ્મણને અતિ હેતે, હસી બોલ્યા પ્રેમસમેતે. ૪
ત્યાંહાં કર્યું શિવ સ્થાપન રામ, તેનું ક્ષત્રીબાહુ એવું નામ;
જ્યાં જ્યાં ગયા રઘુપતિ એવ,ત્યાં ત્યાં સ્થાપ્યા શ્રીમહાદેવ.૫
કૃષ્ણવેણી થકી રઘુવીર, ચાલ્યા આગળ શ્રીરણધીર;
ત્યાંહાં બેઠો છે એક કબંધ, તેણે મારગ કીધો બંધ. ૬
જોજન દ્વાદશના બે હસ્ત, તે પસારીને બેઠો સ્વસ્થ;
તેનું મસ્તક ઉદરમોઝાર, નથી ચરણ તણો આકાર. ૭
રામલક્ષ્મણ આવ્યા ત્યારે, સમેટી લીધા કર મોઝારે;
એવું જોઇ કબંધનું રૂપ, મૂકયું બાણ ત્રિભુવન ભૂપ. ૮
ગયા તે કબંધના પ્રાણ, થયો દિવ્યરૂપ નિરવાણ;
રામની સ્તુતિ તેણે કરી, પોતાની કરતુત વિસ્તરી. ૯
હું કશ્યપનો સુત એસ, હતો દનુજ તણો મુજ વેષ;
મેં કરી ગર્જના એકવાર, સુણી મુનિવર બીન્યા અપાર. ૧૦
સરવે મળી દીધો શાપ, તું કબંધ થજે મતિ પાપ;
એમ રહેજો દુઃખી તુજ પ્રાણ,શીષ ચરણ વિના નિરવાણ.૧૧
એવો સાંભળી દ્વિજનો શાપ, મેં અનુગ્રહ પૂછયો આપ;
મુનિ કહે રઘુકુળ મોઝાર, ત્યાં રામ ધરશે અવતાર. ૧૨
તે મારશે તુજને બાણ, ગતિ આપશે પુરુષ પુરાણ;
વજ્ર માર્યું ઇન્દ્રે પછે નેટ, શિર પેસી ગયું મુજ પેટ. ૧૩

છેદ્યા સુરપતિએ મુજ પાય, તે દિવસનું મેં કંઇ ન જવાય;
બેઠો ત્યારનો થઇને ઉચાટ, નિત્ય જોતો તમારી વાટ. ૧૪
આજ મળીયા પૂર્વ સંબંધ, હું પતિતના છોડયા બંધ;
થયો ચત્રુભુજ નિરવાણ, શંખ ચક્ર ગદા પદ્મ પાણ. ૧૫
પીત વસન તનુ ઘનશ્યામ, શોભે રૂપ સુંદર જ્યમ કામ;
વંદી રામચરણ તેણીવાર, પછે બેઠો વિમાનમોઝાર. ૧૬
બોલ્યો રઘુવર પ્રત્યે વાણ, તમો સાંભળો સારંગપાણ;
આગળ ઋષિમુખ પરવત સાથ,રહેછે સુગ્રીવ કપિનો નાથ.૧૭
તે શું કરજો મિત્રાઇ મહારાજ, તેથી સરશે તમારૂં કાજ;
એમ કહી ગયો વૈકુંઠમાંહે,જય જયકાર થયો છે ત્યાંહે. ૧૮
એમ કબંધ ઉદ્ધાર્યો રામ, પાળ્યું અધમ ઉદ્ધારણ નામ;
જે કો ભાવે ભણે નરનાર, તેના પુણ્ય તણો નહિ પાર. ૧૯
જોગી લાયક જે ગતિ કહીએ, ભક્તિ કરતાં જે ગતિ પૈયે;
તે ગતિ આપે અસુરને મારી, હરિસમ નહિ કો ઉપકારી.૨૦

વલણ

નહિ ઉપકારી હરિ સમ બીજો,જેને નિગમ અગમ મુનિગાય રે
હાવે રામ આવ્યા શબરીને આશ્રમે,તેની કહું હું કથાય રે.૨૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे
कबंधशापमोचनों नाम विंशोऽध्याय. ॥ २० ॥

# અધ્યાય ૨૧ મો

રાગ મેવારો

હવે શ્રોતા જન સહુ ભાવે સુણજો, પાવન રામ કથાયજી;
ગાતાં સુણતાં નર ને નારી, પાપી પાવન થાયજી. ૧
એક શબરી નામે નારી ભીલડી, રહેતી વન મોઝારજી;
તે ભાવે ભક્તિ કરતી હરિની, મનમાં પ્રેમ અપારજી. ૨
નિત્યે હરિનું નામ જપંતી, તપ આચરતી તેહજી;
એમ વહી ગયા દિવસ કેટલા, વૃદ્ધ થઇ છે દેહજી. ૩
તેને જાણ થયું જે રામજ આવ્યા, નીકળ્યા છે વનમાંહેજી;

ત્યારે શબરીયે જાણ્યું હું સ્વાગત કરીને,રાખીશ પ્રભુનેઆંહેજી.૪
તે નિત્ય નવાં ફળ લાવી મૂકે, જોતી પ્રભુની વાટજી;
વાસી થાય ત્યારે કાઢી નાખે, ધરતી મન ઉચાટજી. ૫
જે ફળ ફૂલજ સારૂં દેખે, તે લાવે નિજ આશ્રમજી;
આ ફળ મીઠાં હરિને અરપીશ, એમ વિચારે મર્મજી. ૬
ત્યારે અંતરજામીએ જાણ્યો સરવે, તેના મનનો ભાવજી;
પછે તેના આશ્રમપ્રત્યે આવ્યા, જીવન જાનકી નાવજી. ૭
નિત્ય મુનિ તેની નિંદા કરતા, દુઃખ દેતા બહુ પેરજી;
તે અનાથ બંધુ બિરદ પાળવા, હરિ આવ્યા તેને ઘેરજી. ૮
આપણે આશ્રમ રામ આવશે, મુનિ એમ જાણે મનજી;
તે મુનિ સરવનું માન ટાળવા, ન ગયા જુગજીવનજી. ૯
પછે દૂર થકી તેણે દીઠા પ્રભુને, ગૌર શ્યામ બે વીરજી;
જટા મુગટ મંડિત ધનુસાયક, ભુજપ્રલંબ રણધીરજી. ૧૦
એવા પ્રભુને જોઇ પ્રેમદા, સનમુખ આવી ધાઇજી;
કરી પ્રણામ તે પડી દંડવત, રામના જુગપદ સાહીજી. ૧૧
હરખ આંસુએ ચરણજ સીંચ્યા, ગદગદ પ્રેમ અપારજી;
કરુણા વચન કહીને રઘુપતિએ, ઉઠાડી તેણીવારજી. ૧૨
પછે નિજ આશ્રમ તેડી લાવી,બેસાડયા છે આસનજી;
પૂજા કરી ફળ મૂક્યાં લાવી, કરાવ્યાં પ્રભુને અશનજી. ૧૩
શીતળ જળ ફળ પુષ્પ પત્રથી, પ્રસન્ન કર્યા રઘુવીરજી;
પછે પોતાના પટ પદરે કરીને, નાખે શીત સમીરજી. ૧૪
ભીલડી કેરૂં ભાગ્ય વખાણે, દેવ સકળ એનું કર્મજી;
જે પ્રભુ જપ તપ જજ્ઞે દુર્લભ, જોગી ન જાણે મર્મજી; ૧૫
તે પ્રભુ શબરીનાં ફળ આરોગ્યા, વખાણે છે વારંવારજી;
એક ભાવનેવશભગવાનથાય,નથીનીચઉંચનોવિચારજી.૧૬
પછી શબરી પ્રત્યેબોલ્યા શ્રીરઘુપતિ,માગ્ય માગ્ય વરદાનજી;
ત્યારે શબરી કહે તમોશરણેરાખો,મોક્ષઆપોભગવાનજી.૧૭
એવું કહેતામાં વેમાનજ આવ્યું, દિવ્ય દેહ થઇ નારજી;
તે શબરી વૈમાનમાં બેસી, ગઇ વૈકુંઠ મોઝારજી. ૧૮

એવી કૃપા કરી કરુણાનિધિએ, નારી પામી અપવર્ગજી;
દેવ પુષ્પની વૃષ્ટિ કરતા, દુંદુભી વાગ્યાં સ્વર્ગજી. ૧૯
એમ શબરીનો ઉદ્ધાર કરીને, ચાલ્યા ત્યાંથી રણધીરજી;
ત્યારે લક્ષ્મણ કહે ઉપદેશ કરો મને, અધ્યાત્મજ્ઞાનરઘુવીરજી.
પછે લક્ષ્મણને ઉપદેશ કર્યો છે, રામગીતા તેનું નામજી;
એક અખંડ જે વ્યાપક આત્મા, નિશ્ચે કરાવ્યો રામજી. ૨૧
સારાસાર વિવેક કરીને, નિઃસંશય કર્યું મનજી;
પૂર્ણ સત્ય શાશ્વત જે જ્ઞાનઘન, અગજગમાં દરશનજી.૨૨
આ પ્રપંચ સરવે મિથ્યા જણાવ્યો, રજ્જુસર્પ મૃગ તોયજી;
જેમ હતું તેમ જાણ્યું જથારથ, સર્વત્ર આત્મા જોયજી. ૨૩
એમ લક્ષ્મણને ઉપદેશ કરી, વિરૂપાક્ષીએ આવ્યા રામજી;
પછે પંપા સરોવરતીરે આવ્યા, પોતે પૂરણ કામજી. ૨૪
વિશ્રાંતિ સ્થાન ત્યાં છે શિવકેરૂં, વળી શોભે વિશ્રાંતિ વનજી;
સ્ફટિક ગુહા ત્યાં સુંદર દીસે, સ્ફટિક શિલા પાવનજી. ૨૫
તે સ્ફટિક શિલા ઉપર જઈ બેઠા, પંપા સરોવર તીરજી;
લક્ષ્મણના ખોળામાં શિર મૂકી, સુતા શ્રીરઘુવીરજી. ૨૬

વલણ

સુતા શ્રીરઘુવીર પોતે, લક્ષ્મણજી ઉછંગ રે;
પછે સીતાજીને સંભારીને, વિરહ ધરતા અંગ રે. ૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे शबरीमोक्षानंतरं पंपातीरगमनं नाम एकविंशोऽध्यायः ॥ २१ ॥

# અધ્યાય ૨૨ મો

રાગ સામેરી

શીતળ છાયા તરુતણી, પંપા સરોવર તીર;
લક્ષ્મણ ઉછંગે શીશ મૂકી, સુતા શ્રીરઘુવીર. ૧
સીતા તણો વિરહ થયો, ચાલ્યાં નેત્રે આંસુધાર;
વનમાંહે પશુ પંખી કીડે, બોલે શબ્દ અપાર. ૨
તે સુણી શ્રીરઘુવીરને, મન ચડી સબળી રીસ;

પછે શાપ દીધો તે સમે, સર્વને શ્રીજુગદીશ. ૩
રઘુવીર કહે કોકિલા તારો, ખૂટજો સ્વર રંગ;
મૃગ મૃગી તમને મારજો, પારધિ કરતાં સંગ. ૪
ત્યાં સંગ કરતાં હતાં ત્યારે, કરી કરણી જેહ;
રઘુવીરે તેને શાપ દીધો, વચન બોલ્યા તેહ. ૫
હસ્તિણી હસ્તી સાંભળો તમો, જ્યારે કરશો સંગ;
ત્યારે સાત દિન મૂર્છા થશે, એ ગજેંદ્ર કેરે અંગ. ૬
મોરને કહે થાઓ નપુંસક, નવ ગણી મારી લાજ;
થશે જન્મ મધ્યે સંગ તે, એકવાર સુણ સિંહરાજ. ૭
ચકવા ચકવીને કહે, થજો તમારો વિયોગ;
હું વિરહીને દેખી કરી, તમે ભોગવો છો ભોગ. ૮
એમ શાપ સુણીને સકળ ખગ મૃગ, પામ્યાં મન પરિતાપ;
રઘુવીર શરણે આવિયાં, પૂછવા અનુગ્રહ આપ. ૯
રઘુવીર કહે હે કોકિલા, તુજ કહું શાપ સંબંધ;
તારો વસંત ઋતુમાં સ્વર ઉઘડશે, પછી રહેશે બંધ. ૧૦
મૃગ મૃગીને કહે મારશે, જો દિવસે કરશો સંગ;
નિરભે થશો રજનીવિષે, માટે નિશાએ રમજો રંગ. ૧૧
હસ્તીને કહે ત્રિયા સંગ કરતાં, થશે બે ઘડી મૂર્છાય;
મોરનાં આંસુ બિંદુએ કરી, વંશ વૃદ્ધિ થાય. ૧૨
ચકવા ચકવીને કહે, રહેશે નિશા તમ વિયોગ;
દિવસે મળશો દંપતી ત્યારે, થશે તમ સંજોગ. ૧૩
સિંહને કહે એક વાર સંગે, પ્રજા થાશે એક;
વિશ્વ સહુ ઉજ્જડ કરે, જો સૃષ્ટિ થાય અનેક. ૧૪
એમ સર્વનો અનુગ્રહ કર્યો, સમર્થ શ્રીરઘુવીર;
લક્ષ્મણસહિત વિરાજતા, પંપા સરોવર તીર. ૧૫
અરણ્ય કાંડતણી કથા, એ પૂરણ થઇ પાવન;
બુદ્ધિ પ્રમાણે કહી જથારથ, તે સુણો શ્રોતાજન. ૧૬
અપાર ગુણ રઘુવર તણા, નવ પાર તેનો થાય;
અગાધ જળસિંધુ ભર્યો, તે ઘટમાં કેમ ભરાય. ૧૭

અનેક કવિ આગળ થયા, વળી થશે બીજા અનંત;
કેટલા હમણાં ગાય છે પણ, પામે નહિ કો અંત. ૧૮
હરિકથા અમૃત સ્વાદ અદ્‌ભુત, શ્રવણથી સુખ થાય;
હરિભક્તિ કેરૂં મૂળ પહેલું, શ્રવણ એક કહેવાય. ૧૯
વળી વિષયી પામર મુમુક્ષુને, પ્રિય લાગે એહ;
જે જીવનમુક્ત બ્રહ્મવેત્તા, શ્રવણ કરતા તેહ. ૨૦
હરિકથાનો અધિકાર સહુને, નપુંસક નરનાર;
જે સાદરે નવ સાંભળે, તે જીવને ધિક્કાર. ૨૧
સુધાને સેવતાં મદ ચઢે વળી, અજ્ઞ ઉન્મત્ત થાય;
કથામૃતે ટળે મોહમત્સર, ત્રિવિધિ તાપ પળાય. ૨૨
સુધાનો અધિકાર સુરને, નહિતર પામે રંચ;
હરિકથામૃત અધિકાર સહુને, રાય રંક ઉંચ નીચ. ૨૩
વળી ગંગા પાવન કરે સહુને, માંહે બુડતાં જાય પ્રાણ;
હરિકથામાંહે બુડતાં, તે પામે પદ નિરવાણ. ૨૪
એ અધિકતા હરિકથાની તે, જાણે વિરલા કોય;
જેની ઉપર કેશવ કરે કરૂણા, તેની મતિ એવી હોય. ૨૫
તે માટે જન આળસ તજી કરો, કથા અમૃત પાન;
એ થકી અઘ સહુ પરજળે, થાય પ્રસન્ન શ્રીભગવાન. ૨૬
એ અર્થ વાલ્મિકીતણો, હનુમાન નાટક સાર;
એ જુગમ સંમંત મેળવીને, કર્યો છે વિસ્તાર. ૨૭
પદ સાતસેં અડતાળીસ પુરાં, અધ્યાય થયા બાવીશ;
અરણ્યકાંડ કથા કહી તે, કૃપા શ્રીજુગદીશ. ૨૮

વલણ

જુગદીશ કેરી કૃપાયે જે, પ્રાકૃત રામ કથા કરી;
દાસ ગિરિધર નિમિત્ત માત્ર એ, કરતા પોતે શ્રીહરિ. ૨૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां अरण्यकांडे श्रीरामचंद्रेण पशुपंखी अनुग्रहकरणं नाम द्वाविंशतितमोऽध्यायः ॥ २२ ॥**

## इति श्रीअरण्यकांडःसमाप्तः॥



# ॥अथश्रीकिष्किंधाकांड प्रारंभः॥

## અધ્યાય ૧ લો

રાગ ધન્યાશ્રી

શ્રીપુરુષોત્તમ પરમ કૃપાળજી,ભક્તવત્સલ પ્રભુ દીનદયાળજી;
શરણાગતની કરો સંભાળજી,તમારો સેવક છું મતિબાળજી.૧

ઢાળ

છું બાળમતિ સેવક તમારો, સ્વામી પડયો તમ શર્ણ;
ભક્તવત્સલ બિરદ જાણી, રાખો પ્રભુ નિજ ચર્ણ. ૨
વંદુ વારંવાર જુગપદ, તમારા મહારાજ;
તમ કૃપાએ રઘુવીર જશ કહું, રાખજો મુજ લાજ. ૩
સહુ ભગવતીના ચરણની રજ, લઈ ચઢાવું શીશ;
અનુગ્રહ કરો સરવે મળી તો, ગાઉં ગુણ જુગદીશ. ૪
સતસંગથી સહુ તાપ જાયે, ટળે દુઃખ અશેષ;
એવા ભક્તને ભગવંત માંહે, નથી અંતર લેશ. ૫
એ જોયામાં તો સમાન દીસે, ઇતરજનને સંત;
ઓળખાય આચરણે કરી, જે મહાપુરુષ મહંત. ૬
બ્રહ્માનંદમાં સદા ડોલે, સંત આનંદ ઘન;
વિષયી જન ડોલે વિષયમાં, મલિન જેનાં મન. ૭
સમાન બકને મરાળ ઉજ્જવળ, જોયા માંહે પ્રશંસ;
જ્યારે ક્ષીર જળ જાદાં કરે, ત્યારે જણાયે તે હંસ. ૮
જેમ વાયસને વળી કોકિલા તે, સમાન શ્યામ જણાય;
વસંતમાં પિક રાગ પંચમ, આલાપીને ગાય. ૯

સ્ફટિક મુક્તા શ્વેત સમ પણ, મૂલે મોતી જણાય;
તક્ર પયનું પાન કરતાં, સ્વાદથી ઓળખાય. ૧૦
એમ ઇતર જનને ભક્તમાં, અંતર ઘણો કહેવાય;
વિષયથી દુઃખ ઉપજે, સતસંગથી સુખ થાય. ૧૧
જેમ પારસ લોહનું કરે કાંચન, સ્પર્શ માત્રે અનુપ;
એમ સંત ખળને કરે સાધુ, આપે રહે નિજરૂપ. ૧૨
એવા ભગવતીના ચરણ વંદુ, નમું વારંવાર;
તમ કૃપાયે રઘુવીર કેરા, કરૂં જશ વિસ્તાર. ૧૩
રઘુવંશમાં દશરથને ઘેર, પ્રગટિયા પૂરણ કામ;
તે પાળવા પિતુવચન વનમાં, નીકળ્યા શ્રીરામ. ૧૪
પંચવટીમાં રહ્યા આવી, સીતાલક્ષ્મણ સાથ;
જાનકીનું હરણ કરીને, ગયો લંકાનાથ. ૧૫
તે ખોળવાને નીકળ્યા, વનમાંહે શ્રીરઘુવીર;
સૌમિત્રી સાથે આવીયા, પંપા સરોવર તીર. ૧૬
એ કથા પૂર્વે કહી જથારથ, વિસ્તારી એક મન;
હાવે કિષ્કિંધા કાંડની કથા કહું,સુણો શ્રોતાજન. ૧૭
પંપા સરોવરને ત્રટે, સુંદર સ્ફટિક શિલાય;
ત્યાં વિરાજે રઘુવીર લક્ષ્મણ, અધિક તન શોભાય. ૧૮
લક્ષ્મણ ઉછંગે શિશ મૂકી, શયન કીધું રામ;
જ્યમ શેષ સજ્યા હરિ પોઢે, ક્ષીરસાગર ઠામ. ૧૯
તે સમે ઋષિમુખ પરવત ઉપર, બેઠા વાનર પંચ;
નળ નીલ જાંબુવાન સુગ્રીવ, મારુતિ બળ સંચ. ૨૦
જ્યમ કનકાદ્રિનાં પંચ શૃંગ, એમ શોભંતા તે અજીત;
જ્યમ ઉદયાચળપર એક કાળે, ઉગિયા આદિત્ય. ૨૧
રઘુવીર કેરૂં કારજ કરવા, અવતરીયા કપિરાજ;
મહાભૂત જાણે પ્રગટયા એમ, શોભંતા શુભ કાજ. ૨૨
સુગ્રીવે દીઠા રામ લક્ષ્મણ, સરોવરની તીર;
લક્ષ્મણ ઉછંગે શીષ મૂકી, શયન કર્યું રઘુવીર. ૨૩
સુગ્રીવ ડરપ્યો મનવિષે, જોઈ ધનુર્ધારી જેહ;

રખે વાળીએ મોકલ્યા, મુને મારવાને એહ. ૨૪
એમ વિચારી સુગ્રીવ ઉઠયો, એકલો તેણીવાર;
રામ લક્ષ્મણ ભણી ધાયો, ગદા કર ગ્રહી સાર. ૨૫
હનુમંતજીએ વારિયો, સહસા ન કરીયે કાજ;
હું પરીક્ષા કરી આવું ત્યાં લગી, ઉભા રહો કપિરાજ. ૨૬
સુગ્રીવ કહે સુણો મારુતી, આજ નિશાએ નિરધાર;
મને સ્વપ્ન એવું આવીયું તે, કહું તમને વિચાર. ૨૭
જાણે વીર બે કો આવિયા, તેણે માર્યો વાલી રાજ:
મને કિષ્કિંધાનું રાજ આપ્યું, એવું કીધું કાજ. ૨૮
તે વીર દીઠા આજ મેં ત્યારે, ઉપન્યો મન ત્રાસ;
હનુમંત કહે કાંઈ ભય નથી, તમે રાખજો વિશ્વાસ. ૨૯
તમો રાય અહિં ઉભા રહો, નવ કરશો મન ચિંતાય;
જોઉં વીર બે એ કોણ છે, હું કરી આવું પરીક્ષાય. ૩૦

વલણ

હું કરી આવું પરીક્ષા જઇને, એમ કહીને કપિવર જાય રે;
હનુમંત વેગે આવીયા, જ્યાં વિરાજે શ્રીરઘુરાય રે. ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकघारायां किष्किंघाकांडे हनुमान श्रीरामसमीप गमनंनाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો

રાગ મારૂ

દીઠા હનુમંતે બે વીર, શોભે સ્ફટિક શિલા રણધીર;
રાજે લક્ષ્મણને રામચંદ્ર, જાણે બૃહસ્પતિ ને વળી ઈન્દ્ર. ૧
કે ઉદાસી તપસ્વી વીર, કે ઉદાર ને બીજો ધીર;
જ્ઞાન વિજ્ઞાન જશને પુન્ય, સિદ્ધ સાધકમાં નથી ન્યુન્ય. ૨
જેમ આનંદ ને સમાધાન, જેવા નિર્ગુણ ને ગુણવાન;
આનંદ મોક્ષ બોધ વૈરાગ, એવા કપિએ દીઠા મહાભાગ. ૩
વડવૃક્ષ તળે બે વીર, બેઠા પંપા સરોવરતીર;
જોઇ વિસ્મે થયા હનુમંત, દીસે વીર કો મહાબળવંત. ૪

વડ ઉપર કપિવર ચઢિયા, લાગ્યા કૂદવા તે ગડગડિયા;
કહે છે લક્ષ્મણને દેવેશ, ભાઇ જો આ કપિનો વેશ. ૫
એને વજ્ર કછોટો છાજે, વળી કનકનું કોપીન રાજે;
એ કપિવર મહા બળવંત, એનું નામ હશે હનુમંત. ૬
એવાં રામનાં સુણી વચન, હનુમંત વિચારે મન;
મારી માતે કહ્યું હતું મુજને, સુત ઓળખશે જે તુજને. ૭
કોપીન કનક કછોટો ઓળખશે, છે ગુપ્ત તે પરગટ લખશે;
તેને સ્વામી જાણજે સૂત્ર, તેની સેવા તું કરજે પુત્ર. ૮
કહ્યું'તું અંજનીયે જેહ, મુજ સ્વામી મળિયા તેહ;
જોઉં પરીક્ષા પરાક્રમ જેમાં, કેટલુંએક બળ છે એમાં. ૯
એમ વિચારીને હનુમંત, તરુ શાખા નાખી બળવંત;
લક્ષ્મણે શર મૂકી નિવારી, ત્યારે ગાજ્યો કપિ બળ ભારી. ૧૦
પંચ પરવત ઉંચકી લાવ્યો, નાખવા રામ ઉપર આવ્યો;
રામે સજ્જ કર્યું કોદંડ, શર પંચ મૂક્યાં પરચંડ. ૧૧
ઉડાડ્યા કરથી ગિરિ પાંચ, લાગી ઝપટ તે બાણની આંચ;
તેણે કરીને ઉડ્યા આકાશ, હનુમંત ભમ્યા ઘણું તાસ. ૧૨
ત્યારે વાયુ મળ્યા આકાશ, સુણ પુત્ર એ છે અવિનાશ;
સાક્ષાત એ શ્રીભગવંત, આવ્યા કરવા અસુરનો અંત. ૧૩
આદિ નારાયણ ને શેષ, આવ્યા સ્થાપવા ધર્મ અશેષ;
માટે થા તું રામનો દાસ, સેવા કરજે સદા રહી પાસ. ૧૪
સુણી વાયુની વાણી કપીશ, આવી નામ્યું રામને શીષ;
અહંદાસોસ્મિ કહી વાણી, રાખો શરણે શારંગપાણી. ૧૫
કર જોડીને મારુત તન, સ્તુતિ કરતો દીન વચન;
જય રઘુકુળ કમળ સુભાનુ, જય ખળ વન દહન કૃષાનુ. ૧૬
જય વૈકુંઠનાથ રમેશ, જય આદિ નારાયણ શેષ;
જય બ્રહ્મ સનાતન ઇશ, જય માયાપતિ જુગદીશ. ૧૭
જય મંગળ રૂપ નિધાન, જય ભક્તવત્સલ ભગવાન;
પરમેશ્વર પૂરણ કામ, જય વિશ્વના આત્મારામ. ૧૮
જય જીવના અંતરયામી, સાક્ષી દ્રષ્ટા ચરાચર સ્વામી;

પુરુષોતમ પૂર્ણાનંદ, મધુહંતા મુરારિ મુકુંદ. ૧૯
જય યજ્ઞના કારણરૂપ, નમું વેદાંત વેદ્ય સ્વરૂપ;
ધર્મ સ્થાપન તમ અવતાર, નમું રામને વારંવાર. ૨૦
એમ સ્તુતિ કરી હનુમંત, સુણી પ્રસન્ન થયા ભગવંત;
સ્નેહ ઉપન્યો શ્રીરઘુનાથ, ચાંપ્યો મારુતી રુદયાસાથ. ૨૧
એમ હરિહર ભેટયા જ્યારે, જય જયકાર કર્યો સુર ત્યારે;
દીધી રઘુપતિએ આશીષ, ચિરજીંવી તું રહેજે કપીશ. ૨૨
તપે રવિ શશી જ્યાંલગી ધરણી, વળી વેદ વિધિ કહે વરણી;
રહેજે અક્ષય ત્યાંલગી તુંય, સત્ય વચન કહું છું હુંય. ૨૩
અવતાર અંશ તું હરનો, તું છે ભાગ અમારા ચરનો;
થયો અંજની ગર્ભસંભૂત, તારુ વાધજે બળ અદ્ભુત. ૨૪
એવાં વચન સુણી હનુમંત, ઘણું સુખ પામ્યા બળવંત;
પછી લક્ષ્મણને પાયે લાગ્યા, નિજ સ્વામી પામી અનુરાગ્યા.
લાગ્યો ચાંપવા રામના ચર્ણ, કહ્યું નિજ દુખ અશરણ શર્ણ;
હનુમંત કહે જુગદીશ, છે સુગ્રીવ કપિનો ઈશ. ૨૬
પેલા ઋષિમુક પરવત માંહે, વાલીના ભયથી રહે ત્યાંહે;
તેને આપો અભય વરદાન, પોતાનો તે કરો ભગવાન. ૨૭
તેશું મૈત્રી કરો મહારાજ, તેથી સરશે આપણું કાજ;
રામ કહે સુણ હો હનુમંત, એવો સુગ્રીવ છે બળવંત. ૨૮
વાલી સાથે થયું કેમ વેર, એનાં માતાપતા કોણ પેર;
વાલી સુગ્રીવની ઉતપત્ય, મુજને સંભળાવો સત્ય. ૨૯
સુગ્રીવને શું છે દુઃખ, કેમ રહેવાયું છે ઋષિમુખ;
અથ ઇતિ સહુ વિસ્તાર, મુજને કહો વાયુકુમાર. ૩૦

વલણ

વાયુકુમાર તે કહો મુજને, કયમ પ્રગટયા એ બળવંત રે;
એવાં વચન રઘુપતિનાં સાંભળી, પછી બોલ્યા કપિ હનુમંત રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किधाकांडे श्रीरामचंद्रहनुमान समागमो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

# અધ્યાય ૩ જો

રાગ ચોપાઇ

કહે હનુમંત સુણો ભગવાન, એક સમે ધરતા વિધિ ધ્યાન;
(ત્યારે) આવ્યો મનમાં પ્રેમ અપાર,આંસુનો બિંદુ પડયો તે વાર.૧
(તેથી) વાનર એક પ્રગટયો તે ઠામ, રૂક્ષરાજ કપિ તેનું નામ;
તે વિધિને વહાલો ઘણું ત્યાંહે, ફરતો હીંડે ઉપવનમાંહે. ૨
(તે) એક સમે આવ્યો કૈલાસ, (ત્યાં) સુંદર સરોવર છે સુખરાશ;
(છે) પારવતીનો દુસ્તર શાપ, જો તે પુરુષ જળ સ્પરશે આપ. ૩
પુરુષ ટળીને થાય પ્રેમદા, રૂક્ષરાજ ત્યાં નાહ્યો તદા;
તતક્ષણ નર ફીટી થયો નાર, સુંદર વેશ અતિ સુકુમાર. ૪
રંભા થકી છે અદ્દભુત રૂપ, તનમંડિત અલંકાર અનુપ;
સુંદર અંગ આભૂષણ ચીર, (તે) નારી ઉભી સરોવર તીર. ૫
(ત્યારે) જતા હતા કયાંય ઇન્દ્ર ને રવિ, તેણે દીઠી નારી અભિનવી;
તે મોહ પામી ઉતર્યા નર્પ, ધીરજ ગઇ ખળિયો કંદર્પ. ૬
તે સ્ત્રીની ઉપર પડયું એવ, પાછા વળી ગયા લાજ્યા દેવ;
શુક્ર સૂરજનું ગ્રીવાએ અડયું, હવે ઇન્દ્રનું વીર્ય મસ્તકે પડયું.૭
તેથી બે પુત્ર થયા તતકાળ, વાનર વેશ પ્રંચડ વિશાળ;
(ત્યારે) બ્રહ્માને થઇ ચિંતા ઘણી, કરી પ્રાર્થના ઉમિયાતણી. ૮
થયાં પ્રસન્ન પારવતી જદા, રૂક્ષરાજ નર કીધો તદા;
પછી તેડી રૂક્ષને સહિત કુમાર, વિધિ આવ્યા મૃત લોક મોઝાર. ૯
પર્વત ઋષિમુક પાસ વિશેક, રચ્યું નગર કિષ્કિંધા એક;
રૂક્ષરાજને આપ્યું તેહ, થાપ્યો ભૂપ કરી વિધિયે એહ. ૧૦
બંન્યો પુત્રનાં પાડયાં નામ, વિધિ ગયા સત્ય લોકજ ધામ;
વાસવ વીર્ય શીશ અનુસર્યું, વાલી નામ તે સુતનું ધર્યું. ૧૧
પડયો સૂરજનો ગ્રીવાયે કામ, તેનું પાડયું સુગ્રીવ નામ;
ઘણા દિવસ એમ કરતાં ગયા, પુત્ર બંન્યો તે પ્રૌઢા થયા. ૧૨
વાલીને સોંપ્યું સહુ રાજ, ગયો રૂક્ષ તપ કરવા કાજ;

મયકન્યા તારા શુભમતિ, તે પરણ્યો વાલી મહાસતી. ૧૩
સુષેણ કન્યા રૂમા જેહ, સુગ્રીવ સુંદરી પરણ્યો તેહ;
મોટો વાલી લઘુ સુગ્રીવ, કરે રાજ સુખ બળના શિવ. ૧૪
ત્યારે ઇન્દ્રે આવી તતકાળ, વાલીને ઘાલી જયમાળ;
રણમાં સદા વિજય કહેવાય. સનમુખ શત્રુનિર્બળ થાય. ૧૫
સૂરજ આવ્યા સુગ્રીવ કને, સુગ્રીવ પાસે સોંપ્યો મુને;
મારા ગુરુ સૂરજ પ્રકાશ, આજ્ઞા માની રહ્યો હું પાસ. ૧૬
સંભાળજે તું એને સદા, એમ કહી ગયા દિનકર તદા;
પછે વાલીને સુત અંગદ થયો, મહા બળિયો તારાનો જયો. ૧૭

દોહરો

હનુમંત કહે રઘુપતિ સુણો, રાજીવલોચન રામ;
એક મહિષાસુરનો દીકરો, દુંદુભી તેનું નામ. ૧૮
મહા બળિયો તે અસુર થયો, ફરતો પૃથ્વીમાંહે;
કોઇ જોધ્ધો તેને મળ્યો નહિ, જુદ્ધ કરવાને ત્યાંહે. ૧૯
પછી જમરાજા પાસે ગયો, કહે જુદ્ધ કરો મુજ સાથ;
કે વઢનારો દેખાડો કો, ચળવળે છે મુજ હાથ. ૨૦
ત્યારે દુંદુભીને જમરાજ કહે, તું જા કિષ્કિંધા માંહે;
તુજ સાથે વઢશે કપિ, વાલી રહે છે ત્યાંહે. ૨૧
એવું સુણી કિષ્કિંધા આવિયો, રજનીચર તેણીવાર;
સિંહનાદ કરી પ્રૌઢો થયો, શત જોજન વિસ્તાર. ૨૨
તે નાદ સાંભળી વાલીને, ચઢીયો મનમાં ક્રોધ;
તતક્ષણ સનમુખ આવિયો, જુદ્ધ કરવાને જોધ. ૨૩
બળવંત વીર બે બાઝીયા, મલ્લ જુદ્ધ કરતા ત્યાંહે;
એક મુષ્ટી મારી વાલીયે, દુંદુભીના શિરમાંહે. ૨૪
તે અસુર ભૂમિ ઢળી પડયો, ત્યારે કીધો પાટુ પ્રહાર;
દુંદુભી મૃત્યુ પામિયો, પ્રાણ ગયા તેણીવાર. ૨૫
પછી ચરણ ઝાલી તે શબતણા, ઉછાળ્યું નભમાંહે;
મૃતક દેહ આવી પડયો, ઋષિમુક પરવત જ્યાંહે. ૨૬
ઘણા ઋષિ રહે છે તિહાં, તે પામ્યા મન પરિતાપ;

સહુમાં મુખ્ય માતંગ મુનિ, તેણે દીધો શાપ. ૨૭
જેણે કર્મ આવું કર્યું, તે આવે પરવતમાંહે;
તો બળીને ભસ્મ થજો તદા, એવું બોલ્યા ત્યાંહે. ૨૮
(માટે) વાલીયે નવ જવાય ત્યાં, ઋષિમુક પરવતમાંહે;
તે દિનનું તન અસુરનું, ખોખું પડિયું ત્યાંહે. ૨૯
તે કરંક ઉપર ઉગિયા, સપ્ત તાડ તરુ જેહ;
એક દિવસ માતંગ મુનિ, મળ્યા વાલીને તેહ. ૩૦
પાયે લાગી પૂછીયું, કહો મુજને મુનિદેવ;
કોને હાથે મરણ મુજ, થાશે નિશ્ચે એવ. ૩૧
મુનિ કહે સુણ વાલી તું, કહું તુજ સાચો બોલ;
પેલા કરંક ઉપર ઉગિયા, સપ્ત તાડ થઇ ગોળ. ૩૨
તે વિંધે એક બાણથી, એવો બળીયો જેહ;
તે નર તુજને મારશે, સત્ય માનજે એહ. ૩૩
એવું કહી મુનિવર ગયા, સાંભળો શ્રીરઘુરાય;
(હવે) વેર થયું બે વીરને, તેની કહું કથાય. ૩૪

વલણ

તેની કહું કથાય, જ્યમ વૈર થયું બે વીરને;
તે સુણતાં સંદેહ જાય, હનુમંત કહે રણધીરને. ૩૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे श्रीरामचंद्र हनुमानसंवादे वालिसुग्रीवयोरुत्पत्ति कथनं नाम तृतीयोऽध्यायः।३।**

# અધ્યાય ૪ થો

રાગ સામેરી

અંજની સુત કહે સાંભળો, તમો સ્વામી શ્રીમહારાજ;
સુગ્રીવ વાલી કિષ્કિંધામાં, કરતા નિરભય રાજ. ૧
ત્યારે દુંદુભીનો પુત્ર કહીયે, મયાસુર તેનું નામ;
તે પિતા કેરૂં વેર લેવા, આવ્યો તેણે ઠામ. ૨
તેણે વાલી સાથે યુદ્ધ કર્યું, પછે હારિયો રણમાંય;
એક વિવરમાં પાતાળ મારગ, નાસી પેઠો ત્યાંય. ૩

તે અસુરની પુંઠે થયા, સુગ્રીવ વાલી વીર;
તે ગુફામાંહે પેઠો વાલી, યુદ્ધ કરવા ધીર. ૪
તે વિવરને મુખ રહ્યો સુગ્રીવ, રક્ષા કરવા પુંઠ;
માંહે બંન્યો બળિયા યુદ્ધ કરે, મારે પરસ્પર મુંઠ. ૫
એમ ઘણા દિન ત્યાં વહી ગયા, નવ મરણ પામ્યો તેહ;
ત્યારે સૂનું દેખી આવ્યા પુરમાં, યક્ષ કિન્નર જેહ. ૬
ઉજાડવા લાગ્યા નગર, સુગ્રીવે જાણી વાત;
ત્યારે ગુફાને મુખ ઢાંકીયો એક, પ્રૌઢ ગિરિ વિખ્યાત. ૭
સુગ્રીવ આવ્યો નગરમાં, કર્યા યક્ષકિન્નર દૂર;
વીશ માસ વીતી ગયા, નવ આવ્યો વાલી સુર. ૮
ત્યારે સરવે જાણ્યું મુવો વાલી, થયું વિપરીત કાજ;
પ્રજા પ્રધાને મળી બેસાડયો, સુગ્રીવને ત્યાં રાજ. ૯
પછે વીશ માસે વાલીએ, માર્યો નિશીચર ભૂર;
આવ્યો ગુફાને બારણે, ગિરિ ઢાંકયો દીઠો શૂર. ૧૦
સુગ્રીવને દીઠો નહિ ત્યારે, ચઢયો મનમાં ક્રોધ;
એ બંધુ મુજને ગયો મૂકી, ન કરી મારી શોધ. ૧૧
એ વીર શાનો વૈરી મારો, ધાર્યું વિપરીત કાજ;
મુને મુવો જાણી નગરમાં જઈ, બેઠો કરવા રાજ. ૧૨
એણે કામ શત્રુનું કર્યું, મુજ લાજ લોપી સુખ;
હવે તજું એને સર્વથા, નવ જોઉં એનું મુખ. ૧૩
દેશ તજીયે દયાવિણ, સ્નેહ રહિત બંધુ મિત્ર;
ગુરુ જ્ઞાનહિણ દુર્મુખી નારી, તે તજીયે અપવિત્ર. ૧૪
એવું વિચારીને ધાયો વાલી, શસ્ત્ર લેઇને શૂર;
સુગ્રીવને મારવા આવ્યો, નગરમાં બળપૂર. ૧૫
સુગ્રીવ નાઠો ત્યાં થકી, નળનીલ જાંબુવંત;
હું સહિત સાથે આવિયા, ઋષિમુક પરવત અંત. ૧૬
સુગ્રીવને હણવા તદા ધાયો, પુંઠળ લીધી વાટ;
નવ અવાયું પરવતવિષે, મુનિ શાપના ભયમાટ. ૧૭
છે બળે બંન્યો બરાબર, સુગ્રીવ વાલી રાય;

પણ છે વિજયમાળા કંઠમાં, તેણે કરી નવ જીતાય. ૧૮
પછે નગરમાં વાલી રહ્યો, નિજ રાજ કરતો તેહ;
સુગ્રીવની સ્ત્રી ઘેર રાખી, રુમા નામે જેહ. ૧૯
તે દિવસનો સુગ્રીવ દુઃખી, રહે છે ગિરિ મોઝાર;
અમો ચાર જણ પાસે રહ્યા છું, કરવા એની સાર. ૨૦
એ પ્રકારે થયું વેર જે, સુગ્રીવ વાલી વીર;
એ ઉત્પત્તિ તમને કહી, રઘુપતિ શ્યામ શરીર. ૨૧
સુગ્રીવ મેળવ્ય મુજને, રઘુવીર કહે હનુમંત;
કરાવ્ય મિત્રિ એની સાથે, વાયુપુત્ર બળવંત. ૨૨
એના શત્રુને મારી કરીને, અપાવું નિજ નાર;
રાજ્યાસન સુગ્રીવને હું, બેસાડું નિરધાર. ૨૩
હનુમંત એવું સાંભળીને, ગયા સુગ્રીવ પાસ;
વૃત્તાંત સહુ માંડી કહ્યો, એ રામ છે અવિનાશ. ૨૪
એ વચન સુણીને સુરજનંદન, પામિયો આનંદ;
ધન્ય વીર તું હનુમંત મુજને, મેળવ્યા જગવંદ. ૨૫
અનેક વાનર સાથ સુગ્રીવ, આવ્યો તેણીવાર;
સાષ્ટાંગ કરી રઘુવીર ચરણે, નમ્યો ભાનુકુમાર. ૨૬
બે કર ગ્રહી સુગ્રીવને, ઉઠાડયો રઘુનાથ;
હૃદય સાથે ચાંપીયો, મેલિયો મુસ્તક હાથ. ૨૭
મળી સ્વસ્થ થઈ બેઠા પછે, સુગ્રીવ ને રઘુરાય;
વાનર સભા જોઈ રામને, મનમાંહે હરખ ન માય. ૨૮
પછે અગ્નિ ત્યાં ચેતાવિયો, મારુતીએ તેણે ઠામ;
બે પાસ બેઉ બેસાડીયા, સુગ્રીવ ને શ્રીરામ. ૨૯
અગ્નિકેરી સાક્ષીએ, પછે કર્યો મિત્રાચાર;
કપિ સરવે હરખ પામ્યા, થયો જયજયકાર. ૩૦
રામ કહે સ્ત્રી ને રાજ અપાવું, મારૂં વાલી કીશ;
કહે સુગ્રીવ સીતા શોધ મંગાવું, મારીયે દશશિશ. ૩૧
પછે સુગ્રીવ તેડી ચાલીયો, સૌમિત્રિ શ્રીરઘુનાથ;
ઋષિમુક પરવત આવીને, મળી બેઠા સરવે સાથ. ૩૨

એક મનોહર મંડપ રચ્યો, કર્યું સભાકેરૂં કામ;
એક સુંદર આસન રચીને, બેસાડીયા શ્રીરામ. ૩૩
સુગ્રીવ કહે એક બ્રહ્મરાક્ષસ, સુંદર નારી સંગ;
આકાશ મારગ લઈ જતો, તે દીઠો અમો શ્રીરંગ. ૩૪
ઘણું રુદન કરતી કામની, તેણે દીઠા અમને આંહે;
ત્યારે ચીર પદરે બાંધી ભૂષણ, નાખીયાં ગિરિમાંહે. ૩૫
રઘુવર કહે તે લાવો કયાં છે, જોઉં એ અલંકાર;
સીતા મળ્યાસમ થશે મુજને, માનીશ હું ઉપકાર. ૩૬
હનુમંતજીએ લાવી આપ્યાં, ભૂષણ ને પટ ચીર;
તે રુદે સાથે ચાંપીને, ગદગદ થયા રઘુવીર. ૩૭
પછે સીતાને વિરહે કરી, ઘણું રુદન કરતા રામ;
રઘુવીર રોતાં સરવે રોયા, થયો શોક સમાન. ૩૮
સુગ્રીવ આપે ધીરજ બહુ, એમ ના કીજે નાથ;
શોધ મંગાવું સીતાની, મુજ સંગ બળિયો સાથ. ૩૯
જો જાનકી નવ મેળવું તો, સુણો શારંગપાણ;
તો કલ્પ સુધી નરકમાં, હું પડું નિશ્ચે જાણ. ૪૦
નળ નીલ જાંબુવાન વળી, હનુમંતજી મુજ સાહે;
ભૂગોળ ઉંધું કરી નાખે, કાળને કર સાહે. ૪૧
એવાં વચન સુણી સુગ્રીવનાં, પછી બોલીયા રઘુપત્ય;
સુણ કપિપતિ હું કરૂં પ્રતિજ્ઞા, માનજે તું સત્ય. ૪૨
તુંને રાજ સ્ત્રી આપ્યા વિના, જો મંગાવું પરિશોધ;
મુને આણ દશરથ રાયની, એ પ્રતિજ્ઞા અવિરોધ. ૪૩
એમ પરસ્પર આપ્યાં વચન, આનંદીયો સહુ સાથ;
હનુમંત આદે કપિ સરવે, સેવતા રઘુનાથ. ૪૪

વલણ

સેવતા શ્રીરઘુવીરને, જે કપિ મોટા બળવંત રે;
એ રામ લક્ષ્મણ રહ્યા ઋષ્યમુક, સંતોષ્યા સુખવંત રે. ૪૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे श्रीराम-सुग्रीवयोर्मैत्रीकरणात् ऋष्यमुकागमनं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો

રાગ મારુ

પ્રતિજ્ઞા કરી અન્યોઅન્ય, પછે બોલ્યા શ્રીરામ વચન;
સુણ સુગ્રીવ તું મુજ વાણ, મારૂં વાલીને એકે બાણ. ૧
ત્યારે સુગ્રીવ કહે મહારાજ, વાલીવધ એમ નહિ થાય આજ;
પેલા સપ્ત તાડ એક બાણ, જે કો વિંધે પુરુષ પ્રમાણ. ૨
તેથી વાલીએ નિશ્ચે મરે, બ્રહ્માદિકથી તે નવ ઉગરે;
તવ બાણ મૂક્યું રઘુવીર, વિંધ્યા સપ્ત તાડ રણધીર. ૩
મારી ખોખાને ઠોકર ચર્ણ, ઉડી પડીયું દિગાંતર ધર્ણ;
પછે સુગ્રીવને કહે રામ, હાવે કર વાલી સાથે સંગ્રામ. ૪
તુજ પુંઠે આવું છું હુંય, મન ભય નવ રાખીશ તુંય;
બંન્યો બંધુ છે રૂપે સમાન, વિચાર્યું એમ શ્રીભગવાન. ૫
ઓળખવાને સુગ્રીવનું રૂપ, ઘાલી માળ ત્રિભુવન ભૂપ;
પછે આજ્ઞા આપી શ્રીરંગ, ચાલ્યો સુગ્રીવ પામી ઉમંગ. ૬
કરી ગર્જના જઇ પુર પાસ, પડયો સરવ નગરને ત્રાસ;
જાણ્યું વાલી મહાબળ શિવ, આવ્યો જુદ્ધ કરવા સુગ્રીવ. ૭
તે સુણીને ઉઠયો તતકાળ, ગ્રહી હસ્તમાં ગદા વિશાળ;
તે સમે આવી તારા રાણી, બોલી કર જોડીને વાણી. ૮
સ્વામી સાંભળો મુજ વચન, જુઓ વાત વિચારી મન;
યુદ્ધ કરવા જશો નહિ આજ, કાંઇ કારણ છે મહારાજ. ૯
આટલા દિન સુગ્રીવ વીર, તમથી ડરતો રઘુવીર;
ભય પામી નવ આવતો આંહે, રહ્યો કાયર થઈ ગિરિમાંહે.૧૦
આજ યુદ્ધ કરવાને આવ્યો, એટલું બળ કયાંથકી લાવ્યો;
કોઇ જોધ મળ્યો એને આજ, પામ્યો પક્ષ મોટી થયું કાજ.૧૧
બાકી એનું શું બળમાન, થયો તેને બળે બળવાન;
મેં સુણી છે એવી વાત, રાય દશરથ ઘેર સાક્ષાત. ૧૨
ત્યાંહાં જન્મ ધર્યો જુગદીશ, બ્રહ્મ પૂરણ માયા ઇશ;
પાળવાને પિતાનું વચન, તે પ્રભુ નિકળ્યા છે વન. ૧૩

સીતા સુંદરી તેની વરીશ, ગયો હરણ કરી દશશિષ;
તેનો શોધ કરતાં વનમાંહે, રામ લક્ષ્મણ આવ્યા આંહે. ૧૪
મળ્યો સુગ્રીવ એ નિરધાર, તે સાથે કર્યો મિત્રાચાર;
પ્રભુની પ્રેરણા એ પ્રબુદ્ધ, આવ્યો સુગ્રીવ કરવા યુદ્ધ. ૧૫
તે માટે ત્યાં જશો નહિ નાથ, જીતશો નહિ સુગ્રીવ સાથ;
નિશ્ચે મારશે તમને રામ, છે સમ્રથ પૂરણ કામ. ૧૬
જેના ભય થકી કંપે કાળ, જેની આજ્ઞા માને લોકપાળ;
તે પ્રભુએ ધર્યો અવતાર, ઉતારવાને ભૂમિનો ભાર. ૧૭
ધર્મ સ્થાપન કરવા કાજ, ફરે ભૂતળમાં મહારાજ;
માટે માનો મારૂં વચન, જો કુશળ ઇચ્છો સ્વામીન. ૧૮
સાંભળી તારાની એવી વાણી,બોલ્યો વાલી અહંતા આણી;
જયમાળ મારે છે ગ્રીવ, મને નહિ જીતે સુગ્રીવ. ૧૯
અમો બે બંધુને વિરોધ,શું કરવા રામ કરશે ક્રોધ;
ન કર્યો તેમનો અપરાધ, શું કરવા મને હણશે સાધ. ૨૦
ધર્મસ્થાપન પૂરણ બ્રહ્મ, તે કયમ કરશે અધરમ;
જો એ પ્રભુ હશે પ્રત્યક્ષ, કદાપિ એની કરશે પક્ષ. ૨૧
વિના વિરોધ એ નિષ્કામ, શું કરવા મને મારશે રામ;
જો મુને હણશે રઘુપત્ય, નિશ્ચે પામીશ હું સદગત્ય. ૨૨
હરિ હાથે મરણ સંબંધ, છૂટશે જનમ મરણના બંધ;
તે માટે સાંભળ સતી એહ, બન્નો વાતે નિઃસંદેહ. ૨૩
નથી સુગ્રીવનો કાંઇ ભાર, ક્ષણમાંહે મનાવું હાર;
પ્રભુથી ભવનું દુઃખ વામું, રામ હાથે પરમ પદ પામું. ૨૪
સુણ સાધવી ચિંતા મૂકી, નથી બોલતો હું કાંઇ ચૂકી;
એવું કહીને ઇંદ્રકુમાર, આવ્યો યુદ્ધ કરવા પુર બહાર. ૨૫

વલણ

પુર બહાર આવી યુદ્ધ આરંભ્યું, બન્ને બળિયા વીર રે;
એક એકને મારે ગદા, નવ હાર પામે કો ધીર રે. ૨૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे सप्ततालविभेदनात् तारावालीविबोधनं नाम पंचमोऽध्यायः ॥५॥

# અધ્યાય ૯ મો

રાગ મારૂ

પછી વાલી ક્રોધે ગડગડિયો, સુગ્રીવ ઉપર રીસે ચઢીયો;
બાઝયા બન્ને વીર બળવંત,રીસે રાતા અધર ડશે દંત. ૧
ગદા મૂકીને બન્ને વીર, મલ્લ યુદ્ધ કરે રણધીર;
મુષ્ટી પ્રહાર કરે પદ ઘાય, શીષે શીષ કુટે મહાકાય. ૨
પદ પ્રહારે ધ્રુજે છે ધર્ણ, થયો સૂરજ ધુંધળ વર્ણ;
કંપ્યા દિગ્ગજ સળકયો શેષ, ભય પામ્યા તે અમર અશેષ. ૩
જેવા મેરુ ને મંદ્રાચળ, એહેવા છે કપિ સ્થૂળ સબળ;
પડછંદા પડે પદઘાય, દારૂણ યુદ્ધ કોઇએ નવ જોવાય. ૪
કરે વાલી સુગ્રીવ સંગ્રામ, હાહાકાર થયો તે ઠામ;
વિજયમાળ વાલીને ગ્રીવ, તેથી હાર પામ્યો સુગ્રીવ. ૫
બળ ક્ષીણ થયું તેણીવાર, સુગ્રીવે સેહેવાતો નથી માર;
થયો દુઃખીયો જાણે આવ્યું મર્ણ, ઉઠે બેસે પડે છે ધર્ણ. ૬
ત્યારે સુગ્રીવે સમર્યા શ્રી રામ, વારે ધાજો તે સુંદર શામ;
તે સુણીને આવ્યા રઘુવીર, સાથે લક્ષ્મણજી રણધીર. ૭
જુવે રામ લક્ષ્મણ રહીદૂર, બળ અતુલિત વાલી શૂર;
દીઠો સુગ્રીવ પામ્યો હાર, બળ ક્ષીણ થયું નિરધાર. ૮
વિજયમાળ તણો મહિમાય, દૃષ્ટિએ બળ હરણજ થાય;
વાલી સન્મુખ રહે જે કોય, તેનું બળ આકર્ષણ હોય. ૯
એમ જાણ્યું શ્રી ભગવંત, કપટે આણું વાલીનો અંત;
છે કરતું અકરતું સમર્થ, તોય વર નથી કરતા વ્યર્થ. ૧૦
પછે કોપ્યા પુરુષ પુરાણ, કર્યું ધનુષે શર સંધાણ,
તરુ ઓથે રહી ભગવંન, માર્યું બાણ વાલીને તન. ૧૧
રૂદે ભેધું તે બાણ કરાળ, તેણે વાલી પડયો તતકાળ;
ત્યારે પાસે આવ્યા રઘુવીર, કપિ સહિત સુમિત્રી ધીર. ૧૨
વાલીએ તવ દીઠા રામ, કોટી કંદર્પ સુંદર શ્યામ;
રાખી ધીરજ બોલ્યો વચન, વાલી કહે સુણો શ્રી ભગવંન.૧૩

પ્રભુ પ્રગટયા રઘુકુળમાંહે, ધર્મ સ્થાપવા આવ્યા આંહે;
આવું કરવું અનુચિત કામ, તમને ન ઘટે હે રામ. ૧૪
છળ ભેદ કરી મુને માર્યો, ગયો ક્ષત્રીધર્મ તમારો;
એક પત્નીવ્રત કરો અન્યા, આજ વરી અપકીર્તિ કન્યા. ૧૫
સત્યવંત પ્રતાપી ધીર, રણ પંડિત છો રઘુવીર;
ભેદ્યું કપટ કરી મુજ તન, લાગ્યું રવિકુળમાં લંછન. ૧૬
એવું કર્મ કર્યું રઘુરાય, અપકીર્તિ ત્રિલોકમાં થાય;
જ્યમ મૃગને મારે કિરાત, તમો એમ કર્યું જગતાત. ૧૭
મને મારવો તો ચેતાવી, તો હું જાણત જાત જે ફાવી;
રામ કહે અલ્યા પારધી જેહ, કયાં મારે મૃગ ચેતાવી તેહ. ૧૮
તું નોહે કંઇ યોધ્ધો વીર, કપિ વનચર જાત અધીર;
છું વનચર પણ મારાં કર્મ, છે વિદિત ત્રિલોકમાં ધર્મ. ૧૯
તમો કર્ત્તા અકર્ત્તા સમર્થ, તમ આગળ મુજ બળ વ્યર્થ;
પણ અધરમ શો હતો મારો,જુઓ ધરમ વિચારી તમારો.૨૦
ધર્મ સ્થાપન તમ અવતાર, મને માર્યો અધર્મ અપાર;
રામ કહે સત્ય વ્રત છે મારૂં, વિના અધરમ કોને ન મારૂં. ૨૧
રાખી અનુજવધૂ તેં ધર્મ, એથી બીજો કયો રે અધર્મ;
રૂમા રામા સુગ્રીવની જેહ, લાગ્યું પાપ તે ભોગવ્યું એહ. ૨૨
તે માટે મેં તુજને માર્યો, મોટો અધર્મ એહ વિચાર્યો;
વાલી કહે તમો સુગ્રીવ સાથ, એ શું મિત્રી કરી રઘુનાથ. ૨૩
મને મલ્યા હોત મહારાજ, તો હું કરત તમારૂં કાજ;
જઈ રાવણ મારત રણમાં,સીતાને લાવત એક ક્ષણમાં. ૨૪
એ રાવણ મારો ચોર, સુણો કૌશલરાજકિશોર;
મેં બગલમાં ઘાલ્યો એને, પુત્ર પારણે બાંધ્યો જેને. ૨૫
એમાં શું કરવું તું કાજ, એને બાંધીને લાવત આજ;
પણ ભલું થયું આચરણ, તમ હાથે પામ્યો મરણ. ૨૬
મારા ભાગ્ય તણો નહિ પાર, મારાં પૂરવ પુણ્ય અપાર;
સુણી પ્રસન્ન થયા રઘુરાજ,વાલી જીવાડું તુજને હું આજ.૨૭
તને આપું જીવિતદાન, માગ્ય માગ્ય કપિ વરદાન;

વાલી કહે સુણીયે રઘુરાય, આવું મરણ ફરી નવ થાય. ૨૮
અંતકાળની સારૂ જોગી, કરે ભજન બ્રહ્મરસ ભોગી;
અંતે પામે તે મોક્ષ નિદાન, પણ પાસે કયાંથી ભગવાન. ૩૦
દૃષ્ટિ ગોચર તે પ્રભુ આજ, મારી પાસે ઉભા છો મહારાજ;
આથી લાભ બીજો ધરી મન, કોણ કારણ રાખું તન. ૩૦
ધન્ય સુગ્રીવ બંધુ વીર, મને મેળવ્યા શ્રીરઘુવીર;
ન હોય વીર ગુરુ તું મારો, ઉપકાર શો માનીશ તારો. ૩૧
કરાવ્યું રામનું દરશન, અપાવી ગતિ મુજને ધન્ય;
સુણ બંધવ ચતુર સુજાણ, હું મૂકું છું મારા પ્રાણ. ૩૨
હવે કરજે તું નગરનું રાજ, અંગદને આપજો યુવરાજ;
એવું કહી કાઢી કંઠેથી માળ, ઘાલી સુગ્રીવને વિજયમાળ. ૩૩
સુણો રઘુપતિ દીન દયાળ, મુજ પુત્રની કરજો સંભાળ;
છો ભક્તવત્સલ શ્રીરંગ, અંગદ છે તમારે ઉછંગ. ૩૪
એવું કહી રામ સાનિધ્ય જાણ, તજ્યા વાલીએ તત્ક્ષણ પ્રાણ;
પામ્યો સદ્દગતિ ઇન્દ્રકુમાર, ગયો વૈકુંઠમાં તેણીવાર. ૩૫

વલણ

વૈકુંઠમાં તે ગયો વાલી, મૂકયું રામની સાનિધ્ય તન રે;
પછી તારા રાણી વાલી તણી, તે આવી કરતી રુદન રે. ૩૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे सुग्रीव-वालीसंग्रामे श्रीरामेण वालीवधो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥**

# અધ્યાય ૭ મો

રાગ સારંગ

હવે વાલી તણી રાણી છે તારા, સતી શિરોમણિ જેહ;
પછી અંગદ પુત્રને આગળ કરીને, રણમાં આવી તેહ. ૧
ત્યારે કર જોડી રઘુવીરની પ્રત્યે, તારા બોલી વાણ;
હવે એક બાણ મૂકીને મુજને, મારો સારંગપાણ. ૨
હે અયોધ્યાપતિ તમો મારા પતિને, શું કરવાને માર્યો;
હું પતિવ્રતાને વિધવા કરી, શણગાર ઉતાર્યો મારો. ૩

એમ કહી પછી વાલીપાસે, બેઠી તારા રાણી;
વિવિધ પ્રકારે વિલાપ કરંતી, રોતી મધુર સ્વર તાણી. ૪
ત્યારે શ્રી રઘુપતિએ પાસે આવીને, તારાને સમજાવી;
બાઇ શું કરવા કલ્પાંત કરે છે, એ લખીત વાત જે ભાવી.૫
તું કોનો શોક કરે છે સુંદરી, કહે મુજને તે વચન;
જો દેહનો શોક કરે તો એ તુજ, પાસે પડયું છે તન. ૬
અનિત્ય અશાશ્વત નાશવાન એ, પંચ ભૂતનું શરીર;
તે કર્માનુસારે થાય જાય, તેનો શોક કરે નહિ ધીર. ૭
તું કહીશ હું આત્માને રડું છું, એ મોટો અવિવેક;
અખંડ અજ અવિનાશી આત્મા, ચૈતન્ય દ્રષ્ટા એક. ૮
અપરિછિન્ન માટે એ પૂરણ, જાય ન આવે જેહ;
દુઃખરહિત માટે સુખસાગર, અમર આત્મા એહ. ૯
તે માટે બે એ મધ્યે જેનો, શોક કરે તે ફોક;
નાશવંતનું દુઃખ શું ધરવું, અખંડનો શો શોક. ૧૦
એમ રામે તારાને ઉપદેશી, પ્રતિબોધ બહુ દીધો;
રામ વચન અગસ્તે શોકનો, સિંધુ શોષી લીધો. ૧૧
પછી તારા સમજી પાયે લાગી, રઘુપતિને તેણીવાર;
મસ્તક કર મૂકીને વળતા, બોલ્યા જગદાધાર. ૧૨
અરે તારા સુગ્રીવને વર, તુજ રહેશે સત્ય પ્રમાણ;
મુજ આજ્ઞાએ પતિવ્રત તારૂં, નહિ ભાગે નિરવાણ. ૧૩
કોઇએ નહિ કરે નિંદા તારી, માટે વચન મુજ પાળ;
પછે સુગ્રીવને તે તારા સોંપી, નંખાવી છે વરમાળ. ૧૪
એમ દેવ ચરિત્ર છે ઘણાં અટપટાં, અઘટ ઘટાવે જેહ;
એ જોઈ કો અન્ય મનુષ્ય કરે તો, પડે નરકમાં તેહ. ૧૫
જળ ઉપર જેણે પૃથ્વી રાખી, સ્થંભવિના આકાશ;
એવા પ્રભુ છે એક સ્વતંત્રજ, અખંડ અજીત અવિનાશ.૧૬
તે પ્રભુ કરે કરાવે કરતવ, તે થાય સત્ય પ્રમાણ;
તે જોઇને કો અન્ય કરે તો, નરક પડે નિરવાણ. ૧૭
પછી તારાને પટરાણી કરીને, સોંપી સુગ્રીવને હાથ;

પછી સુગ્રીવ પાસે વાલી કેરી, કરાવી ક્રિયા રઘુનાથ. ૧૮
વળી અંગદને પોતાનો કર્યો, શિર હસ્ત મૂકયો રઘુવીર;
હાવે સુગ્રીવને કહે જાઓ નગરમાં,રાજ્ય કરો મતિ ધીર. ૧૯
અમો ઋષિમુક ઉપર રહી ગાળીશું, ચોમાસું ચાર માસ;
ત્યારે સુગ્રીવ કહે પ્રભુ તમો પધારો, પહોંચે મારી આશ. ૨૦
સુણો મિત્ર મુજ ભાઇ ભરત તે, ભોગવે છે વનવાસ;
ત્યારે હું કેમ પુરમાં પ્રવેશ કરૂં,દુઃખ જોઈ થયો છું ઉદાસ.૨૧
જયમ નાનાં બાળક મૂકીને, વિદેશ જાયે માત;
તેમ હું આવ્યો છું એને મૂકી, પુણ્ય પવિત્ર એ ભ્રાત. ૨૨
પછી લક્ષ્મણને મોકલિયા પોતે, કિષ્કિંધા મોઝાર;
રાજ્યાભિષેક કર્યો વિધિએ થકી, સુગ્રીવનો તેણીવાર. ૨૩
અંગદને સેનાપતિ થાપ્યો; વરત્યો જયજયકાર;
સુગ્રીવ રાજ ચલાવે નિત્યે, રાજનીતિ વહેવાર. ૨૪
પછી ઋષિમુક ઉપર રામ રહ્યા છે, સાથે લક્ષ્મણ વીર;
શ્રીરઘુવીરની સેવા કરતા, અંજનીસુત રણધીર. ૨૫
એવે ગ્રીષ્મ ઋતુ વીતી ગઇ આવ્યા, ચોમાસાના દન;
વિદ્યુત ચમકે નભ ઘન ગાજે, વરસે છે પરજન્ય. ૨૬
તરુ કુસુમિત શોભે નવ પલ્લવ, રમ્ય ગિરિ ચોપાસ;
મધુપનિકર ગુંજારવ કરતા, લેતા મકરંદ વાસ. ૨૭
વાસ લેતા મધુકર ગુંજે, વૃષ્ટિ અગણિત થાય;
ત્યારે લક્ષ્મણને રઘુવીર દેખાડે, વર્ષા ઋતુ શોભાય. ૨૮

વલણ

વર્ષાઋતુની શોભા અદ્ભુત, ઘન ગાજે નભમાંય રે;
મોર કળા કરી નાચતા, બપૈયા બોલે ત્યાંય રે. ૨૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे तारा-विलापे श्रीरामेण शोकनिवारणे सुग्रीवराज्याभिषेको नाम सप्तमोऽध्यायः**

---

# અધ્યાય ૮ મો

રાગ મલ્હાર

રઘુવીર કહે તું જોને લક્ષ્મણ, વર્ષાઋતુ શોભાય રે;
વનવેલી કુસુમિત બોલે પતત્રી, શબ્દ સુંદર થાય રે. ૧
દેખી વારિદ મોર નાચે, કરે મુદિત કળાય રે;
જ્યમ વિરતિવંત હરિભક્તને દેખી, હરખ પામે કાય રે. ૨
ઘનમાંહે દમકે દામની જ્યમ, ખળ પ્રીત સ્થિર નવ રહે કયમે રે;
ઘન વરસે નીચો ઉતરી, જ્યમ વિદ્યા પામી બુધ નમે રે. ૩
અઘાત બુંદ ગિરિ સહે, ખળ વચન સાધુ જેમ રે;
લપટાયો કર્દમ ભૂમિપર, જીવને માયા તેમ રે. ૪
નદી ક્ષુદ્ર ભરી ઉભરાઇ ચાલી, જળ દશોદિશ જાય રે;
જ્યમ સૂક્ષમ ધન પામીને ખળ, અભિમાન કરી ઇતિરાય રે. ૫
સમેટી જળ જ્યાં ત્યાં થકી તે, નીચી ભોમ્ય ભરાય રે;
સદ્‌ગુણ સરવે સમેટી જ્યમ, સજ્જન રુદયે સમાય રે. ૬
સર્વ સરિતા જળ મળીને, જળનિધિમાં જાય રે;
જ્યમ જીવ પામી હરિપદને, અચળ નિરભે થાય રે. ૭
હરિત ભૂમિ તરણ સંકુલ, નવ જણાયે પંથ રે;
પાખંડવાદ મતે કરી થાય, ગુપ્ત જ્યમ સદ્‌ગ્રંથ રે. ૮
દાદુર ધૂનિ ચૌદિશ કરે, જાણે પઢે બટુક અનેક રે;
નવ પલ્લવ થયાં વિટપ જ્યમ, મળ્યો સાધકને વિવેક રે. ૯
થયા જવાસા પત્રહિણ જ્યમ, રૂડે રાજ્ય ખળ ઉદ્યમ રે;
કંઈ ધૂળ ખોળી નવ જડે, તજે ક્રોધ ધરમી જ્યમ રે, ૧૦
ભૂમિ શોભે શસ્ય સંપન્ન, જેવી ઉપકારીની સંપત્ય રે;
ત્યમ નિશામાં ખદ્યોત ચમકે, જ્યમ દંભી સમાજ દુર્મત્ય રે. ૧૧
ક્યારીઓ ફૂટી ચાલે જળ, નવ રોકાયે નિરધાર રે;
જ્યમ ત્રોડી કુળ મરજાદા ત્રિયા, જ્યાં ત્યાં કરે વ્યભિચાર રે. ૧૨
કૃષિ સુધારે કૃષિવંત જ્યમ, મોહમદ તજે બુધવંત રે;
પછે શસ્ય નિર્મળ થાય જ્યમ, જ્ઞાની શોભે મોહને અંત રે.

પંથી મારગ પડે રપટી, મલીન અંબર થાય રે;
જ્યમ અશુભ કરમે કરી સાધુ, વિષયમાં લેપાય રે. ૧૪
ત્યારે ચક્રવાક દેખાય નાહ, પામી કાળ ધર્મ પળાય રે;
વિવિધ જંતુ ભૂમિ જ્યમ, રૂડે રાજ વૃદ્ધિ પ્રજાય રે. ૧૫
ઉષર ભૂમિ તૃણ ને જામે, જ્યમ હરિજન હ્રદયે કામ રે;
પંથી જ્યાં ત્યાં રોકાયા, જ્યમ જ્ઞાને ઇંદ્રિય ઠામ રે. ૧૬
ક્યારે મારુત પ્રબળ જ્યાંહાં ત્યાંહે, મેઘને લઈ જાય રે;
જ્યમ કપુત આચરણે કરી, કુળ ધર્મ દૂર પળાય રે. ૧૭
ક્યારે દિવસે ઘનઘટા વળી, ક્યારે પ્રગટે પતંગ રે;
જાય આવે જ્ઞાન જ્યમ, પામી કુસંગ સુસંગ રે. ૧૮
એમ વર્ષા ઋતુ વહિ ગઈ વળતી, આવી શરદ સુજાણ રે;
અરે લક્ષ્મણ જોની શોભા, કહે છે રઘુપતિ વાણ રે. ૧૯
કાસ ફૂલ્યો શ્વેત રંગે, ક્ષમા છાઈ તેમ રે;
વૃદ્ધા અવસ્થા ત્રષા ઋતુને, આવી શોભે જેમ રે. ૨૦
અગસ્ત પંથ ઉદે થયો, શોષવા માંડ્યું વાર રે;
જ્યમ લોભના પરિતાપથી, સંતોષ જાયે સાર રે. ૨૧
સર સરિત જળ સ્વાદિષ્ટ નિર્મળ, શોભતું મહાભાગ રે;
જ્યમ જ્ઞાન પામી મોહ મમતા, કરે જ્ઞાની ત્યાગ રે. ૨૨
પ્રગટયાં ખંજન શરદમાં જ્યમ, પામી સમય સુકૃત રે;
પંકજરહિત થઇ ધરા જ્યમ, તજે રાય અનીત રે. ૨૩
જળ અલપમાં થાયે વિકળ, મચ્છ પામે પરિતાપ રે;
બહુ કુટુંબી જન હીણ ધન તે, પામે જ્યમ સંતાપ રે. ૨૪
ઘનરહિત નિર્મળ શોભતું, ઋતુ શરદમાં આકાશ રે;
નિરમળ હરિજન શોભતા જ્યમ, તજે વિષયની આશ રે. ૨૫
ક્યહું ક્યહું વૃષ્ટિ શરદમાંહે, અલ્પ થાયે મેહ રે;
જ્યમ કોઇકિ પામે ભક્તિ મારી, ભક્ત વિરલા જેહ રે. ૨૬
તજી નગર ચાલ્યા નૃપ વણિક, તાપસ ભિખારી જાણ રે;
હરિભક્તિ પામી ચાર આશ્રમ, તજે શ્રમ નિરવાણ રે. ૨૭
સુખી મચ્છ નીર અગાધના, જ્યમ હરિ શરણે જન રે;

ફૂલ્યાં કમળ શર શોભતું, જ્યમ બ્રહ્મ સરગુણ ધન્ય રે. ૨૮
દુઃખી ચકવાક નિશાગમન, ખળ જોઇ પરસંપત્ય રે;
અતિ તૃષાતુર ચાતુક દુઃખી,જ્યમ શિવ દ્રોહીને વિપત્ય રે. ૨૯
શરદ આતપ દિવસનો હરે, ઇન્દુ તે પરિતાપ રે;
જ્યમ સંત દરશન શરણથી,થાય મુક્ત ત્રિવિધિ તાપ રે; ૩૦
ચકોર સરવે ચંદ્ર નિરખે, જ્યમ હરિ જુવે હરિજન રે;
વીત્યા મશક હિમ ત્રાસથી, દ્વિજદ્રોહ કુળ નાશન રે. ૩૧
ભૂમિ જીવ વ્રષાતણા તે, ગયા શરદ વીલાઇ રે;
સદ્દગુરુકૃપાએ જાય જ્યમ, સંશય ભરમ સમુદાઇ રે. ૩૨
એમ વ્રષાઋતુ વીતી ગઈ, આવી નિર્મળ શરદ પ્રબુદ્ધ રે;
અરે બાપ લક્ષ્મણ સીતાની, હજી ન પામ્યા કાંઈશુદ્ધ રે. ૩૩

વલણ

કંઈ શુદ્ધ ન પામ્યા સીતાની, આવી શરદઋતુ પાવન રે;
એમ વિરહે વ્યાકુળ થયા વળતા, રઘુપતિ શોચે મન રે.૩૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे वर्षाशरदऋतुवर्णनं नाम अष्टमोऽध्यायः ॥८॥**

---

## અધ્યાય ૯ મો

રાગ મારૂ

ગયા ચોમાસા દન, આવી શરદ્દ ઋતુ પાવન;
લક્ષ્મણને કહે છે રામ, ભૂલ્યો સુગ્રીવ આપણું કામ. ૧
થયો રાજ્યમદે કરી માતો, નારીસંગવિષે રંગ રાતો;
તારા રૂમા મળી રૂપવાન, ભોગવે કરી આસવપાન. ૨
પામ્યું ચિત્ત વિષયમાં લીન, થયો મરકટ તેને આધીન;
એને કરવી ઘટે શિક્ષાય, આપણો એ મિત્ર કહેવાય. ૩
ચાલે કુપંથ સજ્જન જેહ, લાવીયે સદ્દ મારગ તેહ;
માટે લક્ષ્મણ જા તું ત્યાંહે, તેડી લાવ્ય સુગ્રીવને આંહે. ૪
જો ન માને વચન કપિરાય, તો કરજે એને શિક્ષાય;
એ ભૂલી ગયો આપણું કાજ, માટે દંડ દેવો ઘટે આજ. ૫

કરે ભક્ત બ્રાહ્મણનો જે દ્વેષ, દંડ દેવો ઘટે તેને એશ;
હરિહરનાં નિંદે ચરિત્ર, કરે પરને પીડા અપવિત્ર. ૬
સદ્‌પાત્રનું કરે અપમાન, બળ પામી કરે અભિમાન;
વરતે વેદ વિરુદ્ધને પંથ, કરે હિંસા નિંદે સદ્‌ગ્રંથ. ૭
જે સજ્જન મિત્રને વાહાય, તે કૃતઘ્ની અધર્મી કહેવાય;
જે કો કરતા છળ પાખંડ, એટલાને દેવો દંડ. ૮
બળ હોય તો કરીએ શિક્ષાય,નહિ તો તજીયે તેને સર્વથાય;
માટે જા તું સુગ્રીવ પાસ, ના માને તો કરજે નાશ. ૯
ચાલ્યા લક્ષ્મણ સુણીને વચન, અતિ ક્રોધ ધરીને મન;
કરે ધનુષ્યબાણ ગ્રહી સાર, આવ્યા કિષ્કિંધા મોઝાર. ૧૦
ગયા આગળ હનુમંત ત્યાંહે, ચેતાવ્યો સુગ્રીવ છે જ્યાંહે;
રામે મોકલ્યા લક્ષ્મણ આજ, ગયા ભૂલી શું રામનું કાજ.૧૧
કહે સુગ્રીવ ઘણુંએ થાશે, હળવે હળવે શુદ્ધિ મંગાવાશે;
એમ ગણકાર્યું નહિ જ્યારે, રામાનુજ કોપ્યા તેણીવારે. ૧૨
કર્યો ધનુષ તણો ટંકાર, થયો નગરમાં હાહાકાર;
નાઠા વાનર પામી ત્રાસ, આવ્યા સર્વ સુગ્રીવની પાસ. ૧૩
ત્યારે સુગ્રીવ ડરીયો મન, હનુમંતશું બોલ્યો વચન;
એમનો ક્રોધ સમાવો આજ, ચાલો કરીયે શ્રીરામનું કાજ.૧૪
ઉઠયો સુગ્રીવ મન ભય આણી, કરી આગળ બંન્યો રાણી;
સુમિત્રા સુતની સ્તુતિ કીધી, ચરણની રજ શિરપર લીધી.૧૫
બોલી રાણીઓ દેઇને માન, અમને આપો હેવાતન દાન;
પામ્યા શાન્ત એવું સુણી શેષ, ત્યારે ઉતર્યો ક્રોધ અશેષ.૧૬
લેઇ અનેક વાનરને સાથ, રામ પાસે આવ્યો કપિનાથ;
પાહિ પાહિ કહી મુખે વાણી, રાખો ચરણે સારંગપાણી. ૧૭
એવું કહી નમ્યો રામને ચર્ણ, ત્યારે બોલ્યા અશરણશર્ણ;
અરે સુગ્રીવ પામ્યો રાજ, તેણે ભૂલી ગયો અમ કાજ. ૧૮
ચાર માસ ચોમાસું વામ્યા, પણ શુદ્ધ સીતાની ન પામ્યા;
ત્યારે સુગ્રીવ કહે મહારાજ, હાવે નિશ્ચે કરૂં તમ કાજ. ૧૯
એમ કહી સુગ્રીવ બળવંત, તેડયા મરકટ રીંછ અનંત;

સપ્તદ્વીપ તણા કપિ જેહ, તેડાવ્યા દૂત મોકલી તેહ. ૨૦
આવ્યા અસંખ્ય વાનર ત્યાંહે, ગિરિ વૃક્ષ ગ્રહી કરમાંહે;
કૂદે ઉછળે પાડે ચીસ, આવી મળીયા તે સરવે કીશ. ૨૧
બોલ્યા સુગ્રીવ તે શું વચન, કપિ સરવે ધરજો મન;
કરવું આપણે રામનું કાજ, કોઇ આળસ નવ કરશો આજ. ૨૨
કાળને કરીયે શિક્ષાય, મેળવીયે રામને સીતાય;
ત્યાં સુધી રહેવું સહુને પાસ, કરવું કારજ થઇને દાસ. ૨૩
ત્યાર પહેલો જે કો જાય આપ, તેને બ્રહ્મહત્યાનું પાપ;
એ કર્યા વિના જે ઘેર જાય, તે કપિ માતુગમની થાય. ૨૪
એ કારજમાં જે કરે ખોટાઈ, તેને માથે છે રામદવાઇ;
જે કો કરશે આળસ અભિમાન, તેનાં છેદીશ નાક ને કાન. ૨૫
એવાં સુણી સુગ્રીવનાં વચન, સરવે કપિવર કંપ્યા મન;
સહુ વનચરને લાગી ધાક, વાગી રવિસુત કેરી હાક. ૨૬
કપિ સૈન્ય જોઇ રણધીર, મનમાં હરખ્યા શ્રીરઘુવીર;
કહે સુગ્રીવને રઘુરાય, મુજને ઘણી ચિંતા થાય. ૨૭
આ મળ્યું કપિ સૈન્ય અપાર, એ શું ખાશે શો કરશે આહાર;
ત્યારે બોલ્યો રૂમાપતિ વાણી, તમે સાંભળો પુરુષ પુરાણી. ૨૮
ફળ ફૂલ પત્ર કંદ મૂળ, કરશે આહાર કપિ અનુકૂળ;
જો નહિ મળે બીજું અન્ય, તો એ કરશે પવન પ્રાશન. ૨૯
ગિરિ તરુવર શસ્ત્ર સમસ્ત, એમને ન જોઇએ કાંઇ વસ્ત્ર;
એવું સુણીને હસ્યા શ્રીરામ, પામ્યા હર્ષ તે પૂરણ કામ. ૩૦
પછે સુગ્રીવે વિચારી મતિ, કર્યો નળને સેન્યાપતિ;
કરવા સીતાની પરિશોધ, દેશ દેશ મોકલીયા જોધ. ૩૧
જોયું પૃથ્વી ને પાતાળ, સ્વર્ગલોક માંહે જોઇ ભાળ;
સપ્તદ્વીપ ભૂમિ નવ ખંડ, જોયા છપ્પન દેશ અખંડ. ૩૨
સર સરિતા ગિરિ ઉપવન, સરવે ખોળી વળ્યા કપિજન;
ન જડયાં તેને સીતા અનુપ, નથી ઓળખતા તેનું રૂપ. ૩૩
રામની જ્ઞાનશક્તિ સીતા, મૂળ માયા જે પરમ પુનિતા;
તે તો ભેદુ વિના કેમ જડે, બીજા બાપડા ભૂમિ આથડે. ૩૪

જ્યમ અહંમમતા કરી જન, પામી વિભ્રમ બુદ્ધિ મન;
ગુરુ શરણ વિના નિદાન, કહો તે ક્યમ પામે જ્ઞાન. ૩૫
એમ વાનર ફરીને આવ્યા, નવ સીતાની શુદ્ધ લાવ્યા;
ત્યારે સુગ્રીવે તેણીવાર, મોકલ્યા દક્ષિણ દેશમોઝાર. ૩૬
ખટ વાનર મહા બળવંત, કોપે કાળનો આણે અંત;
દશ સહસ્ર કપિ તેની સાથ, આપી આજ્ઞા તે કપિનાથ. ૩૭
નળ નીલ ને જાંબુવંત, ઋષભ અંગદ ને હનુમંત;
ચાલ્યા તત્પર થઈ તેણીવાર, પૂછે રામને વાયુકુમાર. ૩૮
કેવું છે જાનકીજીનું રૂપ, આપો એંધાણી રઘુકુળ ભૂપ;
કહો અંતરની કાંઈ વાત, ત્યારે બોલ્યા શ્રીજગતાત. ૩૯
સુણ મારુતી સીતા અનુપ, નથી ત્રિભુવનમાં એવું રૂપ;
એના અંગ તણી જે સુવાસ, અર્ધ જોજન ચાલે પ્રકાશ.૪૦
મુખ કર્પૂર ગંધ સુ ઠામ, અહોરાત્રિ જપે મુજ નામ;
જે સમીપના વૃક્ષ પાષાણ, બાર હાથ લગી નિરવાણ. ૪૧
જપતાં હશે નામજ મારૂં, સુણ અંતર વાત ઉચારૂં;
જ્યારે નીકળ્યા વન નિરધાર, ત્યારે કેકઇ ઘર મોઝાર. ૪૨
પેહેરાવ્યાં કેકૈએ વનકુળ, અમો પહેર્યાં જાણી અનુકુળ;
સીતાને પહેરાવા મૂકયાં જ્યારે, નેત્રસમશા કરી અમો ત્યારે.૪૩
તે માટે ન ધર્યાં વનચીર, છાની વાત એ કહેજે વીર;
પોતાની મુદ્રિકા રઘુનાથ, ઘાલી અંજનીસુતને હાથ. ૪૪
નિશ્ચે ઓળખી સીતાને જાણી,આ તું આપજે મુજ એંધાણી;
સુણી પાયે લાગ્યો કપિધીર, શિર હસ્ત મૂકયો રઘુવીર. ૪૫
જા તું સીતાની શુદ્ધ લાવજે, વિજય પામી વહેલો આવજે;
ઉડયા આકાશમાં પછે કીશ, રામ ચરણે નમાવી શીષ. ૪૬

વલણ

શીષ નમાવી રામચરણે,ચાલ્યા વીર જ વિચિત્ર રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા,હાવે કહું હનુમંત ચરિત્ર રે.૪૭

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे सीताशोधनार्थे हनुमानप्रति रामआज्ञाकरणं नाम नवमोऽध्यायः ॥९॥**

# અધ્યાય ૧૦ મો

રાગ આશાવરી

હાવે ઋષિમુક ઉપર રામ રહ્યા છે, સેવે સુગ્રીવ રાજ;
અનેક દેશના કપિ આવ્યા છે, કરવા રામનું કાજ. ૧
શોધને અરથે ગયા કેટલા, કેટલા રામની પાસ;
અનેક પ્રકારની રમત કરે છે, રીઝવે રમાનિવાસ. ૨
કેટલા ગાન કરીને નાચે, ગાય રાગ ઉપગીત;
રાગ મૂર્છના રાગણી સાધે, સપ્તતાળ સંગીત. ૩
પ્રબંધ ખંડ રચના ને ધ્રુપદ, ત્રણ ગ્રામ પદ છંદ;
બહુવિધિ કળા કરે કપિવર એમ, રીઝવે રઘુકુળચંદ. ૪
હાવે શ્રોતાજન સાવધાન થઇને, સુણજો એકે મન;
પેલા કપિવર દક્ષિણ દેશ ગયા, તેમાં મુખ્ય અંજની તન. ૫
રષભ નીલ નળ જાંબુવાન વળી, અંગદને હનુમંત;
ચાલ્યા રામચરણ શિર નામી, ઉછળતા બળવંત. ૬
ત્યારે વન એક દીઠું દગ્ધ થયેલું, આવ્યા તે મોઝાર;
ત્યારે અચેત થઇને કપિ ત્યાં પડિયા, પામ્યા દુઃખ અપાર. ૭
પછી રામનું સ્મરણ કર્યું સહુ કપિએ, ત્યારે થયા સાવધાન;
એટલે એક બ્રહ્મરાક્ષસ આવ્યો, તનુ પરવત સમાન. ૮
પહોળુ મુખ કરી ભક્ષણ કરવા, જેવો આવ્યો ધાઈ;
ત્યારે અંગદે ક્રોધ કરીને તેને, પછાડયો બે પદ સાહી. ૯
તે રાક્ષસ મટી દિવ્યરૂપ થયો, તેને પૂછે વાયુ કુમાર;
ભાઇ કોણ હતો કયમ અસુર થયોતો, કહે મુજને વિસ્તાર. ૧૦
ત્યારે દિવ્ય રૂપ કહે કપિ સાંભળો, હું ડંડીઋષિનો તન;
વરસ અષ્ટાદશકેરો થયો ત્યારે રમતો હતો આ વન. ૧૧
ત્યારે એક સમે વન દેવી આવી, ભક્ષણ મુજને કીધો;
પિતાએ જાણ્યું તવ ક્રોધ કરીને, ઘોર શાપ તે દીધો. ૧૨
આ વન બળીને ભસ્મ થજો જે, થયું વિપરીત આચર્ણ;
આ વનમાં કોઈ પ્રાણી આવે તે નિશ્ચે પામજો મર્ણ. ૧૩

તે શાપે કરીને ભસ્મ થયું વન, હું થયો બ્રહ્મરાક્ષસ રૂપ;
ભોજન બારલગી જીવહિંસા, કરતો કર્મ કરૂપ. ૧૪
મુજ નિમિત્ત જે વન બળીયું, થયો અનેક જીવનો નાશ;
તે પાતક મારે શિર બેઠું, એ અકળ ગતિ અવિનાશ. ૧૫
તે આજ તમારા દરશનથી હું, પામ્યો ગતિ મહારાજ;
જે અરથે કરી તમે જાઓ છો,સિદ્ધ થશે તમ કાજ. ૧૬
એવું કહી ગયો ભુવન પોતાને, દંડી ઋષિનો પુત્ર;
પછી વાનર સરવે ભૂખ્યા થયા, કંઇ આહાર મળ્યો નહિ સૂત્ર.
તે દગ્ધવનમાં કંઇયે મળે નહિ, પત્ર ફૂલ ફળ મૂળ;
આહાર ખોળતા ફરતા સરવે, કપિ થયા વ્યાકુળ. ૧૮
તે વન બહાર એક વિવરજ આવ્યું, દીઠું ગુફાનું મુખ;
પંખી નીકળે પેસે તેમાં, તે જોઇ પામ્યા સુખ. ૧૯
પ્રવેશ્યા સરવે તેહ વિવરમાં, થયા આગળ હનુમંત;
ત્યારે કપિ સર્વે ત્યાં પડયા તતક્ષણ, થઇને મુર્છાવંત. ૨૦
પછે પોતાના પુંછવડે કરી, બાંધ્યા હનુમંતે તેણીવાર;
ત્યારે આગળ જાતાં પ્રકાશજ આવ્યો, વન એક શોભા અપાર.
ત્યારે સાવચેત થયા મારુત સ્પર્શે, કપિ સહુ ચાલ્યા જાય;
જેમ સંતની પુંઠે મુમુક્ષુ ફરે, એમ મારુતિ પુંઠે પળાય. ૨૨
ત્યારે આગળ જાતાં કનકનાં મંદિર, સુંદર શોભા વિશાળ;
તે જોઈ કપિ સહુ વિસ્મે પામ્યા, રચના દીઠી રસાળ. ૨૩
એટલે એક ખેચરી આવીને, ઉભી તેણે ઠામ;
દેવકન્યા અતિ સુંદર રૂપે, સુપ્રભા તેનું નામ. ૨૪
ત્યારે અંજનીપુત્રે પૂછયું તેને, કહે બાઇ તું છે કોણ;
આ મણિજડિત્ર સોનાનાં મંદિર, કોણતણાં નિરવાણ. ૨૫
ગુફામાંહે કંચનનાં મંદિર, કોણ રહેતું એ માંહે;
બીજું કોઈ દેખાતું નથી, તું એકલી કયમ છે આંહે. ૨૬

વલણ

આંહી કેમ રહી છે તું એકલી, તે કહેને સત્ય વચન રે;

પછી સુપ્રભા વળતી ઉચ્ચરે, તમે સાંભળો મારુત તન રે. ૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे दग्धवने ब्रह्मराक्षस मोक्षणार्थं वानराणाम् गुहाप्रवेशोनाम दशमोऽध्यायः॥

# અધ્યાય ૧૧ મો

રાગ ધન્યાશ્રી

ખેચરી બોલી સુણ કપિરાજજી, વાત પૂરવની કહું મહારાજજી;
અસુરએક રહેતો મયાસુર નામજી,તે તપ કરતો આણે ઠામજી.

ઢાળ

આ ઠામ તપ કરતો હતો, તે મયાસુર બળવંત;
તેણે આરાધન કર્યું બ્રહ્માનું, પ્રગટયું તપ તેજ અનંત. ૨
ત્યારે ચિંતાતુર થઈ વિધિ આવ્યા, શું માગશે વરદાન;
આવી આપ્યું દર્શન અસુરને, ત્યારે બોલીયો બળવાન. ૩
વરદાન આપો વિધિ મુને, ત્યારે બ્રહ્માએ કહી વાણ;
નથી થયું તપ હજુ પૂરણ તારૂં, માટે સુણ નિરવાણ. ૪
હવે આજથી તું ગુપ્ત રહી તપ, સાધ નિર્મળ મન;
છાનો રહે તું ગુફામાં જયમ, જાણે નહિ કો જન. ૫
એવું કહી વિધિયે વિવર રચિયું, વન સરોવર સાજ;
કર્યા મહેલ કનકતણા, અસુરને રહેવા કાજ. ૬
મયદૈત્યને રાખ્યો અહીં, પછે વિધિ બોલ્યા વાણ;
આ વિવર બાહેર નીકળે તો, જાએ તારા પ્રાણ. ૭
ગયા પ્રજાપતિ એવું કહી, રહ્યો અસુર આણે ઠાર;
તેણે બ્રહ્મા કેરૂં કપટ જાણ્યું, કર્યો મન વિચાર. ૮
જો વિવર બાહેર નીકળું તો, મરણ પામું આપ;
મુજ તપ થકી વિધિ આવિયા, ઉલટો દીધો શાપ. ૯
માટે ક્ષય કરૂં સહુ દેવનો, અસુરની વૃદ્ધિ થાય;
એવું વિચારીને મંત્ર મેલા, જપંતો મહાકાય. ૧૦
તે જાણતો તો મંત્ર બહુ, આસુરી વિદ્યા એવ;
કલ્યાણ ઇચ્છે અસુરનું, પામે પરાજય દેવ. ૧૧

તે ઇન્દ્રે જાણ્યું કાજ વિપરીત, ગયો બ્રહ્મા પાસ;
એક હેમ કન્યા કરી વિધિએ, નામ હેમા તાસ. ૧૨
મહા રૂપવંત રસાળ ભૂષણ, એવી નિરખી નાર;
તે કન્યા લેઈ ઇન્દ્ર આવ્યો, વિવર કેરે દ્વાર. ૧૩
કન્યા પ્રવેશી વિવરમાં, બારણે ઉભો ઇન્દ્ર;
અસુરે દીઠી સુંદરી, મૃગલોચની મુખચંદ્ર. ૧૪
તે મયાસુર મોહ પામીયો, જોઈ રંભા રૂપ પ્રમાણ;
હે સુંદરી વર્ય મુજને, એમ અસુર બોલ્યો વાણ. ૧૫
ત્યારે કન્યા કહે બારણે ચાલો, વરૂં તમને આજ;
એવું સાંભળતામાં ઉઠીયો, જાણે થયું મારૂં કાજ. ૧૬
તેને મકરધ્વજનાં બાણ વાગ્યાં, થયો કામે અંધ;
ભૂલ્યો વચન બ્રહ્મા તણું, નવ જાણ્યો મરણ સંબંધ. ૧૭
બારણે આવ્યો કન્યા વરવા, અસુર કામી જેહ;
ત્યારે ઇન્દ્રે માર્યું વજ્ર શિરમાં, મરણ પામ્યો તેહ. ૧૮
પછે હેમાને રાખી ઇહાં, હું દેવકન્યા સાથ;
મુને અનુચરી સોંપી કરી, ગયો સ્વર્ગમાં સુરનાથ. ૧૯
કેટલા દિન હેમા રહી, પછે જાવા માંડયું બહાર;
તે કન્યા પ્રત્યે કર જોડીને, મેં પૂછીયું તતકાળ. ૨૦
મુને મૂકીને કયમ જાઓ છો, એકલી આણે ઠાર;
શી ગતિ થાશે માહરી, એવું સુણી બોલી નાર. ૨૧
થોડા દિવસમાં રામ કેરા, દૂત મળશે સત્ય;
પછી દર્શન કરજે રામનું, ત્યારે પામીશ તું સદ્દગત્ય. ૨૨
એવું કહી તે કન્યા ગઈ, વિધિલોકમાં નિરધાર;
તે દિવસની હું રહી છું, એકલી આણે ઠાર. ૨૩
તમો દૂત શ્રીરઘુવીરના, મેં ઓળખ્યા થયું કામ;
તમ વિના કો બીજા થકી, નવ અવાયે આ ઠામ. ૨૪
કહો વીર કયાં છે રામજી, મુને મેળવો મહારાજ;
કલ્યાણ થાયે માહરૂં, જો કરૂં દર્શન આજ. ૨૫
હનુમંત કહે ઋષિમુક ઉપર, બિરાજે શ્રીરામ;

અનેક સેવક સેવતા, ભક્તના પૂરણ કામ. ૨૬
પછે સુપ્રભાએ કર્યું પૂજન, દિવ્ય ફળ જળ આહાર;
સર્વે કપિ સંતોષિયા, તૃપ્ત થયા તેણીવાર. ૨૭
હનુમંત કહે બાઇ દેખાડો, મારગ જવાનો જેહ;
ત્યારે સુપ્રભા કહે નેત્ર મીંચો, થશે કારજ એહ. ૨૮
ત્યારે સહુ કપિએ નેત્ર મીંચ્યાં, મંત્ર ભણીયો ધીર;
ક્ષણમાંહે આવી રહ્યા, ઉભા સિંધુ કેરી તીર. ૨૯
લોચન ઉઘાડયાં ત્યાહરે, દીઠો સિંધુ શત જોજન;
પેલી ગુફા નારી ન દીઠી, આશ્ચર્ય પામ્યા મન. ૩૦
સંસાર દુઃખવેષ્ટિત પ્રાણી, વિકળ થાયે જેમ;
તેને જ્ઞાન આપી ગુરુ બારણે કાઢે, કરે સુખીયો તેમ. ૩૧
એ પ્રકારે કપિ સર્વ ઉભા, જલનિધિને તીર;
તે કૃપા માની રામની, મન કર્યું નિશ્ચે વીર. ૩૨
પેલી સુપ્રભા તજી વિવર ચાલી, આવી રઘુવર પાસ;
સાષ્ટાંગ નમી રામને ચરણે, સ્તુતિ કરી સુખરાશ. ૩૩
ઉપદેશ તેને કર્યો પ્રભુએ, આપ્યું જ્ઞાન અભેદ;
તેને બદ્રિકાશ્રમ મોકલી, પ્રગટયો હૃદે નિર્વેદ. ૩૪
તે ધ્યાન ધરી થોડા દિવસમાં, પામી પદ નિર્વાણ;
હવે સિંધુ તીરે કપિ ઉભા, વિચાર કરતા જાણ. ૩૫

વલણ

વિચાર કરતા કપિ સર્વે, દીઠો સિંધુ શત જોજન રે;
નવ પામ્યા શુદ્ધિ સીતાની, ઘણી ચિંતા પ્રગટી મન રે. ૩૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे सुप्रभाया श्रीरामचंद्रदर्शनार्थं बद्रिकाश्रमप्रवेशो नाम एकादशोऽध्यायः॥११॥

# અધ્યાય ૧૨ મો

રાગ સારંગ

હાવે સિંધુ તીરે કપિ સર્વે ઉભા, ચિંતા કરતા મન;
કહો ભાઇ હાવે કેમ કરીશું, આવ્યો સાગર શત જોજન. ૧

સીતાની કાંઇ શુદ્ધિ જડી નહિ, વાટ જુવે છે રામ;
આપણે પાછું જવાય નહિ ત્યાં, કર્યા વિના એ કામ. ૨
વળી કાયર થઇ જો પાછા જઇએ,તો દેખાડીએ શું મુખ;
તે કરતાં મરવું એ ઉત્તમ, સહેવાય નહિ તે દુઃખ. ૩
એવું વિચારી કાષ્ઠ એકઠાં, કરીયાં તેણીવાર;
સરવ કપિ બળવા થયા ઉભા, અગ્નિ મૂકયો તે મોઝાર. ૪
ત્યારે જાંબુવાન કહે સાંભળો ભાઈ,એમ સહસા ન તજીયે પ્રાણ;
ધીરજ રાખો એમ કરતાં થશે, અપકીર્તિ નિર્વાણ. ૫
ત્યારે મારુતિ કહે જાંબુવાન તમો, વૃદ્ધ છો માટે આજ;
જો કાંઇ સુઝ બતાવો અમને, તો થાયે રૂડાં કાજ. ૬
ત્યારે રીંછપતિ હનુમંતને કહે, તમો રામકૃપાના પાત્ર;
તમથી કામ થશે નિશ્ચે, સહુ દૂર જશે દુઃખમાત્ર. ૭
વળી મુદ્રિકા રામે આપી તમને, અમર કરી છે કાય;
માટે વિઘ્ન કશું નડશે નહિ તમને, નિર્ભે કારજ થાય. ૮
એવાં વચન સુણીને અગ્નિ ચેતાવ્યો, મારુતિએ તેણીવાર;
પરીક્ષા જોવા માટે પ્રવેશ્યા, અગ્નિમાં વાયુકુમાર. ૯
પણ આંચ ન લાગી અંગ કપિને, રામ ભજન પરતાપ;
જેના નામ થકી ટળે ત્રિવિધ, ભવના ભૌતિક તાપ. ૧૦
એમ હનુમંતે ત્રણવાર ઝંપાવ્યું, બળવા અગ્નિમાંહે;
પણ રામ કૃપાએ થયા તે શીતળ, આંચ ન લાગી ત્યાંહે.૧૧
તે સમે સર્વે જેજેકાર કર્યો ને, ચાંપ્યા હૃદે હનુમંત;
તમ જેવો પૃથ્વીમાં બીજો, નથી કોઈ બળવંત. ૧૨
એટલે અરુણનો પુત્ર સંપાતિ, આવ્યો તેણે ઠાર;
ક્ષુધાતુર મુખ પહોળું કરી આવ્યો,કરવા કપિનો આહાર.૧૩
તેને જોઈ સહુ રામ સ્મરણ કરી, કહેતા પરસ્પર વાત;
આ જટાયુ જેવો પંખી દીસે ભાઈ, જાણે એનો ભ્રાત. ૧૪
એવાં કપિનાં વચન સુણ્યાં ગીધે, નવી પાંખો ફુટી તેણીવાર;
ત્યારે હરખી સંપાતિ આવ્યો સહુને, પાયે લાગ્યો નિરધાર. ૧૫
તમો રામ દૂત ઓળખ્યા મેં નિશ્ચે, ક્યાં છે કહો રઘુનાથ;

જટાયુ બંધુ મારો છે તે તમે, શું જાણો છો ભ્રાત. ૧૬
ત્યારે કપિવર કહે તે જટાયુને માર્યો, રાવણે યુદ્ધ કરી જાણ;
તાતના જેવી ક્રિયા કરી રામે, આપ્યું પદ નિરવાણ. ૧૭
જ્યારે મરણ સાંભળ્યું બંધુ તણું ત્યારે, સંપાતિ રોવા લાગ્યો;
અરે ભાઇ ગયો મળ્યા વિના, મારે તારો વિયોગ ન ભાગ્યો.
એમ ઘણા વિલાપ કર્યા સંપાતિએ, સંભારી નિજ વીર;
પછી આશ્વાસન કરી છાનો રાખ્યો, કપિએ આપી ધીર. ૧૯
ત્યારે સંપાતિ કહે અરુણ પુત્ર અમો, બંધુ બે બળવાન;
બાળપણામાં ઉડયા, સુરજ મંડળ જોવા માન. ૨૦
જ્યારે તેજે દાઝવા લાગ્યા ત્યારે, જટાયુ પાછો વળીયો;
હું મમતે કરી ગયો રવિમંડળ લગી, પાંખો મારી બળીયો.
પછે વ્યાકુળ થઇને પડીયો ત્યાંથી, પૃથ્વી ઉપર તેણીવાર;
પાંખો બળી તેણે પીડા પામ્યો, પ્રગટયું દુઃખ અપાર. ૨૨
પેલા પરવતમાં એક મુનિવર રહે છે, ચંદ્ર ઋષિ તેનું નામ;
હું જઇ તેને ચરણે લાગ્યો, સ્તુતિ કરી તે ઠામ. ૨૩
ત્યારે મુજને જોઇને દયા મન આવી, પ્રસન્ન થયા મુનિનાથ;
તતક્ષણ મુજને શીતળ કરીયો, મસ્તક મૂકી હાથ. ૨૪
ત્યારે ચંદ્ર ઋષિ કહે રામદૂત જ્યારે, આવશે સિંધુ તીર;
ત્યારે ઉગશે તુજને નવી પંખ, તેનું દર્શન કરતાં વીર. ૨૫
તે દિવસનો હું આંહી રહું છું, જોતો તમારી વાટ;
આજ મુને નવી પાંખો આવી, તે તમ દર્શન માટ. ૨૬
હવે કહો કપિવર કયાં જાઓ છો, કરવાને શું કાજ;
તમે મને ઉપકાર કર્યો, માટે કહો મુજ સરખું કાજ. ૨૭

વલણ

કાંઇ કાજ કહો મુજ સરખું મુનિવર, કયમ આવ્યા આ ઠાર રે;
એવાં વચન સાંભળી સંપાતિનાં, પછે બોલ્યા અંજનીકુમાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे
समुद्रतीरे वानरसंपातिसमागमो नाम द्वादशोऽध्यायः ॥१२॥

# અધ્યાય ૧૩ મો

રાગ સામેરી

હનુમંત વળતા બોલિયા, સુણ સંપાતિ દ્વિજ રાજ;
અમો નિકળ્યા છું કપિ સહુ, રઘુવીર કેરે કાજ. ૧
સીતા પ્રિયા શ્રીરામની, કરી ગયો દશાનન હર્ણ;
તેની શુદ્ધિ અર્થે અમો આવ્યા, શોધતા ગિરિ અર્ણ. ૨
તે શુદ્ધિ કંઇ પામ્યા નહિ માટે, થાય ચિંતા અપાર;
ત્યારે સંપાતિ કહે સાંભળો, મુજ વચન વાયુકુમાર. ૩
એ પેલી લંકા હું દેખું છું, બેટ સિંધુ માંહે;
આંહાં થકી શત જોજન છે, કરે રાજ રાવણ ત્યાંહે. ૪
ત્યાં જાનકી ધ્યાનસ્થ બેઠાં, અશોક વન મોઝાર;
મુજ પૃષ્ઠ ઉપર બેસો સહુ, લેઈ જાઉં ત્યાં નિરધાર. ૫
આ પરવતમાં મુજ પુત્ર છે, શત એક બળિયા જાણ;
તેને બોલાવી તમને પહોંચાડું, લંકામાં નિરવાણ. ૬
સુણી વચન સંપાતિનાં સર્વે, કર્યો મન વિચાર;
અપકીર્તિ થાયે આપણી, જો એ ઉતારે પાર. ૭
ત્યારે રીંછપતિ કહે ગીધને, કરી અમને આજ્ઞા રામ;
માટે સરળ પંથ દેખાડો અમને, થાયે રૂડું કામ. ૮
ગીધ કહે આ મલયાચળ ગિરિપર, તરુ પ્રૌઢ સઘન;
ચંદન કેરૂં વૃક્ષ છે તેની, શાખા શત જોજન. ૯
તે ડાળ લંકામાં પ્રવેશી, તેની ઉપર થઇને જવાય;
પણ નાગ વિંટયા છે ઘણા, શીતળ થવાને કાય. ૧૦
વિખ જ્વાળ તે નાખે ઘણી, તમો નવ જવાયે ત્યાંહે;
શત જોજન સિંધુ ઓળંગો તો, જાઓ લંકા માંહે. ૧૧
એવું કહી નમસ્કાર કરી ગીધ, ગયો નિજ આશ્રમ;
પછી કપિ સરવે વિચારતા, કહો હવે કરવું કયમ. ૧૨
મારુતિ કહે ઓ રૂક્ષપતિ, હું પૂછું તમને વાત;
કહો બળ તમારૂ કેટલું, કંઈ કારજ કરૂં સાક્ષાત. ૧૩

જાંબુવાન વળતા બોલિયા, મુજ બળતણો નહિ પાર;
પણ ક્ષીણ પામ્યું જોર મુજ તે, કહું સત્ય વિચાર. ૧૪
જે સમે બળીને ઘેર વામન, ત્રિવિક્રમ ભગવાન;
વિરાટ રૂપ ધર્યું તદા, બ્રહ્માંડ અખિલ સમાન. ૧૫
તે સમે હું ને વૈદ સુષેણ, બળિયા બે વિખ્યાત;
એક દિવસમાં વૈરાટની, પ્રદક્ષિણા કરી સાત. ૧૬
તે દિવસનું બળ ઘટયું મારૂં, કહું બીજી પેર;
હું મેરુ ઉપર ગયો એક દિન, મમતથી મદ ભેર. ૧૭
મન વિચાર્યું રથ ઝાલું રવિનો, તલપ મારી ત્યાંહે.
તે રવિતણા રથ ચક્રની; લાગી ઝપટ પદમાંહે. ૧૮
તે દિવસના થયા બાદલા પગ, ઘટયું સામ્રથ કામ;
હાવે થયો હું વૃદ્ધ માટે, ન ચાલે મુજ હામ. ૧૯
હાવે તમારૂં પ્રાક્રમ કહો, અંજની સુત બળવંત;
કહો તમો ઉંડા કેટલું, ત્યારે બોલિયા હનુમંત. ૨૦
જ્યારે જન્મ મારો થયો ત્યારે, ભૂખ લાગી તાસ;
રવિબિંબને ફળ જાણીને, હું ઉડયો કરવા ગ્રાસ. ૨૧
ગયો રવિ મંડલ લગી હું, એક ફાળથી ઉત્કર્ષ;
સંજોગ તે દિન ગ્રહણનો, આવ્યો રાહુ કરવા સ્પર્શ. ૨૨
મેં જાણ્યું એ ફળ લેશે મારૂં, કર્યું જુદ્ધ સંદેહ;
પછી સિંહિકા સુતને મારિયો, ગયો ઈંદ્ર પાસે તેહ. ૨૩
તેની પક્ષ કરીને ઈંદ્ર આવ્યો, લઇ સૈન્ય અપાર;
ઘણું જુદ્ધ તે સાથે કર્યું, તેને મનાવી હાર. ૨૪
તે સમે હું વરદાન પામ્યો, થયા દેવ પ્રસન્ન;
મુજ અધિક બળ વાધ્યું તદા, થયો વર થકી બળવંત. ૨૫
એવાં વચન સુણી હનુમંતનાં, બોલિયા જાંબુવાન;
તમ પરાક્રમનો પાર નહિ, નવ થાય કોણે માન. ૨૬
પણ મિત્ર સુગ્રીવ તમારો, તે થયો મહા દુઃખવંત;
ત્યારે શામાટે માર્યો નહિ, કહો વાલીને હનુમંત. ૨૭
નગરમાંથી કાઢી મૂકયો, હતા આપણ સાથ;

ત્યારે તમો કેમ સાંખી રહ્યા, દુઃખીયો થયો કપિનાથ. ૨૮
ત્યારે વાલી સાથે કેમ ન ચાલ્યું, કહો એ અભિપ્રાય;
તમ થકી નહોતો એ બળી શું, તમે નવ જીતાય. ૨૯

વલણ

નવ જીતાયો વાલી શામાટે, કહો મુજને વૃત્તાંત રે;
એવાં રીંછપતિનાં વચન સુણીને, બોલ્યા શ્રી હનુમંત રે.૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकथारायां किष्किंधाकांडे जांबुवानहनुमानसंवादे बलकथनं नाम त्रयोदशोऽध्यायः ॥१३॥

# અધ્યાય ૧૪ મો

રાગ સામેરી

હનુમંત વળતા બોલિયા, સુણો રીંછપતિ વિખ્યાત;
સંદેહ નિવારૂં હું તમારો, કહું બાળપણાની વાત. ૧
વનમાંહે હું ફરતો સદા, ત્યાં મુનિતણા આશ્રમ;
હું નિત્યે હેલણ કરૂં તેનું, સમજું નહિ કંઇ મર્મ. ૨
પાત્ર ફોડું મુનિતણાં વળી, ફાડું વનકુળ ચીર;
આશ્રમ લઇ જાઉં ઉંચલી, વળી મૂકું સાગરતીર. ૩
એમ બાળચેષ્ટા કરૂં નિત્યે, અકળાયા સહુ બ્રહ્મ;
સરવે મળી એક ગિરિ ઉપર, રહ્યા કરી આશ્રમ. ૪
એક સમે હું ગયો વળતો, નિશામાં તે ઠાર;
તે ગિરિ લીધો કર વિષે, જઈ મૂકયો સાગર પાર. ૫
જ્યારે પ્રભાતે ઉઠયા મુનિ, ત્યારે નવ દીઠું તે વન;
ચોફેર સાગર ઘુઘવે, જોઇ શોચ પામ્યા મન. ૬
એ કપિએ કાયર કર્યા, શો ઉપાય કરીએ આપ;
એને બ્રહ્માનું વરદાન છે, માટે ન લાગે શાપ, ૭
તે સર્વમાં એક મુખ્ય મુનિ, શક્તિ ઋષિ તેનું નામ;
સહુ વિપ્રને ધીરજ આપી, ગયા વિધિને ધામ. ૮
કહ્યું દુઃખ સર્વે પ્રજાપતિને, મુનિવરે તેણીવાર;
અંજની સુત દુઃખ દે ઘણું, તે પીડે અમને અપાર. ૯

વિષ્ણુએ ચિરંજીવી કર્યો માટે, થયો નિર્ભય આપ;
વરદાન વળી આપ્યું તમો, માટે ન લાગે શાપ. ૧૦
હવે શું કરીએ પિતામહ, રહીએ જઈ કોણ ઠાર;
એ અમારી કેડે પડયો, કપિ રુદ્રનો અવતાર. ૧૧
ત્યારે બ્રહ્મા કહે શક્તિ ઋષિ, ઉપાય કહું એક જાણ;
એને શાપ દો વરરૂપ જેવો, લાગશે નિરવાણ. ૧૨
એવું સુણીને મુનિવર આવિયા, હું હતો જેણે ઠાર;
મુજ સાથે બોલ્યા ક્રોધ કરી, શક્તિ ઋષિ તેણીવાર. ૧૩
રઘુવંશ માંહે પ્રભુ પ્રગટયા, નારાયણ નિરધાર;
સ્થાપન કરવા ધર્મનું, હરવા ભૂમિનો ભાર. ૧૪
તે અવધપુર પતિ રાય, દશરથપુત્ર શ્રીરઘુવીર;
તે પાળવા પિતુવચન વનમાં, આવશે રણધીર. ૧૫
તે થશે સ્વામી તાહરા, કરશે કૃપા સુર;
તું થઇશ સેવક તેતણો, ત્યારે વાધશે બળપુર. ૧૬
અરે સુણ કપિવર કહું તને, એ સત્ય વાણી મુજ;
તને રામજી મળતાં લગી, બળ ક્ષીણ રહેજો તુજ. ૧૭
ત્યાંલગી રહેજો ગુપ્ત બળ, તું નહિ પામે રણ જીત;
એવાં વચન સુણી મુનિવરતણાં, ત્યારે ઉપની મુને પ્રીત. ૧૮
તે શાપ મેં વર માનીયો, ઘણું હરખ્યો મનમાંહ્ય;
મુજ માતાએ પૂર્વે કહ્યુંતું, વચન મળીયું ત્યાંહ્ય. ૧૯
પછે કિષ્કિંધામાં આવીને રહ્યો, સુગ્રીવ કેરી પાસ;
અનુદિન પંથ નિહાળતો રહું, સ્વામી મળવા આશ. ૨૦
મુનિ વચન માટે વાલીને, નવ મરાયો નિરધાર;
એ સંદેહ ટાળ્યો તમતણો, કહ્યો પૂરવનો વિસ્તાર. ૨૧
હવે સ્વામી શ્રીરઘુવીર મળિયા, કરી કરુણા પ્રેમ;
માટે વિજય પામું સર્વ ઠામે, થાય મંગળ ક્ષેમ. ૨૨
એ કથા કહેતા વારમાં, બળ વાધ્યું રામ કૃપાય;
હવે કાળ જીતી વશ કરું તો, ઇતર શું કહેવાય. ૨૩
જેની ઉપર રામ કૃપા કરે, થાય નિર્બળ તે બળવાન;

તરણ તોડે વજ્રને, જો સહાય શ્રી ભગવાન. ૨૪

વલણ

ભગવાન જેને સહાય કરતા, તેનાં સંકટ દૂર પળાય રે;
જાંબુવાનને હનુમંત કહે, એ રામ કૃપા મહિમાય રે. ૨૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे जांबुवानप्रति हनुमता स्वचरित्रकथनं नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

# અધ્યાય ૧૫ મો.

રાગ મેવાડો

શ્રોતાજન સહુ સુણજો ભાવે, હનુમંત ચરિત્ર પ્રબંધજી;
અન્ય પુરાણમાં એહ કથા છે, શકિત ઋષિનો સંબંધજી. ૧
હાવે અંજનીસુતનો મહિમા જાણ્યો, કપિ સહુ લાગ્યા પાયજી;
તમથી કામ થશે એ નિશ્ચે, બીજા થકી નહિ થાયજી. ૨
તમો રામના પરમ પ્રિય છો, સેવક ભક્ત અનન્યજી;
વળી મુદ્રિકા પોતાની આપી છે તમને, રામે વિચારી મનજી.
માટે તમો એ કારજ કરશો, અમને થયો વિશ્વાસજી;
એમ કહી સહુ પાયે લાગ્યા, સ્તુતિ કરતા જ્યમ દાસજી. ૪
ત્યારે રામનું સ્મરણ કર્યું હનુમંતે, ધ્યાન ધર્યું એક મનજી;
રઘુપતિ રૂપ રુદેમાં રાખી, મારુતિ બોલ્યા વચનજી. ૫
સુણો ભાઇ હું જાઉં છું નિશ્ચે, લાવું સીતાની શોધજી;
પંથ વિષે કાંઈ નહિ થાય મારો, રામકૃપાએ રોધજી. ૬
જ્યાંલગી હું જઈ આવું ઓળંગી, સાગર શત જોજનજી;
ત્યાંલગી રહેજો તમો આ ઠામે, ધીરજ રાખી મનજી. ૭
કરી ગર્જના એવું કહી થયા, તત્પર તેણીવારજી;
એક મહેંદ્ર પર્વત ઉપર ચઢીને, ઉભા વાયુકુમારજી. ૮
સહુ કપિને કહે ચારે પાસે, ઝાલો ગિરિ મહાકાયજી;
હું ઉડું ત્યારે ડગે નહિ જ્યમ, લાગશે પદ પડધાયજી. ૯
ત્યાં ઉભા સ્મરણ કરે રઘુપતિનું, ચિંતવ્યો દક્ષિણ પંથજી;
ચિત્ત એકાગ્ર કરીને ધ્યાનમાં, રાખ્યા જાનકીકંથજી. ૧૦

જુવે દેવતા રહી આકાશે, કરે પરસ્પર વાતજી;
એ મારુતિ સીતાની શોધ લેવાને,જાય છે બળ વિખ્યાતજી.
હાવે જળનિધિ ઓળંગી જાશે, અંજની સુત બળવંતજી;
સીતાની શોધ લાવશે વળતા, ચડશે શ્રીભગવંતજી. ૧૨
એ કથા સુંદરકાંડમાં, આગળ કહેવાશે વિસ્તારજી;
રઘુપતિ કેરા જશ પાવન, શત કોટી ચરિત્ર અપારજી. ૧૩
જે શીખે ગાય સુણે ભણે કરે મનન, ધ્યાન ને વખાણજી;
આ લોકે સુખ પામે ઘણું, પરલોકે ગતિ નિરવાણજી. ૧૪
શ્રીરઘુવીર કૃપા કરે તેને, જે કરે એ અભ્યાસજી;
નિર્મળ જશ જુગમાં થાય તેનો, પહોંચે મનની આશજી. ૧૫
આવો મનુષા દેહ નહિ આવે ફરીને, દેવને દુર્લભ જેહજી;
સકળ કર્મ તન કરવા સમરથ, દ્વાર મોક્ષનું એહજી. ૧૬
દેહ ધરી જેણે સુણી ન હરિકથા, ભજ્યા નહિ ભગવાનજી;
આત્મહત્યારો જાણવો તેને, જીવતા પ્રેત સમાનજી. ૧૭
ચોથો કાંડ જે કિષ્કિંધા કર્યો, પૂર્ણ યથામતિ એહજી;
પદ ચારસેં પૂરાં વળી, અધ્યાય પંચદશ જેહજી. ૧૮
હવે સુંદરકાંડ કહેવાશે નિર્મળ, સુણજો શ્રોતાજનજી;
સાદર શ્રદ્ધાએ કરી પ્રેમે, રામચરિત્ર પાવનજી. ૧૯

છંદ

પાવન જશ રઘુવીરના, જે સુણે નરનારી સદા;
તે શુભ પદારથ ચાર પામે, દુઃખી નવ હોયે કદા. ૧
ત્રય તાપનો પરિતાપ વામે, સુખ પામે અતિ ઘણું;
આદરે અવલંબન કરે, નિત્યમેવ રામકથાતણું. ૨
કળિમાંહે સાધન ક્ષીણ પામ્યાં, જોગ જપ તપ નવ સધે;
હરિ નામ મહિમા બળ ઘણું, દિન દિન પ્રતાપ અધિક વધે.
તે માટે તન મન ધન અરપી, સુધા સેવો હરિકથા;
કલ્યાણ કરતા પાપ હરતા, રામના ગુણ સર્વથા. ૪
તજી આશ અવર ઉપાશ, ઇંદ્રિયવિષય મમતા પરહરો;
અવિનાશ કેરા દાસ થઈ, ભવનાશ હરિગુણ વિસ્તરો. ૫

ધરી મનુષદેહ સનેહ, શ્રીરઘુવીર સાથે જે કરે;
તે અખિલ પાપવિમુક્ત થઇને, ભવ સાગર સેહેજે તરે. ૬
જે જીવનમુક્તા બ્રહ્મપર, પણ હરિચરિત્ર તજે નહિ;
કરે અનાદર હરિકથાનો, તેને પશુથી ગણવો સહિ. ૭
અપ વર્ગ સ્વર્ગ થકી ઘણું, સુખ ભક્તિમાં કહે છે મુનિ;
વળી અન્ય સાધનથી અધિક જે, રામનામ તણી ધુનિ. ૮
એ અધિકતા હરિકથાની તે, પુરાણ નિગમાગમ કહે;
ધન્ય ધન્ય તે જન દાસ ગિરિધર,હરિચરણ શરણ સદા રહે.૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां किष्किंधाकांडे समुद्रोल्लंघनार्थे हनुमत् महेंद्राचलारोहणं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

इति श्रीकिष्किंधाकांडःसमाप्तः॥



# ॥ अथश्रीसुंदरकांडः प्रारंभः ॥

## અધ્યાય ૧ લો

રાગ ધન્યાશ્રી

શ્રીપતિ સુંદર સુખના ધામજી, ભક્તવત્સળ પ્રભુ પૂરણ કામજી;
મંગળદાયક લાયક નામજી, સમરણ કરતાં આપે અભિરામજી.

ઢાળ

અભિરામ થાયે નામ લેતાં, પામે અવિચળ ઠામ;
એવા પુરુષોત્તમ પદ કમળ જુગને, નમી કરૂં પરણામ. ૨
સહુ ભગવતી સંતને વંદુ, કવિ મોટા જેહ;
હોય દોષ પ્રાકૃત કાવ્યમાં કાંઈ, ક્ષમા કરજો તેહ. ૩
ચરિત્ર કહું રઘુવર તણાં જે, પાવન રામ કથાય;
મુજ વાણી પહોંચે જેટલી, તેટલું મેં કહેવાય. ૪
બાળકાંડ ને અયોધ્યા, આરણ્ય કિષ્કિંધાય;
એ કથા પૂરણ કહી હવે, સુંદરકાંડ કથાય. ૫
જય જાનકીવર જગતપતિ, કાકુત્સ્થ કુળના દીપ;
દશરથ સુવન કરુણાનિધિ, જય અવધનાથ અધિપ. ૬
આજ્ઞા પિતાની પાળવા, નીકળ્યા વનમોઝાર;
સંગે લક્ષ્મણ જાનકી લેઈ, ચાલ્યા જુગદાધાર. ૭
ચિત્રકૂટમાં કેટલા દિન રહી, ગયા દંડક વન માંહે;
પછે પંચવટીમાંહે વસ્યા ગોદાવરી ત્રટ જ્યાંહે. ૮
રાવણે હરણ કર્યું તદા, સીતા તણું તેણીવાર;
તેની શોધ કરવા રામ લક્ષ્મણ, નીકળ્યા નીરધાર. ૯

ઋષિમુખ પર્વત આવિયા, ત્યાં મળ્યા રુદ્ર સ્વરૂપ;
સુગ્રીવ સાથે મૈત્રી કીધી, માર્યો વાલી ભૂપ. ૧૦
રાજ્ય આપ્યું સુગ્રીવને, તાંહાં રહ્યા શ્રીજુગદીશ;
પછે શોધ સીતાની કરવા, મોકલ્યા બહુ કીશ. ૧૧
દક્ષિણ દિશામાં મોકલ્યા, ખટ કપિ મહાબળવંત;
નળનીલ જાંબુવાન અંગદ, રષભને હનુમંત. ૧૨
તે આવીયા સાગર ત્રટે, ઉભા થઇ દિંગમૂઢ;
તે સિંધુ શત જોજન છે, ગંભીર મહાગતિ ગૂઢ. ૧૩
હનુમંતની સ્તુતિ કરી સરવે, વિનવ્યા તેણીવાર;
તમ વિના એ કોણ ઓળંગે, બળવંત વાયુકુમાર. ૧૪
કૂદવા સાગર થયા સત્વર, મારુતિ તતખેવ;
મહેન્દ્ર પર્વત ઉપર ચઢીને, ઉભા મહાબળી દેવ. ૧૫
ગત કાંડમાં એ કથા કહી તે, કરી સકળ વિસ્તાર;
વાલ્મિકી નાટકતણો સંમત, મેળવી નિરધાર. ૧૬
હાવે સુંદર કાંડ કથા કહું, હનુમંત લાવ્યા શુદ્ધ;
પછે સૈન્ય લઈ રઘુવર ચઢયા, અસુરશું કરવા યુદ્ધ. ૧૭
સિંધુ ઉપર પાજ બાંધી, ઉતર્યા પેલે તીર;
ત્યાં વિભીષણ આવી મળ્યો, રાવણ તણો જે વીર. ૧૮
એ કથા સુંદર કાંડ માંહે, કહેવાશે વિસ્તાર;
રઘુવીર જશ વરણન કરૂં, તે યથામતિ અનુસાર. ૧૯
માટે શ્રોતાજન સાવધાન થઇને, સુણો રામચરિત્ર;
જે શ્રવણ મંગળ હૃદે અમૃત, અખિલ પુણ્ય પવિત્ર. ૨૦

વલણ

પવિત્ર થાયે ચરિત્ર સુણતાં, પાવન જશ રઘુરાય રે;
કર જોડીને કહે દાસ ગિરિધર, સુંદર કાંડ કથાય રે. ૨૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे प्रथमोऽध्यायः

# અધ્યાય ૨ જો

રાગ સામેરી

હાવે શ્રોતાજન સાવધાન થઇને, સુણો રામ કથાય;
શત જોજન સિંધુ ઓળંગવા, હનુમંત તત્પર થાય. ૧
મંહેન્દ્ર પર્વત ઉપર ચઢીને, કર્યું પ્રૌઢ શરીર;
અવતાર રુદ્ર પ્રતાપ ઝળકે, સુરજવત મહાવીર. ૨
વજ્ર કછોટો કટી પ્રદેશે, ઝળકે કનક કોપીન;
મુખ પુંછાગ્રે રક્ત દીસે, પ્રવાળ સરખું પીન. ૩
કપાળ ચપળા સમ ચળકતું, ત્રિગુણ યજ્ઞોપવીત;
લાંગુલ લાંબું કર્યું ઉંચું, કેશ દેશ અમિત. ૪
એવા મારુતિ મહાવીર ધીર, સમીરસુત બળવંત;
ઉડવા પુંછ પછાડીને, કરી ગર્જના તે અનંત. ૫
ભુભુકાર નાદ કર્યો તદા, ખળભળ્યું સકળ ભૂગોળ;
ધરા કંપી તે સમે, થયાં સિંધુજળ અંડાળ. ૬
એમ ખળભળ્યાં પાતાળ સાતે, નભ થયો ધુનિકાર;
ચળ્યા દિગ્ગજ શેષ કંપ્યો, મેરુ ને મંદાર. ૭
બ્રહ્માંડમાં ભરપુર વ્યાપ્યો, શબ્દ જે ભુભુકાર;
તે સાંભળ્યો ઋષિમુખ પર્વત, ઉપર જુગદાધાર. ૮
સુગ્રીવ લક્ષ્મણ શું કહે, રઘુપતિ તેણીવાર;
ભાઇ થયો તત્પર મારુતિ, કૂદવા સાગરપાર. ૯
એમ નાદ વ્યાપ્યો દશ દિશા, ધુર ધુર ભયંકર ઘોર;
છૂટી સમાધિ શિવતણી, ગયો બ્રહ્મલોકે શોર. ૧૦
બ્રહ્મા કહે સહુ દેવને, જાય કપિ કરવા કાજ;
વિમાન બેસી જોવા આવ્યા, દેવશું સુરરાજ. ૧૧
પછે પુંછ શીષ ચઢાવીને, કંપાવીયા સહુ રોમ;
ગરજના કરી મારી તલપ, હનુમંત ઉડયા વ્યોમ. ૧૨
મહેન્દ્ર પર્વત ચાંપીયો તે, ગયો તરત પાતાળ;
અંગ ઝપટથી પ્રસર્યો પવન તે, પ્રલય સમો તતકાળ. ૧૩

એમ કૂદીયા હનુમંતજી, આકાશમારગ જાય;
પદ હસ્ત ચપળ હલાવતા, તે ઉછળતા મહા કાય. ૧૪
વળી તલપ ઉપર તલપ મારે, વાયુથી વેગ અપાર;
દિવ્ય બાણુ છૂટયું ચાપથી, જાણે રામનું નિરધાર. ૧૫
એમ જાય ઉડયા ગગન મારગ, મારુતિ બળવંત;
આશ્ચર્ય કરતા દેવતા, જોતા સકળ હનુમંત. ૧૬
ત્યારે ઇંદ્રે જોવાને પરીક્ષા, બળતણો મહિમાય;
એક રંભા દેવી મોકલી, તેની પ્રૌઢ પરવત કાય. ૧૭
તે મુખ પહોળું કરી ઉભી, આપ મારગ માંહે;
તેના મુખમાંહે પ્રવેશ્યા, અંજનીસુત ત્યાંહે. ૧૮
પછે કરણ મારગ નીકળ્યા, સૂક્ષ્મ કરીને રૂપ;
તે સ્તુતિ કરી ગઇ દેવ પાસે, હરખીયો સુરભૂપ. ૧૯
ત્યારે સમુદ્રે મીનાક પર્વત, મોકલ્યો તેણીવાર;
મન જાણ્યું શ્રમિત થયા હશે, ક્ષણસ્થંભે વાયુ કુમાર. ૨૦
છેદવા માંડી પાંખો જ્યારે, ઇંદ્રે ગિરિની ત્યાંહે;
ત્યારે હિમાચળનો પુત્ર એ, સંતાયો સાગરમાંહે. ૨૧
સિંધુએ તેને કહ્યું જે, તું આપ્ય જઇ વિશ્રામ;
તે ગિરિ વધીયો ગગનમારગ, કહ્યું કપિને કામ. ૨૨
હે મહાપુરુષ ક્ષણ એક મુજપર, વિરામો ધરી ધીર;
હનુમંતને કંઇ શ્રમ નથી, જેને હ્રદે શ્રીરઘુવીર. ૨૩
પછે ટેકી દીધી હાથની ત્યારે, ગયો તે પાતાળ;
મુખ રામનામની ગરજના, કરી મારી પોતે ફાળ. ૨૪
ત્યારે સિંહિકા નામે આસુરી, છે રાહુ જેનો પુત્ર;
તે પોહોળું મુખ કરીને રહી, તેણે સાધ્યું છાયાસૂત્ર. ૨૫
પંખી આદે જાય જે કો, ગગન મારગ ત્યાંહે;
તે સૂત્ર સંકલના થકી, આવી પડે મુખમાંહે. ૨૬
બાર યોજન વદન પહોળું, વિકાસ્યું તે નાર;
તેના મુખ માંહે હનુમંતજી, આવી પડયા નિરધાર. ૨૭
તે ઉદર માંહે પ્રવેશ્યા, વળતું વિચાર્યું મન;

પછી પેટ ફાડી નીકળ્યા, બળવંત વાયુતન. ૨૮
જ્યમ વિષયપાશ સમસ્ત તોડી, વિરક્ત જે બુધવંત;
પરમારથ મારગ નીકળે, એમ નીકળ્યા હનુમંત. ૨૯
તે સિંહિકા પામી મરણ વળતા, ઉડીયા કપિરાજ;
ત્યારે લંકાદેવી આડી આવી, કરવા વિપરીત કાજ. ૩૦
તે મારગ રોધ કરી રહી, કપિયે કર્યો પાદ પ્રહાર;
ત્યારે ક્રોધ કરી મુખ વિકાસીને, આવી કરવા આહાર. ૩૧
પછે રામસ્મરણ મુખે કરી, કોપીયા હનુમંત;
તેના શિરવિષે એક મુષ્ટિ મારી, પડી મૂર્છાવંત. ૩૨
પદતણી ઠોકરથી ઉડાડી, પડી લંકા માંહે;
તે લંકણી તન થયું કચ્ચર, વિકળ થઇ છે ત્યાંહે. ૩૩
લંકણી પડતાં નગર હાલ્યું, થયો ભૂમિકંપ;
ત્યારે દશાશન ડરિયો તદા, મન થયો ખેદ અજંપ. ૩૪
એમ સિંધુ શત જોજન ઓળંગી, પામીયા કપિપાર;
નગર માંહે પેસવાનો, કર્યો મન વિચાર. ૩૫
એક ક્રૌંચા નામે કનિષ્ઠ ભગની, રાવણ કેરી તેહ;
તેનો સ્વામી ઇંદ્રે માર્યો, ઘરઘર નામે જેહ. ૩૬
તે ક્રૌંચાને રાવણે સ્થાપી, લંકા રક્ષા કાજ;
તે આવી સનમુખ રહી ઉભી, રોકિયા કપિરાજ. ૩૭
હનુમંતને ઝાલી કરી, મૂકીયા મુખ મોઝાર;
તે ઉદર માંહે ઉતારી, મુખ બીડીયું તેણીવાર. ૩૮
તેનું પેટ ફાડી નીકળ્યા, તે મરણ પામી ત્યાંહે;
એવે સાંજ પડી દિન આથમ્યો, ત્યારે ગયા લંકા માંહે. ૩૯

વલણ

લંકામાં ગયા અંજની સુત, નિશાએ નિરધાર રે;
રામકૃપાએ વિઘ્ન ટળિયાં, પામ્યા સિંધુ પાર રે. ૪૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे समुद्रोल्लंघने हनुमतः लंकाप्रवेशो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥**

# અધ્યાય ૩ જો

રાગ પરજ

હનુમંત લંકામાં પ્રવેશ્યા, નિશાએ નિર્ધાર;
સૂક્ષ્મ રૂપ ધરીને જોતા, કરતા મન વિચાર. ૧
ક્યમ જડશે હાવે જાનકી મુને, રહ્યાં હશે કોણ ઠામ;
ઘેર ઘેર ફરતા ચિંતા ધરતા, કરતા કળાએ કામ. ૨
જ્યમ સાધક આત્મા પ્રાપ્તિ અર્થે, ખોળે સારાસાર વિચાર;
જ્યમ માહા યાત્રામાં વિછોહ થયો હોય,માતને ખોળે કુમાર.
જ્યમ મહા વૈદ વનમાંહે નીકળ્યો, શોધે સંજીવન મૂળી;
જ્યમ મહા વરાહ રૂપ હરિએ ધરીને, શોધી ધરા સમૂળી. ૪
જ્યમ સાગર માંહે મુકુંદ શોધ્યા, મચ્છરૂપ ધરી વેદ;
સતગુરુને જ્યમ શોધે મુમુક્ષુ, પામી જથા નિર્વેદ. ૫
એમ સીતાને ખોળે કપિ, તેને નથી દેખતું કોય;
એવે ઇંદ્રજીતનું મંદિર દીઠું, હેમરત્નમય સોય. ૬
તે મંદિરમાં હનુમંત પ્રવેશ્યા, અદૃશ્ય થઇ નિરધાર;
ત્યારે રાવણસુત શક્રજીત સુલોચના, પોઢયાં પલંગ મોઝાર.
શેષ નાગની એ છે કન્યા, ઇંદ્રજીતની રાણી;
જેના રૂપથકી રતી લજ્યા પામે, માન મૂકે ઇંદ્રાણી. ૮
એના રૂપની ઉપમાલાયક, ભૂતળમાં નથી નારી;
તેને જોઈ હનુમંત વિસ્મે પામ્યા,શું એ હશે જનકકુમારી. ૯
એટલે ઇંદ્રજીતની સાથે બોલી, સતી શિરોમણિ જેહ;
અરે સ્વામી તમારા પિતાએ કર્યો છે, મોટો અધરમ એહ.૧૦
જનકની તનયા લક્ષ્મીરૂપ જે, રામચંદ્રની રાણી;
તે સતી ઉપર કરી કૃદૃષ્ટિ, હરણ કરીને આણી. ૧૧
તે પાપે કરીને રાજ્ય જશે, નવ કરશો જીવ્યાની આશ;
પરસ્ત્રીનો અભિલાખ કરંતાં, થાશે કુળનો નાશ. ૧૨
જે સાધુની સેવા ઉપર દ્વેષ કરે, ગુરુ આજ્ઞાતણો કરે ભંગ;
તિરસ્કાર કરે જે માતપિતાને, પરસ્ત્રીનો કરે સંગ. ૧૩

બ્રહ્મત્વ હરણ કરે બ્રાહ્મણનું, જીવની હિંસાવેદ;
નિંદે ચરિત્ર જે હરિહરનું, સદ્‌ગ્રંથનો કરે ઉચ્છેદ. ૧૪
તે પાપીનું મરણ થાય વહેલું, અપજશ રહે જુગ માંહે;
એવાં સુલોચનાનાં વચન સુણી, રાવણસુત બોલ્યો ત્યાંહે.
અરે સુંદરી સાચું કહ્યું તેં, ધર્મ ન્યાયનાં વચન;
પણ શું કરૂં જો એ પિતા છે માટે,હું સમજી રહું છું મન.૧૬
ભલું ભુંડું જે તાત કરે, પણ મેં કંઈ નવ કહેવાય;
જો અન્ય હોય તો નવ સાંખુ,તેને કરૂં શિક્ષાય. ૧૭
માટે સુણ સતી જે કાંઈ ભાવી હશે, તે થાશે તેવીપેર;
સુખદુઃખ સરવે લખ્યા પ્રમાણે, મૈત્રી અથવા વેર. ૧૮
જેવું કર્મ હોય જીવતણું, તેવી સુઝ પડે મનમાંહે;
એમ નરનારીએ વાત કરી, તે સુણી હનુમંતે ત્યાંહે. ૧૯
મનમાં વિચાર્યું એ સીતા ન હોયે, પણ સતી શિરોમણિસાર;
ધન્ય ધન્ય બુદ્ધિ એ નારીની, જોગમાયા અવતાર. ૨૦
એમ કરી સરાહના ત્યાંથી ચાલ્યા, મારુતસુત બળવંત;
પછે વિભીષણ કેરે મંદિર આવ્યા, દીઠું શોભાવંત. ૨૧
હરિનો પરમ ભક્ત વિભીષણ છે, નહિ રજ તમની પ્રવૃત્તિ;
સહિત દયા ક્ષમા શાંતિ કરુણા, રહિત હિંસાની પ્રકૃતિ. ૨૨
સત્ત્વગુણાકર રહિત માન મદ, શમદમ લક્ષણયુક્ત;
શુભ સંકલ્પ હરિચરણ વાસના, વિષય સંગથી મુક્ત. ૨૩
નિશા સમે હરિકીર્તન કરતા, જંત્ર લેઈ કરમાંહે;
એવા વૈષ્ણવ મણિ વિભીષણને દેખી,વિચારે મારુતિ ત્યાંહે.૨૪
જે રાક્ષસવંશમાં ભક્તરાજ છે, આશ્ચર્ય એ નિરધાર;
જેમ વાયસ કુળમાં ઉદે કોકિલા, વંશવને ઘનસાર. ૨૫
કાગ વિષ્ટા વેષ્ટિત જ્યમ ઉગે, અશ્વત્થ વિષ્ણુરૂપ;
એમ અસુર વંશમાં એ પ્રગટયો છે,ભક્ત શિરોમણિ ભૂપ. ૨૬
સદ્‌ગુણ સકળ અલંકૃત પૂરણ, એ વિભીષણ હરિજન;
તેને જોઇને પ્રસન્ન થયા, હનુમંત વિચારે મન. ૨૭
લંકામાં રામ આવશે ત્યારે, કરશે એનું કાજ;

રાવણને મારીને નિશ્ચે, આપશે એને રાજ. ૨૮
એવું કહી નમસ્કાર કરી ત્યાંથી, ચાલ્યા વાયુકુમાર;
પછી કુંભકરણનું મંદિર જોયું, દુરગંધ દીઠી અપાર. ૨૯
જ્યમ મંદ્રાચળ પડીયો હોયે, એવો ઉંઘે છે અસુર;
નાક બોલે જાણે મેઘ ગડગડે, વાયુ ચાલે બળપૂર. ૩૦
એનો જન્મ સહુ જાય છે મિથ્યા, એમ કહી હનુમંત;
પછે કુંભકરણનું ઘર તજી ચાલ્યા, દુરગંધ દીઠી અનંત. ૩૧
જ્યમ અગ્નિહોત્રી તજે અંત્યજનું ઘર,સાધુ તજે વિષય વાત;
એમ અનાચાર જે ઠામ દેખે, તે તજે મારુત જાત. ૩૨
એમ ઘેર ઘેર જોતા ફરતા મારુતિ, નવ દીઠાં સીતાય;
ત્યારે નિરાશ થઈ નેત્રે જળ ભરતા, ચિત્ત કરતા ચિંતાય. ૩૩
અરે રામવિયોગે સીતાએ, શું કર્યો હશે દેહત્યાગ;
કે સાગરમાં ઝંપાવ્યું હશે, મને મળ્યાં નહિ મહાભાગ. ૩૪
હું ખોળવા આવ્યો ખેપ કરી, સિંધુ ઓળંગ્યો શત જોજન;
તે શ્રમ મારો મિથ્યા ગયો, એમ મારુતિ શોચે મંન. ૩૫

વલણ

મનમાં શોચે મારુતિ, નવ જડયાં જનકતનયાય રે;
કહે દાસ ગિરિધર જ્યમ મળ્યાં સીતા, તેની કહું કથાય રે.૩૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे लंकायां सीताशोधनातुरस्य हनुमंतशोको नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો

રાગ મારુ

હનુમંતે જોયું લંકા ગામ, નવ દીઠો સીતાનો ઠામ;
બળવંતને સરવે સેહેલ, પછે આવ્યા રાવણને મહેલ. ૧
ત્યાં નિશાવિષે દશાનન, કરે છે હોમ વિઘ્નનાશન;
છે રાવણને અસંખ્ય રાણી, તેમાં મંદોદરી પટરાણી. ૨
નાગણી પદ્મણી ગાંધવી, કીન્નરી દેવકન્યા માનવી;
આસુરી આદે નારી અનેક, જેના રૂપથી વળીયો છેક. ૩

જેના ચરણકમળની વાસ, ગુંજે ખટપદ ચારેપાસ;
મોટા મુનિવર મૂકે ધીર, લાજે ચપળા તે ચમકે ચીર. ૪
એવી નારીઓ કપિએ નરખી, સુંદરી સરવે રતિ સરખી;
પોઢીયો પુષ્પશય્યામાંહે, હનુમંતે દીઠી ત્યાંહે. ૫
પોતે ઇંદ્રિજીત મહાવીર, ન પામ્યા મોહ નવ ગઈ ધીર;
ઉર્ધ્વરેતા પ્રિય ઘણું રામ, જેને સ્વપનવિષે નહિ કામ. ૬
એવા વજ્રદેહી નિર્લેપ, ફરે જોતા કરીને ખેપ;
જેમ ઘટમાંહે આકાશ, નિર્લેપ વ્યાપક અવકાશ. ૭
એમ હનુમંત સઘળે ફરતા, વિષે સંકલ્પ મન નથી કરતા;
પછે મંદોદરીને મંદિર, આવ્યા જોતા જોતા મહાવીર. ૮
નિદ્રાવશ થઇ પોઢી પલંગ, મુખચંદ્ર કનક તનરંગ;
ઉભા અદશ્ય રૂપે ત્યાં સોય, મન જાણ્યું એ જાનકી હોય. ૯
સુતી પવિત્રપણે પતિવ્રતા, હશે એ ભૂમિજા સત્યવ્રતા;
થઇ સ્ફુરણા કહ્યું'તું જે રામ, નથી સ્મરણ થતું રામ નામ.૧૦
સુંઘી જોયું મારુતિયે મુખ, મદગંધ જોઈ પામ્યા દુ:ખ;
ન હોય સીતા જે જનક કુમારી, આ દીસે અસુરની નારી.૧૧
એટલે કરી હોમ નિરવિઘ્ન, આવ્યો રાવણ રંગભોવન;
ત્યારે ઉઠી મંદોદરી રાણી, ધોયા પતિપદ નિર્મળ પાણી. ૧૨
પછી પધરાવ્યો પર્યંકમાંહે, પતિસેવા કરંતી ત્યાંહે;
દીઠો વાયુસુતે દશાનન, જોઈ ક્ષોભ પામ્યો ઘણું મન. ૧૩
નિદ્રાવશ થયાં બે જણ જ્યારે, અંજનીસુત મનમાં વિચારે
લેઉં ઉંચકી અહીંથી પલંગ, જઇ નાખુ સિંધુ જળસંગ. ૧૪
નીકર લઇ જાઉં ઋષિમુખ, જોઇ રઘુપતિ પામે સુખ;
કે રાવણને મારૂં આ ઠાર, નથી આજ્ઞા જુગદાધાર. ૧૫
એમ વિચારે મારુતિ મન, એવે રાણીને આવ્યું સ્વપન;
જાગી ઝબકીને તેણીવાર, કહે છે રાવણ પ્રત્યે વિચાર. ૧૬
સ્વામી આપો સીતાને આજ, નહિ તો થાશે વિપરિત કાજ;
મને આવ્યું હવડાં સ્વપન, તેમા સૂચવ્યા માન શુકન. ૧૭
એક વાનરે ઉજાડયું વન, માર્યો અખેકુમાર મુજ તન;

તેણે બાળ્યું લંકાગામ, પછે સૈન્ય લઇ આવ્યા રામ. ૧૮
તેણે તમને માર્યાં કુળસહિત, કુંભકરણ આદે ઇંદ્રજીત;
માટે સ્વામી વિચારો મર્મ, એ તો રામ છે પૂરણ બ્રહ્મ. ૧૯
તેની રાણી સીતા લઇ આજ, જાઓ રામ શરણ મહારાજ;
નથી મનુષ્ય રામ નિરવાણ, અવતર્યા છે એ પુરુષ પુરાણ. ૨૦
તમો સર્વ જીત્યું થઇ ધીર, પણ નહિ જીતાય રઘુવીર;
પરસ્ત્રીનો અભિલાષી અધમ, કહો સુખ પામે તે કયમ. ૨૧
બાંધી છાતી ઉપર પાષાણ, તરે સાગર એવો કોણ;
વિષપાન કરે નર જેહ, તેથી અમર થાય ન તેહ. ૨૨
સર્પને મુખ ઘાલતાં હાથ, કેમ દંશ કરે નહિ નાથ;
માટે રામ સાથે વેર પામી, કેમ સુખે વરતશો સ્વામી. ૨૩
કહો તો હું જાઉં રામને શરણ, સ્તુતિ કરીને ઉગારૂં મરણ;
દયાળુ છે એ શ્રીભગવાન, માગી લાવું એવાતન દાન. ૨૪
રાણીનાં સુણી એવાં વચન, હસી બોલ્યો તવ રાજન;
તું ચિંતા કરે છે શાને, નથી મરણ મૂકતું કોને. ૨૫
નીચ ઉંચ રાય ને રંક, સર્વે ભોગવે આડે અંક;
પ્રાચીન કરમતણે અનુસાર, વર્તે જીવ સકળ સંસાર. ૨૬
જે થનાર હોય તે થાય, પણ પાછી ન આપું સીતાય;
એટલું સર્વે વર્તમાન, તે સુણ્યું હનુમંતે કાન. ૨૭
એક અનુચરી મોકલી રાય, જોને શું કરે છે સીતાય;
તેની પુંઠે ચાલ્યા હનુમંત, આવ્યા અશોક વન બળવંત.

વલણ

બળવંત શ્રીહનુમંત આવ્યા, અશોક વાડીમાંહ્ય રે;
ત્યારે અશોક તરુની તળે બેઠાં, દીઠાં સીતા ત્યાંહ્ય રે. ૪૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे रावणमंदोदरीसंवादानंतरं अशोकवने हनुमतःसीतादर्शनं नाम चतुर्थोऽध्यायः ॥४॥

# અધ્યાય ૫ મો

રાગ ભૈરવી

હનુમંત આવ્યા અશોક વનમાં, દીઠાં જનકકુમાર;
પાંચ કોટી રાક્ષસી, કરે રક્ષા તેણે ઠાર. ૧
ત્યાં જાનકી ધ્યાનસ્થ બેઠાં, અશોક તરુની છાંયે;
ચોપાસ વૃક્ષ પાષાણમાં, રામનામ ધુનિ થાય ત્યાંહે. ૨
સીતાના મુખની સુગંધી, ચાલે કર્પુરવંત;
અંગે મૃગમદ વાસના જોઇ, મળ્યું સહુ દૃષ્ટાંત. ૩
ત્યાં ગુપ્ત રૂપે અંજની સુત, આવી લાગ્યા પાય;
હનુમંત હરખ ને શોક પામ્યા, જોઈ તદા સીતાય. ૪
પાસે મૂકી મુદ્રિકા, પછે ચઢયા તરુવર ડાળ;
સુક્ષ્મ રૂપે તરુ લતામાં, ગુપ્ત રહ્યા તે કાળ. ૫
પાછલી રજની ખટ ઘડી છે, ધ્યાનમાં સીતાય;
નખ શિખ મૂરતિ રામની, અવલોકતાં જગમાય. ૬
ત્યારે મુદ્રિકા દીઠી નહિ, કરવિષે તેણીવાર;
જાનકી જાગ્યાં ધ્યાનથી, નેત્ર ઉઘડયાં નિરધાર. ૭
પાસે પડેલી મુદ્રિકાનું, થયું ત્યાં દર્શન;
કરમાંહે લેઇને રુદે ચાંપી, આંસુ આવ્યાં લોચન. ૮
હે મુદ્રિકે મુજ માત કહે તુને, કોણ લાવ્યું આંહે;
સૌમિત્રી સાથે રઘુપતિ, સાચું કહે છે કયાંહે. ૯
શું પ્રાણપતિએ મુજ ઉપરથી, ઉતાર્યો છે પ્રેમ;
ચર અચરના નાયક રામની, તું કહે સ્વસ્તિ ક્ષેમ. ૧૦
પ્રભુને તજી તું કેમ આવી, તે રહ્યા કોણ ઠાર;
એમ કહી વિલાપ કરે ઘણા, વૈદેહી તેણીવાર. ૧૧
હે રામ હે લક્ષ્મણ ધનુર્ધર, પરાક્રમી રણધીર;
વિહારી સરજ્યુ તીરના, મુને દર્શન દ્યો રઘુવીર. ૧૨
એક હારનો અંતર હતો, જ્યારે કરતા આલિંગન;
તે પ્રભુનો અંતર પડયો, વિચ સિંધુ પર્વત વન. ૧૩



લંકાની અશોકવાટિકામાં જઇને રામની મુદ્રિકા હનુમાને સીતાજીને આપવી.

kshmi Art, Bombay, 8

વાલ્મિક મુનિયે કરી છે જે, ભવિષ્ય રામકથાય;
મેં બાળપણામાં સુણી છે તે, મલ્યો નહિ અભિપ્રાય. ૧૪
એક કપિએ આવી ઉજાડ્યું આ, અશોક વન નિરધાર;
તે લંકા બાળી ગયો પાછો, ચઢયા જુગદાધાર. ૧૫
સિંધુ ઉપર પાજ બાંધી, ઉતર્યા મહારાજ;
કુળસહિત રાવણ મારીને, વિભીષણને આપ્યું રાજ. ૧૬
એવું ભવિષ્ય બોલ્યા છે મુનિ તે, થયું નહિ કંઈ કામ;
તે કાવ્ય શું મિથ્યા ગયું, હજી મળ્યા નહિ મુને રામ. ૧૭
હે મુદ્રિકે મુજ વિરહથી, પામ્યા વિરતિ પ્રાણ આધાર;
થયા ગુપ્ત જોગીના ધ્યાનમાં, કે ચઢયા ભક્તની વહાર. ૧૮
હા હા રામ રાજીવ લોચન, દ્યો મુને દરશન;
દશ કંઠ રિપુ વિષકંઠ મિત્ર, શીતળ કરો મુજ મન. ૧૯
હા પ્રાણવલ્લભ પ્રાણજીવન, પ્રાણપતિ મુજ નાથ;
આ શોકસિંધુ બૂડતાં, પ્રભુ ગ્રહો આવી હાથ. ૨૦
મૃગચર્મ ઇચ્છાયે કરી, કંચુકી કારણ મન;
મેં પરમ સાધુ છળ્યા લક્ષ્મણ, કહ્યાં મર્મ વચન. ૨૧
તે પાપ માટે તજી મુજને, નિશ્ચે શ્રીભગવંત;
કલ્પાંત કરતાં જાનકી, એમ સુણે તે હનુમંત. ૨૨
પછે ગુપ્ત રહીને અશોક ઉપર, કરવા માંડયું ગાન;
કલ્પાંત મૂકી સીતાયે, સુણવાને ધરિયા કાન. ૨૩
છે રુદ્રનો અવતાર જે, સાક્ષાત શ્રીહનુમંત;
તે રુદ્રવીણા સુસ્વરેથી, કરે ગાન અનંત. ૨૪
મૂળથી રામચરિત્ર સર્વે, ગાવા માંડયું ત્યાંહે;
મંગળ ધ્વનિ ઉઠી તદા, તે અશોકના તરુમાંહે. ૨૫

વલણ

અશોક તરુથી ધુનિ ઉઠી, સુણતાં સીતા ધરીને પ્રીત રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, કહું રુદ્રવીણા ગીત રે. ૨૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकि नाटकधारायां सुंदरकांडे मुद्रिका-दर्शने सीतायां विरहवचनं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥**

# અધ્યાય ૬ ઠ્ઠો

રાગ બિલાવર

અવધપુરીનો રાજીઓ, રાય દશરથ જોતે;
તેને ઘેર પ્રગટ થયા, પુત્ર પરિબ્રહ્મ પોતે. અવધ૦ ૧
રામ લક્ષ્મણ ને ભરથજી, શત્રુઘ્ન બળવંત;
એ ચારે પુત્રમાં રામજી, જાણો શ્રીભગવંત. અવધ૦ ૨
તેણે માર્યાં સુબાહુ ને તાડિકા, અનેક નિશિચર સાથ;
યજ્ઞ કરાવ્યો વિશ્વામિત્રનો, રક્ષા કરી રઘુનાથ. અવધ૦ ૩
કોદંડ ખંડી ચંડાંશનું, વર્યા જનકકુમારી;
ભૃગુપતિ ગર્વ ઉતારીયો, પુરમાં આવ્યા મોરારી. અવધ૦ ૪
ત્યારે અપર માતે વર માગીયો, રાય પાસે વચન;
આજ્ઞા પિતાની પાળવા, રામ નીકળ્યા વન. અવધ૦ ૫
સીતા લક્ષ્મણ સંગમાં, ચિત્રકૂટમાં આવ્યા;
ત્યાં ભરથ આવી મળ્યા ભાવશું, બોધ કરીને વળાવ્યા. અ૦૬
ત્યાં થકી આવ્યા ગોદાવરી, રહ્યા પંચવટી માંહે;
અસુર ઘણાને મારીયા, ખર દુખર આદે ત્યાંહે. અવધ૦ ૭
ત્યારે સીતાનું હરણ કરી ગયો, રાવણ લંકાનો ઇશ;
તે ખોળવાને પોતે નીકળ્યા, વનમાં શ્રીજુગદીશ. અવધ૦ ૮
પછી સુગ્રીવ સાથે મિત્રીકરી, માર્યો વાનર વાલી;
શોધ લેવા કપિ મોકલ્યા, જોવા જનકની બાળી. અવધ૦ ૯
શ્રીરામ સેન્યા લેઇને સંચર્યા, બાંધી સાગર સેતુ;
જળનિધિ તીરે ઉતર્યા, રહ્યા રઘુકુળ કેતુ. અવધ૦ ૧૦
પછી જુદ્ધ કરી રાવણ મારિયો, વિભીષણને રાજ આપ્યું;
જાનકી લેઇ અવધ ગયા, દેવનું દુઃખ કાપ્યું. અવધ૦ ૧૧
એમ ચરિત્ર અશેષ શ્રીરામનાં, તે ગાયાં હનુમંતે;
સુંદર સ્વરના ગાનથી, શિશ ડોલાવ્યું અનંતે. અવધ૦ ૧૨
જડ ચૈતન મોહ પામીયું, સ્થંભ્યાં સરિતાનાં વારિ;
પશુપક્ષી તન્મય થયાં, નિંદ્રિત નિશિચર નારી. અવધ૦ ૧૩

પાછલી રાત્યનો ચંદ્રમા, રથ સ્થિર થયો જ્યારે;
પાષાણ પ્રસર્યા જળ થઈ, વાયુ થંભ્યો તે વારે. અવધ૦ ૧૪
સહુ રાક્ષસ નિદ્રાવશ થયા, રાક્ષસી મોહ પામી;
રુદ્રવીણા સ્વર ગાનથી, શુદ્ધિ સરવની વામી. અવધ૦ ૧૫
એવાં ચરિત્ર સુણી ચિદ્રૂપનાં, મંગળ ધુનિ મન મોહ્યું;
તન્મય થઇને જાનકી, ચારે પાસે જોયું. અવધ૦ ૧૬
દીઠું નહિ જ્યારે કોઇને, ત્યારે મનમાં વિચારે;
કાંઇક કપટ દીસે છે અસુરતણું, કોણ ચરિત્ર ઉચારે. અ૦ ૧૭
ત્યારે સીતાને મહા વિરહ થયો, ધીરજ ગઇ સહુ મનથી;
નિશ્ચે કર્યું મનને વિષે, પ્રાણ તજું હવે તનથી. અવધ૦ ૧૮
ફાંસી ઘાલી પછે કંઠમાં, વેણીની લટ તાણી;
રઘુપતિનું સમરણ કરી, મુખ બોલ્યાં વાણી. અવધ૦ ૧૯
હે પ્રભુ જ્યાં જ્યાં દેહ ધરૂં, ત્યાં થાઉં દાસી તમારી;
મુદ્રિકા મૂરતિ ધ્યાનમાં, રાખી જનક કુમારી. અવધ૦ ૨૦
ત્યારે વિપરીત દીઠું વાયુસુતે, સીતા દેહ તજે જેવે;
ગર્જના કરી રામનામની, કપિ ઉતર્યા તેવે. અવધ૦ ૨૧

વલણ

ઉતર્યા અશોક ઉપરથી, ત્યારે પાસે આવ્યા હનુમંત રે;
જયરામ જયરામ જયરામ કહીને, પ્રગટ થયા બળવંત રે.૨૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकि नाटकधारायां सुंदरकांडे रुद्रवीणा कथनानंतरं सीताहनुमान समागमो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

# અધ્યાય ૭ મો

રાગ સામેરી

એમ પ્રાણ તજતાં જાનકી જોઇ, પામ્યા કપિવર દુઃખ;
રઘુનાથ પાસે જઇશ ત્યારે, શું દેખાડીશ મુખ. ૧
એમ વિચારી ઉતર્યા તતક્ષણ, પ્રગટિયા હનુમંત;
સાષ્ટાંગ કરી જાનકીચરણે, લાગિયા બળવંત. ૨
પછી રહ્યા સનમુખ હાથ જોડી, ઉભા પવનકુમાર;

હે કલ્યાણી મુજ માત સુણો, છે કુશળ જુગદાધાર. ૩
અંજનીસુતનાં વચન સુણીને, સીતા હરખ્યાં મન;
કેશ પાસ કાઢી કંઠથી, બોલ્યાં હેત વચન. ૪
શાલી સૂકાયે જે સમે, તે સમે વરસે મેહ;
જ્યમ મળે અમૃત અંતકાળે, અમર થાયે તેહ. ૫
મહાજળ નિધિમાં બૂડતાં, જ્યમ મળે આવી નાવ;
એમ મારુતિને જોઈ સીતા, ઉપન્યો અતિભાવ. ૬
હે મંગળદાયક વીર, મંગળ રૂપ છે તું કોણ;
કયાં થકી આવ્યો કયાં રહે, મને કહે સાચી વાણ. ૭
મારુતિ કહે હે માત હું છું, રામ કેરો દાસ;
સુત વાયુનો કપિરૂપ, મુજ હનુમંત નામ પ્રકાશ. ૮
શ્રીરામે મુને મોકલ્યો, કરવા તમારી શોધ;
તમ કૃપાએ સિંધુ ઓળંગી, આવિયો અવિરોધ. ૯
કિષ્કિંધાએ પ્રભુ રહ્યા છે, રામ લક્ષ્મણ સાથ;
ત્યાં વાલી વાનર મારિયો, સુગ્રીવ કર્યો કપિનાથ. ૧૦
આભૂષણને ચીર પાલવ, નાખ્યાંતાં તમો જેહ;
મેં જતન કરીને રાખ્યાં હતાં, રામને આપ્યાં તેહ. ૧૧
મુને શુદ્ધિ લેવા મોકલ્યો, મુદ્રિકા આપી હાથ;
થોડા દિવસમાં આવશે, મા કુશળ છે રઘુનાથ. ૧૨
સુણી વચન વાયુપુત્રનાં, સંતોષ પામ્યાં સીત;
હે વીર કહે કંઈ વાત છાની, આવે મુજને પ્રતીત. ૧૩
હનુમંત કહે મુજને કહ્યું, એકાંત શ્રીરઘુવીર;
કૈકૈ તણે મંદિર તમો, ધરતાં હતાં વનચીર. ૧૪
ત્યારે નેત્ર શરમશાયે કરી, ઉતરાવિયાં વનકુળ;
સીતા કહે હનુમંતજી, ખરી વાત એ અનુકૂળ. ૧૫
પણ કયારે રઘુપતિ આવશે, ટાળશે મારૂં દુઃખ;
તન શ્યામ સુંદર કમળ સરખું, ક્યારે દેખીશ મુખ. ૧૬
મારુતિ કહે ત્યાં મેળવ્યું છે, કપિ સૈન્ય અપાર;
અહિં થોડા દિનમાં આવશે, જાણજો જુગદાધાર. ૧૭

જ્યારે સૈન્ય વાનરનું સુણ્યું, ત્યારે બોલીયાં સીતાય;
ભાઇ તું સરખા કપિયે કરીને, રાવણ ક્યમ જીતાય. ૧૮
એવાં વચન સીતાનાં સુણી, ધર્યું સ્થૂળરૂપ પ્રચંડ;
જાણે મંદ્રાચળ મેરુ તદા, ઉજાડશે બ્રહ્માંડ. ૧૯
એવું ભીમરૂપ દેખાડિયું, મહાવજ્ર દેહ કરાળ;
રાક્ષસનું કુળ મારવા જાણે, અવતર્યો હોય કાળ. ૨૦
તે જોઇ સીતા વિચારે, એ રુદ્રનો અવતાર;
વૈદેહીએ વિનતિ કરી, પછી સમાવ્યું તેણીવાર. ૨૧
હનુમંત કહે હું સરીખા, છે કપિ જોધ અનેક;
રઘુવીર પાસે તે રહ્યા, હું આવ્યો એકાએક. ૨૨
મને નથી આજ્ઞા રામની, મારૂં રાવણને નિરધાર;
લંકા ઉંધી કરી નાખું, સાગર જળ મોઝાર. ૨૩
હવે માતા મુજને ભૂખ લાગી, આજ્ઞા આપો આજ;
આ વનનાં ફળ પાક્યાં ઘણાં તે, કરૂં ભક્ષણ કાજ. ૨૪
ત્યારે સીતા કહે ભાઇ પડેલાં ફળ, ખાઓ જઇને શૂર;
રાવણે રક્ષા કરવા મૂકયા, સાઠ સહસ્ર અસુર. ૨૫
એવું સાંભળી સીતાતણે, ચરણે નમ્યા કપિરાજ;
રઘુવીર કેરૂં સ્મરણ કરીને, ચાલ્યા કરવા કાજ. ૨૬
વનમાં જઇ ઉભા રહ્યા, પછી વિચાર્યું હનુમંત;
રાવણ મુને શું જાણશે જે, આવ્યો તો બળવંત. ૨૭
તરુ ઉપાડીને પૃથ્વી ઉપર, પછાડે તેણીવાર;
તે ગગન માંહે ઉછાળતા, કરે પકવ ફળનો આહાર. ૨૮
એમ વન સકળ ઉજ્જડ કર્યું, ફરે તરુ ભમતાં વ્યોમ;
મુખ કુંડમાંહે રામમંત્રે, કરે ફળનો હોમ. ૨૯
જે રામ નામ સ્મરણ કરે, જેની સઘન શીતળ છાંયે;
સીતાતણી ચોપાસનાં તરુ, રહેવા દીધાં ત્યાંયે. ૩૦
રક્ષકે દીઠો કપિ તે, ઉજાડતો વન સાર;
સહુ અસુર આવ્યા ગાજતા, તે કરે મારો માર. ૩૧
વિકરાળ રૂપ ધર્યું તદા, અંજનીનંદન ત્યાંહે;

સો બસે બાંધે પૂંછડે, ઝાપટે પૃથ્વી માંહે. ૩૨
જ્યમ ફાટે ફળ તુંબી તણાં, એમ પામ્યા મરણ અસુર;
તે તણાં શબ સિંધુમાં નાખે, ઉછાળીને શૂર. ૩૩
તે સાઠ સહસ્ર અસુરમાં, ઉગર્યા કોઇ એક ત્યાંહે;
તે રાવણ પાસે પોકારતા, આવ્યા લંકા માંહે. ૩૪

વલણ

લંકામાં રાવણની પાસે, આવી કર્યો પોકાર રે;
એક વાનરે ઉજાડયું વન, વળી રક્ષક માર્યા અપાર રે. ૩૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे हनुमता वृक्षराक्षसहननं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥**

# અધ્યાય ૮ મો

રાગ મારૂ

સમાચાર સુણ્યા દશાનન, હસી બોલ્યો તવ રાજન;
એ વનચરના શા ભાર, એને બાંધી લાવો આ ઠાર. ૧
એંશી સહસ્ર મોકલ્યા જોધ, તે આવ્યા કરીને ક્રોધ;
મુખ્ય જંબુમાલી છે તેમાં, બળ અતુલિત કહીએ જેમાં. ૨
આવ્યો ત્રિશૂલ ગ્રહીને હાથ, જોઈ કોપે ચઢયા કપિનાથ;
એક મુષ્ટી તે શિરમાં મારી, ભમી ભૂમિ પડયો તે સુરારી. ૩
પછે અસુર સર્વને તાડયા, પૂંછે બાંધી બાંધીને પછાડયા;
જાણ્યું રાવણે તે પરતક્ષ, યોદ્ધા મોકલીયા એક લક્ષ. ૩
તેમાં સેન્યાપતિ છે પંચ, મલ્લ પ્રતિ મલ્લ બળના સંચ;
જંઘ પ્રજંઘને રે જવંન, આવ્યા ક્રોધ કરીને મન. ૫
તેને દીઠા જ્યારે કપિનાથ, ઘણું જુદ્ધ કર્યું તેની સાથ;
પછે સરવનો આણ્યો અંત, રણ ગાજ્યા બળી હનુમંત. ૬
જે મુવા હનુમંતને હસ્ત, તે પામ્યા ઉદ્ધાર સમસ્ત;
એમ વિજય પામ્યા રણધીર, સિંહનાદ કર્યો પછી વીર. ૭
એક દેવીનું દેવળ ત્યાંયે, હનુમંતે દીઠું વનમાંયે;
અર્ધ યોજનમાં વિસ્તાર, સ્થંભ સહસ્ર મણિમય સાર. ૮

શિલા સ્ફટીક કેલ કંચન, ઉંચુ શિખર શોભે છે ગગન;
ઇષ્ટદેવી તે રાવણુ કેરી, નિત્યે પૂજા થાયે ઘણેરી. ૯
કરે નિત્ય રુધિરનું પાન, લે છે બ્રાહ્મણનું બળિદાન;
દીઠું દેવળ કપિએ જ્યારે, મૂળમાંથી ઉખેડ્યું ત્યારે. ૧૦
કર્યું ચૂર્ણ તતક્ષણ તાસ, તે ઉછાળ્યા ઉપલ આકાશ;
પક્ષી નભમાં ઉડે જ્યમ, એવા પાષાણુ ભમતા ત્યમ. ૧૧
મહા પાપ તણું સ્થળ જાણી, ના રહેવા દીધી એંધાણી;
પછે દીર્ઘ રૂપ મદમાતા, ફરે રામચરિત્રજ ગાતા. ૧૨
દેવળના ઉછાળ્યા પાષાણુ, પડ્યા નગ્રમાં થાય બુંબાણુ;
લોક કહે વરસ્યો વરસાદ, નાસે કરતા બુંબાપાત. ૧૩
જાણ્યો રાવણે તે સમાચાર, ભાંગ્યું દેવળ જોધ સંઘાર;
આપી આજ્ઞા કરીને ક્રોધ, ચઢ્યો અક્ષેકુમાર મહા જોધ. ૧૪
બીજા સાથે સપ્ત કુમાર, વળી સૈન્ય તણો નહિ પાર;
જ્યાં વનમાં રહ્યા હનુમંત, ત્યાં આવ્યા અસુર બળવંત.૧૫
તવ અક્ષે કર્યો સિંહનાદ, હનુમંતને દીધો સાદ;
અલ્યા વનચર વાનરવેશ, ઉભો રહે મુજ સનમુખ દેશ. ૧૬
હમણાં કરૂં તારો સંઘાર, મારૂં નામ તો અક્ષેકુમાર;
એવાં સાંભળી ગર્વ વચન, ત્યારે બોલ્યો મારુતતન. ૧૭
અલ્યા અક્ષય નામ તુજ વ્યર્થ, હવડાં તુજ ક્ષય કરૂં અર્થ;
અલ્યા ભૂલી ઘણું તારી ફોઇ, અક્ષય નામ પાડ્યું શું જોઇ.
એવું સાંભળતાં ચઢી રીસ, લાગી ઝાળ તે પગથી શીશ;
કર્યું ધનુષ ચઢાવી સજ્જ, મૂક્યાં અનેક બાણુ મહાધજ્જ. ૧૯
ઝાલે મારુતિ આવતાં એહ, ભાંગી નાખે છે તતક્ષણુ તેહ;
મારે કપિવર તરુ પાષાણુ, ઘણા અસુરના લીધા પ્રાણુ. ૨૦
એમ જુદ્ધ થયું છે અપાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર;
સપ્ત પુત્ર આદે સૈન્ય જેહ, અંજનીસુતે માર્યું તેહ. ૨૧
પછે હણીયો અક્ષય કુમાર, દેવ કરતા જયજયકાર;
પુત્ર મરણુ દશાનને જાણ્યું, મનમાંહે ઘણું દુઃખ આણ્યું.૨૨
કપિનું બળ જાણી વિશેક, રાક્ષસી મોકલી લક્ષ એક;

તેનાં પરવત પ્રાય શરીર, જોઈ મહારથિ મૂકે ધીર. ૨૩
ગજ અયુતતણાં બળતન, મુખ પહોળાં એકેક યોજન;
હનુમંતે વિચારી વાત, ધર્યાં તેટલાં તન સાક્ષાત. ૨૪
રૂપ સૂક્ષ્મ ધરીને ત્યાંયે, પ્રવેશ્યા તેના મુખમાંહે;
કર્યાં ઉદરમાં રૂપ વિશાળ, તેનાં પેટ ફોડયાં તત્કાળ. ૨૫
એમ કૌતક કર્યું તેણીવારે, રાક્ષસી મરણ પામી ત્યારે;
એમ કીધો સરવનો નાશ, થયો રાવણ સુણીને ઉદાસ. ૨૬

વલણ

ઉદાસ થયો તે સુણીને રાવણ, કર્યું કપિએ વિપરીત કાજ રે;
પછે ઇંદ્રજીતને આજ્ઞા આપી, લાવ્ય ઝાલી વાનરને આજ રે.

इति श्रीरामचरित्रे संमत वालिमाकिनाटकधारायां सुंदरकांडे अक्षयकुमार-
मरणे रावणस्य शोकप्राप्तिर्नाम अष्टमोऽध्यायः ॥८॥

## અધ્યાય ૯ મો

રાગ ધન્યાશ્રી

આજ્ઞા માગીચઢયોઇંદ્રજીતજી, જે મહા જોધ્ધોબળઅતુલિતજી;
રાવણે પૂછયું બ્રહ્મા પ્રત્યેજી,મુહૂરત આપોજીતાયેએ શરતેજી.

ઢાળ

જીતાય વાનર સર્વથા, ત્યારે વિધિ બોલ્યા વચન;
જાઓ ઝલાશે એ કપિ નિશ્ચે, તજો ચિંતા મન. ૨
ઇંદ્રજીત સેના લેઈ આવ્યો, અશોક વન મોઝાર;
સિંહનાદ કીધો મેઘનાદે, ધરા કંપી અપાર. ૩
ભુભુકાર નાદ કરી તદા, કોપે ચઢયા કપિરાજ;
પછે મારુતિ મેઘનાદ વઢતા, જુવે દેવ સમાજ. ૪
એક અસુરની સાંગ લીધી, ઝડપીને હનુમંત;
તે સાંગથી સહુ સૈન્ય માર્યું, ગાજીયો બળવંત. ૫
એક તલપ મારી તે સમે, અંજની પુત્ર સુજાણ;
ઇંદ્રજીત કેરા કરથકી, લીધાં ધનુષ ને બાણ. ૬
તે બાણથી રાવણીકેરો, મુગટ પાડયો ત્યાંહે;

તવ ઇંદ્રજીતે ધનુષ બીજું, ગ્રહ્યું નિજ કરમાંહે. ૭
બ્રહ્મપાશ મેલ્યું મંત્ર ભણી, કર્યું કપિનું બંધન અંગ;
ત્યારે તન વધાર્યું મારુતિ, જાણે પુષ્ટ પર્વત શૃંગ. ૮
તે પાશ બંધન તોડીને, એક સાંગ મારી શૂર;
ઇંદ્રજીતનો રથ ભાગિયો, સારથિ કીધો ચૂર. ૯
કર્યો નગ્ન ફાડી વસ્ત્ર ત્યારે, નાઠો અસુરકુમાર;
એક વિવરમાં પેઠો તદા, ભય પામીને તેણીવાર. ૧૦
પાષાણ મોટો મૂકીયો તે, ગુફામુખ હનુમંત;
તે ખબર જાણી રાવણે, ત્યારે થયો મહા દુઃખવંત. ૧૧
પછી પ્રાર્થના કરી વિધિતણી, હો પિતામહ મહારાજ;
તમો જાઓ ત્યાં ઉતાવળા, વાનર ઝલાવો આજ. ૧૨
પુત્રનું જીવિતદાન મુજને, આપો જઇ આ દન;
એવું સુણી આવ્યા અશોકવન, બ્રહ્મા વિચારી મન. ૧૩
ઇંદ્રજીતને બ્રહ્મા કહે, તું નીકળ હાવે બહાર;
કુમાર કહે નહિ નીકળું, મુને કપિ મારે માર. ૧૪
કરી પ્રાર્થના હનુમંતની, પરમેષ્ઠીએ તતખેવ;
હે વજ્રદેહી વચન મારૂં, સત્ય કર તું દેવ. ૧૫
મુજપાશથી બંધાઇને તું, ચાલ રાવણ પાસ;
પછી પરાક્રમ દેખાડજે, કહ્યું માન રઘુવર દાસ. ૧૬
એવું કહી વિધિએ પાશ મૂકી, બંધાયા હનુમંત;
પછી વિવરમાંથી નીકળ્યો, ઇંદ્રજીત જે બળવંત. ૧૭
તેણે દોર મોટા લાવીને, બાંધીયો પવનકુમાર;
તે બંધન કંઇ નવ લેખવે, હનુમંત મનમોઝાર. ૧૮
સંસારના બંધનવિષે, દેખાય જ્ઞાની જેમ;
પણ અંતરમાંહે મુક્ત છે, હનુમંત જાણો તેમ. ૧૯
શક્રારિને વળી પરમેષ્ઠી, તે લેઇ ચાલ્યા હનુમંત;
પછે રાવણ કેરી સભામાંહે, આવિયા બળવંત. ૨૦
મારગવિષે મારે અસુર તે, અનેક શસ્ત્રના ઘાય;
મહાવજ્ર દેહમાં વાગતાં, તે સર્વ ભાગી જાય. ૨૧

હનુમંતને જોઈ રાવણને મન, ચઢી સબળી રીસ;
અધર પીસે દંતશું, રાતો થયો દશશીષ. ૨૨
ત્યારે બંધન સરવે તોડીયું, વાયુસુતે તેણીવાર;
પછે કુંડાળું કરી પુંછાસન, બેઠા સભામોઝાર. ૨૩
ત્યારે રાવણ પૂછે રીસથી, અલ્યા મર્કટ છે તું કોણ;
તું દૂત કોનો ક્યાંથી આવ્યો, કહે સાચી વાણ. ૨૪
હનુમંત કહે રે દુષ્ટ મશયક, પાપી દુરમતિવંત;
તુજ કુળતણો હું કાળ છું, અવતર્યો કરવા અંત. ૨૫
તુજ રુદેપરથી ધનુષ લેઇને, ભંગ કીધું તાસ;
જેણે જીવાડયો તુજને, તે રામનો હું દાસ. ૨૬
જેણે સુબાહુ તાડિકા માર્યાં, કરી યજ્ઞ રક્ષાય;
તુજ ભગની કેરાં કરણ નાશા, છેદી તે રઘુરાય. ૨૭
ખર દુખર ત્રિશિરા આદિ માર્યાં, અસુર જે બળવંત;
હું દાસ છું તે રામનો, મુજ નામ તે હનુમંત. ૨૮
તુને શિક્ષા કરવા આવીયો, કર્યો સકળ દળ સંધાર;
અશોક વન ઉજાડી માર્યાં, અક્ષય આદિ કુમાર. ૨૯
ઈંદ્રજીતને મેં ગાંજીયો, ટાળ્યો દેવળ કેરો ડામ;
એ વિના વળી બીજું કરૂં, પણ નથી આજ્ઞા રામ. ૩૦
તે મુને ક્યમ નવ ઓળખે, સુણ દુષ્ટ લોચન અંધ;
કાલે રઘુવર આવશે, કરી સાગર સેતુબંધ. ૩૧
દશ શીષ છેદી તાહરાં, દશ દિશામાં બળિદાન;
તે આપશે અયોધ્યાપતિ, તું સત્ય સુણજે કાન. ૩૨
ઘરમાં થકી જ્યમ શ્વાન આવી, વસ્તુ લેઇને જાય;
અરે તસ્કર એમ લાવ્યો, હરણ કરી સીતાય. ૩૩
સુણી રાવણે મન વિચાર્યું, એ વજ્રદેહી જાણ;
સ્વામી ઉપાસક સત્ય વચની, નહિ મરે નિર્વાણ. ૩૪
ત્યારે રાવણ કહે રે કપિ તારૂં, મરણ કહે મુને સત્ય;
હનુમંત કહે હું અમર છું, તે જાણજે દુરમત્ય. ૩૫
રાવણ કહે રે બ્રહ્માદિકનો, થાય કાળે નાશ;

માટે મરણ તારૂં થાય નહિ ક્યમ, કહે સત્ય પ્રકાશ. ૩૬
હનુમંત કહે અમો કપિ કેરૂં, પૂંછમાં જીવન;
જો પૂંછ બાળે અમારૂં તો, પડે નિશ્ચે તન. ૩૭

વલણ

પછે નિશ્ચે પડે તન કપિનું, જો પૂંછ બાળે સત્ય રે;
એવાં વચન સુણીને રાવણે, કરી બાળવાની મત્ય રે. ૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे हनुमान इंद्राजित संग्रामे ब्रह्मपाशात् हनुमंतबंधन नाम नवमोऽध्यायः॥९॥**

# અધ્યાય ૧૦ મો

રાગ સોરઠ

હનુમંત કેરાં વચન સુણીને, હસીયો રાવણરાય;
પછી પૂંછ બાળવા કારણ સરવે, કરવા લાગ્યા ઉપાય. ૧
અનેક વસ્ત્ર ભીંજવી તેલમાં, વીંટયાં કપિને પૂંછ;
ત્યમ ત્યમ લાંગુલ લાંબું વધે છે, દેખીતું મહાગુંછ. ૨
જ્યમ બોલતાં વાણી વધે પંડિતની, મહા કવિની પદ રચનાય;
એમ પટકુળ જ્યમ લાવી વીંટે, ત્યમ લાંગુલ લાંબુ થાય. ૩
ત્યારે ઘણાં ગોદડાં લાવી ગામનાં, બોળ્યાં તેલમોઝાર;
તે ભીંજવતાં ધૃત તેલજ ખૂટયું, નાવે પૂંછનો પાર. ૪
પછે અગ્નિ ચેતાવા લાગ્યા સર્વે, નવ ચેતે તે ઠામ;
અનેક ઉપાય કરીને થાકયા, સ્પર્શ કરે નહિ નામ. ૫
ત્યારે રાવણ કહે લાવો હું ચેતાવું, બેઠો જઇને પાસ;
ત્યારે વેદ જાત વાયુની પ્રાર્થના, કરી હનુમંત પ્રકાશ. ૬
થયો ઓચિંતો ભડકો જ્યારે, ફુંક મારી દશાનન;
તવ દાઢી મુંછ બળી રાવણની, વરવું થયું છે વદન. ૭
ઘણું પાપ કર્યું છે લંકાપતિએ, કહેતાં ન આવે પાર;
તેનું અર્ધ પ્રાયશ્ચિત્ત કર્યું હનુમંતે, લાજ્યો તેણીવાર. ૮
પછી પ્રચંડ જ્વાળા પ્રગટી તતક્ષણ, કૂદ્યા કપિ હનુમંત;
પ્રથમ રાવણના મેહેલજ ઉપર, બેઠા જઈ બળવંત. ૯

નાસે ત્રાસે સરવે રાણીઓ, લાગી ભોવનમાં લ્હાય;
તલપ મારતા કૂદે કપિવર, કોણે ન જ્વાળ સહેવાય. ૧૦
છૂટયો પ્રભંજન તેણે સમે, ઘણી મારી ઝપટ ચોપાસ;
ત્યમ હનુમંત ફેરવે વાળધિ, બાળ્યા સરવ અવાસ. ૧૧
નગર લંકામાં લ્હાયજ લાગી, લોક કરે પોકાર;
જ્યમ કલ્પાંતે રુદ્રજ કોપ્યો, કરવાને સંધાર. ૧૨
ભડભડાટ સહુ ભોવનજ લાગે, મણિ ધાતુ પાષાણ;
અતિ ઘણો દુખિયો થયો દશાનન, લોક કરે બુંબાણ. ૧૩
હનુમંતને બાળે છે એવી, કોણે સીતાને કહી વાત;
ત્યારે ધ્યાન ધરીને જઠરાગ્નિને, પૂછી જોયું માત. ૧૪
ત્યારે અગ્નિ કહે ચિંતા નવ કરશો, એ રહેશે કુશળ ક્ષેમ;
લંકા નગર બાળીને જાશે, રઘુપતિ પાસે પ્રેમ. ૧૫
હાવે ત્રીજા ભાગની લંકા બાળી, સમરથ વાયુતન;
વિભીષણ આદિ ભગવતીકેરાં, ઉગાર્યાં ભોવન. ૧૬
એવું કાજ કરીને કૂદ્યા ત્યાંથી,આવ્યા સિંધુ તીર;
સાગરમાંહે બુઝાવા માંડયું, પૂંછ પોતાનું વીર. ૧૭
જળ જંતુ બળવા લાગ્યાં ત્યારે, જળનિધિ બોલ્યા વાણી;
રાખો બારણે પુંછ તમારૂં, હું છોળે છાંટું પાણી. ૧૮
તે વચન માનીને મારુતિ વળતા, બેઠા સિંધુતીર;
પૂંછ શીતળ કર્યું સિંધુએ તતક્ષણ,છોળે ઉછાળ્યું નીર. ૧૯
તે સમે હનુમંતને લલાટે, થયો શ્રમ પરિસ્વેદ;
તે શ્રમબિંદુ સાગરમાં પડયો, એક માછલીયે ગળ્યો વેદ. ૨૦
પુત્ર મકરધ્વજ તેનો થયો, તે હનુમંતનો કહેવાય;
પરાક્રમ તેનું કહેવાશે આગળ, જુદ્ધકાંડમાં કથાય. ૨૧
હવે હનુમંત શ્રીરઘુવીર પ્રતાપે, નવ દાઝયા કાંઇ તન;
જ્યમ નામ પ્રતાપે પીધું હળાહળ, શોભ્યા પંચવદન. ૨૨
એવું અદ્‌ભુતકાજ કરીને વિચારે, મારુતસુત મનમાંહે;
મેં નવ જવાય સીતાને મળ્યા વિણ, માટે જાઉં ત્યાંહે. ૨૩
વળી પૂછશે મુજને રઘુપતિ, કહેશે શું કરી આવ્યો કાજ;

ત્યારે મારૂં પ્રાક્રમ મારે મુખથી, કહેતાં આવે લાજ. ૨૪
માટે બ્રહ્મા રહે છે રાવણ પાસે, જાઉં ઉતાવળો તત્ર;
વિધિ પાસે લેઈ જાઉં લખાવી, આ વર્ત્તમાનનો પત્ર. ૨૫
એવું કહ્યું છે શાસ્ત્રમાંહે જે, નિજ પ્રાક્રમ બળ તીર્થ;
જશ ધરમ વિદ્યા પુરુષારથ, ભજનદાન નિજ અર્થ. ૨૬
એટલી વાત ન શોભે કહેતાં, ન કહેવી પોતાને મુખ;
અન્ય કહે ને આપણ સુણીયે, ત્યારે શોભા સુખ. ૨૭
એમ વિચારી સૂક્ષમ રૂપે, ચાલ્યા અદૃશ્ય બળવંત;
એકાંતમાં બ્રહ્માની પાસે, આવી બોલિયા હનુમંત. ૨૮

વલણ

હનુમંત કહે હો પ્રજાપતિ, હું જાઉં છું જ્યાં રઘુરાજ રે;
આ પરાક્રમ જે મેં કર્યું તે, પત્ર લખી આપો આજ રે. ૨૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे लंकादहनानंतर हनुमानब्रह्मासमागमो नाम दशमोऽध्यायः॥१०॥

# અધ્યાય ૧૧ મો

રાગ મેવાડો

વચન સુણી વિધિ પ્રસન્ન થયા, હનુમંતને કહે ધન્ય ધન્યજી;
ધન્ય પુરુષારથ ડહાપણ તારૂં, સમરથ વાયુતનજી. ૧
એવું કહી પછે લખ્યો વિધિએ, શ્રીરામની ઉપર પત્રજી;
વર્ત્તમાન સહુ તેમાં લખીયું, આપ્યો કપિને તત્રજી. ૨
તે બ્રહ્મપત્ર કરમાં લેઇ ચાલ્યા, આવ્યા જાનકી પાસજી;
કરી વંદના ગદ ગદ થઇને, ચરણે નમિયો દાસજી. ૩
માતા મુજને આજ્ઞા આપો, હું જાઉં જ્યાં રઘુવીરજી;
સંદેશાની વાટ જોતા હશે, રામલક્ષ્મણ રણધીરજી. ૪
ત્યારે જાનકી ગદગદ થઇને બોલ્યાં,અતિ દુઃખ પ્રગટયું મનજી;
સાચું કહે ભાઇ ક્યારે મળશે, મુજને પ્રાણજીવનજી. ૫
મૂળ થકી દુઃખ છે મુજ મનમાં, પતિવિરહ ને રોગજી;
વળી તે મધે દુઃખ બીજું પ્રગટયું, વીરા તારો વિજોગજી. ૬

ત્યારે કર જોડીને કપિવર કહે છે, ધીરજ રાખો માતજી;
હવે થોડા દિવસમાં મળશે તમને, આવશે અહીં જગતાતજી.
માટે માત મુને કંઈ આપો એંધાણી, છાની વાત કહો આજજી;
ત્યારે વેણી તણો મણિ છોડી આપ્યો, આ લેઇ જાતું કપિરાજજી.
છાની વાત કહેજે પ્રભુને, રહેતાં ચિત્રકૂટ મોઝારજી;
લક્ષ્મણજી વનમાંહે ગયાતા, ફળ લેવા એક વારજી. ૯
રઘુપતિના ખોળામાં શિર મૂકી, નિદ્રા કરી મેં જાણજી;
ત્યારે મારા લલાટે પ્રભુએ, કેશર આડ કરી નિરવાણજી. ૧૦
એ વાત અંતરની કહેજે વીર, મારા ઘણા કરી પરણામજી;
વાનર સૈન્યા લઈ રઘુપતિ, ક્યમ આવશે આણે ઠામજી. ૧૧
છે શત જોજન સિંધુ વચમાં, ક્યમ ઉતરશે પારજી;
એવાં વચન સુણી સીતાનાં વળતાં, બોલ્યા પવનકુમારજી. ૧૨
સેતુ બાંધશે સાગરપર વા, શોષશે મૂકી બાણજી;
વા કરશે પાજ્ય મુજ પૂંછ તણી, તેથી ઉતરશે નિરવાણજી.
જળ ઉપર જેણે પૃથ્વી રાખી, સ્થંભ વિના આકાશજી;
તો સાગર કેરો ભાર કેટલો, માતા રાખો વિશ્વાસજી. ૧૪
જે ઉદરમાંહે જઠરાથી જાળવે, ગર્ભને શ્રીભગવાનજી;
એ કળા જડે નહિ કોઇને કરાવે, માંસવિષે પયપાનજી. ૧૫
એક ક્ષણમાં બ્રહ્માંડ ઉદે કરે, પાળે તથા કરે ભંગજી;
સાધક બીજો સંગ નહિ તે, શું ન કરે શ્રીરંગજી. ૧૬
એવું કહી સાષ્ટાંગ કરી પછે, ચાલ્યા વાયુતનજી;
ત્યારે સીતાએ કલ્પાંત કર્યું, જળ ભરીયું લોચનજી. ૧૭
પછે લંકા ગિરિને શિખર ચઢી, દિવ્ય રૂપ ધર્યું તતકાળજી;
ઉત્તર પંથ ચિંતવી હનુમંતે, કૂદીને મારી ફાળજી. ૧૮
ત્યારે જય જયકાર કરી કહે સુર સહુ, નિજ દુઃખ હેતુ સંબંધજી
હવે વહેલા આવજો રામને તેડી, છોડો અમારા બંધજી. ૧૯
ત્યારે હનુમંત કહે ચિંતા નવ કરશો, ધરજો મનમાં ધીરજી;
કાલ બપોરે સિંધુતીરે, આવશે શ્રી રઘુવીરજી. ૨૦
એવું કહી પછે સિંધુ ઓળંગી, આવ્યા મારુત તનજી;

જાંબુવાન આદે સહુ મળીયા, દીધાં આલિંગનજી. ૨૧
સરવે કપિ હનુમંતને દેખી, પામ્યા હરખ અપારજી;
કો પ્રદક્ષણા કરી પાયે લાગે, વંદે વારંવારજી. ૨૨
કો જાનુ જંઘા કો હસ્ત પૂંછને, ચુંબન કરતા કીશજી;
પુષ્પ લાવી કો પૂજે પ્રેમે, કો દેતા આશીષજી. ૨૩
એમ બ્રહ્માનંદમાં મગ્ન થયા કપિ, પૂછે સહુ સમાચારજી;
ત્યારે હનુમંતકહે કુશળ છેજાનકી, મળ્યાંમુજનેનિરધારજી.૨૪
સકળ વૃત્તાંત લખ્યું છે પત્રમાં, બ્રહ્માએ નિરવાણજી;
ચાલો પ્રભુની પાસે ત્યારે, થશે તમને સહુ જાણજી. ૨૫
એવું કહી પછે ચાલ્યા તતક્ષણ, આવ્યા ઋષિમુખ પાસજી;
ત્યાં સુગ્રીવ કેરૂં મધુવન છે, ફળ પકવ રમ્ય તરુ વાસજી.૨૬
તે વનમાંહે પેઠા સરવે, ફળ ખાધાં નિરધારજી;
તરુ ઉપાડયાં રક્ષક માર્યા, મન અભિમાન અપારજી. ૨૭
તે અનુચર નાઠા આવ્યા ઋષિમુખ, બોલ્યા નામી શીશજી;
વૃત્તાંત સરવે કહ્યું સુગ્રીવને, સુણી હરખ્યો પતિ કીશજી.૨૮
ત્યારે સુગ્રીવ કહે છે રઘુપતિ પ્રત્યે, કપિ કરી આવ્યા કાજજી;
નહિ તો મારૂં મધુવન તે, કો નવ મોડે મહારાજજી. ૨૯
એટલે આવ્યા કરી ગરજના, કહેતા જય જય રામજી;
મંગળધુનિ સુણી જોઈ હનુમંતને,ઉઠી સભાઅભિરામજી.૩૦

વલણ

અભિરામ પામી સભા સરવે, થઇ છે મહા સુખવંત રે;
કિષ્કિંધાપતિઅયોધ્યાપતિઉઠયા,આવતા દેખી હનુમંતરે. ૩૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे सागरोल्लंघनानंतरं मधुवनभंगात् रामदर्शनं नाम एकादशोऽध्यायः॥११॥**

# અધ્યાય ૧૨ મો

રાગ. સોરઠ

જ્યમ સુપર્ણ અમૃત લેઇને આવે, વિનતા કેરો વત્સ;
જ્યમ મૃત સંજીવની સાધી આવે, બૃહસ્પતિનો સુત કચ્છ.૧

એમ હનુમંત અતિ હરખભર્યા, તે કરીને આવ્યા કાજ;
સાષ્ટાંગ કરીને ચરણે લાગ્યા, પ્રસન્ન થયા રઘુરાજ.
ઘણીવાર શિર મૂકી રહ્યા, હનુમંત પ્રભુને પાય;
ત્યારે મારુતિને મસ્તક કર મૂકી, ઉઠાડયા રઘુરાય. ૩
ભુજ ભરીને આલિંગન દીધું, ચાંપ્યા રુદયા સાથ;
પછે હરખઆંસુ પ્રેમે થઇ ગદ ગદ, બોલ્યા શ્રીરઘુનાથ. ૪
અરે ધન્ય ધન્ય મારુત સુત બળિયા, તું કરી આવ્યો કાજ;
પછે સભા કરીને રામની સન્મુખ, બેઠો સરવ સમાજ. ૫
ત્યારે પ્રથમ વૃત્તાંત કહ્યું વાલીસુત, અંગદે માંડી વાત;
અહીંથી નીકળતાં શાપમુક્ત થયો, દંડી ઋષિનો જાત. ૬
પછે વિવરમાંહે સુપ્રભા મળી, ત્યાંથી ગયા સિંધુતીર;
ત્યાં ગીધજાતિ સંપાતિ મળ્યો, જે જટાયુ કેરો વીર. ૭
પછે મારુતસુત સિંધુ ઓળંગ્યા, ચઢી પરવતને શીષ;
એટલી વાત અમો જાણું છું, સુણીયે શ્રીજગદીશ. ૮
પછે રામે હનુમંત સામું જોયું, ત્યારે બોલ્યા વાયુકુમાર;
મહારાજ સુખી છે જનકનંદિની, અશોક વનમોઝાર. ૯
ઘણું કૃશ થયાં છે તમારે વિયોગે, ચિંતા કરે દિનરાત;
હું મુદ્રિકા આપી પાયે લાગ્યો, કહી કુશળની વાત. ૧૦
તમારા નામની સુધાએ કરીને, તનમાં રહ્યા છે પ્રાણ;
મેં જઇને ત્યાં ધીરજ આપી, શુદ્ધ લાવ્યો નિરવાણ. ૧૧
એટલું કહી રઘુવીરને આપ્યો, ચૂડામણિ સાક્ષાત;
વળી વિસ્તારીને કહી રામને, ચિત્રકૂટની વાત. ૧૨
તે સુણીને ગદ ગદ કંઠ થયા, મણિ રુદેમાં ચાંપ્યો રઘુવીર;
વિરહે વ્યાકુળ થઇને રઘુપતિ, નેત્રે ભરતા નીર. ૧૩
જે અજ અજીત ત્રિગુણાતીત પૂરણ, રહિત ઉદયઅવસાન;
તે સીતાવિયોગના શોકસિંધુમાં, મગ્ન થયા ભગવાન. ૧૪
પછે અંજની સુતને પૂછે છે વળી, પોતે પૂરણ બ્રહ્મ;
તું કેમ ગયો મેળાપ થયો તે, કહે મુજને સહુ મર્મ. ૧૫
ત્યાં જઈ શું પ્રાક્રમ કીધું તેં, શું બોલ્યો રાવણ સાથ;



સીતાની શોધ કરીને હનુમાનનું શ્રીરામ પાસે પહોંચવું.

Lakshmi Art, Bombay, 8

એ સરવ વાત માંડી કહે મુજને, એમ પૂછે રઘુનાથ. ૧૬
ત્યારે શ્રીરઘુવીરના કરમાં આપ્યો, મારુતિએ બ્રહ્મપત્ર;
મહારાજ એ પત્ર વિધિએ લખ્યો છે, વર્ત્તમાન સહુ તત્ર. ૧૭
શ્રીરામે લેઈ લક્ષ્મણને આપ્યો, વાંચવાને તે કાળ;
પછે ઉકેલ્યો સહુ સભા સાંભળતાં, વાંચે સુમિત્રાબાળ. ૧૮

વલણ

સુમિત્રાસુતે કર કાગળ લીધો,થઇ એકચિત્ત સભા સર્વત્ર રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા,વાંચે લક્ષ્મણજી બ્રહ્મપત્ર રે.૧૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे हनुमंता श्रीरामहस्ते ब्रह्मपत्रार्पणं नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥**

# અધ્યાય ૧૩ મો

રાગ દોહા

કનક પત્ર વિધિયે લખ્યો, શ્રીરામની ઉપર જેહ;
તે લાવ્યા હનુમંતજી, આપ્યો પ્રભુને તેહ. ૧
તે કરમાં લેઈ રઘુપતિ, હરખ્યા જુગદાધાર;
પછે વાંચવા કારણ આપીયો, લક્ષ્મણને તેણીવાર. ૨
તે કરમાં લેઇ અનંતજી, ઉકેલ્યો નિરવાણ;
સુણતાં સહુ વાનરસભા, લક્ષ્મણ વાંચે જાણ. ૩
પ્રથમ સ્તુતિ રઘુવીરની, પછે હનુમંત ચરિત્ર;
તે સાવધાન એકચિત્ત સુણો, શ્રોતા પુણ્ય પવિત્ર. ૪

છંદ

જયજય અનંત કોટી બ્રહ્માંડ, નાયક અજ અજીત અખંડ;
પતિ વૈકુંઠ જગ પ્રતિપાળ, વ્યાપક શ્રીનિકેત દયાળ. ૧
અંકુર મૂળ માયા કંદ, ગુરુ જગ સત્ય ચિદ આનંદ;
કારણરૂપ ધારણ તત્ત્વ, ચૈતન સગુણ નિરગુણ સત્ત્વ.
નમું વેદાંત વેદ્ય સ્વરૂપ, માયા ચક્ર ચાલક ભૂપ;
શોષક દૈત્ય જળધિ અગસ્ત, છેદક દેવ બંધ સમસ્ત.
હરતા ભાર ભૂમિ દુષ્ટ, કરતા ધરમ ભક્તિ પુષ્ટ;

ચાતુક ભક્ત જળદ સમાજ, ભવગજ વિદારક મૃગરાજ.
સંત ચકોર ચંદ્ર અમીશ, હરિ મમ જનક ત્રિભુવન ઇશ;
મંગળ રૂપ તવ અવતાર, સ્થાપન ધરમ પરમ ઉદાર.
જયજય મીન કમઠ વરાહ, નરહરિ ત્રિવિક્રમ ભૃગુનાહ;
દશરથ સુવન શ્રીરઘુવીર, ધારણ સત્ય વ્રત રણધીર.
લક્ષ્મણ ભરથ શત્રુઘન, પ્રાગટય ચતુર વ્યૂહ પાવન;
મુનિ મખ રક્ષ ત્રિય ઉદ્ધાર, નિશિચર તાડિકા સંહાર.
શિવ કોદંડ ખંડન રામ, તનયા જનક પૂરણકામ;
પાળક પિતુ વચન વનવાસ, ગૌતમી ગંગતીર નિવાસ.
ગો દ્વિજ સંત સંકટહરણ, ભવ રૂજ વૈદ કરુણાકરણ;
મનુજાકૃતિ ધૃત સુરકાજ, પદ પદ પૃથ્વી તીરથરાજ.
કોટિ મનોજ તનુ કમનીય, નમું નિત ભૂમિજા રમણિય;
તવગુણ શમન ત્રિવિધિ તાપ, હરતા નામ કળિમળ પાપ.
રાજીવ નયન શ્યામલ ગાત્ર, અદ્ભુત કરમ જનકજમાત્ર;
સદ્ગુણ અલંકૃત સુખરાશ, સુણો એક વિનતિ અવિનાશ.
લંકાપુરીથી લખિતંગ, સેવક કમળભૂ તવ અંગ;
આવ્યો ઇહાં વાયુતન, કૂદ્યો સિંધુ શત જોજન.
ટાળ્યાં વિઘ્ન પંથ અમિત, ખોળ્યું નગર સરવ અભીત;
સીતાતણી પામ્યો શુદ્ધ, આપી મુદ્રિકા મળ્યો બુદ્ધ.
ઉજાડયું અશોક ચંડીધામ, માર્યા અસુર કરી સંગ્રામ;
હણીયા અખે આદિ કુમાર, શૂરા વીર ઓજ અપાર.
એ વિણ અસુર માર્યા ઓક, પડીયો દશાનનને શોક;
ચઢીયો ઇંદ્રજીત અમોઘ, વિદ્યાવંત બળગુણ ઓઘ.
તે શું કર્યું જુદ્ધ અનંત, નાઠો રાવણી બળવંત;
પેઠો વિવરમાં લેઇ પ્રાણ, ગાજ્યો પવનપુત્ર સુજાણ.
એવું કર્યું અદ્ભુત કામ, તે તમ પ્રતાપે શ્રીરામ;
મેં જઇ પ્રારથ્યો હનુમંત, ત્યારે બંધાયો બળવંત.
લાવ્યા નગરમાંહે પ્રમુખ, જોઇ ભય પામીયો દશમુખ;
બાળી લંક આડે અંક, થઇ તવ કનક કેરી લંક.

એ હનુમંતને છે ધન્ય, સેવક સ્વામીભક્ત અનન્ય;
સ્વામીતણું એવું કાજ, બીજે થાય નહિ મહારાજ.
એ મેં લખ્યું સરવે સત્ય, સાચું માનજો રઘુપત્ય;
રાખો સદાચરણ નિવાસ, કહે કર જોડી ગિરિધરદાસ.

દોહા

બ્રહ્મપત્ર સુણી કપિસહિત, હરખ્યા શ્રીરઘુનાથ;
ધન્ય ધન્ય કહી મારુતિ, ચાંપ્યો રુદયા સાથ. ૨૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे ब्रह्मपत्रे हनुमानचारित्रकथनं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

# અધ્યાય ૧૪ મો

રાગ મારૂ

સુણી બ્રહ્મપત્ર પાવન, પામ્યા આશ્ચર્ય સર્વે જન;
ત્યારે હરખ્યા ઘણું રઘુનાથ, ચાંપ્યો મારુતિ રુદયા સાથ. ૧
પ્રાણવલ્લભ પવનકુમાર, તુંને શો કરૂં હું ઉપકાર;
કહ્યાં રામે કરુણા વચન, ત્યારે બોલ્યા મારુત તન. ૨
જો આજ્ઞા કરો મહારાજ, તો લાવું જાનકીને આજ;
કહો તો રાવણને જઇ મારૂં, કુળ રાક્ષસનું સંહારૂં. ૩
ત્યારે બોલ્યા દશરથતન, ભાઇ ધીરજ રાખો મન;
હજી કરવું છે કાજ અપાર, ઘણું જુદ્ધ થશે તે ઠાર. ૪
પણ પૂછું તને હનુમંત, કેવી લંકા છે શોભાવંતઃ
લોક શો પાળે છે ધર્મ, કહો રાક્ષસ કેરૂં કર્મ. ૫
હનુમંત કહે ગઢવંક, ત્રણશેં ગાઉ લાંબી છે લંક;
એકવીશ કોટી બારલક્ષ, પુરમાં મંદિર છે પ્રત્યક્ષ.. ૬
એકેક ઘરમાં દશ દશ વાસ, સોળ માળના ઉંચા અવાસ;
તેની વિગત કહું વિસ્તારી, એક એકથી શોભા સારી. ૭
પાંચ લક્ષ આરસનાં ધામ, સાત લક્ષ ત્રાંબાનાં કામ;
પાંચ કોટી કનકનાં વિખ્યાત, રત્ન હીરાતણાં કોટી સાત. ૮
શિવનાં દેવળ છે નવ કોટી, થાય ત્રિકાળ પૂજા મોટી;

અગ્નિ હોત્ર અસુરને ઘેર, થાય વેદાધ્યયન બહુ પેર. ૯
રુદ્રાક્ષ વિભૂતિ સંગ, કરે ધારણ નિશિચર અંગ;
કર્યાં રાવણે વેદના ખંડ, દેવને દે છે ઘણો દંડ. ૧૦
તપ દારુણ કરતા અસુર, જપે મલીન મંત્ર મહા ભૂર;
નહિ દયા રાક્ષસને લેશ, રહિત આચાર અપવિત્ર વેશ. ૧૧
ગોબ્રાહ્મણ સુરને પીડે, નિત્ય હિંસા કરતા હીંડે;
ત્રણ લોકનો વૈભવ જેહ, છે રાવણના ઘરમાં તેહ. ૧૨
જેને સુંદરીઓ છે અસંખ્ય, કરે નિશદિન ક્રીડા નિશંક;
જેને પુત્રીજમાત્ર અપાર, પુત્ર પૌત્ર તણો નહિ પાર. ૧૩
લંકામાં એક વિભીષણ ભક્ત, જે છે તમ સાથે આસક્ત;
બાકી સરવે અસુર છે અધરમી, નિરદે અપવિત્ર હિંસાકરમી.
એવી કહી હનુમંતે વાત, તે સુણીને હસ્યા જુગતાત;
એમના તપ હોમને ધિક્કાર,ન જાણ્યો જેણે તત્ત્વ વિચાર. ૧૫
જે શાસ્ત્ર સુણ્યાં તે વ્યર્થ, જેણે આત્મા ન જાણ્યો સમર્થ;
જેવી સર્પની શાન્તિ પ્રમાણો,એવી ક્રિયા અસુરની જાણો.૧૬
જેવું વિધવાનું રૂપ યૌવન, અંત્યજનું જેવું રમ્ય ભોવન;
જારનાં જે શુભ આચરણ, જેવું તસ્કરનું ડહાપણ. ૧૭
દંભીતણું ભજનને ધ્યાન, જેમ ભૂતદયાવિણ જ્ઞાન;
એ સરવે જ્યમ મિથ્યા જાણો,એવાં અસુરનાં કરમ પ્રમાણો.
સુણ હનુમંત નિશ્ચે જાણ, મારે હણવા અસુર નિરવાણ;
કરે રાક્ષસ જે અનાચાર, મારે કરવો તેનો સંહાર. ૧૯
લંકા હનુમંતે બાળી જયારે, સોનાની પૃથ્વી થઇ ત્યારે;
પામ્યા આશ્ચર્ય પૂરણ કામ, જાંબુવાનને પૂછે રામ. ૨૦
કહો રીંછપતિ એક વાત, મને સંદેહ થયો સાક્ષાત;
ઘણા કાળના વૃદ્ધ અપાર, તમો બ્રહ્માતણો અવતાર. ૨૧
માટે કહો લંકાની ઉતપત્ય, પૂરવે કોણે વસાવી સત્ય;
કેમ સાગરમાં થયો બેટ, તે કહો અથ ઇતિ નેટ. ૨૨

વલણ

અથ ઇતિ કહો લંકા કેરી, રીંછપતિ બળવાન રે;

એવાં રામચંદ્રનાં વાયક સુણીને, બોલ્યા જાંબુવાન રે. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे श्रीराम-
सामीप्यं हनुमता लंकाशोभावर्णनं नाम चतुर्दशोऽध्यायः ॥१४॥

# અધ્યાય ૧૫ મો

રાગ સામેરી

જાંબુવાન કહે સુણો રામજી, પૂરવે ગ્રહ્યો ગજ ગ્રાહે;
ત્યારે હરિ આવ્યા ગરુડ બેસી, કરવા ગજની સાહે. ૧
ત્યારે ચક્ર મૂકી છેદીયો, નક્રને તેણીવાર;
ત્યાં ગતિ આપી ગ્રાહને, ગજનો કર્યો ઉદ્ધાર. ૨
રમારમણ તવ ચાલીયા, વૈકુંઠ પ્રત્યે જાય;
તવ ક્ષુધા લાગી ગરુડને, વિનવ્યા વૈકુંઠરાય. ૩
ત્યારે વિષ્ણુ કહે એ કલેવર, ગજ ગ્રાહનાં છે જેહ;
હું જાઉં છું વૈકુંઠમાં, જા ભક્ષ કર તું તેહ. ૪
ત્યારે ગરુડે આવી કુણપ બેઉનાં, ગ્રહ્યાં ચંચુમાંહે;
મન જાણ્યું જે કરૂં ભક્ષ એ, એકાંત જઇને તાંહે. ૫
એટલે એક શરભંગ રાક્ષસ, તેણે માગ્યો ભાગ;
તેને મારીયો વિનતા સુતે, મેરુ ગયો મહાભાગ. ૬
તે મેરુ ઉપર જાંબુનું એક, વૃક્ષ પ્રૌઢ અપાર;
એક શાખા ઉપર બેઠો જઇ, તેનો શત જોજન વિસ્તાર. ૭
સાઠ સહસ્ર વાલખિલ્ય ઋષિ, ટીંગાયા હતા તે ડાળ;
વળી ગરુડને ભારે કરી, ભાગી પડી તતકાળ. ૮
ગરુડે જાણ્યું મુનિ ચંપાશે, ગ્રહી શાખા કરમોઝાર;
ગજ નક્ર ચંચુમાં ગ્રહીને, ઉડયો તેણીવાર. ૯
કશ્યપ ઋષિ બેઠા હતા, આવીને પૂછયું ત્યાંહે;
હે પિતા કહો આ શાખા હવે, જઇને મૂકું કયાંહે. ૧૦
એ પુત્ર સંકટમાં પડયો, કશ્યપે જાણ્યું મન;
પછે વાલખિલ્યની સ્તુતિ કરીને, ઉતાર્યા મુનિજન. ૧૧
પછે પુત્રને કહ્યું પ્રજાપતિએ, જા તું દક્ષિણ દેશ;

લંકા ગિરિની ઉપર જઇને, ભક્ષ કરજે એશ. ૧૨
તે ગિરિ સાગર મધ્યમાં છે, આવ્યો તેણે ઠાર;
ત્યાં ગરુડ આવી ગ્રાહ ગજ તન, તણો કીધો આહાર. ૧૩
તે ભક્ષ કરીને અસ્થિ નાખ્યાં, ગરુડે ત્યાંહાં સાક્ષાત;
તે તણો ત્રિકુટાચળ થયો, તમો સુણો રઘુવર વાત. ૧૪
પેલી શાખા શત જોજનની, હતી કનકકેરી જાણ;
તે સિંધુમાં નાખી તદા, થયો બેટ ત્યાં નિરવાણ. ૧૫
તે બેટમાં વિધિયે રચ્યું, લંકા નગર વિખ્યાત;
મહા કનક મણિમય ધામ સુંદર, કોટ પાછળ સાત. ૧૬
તે જાંબુનદની ભોમ નીચે, મલીન થઇતી આપ;
તે લંકા બાળી હનુમંતે, લાગ્યો અગ્નિકેરો તાપ. ૧૭
ત્યારે દેખાઇ શુદ્ધ કનકભોમિ, સુણો શ્રીરઘુવીર;
એ પ્રકારે લંકા થઇ, ઉતપત્તિ કહી રણધીર. ૧૮
સુગ્રીવ કહે શ્રીરામને, તમો સુણો શ્રીમહારાજ;
પ્રયાણ કરીયે આપણે, શુભ મહુરત છે વળી આજ. ૧૯
રઘુપતિ કહે હાવે ચાલવું ભાઈ, નવ લગાડો વાર;
સુગ્રીવે કપિનું સૈન્ય સહુ, તતપર કર્યું તેણીવાર. ૨૦
શરદ ઋતુનો માસ આશ્વિન, પક્ષ ઉજ્જવળ જેહ;
વિજયા દશમી ચંદ્રવાસર, શ્રવણ કહીએ તેહ. ૨૧
અભીજીત મહુરત માંહે રામે, પ્રયાણ કીધું સાર;
અઢાર પદ્મ સૈન્યા સંગાથે, ચઢયો સુરજ કુમાર. ૨૨

વલણ

ચઢયો સુરજ કુમાર સુગ્રીવ, અઢાર પદ્મ દળ સાથ રે;
શુભ મહુરતમાં પ્રયાણ કીધું, લક્ષ્મણ ને રઘુનાથ રે. ૨૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे श्रीराम-सामीप्ये जांबुवता लंकोत्पत्तिकथनं नाम पंचदशोऽध्यायः ॥१५॥**

# અધ્યાય ૧૬ મો

રાગ સોરઠ

જીતવા રાવણ રાયને, રઘુવર ચઢયા તેણીવાર રે;
સહુ કપિતણો સરદાર સુગ્રીવ, સૈન્યનો નહિ પાર રે. ૧
હનુમંત સ્કંધે રામ ચઢિયા, ચાપ શર ગ્રહી હાથ;
જયમ ગરુડ ઉપર શ્રીપતિ, એમ શોભતા રઘુનાથ. ૨
અંગદ કેરે સ્કંધ બેઠા, લક્ષ્મણજી તેણીવાર;
જયમ ઐરાવતપર ઇંદ્ર શોભે, નંદીપર ત્રિપુરાર. ૩
વિશાળ વૃક્ષ ઉપાડીને, કપિએ ગ્રહ્યાં કરમાંહે;
તે છત્ર કરતા રામને, નવ પલ્લવ ચંમર ત્યાંહે. ૪
જય બોલાવી રઘુનાથની, દળ ચાલ્યું દક્ષિણ દેશ;
ચિક્કાર કરતા ચાલતા, ગિરિસમ કપિના વેશ. ૫
ભુભુકાર નાદ હુંકાર કરતા, કૂદતા બળવાન;
કરમાંહે ગિરિ ઉછાળતા, તે કુસુમ ગેંદ સમાન. ૬
કેટલાક કપિએ વૃક્ષ ઝાલ્યાં, કેટલાકે પાષાણ;
કેટલાક કરનખ દંત કરડે, કરે મહા બુંબાણ. ૭
જય જય ધુનિ કહી ગર્જતા, પદ પ્રહાર ધ્રૂજે ધર્ણ;
સિંધુજળ ઉછળ્યાં, સુરજ થયો ધુંધળ વર્ણ. ૮
દિગ્ગજ ડગ્યા ને શેષ સળકયો, ભૂમિ ન સહે ભાર;
એમ ચાલી સેન્યા રામની, કહેતાં ન આવે પાર. ૯
જોજન દશ વિસ્તાર પહોળી, કપિ સૈન્યા જાય;
મારગતણાં પાષણ તરુ, તે ભાગી ભૂકો થાય. ૧૦
એક એકના શિર વિષે પગ દઈ, કૂદતા કપિ તાસ;
કો પૃથ્વી ઉપર હીંડતા, કો ઉડતા આકાશ. ૧૧
જય રામ જય જય રામ કહીને, ગર્જતા મહાવીર;
એમ કપિ સેન્યાસહિત આવ્યા, રામ સાગરતીર. ૧૨
દશ યોજનમાં ઉતરી સેન્યા, શોર થાય અમિત;

ભુભુકાર વ્યાપ્યો દશ દિશા, સિંધુ થયો ભયભીત. ૧૩
તે ખબર થઇ લંકાવિષે જ્યાં, બેઠો રાવણ રાય;
શ્રીરામ આવ્યા સાગરતીરે, લેઇ કપિ સૈન્યાય. ૧૪
એવું સાંભળીને દશાનન તવ, ચમકીયો મનમાંહે;
સભાવિષે તેડાવ્યા સહુ, જે અધિકારી ત્યાંહે. ૧૫
ઇંદ્રજીત આદે પુત્રને વળી, પ્રહસ્ત આદિ પ્રધાન;
એ વિના અન્ય અસુર તેડાવ્યા, સભામાં દઇ માન. ૧૬
તે મરવ સાથ વિચાર કરવા, લાગ્યો રાવણ ભૂપ;
ભાઇ આપણે હાવે શું કરવું, તે કહો સમય અનુપ. ૧૭
દશરથ તણા સુત આવીયા, ઉતર્યા સાગર તીર;
કપિ સૈન્યા તે સાથે ઘણી, હનુમંત સરખા વીર. ૧૮
શત્રુ સરપ ને અગ્નિ ત્રણે, ન ગણવાં લઘુ એહ;
કરે વિઘ્ન તે ક્ષણમાત્રમાં, માટે ધીરીયે નહિ તેહ. ૧૯
એક વાનરે લંકા પ્રજાળી, અક્ષે આદિ અસુર;
તે હણી નિર્ભય ગયો પાછો, મળ્યું કપિદળ પૂર. ૨૦
તે માટે પૂછું સર્વને, કહો હવે કરવું કેમ;
નિશ્ચે વિચાર કહો સહુ, મુજ કુશળ થાય જેમ. ૨૧
એવાં વચન સુણી રાવણ તણાં, પછી બોલ્યા પુત્ર પ્રધાન;
મહા ક્રોધ આણી કહે વાણી, કરી મન અભિમાન. ૨૨
અરે રાય શું ચિંતા કરો, એ રામના શા ભાર;
શું યુદ્ધ કરશે કપિ એ, નર વાનર આપણો આહાર. ૨૩
રામ લક્ષ્મણ મનુષ્ય બે, કરી તપ થયા કૃશ કાય;
કપિ ભાલુ રીંછ મર્કટ, તે થકી શું થાય. ૨૪
આજ દૈવે મોકલ્યું ઘેર બેઠાં, ભક્ષ આપણું એહ;
તમે નિર્ભે થઇ રહો ભૂપતિ, ચિંતા ન કરશો તેહ. ૨૫
એમ શક્રજીત અતિકાય, દેવાંતક નરાંતકની આદ;
વજ્ર દૃષ્ટિ મહોદર, કરતા ઘણો બકવાદ. ૨૬
તે સમે સભામાં વિભીષણ, બેઠા હતા તે ઠાર;
રામની નિંદા શ્રવણ સુણી મન, થયો ક્રોધ અપાર. ૨૭

મહા પુણ્ય પાવન વિભીષણ, સદ્ગુણ ગંગા નીર;
જ્યમ વાયસ કેરી સભામાં, રાજહંસ બેઠો ધીર. ૨૮
પુષ્પ પરમારથ વૃક્ષનાં, જે સત્ય સિંધુ ન્યાય;
ભક્તિ જ્ઞાન વૈરાગ સાગર, વિવેકી કહેવાય. ૨૯
એવા વિભીષણ જે વિચિક્ષણ તેણે, સુણ્યાં અસુર વચન;
પછે સભામાંહે બોલિયા, ઘણું ક્રોધ આણી મન. ૩૦

વલણ

મનમાંહે આણી ક્રોધ બોલ્યો, વિભીષણ તેણીવાર રે;
તે શ્રોતા જન સહુ સાંભળો, કરૂં સંક્ષેપે વિસ્તાર રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे सैन्यसहित श्रीरामचंद्रसमुद्रतीरागमनं नाम षोडशोऽध्यायः ॥१६॥

# અધ્યાય ૧૭ મો

રાગ બિલાસ

નિંદા સુણી રઘુવીરની ત્યારે, થયો વિભીષણને ખેદ;
જથારથ પોતે જાણે છે પ્રભુને, નિર્ગુણ સગુણ અભેદ. ૧
તે સભામાંહે પછે બોલ્યા વિભીષણ, નીતિ વચન નિરધાર;
રાવણ તણા પ્રધાન પુત્રશું, ક્રોધ કરી તેણીવાર. ૨
અલ્યા દુષ્ટ દુર્જન પામર પાપી, બોલો વિચારી મન;
શું દશ મુખને અનરથ સમજાવો, મિથ્યા ગર્વ વચન. ૩
જે સ્થિતિ ઉદ્ભવ સંહરણ કારણ, કોટી બ્રહ્માંડના ઇશ;
જે જીવના જીવન સકળ કર્મના, ફળદાતા જુગદીશ. ૪
તે રામ આવ્યા સાગરતીરે, સાથે સૈન્ય અપાર;
એ રાક્ષસનો સંહારજ કરશે, ઉતારશે ભૂભાર. ૫
એક હનુમંતનું બળ સહી ન શકાયું, અખેકુમારને માર્યો;
ઇન્દ્રજીત નાસી વિવરમાં પેઠો, તે બ્રહ્માએ ઉગાર્યો. ૬
ગોપદવત જેણે સિંધુ ઓળંગ્યો, બાળ્યું લંકા ગામ;
અસુર અનેક સંહારી પાછો, નિર્ભય ગયો નિજઠામ. ૭
તે રામને તમો મનુષ જાણો, જેના દાસનો મહીમા અપાર;

તેને ભક્ષ કરવા ઇચ્છો, તમારી બુદ્ધિને ધિક્કાર. ૮
અલ્યા નિશાપતિને નિંદે તસ્કર, મુક્તાને જ્યમ કાગ;
એમ તમો રઘુપતિને નિંદો; જે પુણ્યશ્લોક મહાભાગ. ૯
જેનું શિવ સનકાદિક ધ્યાન ધરે છે, સ્તવન કરે વિધિ શેષ;
જેનો અપાર મહિમા વેદ કહે,જે દેવતણો દેવેશ. ૧૦
એ દશરથનો પુણ્ય પર્વત જેની, ત્રિલોકમાં કીર્તિ વ્યાપી;
એ તમારા કુળનો ક્ષય કરશે, તેને મનુષ જાણો છો પાપી.
કેવળ વનચર નથી એ વાનર, અવતર્યા સહુ દેવ;
નિજ દુઃખ જાણી હણવા તમને, કરે છે પ્રભુની સેવ. ૧૨
જેણે સહસ્રાર્જુનનો નાશ કર્યો, હણ્યા અશેષ ક્ષત્રી ધીર;
તે ભૃગુપતિનો ગર્વ ઉતાર્યો, એવા શ્રીરઘુવીર. ૧૩
હે મૂર્ખ રાવણ તુજને કાઢયો, ધનુષ તળેથી જેણે;
સર્વ નૃપનો દર્પ હરીને,કોદંડ ભાગ્યું તેણે. ૧૪
તે રામને તું સીતા સોંપી, જઇને ચરણે લાગ્ય;
કરી વિનંતિ દીન વચનથી, અભયદાન તું માગ્ય. ૧૫
શરણાગત વત્સલ છે રઘુપતિ, નહિ જુવે અવગુણ તારા;
માટે સુણ રાવણ એ પરમ હિતકારી, બોલ માનજે મારા.૧૬
જ્યમ ઔષધ કટુ લાગે પણ ટાળે,મૂળ રોગ નિરવાણ;
એમ હમણાં કઠિણ લાગે મુજ વાયક, પરિણામે કલ્યાણ.૧૭
આ સરવ મળ્યા છે કુબુદ્ધિ તમને, કરશે વિપરિત પેર;
અલ્યા જાણીજોઇને મૂરખ રાવણ, શીદ ખાય છે ઝેર. ૧૮
એમ ઘણાં વચન વિભીષણે કહ્યાં, તે નીતિનાં જેણીવાર;
ત્યારે પ્રધાન આદે ઇંદ્રજીતને, ચઢીયો ક્રોધ અપાર. ૧૯
અલ્યા વિભીષણ તું બોલ વિચારી, ડહાપણ જાણ્યું તારૂં;
શું કરીયે જો રાજબંધુ છે, નીકર હવડાં મારૂં. ૨૦
અલ્યા વહાલો થઇને વેર વધારે, જા તું તારે ઘેર;
જીવતો મૂકીએ જાણી જોઇને, નહિ તો હણીએ ઠેર. ૨૧
રાવણને કહે જુવો તમ બંધુ, કેવળ કહે છે કૂડું;
શત્રુની પક્ષ કરીને બોલે, આપણું ઇચ્છે ભૂંડું. ૨૨

ત્યારે કહે વિભીષણ તમો સર્વ મળીને,રાવણને કર્યો ભ્રષ્ટ;
રાજ બોળવા બેઠા છો, ઉપજાવી કુબુદ્ધિ સ્પષ્ટ. ૨૩
અલ્યા પ્રધાન રાયને નિયમે રાખે, ગજને અંકુશ એક;
મંત્ર નાગને જ્ઞાન ચતુરને, જ્ઞાનીને વિવેક. ૨૪
સ્ત્રીને લજ્જા સાધકને ગુરુ, સમુદ્રને મરજાદ;
એમ રાયને નિયમે રાખે નિત્યે, પ્રધાન રહિત પ્રમાદ. ૨૫
હાવે તારૂં રાજ નહિ રહે રાવણ, નિશ્ચે સાચું માન;
તને સંગી સર્વે દુષ્ટ મળ્યા જ્યમ, વૃકની પાસે શ્વાન. ૨૬
એવાં વચન સુણીને રાવણ ઉઠયો, ક્રોધ કરી નિરધાર;
ડાબા પગની પાટુ મારી, વિભીષણને તેણીવાર. ૨૭
અલ્યા મૂરખ રામની પક્ષ કરે તો, જા તું તેની પાસ;
બાંધો મારો એવું કહીને, દેખાડયો બહુ ત્રાસ. ૨૮
ત્યારે તેણે સમે મૂકાવ્યો આવી, રાવણ કેરી માત;
અરે પુત્ર તું રામશરણ જા, નહિ તો કરશે ઘાત. ૨૯
ત્યારે રાવણ કહે જા અહિં થી, તારૂ નથી અમારે કામ;
ચઢાવી લાવજે સૈન્યા જા, શું કરશે તારો રામ. ૩૦
એવું સાંભળી વિભીષણ ઉઠયા, તતક્ષણ તેણીવાર;
ચાર પ્રધાન પોતાના સંગે, લીધા તે નિરધાર. ૩૧
રાવણને કહે વિભીષણ તું છે, મારો મોટો ભ્રાત;
માટે તુજ આજ્ઞાથી અમો જાઉં છું, રામ શરણ સાક્ષાત. ૩૨
એવું કહી વિભીષણ ચાલ્યા, લેઈ પોતાના પરધાન;
જ્યમ કાયા છોડી પંચપ્રાણ તે, જાય યથા અવસાન. ૩૩
કલ્પાંતે મહાભૂત મળે, જ્યમ સ્વરૂપમાં નિરધાર;
એમ વિભીષણ ત્યાંથી ઉઠી ચાલ્યા, સાથે મંત્રી ચાર. ૩૪
જ્યમ વાયસકેરા મેળામાંથી, ઉડી જાય મરાળ;
ખળ નિંદક કેરી મંડળીમાંથી, ઉઠે સાધુ દયાળ. ૩૫
એમ ચાર મંત્રીશું ચાલ્યા વિભીષણ, રામ શરણ નિરધાર;
ઉરધ પંથ પડયા પાંચે જણ, આવ્યા સિંધુપાર. ૩૬
પૃથ્વી ઉપર ઉતરી ઉભા, સૈન્યતણે પ્રદેશ;

પંચે રાક્ષસને જોઇને ભય, પામ્યા કપિ અશેષ. ૩૭

વલણ

અશેષ વાનર ભય પામ્યા, જોઈ રાક્ષસ દેહ દીર્ઘ ઘણી;
પછે વિભીષણ કર જોડીને ઉભા, કરે વિનંતિ કપિવરતણી. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे रावणेन विभीषणापमानात् श्रीरामचंद्रशरणागमनं नाम सप्तदशोऽध्यायः।१७।

# અધ્યાય ૧૮ મો

રાગ ધન્યાશ્રી

વાનરે દીઠા રાક્ષસ પંચજી, જાણ્યું આવ્યા કપટનો કરી સંચજી;
કપિ લેઈ ધાયા વૃક્ષ પાષાણજી, ત્યારે વિભીષણ બોલ્યા જોડી પાણજી.

ઢાળ

પાણ જોડી બોલ્યા વિભીષણ, સુણો સહુ કપિ કર્ણ;
હું કનિષ્ટ બંધુ રાવણ કેરો, આવ્યો રઘુપતિ શર્ણ. ૨
હો કપિ તમારે પાયે લાગું, તમો સેવક છો રણધીરના;
પતિત પાવન પદકમળ, મુને દેખાડો રઘુવીરના. ૩
મને કાઢી મૂકયો રાવણે, તે કરો પ્રભુને જાણ;
હું આવ્યો હોઉં છળકપટથી, તો શ્રીરામ કેરી આણ. ૪
માટે મેળવો મને સીતાવલ્લભ, જેનું ધ્યાન શિવ બ્રહ્મા ધરે;
વેદ વાગીશ વિનાયક જેનું, સ્તવન શેષ સનક કરે. ૫
કોટી બ્રહ્માંડાધીશ જે પ્રભુ, ભક્ત માટે અવતર્યા;
લીલાવિગ્રહ તન ધર્યું છે, ભાર ભૂતળના હર્યા. ૬
અજ અજીત આત્મારામ વ્યાપક, નિર્ગુણ એક નિષ્કર્મ;
તત્ત્વમસિ પદ મેળવી, વેદાંત કહે છે બ્રહ્મ. ૭
વ્યાકરણ સાધે શબ્દને, નિશ્ચે કરે છે રૂપને;
જેના નામના કરે અર્થ અગણિત, દેખાડો રવિકુળ ભૂપને. ૮
પાતાંજલી અષ્ટાંગ યોગે, સાધન કરી પામે યતિ;
કહે નિરંજન જે રૂપને, તે દેખાડો સીતાપતિ. ૯
પ્રકૃતિ પુરુષને વિવેકે કહે, સાંખ્ય તત્ત્વાતીત;

તે દશરથાત્મજ મેળવો જે, અખંડ એક અજીત. ૧૦
મીમાંસક જે કર્મ મારગ, થકી પામે બ્રહ્મને;
તે મેળવો મિત્રકુળ ભૂષણ, શ્રેષ્ઠ માને કર્મને. ૧૧
ન્યાય કહે એક ઇશ્વર કરતા, પાર ન જડે જીવને;
જીવ અનેક તે અજ્ઞાની, નથી જાણતા તે શિવને. ૧૨
તે મેળવો મુને અવધપતિ, અજરાજપુત્ર કુમાર;
જેની ભક્તિ કરતાં ભવ તરે, જન મોક્ષ પામે સાર. ૧૩
એવાં વિભીષણનાં વચન સુણી, થયા ચકિત કપિવર માત્ર;
તતકાળ આવ્યા ખબર કહેવા, જ્યાં છે શામળ ગાત્ર. ૧૪
સમુદ્રકાંઠે સભા કરીને, બેઠા શ્રીરઘુવીર;
અષ્ટ યૂથપતિ સુગ્રીવ આદે, સુમિત્રી રણધીર. ૧૫
મહારાજ રાવણતણો બંધુ, કનિષ્ટ વિભીષણ જેહ;
અતિ દીન થઇ કરે વિનતિ, તમ શરણ આવ્યો તેહ. ૧૬
એવું સુણી જોયું સુગ્રીવ સામું, રઘુવરે તેણીવાર;
વિચાર કરી રઘુવીર સાથે, બોલ્યા અર્કકુમાર. ૧૭
એ રાવણ બંધુ કપટ કરી, અહીં આવ્યો હોયે આજ;
કાંઇ દગો આપણશું કરે, ત્યારે શું કરીયે મહારાજ. ૧૮
જાંબુવાન કહે પ્રભુ શરણ આવ્યો, શુદ્ધ ચિત્તે જેહ;
ત્યારે પોતાનો તેને કરો, છે બિરદ તમારૂં એહ. ૧૯
અંગદ કહે એ વાત ખરી પણ, તેડાવો એને પાસ;
એને બોલાવી લ્યો પરીક્ષા, પછી કરો ચરણનો દાસ. ૨૦
સુષેણ કહે સમો કઠિણ છે, માટે કરો વિચારી કામ;
એ રાક્ષસ રાવણતણો બંધુ, આવ્યો આણે ઠામ. ૨૧
એમ કરવા માંડયા તર્કબહુ, બુદ્ધિ તણે અનુસાર;
પછે સેવટિયે કરી ગર્જના ત્યાં, બોલ્યા પવનકુમાર. ૨૨
હનુમંત કહે હું ગયોતો, લંકામાં એને ઘેર;
આચરણ શુભ છે એ તણાં, હું જાણું સર્વે પેર. ૨૩
તમો અસુર દેખો ઉપરથી, માંહે પરમ સાધુ ઇષ્ટ;
જયમ ફણસ કંટકનું ભર્યું, અંતર મધુર સ્વાદિષ્ટ. ૨૪

બિરદ તમારૂં શરણુ વત્સલ, વજ્ર પંજર રૂપ;
માટે પાસે તેડી ભક્તને, કરો અભય રવિકુળ ભૂપ. ૨૫
એવાં વચન સુણી હનુમંતનાં, થયાં ચિત્ત સર્વનાં શાન્ત;
જ્યમ ઇતર શાસ્ત્રના તર્કમાં, નિશ્ચે કરે વેદાંત. ૨૬
શ્રી રામચંદ્રે કરી આજ્ઞા, અંગદને નિરધાર;
ત્યારે તેડી લાવ્યા વિભીષણને, કર ગ્રહી તેણીવાર. ૨૭
વિભીષણે દીઠા રામને, થયો સજળ લોચન ત્યાંહે;
રઘુવીર ચરણે શીષ મૂકી, પડયો પૃથ્વીમાંહે. ૨૮
લંકેશ આવ્યો એવું કહીને, હસ્યા શ્રીજુગદીશ;
કલ્યાણદાયક અભયકર, કર મૂકયો એને શીષ. ૨૯
પછે કર ગ્રહી ઉઠાડીયો, ચાંપ્યો રુદે ભગવાન;
આશીષ દીધી વિભીષણને, અતિ આદરમાન. ૩૦
જ્યાંલગી રવિ શશી તપે ધરણી, લોકનાથ સમાજ;
તું ચિરણજીવ તિહાંલગી, કરજે લંકાનુ રાજ. ૩૧
જ્યમ અંજનીસુત ચિરણજીવી, તું પણ એવો જાણ;
એમ પ્રસન્ન થઈ જાનકીવલ્લભ, બોલ્યા વચન પ્રમાણ. ૩૨
પછે લક્ષ્મણને ભેટયા વિભીષણ, યૂથપતિને ત્યાંહે;
પુષ્પવૃષ્ટિ કરી દેવે, દુંદુભી નભમાંહે. ૩૩
પછે રામ સનમુખ રહ્યા ઉભા, વિભીષણ તેણીવાર;
જુગ હસ્ત સંપુટ ગિરા ગદગદ, સ્તુતિ કરતા સાર. ૩૪

વલણ

સાર સ્તુતિ કરતા વિભીષણ, જોડીને જુગ પાણ રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, થાય પરમ કલ્યાણ રે. ૩૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे श्रीरामचंद्र विभिषण शरणांगीकरणं नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો

રાગ છંદ

જય રામ રાજીવ નયન કરુણા અયન જનસુખદાયકં;
દુખદવન સીતા રવન મંગળ ભવન ત્રિભુવન નાયકં. ૧

જય શ્યામ સુંદર સુભગ તન ઘન કોટી કામ પ્રભા હરે;
શિરજટા મુગટ વિશાળ ભુજ કોદંડ શર ભાથા ધરે. ૨
જય અરૂપ અદ્વૈત બ્રહ્મ નિર્ગુણ વાણી મન પહોંચે નહિ;
તે ભક્ત કારણ સગુણ તનુ ધરી ભાર હણવાને મહી. ૩
કોદંડ ખંડ પ્રચંડ નિશિચર તાડિકાદિ વિદારયં;
વનગવન સીતારમણ પદરજ કોટી જીવ ઉદ્ધારયં. ૪
જય સચ્ચિદાનંદ બ્રહ્મ પૂરણ અજ અજીત અનામયં;
બ્રહ્માંડ વ્યાપક રૂપ અગજગ સગુણ નિર્ગુણ અવ્યયં. ૫
સુર બંધ છેદક અસુર ભેદક પંથ વેદક પાલયં;
જય શરણવત્સલ દીનબંધુ અભય કર કરુણાલયં. ૬
જાણે નહિ જગજીવ તમને અજ્ઞાને કરી આવર્યા;
જે કામ કર્દમ કળ્યા મૂરખ મોહ માયાના ભર્યા. ૭
ભવયોનિ નાના ભ્રમત નિશદિન કાળ કર્મ ગુણે કરી;
નવ પામે તે વિશ્રામ સુખ તવ ચરણ શરણ વિના હરિ. ૮
કરી અનાદર તવ ભક્તિનો જે વિમત્તજ્ઞાન સદા વહે;
સુખરહિત કેવળ ઉગરે શ્રમ મંદભાગી વિબુધ કહે. ૯
ભક્તિ તમારી અંગ નવયુત પ્રેમસહિત કરે સદા;
સુખ સ્વર્ગ ભૂ અપવર્ગ તુલના અવર નવ આવે કદા. ૧૦
જે પદ અનંત અનંગ અજરી અમર અજ નિત સેવતા;
ત્રૈલોકય પાવન જળ વિમળ જે ગંગ પદનખ નિર્ગતા. ૧૧
જે રમાકરલાલિત પદાંબુજ ધ્યાનમાં જોગી ધરે;
મમ શીષ પામ્યું શરણ તે પદ અભયદાન કીધું કરે. ૧૨
મમ તામસી યોનિ અધમ તન મલીન મન ધિભ્રમ હરી;
કોણ જન્મ સંચિત કર્મ ફળ પ્રભુ અંગીકૃત કરુણા કરી. ૧૩
અહો નાથ તવ ગુણ ગાથ નિર્મળ શ્રવણ કીર્ત્તન જે કરે;
તજી ત્રાસ રહિત પ્રયાસ ભવજળ વત્સ પદ ઈવ તે તરે. ૧૪
માગું હવે વર નાથ જોડી હાથ હરિ તમને કહુ;
જન્મોજનમ તવ દાસ ગિરિધર ચરણ શરણ સદા રહું. ૧૫

દોહા

વિભિષણુની એવી સ્તુતિ સુણી, પ્રસન્ન થયા રઘુનાથ;
ભુજ ભરી ભેટયા ફરી ફરી, મુસ્તક મૂકયો હાથ. ૧૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे विभीषणकृता श्रीरामचंद्रस्तुतिर्नाम एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

# અધ્યાય ૨૦ મો

રાગ આશાવરી

વિભીષણુની એવી સ્તુતિ સાંભળી, બોલ્યા શ્રીરણધીર;
જેવા અમો છું ચાર બંધુ, એમ પાંચમો તું મુજ વીર. ૧
પછી હનુમંત પાસે લંકા કરાવી, વેળુતણી તેણીવાર;
ચાર સમુદ્રનું નીર મંગાવ્યું, ક્ષણું નવ લાગી વાર. ૨
પછે વિભીષણુને અભિષેક કરીને, આપ્યું લંકાનું રાજ;
રાજ્યતિલક સ્વહસ્તે કરીને, બોલ્યા શ્રીમહારાજ. ૩
હાવે લંકામાં રાજ અવિચળ કરજે, એવું કહ્યું રઘુરાય;
દેવે દુંદુભી નાદ કર્યા ને, પુષ્પની વૃષ્ટિ થાય. ૪
ત્યારે તેણે સમે ત્યાં સુગ્રીવ કહે, એક સુણો વિનતિ રામ;
લંકા આપી વિભીષણુને, તે કર્યું વગર વિચાર્યું કામ. ૫
કદાપિ રાવણ શરણ આવશે, સીતાને લેઈ આજ;
ત્યારે રાવણુને શું આપશો વળતી, કહો મુજને મહારાજ. ૬
ત્યારે રઘુપતિ કહે જો રાવણુ આવશે, શરણાગત કરી હેત;
ત્યારે મારી અયોધ્યા આપીશ એને, વૈભવ રાજ સમેત. ૭
હું કરીશ તપ વનમાં જઈ, રાજ કરશે રાવણુ રાય;
પણુ વિભીષણુને જે લંકા આપી, તે મિથ્યા નવ થાય. ૮
એવાં વાયક સુણી પ્રભુનાં, થયો ગદગદ સર્વે સાથ;
ધન્ય ધન્ય સહુ દેવજ કહે છે, સત્ય વચન રઘુનાથ. ૯
પછે સ્વસ્થ થઇને બેઠા સરવે, સભા કરી તે ઠામ;
ત્યારે મધુર વચનથી પૂછે વળતા, વિભીષણુને શ્રીરામ. ૧૦
કહો કેમ કરી સિંધુ શત જોજન, ઉતરીયે પેલીપાર;
કાંઈ ઉપાય હોય તે કહો મુને, તમો વિશ્વશ્રવાના કુમાર. ૧૧

ત્યારે વિભીષણ કહે કરો પ્રાર્થના, તમો સિંધુતણી મહારાજ;
આપે માગ જો જળનિધિ ત્યારે, થાય આપણું કાજ. ૧૨
ત્યારે સાગરની પૂજા કરી રામે, પ્રારથના રઘુવીર;
દર્ભ આસનપર બેઠા પોતે, સિંધુકેરી તીર. ૧૩
ફળ જળ વર્જીત નિરાહાર સહુ, બેઠા તટમોઝાર;
એમ સાગરની પ્રારથના કરતા, પોતે જુગદાધાર. ૧૪
એક રાવણ કેરો દૂત આવ્યો, હતો શાર્દૂલ નામે ત્યાંહે;
તે સર્વે ચર્ચા પેર્ય જોઇ ગયો, પાછો લંકામાંહે. ૧૫
રાવણને કહે રામ આવ્યા છે, જળનિધિ કેરીતીર;
કપિનું સૈન્ય અપરિમિત છે, ત્યાંહાં મળ્યો તમારો વીર. ૧૬
લંકા આપી વિભીષણને, કર્યું રાજતિલક નિરધાર;
એવી ખબર સાંભળી રાવણ મનમાં, પામ્યો ખેદ અપાર.૧૭
ત્યારે શુક નામે એક અસુર હતો તે, બોલાવ્યો રાવણરાય;
તું સાગર પાર જઇ કહે સુગ્રીવને, જે મિત્ર અમારો થાય.૧૮
તારે સીતાનું શું કારણ છે, તું જાને તારે ઘેર;
એ રામને અર્થે રાવણ સાથે, શાને કરે છે વેર. ૧૯
એવાં વચન સુણી શુકરૂપ થઇને, આવ્યો સેન્યામાંહે;
છાનો રહીને કહેવા લાગ્યો, સુગ્રીવ બેઠો જ્યાંહે. ૨૦
તું સેન્યા સર્વે લેઇને સુગ્રીવ, જા કિષ્કિંધા ગામ;
રાવણ તુજને મિત્ર માનશે, શું કરશે એ રામ. ૨૧
તું પક્ષ કરીને શિદ આવ્યો, તારે સીતાનું શું કાજ;
જો વચન અમારૂં નહિ માને તો, મારીશું તુજને આજ. ૨૨
ત્યારે સુગ્રીવે તેને ઝાલ્યો તતક્ષણ, પ્રગટયો અસુર મહાકાય;
પછે મારવા લાગ્યા વાનર સર્વે, મુષ્ટિપદના ઘાય. ૨૩
ત્યારે પોકાર કરીયો અસુરે, મુજને છોડાવો શ્રીરામ;
ભાઈજાવા દ્યો એને મારશો નહિ, એમ બોલ્યા પૂરણ કામ.
તેને મૂકી દીધો તે જતાં નભ બોલ્યો, વાંકાં વચન તે દીસ;
તેવે ઝાલીને બંધીખાને નાખ્યો, ચઢી અંગદને રીસ. ૨૫
હાવે ત્રણ દિવસ વીત્યા રામ માગે, મારગ સિંધુ પાસ;

પણ માગ ન આપ્યો જળનિધિએ, છે ઉપવાસી અવિનાશ.૨૬
ત્યારે શ્રીરઘુપતિએ વિચાર્યું મનમાં, થયો એને મદ નિર્વાણ;
આજ સર્વે જળ શોષું એનું, મૂકી જાતવેદનું બાણ. ૨૭
પછે ક્રોધ કરી કોદંડ ચઢાવ્યું, શર કીધું સંધાન;
મંત્ર બ્રહ્માસ્ત્રનો થાપ્યો તેને મુખ, કોપ્યા શ્રીભગવાન. ૨૮
તેણે સમે સિંધુ તપ્ત થયો, અકળાયાં જળચર જાત;
ત્યારે સરિતાસહિત ધરી રૂપ ત્યાં આવ્યો, રામ શરણ વિખ્યાત.
જળનિધિ આવી ચરણે લાગ્યો, જોડીને જુગ હાથ;
પાહિ પાહિ શરણાગત વત્સળ, શ્રીપતિ શ્રીરઘુનાથ. ૩૦
ત્યારે રઘુપતિ કહે અલ્યા અભિમાની, તે ન માને દીધાવિણમાર.
હાવે ચાપ ચઢેલું બાણજ પાછું, નહિ ઉતરે નિરધાર. ૩૧
માટે અમોઘ બાણ એ મારૂં જ્યાં મૂકું, ત્યાંહે પ્રલે થાય;
ત્યારે કર જોડીને અંબુનિધિ બોલ્યો, સુણીએ શ્રીરઘુરાય.૩૨
એક પશ્ચિમ દેશમાં મરુ દૈત્ય રહે છે, પીડે ગો દ્વિજ સંત;
તેની ઉપર એ બાણ મૂકો તે, પાપ કરે છે અનંત. ૩૩
તવ શ્રીરામે અગ્ન્યાસ્ત્ર બાણ તે, મૂક્યું પશ્ચિમ દેશ;
શિર છેદ્યું તે મરુ દૈતનું, પૃથ્વી પડીયું એશ. ૩૪
પડતામાં જળ સર્વે શોષ્યું, પૃથ્વીતણું નિરધાર;
પછી દેશ વસ્યો તે મારવાડ નામે, અદ્યાપિ ઉંડું વાર. ૩૫
તે દેશમાં જળ સ્વલ્પ રહ્યું, પણ સફળ સદા રહે વૃક્ષ;
રામબાણનો મહિમા જોજો, હજુએ છે પરતક્ષ. ૩૬
પછી દિવ્ય રત્નવડે પૂજા કીધી, જળનિધિએ રઘુવીર;
અનેક વસ્ત્ર આભૂષણ અરપ્યાં, સંતોષ્યા રણધીર. ૩૭
પછે મુક્તાફળનો થાળ ભરીને, વધાવ્યા સિંધુએ રામ;
સ્તુતિ અપાર કરી ક્રોધ સમાવ્યો, પ્રસન્ન કર્યા તે કામ. ૩૮
ત્યારે સહુ કપિએ પ્રારથના કીધી, રઘુપતિની તેણીવાર;
કૃપાનાથ એ પટ આભૂષણ, તે કરો અંગીકાર. ૩૯
સંગ્રામમાં વનકુળ ઘટે નહિ, માટે ધરીયે એહ;
ત્યારે ભક્ત વચન પાળવાને, શ્રીરામે પેહેર્યાં તેહ. ૪૦

મણિમય મુગટ મનોહર કુંડળ, અંગદ કંકણહાર;
લક્ષ્મણને વળી પહેરાવ્યાં ઘણું, શોભ્યા દેવ મોરાર. ૪૧
એમ અંગીકાર કરી સાગર કેરી, પૂજા શ્રીરઘુરાય;
દેવે જયજયકાર કર્યો ને, પુષ્પની વૃષ્ટિ થાય. ૪૨

વલણ

પુષ્પવૃષ્ટિ વરસાવે દેવતા, કરતા જયજયકાર રે;
પછે સર્વ સાંભળતાં સાગર પ્રત્યે, બોલિયા જુગદાધાર રે. ૪૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे श्रीरामबाण त्रासित समुद्रेण श्रीरामचन्द्रशरणं नाम विंशतितमोऽध्यायः ॥२०॥

# અધ્યાય ૨૧ મો

રાગ ધન્યાશ્રી

સાગરપ્રત્યે કહે રઘુરાયજી, હવે લંકા જવાનો કહો ઉપાયજી;
સિંધુ બોલ્યો સુણો મહારાજજી, મુજપર બાંધો પાષાણની પાજજી.

ઢાળ

પાજ બાંધો પાષાણની, ઉતરો પેલી પાર;
નળ વાનરને કર વર થકી, તરશે ઉપલ નિરધાર. ૨
એ બાળપણમાં નળ કપિ, રહેતો હતો વનમાંહે;
માતંગ ઋષિ નિત્ય આવતા, પંપાસરોવર જ્યાંહે. ૩
મુનિ સ્નાન કરીને વસ્ત્ર ધોતા, શીલા ઉપર જેહ;
નળકપિ આવી નાખે ગ્રહીને, દૂર જળમાં તેહ. ૪
વળી મુનિ ખોળી કાઢતા, નળ નાખતો નિતમેવ;
માતંગ ઋષિયે ક્રોધ કરીને, શ્રાપ દીધો એવ. ૫
નળને હાથે પાષાણ તરજો, જળ વિષે નિરધાર;
તે મુનિવચન મિથ્યા નહિ, છે સત્ય જુગદાધાર. ૬
તે માટે નળને હાથે બંધાવો, સુવેળ લગી પાજ;
સૈન્યસહિત શત જોજન સિંધુ, ઉતરો મહારાજ. ૭
પછી આજ્ઞા માગી એવું કહી, થયો સાગર અંતરધ્યાન;
ધન્ય ધન્ય કહી નળને બોલાવ્યો, પાસે શ્રીભગવાન. ૮

ભાઇ તારે હાથે તરે છે, પાષાણ જળમાં જેહ;
માટે સાવધ થઇને સિંધુ ઉપર, પાજ બાંધો એહ. ૯
એવાં વચન સુણી સહુ કપિવરને, સુગ્રીવે આજ્ઞા કરી;
ગિરિ લાવતા કરી ગર્જના, ગ્રહી હસ્તમાં શીરપર ધરી. ૧૦
નળે પાજ બાંધવા માંડી, સિંધુ ઉપર ત્યાંહે;
તુંબી પ્રળવત તરે જળમાં, સ્પર્શ કરતાંમાંહે. ૧૧
જ્યમ સદ્ગુરુની કૃપાયે, ભવજળ તરે છે જંત;
જ્યમ સિદ્ધ મંત્ર પ્રયોગે સાધક, થાય છે બળવંત. ૧૨
એમ નળતણા કર સ્પર્શથી, જળમાં તરે પાષાણ;
સહુ કપિવર લાવે ગિરિ, કરે ગર્જના બુંબાણ. ૧૩
વાનર પદ્મ અઢાર છે, વળી રીંછ બોતેર કોટી;
છપ્પન કોટી ગોલાંગુલ જેની, કાયા બળવંત મોટી. ૧૪
જળમાંહે સર્વે મૂકતા, ગિરિશિખર લાવી ત્યાંહે;
નળ સ્પર્શ કર કરી ઠેલતો, તે જાય સાગર માંહે. ૧૫
સહુનાથકી લાવે અધિક, ગિરિશિખર પવનકુમાર;
વાલ્મિકે ગણના કરી છે, તે કહું કરી વિસ્તાર. ૧૬
ચાર લક્ષ ગિરિ પૂછડે વીંટયા, શિર ઉપર ખટલક્ષ;
બે લક્ષ તે બે હાથમાં, એમ લાવતા પરતક્ષ. ૧૭
કાંઇ બગલમાં કાંઈ સ્કંધ ઉપર, લાવતા બળવંત;
આશ્ચર્ય પામે રઘુપતિ એમ, જોઇ બળ હનુમંત. ૧૮
અભિમાન નળને આવિયું જે, થયું મુજથી કાજ;
ત્યારે પ્રથમ દિવસે અઉઠ યોજન, બંધાઇ તે પાજ. ૧૯
તે રાત્રિએ એક મચ્છ આવ્યો, પાજ સર્વ ગળી ગયો;
પ્રભાતે જુવે તો કાંઇ ન દીઠું, શોક સરવેને થયો. ૨૦
જાણ્યું પાજ ભાંગી રાવણે, તે જણાવ્યું શ્રીરામને;
મહારાજ શ્રમ મિથ્યા ગયો, કોણે વણસાડયું એ કામને. ૨૧
જે વરુણનો અવતાર છે, જેનું શરભ વાનર નામ;
તેને કહ્યું તું શોધ કર, એમ બોલિયા શ્રીરામ. ૨૨
તે પ્રવેશ્યો સાગરવિષે, લાવ્યો ઝાલીને બે મચ્છ;

તેણે કહ્યું રઘુનાથને, કો ગળી ગયો અમ વચ્છ. ૨૩
આશ્ચર્ય પામ્યા એમ સુણી, પછી કહ્યું તેને રામ;
ત્યારે મચ્છ લાવ્યા પાજ વળી, સ્થાપન કરી તે ઠામ. ૨૪
મચ્છે કહ્યું રઘુવીરને અમો, પાજ તળે રહીશું જદા;
ત્યારે રહેશે ઠામ નહિ તો ગળી જશે જળચર તદા. ૨૫
એવું સુણીને નળતણું, વળતું ઉતર્યું અભિમાન;
ગર્વ ગંજન કર્યો તેનો, લીલા કરી ભગવાન. ૨૬
બાંધવા માંડી પાજ વળતી, નળે મૂકી ગર્વ;
હનુમંત આદે લાવતા, મહા પ્રૌઢ પર્વત સર્વ. ૨૭
કેટલાક કવિ કહે છે લખ્યું, પાષાણ ઉપર રામનામ;
પણ એ અસંભવ વાત છે, નવ કરે એવું કામ. ૨૮
સહુ કપિ ઉપાસક રામના, મહા અનન્ય કહીયે જેહ;
રામનામ ઉપર ચરણ મૂકી, કેમ ચાલે તેહ. ૨૯
માટે શ્રોતાજન સહુ સાંભળો, સંદેહ નિવર્તુ એહ;
હનુમાન નાટકમાં કહ્યું છે, કહું જથારથ તેહ. ૩૦
મુખે રામનામ સ્મરણ કરી, નળ મૂકતો પાષાણ;
તેણે કરીને પરસ્પર તે, જોડાયા નિરવાણ. ૩૧
નાના મોટા નીચા ઉંચા, વક્ર ગિરિ તે કાળ;
શ્રીરામનામ પ્રતાપથી, બેઠા બરોબર ઢાળ. ૩૨
જ્યમ હોય ચોક જડાવ ચોરસ, ઉપર ચોટયા એમ;
પાંચ દિવસે પાજ પૂરણ, થઇ કુશળ ક્ષેમ. ૩૩
શત યોજન લાંબી સત્તર પહોળી, એક જોજન ઉંચી ત્યાંહે;
નળે આવી પ્રણામ કીધો, રામ બેઠા જ્યાંહે. ૩૪

વલણ

બેઠા જ્યાં શ્રીરઘુપતિ, આવી નળે કર્યો પ્રણામ રે;
પાજ પૂરણ થઈ જાણી, પ્રસન્ન થયા શ્રીરામ રે. ૩૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे समुद्रे परिसेतुबंधनं नाम एकविंशतितमोऽध्याय: ॥ २१ ॥**

# અધ્યાય ૨૨ મો

રાગ મારુ

જ્યારે બંધાઇ પૂરણ પાજ, ત્યારે પ્રસન્ન થયા રઘુરાજ;
શિવ સ્થાપન કીધું રામ, તેનું રામેશ્વર છે નામ. ૧
ત્યાં તેડાવ્યા મુનિ અનેક, રામે કર્યો શિવને અભિષેક;
એમ રામે સ્થાપ્યા શિવ જેહ, સેતુબંધ રામેશ્વર તેહ. ૨
પછે સુણતાં સર્વ સભાય, પોતે બોલ્યા શ્રીરઘુરાય. ૩
મમ સ્થાપન આ મહાદેવ, જે કો ભાવે કરે એની સેવ;
તે તો મનવાંછિત ફળ પામે, કોટિ જનમનાં કિલ્મિશ વામે. ૪
ચઢાવે ગંગાજળ લાવી જેહ, ચાર પદારથ પામે તેહ;
જે રાખે શિવ ઉપર સ્નેહ, મુને ઘણો વલ્લભજન તેહ. ૫
રાખે મુજશું અનન્ય આસક્ત, શિવ દ્રોહ કરે મમ ભક્ત;
ના થાઉં પ્રસન્ન તેને કો કાળ, તે પ્રાણીને ગણવો ચંડાળ. ૬
એમ શ્રીમુખે શ્રીરઘુવીર, બોલ્યા વાણી મૃદુલ ગંભીર;
પછે રામેશ્વરને કરી નમસ્કાર, સેતુપર ચઢયા જુગદાધાર. ૭
જ્યારે સુગ્રીવ વિભીષણે કરી વિનતિ, હનુમંત સ્કંધે બેઠા રઘુપતિ;
અંગદ ઉપર સુમિત્રા કુમાર, ચાલ્યું સકળ સૈન્ય તેણીવાર. ૮
દે છે કપિ એક એકને સાદ, વજાડે ગાલ કરે સિંહનાદ;
કૂદે ઉછળે પાડે ચીસ, કપિ દળ જોઇ હરખ્યા જુગદીશ. ૯
વ્યાપ્યો વિશ્વમાંહે ભુભુકાર, ચાલ્યું કપિદળ પૂર અપાર;
જાય રામસૈન્ય બળવાન, જુવે દેવ ચઢીને વિમાન. ૧૦
સમાતા નથી પાજ મોઝાર, કૂદે આકાશમાં તેણીવાર;
મૂકે એક એક શિરપર પાય, એમ ઉછળતા કપિ જાય. ૧૧
કપિ રીંછ ભાલુ મર્કટ, ચાલે સેતુ ઉપર સંઘટ;
કરમાં ગ્રહ્યાં તરુવર પાષાણ, કૂદે કપિ કરતા બુંબાણ. ૧૨
પાજ ઉપર સૈન્ય ન માય, રામ રાવણ જીતવા જાય;
ચાર ઘટિકામાં તેણીવાર, સૈન્ય ઉતર્યું પેલી પાર. ૧૩
આવ્યા સુવેળુએ શ્રીરામ, કર્યો મુકામ તેણે ઠામ;

ઉતર્યું સરવ સૈન્ય તે ઠાર, દશ યોજનમાં વિસ્તાર. ૧૪
રામ સુવેળું આવ્યા જ્યારે, લંકા નગર ખળભળ્યું ત્યારે;
શુકને રાખ્યોતો બંધન ઠામ, તેને છોડાવ્યો શ્રીરામ. ૧૫
વંદી રામચરણ તેણીવાર, ગયો અસુર તે લંકામોઝાર;
રાવણને કહ્યું સહુ વર્તમાન, રામસેન્યાતણું અનુમાન.૧૬
મળ્યો સાગર મૂર્તિમંત, સેતુ બંધાવી શ્રીભગવંત;
એમ પાર ઉતર્યા રામ, સુવેળુએ કર્યો છે મુકામ. ૧૭
તમારો સંદેશો જેહ, મેં કહ્યો સુગ્રીવને તેહ;
નવ ચળ્યો રવિપુત્ર લગાર, મને બાંધીને.માર્યો માર. ૧૮
ત્યારે મૂકાવ્યો શ્રીરઘુવીર, મહાદયાળુ છે શ્યામ શરીર;
માનો મારૂં સત્ય વચન, આપો જાનકી હે રાજન. ૧૯
તમથી રામ નહિ જીતાય, જાઓ શરણ તો મહા સુખ થાય;
એવાં વચન સુણ્યાં દશશીષ, ત્યારે ચઢી મનમાં ઘણી રીસ.
મૂરખ શત્રુનાં કરે છે વખાણ, અલ્યા હવડાં હરીશ તુજ પ્રાણ;
એવું કહી પછે રાવણ શૂર, તેડ્યો શુકસારણ જે અસુર.૨૧
અલ્યા સમાચાર જઈ લાવ્ય, સેન્યાની ગણના કરી આવ્ય;
જોજે મુખ્ય જોદ્ધા છે કોણ, તેનું કરી આવો પરમાણ. ૨૨
એવાં વચન સુણીને એશ, આવ્યો ધરી વાનરનો વેશ;
જોતો સૈન્યમાં ફરતો એહ, ત્યારે વિભીષણે ઓળખ્યો તેહ.
ઝાલ્યો કપિએ તેણીવાર, તેને મારવા માંડ્યો માર;
લેઇ ગયા તે રામની પાસ, ત્યારે હસીને પૂછે અવિનાશ. ૨૪
કહે ભાઇ તું અહિં કેમ આવ્યો,શામાટે કપિનો વેશ લાવ્યો;
શુક સારણ કહે મહારાજ, મને રાવણે મોકલ્યો આજ. ૨૫
જોવા સૈન્ય સકળ સમુદાય, તેની કરવાને ગણનાય;
રામ કહે સુણો કપિ તજી ગર્વ,એને સૈન્ય દેખાડો સર્વ.૨૬
કોઈ મારશો નહિ અન્યાય, દળ દેખાડીને કરો વિદાય;
પછે જોઇ સકળ દળ પૂર, ગયો લંકામાં તે અસુર. ૨૭
સોળ માળનું ગોપુર જેહ, છે કનક મણિમય તેહ;
અર્ધ જોજનમાં વિસ્તાર, જાણે રત્નતણો ગિરિસાર. ૨૮

તેની ઉપર અસુર ભૂપાળ, બેઠો સભા કરી તે કાળ;
ત્યાં આવ્યો શુકસારણ દૂત, જોઇ રામ સૈન્યા અદ્દ્ભુત. ૨૯
ત્યારે રાવણ તેને પૂછે, કહે કપિનું સૈન્ય કેટલું છે;
તેમાં કોણ કોણ છે જોધ, મુજશું કરે રણમાં વિરોધ. ૩૦

વલણ

વિરોધ કરે મુજ સાથે જોદ્ધા એવા, કોણ છે ત્યાં બળવંત રે;
ત્યારે વચન સુણી રાવણ તણાં, બોલ્યો શુકસારણ ગુણવંત રે.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे सेतुबंधरामेश्वरस्थापनानंतरं सुवेलपर्वते शुकशिक्षाकरणं नाम द्वाविंशतितमोऽध्यायः**

# અધ્યાય ૨૩ મો

રાગ બીલાવર ચોપાઇ

શુકસારણ કહે સુણો હો રાય, કહું તમને કપિદળની સંખ્યાય;
જુવો પેલો સુગ્રીવ કપિનો ઇશ, શોભે છે શ્વેત છત્ર જેને શીષ.
કિષ્કિંધાવાસીવાલીનો લઘુવીર,ગજસાઠ સહસ્રનું બળછેશરીર;
કપિ આઠ પદ્મ તણો એ નાથ, રામે મિત્રિ કરી જેની સાથ.૨
વિશ્વકર્માનો નળ કપિ અવતાર, જે પંપા સરોવરનો રહેનાર;
સપ્ત તાડ જેનું ઉંચું શરીર, એક પદ્મ યોધાપતિ રણધીર. ૩
તામ્ર ગિરિ ગૌતમી તટવાસી, અગ્નિનો પુત્ર નીલ બળરાશી;
એક પદ્મ કપિનો તે સ્વામી, બળ વાધ્યું શરણ રામનું પામી.
તારાતણો સુત અંગદ વીર, સંધ્યા સમાન જેનું શ્યામ શરીર;
સપ્ત તાડ સમો પ્રૌઢ અંગ, જેણે કર્યો વાસવ વજ્રનો ભંગ.૫
સરિતાપુલિંદાતટનો નિવાસી, એવો વાલીનોપુત્રઅંગદસુખરાશી
અવતાર ચંદ્રતણો એ કહેવાય, જેની સાથે પાંચ પદ્મ સૈન્યાય.
હાવે કુમુદ કપિ સિંધુ તટકેરો, રૂપાદ્રિ જેવો શ્વેત ઘણેરો;
નિત્યે કરે ગોમતી જળપાન, જ્યારે એ જન્મ્યો મહાબળવાન.૭
ત્યારે કૂદ્યો ચંદ્રમંડળ ગ્રહેવા સુર,કર્યો એણે ગિરિ ગોમતાચળચૂર;
એવો કુમુદજેનીગતિ મહામોટી,જેનીસાથે કપિ મળ્યાપંચાસકોટી
કાશીનો નિવાસી ધૂમ્રકેતુ ધીર, જાંબુવંત કેરો કહાવે લઘુવીર;

આરકોટી રીંછ તણો સરદાર, જાંબુવંત બ્રહ્માનો અવતાર. ૯
નિવાસી નર્મદાતટ જળપાન, સુગ્રીવનો મિત્ર દેહ વજ્ર સમાન;
દીર્ઘાયુષ વૃદ્ધમાને રઘુનાથ, સાઠ કોટી રીંછ જેની સાથ. ૧૦
પીતવર્ણ તન પહાડ સમાન, મેરુ પર્વતનો વાસી બળવાન;
નામ કેસરી હનુમંતનો પિતાય, તેની સાથે સાઠ કોટી સેનાય.૧૧
ગંધમાદન કુબેર અવતાર, રહે છે પત્ર ગંગાની પાર;
તુંગભદ્રાનું કરે જળપાન, સાઠ સહસ્ર ગજ સમ બળવાન. ૧૨
ભેરી સમાન જેનો સ્વર ઘોર,જેની સાથે કપિ ત્રણ કોટી કઠોર;
સુષેણ ધનવંતરીનો અંશ એહ, કૈલાસશૃંગ સમાન જેનો દેહ.
ઇન્દ્રનો મિત્ર છે ઇચ્છાચારી, જાણે સકળ ઔષધિ ઉપગારી;
કમળ પત્ર સમ કોમળ અંગ, એકવીશ કોટી કપિ તેની સંગ.
કેસરીસુત કહીએ હનુમંત, અવતાર રુદ્રનો મહાબળવંત;
જેણે પ્રજાલ્યું લંકાગામ, કોણે ન થાય એવાં એનાં કામ. ૧૫
ભણ્યો સૂરજનીપાસે વિદ્યાય,ચાલ્યોરવિરથની આગળ પાછેપાય;
મેરુ સપક્ષ હોય એવું તન, અગિયાર કોટી તણો એ રાજન. ૧૬
ગિરિ વિંધ્યાચળનો વાસી મયંદ, શરીર પુષ્ટ તેનું જાણે ગયંદ;
બળવંત કાળના સરખો ક્રોધ, તેની સાથે સિત્તેર કોટી જોધ.૧૭
ગવાક્ષ ગોકર્ણ ગિરિનો નિવાસી, તેના કપિ સપ્ત કોટી બલરાશી;
શરભવાનર તે વરુણનો અંશ, તેની સાથે કોટી પંચાણું અવતંશ
દધિમુખ સિંધુતણો અવતાર, કોટી બેતાલીશ જોદ્ધ જુઝાર;
દ્વિવિધ વાનર રહેતો મધુવન, તેની સાથે મર્કટ કોટી છપ્પન.
ઋષિમુખનો વાસી તારક ને માતંગ, શત કોટી વાનર તેની સંગ;
તક્ષક નાગનો અવતાર ક્રીશ, તેની સાથે સેન્યા કોટી ચાલીશ.
પણછ કપિ તે પવનસ્વરૂપ, દશ કોટી જોદ્ધાતણો તે ભૂપ;
શ્વેતાચળ પર્વતનો રહેનાર, ગજ કપિ નામે બળિયો અપાર.૨૧
જુગલ પદ્મ કપિ તેની સાથ, એવા અનેક બીજા છે કપિનાથ;
હિમાચળનો વાસી સુનાભ, જેણે માન્યો રામ સેવામાં અતિલાભ.
મહા બળિયો જેની મોટી મતિ, તે સાત કોટી જોદ્ધાનો પતિ;
ત્રિકુટાચલનો મહાબલી નામ, ચઉદ કોટી જોદ્ધાનો સ્વામ. ૨૩

શૈલાચલનો રિપુમર્દન, બત્રીશ કોટી પતિ કપિજન;
અન્ય કપિ બળિયા બહુ સરદાર,તેનું સૈન્ય કહેતાં ન આવે પાર.

છંદ

નવ પાર થાએ કપિ દળનો, શુકસારણ કહે ભૂપતિ;
મહારથી મોટા માન મૂકે, કહેતાં લાજે સરસ્વતી. ૨૫
હાવે સંખ્યા કહું મહા પદ્મની, બુદ્ધિ થકી ગણના કરી;
તે મૂરખજન સુણી મોહપામે, ચતુર રાખે ચિત્ત ધરી. ૨૬
જ્યારે સહસ્ર કોટી થાય ત્યારે, એક શંકુ બુધ કહે;
એવાં સહસ્ર શંકુ મળે તવ, અરબુદ એક થઈ રહે. ૨૭
અરબુદ સહસ્રની અવાધએ, એક વૃંદ તે કહેવાય છે;
એવાં સહસ્ર વૃંદ મળે તદા, એક પદ્મ સંખ્યા થાય છે. ૨૮
એવાં પદ્મ અષ્ટાદશ કપિદળ, રીંછ બોતેર ક્રોડ છે;
મર્કટ છપ્પન કોટિ બળિયા, અસુર હણવા હોડ છે. ૨૯
દશ યોજનમાં પડાવ પડિયો, સંખ્યા કપિ સૈન્યાતણી;
નવ પામે બીજા પેસવા, એમ ચોકસાઇ કીધી ઘણી. ૩૦
તેની મધ્ય શ્રીરઘુવીર લક્ષ્મણ, ગૌર શ્યામ વિરાજતા;
સન્મુખ અષ્ટ પ્રધાન બેઠા, ગોષ્ટિ કરતા ગાજતા. ૩૧
હું જાણું છું રાય તમથકી, નહિં રામ જીતાયેશ રે;
એક સમે આવે કૃતાંત ચઢી તો, તેને ઝાલી વશ કરે. ૩૨
માટે મળો જઇને રામને, આપો જનકતનયા સતી;
તે અભય તમને આપશે, છે શરણવત્સલ રઘુપતિ. ૩૩
જે નમે જઇને રામને, તેને અભયકર મસ્તક ધરે;
દાસ ગિરિધર દીન ઉપર, દયા શ્રીરઘુવર કરે. ૩૪

દોહા

શુકસારણનાં વચન સુણી, હસિયો રાવણરાય;
અલ્યા મૂરખ અધિકતા શી કરે, એ કપિનરથી શું થાય.૩૫
મુજ પ્રતાપ જાણે સહુ, શિવ સુરપતિ દિગપાલ;
તો કપિ ભાલુથી ક્યમ ડરૂં, છું કાળતણો હું કાળ. ૩૬
એમ ક્રોધ કરીને દશ વદન, બોલ્યો ગર્વ ધરી મન;

તે કાળવિવશ માને નહિ, જે શિક્ષા હિતવચન. ૩૭
બેત ફળે ફુલે નહિ, જો વરસે અમૃત મેહ;
શત વિરંચી સમ ગુરુ મળે, પણ મૂરખ ન સમજે તેહ. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे रावणंप्रति शुकेन कपिसैन्यवर्णनं नाम त्रयोविंशतितमोऽध्यायः ॥ २३ ॥

## અધ્યાય ૨૪ મો

રાગ ધવળ ધન્યાશ્રી

શુકસારણે કહ્યું દશમુખને, કપિદળની સંખ્યાયજી;
હાવે સુવેલુ પર્વતની પાસે, શું કરતા હવા રઘુરાયજી. ૧
સભા કરી ત્યાં રઘુપતિ બેઠા, અષ્ટ યૂથકપિનાથજી;
તે સમે વિભીષણ દેખાડે રામને, ઉંચો કરીને હાથજી. ૨
જુવો મહારાજ પેલો રાવણ ચઢિયો, ગોપુર ઉપર એહજી;
દશ છત્ર મસ્તકપર શોભે, રવિસમ ઝળકે તેહજી. ૩
બે પાસે થાય ચમ્મર ઉભા, આપે સેવક ઉપભોગજી;
ગાંધર્વ ગાય અપ્સરા નાચે, તાન તાળ સંયોગજી. ૫
મણિજડિત્ર મુગટ શીર ઝળકે, વિદ્યુતવંત અલંકારજી;
એમ સિંહાસનપર બેઠો રાવણ, ધરતો મન અહંકારજી. ૪
તે રાવણ કેરા છત્રની છાયા, આવી પડી રામને શીષજી;
ત્યારે ક્ષોભ થયો મનમાં તેણી વેળા, ચઢી લક્ષ્મણને રીસજી. ૬
પછી ધનુષ ઉપર બાણ ચઢાવી, મૂક્યું સુમિત્રાકુમારજી;
રાવણના દશ મુગટ છત્ર દશ, ઉડાડયાં તેણીવારજી. ૭
ત્યારે મનમાં અતિ ભય પામ્યો દશાનન, નાઠોથઇભયભીતજી;
મન જાણ્યું હવડાં મુને મારત, થાત વાત વિપરીતજી. ૮
રંગમહેલમાં આવ્યો વળતો, ભય ઉપન્યો અતિ મનજી;
તેજ દિવસનું નથી ભાવતું, રાવણને જળ અન્નજી. ૯
અહરનિશ તન થયો અજંપો, નિદ્રા ન આવે નેણજી;
મગ્ન થયો મનસુબા મધ્યે, કોનું બોલ્યું ગમે નહિ વેણજી. ૧૦
સુણોશ્રોતા સમરથની સાથે, વેર કરે જન જેહજી;

સુખ શાતા કયારે નવ પામે, ડરી નવ બેસે તેહજી. ૧૧
લક્ષ્મણે છત્રને મુગટ ઉડાડયા, રાવણના તેણીવારજી;
ત્યારેસર્વસભાએવખાણ્યાતતક્ષણ,સુમિત્રાસુતનેઅપારજી.૧૨
એમ સુવેળુએ કપિ સૈન્યાસાથે, વિરાજે શ્રીરઘુરાયજી;
એ સંબંધ અહિં પૂરણ થયો જે, સુંદરકાંડ કથાયજી. ૧૩
હવે યુદ્ધકાંડ આગળ કહેવાશે, રામ રાવણ સંગ્રામજી;
પછીદશમુખનેહણીનેજાશેઅવધપુર,લક્ષ્મણસીતારામજી. ૧૪
એ સુંદર કાંડ થયો સંપૂરણ, હરિગુરુ સંત કૃપાયજી;
પદ સાતસેં સાત પૂરાં, અધ્યાય ચોવીશ કહેવાયજી. ૧૫
વાલ્મિકી રામાયણનો અર્થ એ, કર્યો પ્રાકૃત પદબંધજી;
હનુમંત નાટક કેરો એમાં, મેળવી લીધો સંબંધજી;. ૧૬
પદે પદે પાવન એ રામગુણ, અધમ ઉદ્ધારણ કહાવેજી;
જે શ્રવણકીર્તન ભાવે કરે તે, ફરી ગર્ભવાસ નવ આવેજી. ૧૭

વલણ

નવ આવે ફરી ગર્ભવાસ તે જન, જે રાખે રામ રુદે ધરી;
કહે દાસ ગિરિધર નિર્મળ શ્રોતા, એકવાર બોલો શ્રીહરિ. ૧૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां सुंदरकांडे लक्ष्मणेन रावणस्य मुकुटछेदनं नाम चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

इति श्रीसुंदरकांडःसमाप्तः॥



# ॥ अथ श्रीयुद्धकांड प्रारंभः ॥

## અધ્યાય ૧ લો.

રાગ ધન્યાશ્રી

શ્રીપુરુષોત્તમ પૂર્ણાનંદજી, મંગળ મૂર્તિ સુખના કંદજી;
અંતરજામી ચૈતનચંદજી, વિશ્વના આત્માસુર મુનિવંદજી.૧

ઢાળ

વંદે નિત્ય સુરનર મુનિવર, અખિલ પૂરણ કામ;
એવા પુરુષોતમ પદકમળ જુગને, નમી કરૂં પરણામ. ૨
તવ કૃપાએ કરુણાનિધિ, કહું રસિક રામચરિત્ર;
યથામતિએ ગાઉં ગુણ જશ, કરૂં વાણી પવિત્ર. ૩
કૃતધ્યાન ત્રેતામાં ક્રતુ, પરિચર્યા દ્વાપર સાર;
કેશવકીર્તન થકી કળિમાં, પામે જીવ નિસ્તાર. ૪
ગત સાર સાધન સહુ થયાં, બીજો નથી અવર ઉપાય;
હરિનામ તરવા જીવને, સંસાર સાગર નાવ. ૫
એમ વિચારીને કર્યો આદર, ગાવા ગુણ જુગદીશ;
સહુ કવિજન ભગવતી સાધુ, ચરણ નામું શીષ. ૬
વાલ્મિકી રામાયણ થકી, પ્રાકૃત કર્યો વિસ્તાર;
હનુમંત નાટક મેળવી, પદબંધ રચના સાર. ૭
બાળકાંડ ને અયોધ્યા, આરણ્ય કિષ્કિંધાય;
સહિત સુંદર પંચ કાંડની, કહી પૂર્વે કથાય. ૮
સાગર ઉપર સેતુ બાંધી, ઉતર્યા રઘુવીર;
કપિસેન સાથે સુવેલુએ, રહ્યા શ્રીરણધીર. ૯
જોવરાવી ચર્ચા દશાનન, કપિદળ કર્યું ગણનાય;

દશ છત્ર પાડયાં લક્ષ્મણે, ત્યારે થઈ ઘણી ચિંતાય. ૧૦
પરમ ગ્લાનિ પામીયો મન, રાવણ તેણીવાર;
તે કથા સુંદરકાંડ વિષે, વર્ણવી કહ્યો વિસ્તાર. ૧૧
હાવે યુદ્ધ કાંડ કથા કહું, તે શ્રોતા ધરજો મન;
રણમાંહે કોપ્યા રામજી, કર્યું રાવણ કુળ નાશન. ૧૨
તે કથાનો વિસ્તાર અદ્દભુત, કહું યથામતિ અર્થ;
હરિનામ અંકિત વાણી નહિ તે, કાવ્ય જાણો વ્યર્થ. ૧૩
જ્યારે રાવણનાં દશછત્ર પાડયાં, મૂકી અનંતે બાણ;
ત્યારે વ્યાકુળ થઇ દશવદન આવ્યો, સભામાં નિર્વાણ. ૧૪
પછે પોતાના જે પ્રધાન પ્રિય, તેને પૂછે રાવણ વાત;
હું ઇચ્છું છું મનકામના તે, કહો મુને સાક્ષાત. ૧૫
સુણો મંત્રી છે મુજ મનવિષે, સંકલ્પ બે ચિંતાય;
રામલક્ષ્મણ સંહારૂં ને, જાનકી વશ થાય. ૧૬
એ રાતદિવસ ચિંતા દહે, માટે પૂછું તમને વાત;
એ બે કારજ સિદ્ધિ પામે, કરો એવું ભ્રાત. ૧૭
ત્યારે વજ્રદૃષ્ટિ પ્રધાન કહે છે, રાખો રાય વિશ્વાસ;
હમણાં લેઇ આવું જાનકીને, બેસાડું તમ પાસ. ૧૮
રાવણ કહે મુને બ્રહ્મા કેરો, શ્રાપ છે વળી એહ;
આગ્રહે પરસ્ત્રી સંગ કરતાં, ભસ્મ થાયે દેહ. ૧૯
માટે એની મેળે આવે સીતા, પ્રસન્ન થઇ મનમાંહે;
ઉપાય એવો કરો સત્વર, તમો જાઓ ત્યાંહે. ૨૦
ત્યારે વિદ્યુતજીવ્હા પ્રધાન બીજો, બોલીયો તેણીવાર;
હું કપટ રચી માયા દેખાડું, સીતાને નિરધાર. ૨૧
ત્યારે રાવણ હરખ્યો મનવિષે, ભાઈ ભલો મંત્રી તુંય;
છે તે થકી અધિકાર તુજને, ઘણો આપીશ હુંય. ૨૨
જ્યમ મદપાનીને મળે ભંગી, જારને સ્ત્રીય રાજ;
જ્યમ લીમનાં ફળ પકવ જોઇને, હરખે કાગ સમાજ. ૨૩
એમ રાવણ હરખ્યો મનવિષે, જોઇ મંત્રી બળ તે ઠામ;
પછે આજ્ઞા આપી દશવદન, જાઓ કરી આવો એ કામ. ૨૪

તે કપટ રચવા ગયો વળતો, પામી મન ઉલ્લાસ;
ત્યાર પહેલો રાવણ આવી બેઠો, સીતા કેરી પાસ. ૨૫
જાનકી બેઠાં નીચી દૃષ્ટે, રામ ચરણે મન;
પાસે આવી બોલવા લાગ્યો, રાવણ દુષ્ટ વચન. ૨૬

વલણ

દુષ્ટ વચન બોલતો રાવણ, સીતાશું તેણીવાર રે;
કહેદાસગિરિધરજેજન અભિમાની,તેનેનવહોયવિવેકવિચાર રે.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सीतासमीपे रावणागमनं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

# અધ્યાય ૨ જો

રાગ દેશાખ

જયમ હરિણી સમીપે વ્યાઘ્રજ આવે, સિંહ કરિણી પાસ;
તેમ સીતા સમીપે રાવણ આવીને, બોલ્યો વચન પ્રકાશ. ૧
હે સીતા સુણ નિશ્ચે વાત કહું, જેથી સરે તુજ અર્થ;
આટલા દિન તેં ધીરજ રાખી, તે સર્વે થઈ વ્યર્થ. ૨
હાવે વર તું મુને તજી સંદેહ, થા લંકાની રાણી;
મંદોદરી તારી સેવા કરશે, પટરાણી તને જાણી. ૩
તું આશા રાખે છે જેની તે થયું, તારા પતિનું મર્ણ;
તે માટે મુજને ઉવેખીને, રહીશ તું કોને શર્ણ. ૪
તે વર્તમાન કહું તુજને સુણ, જનકસુતા અભિરામ;
સાગર ઉપર પાજ બાંધીને, સુવેલુએ ઉતર્યા રામ. ૫
ત્યારે મારો પ્રધાન પ્રહસ્ત નિશાએ, ગયો હતો તે ઠાર;
સર્વ સેન્યા નિંદ્રાવશ જાણી, પ્રાક્રમ કીધું અપાર. ૬
તેણે તુજ પતિનું શિર છેદ્યું માર્યા, બીજા જોધ અનંત;
લક્ષ્મણ નાશી ગયો અવધપુર, જે તું કહેતી બળવંત. ૭
સુગ્રીવ અંગદ વિભીષણ કેરાં, શિર છેદ્યાં તેણીવાર;
જાંબુવાન હનુમંતના કાપ્યા, કરપદ ત્યાં નિરધાર. ૮
રાક્ષસ ગળી ગયા અન્ય સૈન્ય, કપિ મર્કટ કેરૂં જેહ;

સેતુ ભંગ કરી સાગર મધ્યે, કારજ કીધું એહ. ૯
એવું વર્તમાન સીતાની આગળ, જૂઠું કહ્યું દશશીશ;
એટલે આવ્યો વિદ્યુતજીભ્યા, કપટ કરી તે હીશ. ૧૦
માયામય શિર ધનુષ્ય રામનું, કર ગ્રહી લાવ્યો તેહ;
તે લાવી સીતાની પાસે મૂક્યું, કૃત્રિમ મિથ્યા જેહ. ૧૧
શ્યામ સુંદર મુખ કંઠનાળથી, રુધિર સ્રવે છે જાણ;
કિરિટ કુંડળ મંડિત શુભ ઝળકે, કાન્તિ સુરજ પ્રમાણ. ૧૨
કુંચિત કેશ કુટિલ શુક નાસા, અધર દંત ઘુતિ ચળકે;
આ રક્ત નેત્ર કમળ કેસરનું, તિલક ભાલમાં ઝળકે. ૧૩
એવું દીઠું જનકનંદિની, મૂર્છા આવી ત્યાંહે;
જ્યમ કદળી ઉપર વીજ પડે એમ,થઈપડયાં પૃથ્વી માંહે. ૧૪
દગ્ધ થાય જ્યમ હિમે કમલિની, ગુલીકને* વન્હિ તાપ;
એમ શોકમાં દગ્ધ થયાં વૈદેહી, મહા દુઃખ પામ્યાં આપ. ૧૫
પછે મૂર્છા વળી તે શીર જોઈ, દ્રષ્ટે દીઠું પૃથ્વી મોઝાર;
કરવા માંડયું ઉંચે સ્વરથી, શોકરુદન તેણીવાર. ૧૬
હા હા નાથ અયોધ્યા નાયક, રાજીવ નેત્ર રઘુરાજ;
અનંત ગુણસંપન્ન જગમોહન, આ શું કર્યું મહારાજ. ૧૭
કોમળ ચરણે વનપર્વતમાં, ચાલ્યા ચતુર્દશ વર્ષ;
મુજ અર્થે ઘણો શોક ધરીને, શ્રમ કર્યો ઉતકર્ષ. ૧૮
મુજ માટે વાલી માર્યો, સુગ્રીવશું મૈત્રી કીધી;
મારુતિ પાસે શોધ કરાવી, સંભાળ મારી લીધી. ૧૯
સાગર ઉપર સેતુ બંધાવી, આવ્યા સુવેલ ઠામ;
છેલ્લેવારે તમને ઘટે નહિ, આવું કરવું કામ. ૨૦
હે અવધપતિ હાવે તમો વિના મુને, કોણ છોડાવશે અહીંથી;
પ્રભુ વિદેશમાંહે મૂકી ગયા હાવે, મેળાપ થાશે કયાંથી. ૨૧
હે ભૂધરનો અવતાર સુમિત્રી, ક્યમ ગયા બંધુને મૂકી;
વન આજ્ઞા પાળી વર્ષ ચતુર્દશ, અંતે સેવા ચૂકી. ૨૨
ભરથ કૌશલ્યાજી પૂછશે તમને, ત્યારે શો દેશો જબાપ;

* ગુલ્મિની–વેલ.

સૂરજવંશમાં દૂષણ લાગ્યું, એમ કરે છે વિલાપ. ૨૩
વાલ્મિકે કાવ્ય કરી તે મેં સુણી, જૂઠી પડી સહુ આજ;
અહો પ્રાણનાથ મુજ વિયોગ ટાળો, પાસે તેડો મહારાજ. ૨૪
એમ સીતા રડતાં પશુ પંખી સહુ, રોયાં વૃક્ષ પાષાણ;
એ દુઃખ કહેતાં કવિની વાણી, કુંઠિત થાયે જાણ. ૨૫
પછે રાવણ પ્રત્યે કહે જાનકી, તું મારે જનક સમાન;
માટે અગ્નિ પ્રવેશ કરાવ્ય મને, સહગમન કરૂં હું નિદાન. ૨૬
એવાં વચન સુણીને રાવણ લાજ્યો, એ સતી નહિ ચૂકે સત્ય;
એમ વિચારી ઉઠી ગયો તે, લંકામાં ભૂપત્ય. ૨૭
એમ સીતા એક ઘડી મોહ પામ્યાં, પછી જોયું ધરી ધ્યાન;
ત્યારે એ કર્તવ્ય મિથ્યા જાણ્યું, કુશળ છે શ્રીભગવાન. ૨૮
તેણે સમે વિભીષણની રાણી, શરમા એવું નામ;
તે તતક્ષણ આવી જાનકી પાસે, ગુપ્તરૂપે તે ઠામ. ૨૯
તે કહી જાય છે નિત્યે આવી, લંકાનું વર્તમાન;
અસુરતણી સહુ માયા જાણે, તે નારી ગુણવાન. ૩૦
તે શરમા આવી પાયે લાગી, જાનકીને તેણીવાર;
અરે માતા શામાટે રૂઓ છો, કહો મુજને નિરધાર. ૩૧
આ શીશ ધનુષ્ય કરત્રિમ છે નિશ્ચે, અસુર માયા બળવાન;
એવું કહી શરમાએ સ્પર્શ કર્યો, ત્યારે થયું અંતરધ્યાન. ૩૨
પવને કરી અકસ્માત વળી, દીપ બુઝાયે જેમ;
જલદ જાળમાં ઇંદ્રિધનુષ્ય થાયે, ગુપ્ત થયું છે તેમ. ૩૩
છે કુશળ સુવેલુએ રામ સુમિત્રી, શરમા બોલી વાણી;
માતા શોક તજો એ મિથ્યા, અસુરનું કર્તવ્ય જાણી. ૩૪
પછે જનકનંદનીએ તે નવ દીઠું, પ્રસન્ન થયાં તેણીવાર;
ધન્ય ધન્ય તું શરમા રાણી, ચાંપી હૃદય મોઝાર. ૩૫
અરે માતા મુને શોકસાગરમાં, તું થઇ નાવ સમાન;
વળી માયા અસુરની તું સમજે, મને આપ્યું અભયનું દાન.
આશિષ દીધી સીતાએ તું, થાજે લંકાની રાણી;
મને મહાદુઃખમાંથી મુક્ત કરી, આવી તતક્ષણ વેળા જાણી.

એવે સમે આકાશવાણી થઇ, હે સીતા ન ધરશો શોક;
સુવેલુએ કપિદળ સાથે છે, સુખીયા પુણ્યશ્લોક. ૩૮
તે વચન સુણી સીતા મન હરખ્યાં, શોક વિગત થયું મન;
હાવે લંકામાં રાવણ શું કરતો, તે સુણો શ્રોતાજન. ૩૯
નવ થયાં સીતા સ્વાધીન ત્યારે, મનમાં થઇ ચિંતાય;
પછે એકાંતમાં મંદોદરી સાથે, બોલ્યો રાવણ રાય. ૪૦
હે શુભ કલ્યાણી રાણી જા તું, અશોક વન મોઝાર;
તું લાવ્ય સીતાને મારી પાસે, જ્ઞાન બોધ કરી સાર. ૪૧
કપટથકી નવ ચળી જાનકી, માટે પ્રારથું તુંજ;
જો સીતાને સમજાવી લાવે, તો સુખ થાયે મુજ. ૪૨
એવાં વચન સુણીને પતિવ્રત મંડન, સતી મંદોદરી રાણી;
સુહાસ્ય વદન કરી ઉઠી તે વેળા, પતિઆજ્ઞા પરમાણી. ૪૩
નિષ્કલંક વિધુ વદની આવી, અશોકવન મોઝાર;
ત્યાં સીતા પાસે ત્રિજટા બેઠી, કરે છે વાત વિચાર. ૪૪
ત્યારે દૂર થકી જોઇ મંદોદરીને, ત્રિજટા બોલી વાણ;
તમારાં દર્શન કરવા ભૂમિજા, મયજા આવે જાણ. ૪૫
એટલે આવી ચરણે લાગી, હરખ્યાં જાનકી મન;
પછે મંદોદરીને ઉઠાડીને, દીધું આલિંગન. ૪૬
જ્યમ ભાગીરથીને મળે ગૌતમી, ઇન્દિરાને ઈન્દ્રાણી;
જ્યમ ઉમીયાને સાવિત્રી મળે, એમ મળ્યાં સીતાને રાણી. ૪૭
પરસ્પર આનંદ પામી બેઠાં, સુખ થયું અન્યોઅન્ય;
રાણી કહે ધન્ય દિવસ આજનો, પામી તમ દર્શન. ૪૮
ત્યારે જાનકી કહે ક્યમ આવ્યાં રાણી, કહો તે મુજને વાત;
પછે મંદોદરી કહે તમને પૂછવા, પ્રશ્ન એક સુણો માત. ૪૯
કહેવું ઘટે નહિ તમને પણ, એક વાત કહું છું પર્મ;
પતિ આજ્ઞા પરમાણુજ કરવી, મુખ્ય એ મારો ધર્મ. ૫૦
જક્ત જનેતા તમો જાનકી, જગતપિતા રઘુરાય;
પણ પતિઆજ્ઞાએ પ્રશ્નજ પૂછું, ક્રોધ ન કરશો માય. ૫૧

વલણ

માતા ક્રોધ ન કરશો પૂછું, અધ્યાત્મ પક્ષની રીત રે;
અદ્વૈત બ્રહ્મ એક સર્વાત્મા, એમ વેદાંત બોલે અમિત રે. ૫૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सीताप्रति मंदोदरीगमनं नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

# અધ્યાય ૩ જો

રાગ કાફી

કહે મંદોદરી સાંભળો સીતા, મારૂં વચન તે પરમ પુનિતા;
રામ રાવણમાં શો ભેદ, એક આત્મા વ્યાપક વેદ. ૧
સર્વ ભૂતમાં રામ સમાન, સર્વ દ્રષ્ટા ને સત્તાવાન;
એક જળને અનેક તરંગ, એક આકાશ બહુ ઘટ સંગ. ૨
એક સૂત્રમાં મણિ અપાર, એક સુવર્ણ બહુ અલંકાર;
એક ઓંકાર માત્રા અનેક, કિર્ણ વિપુલને દિનમણિ એક. ૩
એક મૃત્તિકા કુંભ અપાર, તરુ એક બહુ ફળ સાર;
એ સકળ ચરાચર ભૂત, રામ વ્યાપક એક અદ્‌ભુત. ૪
માટે કરતાં રાવણ શું પ્રીત, કહો શું તમારે વિપરીત;
છે સર્વદેહી એક રામ, તો લંકેશ જૂદો કોણ ઠામ. ૫
એવો પ્રશ્ન કર્યો જ્યારે રાણી, સુણી બોલ્યાં વૈદેહી વાણી;
હે સતી તમો જે કહી વાત, તેનો ઉત્તર કહું સુણ માત. ૬
એક અભેદ વ્યાપક રામ, નથી એ વિણ ઠાલો ઠામ;
સુણો સુંદરી કહું તે રીત, નભ વ્યાપક સહુ ઘટ ગીત. ૭
ઘટ ભંગ થતાં આકાશ, નથી ફૂટતું કંઈ અવકાશ;
એમ વિશ્વનો થાતાં નાશ, નથી ભંગ થતો અવિનાશ. ૮
આ જગત માયાનો પ્રપંચ, છે અસત્ય અશાશ્વત સંચ;
જેમ મૃગજળકેરૂં પૂર, વંધ્યા વેલીનાં ફળ અંકુર. ૯
પામે સ્વપને સંપદા જેમ, દરિદ્રીના મનોરથ તેમ;
વંધ્યાસુવન ખપુષ્પ કહેવાય, જેમ શશકશૃંગ મિથ્યાય. ૧૦
એમ વાચારંભણ જક્ત, નથી આદિ અંતમાં સત્ય;

મધ્યમાંહે સ્ફૂર્યું છે અસત્ય, પણ મિથ્યા માયાનું કૃત્ય. ૧૧
સત્ય આત્મા માટે એહ, સત્ય સરખું ભાસે તેહ;
આત્મામાં આરોપણ એ આળ, નથી વિશ્વ સાચું ત્રણ કાળ.
સાચું કનક મિથ્યા અલંકાર, મિથ્યા તરંગ ને સાચું વાર;
ઘટ મિથ્યા સાચી મૃત્ય, એમ જોતાં એ વસ્તુ અકૃત્ય. ૧૩
રઘુનંદન અભેદ એક, તેમાં આરોપ મિથ્યા અનેક;
તેમાં રાવણ આદે જગ્ત, ક્યાં છે જો વિચારી અવ્યક્ત. ૧૪
બ્રહ્માનંદ સ્વરૂપને જોતાં, બ્રહ્મ ભાસે દ્વૈત બુધ ખોતાં;
મિથ્યા રાવણ રામ એ સત્ય, નાવે સમાન કૃત્ય અકૃત્ય. ૧૫
સચ્ચિદાનંદ પુરુષ પુરાણી, તેને જાણો મંદોદરી રાણી;
અપ તેજ ભૂ વાયુ આકાશ, જોતાં રૂપ એ મિથ્યા ભાસ. ૧૬
ત્રિભુવન છે માયાનું ચિત્ર, છે મિથ્યા પણ ભાસ્યું વિચિત્ર;
ત્યાં રાવણ કોણ બિચારો, એમ અદ્વૈત બુદ્ધ વિચારો. ૧૭
જેમ સકળ બ્રહ્માંડ અનેક, તેમાં આકાશ વ્યાપક એક;
ત્યાંહાં ઘટાકાશ તે શું ય, જ્યાં મહદાકાશ સમૂહ. ૧૮
એમ નિર્વિકાર જે રામ, ત્યાંહાં દ્વૈત ગોષ્ટિ કોણ ઠામ;
ત્યારે મંદોદરી કહે સીતા, પ્રશ્ન પૂછું પરમ પુનિતા. ૧૯
કહો એક દેશી છે રામ, કે વ્યાપક સર્વ અકામ;
પરિચ્છિન્ન કે પૂરણ એહ, ટાળો માતા મુજ સંદેહ. ૨૦
ત્યારે જાનકી બોલ્યાં વચન, સુણ મયતનયા પાવન;
છે સર્વવ્યાપક રઘુરાય, પણ અદ્વૈત બુદ્ધે જણાય. ૨૧
જેને સદ્‌ગુરુ સાચા મળે, દ્વૈત વાસના તેની ટળે;
જ્યારે વિલય ત્રિપુટી પામી, જ્યાં વેદની વાણી વિરામી. ૨૨
જ્યાં નહિ ધ્યેય ધ્યાતા ધ્યાન, નહિ જ્ઞેય જ્ઞાતા ને જ્ઞાન;
વામી દ્વૈતભાવની સુરતા, નહિ ક્રિયા કરણ ને કરતા. ૨૩
ત્યાંહાં એક અખંડ છે રામ, સર્વ વ્યાપક પૂરણ કામ;
ત્યાં રાવણ કોણ અનિતા, ત્યાંહાં કોણ મંદોદરી સીતા. ૨૪
દૃષ્ટ શ્રુત એ સર્વે નાશ, જાણો એક રામ અવિનાશ;
જે છે શાશ્વત વસ્તુ વેદ, અજ્ઞાને તેમાં આરોપ્યા ભેદ. ૨૫

રજ્જુસર્પની ભ્રાન્તિ તાસ, જેમ શુક્તિમાં રજત પ્રકાશ;
શાખાહીન વિટપ કહેવાય, નિશાએ તેનો ચોર જણાય. ૨૬
એમ મિથ્યા જગતનો ભાસ, આત્મા માંહે આરોપે તાસ;
અધ્યારોપ તણો અપવાદ, કરીને જુઓ મૂકી પ્રમાદ. ૨૭
માટે તજો એ મિથ્યા ભાસ, એકાત્મા જુઓ પૂર્ણ પ્રકાશ;
હે મયકન્યા ગુણવાન, વિચારો થઇને સાવધાન. ૨૮
દૃષ્ટિ અદ્વય રૂડે પ્રકાર, જુવો વસ્તુ છે નિરવિકાર;
નથી કહેવા સાંભળવાનું ત્યાંહે, છે સર્વનો અવધિ જ્યાંહે.૨૯
તેને કહીયે આત્મારામ, એક અભેદ પૂરણ કામ;
જે એ રૂપમાં પામ્યો તદાત્મ, તેને કહીયે સમાધિ આત્મ. ૩૦
ત્યાં મન વાણી લય પામી, ત્રિ અવસ્થા વૃત્તિ વિરામી;
રહ્યો કૈવલ્ય જ્ઞાન સ્વરૂપ, એ પક્ષે નથી રાવણ ભૂપ. ૩૧
હાવે રાણી સુણો ધરી લક્ષ, વળી કહું એક બીજો પક્ષ;
આદિ બ્રહ્મ એક અવિનાશ, તેના જીવ થયા ચિદાભાસ. ૩૨
જ્યમ જળમાં સવિતાબિંબ, તેનું નામ ધર્યું પ્રતિબિંબ;
એમ માયામાં ઇશ્વર કેરૂં, પ્રતિબિંબ પડ્યું અતિ નેરૂં. ૩૩
થયા અંશ ઇશ્વરના જીવ, માયા પક્ષી અજ્ઞાની અતીવ;
નવ જાણે હરિનું રૂપ, પડ્યા મોહ વિષયને કૂપ. ૩૪
કરમે કરી વાધ્યાં કર્મ, પછે ભૂલ્યા પોતાનો ધર્મ;
તેણે જન્મમરણ સંસાર, ભોગવે દુઃખ વારંવાર. ૩૫
કંઇ સંચિત પૂરવનું પુન્ય, મળે સતસંગત પાવન;
હરિકીર્ત્તન શ્રવણ કથાય, કરે નિશદિન સંત સેવાય. ૩૬
ત્યારે સમજે સારાસાર, મુમુક્ષુ તે થાય નિરધાર;
પછી સદ્ગુરુ શરણે જાય, ત્યારે ભક્ત વિવેકી થાય. ૩૭
ભક્તિ કરતાં હરિને પામે, ત્યારે જન્મમરણ દુઃખ વામે;
જ્યારે શ્રીહરિ કરુણા આણે, ત્યારે જીવ હરિને જાણે. ૩૮
બાકી એનું નથી બળ લેશ, જીવ અજ્ઞાની માયા વેશ;
જીવ કામીને અલ્પજ્ઞ, પ્રભુ નિષ્કામી સરવજ્ઞ. ૩૯
જીવ અનેક ને પરતંત્ર, એક ઇશ્વર આપ સ્વતંત્ર;

વિકારી જીવ કર્મના કર્તા, ઇશ્વર ફળદાતા ને ભર્તા. ૪૦
પંચ મહાભૂત જીવની દેહ, સચ્ચિદાનંદ વિગ્રહ એહ;
જીવને દુઃખ કલેશ અપાર, હરિ સુખસિંધુ રહિત વિકાર. ૪૧
જીવને જન્મમરણ જમદંડ, કાળના કાળ ઇશ અખંડ;
જીવથી ન સરે કંઇ અર્થ, ઇશ કર્તુ અકર્તુ સમર્થ. ૪૨
માટે જીવ ને શ્રીભગવાન, કહો તે કયમ આવે સમાન;
એ બે પક્ષ કરી અભિરામ, સમ નાવે રાવણ ને રામ. ૪૩
આદિ અંત સર્વનો જેહ, એક ઇશ્વર કહીયે તેહ;
હે મયકન્યા પ્રત્યક્ષ, કરો એહ સ્વરૂપનો લક્ષ. ૪૪
એવાં જક્તમાતાનાં વચન, તે મંદોદરીયે ધર્યાં મન;
થઈ બ્રહ્માનંદમાં મગ્ન, લાગી સ્વરૂપવિષે એક લગ્ન. ૪૫
થયું બંધ બોલવું ત્યારે, સ્થિતિ થઇ સ્વરૂપમાં જ્યારે;
તે આનંદ અંતરમાં ઠારી, મગ્ન થઈ મયદૈત્યકુમારી. ૪૬
સાવધાન થઇને જાગી, પછે સીતાને ચરણે લાગી;
થઇ ગદગદ કહે છે રાણી, હે જક્તમાતા કલ્યાણી. ૪૭
મારો સંશય નિવૃત્ત કીધો, બ્રહ્માનંદનો લહાવો દીધો;
તે દિવસ વડીને ધન્ય, થાય સતસંગત પાવન. ૪૮
આત્મવિચાર જેમાં એક, થાય સારાસાર વિવેક;
બીજો લાભ નથી એ સમાન, જેથી ટળે સકળ અજ્ઞાન. ૪૯
કરી પ્રદક્ષિણા પાયે લાગી, પછે સીતાની આજ્ઞા માગી;
વૈદેહીને માન્યાં ગુરુરૂપ, જેથી પામી જ્ઞાન અનુપ. ૫૦
પછે ચાલી મંદોદરી ભામ, પ્રવેશી લંકામાં નિજધામ;
દશાનન બેઠોતો જ્યાંહે, આવી રાણી મંદોદરી ત્યાંહે. ૫૧

વલણ

ત્યાં આવી મંદોદરી, જ્યાં બેઠો રાવણ રાય;
શિખામણ દે છે સ્વામીને, કર જોડી લાગી પાય. ૫૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सीतामंदोदरीसंवादे तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો

રાગ સોરઠ

પછે મયકન્યા વાણીવદે, સ્વામી સુણો અભિપ્રાય;
મેં પ્રશ્ન બહુવિધના કર્યા પણ, નવ ચળ્યાં સીતાય. ૧
સાક્ષાત એ વિશ્વની માતા, મહાલક્ષ્મી જેનું નામ;
કુદૃષ્ટિ કરી તમો તે ઉપર, નહિ કુશળ થાયે સ્વામ. ૨
તમો આદર્યો છે નાશ કુળનો, ધરી સતી અભિલાખ;
પણ સ્પર્શ કરતાં અગ્નિ કેરો, બળી થાશો રાખ. ૩
કોટી વિદ્યાવંત મળી જો, કરે અનેક ઉપાય;
કલ્પાંત કાળે જાનકી વશ, તમારે નહિ થાય. ૪
તે માટે હઠ મૂકીને રાણા, તજો અસદ આચર્ણ;
મન કર્મ વચને કાયાથી, જાઓ રઘુપતિને શર્ણ. ૫
સીતા સોંપો રામને જઈ, સ્વામી લાગો પાય;
કરશે ક્ષમા અપરાધ સહુ, છે દયાળુ રઘુરાય. ૬
બાકી સીતાનો અભિલાખ એ, છે મરણ કેરો ઠામ;
કુળનાશ થાશે જશે લંકા, માટે મૂકો મામ. ૭
કર ઘાલતાં સર્પના મુખમાં, ડંશ ન કરે કેમ;
પાન કરતાં હળાહળનું, મરણ પામે જેમ. ૮
એમ ગ્રહણ કરતાં પરત્રિયા, પરધન પરસતાં હાથ;
અનર્થ થાયે અતિ ઘણો, તે સત્ય માનો નાથ. ૯
જુવો પરમ સાધુ વિભીષણ, જોઇ તમારો અવિવેક;
રઘુવીર શરણે તે ગયા, ત્યારે કર્યો રાજ્યાભિષેક. ૧૦
તે જન્મમરણરહિત થયા, જેણે ઝાલ્યું રાઘવ શર્ણ;
સ્વામી તમો હાથે કરી શીદ, માગી લ્યો છો મર્ણ. ૧૧
પાષાણ તાર્યા જળવિષે, એવા પ્રતાપી રઘુવીર;
તે સુવેલુએ ઉતર્યા, સાથે કપિ રણધીર. ૧૨
કયાં કરો સ્વામી દ્વેષ તેનો, જે પરમેશ્વર પરમાણ;
માટે રાઘવને જાનકી સોંપી, શરણ રહો નિરવાણ. ૧૩

એવાં વચનરૂપી પુષ્પે પૂજ્યો, રાણીએ રાવણ ભૂપ;
પછે હસી બોલ્યો દશવદન જે, મહા અભિમાની રૂપ. ૧૪
હે સુંદરી વિધુ કમળ વદની, કલ્યાણી સુણ વાત;
તું વચન બોલે જેટલાં તે, સત્ય છે સાક્ષાત. ૧૫
પણ વૈર કર્યું મેં રામ શું તે, જાણે ત્રણે લોક;
જો હાવે મૂકું પુરુષારથ તો, જીવ્યું થાયે ફોક. ૧૬
એ વિભીષણ શરણે ગયો, થયો ચિરંજીવીદાસ;
પણ પરિણામે પામશે, કલ્પાંત કાળે નાશ. ૧૭
તે માટે દેહનો લોભ ધરીને, કાયર થાયે મન;
તેમાં સાર્થક શું જીવ્યાતણું, નથી અમર કોઇએ જન. ૧૮
જીવ્યા કદાપિ કલ્પલગી, પુરુષારથ ન કર્યો લેશ;
તેનું જીવ્યું મિથ્યા જાણજો, જેવો નાભિમધ્યે કેશ. ૧૯
એકવાર મરવું જ્યારે ત્યારે, સર્વને સંસાર;
પણ પરાક્રમ કાંઈ નવ કર્યું, તે જીવ્યાને ધિક્કાર. ૨૦
જેણે જગત માંહે અવતરી, કર્યો જશ પરાક્રમ નામ;
આ લોકમાં થાયે રૂડી કીર્તિ, પરલોકે શુભ ઠામ. ૨૧
એ આદિ પુરુષ અવતર્યા, છે રઘુનંદન રામ;
ભૂભાર હરવા ધર્મ સ્થાપન, કરવા સુરનાં કામ. ૨૨
છે હરિ ઈશ્વર ભગવાન એ, હું જાણું છું સાક્ષાત;
પણ હવે શરણ જવાય નહિ તે, સુણ સતી કહું વાત. ૨૩
કરી મારી સાથે કામના, યુદ્ધની શ્રીરઘુવીર;
સાગર ઉપર સેતુ બાંધી, આવ્યા આણી તીર. ૨૪
તે પૂરી ન કરૂં કામના, રઘુનાથ કેરી આજ;
જો સીતા સોંપું જઇ મળું, તો જાય મારી લાજ. ૨૫
એણે મારી સારૂ શ્રમ કર્યો, મેળવ્યું દળ યુદ્ધ કામ;
હાવે પુરુષારથ શું માહરૂં, જો મળું જઇને રામ. ૨૬
માટે સુંદરી સુણ નિશ્ચે કરવું, યુદ્ધ રઘુવર સાથ;
પામીશ રૂડી ગતિ જો થશે, મરણ હરિને હાથ. ૨૭
એ અમારા યુદ્ધતણો યશ, વિસ્તાર થાશે જ્યાંહે;

મારા ગુણ પણ રામ સાથે, ગવાશે જગમાંહે. ૨૮
માટે સીતા નહિ આપું હવે, ઉદ્યમ કરૂં યુદ્ધ કાજ;
રઘુવીર કેરી કામના મારે, પૂરણ કરવી આજ. ૨૯
એવાં પુરુષારથનાં વચન, રાવણનાં સુણી નિરધાર;
રાણી મંદોદરીતણા મનમાં, ચિંતા વ્યાપી અપાર. ૩૦
ભાવિતણું બળ વિચારી, પછે ગઇ નિજ ભોવન;
ત્યારે ગોપુર ઉપર ચઢયો રાવણ, લેઈ સભાના જન. ૩૧

વલણ

ગોપુર ઉપર સભાજન, લેઇ ચઢયો રાવણ રાય રે;
ત્યાં માનભંગ થયો દશાશનન, તેની કહું કથાય રે. ૩૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे
रावणमंदोदरीसंवादे चतुर्थोऽध्यायः ॥ ४ ॥

# અધ્યાય ૫ મો

રાગ ધન્યાશ્રી

ગોપુર ચઢીયો અસુર ભૂપાળજી, જે છે ઊંચું ખટ દશ માળજી;
ત્યાં જઇ બેઠો સિંહાસનજી, પાસે ઉભા સેવક જન જી. ૧

ઢાળ

સેવકજન ઉપભોગ આપે, રાવણને તેણીવાર;
અલંકાર ઝળકે અંગના, મણિ હીરાજડિત્ર અપાર. ૨
દશ શીશ ઉપર મુગટ ઝળકે, તેજ સૂરજ સમાન;
તે તેજના ચળકાટથી થઈ, દિશાઓ દીપમાન. ૩
ત્યારે વિભીષણે કહ્યું રામને, કંઇ કરવા કૌતક કાજ;
પેલો ગોપુર ઉપર ચઢયો રાવણ, જુવો તે મહારાજ. ૪
રઘુપતિએ દીઠો દશાનન, ઝળકે મુગટ દશ શીશ;
ત્યારે સુવેલુ ગિરિ પર ચઢયા, સહુ સભા લેઈ જુગદીશ. ૫
એક હસ્ત ઝાલ્યો વિભીષણે, બીજો ગ્રહ્યો હનુમંત;
તે શોભા જોવા લંકાની, ચઢયા સુવેલુ ભગવંત. ૬
તે શિખર ઉપર સભા કરીને, બેઠા રઘુકુળ ચંદ્ર;

જ્યમ ઉદયાચળપર બાળસૂરજ, ઐરાવતપર ઈંદ્ર. ૭
સમાજ લેઇ ગિરિશિખર બેઠા, જાણે દેવસભાય;
સૃષ્ટિસહિત જ્યમ વેદોનારાયણ, એમ શોભે રઘુરાય. ૮
એમ વાનરવેષ્ટિત રામ બેઠા, સુવેલુને શિષ;
ત્યારે શોભા જોઇ રાવણતણી, ચઢી સુગ્રીવને મન રીસ. ૯
વંદી ચરણ રઘુવીરના ત્યાંથી, કૂદિયો કપિરાજ;
ઝડપ મારી રાવણ ઉપર, કર્યું મોટું કાજ. ૧૦
જ્યમ વજ્ર પડે પરવતની ઉપર, એમ પડ્યો કપિનાથ;
ઝડપ મારી છત્ર પાડયાં, મુગટ બીજે હાથ. ૧૧
જ્યારે છત્ર મુગટ પાડયાં તદા, ગભરાયો ઘણું દશ શીશ;
પછી સુગ્રીવને એક પાટુ મારી, ચઢી મનમાં રીસ. ૧૨
ત્યારે સુગ્રીવે એક મુષ્ટિ મારી, રાવણના રુદેમાંહે;
એમ એક ઘડી બે વીરને, મલ્લયુદ્ધ થયું છે ત્યાંહે. ૧૩
સોળ માળના ગોપુર ઉપર, થાય ભડાકા અપાર;
ત્યારે લંકામાંહે શોક પડિયો, થયો હાહાકાર. ૧૪
એક એકને પદ ઘાવ મારે, કરે મુષ્ટિપ્રહાર;
ગોપુર ઉપર ગર્જના થાય, હોકારે હોકાર. ૧૫
ત્યારે લોક કહે હનુમંત આવ્યો, જેણે બાળી લંક;
પાછો વળી શું વિઘ્ન કરશે, કપિ બળિયો નિઃશંક. ૧૬
રાવણે ઘાલ્યો બાથમાં, રુમાપતિને ત્યાંહે;
સુગ્રીવે જાણ્યું પ્રાણ જાશે, અકળાયો મનમાંહે. ૧૭
પછે રાવણકેરા કરવિષેથી, વછૂટયો જોઈલાગ;
ત્યારે તરણિતન નાઠો તદા, તે મૂકાવીને માગ. ૧૮
મૃગેંદ્ર કેરી ઝપટમાંથી, જાંબુક જેમ પળાય;
ઘરધણી જાગે ચોર ભાગે, એમ નાઠો રાય. ૧૯
જ્યમ સર્પમુખથી મુષક છૂટે, સુગ્રીવ નાઠો એમ;
સુવેલુપર આવીયો, સુગ્રીવ કુશળ ક્ષેમ. ૨૦
સહુ કપિએ દીઠો રાયને, ત્યારે કર્યો જય જયકાર;
શ્રીરામે ચાંપ્યો હૃદય સાથે, વખાણ્યો બહુવાર. ૨૧

પછે સુવેલુથી ઉતરી, સ્વસ્થાન આવ્યા રામ;
જૂથપતિ આદે સર્વ બેઠા, સભા કરી તે ઠામ. ૨૨

વલણ

સભા કરી તે ઠામ બેઠા, વિચારે રઘુવીર રે;
પછી વિભીષણની સાથે બોલ્યા, ગુણસાગર રણધીર રે. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सुग्रीव-रावणयोर्मल्लयुद्धकथनं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

# અધ્યાય ૬ ઠ્ઠો.

રાગ બિલાવર

સભા કરીને રઘુપતિ બેઠા, પાસે લક્ષ્મણ હનુમંત;
સુગ્રીવ વિભીષણ પાસે બેસાડયા, જે રાજનીતિ ગુણવંત.૧
શ્રીરામચંદ્ર છે ચતુરશિરોમણિ, સમરથ રાજાધિરાજ;
રાજનીતિનો ધર્મજ પાળે, લોકતણા હિત કાજ. ૨
સુણો વિભીષણ જુદ્ધ કર્યા વીણ, રાવણ તે નહિ માને;
એ સમજી સીતા નહિ આપે, માટે વિલંબ કરીયે શાને. ૩
ત્યારે વિભીષણ કહે મહારાજ સુણો, કંઈ ધીરજ મનમાં ધરીયે;
શામ દામ દંડ ભેદ કરીને, શત્રુને વશ કહીયે. ૪
શામ તે શત્રુને સમજાવી, વાત ન્યાયની કહીયે;
કોઇ શાણા પાસે શીખજ કહાવી, ધીરજ ગ્રહીને રહીયે. ૫
તે ન માને તો દામ દેખાડી, કરીયે લાલચથી લાચાર;
તે લોભથકી વેર જાય વિસરી, વશ વરતે નિરધાર. ૬
તે દામથકી વશ થાય નહિ તો, કરીયે કંઇ છળભેદ;
તે માયાજાળમાં મોહજ પામે, શત્રુ વશ થાય વેદ. ૭
એમ કશી વાતમાં કેદ ન આવે, ત્યારે દઇયે દંડ;
તે માને નહિ પછી માર વિના જે, મૂરખ લંપટ લંડ. ૮
એમ સમય પ્રમાણે કારજ સાધવું, સુણીયે સીતાકાન્ત;
જ્યમ મંત્રથકી વશ થાય મણિધર, ઉદકે અગ્નિ શાન્ત. ૯
આત્મજ્ઞાને ભવસાગર તરીયે, શમદમે જીતીએ મન;

વિવેકે જીતીયે કામ ક્રોધ મોહ, ભક્તિ બળે ભગવન. ૧૦
સભા જીતે જ્યમ પંડિત તે, વ્યુત્પત્તિનું બળ ધરીને;
પાષાણ નીચે કર આવે, તે કાઢીયે કળે કરીને. ૧૧
માટે શામ ભેદ કરીને સમજાવો, રાવણને નિરધાર;
વિષ્ટી કરવા મોકલો જે હોય, ચતુર શિરોમણિ સાર. ૧૨
વાયક એવાં સુણી વિભીષણનાં, રાઘવ થયા પ્રસન્ન;
પછે સુગ્રીવ સામું જોઇને બોલ્યા, પ્રેમે હેત વચન. ૧૩
અરે સુગ્રીવ જુવો આપણા સાથમાં, હોયે ચતુર ગુણવંત;
તતક્ષણ તેને ખોળી કાઢો, જે જાણે કળા અનંત. ૧૪
લંકામાં તેને મોકલીયે, શિષ્ટાઈ કરવા ધીર;
એકલો જઇને પાછો આવે, એવો છે કો વીર. ૧૫
જ્યમ ગરુડ એકલો અમૃત લાવ્યો, દેવ પમાડયા હાર;
વળી ગુરુપુત્ર સંજીવની સાધીને, ગયો સ્વર્ગમોઝાર. ૧૬
જ્યમ હનુમંત સિંધુ ઓળંગીને, સીતાની શુધ લાવ્યો;
અનેક વિઘ્ન ટાળીને વાટે, રશીમુખ ઉપર આવ્યો. ૧૭
એમ વિષ્ટી કરી રાવણની સાથે, તુરત આવે આ ઠાર;
આપણા સાથમાં હોય એવો તેને, દેખાડો આ વાર. ૧૮
પછે સર્વે પરસ્પર જોવા લાગ્યા, વાનર રહેતા જેહ;
ત્યારે વિભીષણે દીઠો વાલીપુત્રને, અંગદ બેઠો તેહ. ૧૯
જ્યમ રત્નપરીક્ષક ખોળી કાઢે, ભારે હળવું નંગ;
તેને જોઇને વિભીષણ બોલ્યા, સાંભળીયે શ્રીરંગ. ૨૦
અંગદને મોકલો સર્વથા, શિષ્ટાઈ કરવા ત્યાંહે:
એ બળ લક્ષણ ગુણ સંપૂરણ છે, જાણે નીતિમાંહે. ૨૧
જ્યમ નવ ગ્રહમાં દિનકર તેજસ્વી, શસ્ત્રમાં સુદર્શન;
વિષધરમાં ધરણીધર જેવો, ખગમાં હરિવાહન. ૨૨
એમ વાનરમાંહે ચતુર છે અંગદ, નિશ્ચે જાણો રામ;
ત્યારે વિભીષણનાં એવાં વચન સાંભળી, હરખ્યા પૂરણ કામ.
પછે અગંદને આજ્ઞા કરી પોતે, ઉઠયો તેણીવાર;
રઘુવીર સન્મુખ કર જોડીને, વચન બોલ્યો નિરધાર. ૨૪

મને રાવણ સાથે વિષ્ટિ કરવા, મોકલો છો તે ઠામ;
પ્રભુ એમાં તે શું મુજને બતાવ્યું, ભારે મોટું કામ. ૨૫
મહારાજ રજા આપો તો બાંધી, લાવું રાવણને આંહે;
લંકા ઉખેડી ઉંધી કરીને, નાખું સાગર માંહે. ૨૬
ત્યારે શ્રીરઘુવીર હસીને બોલ્યા, થઇ ચિત્તમાંહે પ્રસન્ન;
રાવણ પાસે વિષ્ટી કરવા, જા તું વાલીતન. ૨૭
જો માને રાવણ તો સારૂં, કહેતાં નીતિ વિચાર;
નહિ તો જુદ્ધ કરીને મારશું, અંતે એ નિરધાર. ૨૮
એવું સાંભળી અંગદ ચાલ્યો, વંદી રઘુપતિ પાય;
ઓચિંતો લંકામાં આવ્યો, વાલીપુત્ર મહાકાય. ૨૯
સભા કરીને રાવણ બેઠો, ત્યાં આવ્યો બળવંત;
અગંદને જોઈ સહુ સભા ખળભળી, શું આવ્યો હનુમંત. ૩૦

વલણ

હનુમંત જાણી ભય પામ્યા સર્વે, રાવણ ડરપ્યો મન રે;
સભા સ્થંભ પુંઠે રાખી અંગદ, કરી બેઠો પૂંછાસન રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावण-
सभायां विष्टिकरणार्थं अंगदागमनं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

## અધ્યાય ૭ મો

રાગ આશાવરી

રાવણકેરી સભા મધ્યે, આવ્યો વાલીકુમાર;
તે જોઈ સહુ ભય પામિયા, કરે માંહોમાંહે વિચાર. ૧
છત્ર મુગટ એકે પાડિયાં, બાળ્યું નગર હનુમંત;
વળી આ કો ત્રીજો વાનર આવ્યો, દીસે છે બળવંત. ૨
ત્યારે અંગદ કહે અલ્યા પરજન આવે, મળવાને વિખ્યાત;
તે સભા મૂરખ જાણજો, જે ન પૂછે આદર વાત. ૩
એમ કહીને રાવણ સન્મુખ, બેઠો વાલીતન;
સ્તંભ પૃષ્ઠે રાખીને કર્યું, ગોળ પૂંછાસન. ૪
રાવણના કરતાં ઉંચે આસન, બેઠો થઇને ધીર;

તૃણમાત્ર લેખવતો નથી, એ અસુરને મહાવીર. ૫
ત્યારે રાવણ હસીને બોલિયો, કહે કપિ તું છે કોણ;
કોણે મોકલ્યો તું કેમ આવ્યો, સભામાં નિર્વાણ. ૬
વાલીસુવન કહે દશાનન, મુજ નામ અંગદ આજ;
હું દૂત શ્રીરઘુવીરનો, આવ્યો વિષ્ટી કરવા કાજ. ૭
હાવે સીતા આપી રામને, જો મળો લંકા રાય;
મૃત્યું તમારૂં ઉગરે ને, રાજ નિર્ભય થાય. ૮
હે દશાનન આ દેહ પામી, વરતે નિર્મળ મન;
વિસ્તાર પામે જગતમાં જશ, તેનું જીવ્યું ધન્ય. ૯
સદ્‌બુદ્ધિએ સદ્‌વિવેકે, ધરીયે તે અંતર જ્ઞાન;
સતપુરુષનો સંગ કરીયે, ટાળીયે અજ્ઞાન. ૧૦
નવ કહીયે કોઇને દુષ્ટ વાયક, ન કરીયે હેલન;
સર્વેનું રૂડું ચિંતવીયે, જ્યમ સુખી હોયે જન. ૧૧
પરાયા ગુણને વંદીયે, વળી કરીયે પરઉપકાર;
આત્મા જોઇયે એક સહુ, કરીયે સારાસાર વિચાર. ૧૨
કામ ક્રોધને લોભ મત્સર, હોય અંતરમાંહે;
તેહને શત્રુ જાણીયે, ટાળીયે તતક્ષણ ત્યાંહે. ૧૩
આ અશાશ્વત દેહ જાણીને, ટાળીયે અશુભ આચર્ણ;
હું કરતા અભિમાન મૂકી, રહીએ હરિને શર્ણ. ૧૪
ગુણ દોષથી નિરબંધ થઇને, વરતીયે સંસાર;
જળવિષે રહે છે કમળ પણ, નવ થાય સ્પર્શ લગાર. ૧૫
ઇન્દ્રિયો નિયમે રાખીયે, સદ્‌કર્મથી નિર્વાણ;
ભગવદ્‌ ભજનમાં યોજના, મનતણી કરીયે જાણ. ૧૬
રમીયે આત્મારામમાં, તજીયે વિષયની આશ;
પ્રપંચ મિથ્યા માનીયે, જે અસદ્‌ જગદાભાસ. ૧૭
પરનિંદા પર હિંસા સ્વપ્નને, ચિંતવીયે નહિ મન;
પરદારા પરધનવિષે ચિત્ત, નવ રાખીયે રાજન. ૧૮
સદ્‌ગુરુ વચન વિશ્વાસ ધરીયે, રાખીયે સદ્‌ભાવ;
સત સમાગમ નિત સેવીયે, ભવસિંધુ તરવા નાવ. ૧૯

કલેશ કાળ દુઃખ આવે પણ, નવ મૂકીયે સ્વધરમ;
યથાન્યાયે રાજ્ય કરીયે, રાખીયે શમ દમ. ૨૦
દયા ક્ષમા ઉપરતિ શાન્તિ, ભક્તિ જ્ઞાન વૈરાગ;
આનંદ સદ્દવિદ્યા સમાધિ, રાખીયે અનુરાગ. ૨૧
વિદ્યા તન ધન રૂપ યૌવન, ન કરીયે અભિમાન;
કાળે કરીને ભોગ સર્વે, નાશ થાય નિદાન. ૨૨
કોઈ સમે મહા સુખ પામીયે, ત્યારે ગર્વ ન કરીયે વીર;
કો સમે દુઃખ દરિદ્ર આવે, મૂકીયે નહિ ધીર. ૨૩
તે માટે હો લંકાપતિ, મુજ વચન માનો સત્ય;
રઘુનાથ સાથે કરો પ્રીતિ, એજ સાચી મત્ય. ૨૪
છે રામ કેવળ ગુણનિધિ, વળી દીનવત્સલ એહ;
ગુણદોષ શરણાગતતણા, મન લાવશે નહિ તેહ. ૨૫
માટે કરો મૈત્રી સર્વ ભાવે, ધારી મનમાં ધીર;
એક બાણ ને એક પત્નીવ્રત, એક વચન શ્રીરઘુવીર. ૨૬
તે માટે આપો જાનકી, કરો રામ સાથે પ્રીત;
નિરભયથકી વરતો પછે, ભોગવો રાજ અભીત. ૨૭
એવાં વચન સુણી અંગદતણાં, બોલિયો રાવણરાય;
અલ્યા કપિ હું સર્વજ્ઞ છું, મને શી કરે શિક્ષાય. ૨૮
ઘણી રામની મોટમ કરી તું, વખાણે શું કીશ;
પણ ત્રિભુવનમાં મુજ સમો, કોણ છે બળીયો ઈશ. ૨૯
મેં દેવ જીતી વશ કર્યા, વળી લોકપતિ આધીન;
હું રામને ક્યમ નમું હાવે, પામે પ્રભુતા હીન. ૩૦
એ રામથી શું થવાનું છે, શો કરશે ઉપકાર;
નિજ કરમથી સુખ દુઃખ સર્વે, ભોગવે સંસાર. ૩૧
તું કહેશે એ ભગવાન છે, પણ અમારે શું કામ;
અમો ઉપાસક છું શિવતણા, ક્યમ નમું જઇને રામ. ૩૨
મેં વેર બાંધ્યું રામ સાથે, લાવ્યો સીતા નાર;
હાવે જઇને હું મળું તો, કરે સહુ ધિક્કાર. ૩૩
કહેશે ડર્યો એ રામથી, જઈ મળ્યો રાવણરાય;

જો પશ્ચિમ ઉગે સૂર્ય પણ કપિ, કામ એ નવ થાય. ૩૪
જ્યમ દંત ગજના નીકળ્યા તે, ન ચોંટે ફરી ઠામ;
મેં વેર કીધું રામ સાથે, શીશ સાટે કામ. ૩૫
જ્યમ કૃપણ ધન ભોરિંગ મણિ, સિંહમૂંછકેરો વાળ;
તે જીવતાં કર નવ ચઢે, એમ જાણજે કપિબાળ. ૩૬
જઈ કહે તારા રામને, કરગરે નહિ થાય કામ;
હું જીવતાં સીતાતણું મુખ, દેખશે નહિ રામ. ૩૭

વલણ

એમ નહિ દેખે મુખ સીતાનું, હું જીવતાં નિરધાર રે;
એવાં વચન સુણી રાવણતણાં, પછે બોલ્યો વાલીકુમાર રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणांगदसंवादो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

# અધ્યાય ૮ મો

રાગ ધન્યાશ્રી

અંગદ બોલ્યો સુણ રાજન જી, આવડો ગર્વ કરે શું મન જી;
નથી ઓળખતો રામનું રૂપ જી, જોને વિચારી અંતરમાં ભૂપ જી.

ઢાળ

જો વિચારી મન ભૂપતિ, એ મનુષ્ય ન હોયે રામ;
એવું પરાક્રમ નવ થાય બીજે, ઈશ્વર કેરૂં કામ. ૨
તું જેનું આરાધન કરે, જે સદાશિવ ભગવાન;
તે પણ ભજે છે રામને, નિત્યે ધરે છે ધ્યાન. ૩
એ તારા સ્વામિ તણા સ્વામિ, જો વિચારી પેર;
માટે સ્વામિદ્રોહી થઈશ તું, કરી રામ સાથે વેર. ૪
ઈંદ્ર બ્રહ્મા લોકપતિ, જેની માને છે આજ્ઞાય;
જેની કટાક્ષે કાળ કંપે, તે છે એ રઘુરાય. ૫
શિવ સનકાદિક શેષ જેનું, ધરે જોગી ધ્યાન;
ગુણ ગાય નિર્મળ વેદ જેના, તે સ્વયં ભગવાન. ૬
તે રામશું તું મૈત્રી કર, હે દશાનન મતિ મૂઢ;
જે કરતું અકરતું કરવા સમર્થ, ગતિ જેની ગૂઢ. ૭

ઉત્પત્તિ પાલન સૃષ્ટિનું, સંહાર કરતા જેહ;
સર્વના કારણ એ અકારણ, રામ કહીયે તેહ. ૮
તે ભક્ત માટે અવતર્યા, ઉતારવા ભૂભાર;
ધર્મનું સ્થાપન કરવા, દુષ્ટનો સંહાર. ૯
અપરાધ કોટી કરી પ્રાણી, શરણ આવે જેહ;
તેના દોષ સર્વે દૂર કરીને, અભય આપે એહ. ૧૦
તે પ્રાણીને કરે પોતાનો, એવા શરણ વત્સલનાથ;
કલ્યાણ થાશે દશાનન, કર મૈત્રી રઘુવીર સાથ. ૧૧
ત્યારે રાવણ કહે રે અલ્યા મર્કટ, છાનો રહે નિરધાર;
તારા રામને હું જાણું છું, શું વખાણે બહુવાર. ૧૨
અલ્યા બંદીજન થઈ રામનો, જશ વખાણે જ્યમ ભાટ;
કીર્તિ કરવા નીકળ્યો શું, બોલે બારે વાટ. ૧૩
હું જાણું છું એનું પરાક્રમ, એ શું કરશે કાજ;
જેણે વાનરશું મૈત્રી કરી, એ નહોયે ક્ષત્રીરાજ. ૧૪
વનમાંહે વનફળ આહાર કરીને, થયો નિર્બળ દેહ;
વળી વાનરસેન્યા મેળવી, શું યુદ્ધ કરશે એહ. ૧૫
અલ્યા રાવણ મહારૂં નામ મુજને, શો કરે તું બોધ;
હું પંડિતકેરો પંડિત છું, વળી ક્રોધ કેરો ક્રોધ. ૧૬
તૃણ નાખે જ્યમ અગ્નિ ઉપર, શિવ ઉપર પંચ બાણ;
એમ શિખ તારી મારી ઉપર, થાય મિથ્યા વાણ. ૧૭
અલ્યા મશક મુજને શીખવે શું, હું નથી અજ્ઞાન;
તમો જાણો છો જે છળ કરીને, છેતરીએ બળવાન. ૧૮
પણ જુદ્ધ કર્યા વિણ નહિ આપું, જાનકીને આજ;
જઈ કહે તારા રામને, કરગરે નહિ થાય કાજ. ૧૯
અલ્યા મર્કટ કહે મુજને, પિતા તારો કોણ;
એવાં વચન સુણી રાવણતણાં, પછે અંગદ બોલ્યો વાણ. ૨૦
અરે પાપી મારા પિતાને, હજુ જાણતો નથી તુંય;
જેણે તુને કાખમાં ઘાલ્યો, ગયો ભૂલી શુંય. ૨૧
પછે ચાર નિધિમાં સ્નાન કરીને, આવ્યો પાછો ઘેર;

તને બાંધીયો મુજ પારણે, મેં મારીયો બહુ પેર. ૨૨
અધોમુખે ત્યાં રાખીયો, ચોરને બાંધે જ્યમ;
મુખ માંહે મેં પદ પ્રહાર કીધા, ગયો ભૂલી કયમ. ૨૩
પૌલસ્ત્યમુનિએ આવીને, મૂકાવ્યો માગી ભીખ;
અપમાન પામ્યો અતિ ઘણું, તોયે ન લાગી શીખ. ૨૪
તે વાલી કેરો પુત્ર હું, મુજ નામ અંગદ જાણ;
અયોધ્યાપતિ રઘુવીરનો હું, દૂત છું નિરવાણ. ૨૫
તુજ રુદ્રેપરથી ધનુષ્ય લેઇને, જેણે કીધું ભંગ;
ત્યાં માન મોડી રાયનાં, સીતા વર્યા શ્રીરંગ. ૨૬
એક બાણે મારી તાડિકા, સુબાહુ આદે અસુર;
ત્યાં વીશ કોટી પિશીતાસન, મારી કીધા ચૂર. ૨૭
તારી ભગની સુર્પનખા કરી, કરણનાસારહિત;
ખર દૂખર ત્રિશિરા મારિયા, ચૌદ સહસ્ર રાક્ષસ સહિત. ૨૮
તે રામની અર્ધાંગના, તું હરી લાવ્યો જાંબુક;
તે સુખે કયમ રહેશો હવે ભાઇ, પડી મોટી ચૂક. ૨૯
જ્યમ હોમશાળામાંહેથી, પુરોડાશ લેઈ જાય શ્વાન;
એમ હરી લાવ્યો જાનકી, તસ્કર થઈ અજ્ઞાન. ૩૦
હાવે ખોળી મારગ ચોરનો, આવ્યા સુવેલુ ભગવંત;
તે રાજ આપશે વિભીષણને, લેશે તારો અંત. ૩૧
અલ્યા મૂરખ રાવણ કરી નાખ્યા, વેદના તેં ખંડ;
તે માટે રઘુવીર અવતર્યા છે, દેવા તુજને દંડ. ૩૨

વલણ

દંડ દેશે અંત લેશે, જ્યારે કોપશે જગદીશ રે;
એવાં વચન અંગદનાં સાંભળી,પછે ચઢી રાવણને રીસ રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणांगद-
संवादो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૯ મો

રાગ મારુ

ઘણું ક્રોધે ચઢયો દશાનન, રીસે રાતાં થયાં છે લોચન;
અગ્નિમાં ધૃત હોમે જ્યમ,જ્વાળા નખશિખ લાગી ત્યમ. ૧
અલ્યા વનચર બોલ વિચારી, વારે વારે શું કહે છે વિસ્તારી;
લાજ લોપી બોલે છે ધૂર્ત, સાંખી રહું છું જાણીને દૂત. ૨
અલ્યા રાવણ મારૂં નામ, નથી દીઠાં તેં મારાં કામ;
બંધીવાન કીધા મેં દેવ, તેની પાસે કરાવું છું સેવ. ૩
નંદનવનમાં પુષ્પ અપાર, ઈંદ્ર ગુંથી લાવે છે હાર;
મારાં વસ્ત્ર ધુવે છે કૃશાનુ, ધરે દીપક નિત્યે ભાનુ. ૪
મારૂં પાણી ભરે રશ ઇશ, ચંદ્ર છત્ર ધરે મુજ શીશ;
લખે દફતર સરસ્વતી નાર, વાયુ પૂંજે વાળે મુજ દ્વાર. ૫
પુરોહિત બ્રહ્મા કહેવાય, નિત્ય નારદ તુમર વાય;
મારા ઇષ્ટ દેવ મહાદેવ, કરૂં ત્રિકાળ જેની સેવ. ૬
તેવો રાવણ હું બળવંત, આણું નર વાનરનો અંત;
ત્યારે અંગદ કહે મતિ પાપ, શિદ મિથ્યા કરે છે આલાપ. ૭
એક કપિબળ ન થયું સહન, જેણે ઉજાડયું અશોકવન;
જેણે રાક્ષસ માર્યા અપાર, સાત પુત્રશું અખેકુમાર. ૮
ગયો લંકા બાળીને કુશળ, ત્યારે કયાં ગયું તું તુજ બળ;
એવા અનેક કપિ છે બળિયા, રામદૂત તે ન જાય કળિયા. ૯
જે રામ ત્રિભુવનપતિ, તેને મનુષ્ય જાણે મંદ મતિ;
જ્યમ વહેકળો ગંગા સમાન, તે ન હોય કયારે અજ્ઞાન. ૧૦
ઐરાવતને બીજા માતંગ, ઉચ્ચૈઃશ્રવા ને અન્ય તુરંગ;
જ્યમ આગિયો ને વળી ભાન, કયમ દાદુર ને ગરુડ સમાન. ૧૧
વાયુનંદન વાનર અન્ય, પશુ બીજાં ને શંભુ વાહન;
જ્યમ પારસ ને પાષાણ, કલ્પવૃક્ષ બીજાં તરુ જાણ. ૧૨
જ્યમ ભૂમિસર્પ ફણી પાળ, નાવે સમાન બક ને મરાળ;
એમ રામને માનુષ આન, તેને મૂરખ જાણે સમાન. ૧૩

અલ્યા પામી તું શિવ વરદાન, તેણે મસ્ત થયો કરે માન;
આદિ માયા ભવાની છે સીતા, લેશે ભોગ તમારો અભીતા.૧૪
રણમંડળમાં કરશે કુંડ, તેમાં હોમશે રાક્ષસ રૂંડ;
પૂર્ણાહુતિ સમે કરી રીસ, શ્રીફળવત હોમશે દશશીશ. ૧૫
તું વનચરને મારવા કિરાત, આવ્યા સુવેલુએ જગતાત;
એવું કહ્યું જ્યારે અંગદ યોધ, બોલ્યો રાવણ કરીને ક્રોધ.૧૬
અલ્યા પામર મર્કટ જાત, એ રામે માર્યો તુજ તાત;
આપ્યું સુગ્રીવને એ રાજ, દાસ થઇ કરે તેનું કાજ. ૧૭
એવા રામને સ્વામી ગણીયો, હજુ રહ્યો તું પિતાનો રણિયો;
તારી માયે કર્યો વ્યભિચાર, તને પુત્રને છે ધિક્કાર. ૧૮
તારા વેરી સુગ્રીવ ને રામ, તેનો થઈ રહ્યો છું તું ગુલામ;
માટે સેવા મૂકી રામચરણ, જો તું આવે મારે શરણ. ૧૯
તો સુગ્રીવને મારૂં આજ, તને આપું કિષ્કિંધાનું રાજ;
અંગદ કહે કરે મિથ્યા વક્ત, તારૂં પુરૂષારથ જાણે છે જગ્ત.
સહસ્રાર્જુને બાંધીને રાખ્યો, બળિરાજાએ કારાગૃહે નાખ્યો;
બળિરાયની દાસી એક બાળી, નાખ્યો કંદુકવત ઉછાળી.
મુજ પિતાએ ઘાલ્યો કક્ષ, તે તું રાવણ જો પરતક્ષ;
ત્યારે કયાં ગયું તું તુજ બળ, હવે મિથ્યા બકે છે વ્યંડળ.
મારા તાતને દેવ વખાણે, પામ્યા પરમ ગતિ રામબાણે;
કાળના કાળ ઇશ્વર એવ, કરે શિવ બ્રહ્મા જેની સેવ. ૨૩
છે અખંડ એક અવિનાશ, એવું જાણી થયો છું દાસ;
હવે તુજને મારવા રામ, થયા સત્વર પૂરણકામ. ૨૪
જ્યારે કોપશે શ્રીજગદીશ, રણમાં રડવડશે તુજ શીશ;
મૂરખને શીખ દઇયે શાને, દંડ દીધા વિના નવ માને. ૨૫
શું કરૂં જો આજ્ઞા નથી રામ, બાકી મારૂં તને આ ઠામ;
એવાં વચન અંગદનાં વિરોધી, સુણી બોલ્યો દશમુખ ક્રોધી.૨૬
અલ્યા મારવા ઇચ્છે છે મુજ, જોઇએ કેટલુંક બળ છે તુજ;
દેખાડ પરાક્રમ તારૂં, નહિ તો હવડાં હું તુજને મારૂં. ૨૭
થયો ઉભો અંગદ મહાકાય, સભામાંહે રોપ્યો એક પાય;

પછે બોલ્યો કરી પણ તેહ, સુણ રાવણ કહું છું એહ. ૨૮

દોહા

અંગદ કહે સુણ દશવદન, ડગાવે જો મુજ પાય;
તો જીત્યો તું સર્વથા, હાર્યા શ્રીરઘુરાય. ૨૯
પછે યુદ્ધ કરશે નહિ, જશે રામ અવધપુરમાંહે;
કપિ સહુ નિજ સ્થાનક જશે, પછે રહ્યાં જાનકી આંહે. ૩૦
મેં પણ કર્યું શ્રીરઘુપતિબળે, જો ઉપાડે મુજ પાય;
તો હું તારો સેવક થઇ રહું, સત્ય વચન કહું રાય. ૩૧

સોરઠ

એવું પણ સુણી રાવણ રાય, આજ્ઞા કરી સહુ જોધને;
તે વળગ્યા અંગદ પાય, પણ લેશ માત્ર હાલે નહિ. ૩૨
ચઢયો અસુરને શ્વાસ, ચરણ અંગદનો નવ ખસ્યો;
પછે બેઠા થઇને નિરાશ, જ્યમ મેરુ અચળ ચળે નહિ. ૩૩
જ્યમ જાનકી સ્વયંવર ઠાર, ચળ્યું ન ત્ર્યંબક શિવતણું;
એમ રાવણ સભા મોઝાર, પદ રોપી અંગદ રહ્યો. ૩૪
જ્યમ કામી તણા મોહમંત્ર, ચળે ન મન સતી નારનું;
જ્ઞાની ચિત્ત સ્વતંત્ર, ડગે ન જોઇ સંસાર દુ:ખ. ૩૫
જુવો રામકૃપાનો પ્રતાપ, નિર્બળ થાય બળીયો ઘણું;
સ્પર્શતાં કપિ પદ આપ, હરણ થયું બળ અસુરનું. ૩૬

રાગ મારૂ

એમ જોદ્ધા થાકયા સર્વ, બળ ભાગ્યું ને ઉતર્યો ગર્વ;
ઉઠયો રાવણ તેણીવાર, અલ્યા એ કપિના શા ભાર. ૩૭
આવ્યો ચાલી જ્યારે દશાનન, ત્યારે વિચાર્યું અંગદે મન. ૩૮
પણ કઠણ કર્યું છે મેં આજ, કદાપિ થાય વિપરીત કાજ;
એ રાવણ બળિયો પ્રકાશ, એણે કરમાંહે તોળ્યો કૈલાસ. ૩૯
માટે જુક્તિ કરૂં ઉત્કર્ષ, મુજ ચરણ કરે નહિ સ્પર્શ;
પદ ગ્રહવા આવ્યો દશાનન, હસી બોલ્યો વાલીનો તન. ૪૦
અલ્યા શીદ નમે મુજ ચરણ, તેથી નહિ ઉગરે તુજ મરણ;
માટે રામચરણ જઇ લાગ્ય, ઉગરે મૃત્યુ અભય વર માગ્ય. ૪૧

એવું સુણી થોભ્યો દશશીશ, લાજ્યો મનમાં ચઢી ઘણીરીસ;
કર્યો હોકારો તેણીવાર, બાંધી ઝાલો કપિને નિરધાર. ૪૨
અંગદને મારવા બોલ્યો ત્રાડી, શસ્ત્ર વિજળી સરખું કાઢી;
કરી ગર્જના વાલીતન, સભામાંહે કોપ્યો બળવંન. ૪૩
રાવણના હૃદય મોઝાર, કર્યો અંગદે પૂચ્છનો પ્રહાર;
ચરણ અંગુઠે મુગટ ઉડાડયો, પદપ્રહારે અસુરને તાડયો.૪૪
જ્યાં સુવેલુએ બેઠા રામ, મુગટ જઈ પડયા તેણે ઠામ;
ત્યારે સર્વે વિચાર્યું મન, આ પરાક્રમ વાલીતન. ૪૫
ચઉદ કોશનો સભામંડપ, રચ્યો વિશ્વકર્મા કરી ખપ;
અંગદે સ્થંભ ઝાલ્યા હાથે, મંડપ ઉખેડી લીધો માથે. ૪૬
કર્યા મૂર્છિત રાક્ષસ સર્વ, ઉતાર્યો દશશીશનો ગર્વ;
ત્યાંથી કૂદીને મારી ફાળ, આવ્યો સુવેલુએ તતકાળ. ૪૭

વલણ

તતકાળ અંગદ આવ્યો સુવેલુ, સભામંડપ લેઇ શીશ રે;
દૂરથી દીઠો આવતો, ત્યારે વિસ્મય પામ્યા જગદીશ રે. ૪૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामसामीप्यं अंगदागमनं नाम नवमोऽध्यायः ॥९॥

# અધ્યાય ૧૦ મો

રાગ ધન્યાશ્રી

અંગદઆવ્યોમંડપલેઇશીશજી,આશ્ચર્યપામ્યાતેજોઈજુગદીશજી
આવી લાગ્યો પ્રભુને પાય જી, મંડપ મૂકયો રામસભાય જી. ૧

ઢાળ

રામ સભાની ઉપર મૂકયો, મંડપ તેણીવાર;
સાષ્ટાંગ કરી પછી રામચરણે, લાગ્યો વાલીકુમાર. ૨
પછી અંગદને ઉઠાડીને, ચાંપ્યો હ્રદે રઘુનાથ;
વારંવાર વખાણ કરીને, મસ્તક મૂકયો હાથ. ૩
જે દશાનનના દશ મુગટ, ઉડાડયા વાલી તન;
તે વહેંચી આપ્યા રામે સહુને, સુણો શ્રોતાજન. ૪

વિભીષણ સુગ્રીવ હનુમંત, અંગદ જાંબુવાન;
નળ નીલ શરભ ગવાક્ષ સુષેણ, વીર મહાબળવાન. ૫
એમ મણિજડિત્ર તે મુગટ ધાલ્યા, દશે જણને શીશ;
સહુ સભા સુણતાં બોલિયા પછી, અંગદશું જુગદીશ. ૬
અરે ભાઇ કરશે રાજ વિભીષણ, જ્યારે લંકામાંહે;
ત્યારે મંડપ વિણ એ સભા સર્વે, શોભશે નહિ ત્યાંહે. ૭
તે માટે જઈ મૂકી આવ પાછો, હતો તેમનો તેમ;
વિરંચીકૃત બીજા થકી, નિપજે એવો કેમ. ૮
એવું સુણી મંડપ લેઈ ચાલ્યો, ત્યાંથી વાલી કુમાર;
હતો તેમ રોપીને આવ્યો, ક્ષણું ન લાગી વાર. ૯
અંગદે કહ્યું પછી રામને સહુ, રાવણનું વર્ત્તમાન;
મેં શિખામણ દીધી ઘણી પણ, ન માને અજ્ઞાન. ૧૦
પયસ્નાન કરાવિયે કાગને પણ, રાજહંસ ન થાય;
પાઇયે પન્નગને પયશર્કરા, મુખ થકી વિષ ન જાય. ૧૧
ઢોલ મૂરખ ને પશુ વળી, દુર્મુખી જે નાર;
એ દંડવિણ માને નહિ, એને મારનો અધિકાર. ૧૨
તેમાટે સુણો મહારાજ હાવે, નિશ્ચે કરવું યુદ્ધ;
પામશો નહિ એમ સીતાને, આદર્યાવિણ વિરુદ્ધ. ૧૩
એવાં વચન સુણી અંગદતણાં, ત્યારે કોપ્યા શ્રીરઘુનાથ;
તત્પર થયા સંગ્રામ કરવા, ધનુષ્ય લીધું હાથ. ૧૪
કોદંડની પ્રત્યંચા ચઢાવી, કયે છે ટંકાર;
બ્રહ્માંડ સર્વે ખળભળ્યું, ગિરિ સિંધુ ભૂકંપાર. ૧૫
સહુ સૈન્યને આજ્ઞા કરી, કપિપતિ સુગ્રીવ જેહ;
જય બોલાવી રઘુવીરની, તત્પર થયા સહુ તેહ. ૧૬
ભુભુકાર વ્યાપ્યો દશ દિશા, સિંહનાદ કરતા કીશ;
ગિરિ વૃક્ષ ગ્રહીને ઉછળ્યા, કપિ પાડતા મુખ ચીશ. ૧૭
કોટ ઉપર કપિ ચઢિયા, કરે મહા બુંબાણ;
કાંગરા તોડી કોટના, મારતા પૂરમાં જાણ. ૧૮
હળમેખળ લંકામાં થયું, સહુ કરે હાહાકાર;

તે ખબર સાંભળી રાવણે, મોકલ્યું સૈન્ય અપાર. ૧૯
પછી અસુરને વાનર તણું, યુદ્ધ થવા લાગ્યું ત્યાંહે;
ઉભે દળની પદરજે, અંધકાર થયું નભમાંહે. ૨૦
તે સમે રાવણ ગોપુર ઉપર, ચડયો જોવા યુદ્ધ;
સંગ્રામ દારુણ થાય છે ત્યાં, અસુર કીશ વિરુદ્ધ. ૨૧
અનેક રાક્ષસ શસ્ત્ર ગ્રહીને, નિકળ્યા પુર બહાર;
વાનરનાં પુતળાં કરીને, બાંધ્યાં પગ મોઝાર. ૨૨
તે સર્વમાં સેન્યાપતિ, ધૂમ્રાક્ષ ચઢિયો ત્યાંહે;
તેણે અનેક વાનર મારિયા, રામની સેન્યામાંહે. ૨૩
તે સમે મોટું વૃક્ષ લેઇને, ધાયો મારુત તન;
ધૂમ્રાક્ષનો રથ ભંગ કરી, સારથિ પમાડયો પતન. ૨૪
તે ત્રિશુળ ગ્રહીને ધાયો તદા, હનુમંત ઉપર જાણ;
એક મુષ્ટિ મારી મારુતીએ, હર્યા તેના પ્રાણ. ૨૫
જ્યમ પકવ મૃદ ઘટ થાય ચૂરણ, એમ પડિયો દેહ;
તે ખબર રાવણને થઇ ત્યારે, ખેદ પામ્યો તેહ. ૨૬
પછી વજ્રદૃષ્ટિ મોકલ્યો, તેણે કર્યું યુદ્ધ અપાર;
ત્યારે વાલીસુત ધાયો તદા, મારતો અગણિત માર. ૨૭
ગિરિ વૃક્ષને પાષાણ લેઇને, પ્રહાર કરતો જાણ;
તે નિવારણ કરતો તદા, ત્યાં અસુર મૂકી બાણ. ૨૮
એક વૃક્ષ મોટું કરવિષે, લઇ ઝાપટયું નિરધાર;
વજ્રદૃષ્ટિ કર્યો ચૂરણ, ગાજ્યો વાલીકુમાર. ૨૯
ત્યાર પછી આવ્યો અસુર, અંકપરણ એવું નામ;
મારુતિએ પદપ્રહાર કીધો, તેને માર્યો ઠામ. ૩૦
ત્યારે અસુર સેના હાર પામી, હવો તવ સંહાર;
તે જાણીને દશમુખને, મન થયો શોક અપાર. ૩૧

વલણ

શોક થયો દશમુખના મનમાં, ચિંતા કરતો અપાર રે;
પછે પિતા કેરી આજ્ઞા માગી, ચઢયો ઇંદ્રજીત કુમાર રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे वानरासुरसंग्रामो नाम दशमोऽध्यायः ॥ १० ॥**

# અધ્યાય ૧૧ મો

રાગ મારૂ

ચઢયો ઇંદ્રજીત મહા જોધ, જેનો સમર ત્રિલોક વિરોધ;
વાજે વાજીંત્ર નાના પ્રકાર, બેઠો રથમાંહે સતીકુમાર. ૧
ચતુરંગણી સેના સાથ, ઘણાં શસ્ત્ર ગ્રહ્યાં છે હાથ;
આવ્યો રણમાં જ્યારે ઇંદ્રજીત, નાઠા વાનર પામી ભીત. ૨
ઇંદ્રજીતે કર્યો સિંહનાદ, ચઢયો સુગ્રીવ સુણતાં સાદ;
કરમાં ગ્રહી વૃક્ષ પાષાણ, કુદ્યા કપિ કરતા બુંબાણ. ૩
ગાજીને રામ કહેતા કીશ, મારે મુષ્ટિ અસુરને શીષ;
ઇંદ્રજીત સામો સુગ્રીવ, વઢે બન્યો બળના શિવ. ૪
જાંબુમાલી સામા હનુમંત, જંઘ અસુરને જાંબુવંત;
સુષેણ ને વિદ્યુતમાલી, મહોદર સામો સુત વાલી. ૫
શુક શારણ ને નળ નીલ, અતિકાય રશભ બળ શીળ;
એમ ભીરૂ ભડે છે અપાર, એક એક ન પામે હાર. ૬
થયો અતિ દારુણ સંગ્રામ, મોટા મહારથી મૂકે મામ;
એમ કરતાં નિશા પડી ત્યાંહે, અંધકાર થયો નભમાંહે. ૭
ત્યારે કોઇએ નવ ઓળખાય, ત્યાં અસુર કપિ અફળાય;
પછે ઇંદુ ઉગ્યો છે આકાશ, ત્યારે થયું સર્વત્ર પ્રકાશ. ૮
યુદ્ધ કરવા માંડયું ઇંદ્રજીત, કરે બાણની વૃષ્ટિ અમિત;
જઇ આકાશમારગમાંહે, ઇંદ્રજીત અદૃશ્ય રહ્યો ત્યાંહે. ૯
ત્યાંથી મારે બાણ સઘન, જાણે વરસે છે પરજન્ય;
વાગે આવી કપિને શીશ, કૂદે ઉછળે પાડે ચીશ. ૧૦
ત્યારે બોલ્યા પુરુષ પુરાણ, જુવો આવે છે કયાંથી બાણ;
જોયું હનુમંતે નભમાંહે, મેઘનાદ જડયો નહિ ત્યાંહે. ૧૧
પછે કોપ્યો તે અસુર કુમાર, સર્પાસ્ત્ર મૂકયું તેણીવાર;
કોટી સર્પ થયા ઉત્પન્ન, તેણે બાંધ્યાં કપિનાં તંન. ૧૨
પડી અચેત સેન્યા માત્ર, કર્યાં બંધન સહુનાં ગાત્ર;
વાગ્યાં રામ લક્ષ્મણને બાણ, પડયા અચેત થઇ નિરવાણ. ૧૩

પોતે કરવા પ્રભુ મંત્ર સત્ય, આવ્યા બંધનમાં રઘુપત્ય;
પરાક્રમ કરી એવું અમિત, ઉતર્યો પૃથ્વી ઉપર ઇંદ્રજીત.૧૪
તેણે મૂર્છિત દીઠા સર્વ, ત્યારે વાધ્યો મનમાં ગર્વ;
મુખ્ય અસુરનાં મૃતક શરીર, લેવરાવીને ચાલ્યો વીર. ૧૫
વાજે વાજીંત્ર બહુ વિધિ ત્યાંહે, ઇંદ્રજીત આવ્યો પુરમાંહે;
કહ્યા રાવણને સમાચાર, ત્યારે મનમાં હરખ્યો અપાર. ૧૬
ચાંપ્યો પુત્રને રુદયા સાથ, વખાણે ઘણું લંકાનાથ;
પછે ત્રિજટાને બોલાવી, આપી આજ્ઞા કહ્યું સમજાવી. ૧૭
બેસાડી પુષ્પ વિમાનમાંહે, લેઇ જા સીતાને રણ જ્યાંહે;
રામસહિત દેખાડ સૈન્યાય, જો મુજને ભજે સીતાય. ૧૮
સુણી રાવણકેરાં વચન, ત્રિજટા આવી અશોકવન;
જાનકીને વિમાન બેસાડી, ફેરવી સહુ સૈન્ય દેખાડી; ૧૯
રામ લક્ષ્મણ સહિત સૈન્યાય, દીઠા મૂર્છિત તવ સીતાય;
દીઠા બંધનમાં પુણ્યશ્લોક, જોઇને પામ્યાં જાનકી શોક. ૨૦
ઘણું રુદન કરે વૈદેહી, દેખી બંધન પ્રાણ સનેહી;
ત્રિજટા ત્યાં ઘણું સમજાવે, સીતાને મન ધીરજ ન આવે.૨૧
એવે વિભીષણકેરી રાણી, આવી શરમા તે સંકટ જાણી;
જાનકીને કર્યો ઘણો બોધ, જેથી જાય અજ્ઞાન વિરોધ. ૨૨
બાઇ કુશળ છે પૂરણકામ, કરે મનુષ્યનાટક જાણો રામ;
જેના નામના સ્મરણ સંબંધ, છૂટે જીવ સંસારના બંધ.૨૩
તે પ્રભુને બંધન એ આળ, કંપે જેની કટાક્ષે કાળ;
સચ્ચિદાનંદ સુખ સંદોહ, કરે લીલા માનુષ્ય મન મોહ. ૨૪
હવડાં ઉઠશે જુગદાધાર, કરશે રાવણકુળ સંહાર;
ગઇ શરમા એમ સમજાવી, ત્રિજટા વાડીમાં શ્રીને લાવી.૨૫
સીતાને બેસાડયાં નિજ ઠાર, કહ્યા રાવણને સમાચાર;
હાવે રણમાં તે શું થાય, પામી મૂર્છા સકળ સૈન્યાય. ૨૬

વલણ

સૈન્ય સકળ સહિત બંધાયા, રામ લક્ષ્મણ નાગપાશ રે;

માંહે કેટલા કપિ સાવચેત છે,જે અનન્ય રામના દાસ રે.૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्रजीतेन नागपाशै रामसैन्याबंधनं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો

રાગ ધન્યાશ્રી

ત્યારે વિભીષણ બોલ્યો સુગ્રીવ સાથજી;
એક વાત કહું તે સુણો કપિનાથજી;
જો અસુર નાખશે શસ્ત્ર પાષાણજી, તો વાગશે અંગેપુરુષપુરાણજી.

ઢાળ

પુરાણ પુરુષ બે રામલક્ષ્મણ, થયા મૂર્છિત આંહે;
કો અસુર કંકર નાખશે, તો વાગશે તનમાંહે. ૨
એવાં વચન સુણી વિભીષણતણાં, હતા સુચેત કપિવર જેહ;
તેણે પુંચ્છનો મંડપ રચ્યો, રઘુવીર ઉપર તેહ. ૩
રાય દશરથનો પુણ્ય પર્વત, રવિવંશમંડન રામ;
સર્વે કપિ વિંટાઈ પૂઠળ, બેઠા તેણે ઠામ. ૪
પછે ખોળી કાઢયા વિભીષણે, હનુમંતને તેણીવાર;
સુષેણ પાસે આવીને, કરે પરસ્પર વિચાર. ૫
જે સ્વસુર છે સુગ્રીવનો, સુષેણ જેનું નામ;
હનુમંત વિભીષણશું તદા, બોલ્યો વચન અભિરામ. ૬
ઘણી ઔષધિ છે દ્રોણ ગિરિપર, લાવે કો આ વાર;
તો રામલક્ષ્મણ હવડાં ઉઠે, સૈન્યશું નિરધાર. ૭
વિભીષણ કહે ભાઈ ઇંદ્રિજીતે, બાંધિયા નાગપાશ;
માટે ઔષધિનું કારણ નહિ, એ સત્ય વચન પ્રકાશ. ૮
સહુ સૈન્યમાં બંધન થકી, ઉગર્યા આપણ ચાર;
રામને બંધન કર્યા પૂઠે, રહ્યા તે નિરધાર. ૯
સુગ્રીવ કહે સહુ સૈન્યશું, હું અંગદ રહીશું આંહે;
રામ લક્ષ્મણને લેઇ તમો ભાઇ, જાઓ કિષ્કિંધામાંહે. ૧૦
હું તથા અંગદ બે જણા, કરી રાવણકુળ સંહાર;

પછે સીતાને લેઇ આવીશું, એમ કહે અર્કકુમાર. ૧૧
એટલે થઇ આકાશવાણી, ન કરશો ચિંતાય;
સૈન્યશું હવડાં ઉઠશે, સૌમિત્રને રઘુરાય. ૧૨
તે સુણી સહુને ધીરજ આવી, વીંટી બેઠા પાસ;
તવ રામે નેત્ર ઉઘાડિયાં, જોતા હવા અવિનાશ. ૧૩
નિજ ભક્ત વીંટી બેઠા પાસે, જોયું તો નિજસંગ;
મરાળ વેષ્ટિત માનસર, એમ શોભતા શ્રીરંગ. ૧૪
સુગ્રીવને કહે તમો તેડી, સહુને જાઓ કિષ્કિંધાય;
અમો રાવણ જીતી આવશું, એમ બોલ્યા શ્રીરઘુરાય. ૧૫
એવાં વચન સુણીને થયો ગદગદ, સુગ્રીવ તેણીવાર;
મહારાજ એ કયમ થાય અત્રટિત, વ્યર્થ એહ વિચાર. ૧૬
રવિ તજી રશ્મિ જાય ક્યાં, જળ તજે લહેરી કયમ;
ઘટ મૃત્તિકાને કનક કાન્તિ, ભિન્ન થાય ન જયમ. ૧૭
એમ તમો સ્વામી અમારા, પ્રભુ અમો તમારા દાસ;
તન ધન પ્રાણ જતાં લગી, અમો રહું તમારી પાસ. ૧૮
એવાં સ્નેહવચન સુગ્રીવનાં, સુણી થયા રામ પ્રસન્ન;
પછી ગરુડકેરું સ્મરણ કીધું, આવ્યો વિનતા તન. ૧૯
હરિવાહનને જોઇ વિલય પામ્યા, સર્પ તેણીવાર;
મુક્ત બંધન થયાં સહુનાં વર્ત્યો જય જયકાર. ૨૦
પદ્મ અષ્ટાદશ કપિ સૈન્યા, ઉઠી છે તતકાળ;
પુષ્પવૃષ્ટિ કરી દેવે, પૂજ્યા દશરથ બાળ. ૨૧
સાવધાન થઇને ઉઠીયા, પછે રામ લક્ષ્મણ વીર;
એમ મનુષ્ય નાટક કરે જે, બ્રહ્માંડપતિ રણધીર. ૨૨
કોદંડ સાયક સજ કરી, રામે કર્યો ટંકાર;
ભૂગોળ સર્વ ખળભળ્યું, પામ્યો રાવણ ભીતિ અપાર. ૨૩
ભુભુકાર નાદ કરી તદા, કૂદીયા સર્વે કીશ;
લંકા ઘેરી ચોદીશા, પુર પ્રવેશ્યા તે દીસ. ૨૪
પાડવા માંડયાં ભવન કપિએ, કરે લોક પોકાર;
તે જોઇ રાવણ ખેદ પામ્યો, ચિંતા કરતો અપાર. ૨૫

રાવણે તવ આજ્ઞા કરી, ચઢિયો પ્રહસ્ત પ્રધાન;
વીસ ક્ષોણી સેના લેઇને, ચાલિયો બળવાન. ૨૬
તે સમે વાયો ઘોર વાયુ, થયા માન શુકન;
તે અજ્ઞાની અભિમાનશું, નવ લેખવે કાંઈ મન. ૨૭
પછી બંન્યો દળ ભેળાં થયાં, તે શોભા નવ કહેવાય;
સંગ્રામકેરી ઝડી લાગી, પરસ્પર યુદ્ધ થાય. ૨૮
વિભીષણ કહે છે રામને, તમો સુણો શ્રીભગવાન;
આ રાવણકેરો મુખ્ય મંત્રી, એ છે મહા બળવાન. ૨૯
એણે વરુણ જીત્યો જુદ્ધ કરી, બાંધી લાવ્યો લંકામાંહે;
જેણે જીત્યો જમરાયને, તે આવ્યો જુદ્ધને આંહે. ૩૦
તે સમે આવી નમ્યો પ્રભુને, નીલ વાનર જેહ;
મહારાજ મને આજ્ઞા કરો, હું હણું હવડાં એહ. ૩૧
પછી રામઆજ્ઞા લેઈ ચાલ્યો, નીલ મહા બળવંત;
તેણે પ્રહસ્ત ઉપર નાખીયો, એક ગિરિ પ્રૌઢ અનંત. ૩૨
તે બાણ મારી કર્યાં ચૂરણ, પ્રહસ્તે તેણીવાર;
એમ સાત પર્વત નાખીયા, તે નિવાર્યાં નિરધાર. ૩૩
પ્રહસ્ત અગ્નિ પુત્રનું જુદ્ધ, જુવે શ્રીરઘુવીર;
એટલે ધાયો નળકપિ તે, મહાબળિયો રણધીર. ૩૪
તેણે તાડકેરા વૃક્ષશતનો, કર્યો કલ્લો હસ્ત;
તે એકે કાળે ઝાપટયો તવ, થયો ચૂર્ણ પ્રહસ્ત. ૩૫
રથસહિત મારી ચૂર્ણ કીધો, ગાજીયા નળનીલ;
પછી અન્ય સેના અસુરની તે, નિવારી બળશીળ. ૩૬
નળ નીલને રામે વખાણ્યા, થયો જયજયકાર;
સમાચાર જાણ્યા રાવણે ત્યારે, થયો ખેદ અપાર. ૩૭
સુણ્યું મરણ મંત્રીતણું ત્યારે, કોપિયો દશશીશ;
પછે જુદ્ધ કરવા થયો તત્પર, ધરી મનમાં રીસ. ૩૮
પછે જોધ સહુ સાંપ્રદ કર્યાં, પુરમાંહે વાગી હાક;
વાજીંત્ર વાજે અતિ ઘણાં, સુણી પડે શ્રોત્રે ધાક. ૩૯
તે સમે રાવણપાસ આવી, સતી મંદોદરી નાર;

માલ્યવંત પ્રધાન સાથે, અતિકાય કુમાર. ૪૦
શીશ નમાવ્યું સ્વામીને, કર જોડી લાગી પાય;
ત્યારે રાણીને ઘણું માન દઈને, બોલ્યો રાવણરાય. ૪૧

વલણ

રાય રાવણ કહે રાણી, ક્યમ આવ્યાં શે કાજ રે;
ત્યારે કર જોડી મયતનયા બોલી, એક વાત સુણો મહારાજ રે. ૪૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणप्रति मंदोदरजाप्रार्थनं नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો

રાગ ચોપાઇ

મંદોદરી કહે સુણો હો રાજન, કંઇ એક વાત વિચારો મન;
શાને કુળનો નાશજ કરો, વણમોતે શામાટે મરો. ૧
રામની સાથે વેરજ કરી, કહો કોણ બેઠો છે ઠરી;
માટે હઠ મૂકો તમે રાય, રામ કદાપિ નહિ જીતાય. ૨
હાવે યુદ્ધ કરવા નવ જશો, જય નહિ પામો હળવા થશો;
તમ સ્વામી શિવનો રિપુકામ, તે શું મિત્રી કરી તમે સ્વામ. ૩
તેમાટે કોપ્યા શિવરાય, પામશો મરણ જય નહિ થાય;
સ્વામી તમો જીત્યું ત્રિલોક, કામ જીત્યા વિણ સર્વે ફોક. ૪
કામે ઘણાને પ્રજેત કર્યા, યોગી મુનિ તપશી છેતર્યા;
અનેક રાણીજાયા જેહ, રણમાંહે અટવાયા તેહ. ૫
મૂકાવ્યાં મહાપુરુષનાં માન, કામ એવો દુર્જય બળવાન;
એમ જાણી તજો વિપ્રીત કાજ, હાવે ક્ષમા રાખો મહારાજ. ૬
પતિવ્રતા સીતા અભિરામ, તે સોંપી રામને કરો પ્રણામ;
જો રઘુપતિ શરણ જાઓ નિર્વાણ, તો કંથ તમારૂં થાય કલ્યાણ. ૭
એ શરણાગત વત્સલ છે નાથ, તમારે મસ્તક મૂકશે હાથ;
અવગુણ એક ધરશે નહિ મન, અભયદાન દેશે સ્વામીન; ૮
પછી નિર્ભય રાજ નગ્રનું કરો, અખંડ ભોગ ભુક્તિને ઠરો;
પરનિંદા પરધન પરનાર, એહ તજ્યાં તે ધન્ય સંસાર. ૯

વિરોધ હિંસા ને અભિમાન, એહ તજે તવ શોભે જ્ઞાન;
દેહ ધર્યાનો લાભજ એહ, સત્ય આચરણ આચરે જેહ. ૧૦
હું જાણતી સર્વજ્ઞ છો તમો, પણ હવે મૂરખ જાણ્યા અમો;
તમારે કોણ વાતની કમી, અણિમાદિક રહી પાયે નમી. ૧૧
સુરતરુ કામધેનુ સ્વાધીન,દેવ થઇ રહ્યા ચાકર દીન;
પદ્મિની અપાર તમ છાયાતળે, જે દેખી બ્રહ્માદિક ચળે. ૧૨
તોએ સીતાને લાવ્યા હરી, એ અંતકાળની બુદ્ધિ ફરી;
જ્યારે નિકટ આવે અવસાન, ત્યારે જાય વિવેક ને જ્ઞાન. ૧૩
જે ગ્રહ જક્તને પીડા કરે, તે તમ બંધીવાન થઇ ફરે;
સહુ વિશ્વને દંડે યમરાજ, તે તમથી બીતો ફરે આજ. ૧૪
પણ આવાં કર્મ થકી ક્ષય થશે, કુટુંબ રાજ પુર સર્વે જશે;
માટે કરો પ્રીત રઘુવરની સાથ,થાય કુશળ કહું માનો નાથ. ૧૫
એ સીતા કાળ અનળની ઝાળ, તે તમ કુળ દહન કરશે ભૂપાળ;
તમો કહો છો હું જીતીશ રામ, તે મૂકો મિથ્યા મન કામ. ૧૬
તમો સર્વ પુરુષાર્થ ઇશ, પણ સહસ્રાર્જુને ધર્યા દીપક શીશ;
તેને માર્યો ભૃગુપતિ કળા હરી, જેણે એકવીશ વાર નક્ષત્રી કરી.
એવા ફરશુધર પૂરણ કામ, પણ તેનું તેજ હરી લીધું રામ;
તે રામને ક્યમ જીતશો। નાથ, માનો વચન જોડી કહું હાથ. ૧૮
તમને રાખ્યા બગલમોઝાર, જે વાલી બળવંત અપાર;
તે કપિને માર્યો એક બાણ, એવા રામ છે પુરુષ પુરાણ. ૧૯
જેણે મચ્છરૂપ ધરી વાળ્યા વેદ, શંખાસુરનો કરીયો છેદ;
કૂર્મ થઇ ધર્યો ભૂતળ ભાર, સાગર મથન કર્યો મોરાર. ૨૦
ઉર્વિ સ્થાપી શૂકર થઈ, હિરણ્યાક્ષને માર્યો જઇ;
હિરણકશ્યપુ હણિયો નરહરિ, પ્રલ્હાદ ભક્તની રક્ષા કરી. ૨૧
વામન થઇ જાચ્યો બળીરાય, મઘવાપતિની કરી રક્ષાય;
ફરશુરામે નક્ષત્રી કરી, માતપિતા આજ્ઞા અનુસરી. ૨૨
દશરથ ઘેર રામ અવતાર, પ્રગટ થયા હરવા ભૂભાર;
એ પૂરણ બ્રહ્મ સ્વયં ભગવાન,જેને આદિ મધ્ય નહિ અવસાન.૨૩
જેની કટાક્ષે કંપે કાળ, જે સૃષ્ટિ ઉદય હરતા પ્રતિપાળ;

તેજ રામ છે એ નિરવાણ, જેને વશ થર ચરના પ્રાણ. ૨૪
તે રામને તમો ક્યમ જીતશો, જે અંતરયામી ઘટઘટ વસ્યો;
જો સ્વામી કરો કોટીઉપાય, પણ ભક્તિ વિના એ વશ નહિ થાય.૨૫
એક ભક્તિને વશ છે હરિ, જોયું સર્વ સિદ્ધાંતજ કરી;
માટે ખોળા પાથરી કહું છું નાથ, તમો રામને જોડી હાથ. ૨૬
જનકનંદિની સોંપો આજ, રામ શરણ જાઓ મહારાજ;
જે રઘુપતિનો ચોર થઇ ફરે, તે શિવબ્રહ્માથી નહિ ઉગરે. ૨૭
માટે જો ઇચ્છો કલ્યાણ, તો માનો નાથ એ મારી વાણ;
એવાં વચન રાણીનાં સુણી, પછી હસી બોલ્યો લંકાનો ધણી.૨૮

દોહા

રાવણ કહે સુણ સુંદરી, સતી શિરોમણ નાર;
તું કહે છે તે સર્વે ખરૂં, પણ એનો કહું વિચાર. ૧
મેં વૈરજ બાંધ્યું રામશું, થયું જગતમાં જાણ;
હાવે જો હું જઈ મળું, તો થાયે જશની હાણ. ૨
પુરુષારથ શું માહરૂં, લોક કરે નિંદાય;
કહેશે રામના ભય થકી, બીન્યો રાવણરાય. ૩
હું છું અસુર પુરુષારથી, બળ પ્રાક્રમ મહિમાય;
મૈત્રી કરતાં રામશું, જશ મારા સહુ જાય. ૪
હું જાણું છું ભગવાન એ, પૂરણ બ્રહ્મ જગદીશ;
પૃથ્વીનો ભાર ઉતારવા, પ્રગટ થયા છે ઇશ. ૫
વેર કરતાં શું મેં કર્યું, આરંભ્યું મોટું કાજ;
હાવે મળતાં રામને, આવે છે મન લાજ. ૬
નથી મૂકાતું માન મેં, નમું નહિ સુણ નાર;
જ્યારે ત્યારે જક્તમાં, મરવું એકજ વાર. ૭
વળી જુદ્ધ કરતાં એ રામશું, મરણ થશે મુજ જાણ;
તો મારી સત્કીર્તિ થશે, ત્રિલોકમાં નિરવાણ. ૮
જેણે અવતરી આ જગતમાં, ન કર્યો જશ વિસ્તાર;
તે પ્રાણી જીવતા મુવા, પ્રેતરૂપ સંસાર. ૯
થોડું જીવી જશ કર્યો, તે નર અમર જાણ;

કલ્પલગી જીવ્યા ઘણું, જશરહિત નિરવાણ. ૧૦
તો તે જન જીવતા મુવા, પુરુષારથ વિણ જેહ;
માટે મરણ મેં આદર્યું, જશની સાટે દેહ. ૧૧
વળી મુજ મનમાં અભિલાષ છે, નર વાનરના શા ભાર;
મારે સાહ્યક છે ઘણા, બળિયા જોદ્ધ અપાર. ૧૨
લક્ષ પુત્ર સવાલક્ષ તન, કુંભકરણ મુજ વીર;
કાળ જીતીને વશ કરે, એવા છે રણધીર. ૧૩
માટે રામને નહિ નમું, નહિ આપું સીતાય;
નિશ્ચે કહું છું સુંદરી, જે થનાર હોય તે.થાય. ૧૪
રાવણ બોલ્યો બળ કરી, મન આણી અભિમાન;
ત્યારે રાણીયે નિશ્ચે જાણિયું, એ નહિ માને અજ્ઞાન. ૧૫
જેવી ભક્તિ વ્યભિચારીતણી, દંભિકનો વૈરાગ;
પરદ્રોહી જ્ઞાનીજશો, કપટીનો અનુરાગ. ૧૬
ભ્રષ્ટતણો આચાર જ્યમ, સૂમતણું જ્યમ દાન;
એવું ડહાપણ જાણજો, રાવણનું જે જ્ઞાન. ૧૭
એને માથે આવિયું, મરણ નજીક નિરવાણ;
માટે એ માને નહિ, જ્યાંલગી ઘટમાં પ્રાણ. ૧૮
પછે એમ વિચારી મયસુતા, ગઇ નિજ મંદિરમાંહે;
હવે રાવણ જુદ્ધ કરવા ચઢયો, તત્પર થઇને ત્યાંહે. ૧૯

વલણ

તત્પર થઇને ચઢયો રાવણ, જુદ્ધ કરવા તેણીવાર રે;
કહે દાસ ગિરિધર શું વખાણું, તેની શોભાનો નહિ પાર રે.૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणमंदोदरीसंवादो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

## અધ્યાય ૧૪ મો

છંદ ભુજંગીની દેશી

ચઢયો રાય લંકાતણો યુદ્ધ કરવા,
જાણે કોપિયો વિશ્વના પ્રાણ હરવા;

વાગી હાક પુરમાં અસુર સર્વે મળિયા,
વાહન સૈન્ય સાજી ચઢયા જુદ્ધે બળિયા. ૧
લક્ષ પુત્ર પોતાતણા કાળભાથી,
સવાલક્ષ તેના ચઢયા સંગ સાથી;
મંત્રી મહારથી સારથિ સંગ શૂરા,
જાણે જુદ્ધની પેર પરપંચ પૂરા. ૨
ચતુરંગ સેના ચઢી રાય સાથે,
ધર્યાં શૂરવીરે વિજયપત્ર માથે;
ફાટે સિંધુ જેવો પ્રલેકાળ કેરો,
એવું દળ દેખાયે ઘટાટોપ ઘેરો. ૩
સકળ સૈન્ય મધ્યે કનક મેરુ જેવો,
દીસે રત્નમય રાયનો રથ તેવો;
રચ્યો છે સ્વહસ્તે વિરંચીસુવાને,
નથી જોડ ત્રિલોકમાં એ સમાને. ૪
રવિ સહસ્રનું તેજ રથમાંહે ચળકે,
કનક કળશ મણિમય ધ્વજા દંડ ઝળકે;
બેઠો રાય રથમાં સજી શસ્ત્ર ભાથા,
પહેર્યાં કવચ અંગે અભેટોપ હાથા. ૫
શિરપર છત્ર દશ તે સુરજ પત્ર તેવાં,
ચમર વિંજણા વિજળી જ્યોતિજેવાં;
શ્યામ કર્ણ ઘોડા જોડયા રથ રાજે,
જેને જોઇ ઉચ્ચૈઃશ્રવા અશ્વ લાજે. ૬
ગાજે ઘુઘરી ઘણુઘણે ઘંટ ઘંટા,
ખાંડાં ખડખડે વાંકટા વીર કંટા;
હય હણુહણે પાણી પંથા નચંતા,
ચાલે જળ અનળમાં આકાશે મચંતા. ૭
ચાલે ઘૂમતા ગજ્જ ચિત્કાર કરતા,
સીંચે શેરીઓ મદ માતંગ ઝરતા;
અંબાડી તપે તેજ રવિબિંબ જાણે,

થાયે ઘંટનો ઘોર સ્હેવાય કોણે. ૮
ગાજે દુંદુભી ગડગડે છે ત્રંબાળુ,
ગોમુખ ભેરી રણતુર વાજે રસાળુ;
પરવત પ્રાય ચાલે જાતુધાન શૂરા,
સિંહનાદ કરતા જુધ્ધે વીર પૂરા. ૯
છૂટે નાલ જંજાલને બાણુ ભાલા,
ફરે ચક્ર મુદ્‌ગર ત્રિશૂલ તેજ જ્વાળા;
ગદા સાંગ ફરશી તુમર ખડ્‌ગ હાથે,
ચાલે ગાજતાં જોદ્ધનાં જૂથ સાથે. ૧૦
પદ પ્રહાર ભારે ધરાધાર કંપે,
ડગ્યો અહિ કમઠ કોલ દિગ્‌ભૂમિ ચંપે;
એવા સેન શું તે રાવણ રાય ચઢિયો,
દેખી દેવને ત્રાસ મનમાંહી પડીયો. ૧૧
આવ્યો રીસે દશશીષ રણમાંહે જ્યારે,
નાઠા વાનરા ત્રાસ પામીને ત્યારે;
ત્યારે વિભીષણને રઘુનાથ પૂછે,
મારૂં સૈન્ય નાઠું કહો કેમ શું છે. ૧૨
સુણી વાણી રઘુનાથની શીષ ડોલ્યો,
જોડી હાથને રાવણાનુજ બોલ્યો;
મહારાજ જુધ્ધે ચઢયો લંકસ્વામી,
વાધ્યો ગર્વ બોહોળો પરિવાર પામી. ૧૩
સાથે પુત્ર પૌત્ર જમાત્ર ઘણેરા,
મંત્રી મહારથી છે માની રાય કેરા;
બળિયા છે જાતુધાન કોટાન કોટી,
જેની રણવિષે જુદ્ધમાં ખ્યાત મોટી. ૧૪
ઘણો સાજ સાજી રાવણ રાય ચઢિયો,
ઝળકે મધ્યમાં રથ મણિરત્ન જડિયો;
દીઠો સુગ્રીવે એ વૈભવ શત્રુ કેરો,
રીસે રાતો મન ક્રોધવ્યાપ્યો ઘણેરો. ૧૫

રઘુનાથને પાય તે શીષ નામી,
ચઢયો જુદ્ધ કરવા કપિનાથ સ્વામી;
વ્યાપ્યો નાદ ભુભુકાર કપિ હાક મારે,
થયો કંપ અંડાળ ભૂગોળ ત્યારે. ૧૬

વલણ

ભૂગોળ સર્વે ખળભળ્યું, ચઢયો જુધ્ધે કપિનો નાથ રે;
નળનીલ આદે યૂથપતિ તે, ચઢયા સુગ્રીવની સાથ રે. ૧૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणसुग्रीव-संग्रामारंभणं नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

# અધ્યાય ૧૫ મો

રાગ મારૂ

રાવણ સામો ચઢયો સુગ્રીવ, સાથે જૂથપતિ બળના શિવ;
એક મોટો ગિરિ ગ્રહી હાથ, નાખ્યો દશમુખપર કપિનાથ.૧
રાવણે તવ મૂકયું બાણ, કર્યો પર્વત પિષ્ટ પ્રમાણ;
પછે સુગ્રીવના હ્રદે માંહે, દશ બાણજ માર્યાં ત્યાંહે. ૨
ઉછળ્યો સુગ્રીવ તેણીવાર, નાખ્યો બીજો ગિરિ નિરધાર;
કર્યો તે વળી ચૂરણ જાણ, વેધ્યો સુગ્રીવને શતબાણ. ૩
થયો મૂર્છિત કપિપતિ ત્યાંહે, રુધિરધારા ચાલી તન માંહે;
તે સમે ઉછળ્યા વિકાળ, અષ્ટાદશ ક્ષોણી કપિકાળ. ૪
મારે વૃક્ષ ગિરિ પાષાણ, થાય વૃષ્ટિ કરે બુંબાણ;
રાવણ નથી ગણતો લગાર, જેમ ગિરિપર મેઘની ધાર. ૫
દશાનને મૂકયાં બહુ બાણ, કર્યું સર્વે નિરવાણ જાણ;
જ્યમ વાદી કુતર્ક અનેક, નિવારણ કરે પંડિત એક. ૬
પછી મૂકયાં નારાચ અમિત, કર્યો સહુ કપિ જર્જરીભૂત;
લેઇ રામની આજ્ઞા ત્યારે, ધાયા સાત કપિ તેણીવારે. ૭
મયંદ શરભ ગવય ગંધમાદન, ગવાક્ષ કુમુદ દ્વિવિદબળવાન;
સાતે ધાયા ગ્રહી પાષાણ, રાવણે ઉડાડયા મૂકી બાણ. ૮
કરમાંથી તે ગિરિને નિવાર્યા, સાતે ને શર શત શત માર્યા;

પડયા વ્યાકુળ થઇ નિરવાણ, થયું સેન માંહે ભંગાણ. ૯
જોઇ રાવણનું પ્રાક્રમ, કોપ્યા લક્ષ્મણ જે જતિ ધર્મ;
રામ આજ્ઞા માગી તેણીવાર, રણ ચઢિયા સુમિત્રાકુમાર. ૧૦
આવી સન્મુખ કરીયો હોકાર, કીધો ધનુષતણો ટંકાર;
બોલ્યા લક્ષ્મણ કરીને રીસ, અલ્યા મૂરખ તસ્કર દશશીષ. ૧૧
આપ સીતાને હો મતિમંદ, શિદ કુળનો કરાવે નિકંદ;
નહિ તો મારીશ આણે ઠામ, મોકલીશ કૃતાંતને ધામ. ૧૨
બોલ્યો રાવણ રીસે ખુંખારી, અલ્યા તપસી બોલ વિચારી;
હું જીવતાં જાનકી સ્પષ્ટ, તમો નથી દેખતા દૃષ્ટ. ૧૩
એવું સાંભળી પવનકુમાર, ધાયો ગિરિ લઈ કર મોઝાર;
ક્રોધે માર્યો રાવણ શીર ત્યમ, પડે વીજ ઓચિંતી જ્યમ.૧૪
ઝાલ્યો આવતો વીસ ભુજાય, ચોળી નાખી કર્યો પિષ્ટ પ્રાય;
રીસે મારુતિ તવ ગડગડીયો, રાવણના રથ ઉપર ચઢીયો. ૧૫
રાવણે કર્યો પદનો પ્રહાર, પાડી નાખ્યો પૃથ્વી મોઝાર;
ત્યારેલેઈ ગિરિ કરમાં વિશાળ, ધાયો નળ કપિ તેણે કાળ.૧૬
નાખ્યો રાવણ ઉપર જેવે, કર્યો ચૂર્ણ મૂકી શર તેવે;
માર્યાં નળને હૃદે પંચ બાણ, ત્યારે કોપ્યો કપિ નિર્વાણ. ૧૭
તવ જપ્યો બ્રહ્મદત્ત મંત્ર, કોટી કોટી થયા નળ તંત્ર;
લાગ્યા રાવણ શું જુદ્ધ કરવા,જાણે પ્રગટયા પ્રાણજહરવા.૧૮
જોઇ નળ કપિનું મહા વીર્ય, ઉભે સૈન્ય કરે આશ્ચર્ય;
જ્યાં જુવે ત્યાં નળ છે અપાર, મારે રાવણને ઘણો માર. ૧૯
કર્યો અનેક રાક્ષસનો નાશ, જ્યમ વનને બાળે હુતાશ;
એક મુહૂરત એવું રહ્યું, દશશીષે ના જાએ સહ્યું. ૨૦
મૂક્યું બ્રહ્માસ્ત્ર કરીને કોપ, નળ થયા ત્યારે સર્વ અલોપ;
પછી રહ્યો એક નળ પ્રાય, જ્યમ રવિઉદે તારા વિલાય. ૨૧
પછી દેઇ રાવણને સાદ,કર્યો રામાનુજે સિંહનાદ;
ચઢયો ક્રોધ લક્ષ્મણને અપાર, કર્યો ધનુષતણો ટંકાર. ૨૨
ત્યારે રાવણ બોલ્યો વાણી, અલ્યા શું દેખાડે ચાપ તાણી;
તું મનુષ્યનો પુત્ર પ્રમાણે, રણમાં જુદ્ધ કરી શું જાણે. ૨૩

તેં કર્યું છે શું પુરુષારથ, અલ્યા કહે મુજને તે અર્થ;
એવું સાંભળી લક્ષ્મણવીર, ઘણાં બાણ મૂકયાં રણધીર.૨૪
જઈ ચોટયાં રાવણને અંગ, ઘણું રુધિર ચાલ્યું તે સંગ;
બ્રહ્મશક્તિ કાઢી દશશીશ, મંત્રયુક્ત કરી તે દીશ. ૨૫
લક્ષ્મણ ઉપર મૂકી અમોઘ, જ્યમ પ્રલય વીજનો ઓઘ;
દીઠી આવતી લક્ષ્મણવીર, મૂકયું બ્રહ્માસ્ત્ર ધરીને ધીર. ૨૬
ચાલ્યું ધુધવતું તે પ્રચંડ, કર્યા શક્તિતણા બે ખંડ;
અગ્ર ભાગ ઉછળિઓ ત્યાંહે, વાગ્યો લક્ષ્મણના હૃદેમાંહે.૨૭
પડયા લક્ષ્મણ મૂર્છાસહિત, થયા શ્વાસોશ્વાસ રહિત;
પીડા પામ્યા સુમિત્રી અપાર, થયો સૈન્યમાં હાહાકાર. ૨૮

વલણ

હાહાકાર થયો સૈન્યમાં, જ્યારે પડયા લક્ષ્મણ વીરરે;
તે સમે કરમાં ગદા લેઈ ધાયો, મારુતસુત રણધીર રે. ૨૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे ब्रह्मशक्त्या रावणेन लक्ष्मणमूर्छाकरणं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥**

# અધ્યાય ૧૬ મો

રાગ સામેરી

હનુમંત ધાયો તે સમે, કર ગદા ગ્રહી નિરવાણ;
પ્રલય સમે જ્યમ રુદ્ર કોપે, લેવા જગતના પ્રાણ. ૧
તે ગદા મારી ભંગ કીધો, રાવણનો રથ જેહ;
પછે તરુ ગિરિ પાષાણની, વૃષ્ટિ કરી જ્યમ મેહ. ૨
ત્યારે રાય બેઠો બીજે રથ, કર ગ્રહ્યાં દશ કોદંડ;
બહુ બાણ મૂકી રાવણે, તરુગિરિ કર્યાં શત ખંડ. ૩
એક બાણ માર્યું મર્મમાં, મૂર્છા થઈ હનુમંત;
વાલીસુવન ધાયો તદા, મુષ્ટિ કરી બળવંત. ૪
તે રાવણના રુદેમાંહે મારી, અંગદે કરી રીસ;
પછે ચુંટી નાખ્યું કરવડે, તે સારથિનું શીષ. ૫
સાવચેત થઈ એક સાંગ મારી, રાવણે તેણીવાર;
તે અંગદના અંગમાં વાગી, પડયો પૃથ્વીમોઝાર. ૬

ત્યારે મારુતસુત લક્ષ્મણુતણી, ત્યાં વળી છે મૂર્છાય;
તે યુદ્ધ કરવા ઉઠિયા, ત્યારે બોલ્યા શ્રીરઘુરાય. ૭
અરે ભાઇ શ્રમિત થયા તમો, હવે ઉભા રહો ક્ષણુવીર;
એમ કહીને મારુતિ સ્કંધે, ચડયા શ્યામ શરીર. ૮
ટંકાર કરીયો ધનુષનો, ત્યારે કડકડિયું બ્રહ્માંડ;
પછે રાવણુ સન્મુખ જુદ્ધ કરવા, આવ્યા બ્રહ્મ અખંડ. ૯
મહાક્રોધ કરી સર મૂકીયાં, કર્યો સૈન્યનો સંહાર;
ચાલી સરિત શ્રોણીતની તેમાં, તણાયા ગજ તોખાર. ૧૦
છેદાય કોના કર ચરણુ, ઉડતાં કોનાં શીષ;
એમ રાક્ષસનો સંહાર કરીયો, કોપીયા જગદીશ. ૧૧
એમ બાણુ મૂકયાં રઘુપતિ જે, સંહારક સર્વત્ર;
દશ બાણુથી રાવણુતણાં, ઉડાડીયાં દશ છત્ર. ૧૨
ધ્વજા ચામર છેદિયાં, દશ ધનુષ કાપ્યાં ધીર;
દશ મુગટ પૃથ્વી પાડીયા, પછે બોલ્યા શ્રીરઘુવીર. ૧૩
અરે દુરીજન જીવતો તુંને, મૂકું છું હું આજ;
સહુ ભોગ ભોગવ્ય ઘેર જઇને, કરી લે સહુ કાજ. ૧૪
સ્રીઓને વળી પુત્રને તું, પૂછ જઇને ત્યાંહે:
પછે મુજ સાથે જુદ્ધ કરવા, આવજે તું આંહે. ૧૫
હવે જીવ્યાની આશા ન રાખીશ, સત્ય કહું નિરવાણુ;
એવાં વચન સુણીને રાવણુ મનમાં, ક્ષોભ પામ્યો જાણુ. ૧૬
મન એમ જાણ્યું મારશે, હમણાં મુને એ રામ;
એમ વિચારીને રાવણુ નાઠો, મૂકીને સંગ્રામ. ૧૭
જ્યમ દેશત્યાગ દરીદ્ર પીડયો, કરે જન નિરધાર;
એમ રાવણુ નાઠો રણુથકી, આવ્યો નગરમોઝાર. ૧૮
પછે શોકાતુર થઇ સભા મધ્યે, બેઠો જઈ દશશીશ;
દવનો બળ્યો જેવો તરુ, રાહુ ગ્રસ્યો રજનીશ. ૧૯
એ રીતે તેજ ક્ષીણુ થઇને, બેઠો સિંહાસન;
છત્ર ચામર વસ્ત્ર ભૂષણુ, નથી ગમતું મન. ૨૦
ભયે કરી રઘુવીરને, સર્વત્ર દેખે રામ;

ઉદાસ થઇને ચિંતા કરતો, રાવણ તેણે ઠામ. ૨૧
પછે મહોદર મંત્રી પોતાનો, તેને તેડયો પાસ;
હે મિત્ર હાવે હું શું કરૂં, મુને રામનો બહુ ત્રાસ. ૨૨
આજ પરાજય જુદ્ધમાંહે પામ્યો, થયું ઘણું અપમાન;
એવાં વચન સુણી રાવણતણાં, પછે બોલીયો પરધાન. ૨૩
જો કુંભકરણ તમ વીરને, હાવે ઉઠાડો મહારાજ;
તે જુદ્ધ કરવા જાય ત્યારે, થાય સરવે કાજ. ૨૪
રામ લક્ષ્મણ સહિત વાનર, સૈન્ય એ ગળી જાય;
એવાં વચન સુણી આપી દશાનન, મંત્રીને આજ્ઞાય. ૨૫
ત્યારે મહોદર વિરુપાક્ષ બે જણ, ચાલિયા તેણીવાર;
દશ લક્ષ રાક્ષસ સંગ લઇ, આવ્યા કુંભકરણને દ્વાર. ૨૬
ચાર સહસ્ર પખાલ મદ્યની, હસ્તી ઉપર તેહ;
અપાર પશુ અન્નના પર્વત, ભક્ષ કરવા જેહ. ૨૭
જગાડવા માંડયો પછે, કુંભકરણને તે દીશ;
વજાડવા લાગ્યા ઘણાં, વાજીંત્ર એને શીષ. ૨૮
કુંભકરણના કરણમાંહે, કરે ભેરી નાદ;
ઘણો ઘોર તે વાજીંત્રનો, સંભળાય સ્વર્ગે સાદ. ૨૯
હસ્તિની હારો હૃદય ઉપર, ચલાવે છે તેહ;
પણ કુંભકરણ નથી જાગતો, છે મહા નિદ્રિત જેહ. ૩૦
અનેક તરુ નાકમાં ઘાલે, સર્પનો નહિ પાર;
તે શ્વાસ કેરા સપાટામાં, ઉડી પડે પુર બહાર. ૩૧
તે કુંભકરણને જગાડવા, એમ કર્યા અનેક ઉપાય;
લેશમાત્ર તે નવ લેખવે, સહુને થઇ ચિંતાય. ૩૨
કર્ણમાં બેસાડી તદા, પછી સ્ત્રીઓ કિન્નરી જેહ;
તે સુસ્વરેથી સુંદરી, માંહે ગાન કરતી એહ. ૩૩
તે ગાન અંતર ઉતર્યું, ઘટશ્રાત્ર જાગ્યો ભૂર;
આળસ મોડી બેઠો થયો, લોચન ઉઘાડયાં ક્રૂર. ૩૪
ક્રૂર લોચન રાતાં છે, જાણે ઉઘડી અગ્નિ ખાણ;
એમ કુંભકરણ જાગીને બોલ્યો, પ્રધાન પ્રત્યે વાણ. ૩૫

વલણ

પ્રધાન પ્રત્યે વાણી બોલ્યો, કુંભ કરણ તેણીવારરે;
કહો ક્યમ જગાડયો મુને આ વેળા, શી ભીડ પડી નિરધાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे कुंभकरण-
प्रबोधनं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો

રાગ સારંગ

કુંભકરણ જાગીને બેઠો, કર્યું મદિરાપાન;
અનેક પશુ અન્નમાંસ તણો તે, આહાર કર્યો બળવાન. ૧
તૃપ્ત થયો છે લોચન લુંછી, પૂછી પ્રધાનને વાત;
કહો મુજને જગાડયો શામાટે, શી ભીડ પડી મુજ ભ્રાત. ૨
ત્યારે જે થયું તે વૃત્તાંત કહ્યું, મંત્રીએ તેણીવાર;
તે સુણીને ઘટ શ્રોત્રજ ઉઠયો, આવ્યો સભામોઝાર. ૩
જ્યારે ઉભો થયો ત્યારે ગગનલગી, મોટું રૂપ દીસે વિકરાળ;
જ્યમ કાજળનો ગિરિ ઉંચો દીસે, કે પ્રગટ થયો જાણે કાળ.
ત્યારે વિભીષણે રામને દેખાડયો, જુવો પેલો ઉઠયો કુંભકર્ણ;
તે જોઇને સહુ આશ્ચર્ય કરે, જાણે પર્વત કાજળ વર્ણ. ૫
વિભીષણ કહે એનો જન્મ થયો, ત્યારે વરત્યો હાહાકાર;
ત્રીશ સહસ્ર સ્ત્રીને તે સમે, ગળી ગયો નિરધાર. ૬
વળી એક સમે સુરપતિની સાથે, યુદ્ધ કરતો એહ;
ત્યારે ઐરાવતનું પૂચ્છ ઝાલીને, પૃથ્વી પછાડયો તેહ. ૭
તે તણા દાંત કાઢીને માર્યો, ઇંદ્રને તેણીવાર;
ઇંદ્રે ઘણા વજ્રપ્રહાર કર્યા પણ, અંગે ન વાગ્યા લગાર. ૮
એવો કુંભકરણ છે બળિયો, વિભીષણે કહી એમ વાણ;
તેણે સમે મારુતસુત કૂદ્યો, આવ્યો લંકામાં જાણ. ૯
સભા ભણી તે જાતો હતો, ઘુમતો જ્યમ ગજરાજ;
ત્યારે અંજનીપુત્રે પ્રાક્રમ કીધું, તે બીજે ન થાય કાજ. ૧૦
ઓચિંતા આવી બાથજ મારી, કુંભકરણને તન;

કટીલગી ઉંચલીયો પોતે, પછે વિચાર્યું મન. ૧૧
જો પૃથ્વી ઉપર આડો નાખું તો, ચંપાય લંકાગામ;
પછે ઉભો મૂકીને કુંભકરણને, આવ્યો પોતાને ઠામ. ૧૨
ઘટશ્રોત્ર મદમાં મગ્ન છે માટે, નવ જાણ્યું કંઇ ત્યાંહે;
પછે સભામાંહે ચાલીને આવ્યો, રાવણ બેઠો જ્યાંહે. ૧૩
ત્યારે રાવણે માન દઇ બેસાડયો, કનકતણે આસન;
કુંભકરણ બોલ્યો મેઘગર્જવત, રાવણ સાથ વચન. ૧૪
અરે ભાઇ મુને કેમ જગાડયો, શું સંકટ આવ્યું આજ;
ભીડ સકળ હું ભાગું તારી, કહે મુજને તે કાજ. ૧૫
ત્યારે રાવણે સહુ વૃત્તાંત કહ્યું, હરી લાવ્યો સીતા જેહ;
રામ લક્ષ્મણ કપિ સૈન્યા લેઇ, આવ્યા યુદ્ધ કરવાને તેહ. ૧૬
હું યુદ્ધ માંહે પરાજય પામ્યો, થયું મારૂં અપમાન;
તે માટે મેં તુજને જગાડયો, ભીડ પડી બળવાન. ૧૭
ત્યારે કર કપાળે દેઇને બોલ્યો, કુંભકરણ કહે સુણ ભ્રાત;
ભાઈ સર્વે ખેલ ખોટો રચી હાવે, મુજને શી કહે છે વાત. ૧૮
પણ બુદ્ધિ કર્માનુસારિણી વરતે, લોક કહે તે સત્ય;
જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે, ઉપજે વિપરીત મત્ય. ૧૯
તું જાનકી શું કરવાને લાવ્યો, ક્ષય થાશે કુળ સર્વ;
હાવે રામની સાથે વેરજ બાંધ્યું, ભૂલ્યો કરીને ગર્વ. ૨૦
એ નારાયણ અવતરિયા નિશ્ચે, વાનર સર્વે દેવ;
મુને નારદજીએ કહ્યું'તું પૂર્વે, જાણું છું હું એવ. ૨૧
પણ ભાવિ હોનારૂં તે નવ ચૂકે, ડહાપણ સર્વે જાય;
તેં કાઢી મૂકયો વિભીષણને ત્યારે, પેઠી પુરમાં અવદશાય. ૨૨
ચંદ્રવિનાની રજની જેહવી, દીપકવિના જેવું ધામ;
વિભીષણવિના તું એવું જાણજે, ઉજ્જડ લંકાગામ. ૨૩
પરનારી પાવકની જ્વાળા, જેવી વિષની વેલી;
મોક્ષમાર્ગનો રોધ કરી નાખે, નરકકુંડમાં ઠેલી. ૨૪
અલ્યા નવ જીતાઇ જાનકીને, તો ક્યમ જીતાશે રામ;
જો સ્વાધીન સીતા નવ થઈ ત્યારે, લાવ્યાનું શું કામ. ૨૫

ત્યારે રાવણ કહે એ કોટી ઉપાયે, જાનકી વશ નવ થાય;
એક રામવિના બીજા અવર પુરુષપર, દૃષ્ટિ એની નવ જાય.
ત્યારે કુંભકરણ કહે કપટ કરીને, ધર તું રામનું રૂપ;
સીતા ભજશે ત્યારે તુંને, થઇ જા તેવો અનુરૂપ. ૨૭
ત્યારે રાવણ કહે રામ રૂપ ધરૂં પણ, ગુણ તે ન આવે ત્રણ;
એક વચન એક બાણ, વળી એક પત્નીવ્રત પાવન. ૨૮
એ ત્રણે ગુણ મુજમાંહે નથી, માટે ઓળખે જાનકી આપ;
તો તતક્ષણ બાળી ભસ્મ કરે, દે સીતા મુજને શાપ. ૨૯
માટે રામ લક્ષ્મણનો પરાજય કર્યાવિણ, સિદ્ધિ નથી સુણવીર;
એવાં વચન સુણીને ઉઠયો વળતો, કુંભકરણ રણધીર. ૩૦
રામ રાવણ બંન્યોને નમીયો, કહેતો ગયો એમ વાણ;
હાવે મારી વાટ ન જોશો વીરા, જુદ્ધમાં જશે મુજ પ્રાણ. ૩૧
પછી અપાર સેના લેઇને આવ્યો, રણમાંહે કુંભકરણ;
તે જોઇ વાનર સરવે નાઠા, આવ્યા રઘુપતિ શરણ. ૩૨
ત્યારે ઉભા થયા અષ્ટ યૂથપતિ તે, નમ્યા રામને પાય;
કુંભકર્ણશું જુદ્ધ કરવાને, ચાલ્યા લેઈ આજ્ઞાય. ૩૩

વલણ

આજ્ઞા લીધી રામની, પછી અષ્ટ યૂથપતિ જાય રે;
શ્રોતાજન સહુ સાંભળો, કહું કુંભકરણની કથાયરે. ૩૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे कुंभकरणस्य युद्धार्थ रणागमनो नाम सप्तदशोऽध्यायः ॥ १७॥**

# અધ્યાય ૧૮ મો

રાગ મારૂ

આવ્યો કુંભ કરણ કાળ ભાથી, જાણે ઘુમતો મકનો હાથી;
તેને જોઈ યૂથપતિ આઠ, ચઢયા સેનતણો સજી ઠાઠ. ૧
કુંભકરણે કર્યો સિંહનાદ, કંપ્યા કપિવર સુણતાં સાદ;
ગિરિ તરુવરને પાષાણ, મારે કપિવર કરતા બુંબાણ. ૨
નથી વાગતું તેને અંગ, જાણે પરવત કેરૂં શૃંગ;

કહે છે આ જુદ્ધ તે શે લેખે, એમ કહીને કપિને ઉવેખે. ૩
કરમાં એક મુદગળ ઝાલી, રામના ભણી આવ્યો ચાલી;
તે સમે વાનરે એકે કાળ, કરી પાષાણ વૃષ્ટિ વિશાળ. ૪
પડે પુષ્પ કૂર્મની પ્રષ્ટ, એમ તે નથી ગણતો નષ્ટ;
જેવો ગિરિ ઉપર પરજન્ય, એમ લેખવતો નથી મન. ૫
કુંભકરણ કરે પદપ્રહાર, થાય વાનરનો સંહાર;
ઝાલી મસળે મશકવત હીલે, ચારે પાસે કપિને પીલે. ૬
તે જોઇને કૂદ્યો હનુમંત, મોટો પરવત લેઈ બળવંત;
નાખ્યો અસુરની ઉપર જેવે, ઝાલ્યો આવતો ગિરિને તેવે. ૭
તેને ચુરણ કર્યો એક હસ્તે, પછી ત્રિશૂળ ગ્રહ્યું મદમસ્તે;
તે ત્રિશૂળે ભરાવ્યા હનુમંત, પછાડયા પૃથવી બળવંત. ૮
આવી મૂરછા પડયા બળશીલ, ત્યારે ધાયા નળને નીલ;
તેને અકેકી મુષ્ટિ મારી,થયા મૂર્છિત ગાજ્યો સુરારી. ૯
ધાયા ચાર કપિ બળવાન, શરભ ગવાક્ષ ગંધમાદન;
ચોથો વૃષભ ગયો તેણીવાર, કુંભકરણે તે ઝાલ્યા ચાર. ૧૦
બેને આકાશમાંહે ઉછાળ્યા, બેને પૃથ્વી ઉપર પડતાળ્યા;
ગાજ્યોકુંભ કરણ તે પ્રચંડ, ત્યારે ખળભળ્યું સકળ બ્રહ્માંડ.૧૧
ઝાલ્યા અનેક વાનર જેહ, મેલી મુખમાં ગળી ગયો તેહ;
કોઇ કપિ જઠરામાં બળિયા,કેટલા કરણમાંથઈને નિકળિયા.૧૨
કંઇ નીકળ્યા નાશિકામાંથી, સરવે વાનર નાઠાત્યાંથી;
ઘટશ્રોત્રની વાગી હાક, તેણે પૃથ્વી ચઢાવી ચાક. ૧૩
તે સમે જોઈ સૈન્ય ભંગાણ, ચઢયો સુગ્રીવ બળિયો જાણ;
કુંભકરણને ભાનુકિશોર, તેણે જુદ્ધ કર્યું મહા ઘોર. ૧૪
ઘટશ્રોત્રે ગ્રહ્યો સુગ્રીવ, ઘાલ્યો કાખમાંહે બળ શિવ;
પછી બોલ્યો આનંદભેર, આજ વાળ્યું મેં વીરનુ વેર. ૧૫
કર્યું વાલીએ રાવણને જેવું, આજ મેં પણ કીધું તેવું;
અકળાયો સુગ્રીવ પછી ત્યાંહે, ઘણી દુરગંધી તે માંહે. ૧૬
કોચી કાખ સુગ્રીવે તે વાર, બેઠો નીકળી સ્કંધ મોઝાર;
કુંભકરણનાં નાકને કાન, દંતે કરીને છેદ્યાં બળવાન. ૧૭

પછી કૂદ્યો કરી ગર્જનાય, આવ્યો જ્યાંહાં છે શ્રીરઘુરાય;
થયો કપિમાં જય જયકાર, વખાણ્યો રામે સુરજકુમાર. ૧૮
સુગ્રીવે છેદ્યાં નાશિકા કર્ણ, નથી જાણતો જે દુષ્ટાચર્ણ;
જેમ દેહ પીડા ન જાણે જોગી, દેહાધ્યાસરહિતબ્રહ્મભોગી.૧૯
એમ ન લહ્યું અસુરે નિરવાણ, તે થયું દશાનનને જાણ;
નાસાકરણ રહિત કર્યો વીર, સુણી રાવણે મૂકી ધીર. ૨૦
પછે નાપિક મોકલ્યો ત્યાંહે, આવ્યો કુંભકરણ છે જ્યાંહે;
વાંસ ગગન ચુંબિત તે દિશ, બાંધ્યુમોટુંઆદર્શતેનેશીષ. ૨૧
કુંભકરણની સન્મુખ ધરીયું, ત્યારે અવલોકન એણે કરીયું;
ઘટશ્રોત્રે જોયું મુખ જ્યારે, નાસાકરણ ન દીઠાં ત્યારે. ૨૨
તેમાંથી ચાલે રુધિરપ્રવાહ, જાણે ગિરિશૃંગ ગેરુ સરિતાય;
એવું જોઈમન પામ્યો ખેદ, ઉપન્યો દેહ થકી નિર્વેદ. ૨૩
આવી સ્મૃતિ તેને મન, જે સુગ્રીવે કર્યાં છેદન;
દેહ કુરૂપ થઈનિરધાર, હાવે વ્યર્થ જીવ્યું ધિક્કાર. ૨૪
જો જીવું તો પામું દુઃખ, રાવણને શું દેખાડું મુખ;
હાવે નિશ્ચે મારે મરવું, થયો વિરૂપ જીવી શું કરવું. ૨૫
એવું કહી કરી ગર્જના ઘોર, થયો ત્રણ ભોવનમાં શોર;
ક્રોધે રામની સનમુખ ચાલ્યો,મેદનીસહિત મેરુ તવ હાલ્યો.૨૬
આવતો જોઇ રાવણનો વીર, ઉઠયા લક્ષ્મણજી રણધીર;
રામચરણે નમાવ્યું શીશ, આપી આજ્ઞા શ્રીજુગદીશ. ૨૭

વલણ

જુગદીશ કેરી આજ્ઞા લેઈ, ચાલ્યા લક્ષ્મણજી તેણી વાર રે;
કુંભકરણની સાથે જઇ, જુદ્ધ કરવા માંડયું અપાર રે. ૨૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सुग्रीवेन कुंभकरणविरूपकरणं नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥**

# અધ્યાય ૧૯ મો

રાગ સોરઠ

**કુંભકરણ સામા લક્ષ્મણ આવ્યા, મૂકીયાં બહુ બાણ રે;**
**તે સપક્ષ થાયે ગુપ્ત તનમાં, પ્રવેશે નિરવાણ રે. ૧**

અમોઘ શર લક્ષ્મણ તણાં, વાગે કુંભકરણને તન રે;
તે અસુર લેશ ન લેખવે, નવ ક્ષોભ પામે મન રે. ૨
જ્યમ પંડિતકેરા વચનથી, નવ થાય ખળને ક્ષોભ રે;
કરે દાન દાતા યાચકને, પણ તૃપ્ત ન થાયે લોભ રે. ૩
એમ કુંભકરણ માને નહિ, શર લક્ષ્મણ કેરાં જેહ રે;
ત્યારે ગદા ગ્રહીને ધાયો વિભીષણ, બંધુ સન્મુખ તેહ રે. ૪
અલ્યા મારી સન્મુખ એક ક્ષણ, તું ઉભો રહે અનુકૂળ રે;
રાવણ વિખવેલીનાં ફળ, તમો સરવ અનરથ મૂળ રે; ૫
એવું સુણીને કુંભકરણ કહે, તુને વિભીષણ ધિક્કાર રે;
કુળમાં કલંક ઉદે થયો, કરવા દહન અંગાર રે. ૬
જ્યમ સિંહના કુળમાં થાય જાંબુક, એમ પ્રગટયો શંઢ રે;
કાયર થઇ ગયો શત્રુ શરણ, લાજ નહિ તુંને લંઠ રે; ૭
અલ્યા કુળ લજાવ્યું અમારૂં, કોણ કરે જુદ્ધ તુજ સાથ રે;
એમ કહી ધાયો રામ સનમુખ, મુદગળ ગ્રહીને હાથ રે. ૮
ત્યારે ધનુષ્ય ગ્રહી ઉઠયા તદા, શ્રીરામ રણરંગ ધીર રે;
કુંભકરણ સાથે જુદ્ધ કરવા, ચાલ્યા શ્રીરઘુવીર રે. ૯
શર ચઢાવીને સજ થયા, શત્રુશું બોલ્યા વાણ રે;
ઘટશ્રોત્ર સુણ મુજ બાણથી, હવે જશે તારા પ્રાણ રે. ૧૦
ત્રિલોકને પીડયું તમો, કર્યો પૃથ્વીને બહુ ભાર રે;
તે દુષ્ટ તમને હણવાને, અમો લીધો છે અવતાર રે. ૧૧
મારે રાવણકુળ સંહારવું, દેવનું કરવું કાજ રે;
પછે લંકામાં નિરભે થકી, કરશે વિભીષણ રાજ રે. ૧૨
એવું વચન સુણી કુંભકરણ બોલ્યો, સાંભળ દશરથતન રે;
તું જન્માન્તરનો વેરી અમારો, જાણું છું હું મન રે. ૧૩
પણ મોટા હોય તે મુખ ન કહે, આપણું બળ સામર્થ રે;
તે અણબોલ્યો રણમાં વઢે, સાધે પોતાનો અર્થ રે. ૧૪
શું કરૂં જો હતો નિંદ્રાવશ, બાકી દેખાડત બળ ભાર રે;
વળી ઉજાડત ત્રિલોકને, કરૂં સૃષ્ટિનો સંહાર રે. ૧૫
એવું સાંભળી સજ થઈ રામે, મૂકયાં બાણ અપાર રે;

તે કુંભકરણ મુખ કરી પહોળું, ગળી ગયો તેણી વાર રે. ૧૬
જ્યમ બિલ્લ માંહે પ્રવેશે, પછી સર્પ નવ દેખાય રે;
એમ કુંભકરણના મુખવિષે, સહુ બાણ ગુમજ થાય રે. ૧૭
તે રામબાણે ઉદરમાં કરી, અંત્રજાળ છેદન રે;
પણ પીડા કંઈ પામે નહિ, નથી લેખવતો તે મન રે. ૧૮
એમ ગળી ગયો તે અસંખ્ય શર, પણ ન પામે તે હાર રે;
એવું જોઇ ચિંતાતુર થયા, સહુ કપિ તેણીવાર રે. ૧૯
ઘટશ્રોત્ર ધાયો રામ ઉપર, તુંમર ગ્રહીને હાથ રે;
ત્યારે દિવ્ય શકિત બાણ મંત્રી, મૂકયું શ્રીરઘુનાથ રે. ૨૦
પ્રલય અગ્નિ સ્થાપિયો, બાણને અગ્રે રામ રે;
આકર્ણપર્યંત ખેંચીને, મૂકીયું તેણે ઠામ રે. ૨૧
મુદગલ સહિત કર છેદિયો, આકાશ ઉડયો એહ રે;
જ્યમ ઉર્ગ* ઉડે સપક્ષ નભમાં, એમ ઉડયો તેહ રે. ૨૨
પછે બીજે હસ્તે ગદા ગ્રહી, ધાયો કુંભકરણ તે ઠામ રે;
ત્યારે સુરજ મંત્ર ભણીને, બીજું બાણ મૂકયું રામ રે. ૨૩
તે બાણે બીજો હસ્ત છેદ્યો, સમરથ શ્રીઅવિનાશ રે;
પહોળું મુખ કરી ધાયો અસુર,જાણે કરશે વિશ્વનો ગ્રાસ રે. ૨૪
બે બાણ મૂકી બે ચરણ, છેદિયા શ્રીરઘુવીર રે;
ત્યારે કુંભકરણ પૃથ્વી પડયો, તે વિકળ થઇને શરીર રે.૨૫
પછે પેટભેર ચાલવા માંડયું, મુખ કરી વિકરાળ રે;
ફુંફાડા મારે ફુંકના, જાણે પ્રલય અગ્નિ જ્વાળ રે. ૨૬
તે જ્વાળે કરીને કપિ દાઝે, પાડતા બહુ ચીસ રે;
પછે ભીમકાળાસ્ત્ર શર ચઢાવી, કોપ્યા શ્રીજુગદીશ રે. ૨૭
તે બાણે કરીને કુંભકરણનું, શિર કર્યું છેદન રે;
મહા વજ્ર કરી પર્વતતણું, જ્યમ શિખર થાય પતન રે. ૨૮
શિર અસુરનું ગર્જના કરતું, ઉછળ્યું આકાશ રે;
વિમાન લેઇને દેવ નાઠા, પામી મનમાં ત્રાસ રે. ૨૯
તે મસ્તક લંકામાં પડયું, ત્યારે ચંપાયાં બહુ ધામ રે;

* સર્પ

અનેક રાક્ષસ મરણ પામ્યા, શિર થકી તે ઠામ રે. ૩૦
હાવે કુંભકરણ મરતે થકે, કર્યો દેવે જયજયકાર રે.
કરી પુષ્પવૃષ્ટિ રામ ઉપર, દુંદુભી નાદ અપાર રે. ૩૧
કંઇ શેષ સૈન્યા રહી હતી, કુંભકરણ કેરી જેહ રે;
ઘણું ભય પામી નાઠા સહુ, ગયા લંકામાં તેહ રે. ૩૨
સમાચાર રાવણને કહ્યો જે, પામ્યો મરણ મહાકાય રે;
ત્યારે સિંહાસન ઉપરથકી, પડયો વિકળ થઇને રાય રે. ૩૩
પછે રાવણ લાગ્યો વિલાપ કરવા, દુઃખ ધરીને મન રે;
આજ બંધુ પાખે માહરે, સહુ દિશા થઈ ગઇ શૂન્ય રે. ૩૪
તે જાણીને ઇંદ્રજીત આવ્યો, રાવણ કેરી પાસ રે;
અરે તાત શું કરવા રુઓ, જેનો જન્મ તેનો નાશ રે. ૩૫
મૃતલોક માંહે અવતરી, નથી ચિરણજીવી કોય રે;
માટે શોક શું કરવા ધરો, જે હોનારૂં તે હોય રે. ૩૬
નરે વાનરે જ્યારે કુંભકરણને, માર્યો નિશ્ચે જાણ રે;
હું જાણું હવે કાળ વિપરીત, આવિયો નિરવાણ રે. ૩૭
માટે ક્ષમા રાખો પિતા હાવે, ધરો ધીરજ મન રે;
જ્યારે ત્યારે જગતમાં પડે, એક વારજ તન રે. ૩૮
એમ બોધ બહુ પુત્રે કર્યો, સમજાવ્યો રાવણ રાય રે;
ત્યારે આજ્ઞા માગી પ્રધાને, પછે જુદ્ધ કરવા જાય રે. ૩૯
મહા બળિયા સુત રાયના, વળી ચાર મંત્રી જેહ રે;
દેવાંતકને નરાંતક વળી, ત્રિશિરા નામે તેહ રે. ૪૦
વળી શક્રજીતનો કનિષ્ટ બંધુ, નામ તેનું અતિકાય રે;
તે ચતુરંગદળ સાથે લેઇને, જુદ્ધ કરવા જાય રે. ૪૧

વલણ

જાયે જુદ્ધ કરવાને રણમાં, રાવણસુત અતિકાય રે;
વળી રાજકુંવર બીજા અતિ ઘણા, વળી મંત્રી જે કહેવાય રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे कुंभकरण-
मरणं नाम एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

# અધ્યાય ૨૦ મો

રાગ સામેરી

ત્યારે મહોદર અતિકાય ચઢિયા, સાથે રાજકુમાર;
ચતુરંગ સેન્યા સાથે લેઇને, આવ્યા રણમોઝાર. ૧
વાજીંત્ર વાજે અતિ ઘણાં, મદગલ કરે ચિક્કાર;
શૂરવીર તે સિંહનાદ કરતા, હણહણે તોખાર. ૨
ત્યારે ગીધ પક્ષી ગયો બેસી, અતિકાય કેરે શીશ;
તેને માન શુકન સૂચવ્યા, પણ ગણતો નથી તે દિશ. ૩
એવું અસુરનું દળ જોઇને, કપિ સૈન્ય ધાયું ત્યાંહે;
વાનર અસુરનું થાવા લાગ્યું, જુદ્ધ માંહોમાંહે. ૪
ગિરિવૃક્ષ ને પાષાણ વૃષ્ટિ, કરે છે બહુ કીશ;
તે આવતાં ઝાલે અસુર, મારતા કરીને રીસ. ૫
કપિ અસ્થિ લેઇ રાક્ષસતણાં, મારે અસુરના શિરમાંહે;
તે પુંગી ફળવત થાય ચૂરણ, ફાટે ઘટ સમ ત્યાંહે. ૬
વળી કપિ કરડે અસુરકેરાં, નાસિકા ને કર્ણ;
ત્યાં રુધિરધારા ચાલતી, દળ દીસે લોહિત વર્ણ. ૭
દળ ભંગ જોઇને કોપ્યો જે, નરાંતક રાજકુમાર;
શ્યામ કરણ તુરી ઉપર બેઠો, આવિયો તેણીવાર. ૮
જાણે ઉચ્ચૈઃશ્રવાનો વીર હય, ગરુડના સરખો વેગ;
તેની ઉપર રાજકુંવર ચઢયો, આવી થયો ભેગાભેગ. ૯
ઝળકતું વિદ્યુતલતા જેવું, ખડગ ઝાલ્યું પાણ;
ચોપાસ કપિને મારતો, એમ કર્યું દળભંગાણ. ૧૦
એકે ઘાએ સહસ્ત્ર વાનર, મારતો રણમાંહે;
તેણે કપિ અષ્ટાદશ લક્ષ માર્યા, કર્યું પ્રાક્રમ ત્યાંહે. ૧૧
એહવો અનરથ જોઇને, ધાયો વાલીસુત બળવંત;
આકાશમારગ ઉછળ્યો, કરી ગરજના તે અનંત. ૧૨
પછે ક્રોધે મારી અંગદે, એક મુષ્ટિ મસ્તક માંહે;
અશ્વસહિત મારી કર્યાં ચૂરણ, નરાંતકને ત્યાંહે. ૧૩

ત્યારે મહોદર મહા પાર્શ્વ, ત્રિશિરા દેવાન્તક નિરધાર;
એ ચારે મળીને અંગદ ઉપર, કરવા માંડયો માર. ૧૪
એમ અંગદ સંકટમાં પડયો, ત્યારે કપિ ધાયા ચાર;
નળ નીલને વળી ઋષભ સાથે, ચોથો વાયુકુમાર. ૧૫
તે નળે માર્યો મહોદર વળી, નીલે ત્રિશિરા જાણ;
લીધા દેવાન્તક મહા પાર્શ્વના, હનુમંત ઋષભે પ્રાણ. ૧૬
એમ અંગદને ઉગારિયો, માર્યા ચારેચાર અસુર;
અતિકાય તવ કોપે ચઢયો, વજડાવિયાં રણતુર. ૧૭
તે રાજકુંવર રથમાંહે બેઠો, જોડયા સહસ્ર તોખાર;
તેની રસી એક સારથિએ, ગ્રહી છે નિરધાર. ૧૮
ઈંદ્રજીત જેવો પરાક્રમી, અતિકાય સ્થૂળ શરીર;
તે યુદ્ધ કરવા આવિયો, સિંહનાદ કરતો વીર. ૧૯
ત્યારે તેની સામા ગવાક્ષ ગવય, શરભ કુમુદ ને મયંદ;
અતિકાય આવતો આંતરીને, યુદ્ધ કરે મહાદ્વંદ. ૨૦
તે સર્વને મૂર્છિત કરી, ચાલ્યો આગળ અભિરામ;
સારથિને કહે હાંક રથ, જ્યાં હોય લક્ષ્મણ રામ. ૨૧
આવતો જોઇને વિભીષણને, પૂછયું શ્રીરઘુવીર;
આ કોણ આવ્યો રથમાં બેસી, જુદ્ધ કરવા ધીર. ૨૨
ત્યારે વિભીષણ કહે રાવણકેરો, કુંવર એ અતિકાય;
મહા પરાક્રમી બળવંત છે, વાનરે નહિ જીતાય. ૨૩
આ રથ આપ્યો છે બ્રહ્માએ, એ અભેદ્ય વજ્ર સ્વરૂપ;
એવું વચન સુણીને રામચરણે, નમ્યા પન્નગભૂપ. ૨૪
આજ્ઞા માગી રામની, સજ થયા લક્ષ્મણ વીર;
અતિકાય સાથે યુદ્ધ કરવા, ચાલીયા રણધીર. ૨૫
ધનુષપર સંધાન કરી, સૌમિત્રી મૂકે બાણ;
તે આવતાં અતિકાય છેદે, શરે શર નિરવાણ. ૨૬
રાવણતણો સુત પ્રાક્રમી, અસ્ત્રવિદ્યાએ સમર્થ;
લક્ષ્મણજી જે જે બાણ મૂકે, કરે તેને વ્યર્થ. ૨૭
અતિકાયને લક્ષ્મણ તણું, થયું યુદ્ધ દારુણ ત્યાંહે;

શોણીતની સરિતા વહી, થયો સંગમ સાગર માંહે. ૨૮
ઘણું બળ દીઠું અતિકાયનું, કોપ્યા અનંત અપાર;
બ્રહ્માસ્ત્ર શરસંધાન કરીને, મૂકીયો તેણીવાર. ૨૯
જ્યમ પ્રલય કેરી વીજ ચમકે, એમ ચાલ્યું બાણ;
તે બાણુથી અતિકાયનું, શિર છેદિયું નિરવાણ. ૩૦
તે સમે કપિસેના વિષે, વરતીયો જયજયકાર;
અસુર કેરૂં સૈન્ય નાઠું, ગયું પુર મોઝાર. ૩૧
સમાચાર જાણ્યો દશમુખે, અતિકાયકેરૂં મર્ણ;
ત્યારે મૂર્છા આવી રાયને, ખેદથી પડિયો ધર્ણ. ૩૨
ઘણા પુત્ર મિત્ર જમાત્ર શૂરા, મરણ પામ્યા જેહ;
રાય તેને સંભારીને, રુદન કરતો તેહ. ૩૩
સાવધાન કરિયો ઈંદ્રજીતે, રાવણને તેણી વાર;
પછી ધીરજ આપી યુદ્ધ કરવા, ચઢયો સતીકુમાર. ૩૪
ચતુરંગ સેના સાથ લીધી, કર્યું રક્તે સ્નાન;
રક્તભૂષણ રક્ત અમ્બર, કર્યાં તન પરિધાન. ૩૫
પછી શક્તિ કેરો હવન કરિયો, કુંડ રચી રણમાંહે;
માંહે સરસવ મંત્રી હોમિયા, મદ્યમાંસ ઘણું વળી ત્યાંહે. ૩૬
રણદેવ્યાને કરી પ્રસન્ન, ભોગ સમર્પ્યા બહુ રીત;
વાજીંત્ર બહુ વજડાવીયાં, જુધ્ધે ચઢયો ઈંદ્રજીત. ૩૭

વલણ

ઈંદ્રિજીત ચઢિયો જુદ્ધ કરવા, બેઠો રથમોઝાર રે;
ચારે પાસે કોટ રચિયો, સેનાતણો નિરધાર રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे संग्रामे युद्धार्थे इन्द्रजिदागमनं नाम विंशतितमोऽध्यायः ॥ २० ॥

# અધ્યાય ૨૧ મો

રાગ મારૂ

આવ્યો ઈંદ્રજીત રણમાંહે, રઘુવીરનું સૈન્ય છે જ્યાંહે;
ત્યારે કપિદળ થયું સાવધાન, મારો માર કરે બળવાન. ૧

ચારે પાસે કપિએ ઘેર્યો, અકળાવ્યો સુત રાવણ કેરો;
મુખે બોલતા જય જય રામ, મારે વૃક્ષ ગિરિ તે ઠામ. ૨
ત્યારે અદૃશ્ય થયો ઇંદ્રજીત, કરતો આકાશ જઇને અનીત્ય;
ત્યાંહાં રહી મૂકે બાણ અપાર, જાણે અખંડ મેઘની ધાર. ૩
ચારે પાસે કપિ સહુ જોય, તેને નથી દેખતું કોય;
આવે વિજળી સરખાં બાણ, છેદે કપિના શિર પદ પાણ. ૪
કોટિ વાનર પામ્યા મર્ણ, પડયા નિર્જીવ થઇને ધર્ણ;
ત્યારે વર્ત્યો હાહાકાર, તે બળીયો મેઘનાદ અપાર. ૫
શત્ત બાણ મૂક્યાં ઇંદ્રજીત, ખીલ્યા રામ ને લક્ષ્મણ સહિત;
કરમાંથી પાડયાં શરાશન, પડયા મૂર્છિત થઇ ભગવન. ૬
જણવી માનુષી લીલા તે ઠામ, જે અભેદ્ય છે આત્મારામ;
વળી મૂકયાં ઇંદ્રજીતે બાણ, લીધા અનેક વાનરના પ્રાણ. ૭
અષ્ટાદશ બાણે સુગ્રીવ પાડયો, છ બાણે ગંધમાદન તાડયો;
બાર બાણે ઋષભ ને મયંદ, નીલને બાણ માર્યાં દ્વંદ. ૮
રુક્ષપાળને માર્યાં સાત, કર્યો ખટબાણે નળને પાત;
ગવય ગવાક્ષ અંગદ જેહ, પાડયા ત્રેણ બાણે કરી તેહ. ૯
દધી મુખ શરભને દ્વાદશ તન, સોળ બાણે પાવક લોચન;
ચૌદ બાણે સુક્ષેણ કેસરી, હેમકૂટને વેંધ્યો ત્રેણે કરી. ૧૦
સુમુખ દુર્મુખ ને જ્યોતિર્મુખ, દશ બાણે પમાડયા તેને દુઃખ;
ગૌરમુખને પાડયો ચાર બાણ, પંચશરે દધિ મુખ નિર્વાણ. ૧૧
કર્યા મૂર્છિત સહુ કપિમાત્ર, પડયા ભૂમિ શિથળ થયાં ગાત્ર;
કરી સકળ સૈન્ય મૂરછિત, ઉતર્યો ભૂમિ ઉપર ઇંદ્રજીત. ૧૨
પામ્યો વિજય જીતીને રામ, ઇંદ્રજીતે કર્યું એવું કામ;
વજડાવ્યાં વાજીંત્ર અપાર, આવ્યો લંકામાં સતીનો કુમાર. ૧૩
ઉઠી રાવણ પુત્રને ભેટયો, તાપ બંધુ મરણનો મેટયો;
શાહાબાશ કર્યું રૂડું કામ, પુત્ર રાખ્યું તેં મારૂં નામ. ૧૪
એમ રીઝવ્યો રાવણ રાય, હવે સુવેલુએ શું થાય;
કપિ સૈન્ય પડયું તું જેહ, તેમાં ઉગર્યા બે જણ તેહ. ૧૫
એક વિભીષણ ને હનુમંત, ચિરણજીવી એ બે બળવંત;

તે બેઠા આવી રામની પાસ, દેખી વિપરીત થયા છે ઉદાસ.૧૬
રામ લક્ષ્મણનું જોઇ મુખ, મનમાં ઘણું પામ્યા દુઃખ;
પછી મૂકી મનની ધીર, રોવા લાગ્યા તે બંન્યો વીર. ૧૭
નિશ્ચે આવ્યો ભાઈ વિપ્રીત કાળ, પડીયા જ્યારે રઘુકુળ બાળ;
એમ બે જણ શોચે આપ, કરે વિવિધ પ્રકાર વિલાપ. ૧૮
એમ કરતાં નિશા થઈ જ્યારે, ગયા સૈન્યમાં મારુતિ ત્યારે;
જોયા સર્વ કપિને હલાવી, થાકયા નામ દેઇને બોલાવી.૧૯
પડ્યા સર્વ થઇને અચેત, તેમાં જાંબુવાન છે સાવચેત;
તેને બેઠો કર્યો બળવંત, રીંછપતિ કહે હો હનુમંત. ૨૦
ભાઇ સુખી છે લક્ષ્મણ રામ, કહો બેઠા છે કોણ ઠામ;
એવું સુણી રોયા મારુતતન, બોલ્યા ગદગદ થઇને વચન.૨૧
શું પૂછો છો મુને જાંબુવાન, સૈન્યસહિત પડ્યા છે ભગવાન;
મનુષ્યલીલા કરી રઘુરાય, હાવે કરવો કવણ ઉપાય. ૨૨
એવાં વચન સુણી રુક્ષરાજ, આવ્યા જ્યાં વિરાજે મહારાજ;
ત્રૈણે જણ મળી બેઠા પાસ, જોઇ રામને મૂકે નિશ્વાસ. ૨૩
વિભીષણ ને વાયુકુમાર, રુક્ષપતિ મળી કરતા વિચાર;
કહો ભાઇ હાવે કરવું કયમ,સાધો સમય થાયે સુખ જયમ.૨૪
વળતા બોલ્યા રીંછપતિ ત્યાંહે, જો લાવો દ્રોણાચળ આંહે;
તેની ઔષધિ પવન પસાર, ઉઠે સકળ સૈન્ય નિરધાર. ૨૫
અહિંથી યોજન છે કોટી ચાર, ક્ષીર સિંધુની પેલીપાર;
તે આવે નિશામાં આ ઠાર,તો સરે અર્થ નવ લાગે વાર.૨૬
એવું સુણી ઉઠયા વાયુતન, થયા સત્વર બોલ્યા વચન;
ત્રૈણ પહોરમાં લાવું દ્રોણાચળ,રામકૃપાનું છે મુજમાં બળ.૨૭
તમો રક્ષણ સહુનું કરજો, આવે અસુર તેને સંહરજો;
ઘણી ધીરજ ધરજો મન, પ્રાણપતિનું કરજો જતન. ૨૮

વલણ

પ્રાણપતિનું જતન કરજો, ધરજો મનમાં ધીર રે;
એવું કહી દ્રોણાચળ લેવા, ચાલ્યા હનુમંત વીર રે. ૨૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्रजितेन रामसेनामूर्च्छनं नाम एकविंशतितमोऽध्यायः ॥२१॥**

# અધ્યાય ૨૨ મો

રાગ મારુ

હાવે દ્રોણાચળ લેવાને કાજે, કૂદ્યા વાયુતન;
આકાશ મારગ જાય છે ઉડ્યો, ભય નથી ધરતો મન. ૧
રામનામનું સ્મરણ કરે મુખ, મારે મનોમય ફાળ;
નિશાવિષે નિરભે થકી જાતો, વજ્રદેહી વિકરાળ. ૨
સમુદ્ર સરિતા દ્વીપ ગિરિ તે, ઓળંગ્યા તેણીવાર;
મનથી અધિકો વેગ છે જેનો, એવો વાયુકુમાર. ૩
પછે દ્રોણાચળની પાસે આવીને, ઉભા શ્રીહનુમંત;
તે પર્વતને ચિંતવીયો પોતે, લેવાને બળવંત. ૪
જ્યમ અંબુનિધિને અગસ્ત ચિંતવે, તસ્કર નૃપ ભંડાર;
જ્યમ કુઠારપાણિ વૃક્ષ ચિંતવે, યુવતીરૂપને જાર. ૫
એમ દ્રોણાચળને ચિંતવે કપિવર, સ્તુતિ કરતા કરજોડ;
તું પરઉપકારી પર્વત છે, માટે પૂર અમારા કોડ. ૬
તુજ નામસ્મરણથી રોગજ નાસે, ત્રાસે તન પરિતાપ;
હું યાચક તુજને યાચવા આવ્યો, માટે ઔષધિ મુજને આપ. ૭
જે જગદુદ્ધારક રામ લક્ષ્મણ, થયા મૂર્છિત સૈન્યસહિત;
તુજને જશ આપવાને કારણ, લીલા કરી છે અજીત. ૮
એમ હનુમંતે ઘણી કરી પ્રાર્થના, ત્યારે બોલ્યો ગિરિ દ્રોણ;
પ્રત્યક્ષ મૂર્તિ થઇને કહે, અલ્યા તું મર્કટ છે કોણ. ૯
દેવને દુર્લભ ઔષધિ મારી, તે તુને કેમ અપાય;
જા નહિ આપું કોણ છે એવા, લક્ષ્મણ ને રઘુરાય. ૧૦
એવું સાંભળી કપિવર કોપ્યા, બોલ્યા ક્રોધ વચન;
અલ્યા જડબુદ્ધિ પાષાણ રુદે, કંઇ જ્ઞાન નથી તુજ મન. ૧૧
જ્યમ વાયસને વિવેક નહિ, મદ્યપાનીને તત્ત્વવિચાર;
જ્યમ દયા નહિ નિર્દય હિંસકને, વ્યસનીને આચાર. ૧૨
ધર્મશાસ્ત્ર તે ભ્રષ્ટ ન જાણે, મૂઢનો વિદ્યાભ્યાસ;
જારને શીળ કૃપણને ધર્મ શું, કપટીને વિશ્વાસ. ૧૩

એમ તું નિર્દય જડ નથી જાણતો, રામ કામનું હેત;
માટે હવડાં તુને ચૂર્ણ કરી નાખું, શિક્ષા કરૂં અચેત. ૧૪
એમ કહી પછે પૂંછ વધાર્યું, પ્રચંડ ચક્રાકાર;
શેષનાગના જેવું કરીને, બાંધ્યો ગિરિ તેણીવાર. ૧૫
પછે મૂળથકી ઉખેડી લીધો, દ્રોણાચળ હનુમંત;
આકાશમારગ લેઈને ચાલ્યા, ઉછળતા બળવંત. ૧૬
જયમ ઝળકે કાન્તિ સુદામા પર્વત, રવિમંડળ રથસાજ;
જયમ ઉરગપતિ ઉરવી લેઈ ઉડે, એમ ઉડયા કપિરાજ. ૧૭
જ્યારે એક પહોર રજની રહી ત્યારે, આવ્યા સુવેલુ જ્યાંહે;
તે સમે શીત પ્રભંજન છૂટયો, પ્રસર્યો સેનામાંહે. ૧૮
દ્રોણુ ઔષધિનો વાયુ લાગ્યો, સૈન્ય ઉઠયું તેણીવાર;
શ્રીરામલક્ષ્મણુ સાવચેત થયા ને, વર્ત્યો જય જયકાર. ૧૯
સર્વનાં અંગ નવીન થયાં, તલમાત્ર રહ્યો નહિ ઘાય;
ત્યારે અરુણુ ઉદય ત્યાં સભા કરીને, બેઠા શ્રીરઘુરાય. ૨૦
તે મારુતિ મૂકી આવ્યા પૂર્વ સ્થળ, દ્રોણાચળને ત્યાંહે;
આવી મહાવીરે સાષ્ટાંગ કર્યા, શ્રીરઘુપતિ બેઠા જ્યાંહે. ૨૧
શ્રીરામે ઉડાડી અંજની સુતને, ચાંપિયા રુદિયા સાથ;
ધન્ય ધન્ય કહી આશીષ દીધી, મુસ્તક મૂકયો હાથ. ૨૨
પ્રાણુદાતાર થયો તું સહુનો, સાંભળ હો હનુમંત;
તુજ વિના કોણુ સાહ્ય કરે, આ રણુમાંહે બળવંત. ૨૩
ત્યારે કર જોડીને કહે અંજનીસુત, સમ્રથ શ્રીરઘુરાય;
એ સર્વ તમારી કૃપાનું બળ છે, મુજથી કંઇ નવ થાય. ૨૪
એમ અંજનીસુતનાં વચન સુણીને, પ્રસન્ન થયા મોરાર;
સર્વ કપિજન આનંદ પામ્યા, કરતા જય જયકાર. ૨૫

વલણુ

વર્ત્યો જય જયકાર, સહુ કપિ ભેટયા હનુમંતને;
વળી શ્રીમુખે જુગદાધાર, વખાણે ઘણું બળવંતને. ૨૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे हनुमता द्रोणाचलौषध्या रामसेनामूर्च्छानिवारणं नाम द्वाविंशतितमोऽध्यायः॥**

# અધ્યાય ૨૭ મો

રાગ ધન્યાશ્રી

હનુમંતે કરીયું અદ્‌ભુત કાજ જી,
ત્યારે વાનર પ્રત્યે બોલ્યા કપિરાજ જી;
સહુ અગ્નિ લગાડો લંકામાં આજ જી,
એવું સુણી ઉઠયો કીશ સમાજ જી. ૧

ઢાળ

સમાજ કપિનો ચાલિયો સુણી, સુગ્રીવ કેરૂં વચન;
કોટ ઓળંગી પ્રવેશ્યા, પુરમાંહે સહુ કપિજન. ૨
દેવદાર કેરાં વૃક્ષ કરમાં, ગગનચુંબિત જેહ;
તે સળગાવી કપિ કૂદિયા, કોટાનકોટી તેહ. ૩
ઘણો વાયુ વાયો તે સમે, લંકામાં લાગી લ્હાય;
સહુ લોક હાહાકાર કરતા, કોલાહલ બહુ થાય. ૪
તે જાણ રાવણને થયું, ત્યારે ખેદ પામ્યો મન;
જે દ્રોણાચળ હનુમંત લાવ્યો, કર્યા સહુ સજીવન. ૫
વળી વાનર આવ્યા લંકામાં, બાળવા માંડયાં ધામ;
એ ઉજડ કરશે પુર સકળ, કો નહિ રહે આ ઠામ. ૬
રાજકુંવરને આજ્ઞા કરી, જંઘ પ્રજંઘને વિરુપાક્ષ;
તે તત્પર થઇને ચાલીયા વળી, ક્રોધન ને શ્રોણિતાક્ષ. ૭
વળી કુંભકરણના પુત્ર બે જેનું, કુંભ નિંકુભ એવું નામ;
પરજન્યાસ્ત્ર મૂકી અગ્નિ, સરવે સમાવ્યો તે ઠામ. ૮
પછી બાણ મારી સર્વ વાનર, કાઢયા પુરથી બહાર;
રણમાંહે આવી રાક્ષસે, યુદ્ધ આરંભ્યું તે ઠાર. ૯
ઘટશ્રોત્રને પુત્રે તદા, રણમાં કર્યું જુદ્ધ ઘોર;
મારવા માંડયું કપિદળ ત્યારે, ધાયો ભાનુકિશોર. ૧૦
કુંભના કરમાંથકી લીધું, સુગ્રીવે કોદંડ;
કરી ગર્જના પછી ભંગ કીધું, ધનુષના બે ખંડ. ૧૧
સગ્રીવ કુંભને થયું પછે, મલ્લ યુદ્ધ મુહૂરત એક;

પદ પડઘાએ મેદની કંપે, મારે ઘાય અનેક. ૧૨
સુગ્રીવે માર્યો કુંભને, ધાયો નિકુંભ તેણીવાર;
આવતો રોકયો તેહને, કર્યું જુદ્ધ પવનકુમાર. ૧૩
નિકુંભના શિરવિષે મારી, મુષ્ટિ એક હનુમંત;
તત્કાળ પામ્યો મરણ તે, એમ અસુર હણ્યા બળવંત. ૧૪
રાજકુંવર સરવે આવ્યાતા, ઘણા રાક્ષસ લેઇને જેહ;
હનુમંત સુગ્રીવે મળીને, સરવ માર્યા તેહ. ૧૫
તે ખબર જાણી રાવણે, ત્યારે મોકલ્યા ત્રણ વીર;
વિશાલાક્ષ ને મકરાક્ષ નામે, અક્ષ એ રણધીર. ૧૬
તે રાક્ષસે યુદ્ધ કર્યું દારુણ, કોપીયા શ્રીરામ;
મહા બાણ મૂકી ત્રણે જણને, મારિયા તે ઠામ. ૧૭
તે પૂંઠે ચઢિયો શક્રજીત, રચ્યો કુંડ રણમાં જાણ;
તેણે હોમ કરીને ઉપજાવી, એક કૃત્તિકા નિરવાણ. ૧૮
તે કૃત્તિકાની ઉપર બેઠો, પરાક્રમી ઇન્દ્રજીત;
આકાશમારગ જઈ રહ્યા, કરતો તે યુદ્ધ અમીત. ૧૯
તેની બાણવૃષ્ટિએ કરી, ઘણા કપિ પામ્યા મર્ણ;
કોના હસ્ત શીર ચરણ તૂટે, નાસિકા ને કર્ણ. ૨૦
જ્યારે ઈન્દ્રજીતે કપિદળ, કરવા માંડયું સંહાર;
ત્યારે લોકપ્રાણેશે કહ્યું, આવી રામને નિરધાર. ૨૧
અંગિરાસ્ત્ર કરી કૃત્તિકાને, છેદો શ્રીમહારાજ;
મેઘનાદ માને હાર જે, વળી થાય ત્યારે કાજ. ૨૨
તે સુણી રામે મૂકીયું, અંગિરાસ્ત્ર કેરૂં બાણ;
તે રામબાણે કૃત્તિકા બળી, ભસ્મ થઈ નિરવાણ. ૨૩
ઈન્દ્રજીત તવ કોપે ચઢયો, સિંહનાદ કીધો ઘોર;
બ્રહ્માંડ સરવે ખળભળ્યું, ગયો બ્રહ્મલોકે શોર. ૨૪
પછે વૃષ્ટિ કરતો શરતણી, નભમાં રહી બળ પૂર;
અંધકાર અતિશે આવર્યું, તેણે દેખાયે નહિ સુર. ૨૫
કોટાન કોટી કપિ કેરો, કર્યો રણસંહાર;
અષ્ટ જૂથપતિ મૂર્છિત કર્યા, ત્યારે કોપ્યા જુગદાધાર. ૨૬

કોદંડ સજ કરી શર ચઢાવ્યો, રામ રણરંગધીર;
ઇન્દ્રજીત સાથે જુદ્ધ કરવા, ઉભા શ્રીરઘુવીર. ૨૭
એક બાણ મૂકી શક્રજીતનું, ધનુષ કાપ્યું રામ;
બીજું માર્યું મુગટમાં, પૃથ્વી પડયો તે ઠામ. ૨૮
કાર્મુક ત્રીજું મૂકીયું, રાવણી ઉપર જેહ;
તે બાણ કેરી ઝપટથી, તતકાળ ઉડયો એહ. ૨૯
મૂર્છિત થઇ જઇને પડયો, ઇન્દ્રજીત લંકામાંહે;
સાવચેત થઇને ઉઠિયો પછે કપટ રચિયું તાંહે. ૩૦
તેણે માયામય નિરમાણ કીધું, જાનકીનું રૂપ;
કનક રથમાં બેસાડી, અલંકાર ચીર અનુપ. ૩૧
એવું કપટ રચીને આવીયો, રણમાંહે અસુરકુમાર;
આવતો જોઈ ગિરિ લેઈ ધાયો, જે રુદ્રનો અવતાર. ૩૨
હનુમંતજી પાસે ગયા, ઇન્દ્રજીત ઉભો જ્યાંહે;
વાયુપુત્રને તવ દેખાડી, કૃત્રિમ સીતા ત્યાંહે. ૩૩
અલ્યા જો કપિ તુજ ઇષ્ટદેવી, જનકતનયા જેહ;
એ અંગના રઘુવીરની, મુજ પિતા લાવ્યો તેહ. ૩૪
અમારા કુળનો ક્ષય કર્યો, સહુ અસુરનો સંહાર;
જાતુધાન કુળવન દહન કરવા, અગ્નિ શિખા એ નાર. ૩૫
કુંભકરણ આદે નિશાચર, એણે કર્યા ભક્ષણ જાણ;
એ કૃત્યા પ્રગટી ત્રેતા યુગમાં, ભોગ લેવા નિરવાણ. ૩૬
તે માટે કપિ મારૂં એને, ટાળું અસુરનું દુઃખ;
એ કલહ કારણીનો વધ કરતાં, થાશે અમને સુખ. ૩૭
એમ કહી વચન રાવણસુતે, ગ્રહ્યું ખડગ નિજકરમાંહે;
કૃત્રિમ સીતા તણો વધ કર્યો, ઇન્દ્રજીતે ત્યાંહે. ૩૮
તે દેખાડયું હનુમંતને, રામને જઇ કહે આજ;
જે જાય ઉઠી અજોધ્યામાં, હવે શું છે કાજ. ૩૯
એવું જોઇને હનુમંતજીએ, સત્ય માન્યું ત્યાંહે;
સીતાતણો વધ દેખતાં, પડયા વિકળ પૃથ્વી માંહે. ૪૦
ઇન્દ્રજીત ત્યાંથી ગયો પુરમાં, કરી કપટ પ્રકાર;

મારુતિ મૂર્છિત થઇ પડયા, દેહશુદ્ધિ નહિ લગાર. ૪૧

વલણ

દેહ શુદ્ધિ ભૂલ્યા મારુતિ, ક્ષણ એક રહી મૂરછાય રે;
પછે સાવચેત થઇને બેઠા, ત્યારે રુદન કરે કપિરાય રે.૪૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्रजीतेन कृत्रिमसीता हननान्तरं मारुतिमोहो नाम त्रयोविंशतितमोऽध्यायः

# અધ્યાય ૨૪ મો

રાગ વેરાડી

હાવે કૃત્રમ સીતાનો વધ જોઇને, મારુતિ કરતા રુદન;
હું સમાચાર શો કહીશ રામને, એમ શોચતા મન. ૧
મેં ઘણાં કામ કરી હરખ પમાડયા, પ્રસન્ન કર્યા શ્રીરામ;
સીતાશોકહરણ રઘુપતિએ, પાડયું મારૂં નામ. ૨
તે આ સમાચાર મેં કયમ કહેવાશે, શોકસિંધુની વાત;
એમ શોચના કરતા રામની પાસે, આવ્યા મારુત જાત. ૩
ઉભા રહ્યા આવી અધોવદને, નેત્રે આંસુધાર;
ત્યારે સરવ કપિ થયા વ્યાકુળ જોઇને, દુઃખીયા પવનકુમાર. ૪
પછી ચિંતાતુર થઈ રામ પૂછે છે, મારુત સુતને વાત;
હે પ્રાણસખે તને શું દુઃખ પ્રગટયું, તે કહે મુજને ભ્રાત .૫
ત્યારે મારુતસુત કહે ઈંદ્રજીતે કર્યો, જાનકીનો વધ આજ;
રણમાં લાવીને મુજ દેખતાં, કીધું કૂડું કાજ. ૬
એવું વચન સાંભળી અજ અજીત, સુખસિંધું આત્મારામ;
તે માનુષીલીલા જણાવા માટે, કલેશ કરતા આમ. ૭
આંસુ ચોધારાં ચાલ્યાં નેત્રમાં, પ્રગટયો શોક અપાર;
રઘુપતિ રોતાં રોયાં સરવે, વરત્યો હાહાકાર. ૮
એકે કાળે શોક ઉછળ્યો, દુઃખનો દરિયો પુર;
કહેતાં કુંઠિત થાય કવિની, વાણી રોકાયે ઉર. ૯
એમ શોકસાગરમાં બૂડયા સર્વે, રુદન કરે રઘુવીર;
ત્યારે ધીરજ આપીને સમજાવે, લક્ષ્મણજી રણધીર. ૧૦

હે બ્રહ્માંડનાયક પૂરણ બ્રહ્મ, શું કરવા ધરો છો શોક;
જેનો આકાર બંધાયો તે જાય, નાશવંત સહુ લોક. ૧૧
માટે વિવેક વજ્ર ગ્રહીને મોહ ગિરિ, ચૂર્ણ કરો મહારાજ;
આપણા ગુરુએ જ્ઞાન કહ્યું છે, તેહ વિચારો આજ. ૧૨
તમો સર્વ દેવના દેવ પરિબ્રહ્મ, આનંદમૂરતિ વેદ;
માયાનો સંભ્રમ હોય ન તમને, એ લીલા નાટક ભેદ.૧૩
તમો થકી જાનકી અળગાં કયાં છે, પ્રભા દીપની જ્યમ;
કનક કાંતિ જ્યમ સૂર્યકિરણ વળી, દેહને છાયા ત્યમ. ૧૪
તે કલ્પાંત કાળે થાય ન અળગી, એમ જાણો સીતાય;
જગતપિતા જગદીશ તમો છો, એ છે જગતની માય. ૧૫
એ ઇચ્છાશક્તિ તમારી સીતા, તે કયમ થાયે દૂર;
જે દ્વૈતભાવ આરોપે તેને, જાણવા મૂરખ ભૂર. ૧૬
માટે શોક મૂકીને ધીરજ રાખો, હણો રાવણને આજ;
બંધી પડયા તે દેવ છોડાવો, દુઃખ ટાળો મહારાજ. ૧૭
એમ ભોગીન્દ્રે ઘણાં વચન કહ્યાં,જેવાં વિવેક સિંધુ રતન;
તે સુણીને રઘુપતિ જોઇ રહ્યા છે, કરીને નીચું વદન. ૧૮
ત્યારે વિભીષણે પોતાનો મંત્રી, મોકલ્યો હતો અશોકવન;
તે સીતાની શોધ જોઇને આવ્યો, જ્યાં બેઠા જુગજીવન. ૧૯
તે પ્રધાન શ્રીરઘુવીરની સાથે, બોલ્યો હસીને વાણ;
સર્વ સભા સાંભળતાં કહે છે, સુણીયે પુરુષ પુરાણ. ૨૦
મહારાજ સુખી છે જનકનંદની, અશોક વન મોઝાર;
પાસે ત્રિજટા ગાન કરે છે, ચરિત્ર તમારાં સાર. ૨૧
ત્યારે રામે વિભીષણ સામું જોયું, વચન સુણીને તેહ;
પછી વિભીષણ કહે તે વાત ખરી છે, એમાં નહિ સંદેહ. ૨૨
એ મંત્રીને મોકલ્યોતો મેં, જોવા કારણ ત્યાંહે;
તે ક્ષેમ કુશળતા જોઇ સીતાની, પાછો આવ્યો આંહે. ૨૩
તે માટે સુખી છે જનકનંદની, અશોક વનમાં જાણ;
એ વાત જો કંઇ જુઠી હોય તો, તમારા પદની આણ. ૨૪
એ ઇન્દ્રજીતની માયા જાણો, મોહ પામે જોઇ લોક;

હનુમંતે દીઠું એ કરત્રિમ, મિથ્યા સરવે ફોક. ૨૫
એવાં વિભીષણકેરાં વચન સાંભળી, હરખ્યા જુગદાધાર;
સુમિત્રીસહિત કપિ આનંદ પામ્યા, વરત્યો જેજેકાર. ૨૬
વખાણ્યો વિશ્રવાસુતને ત્યાં, શ્રીમુખે શ્રીરઘુવીર;
અરે ભાઈ આ મહાદુઃખમાં તમો, આપી ધારણ ધીર. ૨૭
એવી ઇન્દ્રજીતની અટપટી માયા, જાણી શ્રીરઘુનાથ;
તેના મરણતણો વિચારજ પૂછે, ગ્રહી વિભીષણનો હાથ. ૨૮
અરે વિભીષણ કહો એ કયમ મરશે, રાવણસુત બળવંન;
એ વિદ્યાવંત મા ાવી વણો છે, એ ચિંતા મુજ મન. ૨૯
વિભીષણ કહે જેણે બાર વર્ષ, તજ્યાં હોય નિદ્રાને આહાર;
ચૌદ વર્ષ પાળ્યું હોય જેણે, બ્રહ્મચર્ય નિરધાર. ૩૦
એવો પુરુષ જો હોય આ સમે, અમોઘ ઇન્દ્રિયજીત;
તો તે નિશ્ચે જીતે એને, તેથી મરે ઇંદ્રિજીત. ૩૧
વળી સુણો નાથ એક વાત મર્મની, તે મધ્યે છે વિચાર;
મેં ચરચા જોવડાવી એની, હવડાં આણી વાર. ૩૨
એક નિકુંભળા દેવી છે એની, ઇષ્ટમાત નિરવાણ;
મેઘનાદ બેઠો તે મંદિર, સાધન કરવા જાણ. ૩૩
તે નિકુંભળાના દેવળમાંહે, કુંડ રચ્યો છે ત્યાંહે;
મલીન મંત્ર જપી હોમ કરે, આપે આહુતિ તે માંહે. ૩૪
તે કુંડ માંહેથી રથ નીકળશે, અશ્વ સારથિ સહિત;
તે રથ પર આરૂઢ થશે, પછે નહિ મરે ઇન્દ્રજીત. ૩૫
એ ચારવાર જય પામી ગયો વળી, હોમ પૂરણ થશે આજ;
પછે કોઈ થકી મેઘનાદ મરે નહિ, સત્ય કહું મહારાજ. ૩૬
માટે હોમ તણો વિધ્વંસ કરો, જઈ ઉતાવળા આ વાર;
વળી પૂર્વે કહ્યો તેવો પુરુષ હોય તો,મરે રાવણનો કુમાર. ૩૭

વલણ

કુમાર રાવણનો મરે, જો હોય પુરુષ એવો ધીર રે;
એવાં વચન સુણીને લક્ષ્મણ સામું, જોયું શ્રીરઘુવીર રે. ૩૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्राजितस्य निकुंमळाराधने विघ्नार्थे श्रीरामविभीषणसंवादो नाम चतुर्विंशोऽध्यायः॥**

# અધ્યાય ૨૫ મો

રાગ મારૂ

લક્ષ્મણ સામું જોયું રૂઘનાથ, ત્યારે ઉઠીને જોડયા હાથ;
બોલ્યા સુમિત્રી સુણો મહારાજ, આપો આજ્ઞા મુજને આજ. ૧
તમારી કૃપાએ નિરવાણ, આજ લેઉં ઇન્દ્રજીતના પ્રાણ;
લક્ષ્મણે વ્રત પાળ્યું છે જેહ, રામ જાણે છે સરવે તેહ. ૨
માટે આજ્ઞા આપી રઘુનાથ, લક્ષ્મણને શિર મૂકયો હાથ;
બતાવી અસ્ત્ર મંત્રની જુક્ત, રુદે ચાંપી બોલ્યા સ્નેહે યુક્ત. ૩
કરજો ઇન્દ્રજીત વધ કાજ, વહેલા વરજો જય પામી આજ;
એવું સુણી લક્ષ્મણ શીર નામી, ચાલ્યા રામકૃપા બળ પામી. ૪
સાથે વિભીષણ ને હનુમંત, મયંદ શરભ ને જાંબુવંત;
પ્રણસ કેશરી દ્વિવિદની આદ, ચાલ્યા કપિ કરતા સિંહનાદ. ૫
પંથ કઠણ નિકુંભળા કેરો, તે દેખાડયો વિભીષણે નેરો;
અંગદ ઉપર બેઠા સૌમિત્ર, ઉડયા આકાશે વીર્ય વિચિત્ર. ૬
થયા આગળ લંકારાય, પૂઠે સહુ કપિ ચાલ્યા જાય;
તે નિકુંભળા કેરે સ્થાન, સપ્ત દુર્ગ છે વજ્ર સમાન. ૭
નગ્ર બારણે ગિરિ મોઝાર, ઘણું સૈન્ય મૂક્યું છે તે ઠાર;
રચ્યું છે તે દેવળ ગિરિ કોરી, તેમાં આસુરી દેવી કઠોરી. ૮
કરે અનેક ભૂત રક્ષાય, તે ઓળંગીને કપિવર જાય;
સરવે આવ્યા દેવીને ભોવન, બેઠો દીઠો રાવણનો તન. ૯
રક્તોદકે કર્યું છે સ્નાન, રક્ત વસ્ત્ર અંગે પરિધાન;
સપ્ત શબ પાથરીયાં ત્યાંહે, વજ્રાસન કરી બેઠો તે માંહે. ૧૦
આપે આહુતિ વિપ્રનું માંસ, અસ્થિમાળા કંઠે અવતંસ;
મૃત સર્પ વિંટયા છે માથે, દ્વિજ દંતનો શરૂવો ગ્રહ્યો હાથે. ૧૧
તેણે હોમ કરે કુંડમાંહે, મલીન મંત્ર જપે છે ત્યાંહે;
થયો પૂર્ણાહુતિ સમે જ્યારે, રથ અડધો નિકળીયો ત્યારે. ૧૨
એટલે આવી પહોંચ્યા હનુમંત, પરાક્રમ કર્યું મહા બળવંત;
પાછળ ભૂત રહ્યાં તાં જેહ, પૂચ્છ ઝાપટે ઝૂડયાં તેહ. ૧૩

કુંડ ઉપર વાયુતન, મોટો પર્વત કરીયો પતન;
કુંડ વિધ્વંસ કર્યો તેણીવાર, અગ્નિ વિખરાયો નિરધાર. ૧૪
શરભ ધર્મ તણો અવતાર, તેણે પાત્ર ફોડયાં તે ઠાર;
કુંડમાંહે કર્યાં મળ મૂત્ર, અકળાવ્યો ઘણું સતી પુત્ર. ૧૫
પામ્યો ખેદ ઇન્દ્રજીત એવ, શું કોપ્યા આજ આરાધ્ય દેવ;
દીઠા વાનર કરતા વિરોધ, ત્યારે ઉઠયો આણી મન ક્રોધ. ૧૬
કરવા માંડયો કપિએ માર, શૈલ વૃક્ષ ને મુષ્ટિપ્રહાર;
મેઘનાદે મંગાવ્યો રથ, બેઠો તેની ઉપર સમ્રથ. ૧૭
સાથે લીધું સૈન્ય અપાર, નિકુંભળાથી નીકળ્યો બહાર;
દીઠા લક્ષ્મણ સૈન્યસહિત, રીસે રાતો થયો ઇન્દ્રજીત. ૧૮
ત્યારે કરવા માંડયું યુદ્ધ, ઇન્દ્રજીત સુમિત્રિ વિરુદ્ધ;
પામ્યા રાક્ષસ મરણ અપાર, થયો અનેક કપિનો સંહાર. ૧૯
મૂકે લક્ષ્મણ જે જે બાણ, તે છેદે મેઘનાદ પ્રમાણ;
ઇન્દ્રજીત તણા શર જેહ, છેદી નાખે છે લક્ષ્મણ તેહ. ૨૦
થાય યુદ્ધ સંહાર સમાન, જુવે દેવ ચઢીને વિમાન;
કોપ્યો રાવણી કરીને રીસ, મૂકયાં અનેક બાણ તે દીશ. ૨૧
લક્ષ્મણ ઉપર અખંડ ધાર, રવિ ઢાંકયો થયું અંધકાર;
પછે કોપ્યા રામાનુજ ત્યાંહે,દિવ્ય બાણ મૂકયાં રણમાંહે. ૨૨
શરજાળ છેદી તતખેવ, ભેદ્યું રાવણીનું તન એવ;
થયો ત્યારે સૂરજનો પ્રકાશ, કર્યો સકળ નારાચનો નાશ. ૨૩
વિવેકે કરીને જ્યમ સંત, છેદી નાખે ક્રોધ અનંત;
જ્ઞાની આત્મજ્ઞાને તતકાળ, છેદે સંસાર દુઃખની જાળ. ૨૪
એ પ્રકારે છેદ્યાં શર સર્વ, ઉતાર્યો ઇન્દ્રજીતનો ગર્વ;
મૂકે સાયક શેષ વિશેક, એકનાં તે થાય અનેક. ૨૫
જ્યમ કરતાં સુપાત્રને દાન, કીર્તિ વિસ્તરે મેરુ સમાન;
કરતાં કુળવંતને ઉપકાર, જ્યમ વિસ્તરે સુજશ અપાર. ૨૬
એમ લક્ષ્મણે મૂકયાં બાણ, તેણે જય કીધો નિરવાણ;
પછી મૂકયું અનંતે અગ્ન્યાસ્ત્ર,મેઘનાદે મૂકયું પર્જન્યાસ્ત્ર.૨૭
ત્યારે પવનાસ્ત્ર મૂકયું ભોગીંદ્ર, સરપાસ્ત્ર મૂકયું જીત ઇન્દ્ર;

મૂકયું ગરુડાસ્ત્ર સહસ્ત્ર વદન, પર્વતાસ્ત્ર મૂકયું સતી તન. ૨૮
તવ લક્ષ્મણે મુકયું વજ્રાસ્ત્ર, ઇન્દ્રજીતે મૂકયું શિવશસ્ત્ર;
બ્રહ્માસ્ત્ર મૂકયું સુમિત્રાતન, તે શિવાસ્ત્ર પમાડયું પતન. ૨૯
એમ વીર બંન્યો બળવાન, ઉતર્યાં અસ્ત્રવિદ્યાએ સમાન;
બંન્યો ચતુર શિરોમણિ વીર, રણપંડિત રણના ધીર. ૩૦

વલણ

રણધીર બન્યો યુદ્ધ કરે, જુવે દેવસંગ્રામ સંવાદ રે;
પછી રાવણસુત કોપે ચઢયો, તેણે ગાજી કર્યો સિંહનાદ રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्रजित-
लक्ष्मणसंग्रामो नाम पंचविंशोऽध्यायः ॥ २५॥

## અધ્યાય ૨૬ મો

રાગ આશાવરી

સિંહનાદ કીધો ઇન્દ્રજીતે, કર્યો ધનુષટંકાર;
પછે પંચ શર સંધાન કરીને, મૂકયાં તેણીવાર. ૧
વીજળી સરખાં ચમકતાં, સુસવાટ કરતાં જાણ;
જાણે ફોડશે મંદાર મેરુ, એવાં તીક્ષણ બાણ. ૨
તેણે અંગ ભેદ્યું સુમિત્રીનું, મર્મ વાગ્યાં જેહ;
પણ ભોગીંદ્રનો અવતાર લક્ષ્મણ, સહન કીધાં તેહ. ૩
પછે બાણ નવ મૂકયાં તદા, લક્ષ્મણે તેણીવાર;
લેલાટ ફોડયું શક્રજીતનું, ચાલી રુધિરની ધાર. ૪
પછે વિકળ થઇ મેઘનાદ કોપ્યો, લક્ષ્મણ ઉપર જાણ;
ત્યારે વિભીષણ ધાયો તદા, કર ગદા ગ્રહી નિરવાણ. ૫
મેઘનાદ બોલ્યો મર્મવાયક, નીતિનાં તેણીવાર;
અરે કાકા કુળ લજાવ્યું, તમને છે ધિક્કાર. ૬
તમો રામને શરણે જઈ, કર્યું બંધુ કુળનાશંન;
એમાં રૂડા તમને કોણ કહેશે, જુવો વિચારી મન. ૭
તમો કહેશો હું શરણ જઇને, થયો અમર જાણ;
વળી મોક્ષ અંતે આપશે, એ રામ પુરુષ પુરાણ. ૮
પણ અંતે કો અમર નથી, થાય બ્રહ્માદિકનો નાશ;

વળી વૈરભાવે મોક્ષ તે, પણ આપે છે અવિનાશ. ૯
કરી ઝાંખી કીર્ત્તિ કુળતણી, નવ કર્યો જશ લવલેશ;
ઘણું જીવ્યા તેણે શું થયું, જેવો વ્યંડળ કેરો વેશ. ૧૦
પછી ક્રોધ કરી કોદંડ તાણ્યું, કહી વચન વિપરીત;
તે ગદા ઉડાડી કરથકી, શર મૂકીને ઈન્દ્રજીત. ૧૧
પછી વિભીષણના હ્રદયમાં, પંચ બાણ માર્યાં પ્રૌઢ;
તે મર્મમાં વાગ્યાં તદા, ત્યારે થઈ રહ્યો દિંગમૂઢ. ૧૨
ત્યાં વિકળ થઇ વિભીષણ પડયા, ત્યારે ધાયો જાંબુવાન;
એક મુષ્ટિ મારી બળ કરી, તે વાગી વજ્ર સમાન. ૧૩
રાવણીનો રથ કર્યો ચૂરણ, અશ્વ સારથિ સહિત;
તે વિકળ થઈ પૃથ્વી પડયો, ઉભો થયો ઇન્દ્રજીત. ૧૪
ત્યારે એકે કાળે કપિ સર્વે, કરવા માંડયો માર;
થાય વૃષ્ટિ તરુ પાષાણની, વળી મુષ્ટિ ને પદપ્રહાર. ૧૫
પણ ઇન્દ્રજીત પરાક્રમી, રણ પંડિત ચતુર સુજાણ;
નિવારણ કરતો સરવને, મૂકી ચારે પાસે બાણ. ૧૬
આકાશમારગ ઉતપત્યો, ગયો મેઘ મંડળ જ્યાંહે;
જુદ્ધ કરવા લાગ્યો ત્યાં જઈ, મૂકે બાણ રહી નભમાંહે. ૧૭
ત્યારે લક્ષ્મણને લઇ સ્કંધ ઉપર, ઉડયા મારુતતન;
જુદ્ધ કરવા લાગ્યા નભ જઇ, રહી ઉંચા શત જોજન. ૧૮
ઇન્દ્રજીત ઉંચો બાર જોજન, રહ્યા શત જોજન હનુમંત;
ત્યાંથકી લક્ષ્મણ જુદ્ધ કરે, મારતા બાણ અનંત. ૧૯
શરમાર સહન થયો નહિ, ઉતર્યો ધરા ઈન્દ્રજીત;
ત્યારે પૃથ્વી ઉપર આવીયા, હનુમંત લક્ષ્મણસહિત. ૨૦
બે વીરના તનમાંહે ચોંટયા, શોભતા શર જ્યમ;
જાણે કળાકરનાં પિચ્છ, વા ગિરિપર તરુવર ત્યમ. ૨૧
પછી લક્ષ્મણે એક દિવ્ય શર, કાઢી કર્યો સંધાન;
શિવ નેત્ર કેરા અગ્નિ જેવો, દિવાકર મધ્યાહ્ન. ૨૨
મંત્ર ન્યાસયુક્ત કર્યો તદા, થયો વજ્રભૂત અખંડ;
છે મુદ્રાંકિત રામ નામનો, તે ચઢાવ્યો કોદંડ. ૨૩

લક્ષ્મણે મન ચિંતવ્યું, જો હોય બ્રહ્મ પૂરણ રામ;
શુદ્ધ ચૈતન્ય સનાતન, માયાપતિ પૂરણકામ. ૨૪
એકપત્નીવ્રત સુરજ વંશી, હોય રઘુવર આજ;
તો ઇન્દ્રજીત મરજો હવે, આ બાણથી મહારાજ. ૨૫
હું નિરાહારી બ્રહ્મચારી, બાર વરસપર્યંત;
રઘુવીર ચરણે આસક્તિ હોય તો, આવજો એનો અંત. ૨૬
હોય સતી સીતા સાધવી, વળી દાસ અનન્ય હનુમાન;
તો ઇન્દ્રજીતનું શિર છેદાજો, આવજો અવસાન. ૨૭
એહેવું કહી આકર્ણ સુધી, ખેંચીયું નારાચ;
પછી મૂકીયું લક્ષ્મણે ત્યાં, વીજળી સરખું સાચ. ૨૮
ઝળકે મુખે ચળકે પુંખે, સુસવાટ કરતું જાણ;
સહુ દિશાઓ દીપાવતું, ધનુષથી છૂટયું બાણ. ૨૯
ઇન્દ્રજીતે જાણ્યું મારશે, એ બાણ મુજને આપ;
તે છેદવા સામું ચઢાવ્યું, બાણ તીક્ષણ ચાપ. ૩૦
એટલે શર લક્ષ્મણતણો, આવીને વાગ્યો ત્યાંહે;
એક ભુજાસહિત શીર છેદીયું, તે પડયો પૃથ્વીમાંહે. ૩૧
તે ભુજ પડયો પુરમાં જઇ, શિર ઉછળ્યું આકાશ;
નભમાં ભમીને પડયું પાછું, કમળવદન પ્રકાશ. ૩૨
તે પડતાં ઝીલ્યું શરભ વાનર, લીધું છે કરમાંહે;
મેઘનાદ પામ્યો મરણ એમ, જયજયકાર વરત્યો ત્યાંહે. ૩૩
પુષ્પવૃષ્ટિ કરી દેવે, લક્ષ્મણ ઉપર જાણ;
દુંદુભી કેરા નાદ કરીને, બોલે જયજય વાણ. ૩૪
રઘુવીર ચિંતા કરે છે, કહે સુગ્રીવ આગળ વાત;
વડી વાર થઈ કયમ આવ્યો નહિ, એ રણથકી મુજભ્રાત. ૩૫
ઇંદ્રજીત એ ઘણો બળિયો છે, મુજ બાળ સુકોમળ વીર;
સુગ્રીવ કહે ચિંતા ન કરશો, રાખો મનમાં ધીર. ૩૬
પ્રભુ હમણાં લક્ષ્મણ આવશે, જય પામીને મહારાજ;
એટલે લક્ષ્મણ કપિસહિત, આવ્યા કરીને કાજ. ૩૭
ઇન્દ્રજીત સાથે જુદ્ધ કરી ઘણું, થયા શ્રમિત સૌમિત્ર;

આવતા જોઇને ઉઠીયા, રઘુવીર પુણ્ય પવિત્ર. ૩૮
લક્ષ્મણે આવી શીષ નામ્યું, રામને તેણીવાર;
રઘુવીરે ચાંપ્યાહૃદેશું, ગદ ગદ થયા છે અપાર. ૩૯
ઇન્દ્રજીત કેરો વધ કહ્યો, શરભે દેખાડયું શીશ;
પછી સભા કરી સુષેણ પ્રત્યે, બોલ્યા શ્રીજગદીશ. ૪૦
અરે સુષેણ લક્ષ્મણને, કાંઇ કરો ઔષધ આજ;
પછી રામ આજ્ઞા થકી વૈદે, કર્યું રૂડું કાજ. ૪૧
સાવધાન લક્ષ્મણને કર્યા, દૃઢ થયું સર્વે અંગ;
પછી સુવેલુએ સભા કરીને, બેઠા છે શ્રીરંગ. ૪૨

વલણ

શ્રીરંગ બેઠા સભા કરી, કપિ સેવા કરે સુખભેર રે;
હવે ઇન્દ્રજીતનો ભુજ પડયો પુરમાં, તેની શી થઈ પેર રે. ૪૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे लक्ष्मणेन इन्द्राजितहननं नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

# અધ્યાય ૨૭ મો

રાગ કાફી

લક્ષ્મણ વિજય કરીને આવ્યા, ઇન્દ્રજીતનું મસ્તક લાવ્યા;
તન ભૂમિ પડયું રણ જ્યાંહે, ભુજ ઉડી આવ્યો પુરમાંહે. ૧
ઇન્દ્રજીતનું આંગણું જેહ, મણિબંધ રચ્યું છે તેહ;
આવી તે ચોકમાં પડયો હસ્ત, અલંકારસહિત સમસ્ત. ૨
અંગના ઇન્દ્રજીતની ત્યાંહે, તે સુલોચના મંદિરમાંહે;
શેષ નાગતણી એ કુમારી, સુંદરી રૂપ શોભા સારી. ૩
પરમ સતી શિરોમણિ મેહેરી, ગુણ લાવણ્ય સાગર લેહેરી;
જેનું રૂપ જોઈ રતી લાજે, ઉપમા નથી એને કાજે. ૪
એનો જોઇ સુંદરતા વેશ, મોહ પામે મોટા મુનેશ;
કામદેવને કામ ઉપજાવે, ચંદ્ર ચંપક કનક લજાવે. ૫
અંગનો જે સુવાસ મેહેકે છે, એક કોશ સુધી તે બેહેકે છે;
જે નૈષધરાયની રાણી, કાવ્યમાં દમયંતી વખાણી. ૬
તે પણ શેષકન્યા સમ નાવે, એવી રાવણસુતવધુ કહાવે;

મીનાકારી મહેલમાં બાળી, બેઠી હેમ હિંડોલે રૂપાળી. ૭
અંગના ઝળકે અલંકાર, જાણે વિદ્યુતનો ચમકાર;
વિધુવદની કલંક રહિત, મુખ કમલ સુહાસ્ય સહિત. ૮
દેવ ગંધર્વ કિન્નર કુંવરી, એવી અનેક છે પાસે કિંકરી;
તે સુલોચનાની નિત્યમેવ, અહોરાત્રી કરે છે સેવ. ૯
કિન્નર કન્યાઓ શચી સમાન, કરે મધુર સ્વરેથી ગાન;
કો વજાડે વીણાને મૃદંગ, કોઇ શણગાર સજતી અંગ. ૧૦
કો સખી સન્મુખ ઝુલાવે, કોઈ વાત કરીને રીઝાવે;
કોઇ ચામર વીંજણ યોગ, કો સખી આપે ઉપભોગ. ૧૧
પારીજાતનાં પુષ્પજ લાવે, સખી હાર ગુંથીને પહેરાવે;
એમ આનંદમાં સુલોચન, બેઠી પતિપદશું જેનું મન. ૧૨
તે સમે ઇન્દ્રજીતનો હસ્ત, ચોકમાં પડયો આવી તટસ્થ;
વીખ બિંદુ સુધામાં જ્યમ, પડે આવી થયું છે ત્યમ. ૧૩
દાસીએ આવી જોયું ત્યાંહે, દીઠું વિપરીત ચોકજ માંહે;
તેણે કહ્યું સતીને આવી, બાઇ આજ ખૂટયું તમ ભાવી.૧૪
આકાશ મારગથી અસ્ત, પડયો આવી સ્વામીનો હસ્ત;
આપણા ચોક માંહે એહ, પડયો હવડાં મેં દીઠો તેહ. ૧૫
એવું સુણતાં પડી છે ફાળ, બેહેબાકળી ઉઠી બાળ;
રત્ન પાદુકા પહેરી પાય, ઝલકે ચીર જાણે ચપલાય. ૧૬
બે સખીને સ્કંધે ધરી પાણી, ચાલી બારણે આવી રાણી;
જુવે તો ચોકમાં પડયો હાથ, નિશ્ચે ઓળખ્યો એ કરનાથ.
પંચ મુદ્રિકા રત્ન ખચિત, મણિ કંકણ બાજુસહિત;
ઓળખી હસ્ત તે સુલોચના, આવી મૂર્છા પડી રે અંગના. ૧૮
થઈ સચેત કરંતી વિલાપ, પછાડે પૃથ્વી પોતાનું આપ;
કરે તાડન શિશને રુદે, શોક રુદન કરંતી વદે. ૧૯
જાય લોભીનું સર્વસ્વ ધન, થાય મચ્છ વિયોગે જીવન;
એમ કંથ વિયોગે તે નાર, શેષ કન્યા રૂવે છે અપાર. ૨૦
સહુ સખીઓએ શિખ પમાડી, સાવચેત કરીને બેસાડી;
સ્વામીનો ભુજ લઇ નિરધાર, ચાંપ્યો રુદયા શું તેણીવાર.૨૧

કહે છે રુદન કરંતી ભામ, હા હા નાથ આ શું કર્યું કામ;
પૂરણ બ્રહ્મ સનાતન રામ, હતી જીતવાની મોટી હામ. ૨૨
તે રામને સમર્પ્યા પ્રાણ, તમે ઇચ્છયું તમારૂં કલ્યાણ;
પામ્યા પ્રાણપતિ કયમ મર્ણ, હાવે હું રહીશ કોને શર્ણ. ૨૩
વર્તમાન મરણનું કાજ, લખી દેખાડો મુજને આજ;
પછી ખડીયો કાગળને કલમ, પાસે મૂક્યાં લખો થયું કયમ.૨૪
કોણે માર્યા તમને કંથ, કર આવ્યો તે આકાશ પંથ;
ત્યારે શરીર રહ્યું છે ક્યાંહે, લખી દેખાડો કાગળમાંહે. ૨૫
જો હું શુદ્ધ પતિવ્રતા હોય, લખાજો મુજ સત્યથી સોય;
ત્યારે ચૈતન્ય થઈ કર ત્યાંહે, ગ્રહી કલમ લખ્યું પત્રમાંહે.
જે થયું રણમાં વૃત્તાંત, તે લખ્યું સહુ ભાગીને ભ્રાંત;
હોમ વિધ્વંસ જુદ્ધ વિસ્તાર, લખ્યું પ્રથમ તે પત્રમોઝાર.૨૭
હે પ્રિયે જે સુત સુમિત્ર, મહા તપસી ને પુણ્ય પવિત્ર;
નિદ્રાજીત લક્ષ્મણ નિરાહારી, શુદ્ધ સતવાદી ને બ્રહ્મચારી.૨૮
તે લક્ષ્મણે છેદ્યું મુજ શિશ, લઇ ગયા જ્યાંહાં છે જુગદીશ;
રણમાં પડયું છે મુજ તન, પૃથ્વી ઉપર થઇને પતન. ૨૯
અહિં ઉડીને આવ્યો એક ભુજ, વર્તમાન જણાવા તુંજ;
હું ઓળંધ્યો માયા નદી ઘાટ, પેલી તીરે જોઉં છું તારી વાટ.
સ્વદેહે ગયા વિભીષણ શર્ણ, હું ગયો દેહ ત્યાગીને ત્રણ;
કર્યા મિત્ર મેં શ્રીજગદીશ, મૂકી કૃપણતા અર્પ્યું શિષ.૩૧
માટે આ દુઃખરૂપ સંસાર, તજી રામ શરણ ગયો નાર;
રામચરણે રહેતાં ટળ્યું દુઃખ, હું પામ્યો છું બ્રહ્માનંદ સુખ.
એમ હસ્તે લખી ઘણી વાત, વાંચીને સ્ત્રી કરે આંસુપાત;
તે સમે પશુ પંખી સર્વ, રોવા લાગ્યાં તજીને ગર્વ. ૩૩
ત્યારે સખીએ કર્યો પ્રતિબોધ, જે થકી ટળે શોક વિરોધ;
પછી સ્વામી તણો કર જેહ, સુખાસન માંહે મૂકયો તેહ. ૩૪
સાથે પત્ર મૂકયો તે માંહે, પોતે ઘોડી ઉપર ચઢી ત્યાંહે;
કરવા સ્વામી સાથે સહગમન, શિશ લેવા ચાલી શુભ મન.
સંગ ચાલે અનેક વેત્રધાર, આવી રાવણની સભા મોઝાર;

જ્યાં બેઠો છે સિંહાસન રાય, ત્યાં આવી સુંદરી લાગી પાય.

વલણ

પાયે લાગી સ્વશુરને, આવી સુલોચના તેણીવાર રે;
સ્વામીતણું વર્તમાન કહીને, રુદન કરતી અપાર રે; ૩૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सुलोचना-
शोको नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

# અધ્યાય ૨૮ મો

રાગ વેરાડી

સુલોચનાએ શીષ નમાવીને, કરવા માંડયું રુદન;
ત્યારે રાવણ મહાદુઃખ પામ્યો જોઇને, બોલ્યો દીન વચન. ૧
અરે સતી કુલદીપક દેવી તું, ક્યમ રુવે કહે થઈ સ્વસ્થ;
ત્યારે સુલોચનાએ દેખાડયો તતક્ષણ,સ્વામીનો પત્ર ને હસ્ત.૨
જ્યારે શક્રજીતનું મરણ સાંભળ્યું, વિકળ થયો દશશીશ;
મૂર્છા આવી થયો અચેતન, પૃથ્વી પડયો અસુરીશ. ૩
પછે સાવચેત થઇ ગાઢે સ્વરથી, રોતો રાવણ રાય;
તે સમે હાહાકારજ વરત્યો, કવિએ તે નવ કહેવાય. ૪
સભા સર્વ ત્યાંહાં રોવા લાગી, દશ મુખ કરતો વિલાપ;
વીશ નેત્રથી આસું ચાલે, પૃથ્વી પછાડે આપ. ૫
અરે દૈવ તેં આ શું કીધું, ગયો પાટવી પુત્ર;
ઇન્દ્રજીત જતાં હાવે સરવ ગયું, મારૂં ઉજ્જડ થયું ઘરસૂત્ર. ૬
અરે પુત્ર તુજ બળ માટે મેં, કર્યું રામશું વેર;
આજ બેલ્ય ભાગી ગઈ માહારી, વરત્યો મોટો કેહેર. ૭
મેં જાણ્યું મારે ઇન્દ્રજીત ને, કુંભકરણ બળવાન;
તો કોણ માત્ર એ રામ લક્ષમણ, જો કાળના ઝાલે કાન. ૮
એ બે પાંખો ત્રુટી ગઈ મારી, અપંગ થયો હું આજ;
મારા જીવ્યાને ધિક્કાર છે હાવે, બૂડયું લંકાનું રાજ. ૯
અરે પુત્ર મુને મૂકી ગયો એ, ઘટે નહિ નિરવાણ;
મેં જાણ્યું હોત તો તુજ સાટે હું, આપત મારો પ્રાણ. ૧૦

એવે સમે ત્યાં મંદોદરી આવી, તાડન કરતી તન;
અન્ય રાણીઓ આવી મળી, સહુ કરતી શોક રુદન. ૧૧
રાણી મંદોદરી પુત્ર સંભારીને, કરતી વિવિધ વિલાપ;
અરે દૈવ મુને કરી વાંઝણી, શું પૂર્વે કર્યું હશે પાપ. ૧૨
મેં આચર્યાં નહિ હોય જપ તપ, પૂરણ કર્યો હશે પંક્તિ ભેદ;
કુશબ્દ કહ્યા હશે સાધુને, શિવ વિષ્ણું નિંદા કરી વેદ. ૧૩.
કે હરિકીરતનમાં ભંગ કર્યો હશે, હરણ કર્યો પરલાભ;
કે સાધુ સતીને શિશજ કૂડાં, આળ ચઢાવ્યાં આભ. ૧૪
કે ક્ષુધારથીને ભૂખ્યો ઉઠાડ્યો, ભોજન કરતાં જાણ;
કે નિરમુખ કાઢ્યો અતિથિ મેં, ગુરુદ્રોહ કર્યો નિરવાણ. ૧૫
તે પાપે કરીને હું દુઃખ પામી, દૈવ કોપ્યો નિરધાર;
ઇન્દ્રજીત જેવો પુત્ર મુને હાવે, ક્યાંથી મળે સંસાર. ૧૬
એમ કહી પછી સુલોચનાને, ભીડી રુદયા માંહે;
તેહ સમાના શોક રુદનથી, પૃથ્વી કંપી ત્યાંહે. ૧૭
ત્યારે રુદન કરંતી શેષકન્યા કહે, આણી આપો મુંને શિશ;
મારે સ્વામી સાથે સહગમન કરવા, વિલંબ થાય આ દિશ.
ત્યારે રાવણ ક્રોધ કરીને કહે, અલ્યા ચાલો જોધ અપાર;
લાવીએ સત્વર પુત્રનું શિર, કરી રામલક્ષ્મણનો સંહાર. ૧૯
અથવા હું ત્યાં મરણજ પામું, જાઉં પુત્રની પાસ;
ઇન્દ્રજીત જતાં મારે કાંઈ ન ઉગર્યું, નિષ્ફળ થઇ સહુ આશ.
એમ રાવણ ક્રોધ કરીને કહે છે, મહા દુઃખીયો થયો જાણ;
ત્યારે સુલોચનાની સાથે બોલી, રાણી મંદોદરી વાણ. ૨૧
અરે બાપ જા તું રામની પાસે, લાવ્ય માગીને શિશ;
નિશ્ચે તુજને આપશે તે છે, દયાળુ શ્રીજુગદીશ. ૨૨
ધરમધોરીંધર ભક્તવત્સલ પ્રભુ, કરુણાસિંધુ ઉદાર;
દીનબંધુ શરણાગત ત્રાતા, દશરથ રાજકુમાર. ૨૩
એકપત્નીવ્રત જાનકી જીવન, અવર તે માત સમાન;
એક બાણ એક વચન સત્યનિધિ, એવા છે ભગવાન. ૨૪
તે રામનાં તું દરશન કરજે, અંત સમે સુણ માય;

એ જન્મ ધર્યાનો પરમ લાભ છે, જે થકી બંધ મૂકાય. ૨૫
વળી રામની પાસે પરમ ભક્ત છે, સુગ્રીવ જાંબુવંત;
ન્યાયસિંધુ વિભીષણ ને અંગદ, અનન્ય દાસ હનુમંત. ૨૬
એ સર્વે રામભક્ત માટે તુને, નહિ કરે કો અંત્રાય;
માટે કુલવધુ સુખે શીશ લાવ્ય તું, જાય જઈ રઘુરાય. ૨૭
એવું વચન સુણીને સુલોચના બોલી, રાવણ પ્રત્યે વાણ;
જે પરસતીનો અભિલાષ કરે તેનું, નહિ થાયે કલ્યાણ. ૨૮
એમ કહી પછે ચાલી ત્યાંહાંથી, હસ્ત ધરી સુખાસન;
આગળ પાલખી પુંઠે અશ્વની, ચઢી ચાલી શુભ મન. ૨૯
વિદ્વજ્જન બૃહસ્પતિ જેવા વિચિક્ષણ, સાથે લીધા તેહ;
સહસ્ર દાસીઓ જોડે સુવેલુએ, આવી સુલોચના એહ. ૩૦
જ્યમ આવે વિશ્રાંતિ સંતગૃહે, એમ આવી શેષકુમારી;
પછી ઘોડી ઉપરથી ઉતરી ચાલી, હંસગમન તે નારી. ૩૧
ત્યારે અનેક વાનર વેષ્ટિત બેઠા, રામ લક્ષ્મણ બે વીર;
ત્યાં કપિ આવીને કહેવા લાગ્યા, સુણો શ્રીરણધીર. ૩૨
જુવો મહારાજ સીતાજી આવ્યાં, ઓ પેલાં નિરવાણ;
રાવણે ભય પામીને ત્યાંથી, મોકલી દીધાં જાણ. ૩૩
એવાં વાનરકેરાં વચન સુણીને, બોલ્યા અયોધ્યા ઇશ;
ભાઇ સીતાનું મુખ નહિ દેખીએ, જ્યાંલગી જીવે દશશીશ.
તે આવતી જોઇને રામે પૂછયું, વિભીષણને નિરધાર;
ત્યારે લંકેશે ઓળખી ઇન્દ્રજીતવધુ, રુદન કર્યું તેણીવાર.
નેત્રે જળ ગદગદ કંઠેથી, બોલ્યા વિભીષણ વાણી;
સુણો મહારાજ એ શેષની કન્યા, ઈન્દ્રજીતની રાણી. ૩૬
એ સતીકેરૂં નામજ લેતાં, બળી જાય સર્વે પાપ;
એ સ્વામીતણું શિર લેવા આવી, સહગમન કરવા આપ.૩૭
જેના પદ અંગુષ્ટ રવિકીરણ પડે નહિ, ન પામે દરશ સુર રીત;
તે રણમાં શિર લેવા આવી, એ દૈવગતિ વિપરીત. ૩૮
એમ કહીને વિભીષણ રોયા, વિસ્તારી સતી ગુણખ્યાત;
એટલે આવી સુલોચના લાગી, રામચરણ સાક્ષાત. ૩૯

સાષ્ટાંગ કરીને પડી પ્રભુના, પદ સિંચ્યા અશ્રુધાર;
સુલોચના પ્રભુના પાયે શિર, મૂકી રહી ઘણીવાર. ૪૦
ત્યારે કરુણા વચન બોલ્યા શ્રીરઘુપતિ, ઉઠ હવે હે માત;
અક્ષય સુખ હું આપું તુંને, જે માગે તે સાક્ષાત. ૪૧
પછી ઉઠી સુલોચના સન્મુખ ઉભી, બે કર જોડી નારી;
નખ શિખ મૂરતિ રામચંદ્રની, ધ્યાનમાંહે ઉતારી. ૪૨

વલણ

ઉતારી મૂરતિ ધ્યાનમાં, તે રાખી હૃદય મોઝાર રે;
પછે ગદગદ કંઠે સ્તુતિ કરતી, સુલોચના તેણીવાર રે. ૪૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सुलोचनायाः श्रीरामसामीप्यागमनं नाम अष्टविंशोऽध्यायः ॥२८॥

# અધ્યાય ૨૯ મો

દોહા

ચઢી વિમાન સુર સકળ નભ, રહ્યા જુવે ધરી ધીર;
સુલોચના મધુરે સ્વરે, સ્તવતી શ્રીરઘુવીર. ૧

છંદ ભુજંગી

જયજયરામ રઘુવીર વિષકંઠ મિત્રા,
રમાનાથ રઘુનાથ રાજીવ નેત્રા;
ચાલક ચક્રમાયા ચપલ ચારુ ગાત્રા,
જીવન જાનકીનાથ જનક જમાત્રા. ૧
નમો નિર્ગુણં ગુણમયં ગુણ અગારં,
નમો વિશ્વ હેતુ અહેતુ અપારં;
નમો વિશ્વવ્યાપી વિશ્વંભર વિધાતા,
નમો વિશ્વતનુ વિશ્વપતિ વિશ્વત્રાતા. ૨
નમો શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રકાશં,
નમો ઇંદ્રિયાતીત સહુ ક્ષેત્રવાસં;
નમો જ્ઞાન ગમ્યં પરાપાર ભૂપં,
અજં શાશ્વતં બ્રહ્મ વેદ સ્વરૂપં. ૩

સૃષ્ટિ ઉદ્દભવં પાલ સંહારકારં,
વિધિ વિષ્ણુ શિવરૂપ ત્રિગુણાંગધારં;
લીલા વિગ્રહં સચ્ચિદાનંદ રૂપં,
અવિછિન્ન આદિ અખંડં અનુપં. ૪
જનકજાપતિ શ્રીપતિ ભૂપવીરં,
નમું દશરથી રામ રણરંગ ધીરં;
નમો ભક્ત ચિંતામણિ કામધેનું,
શરણ્યસુરતરુ માહાત્મ એ અપ્રમેનું; ૫
ભૂતલ અવતર્યા ચતુર વ્યૂહ ચાપપાણી,
વનમાં નીકળ્યા દેવનું દુઃખ જાણી;
જાતુધાન હણવા અભય ભક્ત કરવા,
નિગમ ધર્મ ધરવા ભૂમિ ભાર હરવા. ૬
દૈવી તારવા મારવા દુષ્ટ પાપી,
પુણ્યશ્લોક કીરતિ રહી વિશ્વ વ્યાપી;
ઘનશ્યામ તન કામ કોટી બિરાજે,
શોભા મુખની જોઇને કંજ લાજે. ૭
મુગટ રત્ન હીરા ખચિત શીષ સોહે,
તિલક કેસરી ભાલમાં મન મોહે;
કુંડળ કરણ મણિ જળહળે જોત સારી,
જાણે સેવતા એજ રૂપે તમારી. ૮
કેયૂર કંકણું મેખલા સૂત્ર રાજે,
અંગદ મુદ્રિકા મુક્તની માળ ભ્રાજે;
સોહે પીત ઉપવીત ને પીત વાસં,
વિધુરશ્મી જેવી મુખે મંદહાસં. ૯
અભય સુખદાતા સુબાહુ અજાનુ.
દહન દુઃખ અજ્ઞાન ભાનુ કૃષાનુ;
ચરણચારુ સુકુમાર નખચંદ્રવેષા,
ધ્વજા વજ્ર અંકુશ યવ આદિ રેષા. ૧૦
હરે પીર પદ તીરસરજ્યુવિહારી,

પાવન પદરજે વિપ્રની નાર તારી;
કર્યું અંઘ્રી જળપાન તે વારવારં,
તેણે ઉદ્ધર્યું દુષ્ટકુલ કર્ણધારં. ૧૧
જેથી વનચરી દુઃખ સંસાર વામી,
એવા ચર્ણનું શર્ણ હું આજ પામી;
સદા લાલિતં જે રમા સેવ્ય માનં,
કરી એક આશે ધરે જોગી ધ્યાનં. ૧૨
ગિરિ શૈલ વનચર સરીતા વિરાજં,
કરી પુનિત ભૂ પદપદે તીર્થરાજં;
ધર્યો દેહ ગો સુર દ્વિજ હેતકારી,
કીર્તિ વિસ્તરી વિશ્વમાં દોષ હારી. ૧૩
સનક વાગીશં નારદં શેષીશાનં,
વિશદ વિક્રમં તે કરે ગીત ગાનં;
મુનિ સિદ્ધ યોગી લીલારૂપ ધ્યેયં,
મંગલ મુજ્વલં શિવ સદા નામ ગેયં; ૧૪
રાખો ચરણ શરણે મુને રામચંદ્રં
પ્રભુ પાહિ માં પ્રણત જન રાઘવેંદ્રં;
પૂરો દીન જન કામના પૂર્ણ કામી,
સદા રામચરણે નમામિ નમામિ. ૧૫

દોહો

ગુણસાગર નાગર નિપુણ, ધર્મ સત્ય વ્રત ધીર;
અખિલ શોક સંકટ હરણ, જયજય શ્રીરઘુવીર.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे सुलोचनयाकृता श्रीरामस्तुतिर्नाम एकोनत्रिंशोऽध्यायः ॥२९॥**

# અધ્યાય ૩૦ મો

રાગ ધન્યાશ્રી

**સુલોચના કહે છે સુણોમહારાજજી,શરણાગતનીપ્રભુરાખોલાજજી**
**આજ હું પામી તમ દર્શનજી,તેણે કરી છૂટી ત્રિદેહીનાં બંધનજી.૧**

ઢાળ

બંધન છૂટી દેહનું હાવે, શીર આપો મુજ સ્વામીતણું;
સહગમન કરવા પતિ સાથે, મુને વિલંબ થાયે ઘણું. ૨
વર્તમાન જાણ્યું નાથનું, પંચપ્રાણ તો તતક્ષણ ગયા;
પણ દેહ નિમિત્ત શીર માગવા આવી, તે આપો કરીને મયા. ૩
એવું સુણી પ્રસન્ન થયા રઘુપતિ, ધન્ય શેષકન્યા સાધવી;
સહુ સ્ત્રીઓમાં રત્ન રૂપ છે, જ્યમ નદીઓ મધ્યે જાન્હવી. ૪
ત્યારે સુગ્રીવ જાંબુવાન કહે, એને આપો શીર મહારાજ;
એ સતી પરમ પતિવ્રતા છે, સહુ સ્ત્રીઓ શિરતાજ. ૫
રઘુવીર કહે બાઇ તેં કયમ જાણ્યું, જે શીર લાવ્યા આ ઠામ;
ત્યારે સુલોચના કહે કહું જથારથ, સુણો પૂરણ કામ. ૬
એક હસ્ત પતિનો પડયો આવી, મુજ ચોકમાં નિરધાર;
તેણે રણતણું વર્તમાન સરવે, લખ્યું પત્રમોઝાર. ૭
તેમાટે મુને માલમ થયું, શીર લાવ્યા આણે ઠાર;
મુને આપો જાઉં સમાગમે, રઘુપતિ પરમ ઉદાર. ૮
હું અયાચક યાચવા આવી, પ્રભુ જાણી આજ;
અનાથ નાથ અવધપતિ, આજ રાખો મારી લાજ. ૯
એમ કહી તદા રઘુવીરને, દેખાડયો ભુજપત્ર;
સર્વે સભા તે દેખતાં, આશ્ચર્ય પામ્યાં તત્ર. ૧૦
અમને પતિજ પડે નહિ એમ, કપિ સહુ કહે વાણ;
એ મૃતક હસ્તે પત્ર લખીયો, મનાયે નહિ જાણ. ૧૧
માટે અમો કહીયે સત્ય એ, મસ્તક કરે જો હાસ;
તો વાત સાચી માનીયે, અમને આવે વિશ્વાસ. ૧૨
ત્યારે રામ કહે ભાઈ સત્ય છે, એ પત્ર કેરી વાત;
તે સતી તે શું નવ કરે. તેનો મહિમા ઘણો વિખ્યાત. ૧૩
પછે રામ આજ્ઞાયે સુગ્રીવે આપ્યું, મસ્તક તેણીવાર,
સુલોચનાએ રુદે ચાંપી, રુદન કીધું અપાર. ૧૪
ચીરનો પાલવ પાથરીને, મૂકયું તેમાં શીષ;
પછી બે કર જોડી સ્તુતિ કરે, સુલોચના તે દિશ. ૧૫
હે પ્રાણવલ્લભ પ્રાણજીવન, રાખો મારી લાજ;

એક વાર હાસ કરો પ્રભુ, જ્યમ સભા દેખે આજ ૧૬
ક્ષમા કરો અપરાધ મારો, સ્નેહ ધરો મુજ સાથ;
કિંકરી જાણી દયા આણી, દોષ ટાળો નાથ. ૧૭
ચતુર શિરોમણિ સ્વામી મારા, અતુલ બળ ગુણ કર્મ;
દેખાડો આજે રામને, મારો પતિવ્રત ધર્મ. ૧૮
એમ ઘણાં વચન સતીએ કહ્યાં, પણ હસ્યું નહિ શીર તેહ;
સુલોચના કહે શું કરૂં હું, પ્રથમ ચૂકી એહ. ૧૯
જો તેડાવત મુજ પિતાને તો, કરત આવી સાર;
નવ મરણ પામત પ્રભુ કરત તે, શત્રુનો સંહાર. ૨૦
એવું કહેતામાં શિર હસ્યું ખડખડ, કમળવદન પ્રકાશ;
જમણું નેત્ર ઉઘાડી ને તે, જુવે ચારે પાસ. ૨૧
ઇન્દ્રજીત કેરૂં મૃતક મસ્તક, હસ્યું જેણીવાર;
અશ્ચર્ય પામ્યા સર્વકો, કપિ સહિત જગદાધાર. ૨૨
સુગ્રીવે પૂછ્યું રામને, કહો કૃપા કરી મહારાજ;
શું વચન એ સતીએ કહ્યું, જે હસ્યું મસ્તક આજ. ૨૩
રઘુવીર કહે એણે કહ્યું જુદ્ધમાં, તેડાવત જો મુજ તાત;
તે શેષ શાહે કરત તમારી તો, કયમે મરણ નવ થાત. ૨૪
તે શેષનો અવતાર લક્ષ્મણ, એણે મારિયો ઇન્દ્રજીત;
તો સાહ્ય એ શું કરત મારી, જેણે કર્યું વિપરીત. ૨૫
તારા પિતાએ માર્યો મુજને, શેષ જે કહેવાય;
એમ જાણી ઇન્દ્રજીતનું શીર તે, હસ્યું એ અભિપ્રાય. ૨૬
એવાં વચન સુણી રઘુરાયનાં, લાગ્યું લક્ષ્મણજીને દુઃખ;
રોમાંચિત ગદગદ થયા, કરમાયું કોમળ મુખ. ૨૭
એમ સુમિત્રીને મોહમાયા, વ્યાપી તેણીવાર;
સુલોચનાની સામું જોઇ રુએ, આંખે આંસુધાર. ૨૮
રુદન કરતા કહે લક્ષ્મણ, સુણો શ્રીરઘુરાય;
જામાત્રને મેં મારિયો, એ ઘણો કર્યો અન્યાય. ૨૯
રામ કહે ભાઇ ક્ષત્રીનો છે, ધર્મ જે સંગ્રામ;
રણમાં હણે પુત્ર પિતાને, ન ગણે સંબંધ તેઠામ. ૩૦

વળી અનિત્ય દેહનો ધર્મ છે, તે નિશ્ચે થાયે નાશ;
માટે શોક ન કરીયે વીર મારા, ધરીયે જ્ઞાન પ્રકાશ. ૩૧
તોએ લક્ષ્મણ છાના રહે નહિ, જોઇ સુલોચનાનું મુખ;
ત્યારે રઘુપતિ ગદગદ થયા, લાગ્યું લક્ષ્મણજીનું દુઃખ. ૩૨
જળ ભરાઇ આવ્યું નેત્રમાં, બોલ્યા રામ કરુણાવાણ;
અરે સતી તારા સ્વામીને, હું જીવાડું નિરવાણ. ૩૩
રચી આપું બીજું નગર લંકા, તેમાં રહો જઈ આજ;
સહસ્ર કલ્પ લગી સ્ત્રીપુરુષ, તમે કરો નિરભે રાજ. ૩૪
એમ પ્રસન્ન થઈ પ્રભુએ કહ્યું, ત્યારે બોલી સુલોચન;
આજ તમારાં ચરણનું દરશન, પામીયાં પાવન. ૩૫
ફરી આવો જોગ મળે નહિ, અંત સમે શ્રીભગવાન;
હવે શરણ પામ્યાં તમારૂં, નથી લાભ એહ સમાન. ૩૬
જન્મ ધરીને જ્યારે ત્યારે, મરવું એકજ વાર;
હરિ જોઈ ભોગવે જગતને, તેના જીવ્યાને ધિક્કાર. ૩૭
સુલોચનાનાં વચન સુણી, થયા રામ કરુણાવાન;
લક્ષ્મણજીનો શોક સમીયો, સુણી એવું જ્ઞાન. ૩૮
રઘુવીર કહે બાઇ ધન્ય તુજને, જશ કર્યો તે જાણ;
પતિવ્રતામંડન તજી માયા, થજો તુજ કલ્યાણ. ૩૯
પછી આજ્ઞા માગી રામની, સુલોચના તેણીવાર;
રઘુવીર ચરણે નમી ચાલી, શીષ લઈ તે નાર. ૪૦
મહારાજ હું સહગમન કરૂં, એમ સતી કહે છે વાણ;
ત્યાંલગી કો વાનર ન આવે, લંકામાં નિરવાણ. ૪૧
એવું કહીને ચાલી ત્યાંથી, આવી રણમોઝાર;
ઇન્દ્રજીતનું તન લીધું ત્યાંથી, પડયું હતું જે ઠાર. ૪૨
ચીતા રચી સાગર ત્રટે, તે ચંદન કાષ્ટ અપાર;
ત્યાં રાવણ મંદોદરી આવ્યાં, સાથે સહપરિવાર. ૪૩
દેવાંગનાશું દેવ જોતા, ચઢી નભ વિમાન;
સુલોચનાએ કર્યું તદા, પછે સિંધુજળમાં સ્નાન. ૪૪
પતિ ચિતામાં પધરાવીયો, આચર્યો વિધ વહેવાર;

પ્રદક્ષિણા કરી પોતે બેઠી, કર્યો અગ્નિસંસ્કાર. ૪૫
દુંદુભી વાગ્યાં દેવનાં, થઇ પુષ્પવૃષ્ટિ અપાર;
વિમાનમાં બેઠાં પછે, દિવ્ય દેહ ધરી નરનાર. ૪૬
તે સ્વર્ગમાં ગયાં દંપતી, ધન્ય ધન્ય કહે છે દેવ;
રઘુવીરની કરુણા થકી, સદ્ગતિ થઇ સત્યમેવ. ૪૭
મંદોદરી રાવણે ઘણું, કલ્પાંત કરીયું ત્યાંહે;
પછે સમુદ્રમાંહે સ્નાન કરીને, ગયાં લંકામાંહે. ૪૮
ઇન્દ્રજીતની એ ગતિ થઇ, સતીતણું સત્ય પ્રકાશ;
એ કથા અગ્નિ પુરાણમાં કહી, સત્યવતી સુત વ્યાસ. ૪૯

વલણ

વ્યાસ તણાં એ વચન છે, અગ્નિ પુરાણ કથાય રે;
કહે દાસ ગિરિધર હાવે લંકામાં શું કરતો રાવણરાયરે. ૫૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे इन्द्रजित मुखावलोकात् सुलोचनायाः सहगमनं नाम त्रिंशोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો

રાગ સામેરી

હાવે રાવણ ચિંતાતુર થયો તે, બેઠો મંદિરમાંહે;
પુત્ર બંધુ આદિ સર્વે, મરણ પામ્યા ત્યાંહે. ૧
હવે કોને મોકલું રણ વિષે, હું યુદ્ધ કરવા કાજ;
વળી શત્રુનું બળ અધિક, દિન દિન વૃદ્ધિ પામ્યું આજ; ૨
એમ વિચારે છે દશાનન, મન કરે શોચ અપાર;
ત્યારે વિદ્યુતજીભ્યા મંત્રી વિચિક્ષણ, બોલ્યો તેણીવાર. ૩
મહારાજ સુણો એક વિનતિ, તમ મિત્ર છે રણધીર;
અહીરાવણ મહીરાવણ નામે, બળિયા બંન્યો વીર. ૪
તે હિતકારી છે આપણા, તેને તેડાવો મહારાજ;
રામ લક્ષ્મણને હરિ જશે તો, થશે આપણું કાજ. ૫
એવાં વચન સુણીને હરખીયો, સંતોષ પામ્યો તત્ર;
પછે વીર બે તેડાવિયા, રાવણે લખીને પત્ર. ૬

તે વીર બંન્યો આવિયા, મળ્યા રાવણને મહાયોધ;
અહંકારને જ્યમ આવી ભેટે, કામને વળી ક્રોધ. ૭
કુંભકરણને ઇન્દ્રજીતનું, વર્તમાન કહીને રાય;
પછે રાવણ લાગ્યો રુદન કરવા, રુદે શોક ન માય. ૮
અહી મહી કહે તમે ધીરજ રાખો, દુઃખ ન ધરશો રાજ;
રજનીવિષે અમો હરી જઇશું, રામલક્ષ્મણને આજ. ૯
બલિદાન દઇશું દેવીને, બે વીરને લઇ ત્યાંહે;
પછી સૈન્યાનો સંહાર કરજો, તમો રહીને આંહે. ૧૦
તે સુણી સુખ પામ્યો દશાનન, થયું જાણે કામ;
પણ મૂરખ મન નથી જાણતો, જે બ્રહ્મ પૂરણ કામ. ૧૧
તે સમે પ્રધાન વિભીષણતણા, જોતા હતા ચરચાય;
તે ગુપ્તરૂપે સુણી ગયા, જ્યાં વિરાજે રઘુરાય. ૧૨
તેણે આવી વિભીષણને કહ્યું, અહિ મહિ તણું વર્તમાન;
ત્યારે વિભીષણે પાસે તેડાવ્યા, સુગ્રીવ ને હનુમાન. ૧૩
ભાઇ સુણો આજ નિશા વિષે, કંઇ કરશે કપટ અસુર;
માટે કપિ સર્વે જાગજો, સાવધાન થઇને શૂર. ૧૪
એવું સુણીને રઘુવીર પાછળ, રચ્યો કપિએ કોટ;
આકાશલગી ઉંચો દુર્ગ રચ્યો, પુંછ કેરી ઓટ. ૧૫
ઠેર ઠેર કપિ પાષાણ તરુ ગ્રહી, બેઠાથઈ સાવધાન;
મધ્યમાં રાખ્યા રામજી, ઘણું જતન કરી બળવાન. ૧૬
પછી એમ કરતાં નિશા થઈ, મહા ઘોરતમ તેણીવાર,
ત્યારે અહિ મહી બે બંધુ આવ્યા, સુવેલુ મોઝાર. ૧૭
ચારે પાસે કપિ કેરો, કોટ દીઠો ત્યાંહે;
અણુમાત્ર મારગ નવ જડયો, જવા રામ સેના માંહે. ૧૮
પછી આકાશમાર્ગે ઉતપત્યા, તે અસુર બળીયા જાણ;
કોટ ઓળંગી અદૃષ્યરૂપે, ઉતરિયા નિરવાણ. ૧૯
પછી ધારણ નાખ્યું સરવને, થયા કપિ નિદ્રાવાન;
મહીકાવતી પતિ આવિયા, જ્યાં સુતા છે ભગવાન. ૨૦
મૃગચર્મ કેરી સજ્જા ઉપર, પોઢયા લક્ષ્મણ રામ;

ત્યાંહાં અસુરે ધારણ નાખીયું, મોહનિદ્રા જેનું નામ. ૨૧
જેના સ્મરણથી જાય ઘોરતમ, અજ્ઞાન આવ્રણ જેહ;
તે પ્રભુએ મનુષલીલા જણાવા, કરી અંગીકૃત તેહ. ૨૨
પછી ચર્મ સજ્જા ઉંચલીને, માથે મૂકી વીર;
રામ લક્ષ્મણનું હરણ કરીને, ચાલ્યા બે મતિધીર. ૨૩
આકાશ મારગ જઈ કરી, પછી ઉતર્યા ભૂમાંહે;
એક વિવર પૃથ્વીમાં રચ્યું તું, ગહન દુર્ગમ ત્યાંહે. ૨૪
તે યોજન શત સહસ્ર લાંબું, પેઠા તે મોઝાર;
સપ્ત ઘડીમાં નીકળ્યા તે, અસુર પેલી પાર. ૨૫
પછી યોજન તેર સહસ્રનો, દધિસમુદ્ર જે કહેવાય;
તે ઓળંગી ચાલ્યા અસુર, નિજ નગ્રમાંહે જાય. ૨૬
તે તણું નગર મહિકાવતી, મહા રમ્ય અતિ વિસ્તાર;
શતગુણી શોભા લંકા કરતાં, અધિક રચના સાર. ૨૭
તે નગ્રમાં નિજ સદનમાં જઇ, મૂકી છે સજ્જાય;
વળી નાગ પાસે બંધન કરી ત્યાં રાખ્યા શ્રીરઘુરાય. ૨૮
જ્યમ લાવે આત્મા રામને, કામક્રોધ આવ્રણમાંહે;
એમ મહી અહિએ રામ લક્ષ્મણ, ગુપ્ત રાખ્યા ત્યાંહે. ૨૯
નગ્ર બારણે એક દેવી છે, ભદ્રકાળી તેનું નામ;
તે દેવળ શત યોજન ઉંચું, કનક મણિનું કામ. ૩૦
વળી રક્ષાઅર્થે આણી તીરે, સમુદ્રકાંઠે જ્યાંહે;
વીશ કોટી પિશિતાશન લેઇને, રહ્યો મકરધ્વજ ત્યાંહે. ૩૧
એમ મહિરાવણના મહેલમાં, રહ્યા રામ લક્ષ્મણ ભ્રાત;
હવે સુવેલુએ પછી શું થયું, વીતી ગઇ સરવે રાત. ૩૨

વલણ

રજની સર્વે વીતી ગઇ, થયો અરુણ ઉદય તે ઠામ રે;
ત્યારે કપિ સર્વે જાગીયા, નવ દીઠા લક્ષ્મણ રામ રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे अहिरावण-
महीरावणाभ्यां श्रीरामलक्ष्मणयोर्हरणं नाम एकत्रिंशोऽध्यायः ॥

# અધ્યાય ૩૨ મો

રાગ વેરાડી

હાવે પ્રાતસમે વાનર સહુ જાગ્યા, ન દીઠા લક્ષ્મણ રામ;
ત્યારે વ્યાકુળ થઇ એક એકને પૂછે, ક્યાં ગયા પૂરણકામ. ૧
નળ નીલ અંગદ સુગ્રીવ વિભીષણ, જાબુંવાન હનુમંત;
એ આદે કપિ સર્વે ખોળતા, રોતા થઇ દુઃખવંત. ૨
હા હા નાથ સખા પ્રિય બંધુ, ભક્તવત્સલ રણધીર;
આ સમે કહો ક્યાં ગુપ્ત થયા, દ્યો દરશન શ્રીરઘુવીર. ૩
પછી સર્વે કપિએ ચારે પાસે, જોવા માંડયું તેણીવાર;
ત્યારે અસુરતણાં ત્યાં પગલાં દીઠાં, પડિયાં પૃથ્વી મોઝાર. ૪
તે બારગાઉ લગી પગલું ચાલ્યું, પેઠું ગુફાની માંહે;
ત્યારે વિવરને મોઢે સરવે બેઠા, શોકાતુર થઇ ત્યાંહે. ૫
કપિ સરવ થયા આકુળવ્યાકુળ, કરવા માંડયું રુદન;
ત્યારે સરવને છાના રાખીને વળતા,વિભીષણ બોલ્યા વચન.
ભાઇ રામ લક્ષ્મણનું હરણ કરી ગયા, અહિ મહી બન્ને વીર;
હાવે તેહ તણો વિચાર કરો, તમો રાખો મનમાં ધીર. ૭
તમો શોરબકોર ન કરશો કોઇએ, જો વાત લંકામાં જાય;
તો સુનું દેખીને જુદ્ધ કરવાને, આવશે રાવણ રાય. ૮
માટે ગુપ્ત ખોળ કાઢો કોઇ ઠામે, રામ રહ્યા હોય જ્યાંહે;
પછી સર્વે મળી હનુમંત પ્રાર્થ્યા, સ્તુતિ કરતા સહુ ત્યાંહે. ૯
અહો મારુતિ તમો છો બળીયા, રામના દાસ અનન્ય;
માટે તમો વિના કોણ શોધજ લાવે,અમો સરવ છું દીન. ૧૦
જ્યમ પંડિત શાસ્ત્રઅર્થ શોધે, વળી મચ્છરૂપ ધરી વેદ;
વળી પકવ મુમુક્ષુ ગુરુને ખોળે, પામી જથા નિરવેદ. ૧૧
તત્ત્વ સહિત જ્યમ વ્યષ્ટિ સમષ્ટિ, શોધે સંત સુજાણ;
પછી સાક્ષાત્કાર તે પ્રાપ્તિ કરે છે, આત્માની નિરવાણ. ૧૨
એમ કામ ક્રોધ અહિ મહી મારીને, આત્મારામ દેખાડો;
અરે હનુમંત તમે ઉપકાર કરી, અમને હરખ પમાડો. ૧૩
ત્યારે વળતા વચન મારુતિ કહે, સુણો વિભીષણ ને સુગ્રીવ;

હું બ્રહ્માંડ સરવે ખોળી લાવું, રામ નેત્ર રાજીવ. ૧૪
પણ તમો સેનાની રક્ષા કરજો, ધરજો મનમાં ધીર;
હું લીધા વિનાં પાછો નહિ આવું, રામ લક્ષ્મણ બે વીર. ૧૫
એમ કહી ચાલ્યા વાયુસુત, સમરી જુગદાધાર;
રીંછપતિ નળ નીલ ને અંગદ, સાથે લીધા ચાર. ૧૬
તે પગલું જોઈ વિવરમાં પેઠા, માંહે ઘણું અંધકાર;
ચારે જણ મૂર્છા પામ્યા, થયો પવન બંધ જેણીવાર. ૧૭
પછી નિજ પુંછે ચારેને બાંધી, ઉતપતિયા હનુમંત;
સાત સહસ્ર યોજન ગુફા છે, પામ્યા તેનો અંત. ૧૮
વિવર બહાર નીકળ્યા ત્યારે, લાગ્યો શીત પવન;
ત્યારે ચારે જણ સાવચેત થયા ને, શાતા આવી તન. ૧૯
પછી દધિસમુદ્રને કાંઠે આવ્યા, ચોકી બેઠી છે જ્યાંહે;
વીશ કોટી પિશિતાશન લેઇને, રહ્યો મકરધ્વજ ત્યાંહે. ૨૦
ત્યારે પાંચ કપિએ વેષ પાલટયો, ધર્યાં કાપડી રૂપ;
પછે અસુર તણી સેનામાં થઇને, ચાલ્યા વનચર ભૂપ. ૨૧
તે અસુરે પૂછયું કોણ તમો છો, કયાં જાઓ છો આજ;
કપિવર કહે અમો નીકળ્યા છું ભાઇ, તીરથ કરવા આજ. ૨૨
ભાઇ મહિકાવતી નગરી જોવાનું, અમને ઘણું છે મન;
અસુર કહે કયમ સિંધુ ઉતરશો, તેર સહસ્ર યોજન. ૨૩
ત્યારે કહે કાપડી અમારા ગુરુએ, આપ્યો છે એક મંત્ર;
તે જપતાં ઉડીને જઇશું, સેજે અમો સ્વતંત્ર. ૨૪
ત્યારે રાક્ષસ કહે તમો છો કપટી, પછી મારવા માંડયો માર;
ત્યારે હનુમંત રૂપે પ્રગટ થઇને, કરીયો છે હુંકાર. ૨૫
ચાર ચાર કોટીના ભારા બાંધ્યા, અસુર પૂંછડે જેહ;
પૃથ્વી ઉપર પછાડી નાખે, દાધ સમુદ્રમાં તેહ. ૨૬
એમ વીશ કોટી રાક્ષસને માર્યા, હનુમંતે તેણીવાર;
ત્યારે ક્રોધ કરીને મકરધ્વજ ધાયો, કીધું યુદ્ધ અપાર. ૨૭
ત્યારે મુષ્ટિ એક હૃદેમાં મારી, ક્રોધ કરી બળવંત;
તે પૃથ્વી પડયો તેની ઉપર ચઢીને, બેઠા કપિ હનુમંત. ૨૮

કહે મારુતિ મકરધ્વજ તુજને, મારીશ આણીવાર;;
કોણ છે તુજને છોડાવનાર, તેનું સમરણ કર નિરધાર. ૨૯
મકરધ્વજ કહે જો હોય આ સમે, પિતા મારા હનુમંત;
તો આવી મુજને મૂકાવે, ને આણે તારો અંત. ૩૦
એવું સુણતાં મારુતિ વિસ્મે પામ્યો, સંદેહ પ્રગટયો મન;
અલ્યા હું હનુમંત છું અંજનીનંદન, તું કયમ મારો તન.૩૧
પછે હ્રદે ઉપરથી ઉતર્યો પોતે, કર ગ્રહી પૂછી વાત;
ત્યારે મકરધ્વજે બોલાવી તતક્ષણ, આવી પોતાની માત.૩૨

વલણ

માતા આવી મકરધ્વજની, લાગી હનુમંતને પાય રે;
પછે તેણે કહી વિસ્તારી સરવે, પુત્રની જન્મકથાય રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे हनुमान-
मकरध्वजसंग्रामो नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો

રાગ ધન્યાશ્રી

મકરી કહે છે સુણો મહારાજ જી,લંકાદહનનું તમે કર્યું કાજ જી;
પૂચ્છ બુઝાવા આવ્યા સિંધુમાંહે જી, ત્યારે પરસ્વેદ બિંદુ
પડીયો ત્યાંહેજી. ૧

ઢાળ

પરસ્વેદ બિંદુ લેલાટેથી, પડ્યો સિંધુમાંહે;
તે સમે હું પાસે હતી, મેં ગળ્યો તતક્ષણ તાંહે. ૨
તમ સ્વેદથી એ પુત્ર પ્રગટયો, મકરધ્વજ એવું નામ;
અહિરાવણે પુરરક્ષા કરવા, મૂકયો આણે ઠામ. ૩
એ પુત્ર તમારો પરાક્રમી, તમ આકૃતિ મહારાજ;
સ્વામી એ સેવક છે તમતણો, જે સોંપો તે કરે કાજ. ૪
કહો તમે આવ્યા શે અરથે, અહિં શું તમારે કામ;
હનુમંત કહે લાવ્યો અસુર, કરી હરણ લક્ષ્મણ રામ. ૫
મકરી કહે તે છે સુખી, રાખ્યા ગુપ્ત મંદિરમાંહે;
કાલે હોમ કરશે દેવીનો, લેઇ જશે તે સમે ત્યાંહે. ૬

માટે દેવળમાં જઈ ગુપ્ત રહેજો, આવશે અસુર તે ઠામ;
ત્યારે અહિમહીને મારજો, લાવજો લક્ષ્મણ રામ. ૭
તેર સહસ્ર યોજન નગર છે, અહીં થકી દૂર અપાર;
વચમાંહે આડો દધિ સિંધુ, કેમ ઉતરશો પાર. ૮
તેમાટે તમો પાંચે કપિ, મુજ પૃષ્ટે બેસો આજ;
લેઇ જાઉં તમને પેલી તીરે, થાય સત્વર કાજ. ૯
એવું સુણીને પંચે મળી, કીધો એકાંત વિચાર;
વિશ્વાસ એનો ન કરીએ, એમ બોલ્યા વાલીકુમાર. ૧૦
ભાઈ કદાપિ એ કપટ કરીને, બોળે સાગર માંહે;
એ પક્ષપાતી શત્રુની રહે, તેની રાખી આંહે. ૧૧
ત્યારે મારુતિ કહે તમો ચારે, રહો આણે ઠાર;
હું રામકૃપાએ સિંધુ ઓળંગી, જઇશ પેલીપાર. ૧૨
તેર સહસ્ર યોજન દધિસિંધુ, ઓળંગ્યો હનુમંત;
દીઠું નગર મહિકાવતી, મહા રમ્ય શોભાવંત. ૧૩
તે નગર પાછળ વિકટ દુર્ગમ, દુર્ગ છે એકવીશ;
ઘણા રજનીચર ત્યાં રક્ષા કરવા, મૂકીયા અસુરીશ. ૧૪
પછી અણું પ્રમાણે રૂપ સૂક્ષ્મ, ધર્યું મારુતતન;
પુરમાં પ્રવેશ કર્યો તદા, ઘણી ધીરજ રાખી મન. ૧૫
માલમ થયું નહિ કોઇને, જે આવીયો હનુમંત;
પછે ભદ્રકાળીતણે મંદિર, પ્રવેશ્યો બળવંત. ૧૬
તે દેવળમાંહે ઘણા અસુર, કરે કપટ જપ અનુષ્ઠાન;
ભ્રષ્ટ શાસ્ત્રના જપે મંત્ર મલીન, પ્રયોગ હોમ વિધાન. ૧૭
પછે અદૃશ્ય થઇને નિશાએ, માંહે પ્રવેશ્યા કપિભૂપ;
ડાબી પુંઠે તે દેવીને ધરી, બેઠા દિવ્ય સ્વરૂપ. ૧૮
સિંદુરચરચિત તન દીરઘ, વિકરાળ મુખ લોચન;
જીભ્હા પ્રલંબ ચતુર્ભુજા, એવા થયા મારુત તન. ૧૯
પછે દેવળકેરાં દ્વાર ભીડી, બેઠા મંદિરમાંહે;
પ્રભાત કાળ હવો તદા, સહુ અસુર આવ્યા ત્યાંહે. ૨૦
અહિમહી પૂજા સિદ્ધ કરીને, આવ્યા તેણીવાર;

તેણે ઘણી સ્તુતિ કરી માતની, પણ ઉઘડે નહિ દ્વાર. ૨૧
ત્યારે બોલ્યા દેવી મારુતિ, માંહેથી સ્વર અતિ ઘોર;
અલ્યા વચન મારૂં સાંભળો, તમો અસુર મૂકો શોર. ૨૨
આટલા દિન હું ગઈ હતી, લંકામાં લેવા ભોગ;
અલ્યા ધન્ય છે તમો અસુરને, ભલો મેળવ્યો સંજોગ. ૨૩
મેં વાનરનો સંહાર કર્યો, ખપ્પર ભરીયું ત્યાંહે;
તમો રામ લક્ષ્મણ લાવિયા, તેમાટે આવી આંહે. ૨૪
હું પ્રસન્ન થઇ છું આજ તમને, કરો કહું તે કામ;
મને ભોગ પૂજા સમરપી, પછે લાવો લક્ષ્મણ રામ. ૨૫
મદ્ય માંસથી હું તૃપ્ત થઈ, હવે રુચે નાંહિ લગાર;
માટે પંચામૃત પકવાન્ન લાવો, કરીશ તેનો આહાર. ૨૬
એવું સુણીને કહે વૃદ્ધ અસુર, આજ થયાં માત પ્રસન્ન;
હવે વિઘ્ન એકે નહિ નડે, અહિમહી હરખ્યા મન. ૨૭
તે મંદિર તતક્ષણ ઉઘડ્યું, દરશન પામ્યા તેહ;
આશ્ચર્ય સર્વે પામીયા, જોઇ રૂપ અદ્દભુત એહ. ૨૮
પકવાન્ન મેવા વિવિધના, પછે મંગાવ્યા તેઠાર;
મારુતિ દેવીએ તદા કર્યો, સકળ અમૃત આહાર. ૨૯
પછે તૃપ્તી થઇને બોલિયા, હવે લાવો લક્ષ્મણ રામ;
પછી મનોરથ પૂરૂં તમારા, સકળ જે મનકામ. ૩૦
એવું સુણી મન આનંદ પામ્યા, અસુર અહિમહી જેહ;
ત્રીશ કોટી અસુર સાથે, લેવા ચાલ્યા તેહ. ૩૧

વલણ

લેવા ચાલ્યા રામ લક્ષ્મણને, અહિમહી બન્યો વીર રે;
તે મંદિર ઉઘાડી માંહે પ્રવેશ્યા, જ્યાં પોઢયા શ્રીરણધીર રે. ૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे हनुमंत-देवीरूपधारणं नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**

# અધ્યાય ૩૪ મો

રાગ સામેરી

અહિમહીતણા મંદિર વિષે, જ્યાં પોઢ્યા લક્ષ્મણરામ;
તે લેવા સારૂ અસુર સરવે, આવ્યા તેણેઠામ. ૧
ત્યાં આવીને આકર્ષિયું, નાગપાસ તેણીવાર;
મોહનિદ્રા નિવારણ કરી, ત્યારે જાગ્યા જુગદાધાર. ૨
મૃગચર્મ સજ્યા ઉપર બેઠા, થયા લક્ષ્મણરામ;
ત્યારે સૌમિત્રી કહે અહીં કેમ આપણ, આવ્યા પૂરણકામ. ૩
રઘુવીર કહે રે ભાઇ હાવે, ધીરજ રાખો મન;
એ હરણ કરી આપણને લાવ્યા, અસુર પાપી જન. ૪
આપણે ભાર ઉતારવો, પૃથ્વીતણો નિરધાર;
ત્યારે અહિરાવણ મહીરાવણનો પણ, કરીશું સંહાર.. ૫
પછે રામ લક્ષ્મણને કરાવ્યાં, પંચામૃતથી સ્નાન;
અમલ અંબર પવિત્ર લાવી, કરાવ્યાં પરિધાન. ૬
શણગાર સુંદર પેહેરાવ્યા, શુભ ચંદન ચરચ્યાં અંગ;
પુષ્પની માળા કંઠ ઘાલી, શોભિયા શ્રીરંગ. ૭
એવા શ્યામસુંદર જગતમોહન, કોટી કામસ્વરૂપ;
પધરાવીયા પછે કનક રથમાં, જુગલ રવિકુળ ભૂપ. ૮
એક રાણી મહીરાવણતણી, ચંદ્રસેના તેનું નામ;
તે સ્ત્રીએ દીઠા રામને, મોહ પામી તેણે ઠામ. ૯
તેને કામભાવ ઉદે થયો, જોઇ રૂપ શ્રીરઘુવીર;
મૂર્ત્તિ ઉતારી ધ્યાનમાં, થઇ સમાધિ મતિધીર. ૧૦
ધ્યાનસ્થ થઈ મંદિરવિષે, તે ઠરી બેઠી નાર;
રથમાં બેસાડી રામ લક્ષ્મણને, ચાલ્યા અસુર અપાર. ૧૧
વાજીંત્ર આગળ વાજતાં, થાય ચમર ચારે પાસ;
શેરીએ લોક જોવા મળ્યા, જે કોટી કામ નિવાસ. ૧૨
મોહ પામી નારી નગરની, જોઈ રામરૂપ રસાળ;
પછે પરસ્પર વાતો કરે, એ હશે કોના બાળ. ૧૩

એક ત્રિયા કહે તમો શું જાણો, અનરથ એહ અપાર;
ભોગ આપવા ભદ્રકાળીને, આણ્યા રાજકુમાર. ૧૪
એવું સુણી હાહાકાર વરત્યો, કરે સહુ કલપંત;
લોક કહે એ કુશળ રહેજો, થજો અસુરનો અંત. ૧૫
પછે ભદ્રકાળીતણે મંદિર, લાવીયા રણધીર;
દેવી સન્મુખ ઉભા રાખ્યા, રામ લક્ષ્મણ વીર. ૧૬
હનુમંતે દીઠા રામને, કર્યો મનોમય નમસ્કાર;
હનુમંતનો જોઇ વેશ અદ્દભુત, હસ્યા જુગદાધાર. ૧૭
સહુ સામગ્રી પૂજાતણી, અસુરે તે મૂકી પાસ;
શ્રીરામ લક્ષ્મણ પૂજા કરતા, સ્વહસ્તે અવિનાશ. ૧૮
મારુતિદેવી પૂજતા, રઘુવીર પૂરણ બ્રહ્મ;
અંજની સુત સંકોચ પામે, કો ન જાણે મર્મ. ૧૯
હનુમંત અંગે તેલ સિંદુર, ચરચિયું શ્રી રઘુવીર;
ધૂપ દીપ ને પુષ્પમાળા, શોભે રક્ત શરીર. ૨૦
શ્રીરામે સિંદુર તેલ ચરચ્યું, મારુતિને તન;
તે માટે અદ્યાપિ ચઢે છે, સુણો શ્રોતાજન. ૨૧
એ સેવક સ્વામી રામ માટે, કર્યું અંગીકાર;
તે સદાએ લાગે પ્રિય વળી, કહું બીજો પ્રકાર. ૨૨
શનિશ્ચરનું ભૂષણ કહીએ, તેલ સિંદુર જેહ;
તેને ચરણેચાંપિયો, અંજની પુત્રે એહ. ૨૩
વળી પનોતી સહુ લોક કહે પણ, શનિશ્ચર એકરૂપ;
તેની પૂજાએ તેલ સિંદુર, ચઢે અંગ અનુપ. ૨૪
એ પ્રકારે હનુમંતજીએ, પૂજન કર્યું અંગીકાર;
પૂંજા કરી એમ રામલક્ષ્મણ, ઉભા તેણેઠાર. ૨૫
વાજીંત્ર વાજે અતિ ઘણાં, અસુર હરખે મન;
અહિમહી કરમાં શસ્ત્ર લેઇને, બોલ્યા ગર્વ વચન. ૨૬
અલ્યા તમારે કરવું હોય તેનું, સ્મરણ કરીલ્યો જાણ;
આ ભવાનીને ભોગ હવડાં, આપીશું નિરવાણ. ૨૭
રઘુવીર કહે મુજ સ્મરણ કરીને, પ્રાણી પાપ મૂકાય;

ત્યારે સ્મરણ કોનું હું કરૂં, છું બ્રહ્માંડ કેરો રાય. ૨૮
પણ પ્રાણસખા હનુમંત મારો, વજ્રદેહી સુર;
જેનું નામ લેતાં વિઘ્ન કોટી, થાય ક્ષણમાં દૂર. ૨૯
અમો સ્મરણ કરીયે તે તણું, છે ઘણો વહ્લભ એહ;
અમો જાણું છું ક્ષણમાંહે હવડાં, પ્રગટ થાશે તેહ. ૩૦
પછે ખડગ ઉઘાડાં કરી અસુરે, ગ્રહ્યાં જેણીવાર;
તે સમે રૂપ પ્રગટ કર્યું, ગાજીયો પવનકુમાર. ૩૧

વલણ

વાયુકુમાર પ્રગટયો તદા, કરી ગર્જના ઘોર પ્રચંડ રે;
અશેષ અસુર ભય પામીયા, ખળભળ્યું સકળ બ્રહ્માંડ રે.૩૨

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामलक्ष्मणपूजनानंतरं हनुमता स्वरूपधारणं नाम चतुस्त्रिंशोऽध्यायः ॥**

# અધ્યાય ૩૫ મો

રાગ મારુ

ધર્યું દીર્ઘરૂપ હનુમંત, જાણે વિશ્વનો કરશે અંત;
કરી ગર્જના ઘોર ધુરાવ, થયા આસુરીના ગર્ભસ્રાવ. ૧
લીધા ઉંચળી લક્ષ્મણ રામ, સ્કંધપર બેસાડયા અભિરામ;
વધાર્યું રૂપ ઉંચું આકાશ, કરવા માંડયો અસુરનો નાશ. ૨
પુંછઝાપટે કેટલા પાડયા, કોને ચરણ ઝાલીને પછાડયા;
કોનાંકરથકી ઉડાડયાં શીશ, પદઘાએ મારે કરી રીશ. ૩
એમ વજ્રદેહી મહાવીર, માર્યા અસુર ઘણા રણધીર;
અહિરાવણને પાટુ એક મારી, પામ્યો મરણ પડયો તે સુરારી.
જોઈ બંધુમરણ નિરધાર, કોપ્યો મહીરાવણ તેણીવાર;
થયો સાંપ્રદ કરવા યુદ્ધ, સૈન્ય તેડાવ્યું કરીને ક્રોધ. ૫
પછી નીકળ્યા પુરની બહાર, મહીરાવણ ને પવનકુમાર;
છે મહીરાવણ મહાબળવાન, પામ્યો છે તપ કરી વરદાન. ૬
ન પામે હનુમંતથી મર્ણ, વિચાર્યું એમ અશરણ શર્ણ;
ભાથા ધનુષ્ય સ્મર્યાં તેણીવાર, આવ્યાં તતક્ષણ ત્યાં નિરધાર.

બંન્યો વીરે ગ્રહ્યાં કરમાંહે, ઉતર્યા પૃથ્વી ઉપર પ્રભુ ત્યાંહે;
રામે કર્યો ધનુષ્યટંકાર, મહીરાવણ તવ કોપ્યો અપાર. ૮
મહીરાવણ મૂકે છે બાણ, તે છેદેછે પુરુષ પુરાણ;
રામ બાણ મૂકે છે અખંડ, વાગે અસુરને અંગ પ્રચંડ. ૯
તનમાંથી રુધિર સ્ત્રવે જ્યારે, ઉદે થાય મહીરાવણ ત્યારે;
પડે બિંદુ તે પૃથ્વી મોઝાર, તેના પ્રગટે છે અસુર અપાર. ૧૦
મહીરાવણ થયા કોટાનકોટી, એવી અસુરની માયા મોટી;
તે તદ્‌વત અસુર સમસ્ત, ધાયા રામ ઉપર ગ્રહી શસ્ત્ર. ૧૧
કરવા લાગ્યા બહુવિધિ માર, રામ વિસ્મે પામ્યા તેણીવાર;
વાધ્યું અસુરતણું બળ જોતે, હનુમંત સામું પોતે. ૧૨
ત્યારે મારુતિ કહે મહારાજ, આ તો દીસે છે વિપરીત કાજ;
માટે પૂછી આવું એનું મર્ણ, તમો જુદ્ધ કરો અશરણ શર્ણ.
એમ કહીને ઉડયા હનુમંત, સાગર ઓળંગ્યા બળવંત;
પેલી મકરી પોતાની જેહ, આવી વૃત્તાંત પૂછયું તેહ. ૧૪
ત્યારે મકરી કહે મહારાજ, સુણો ઉત્પત્તિ કહું એની આજ;
એક સમે દેવાંગના રંભા, જતીતી સ્વઇચ્છાયે અસંભા.૧૫
ભૃગુ બેઠાતા મારગ માંહે, તે પાસે થઈ ચાલી ત્યાંહે;
તે મુનિને નમી નહિ તાસ, અભિમાનથી કીધું હાસ. ૧૬
ભૃગુને તવ ચઢિયો ક્રોધ, દીધો શાપ તે પામી વિરોધ;
મુને નમી નહિ પાપણી, માટે રંડા તું થાજે સાપિણી. ૧૭
તામસી ઘોર વનમાં ફરજે, નિત્ય જીવની હિંસા કરજે;
એવો શાપ સુણી તે કર્ણ, લાગી રંભા મુનિને ચર્ણ. ૧૮
મુજ અનુગ્રહ કરો મુનિદેવ, ત્યારે બોલ્યા ભૃગુ તતખેવ;
આખા દિવસ મધ્યે ક્ષણ એક, થઈશ પદ્મની રૂપ વિશેક.૧૯
કોઇ સમે તુને દેખશે રવિ, ઉદે કામ થશે અનુભવી;
પડશે તુજપર રવિ કંદર્પ, ત્યારે દેહ મૂકાશે સર્પ. ૨૦
ત્યારે પામીશ મૂળ સ્વરૂપ, એવું બોલ્યા મુનિવર ભૂપ;
તે રંભા થઇ સર્પણી ત્યાંહે, ફરતી હિંડે ઘોર વનમાંહે. ૨૧
એક સમે તે થઇ પદ્મણી, ત્યારે મોહ પામ્યા દિનમણી;

પડયું રેત અમાસને દીન, તેના ભાગ થયા બે ભિન્ન. ૨૨
પડતામાં થઈ સર્પણી એહ, આવી મુખમાં પડયું વીર્ય તેહ;
અહિમુખમાં થયું જે રોધ, તેનો પ્રગટયો અહિરાવણ જોધ.૨૩
પૃષ્ટ પરસી પડયું મહીમાંહે, તેનો મહીરાવણ થયો ત્યાંહે;
પછે રંભા પામી ઉદ્ધાર, થયા બળીયા તે અસુર અપાર. ૨૪
તેણે નગર મહિકાવતી જાણ, વસાવીને રહ્યા નિરવાણ;
કહે મકરી હું એટલું જાણું,બીજું જાણયા વિના શું વખાણું.
રક્ત બિંદુના રાવણ થાય, કહું તે જાણવાનો ઉપાય;
મહીરાવણને ઘેર છે નાર, ચંદ્રસેના પૃથ્વીનો અવતાર.૨૬
તેને જઇને પૂછો આજ, તેનું મરણ કહેશે મહારાજ;
એવું સુણીને ઉડયા હનુમંત, આવ્યા નગ્રમાંહે બળવંત.૨૭

વલણ

બળવંત શ્રીહનુમંત આવ્યા, મહિકાવતી મોઝાર રે;
સૂક્ષમ રૂપ ધરીને પેઠા, જ્યાં રાયનો રાજદ્વાર રે. ૨૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे अहिरावण-महीरावणयोरुत्पत्तिकथनं नाम पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

## અધ્યાય ૩૬ મો

રાગ આશાવરી

રાજદ્વારમાં આવ્યા મારુતિ, સૂક્ષમ રૂપે ત્યાંહે;
મહીરાવણની રાણી ચંદ્રસેના, બેઠી મહોલજમાંહે. ૧
સમાધિસ્થ બેઠી વિધુવદની, રામસ્વરૂપનું ધ્યાન;
એકલગ્ન રઘુવર મૂર્તિમાં, નથી કંઇ બીજું ભાન. ૨
જ્યારે મહીરાવણ શણગારી રામને, લેઇ ચાલ્યો જેણીવાર;
ત્યારે ચંદ્રસેના જોઇને મોહ પામી, વાધ્યો કામ અપાર. ૩
મન એમ જાણયું સ્વામી થાય મારા, પૂરે મનોરથ કામ;
એ અભિપ્રાયે ધ્યાન ધરે છે, બેઠી તેણે ઠામ. ૪
ત્યારે મારુતિએ ત્યાં આવી જગાડી, ધ્યાનમાંથી તે નાર;
નેત્ર ઉઘાડી જુવે તો પાસે, ઉભા પવનકુમાર. ૫

અરે ભાઈ તું કોણ છે કપિજન, ક્યમ આવ્યો કહે વાત;
ત્યારે નમસ્કાર સતીને કરી વળતા, બોલ્યા મારુતજાત. ૬
અરે માત સંકટમાં પડયા છે, રઘુપતિ રણ મોઝાર;
રક્તબિંદુના ઉદ્દે થાય છે, મહિરાવણ તે અપાર. ૭
તેનો શો ઉપાયજ કરીયે, ક્યમ પામે એ નાશ;
તમો જાણો છો માટે હું આવ્યો, પૂછવાને તમ પાસ. ૮
ત્યારે સતી કહે સુણ અંજનીનંદન, મુને મેળવ રઘુરાય;
જો મારો મનોરથ પૂર્ણ કરે તો, કહું એ તુજને ઉપાય. ૯
જો તેડી લાવે રઘુપતિને આંહિં, પીડા ટાળે મારી;
હનુમંત કહે મહિરાવણ મુવા પછી, લાવું અવધવિહારી. ૧૦
પછે વજ્રદેહીએ વચનજ આપ્યું, ચંદ્રસેનાને ત્યાંહે;
તારા પૂરણ મનોરથ કરવા લાવીશ, રામચંદ્રને આંહે. ૧૧
ત્યારે ચંદ્રસેના કહે સુણો મારુતી, કહું એ કારણ ભેવ;
મહીરાવણે પૂર્વે ઉગ્ર તપ કરીયો, આરાધ્યા મહાદેવ. ૧૨
પ્રસન્ન થયા શિવ પ્રગટયા તતક્ષણ, માગ્ય માગ્ય વરદાન;
ત્યારે મહીરાવણ કહે મુજને આપો,અમોઘ વર ભગવાન.૧૩
હું રણમાં યુદ્ધ કરૂં ત્યારે મુજપર, અમૃતવૃષ્ટિ થાય;
સજીવ થાય મુજ રક્તબિંદુ એ, વર આપો શિવરાય. ૧૪
ત્યારે અસ્તુ કહી શિવ ચાલ્યા તતક્ષણ, વર આપી તેણીવાર;
પાતાળ માંહે કુંડ ભર્યો છે, તે અમૃત કેરો સાર. ૧૫
તે શિવ આજ્ઞાએ ભ્રમર લક્ષાવધિ, સુધા ચંચુ ભરી તેહ;
તે યુદ્ધ સમે મહીરાવણ ઉપર, વૃષ્ટિ કરે છે એહ. ૧૬
તે અમૃતશ્રાવ થકી રક્તબિંદુ, સજીવ થાય નિરવાણ;
તે માટે તે કોઇએ જીતાય નહિ, વળી મરણ ન પામે જાણ.૧૭
માટે ભ્રમર આવતા બંધ કરો તો, આવે એનો કાળ;
એવાં વચન સુણીને અંજનીનંદન, ગયા તરત પાતાળ. ૧૮
અમૃત કુંડ ઉપર જઈ જોયું, દીઠું તે પ્રત્યક્ષ;
સ્થૂળ રૂપે શીલીમુખ અમૃત લેઇ, જાય લક્ષાનુલક્ષ. ૧૯
પછી હનુમંતે ત્યાં રોધ કર્યો, તે ખટપદ કેરો ત્યાંહે;

ત્યારે અમૃત સરવે બંધ થયું, જે જાતુંતું જુદ્ધ માંહે. ૨૦
ત્યાં લોકપાળનું રક્ષણ છે, કુંડ અમૃત ઉપર જેહ;
તે સાક્ષાત રુદ્રાવતાર હનુમંતને, જોઇ નવ બોલ્યા તેહ. ૨૧
તે ભ્રમર મધ્યે એક મોટો હતો, સહુ ભ્રમરતણો સરદાર;
તેને વાયુકુમારે ઝાલ્યો તતક્ષણ, મારવા માંડયો માર. ૨૨
તેણે અંજનીસુતની સ્તુતિ કરી, આવ્યો શરણાગત તેણીવાર;
પ્રાણદાન પ્રભુ આપો મુને, હું કરીશ કંઈ ઉપકાર. ૨૩
તેનું વચન લેઇને પાસે રાખ્યો, ખટપદને હનુમંત;
પછી રામચંદ્રની પાસે આવ્યા, મારુતસુત બળવંત. ૨૪
રઘુપતિને કહ્યું પ્રભુ તમો હાવે, મૂકો બ્રહ્માસ્ત્ર બાણ;
એ સકળ રૂપ મહીરાવણનાં તે, નાશ થશે નિરવાણ. ૨૫
પછે રામે બ્રહ્મશર ક્રોધ કરીને, મૂકયો તેણીવાર;
અનેક રૂપશું મહીરાવણનો, કરિયો છે સંહાર. ૨૬
વળી મહીરાવણનું સૈન્ય હતું, ઘણા રાક્ષસ બળીયા ત્યાંહે;
તે પુંછવડે બાંધી હનુમંતે, નાખ્યા સાગરમાંહે. ૨૭
એમ અહિ મહીરાવણ માર્યા રામે, વરત્યો જયજયકાર;
દેવે દુંદુભી નાદ કર્યાં ને, પુષ્પની વૃષ્ટિ અપાર. ૨૮
તે સમે શ્રીરઘુવીરે ચાપ્યા, હનુમંત રુદીયા સાથે;
ધન્ય ધન્ય મારુતસુત તુજને, વખાણ કર્યાં રઘુનાથે. ૨૯

વલણ

રઘુનાથ પૂછે હનુમંતને, શું કરી આવ્યો કાજ રે;
જે મહીરાવણ સરખો અસુર બળિયો, મૃત્યુ પામ્યો આજરે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे महीरावण-मरणं नाम षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥**

---

# અધ્યાય ૩૭ મો

રાગ મારૂ

રઘુવીર પૂછે મારુત સુતને, તું જઈ આવ્યો કયાંહે;
શે ઉપાયે કરી મહિરાવણ, મૃત્યુ પામ્યો આંહે. ૧

એવું સુણીને હનુમંતનું, મુખ કરમાયું સાક્ષાત;
પ્રભુ અંતરજામી છો તમો, નથી અજાણી કાંઇ વાત. ૨
વૃત્તાંત કહ્યું સહુ મારુતી, ઉત્પત્તિ શિવ વરદાન;
એક બંધનમાં હું આવ્યો છું, તે સુણો શ્રીભગવાન. ૩
મહારાજ રાણી મહીરાવણની, ચંદ્રસેના એવું નામ;
તેને ઇચ્છા છે પ્રભુ તમારી, જોઇ રૂપ વ્યાપ્યો કામ. ૪
તેણે મહીરાવણનું મૃત્યુ બતાવ્યું, સુણો શ્રીમહારાજ;
તેને મેં આપ્યું વચન પ્રભુ, થયું એવું કાજ. ૫
એવાં વચન સુણી હનુમંતનાં, પછી બોલ્યા શ્રીરઘુવીર;
રે પ્રાણસખે તું જાણે છે મુજ, ધરમ કારણ ધીર. ૬
એકપત્ની વ્રત જે માહેરૂં, નથી અજાણ્યું તુને આજ;
તું ચતુર થઇ ભૂલો પડયો, કયમ થાય એવું કાજ. ૭
પણ વચન જે તેં આપીયું, મારે કરવું સત્ય પ્રમાણ;
જો વચન તારૂં જાય તો, મુજ લાજ ગઈ નિરવાણ. ૮
માટે ચંદ્રસેનાની પાસે ચાલો, સત્ય કરીએ એહ;
વિવેકે કરી સમજાવીયે, કંઇ કળાએ કરી તેહ. ૯
એવું કહી હનુમંત સાથે, રામ લક્ષ્મણ વીર;
ચંદ્રસેનાને ઘેર આવ્યા, સત્યવ્રત રણધીર. ૧૦
ત્યારે રાણીએ આદર થકી, પૂજા કરી બહુ પેર;
આનંદશું આસનપર, પધરાવીયા નિજ ઘેર. ૧૧
પેલા ભ્રમરને આજ્ઞા કરીતી, હનુમંતે પ્રથમે ત્યાંહે;
તેણે પાઇયા કોર્યાં પલંગના, પેઠો સૂક્ષમ થઇ તે માંહે. ૧૨
રંભાપત્ર પ્રમાણે રાખ્યું, ઉપર દળ સાબુત;
માંહે પાઇયા સહુ પોલા કર્યા, ક્ષણમાંહે તે અદ્દભુત. ૧૩
મારુતી કહે રે ચંદ્રસેના, પધાર્યા શ્રીરામ;
માટે સજ્યા તું સાવધાન કર, પૂરે મનોરથ કામ. ૧૪
વિરાજશે પ્રભુ પલંગે, તારે અમારે એ સરત;
જો ભાંગી પડશે પલંગ એ તો, ઉઠી જાશે તરત. ૧૫
ચંદ્રસેના કહે પ્રભુ દૃઢ પલંગ છે, પધારો હાવે આંહે;

હનુમંત લક્ષ્મણ બાહાર બેઠા, રામ ગયા ઘરમાંહે. ૧૬
પલંગે જઈ બેઠા પ્રભુ ત્યારે, ભાગી પડયો તતખેવ;
રઘુવીર હસીને ઉઠિયા, આવ્યા બારણે અવશ્યમેવ. ૧૭
ત્યારે ક્રોધ કરી ચંદ્રસેના બોલી, પામી મન પરિતાપ;
અલ્યા કપિ તેં કપટ કીધું, દેઇશ તુજને શાપ. ૧૮
તેં મંચ કોરાવ્યો માહરો, પછે બેસાડયા રઘુરાય;
મને છળ કરીને છેતરી, માટે કરૂં તુંને શિક્ષાય. ૧૯
એમ ક્રોધ કરી બોલી સતી, હનુમંતશું તેણીવાર;
ત્યારે સજળ નેત્રે રામ સામું, જોયું પવનકુમાર. ૨૦
પછે કૃપા કરી પ્રભુએ તદા, તેને મસ્તક મૂકયો હાથ;
તેનો ક્રોધ સરવે સમાવીયો, હસી બોલ્યા શ્રીરઘુનાથ. ૨૧
અરે સતી ચિંતા નવ કરીશ, નવ થઇશ ચિત્ત અધીર;
એકપત્નીવ્રત છે માહરે, માટે રાખ્ય મનમાં ધીર. ૨૨
મારી મૂરતિ હવડાં ધ્યાનમાં, તું ભોગવ્ય કરીને પ્રીત્ય;
પછી આગળ કરી અરધાંગના,તુને આપીશસુખબહુરીત્ય.૨૩
હું દ્વાપરમાંહે ધરીશ જે વારે, કૃષ્ણનો અવતાર;
ત્યારે સત્યભામા તું થઇશ, મુજ પટરાણી નિરધાર. ૨૪
વરદાન એવું આપિયું, ચંદ્રસેનાને ભગવાન;
પછે રામમૂર્તિ રુદે રાખી, ધરવા બેઠી ધ્યાન. ૨૫
એમ સમાધાન સહુનું કર્યું, સમરથ શ્રીરઘુપત્ય;
એ કથા અગ્નિ પુરાણમાં છે, વ્યાસવાણી સત્ય. ૨૬

વલણ

સત્યવતી સુત વ્યાસે કહી છે, અગ્નિપુરાણ કથાય રે;
કહે દાસ ગિરિધર એકવાર બોલો,જયજય શ્રી રઘુરાય રે.૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामेण चंद्रसेनाया वरप्रदानं नाम सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

# અધ્યાય ૩૮ મો

રાગ મેવાડો

ેમ ચંદ્રસેનાને વરદાન આપ્યું, પાળ્યું વચન રણધીર જી;
.કરધ્વજને તેડાવ્યો તતક્ષણ, પોતે શ્રીરઘુવીર જી. ૧
ાજ આપ્યું તેને મહિકાવતીનું, બેસાડયો આસન જી;
છી રામ લક્ષ્મણને સ્કંધે લેઇને, કૂદ્યો વાયુતન જી. ૨
.ધિસમુદ્ર ઓળંગી આવ્યા, આણી તીરે રઘુરાય જી;
ાં નળ નીલને અંગદ મળિયા, લાગ્યા રામને પાય જી. ૪
છે સરવ એકઠા થઇને ચાલ્યા, આવ્યા સુવેલુ મોઝાર જી;
ગ્રીવ વિભીષણ મળ્યા રામને, વરત્યો જે જે કાર જી. ૫
ન્ય સકળ હરખ્યું વાનરનું, જોઇ કુશળ ભગવંત જી;
રવ સભા કરી મહિકાવતીનું, રામે કહ્યું વરતંત જી. ૫
નુમંતને વારંવાર વખાણ્યા,ધન્ય ધન્ય પવનકુમાર જી;
પ્રાણસખે એવો હું તુજને, શો કરૂં પ્રતિઉપકાર જી. ૬
ણો વિભીષણ સુગ્રીવ સરવે, સત્ય કહું છું વાણજી;
ા મારુતિ સરખો પૃથ્વીમાં કો, નથી બળીયો નિરવાણ જી.
ણે મારાં કારજ બહુ કીધાં, દુઘર્ટ ન કહેવાયજી;
મ ઘણી સરાહના કરી હનુમંતની, દ્રવિત થયા રઘુરાય જી.
ારે વિભીષણ કહે પ્રભુ શું ન કરે જે,સેવે તમારા ચર્ણ જી;
ભય નવ પામે કાળ થકી જેણે, ગ્રહ્યું તમારૂં શર્ણજી. ૯
મ પન્નગને વળી પાંખો આવે, સિંહ પરવતને શીષજી;
ેા ને વળી રણમાં ચઢિયો, પંડિત ને પ્રસન્ન વાગીશ જી.
ાર ને વળી દ્રવ્ય સાંપડે, વૈદ ને વિદ્યા સંજીવ જી;
ુક્ષુ ને વળી સદ્દગુરુ મળિયા,થયા પ્રસન્ન અસુરને શિવ જી.
મૂલ્ય રત્ન આભૂષણ જડીયું, નૃપ નિષ્કંટક રાજ જી;
મ મહાબળીને વળી દાસ તમારો,તે શું ન કરે એવું કાજ જી.
વાં વચન સુણીને રઘુપતિ હરખ્યા,પ્રસન્ન થયા હનુમંતજી;
મ સભાસહિત સુવેલુએ બેઠા, લક્ષ્મણ ને ભગવંતજી.૧૩

હાવે રાવણ કેરા અનુચર ફરતા, ચરચા જોવા ત્યાંહે જી;
તેણે જઈ વૃત્તાંત કહ્યું સહુ, દશમુખ બેઠો જ્યાંહે જી. ૧૪
અહિ મહીનો સંહાર કરીને, આવ્યા લક્ષ્મણ રામ જી;
કુશળ સુવેલુએ સભા કરીને, બેઠા તેણે ઠામ જી. ૧૫
એવાં વચન સુણીને દશમુખ કંપ્યો,નિષ્ફળ થઈ સહુ આશ જી;
અતિ ઘણી ચિંતા મનમાં પ્રગટી, છેક થયો છે નિરાશ જી. ૧૬
ઇંદ્રજીત સરખો પુત્ર ગયો વળી,કુંભકરણ જેવો ભાઇ જી;
અહિ મહી સરખા મિત્ર પ્રધાન તે,કાળે નાખ્યા ખાઇ જી. ૧૭
હાવે શું કરવું છે મારે જીવીને, આ દુઃખરૂપી સંસાર જી;
કુટુંબ સર્વનો નાશ થયો, હાવે જીવ્યાને ધિક્કાર જી. ૧૮
એમ રાવણ ચિત્તમાં ચિંતા કરે,મન આવ્યો શ્મશાનવૈરાગ જી;
પછી સાવધાન થયો જુદ્ધ કરવાને,દલમાં લાગ્યો દાગ જી.૧૯
જેટલું સૈન્ય પોતાનું હતું તે, સજ્જ કરાવ્યું સોય જી;
પડો ફેરવ્યો પુર પોતાને, જોધ રહે નહિ કોઇ જી. ૨૦
ચતુરંગ દળ સાજી રાવણ, નીકળ્યો પુરની બાહાર જી;
નાના પ્રકારનાં વાજીંત્ર વાજે, શસ્ત્ર કરે ચળકાર જી. ૨૧
સૈન્યની સંખ્યા નવ થાય કોણે, જોધ ઘણા બળવંત જી;
પરવત જેવા હસ્તી ઘુમતા, હણહણે હય નહિ અંત જી. ૨૨
રથપદાતિનો પાર જડે નહિ, ખચ્ચર ઉંટ મહિષ જી;
તેની ઉપર રાક્ષસ બેઠા, પાપીતણા જે ઇશ જી. ૨૩
સહસ્ર વિજળી જેવો ઝળકતો, રાવણનો રથ જેહ જી;
વિધિ વિશ્વકર્મા જોઈ મોહપામે, એવો અદ્દભુત તેહ જી. ૨૪
અસ્ત્ર શસ્ત્ર તન મંડિત બેઠો, રાવણ તે રથમાંહે જી;
દશશીષ ઉપર છત્ર ચળકતાં, ચામર વિંજન ત્યાંહે જી. ૨૫
દશ કોદંડ ગ્રહી વીશ ભુજા, રથ બેઠો રાવણરાય જી;
એમ યુદ્ધ કરવાને રણમાં આવ્યો, જ્યાં છે કપિસેનાય જી.૨૬
તે જોઇને વાનર સર્વે ઉઠયા, મનમાં લાવી ક્રોધ જી;
જય બોલાવી રામની ચાલ્યા, જુદ્ધ કરવાને જોધ જી. ૨૭

વલણ

જુદ્ધ કરવાને કપિ કૂધા, નાદ થયો ભુભુકાર રે;
પછે ઉભે દળ સંગ્રામ કરવા,માંડયો તેણીવાર રે. ૨૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामरावणसंग्रामो नाम अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

# અધ્યાય ૩૯ મો

રાગ મારૂ

મહા ક્રોધ કરીને રાવણ આવ્યો, જુદ્ધ કરવા તેણીવાર;
તેની ઉપર તરુ પાષાણ ગિરિનો, વાનર કરતા માર. ૧
મહાદારુણ જુદ્ધ મંડાયું તે સમે, કોપીયા સહુ કીશ;
પ્રૌઢ પરવત મારતા, ફાટે અસુરનાં શીષ. ૨
રીંછ મરકટ કપિ ભાલુ, ઊછળ્યા ચોહોપાસ;
પદઘાવ મુષ્ટિ વજ્ર મારે, કરે અસુરનો નાશ. ૩
કરનખે કરીને નેત્ર ફોડે, કરણુનાસા જેહ;
કપિ કરડતા દંતે કરી, થયા વિરૂપ રાક્ષસ તેહ. ૪
રાવણતણા રથ ઉપર ચઢીને, કૂદી કરતા ખંડ;
તે રથ ઉપર મળમૂત્ર કરી, મારે ઝાપટ પુંછ પ્રચંડ. ૫
એમ કપિતણું બળ જોઇને, કોપ્યો રાવણ રાય અપાર;
દિવ્ય બાણ મૂકી કપિસેના, કરી તારોતાર. ૬
સુસવાડ કરતાં ચાલતાં, વીજળી સરખાં બાણ;
તે અંગ ભેદે કપિતણાં, તતકાળ જાયે પ્રાણ. ૭
ઘણો માર જોઈ રાવણતણો, દશે દિશા નાઠા કીશ;
કોના કરપદ ત્રૂટતા તે, કપિ પાડે ચીશ. ૮
દળભંગ જોઇને કોપીયા, પછે રામ રણરંગ ધીર;
શર ચાપ ચઢાવી રાવણ સન્મુખ, ઉભા શ્રીરઘુવીર. ૯
છૂટવા માંડયાં ધનુષથી, રામનાં બાણ પ્રચંડ;
રાક્ષસતણો સંહાર વળિયો, વૃષ્ટિ થાય અખંડ. ૧૦
તે જોઇને દશકંધ કોપ્યો, કર્યા અનેક ઉપાય;

પણ અમોઘ શર શ્રીરામનાં, રાવણે નવ છેદાય. ૧૧
પછે રાવણે મૂક્યાં પંચશર, બ્રહ્માસ્ત્ર એકે કાળ;
વિદ્યુત લતા કે પંચાગ્ન, પંચ પ્રાણ કાળ કરાળ. ૧૨
સચ્ચિદાનંદને અંગ ભેદી, ગયાં પેલી પાર;
પણ પ્રભુ પાછા નવ ખસ્યા, વળી મૂકીને તે ઠાર. ૧૩
જ્યમ ખળ અતિ નિંદા કરે, નવ પામે સાધુ ખેદ;
અપાર ઘન વરસતાં ગિરિને, વ્યથા નવ થાય વેદ. ૧૪
એમ રાવણનાં પંચબાણ વાગ્યાં, ખસ્યા નહિ રણધીર;
પછે ચાપ ચઢાવ્યાં સપ્ત શર, રણપંડિત શ્રીરઘુવીર. ૧૫
તે ક્રોધ કરીને મૂકીયાં, સીતાપતિએ ત્યાંહે;
રાવણતણું તે રુદે ભેદી, પડયાં લંકામાંહે. ૧૬
ક્ષણેક મૂર્છિત રહ્યો રથમાં, વ્યથા થઈ દશશીષ;
સાવધાન થઈ પછે ઉઠીયો, જુદ્ધ કરવાને તે દીશ. ૧૭
ત્યારે લક્ષ્મણ કહે રઘુવીરને, પ્રભુ કરો તમો વિશ્રામ;
હું રાવણ સાથે જુદ્ધ કરૂં, તમ પ્રતાપે શ્રીરામ. ૧૮
એવું કહીને અર્ધચંદ્ર શર, મૂકીયું પન્નગ ઇશ;
રાવણ તણા સારથિ કેરૂં, છેદીયું તવ શીષ. ૧૯
દશ બાણ મૂકી દશાનનનાં, કાપ્યાં દશ કોડંડ;
વળી કવચ છેદ્યું અંગથી, પંચ બાણ મૂકી પ્રચંડ. ૨૦
વળી વિભીષણે તેણે સમે, અષ્ટ બાણ મૂકયાં રણમાંહે;
તેણે રાવણના રથતણા ઘોડા, અષ્ટ માર્યા ત્યાંહે. ૨૧
વળી એક બાણે ધ્વજા છેદી, ભાંગ્યો રથ શર વીશ;
ત્યારે બીજા રથપર બેઠો રાવણ, ગાજીયો દશશીષ. ૨૨
પ્રલ્લે અગ્નિવત કોપ કરી, બ્રહ્મશક્તિ કાઢી સંહારવા;
તે પરમ દારુણ તેજસ્વી, મૂકી વિભીષણને મારવા. ૨૩
તે શક્તિ દીઠી લક્ષ્મણે, જાણ્યું વિભીષણને મારશે;
એ શરણાગત છે આપણો, એને બીજો કોણ ઉગારશે. ૨૪
એમ વિચારી એક બાણ મૂકયું, લક્ષ્મણે તેણીવાર;
તે શક્તિના ત્રણ ભાગ કરિયા, છેદી છે નિરધાર. ૨૫

તે ખંડ પડતાં પૃથ્વીપર, થયા દગ્ધ અસુર અતિ ઘણા;
જો લક્ષ્મણ એ છેદત નહિ તો, પ્રાણ હરત વિભીષણતણા. ૨૬
માનભંગ પામ્યો દશાનન, બ્રહ્મશક્તિ વ્યર્થ ગઇ જદા;
ત્યારે રાવણ તે વિભીષણની સાથે, ક્રોધે કરી બોલ્યો તદા.૨૭
અલ્યા નપુંષક ધિક્કાર તુજને, શત્રુને શરણે ગયો;
તું અસુર કુળમાં અવતરીને, કુબુદ્ધિ કાયર થયો. ૨૮
અલ્યા અમે તારૂં કર્યું પાલણ, તે સરવ મિથ્યા ગયું;
જ્યમ ભસ્મમાં અવદાન આપે, એમ તુજ પર તે થયું. ૨૯
અલ્યા મૃતકને શણગાર જ્યમ, પરણાવી પદ્મની શંઢને;
કૃતઘ્નીને ઉપકાર જ્યમ, ગુણ કરીયે લંપટલંડને. ૩૦
એમ અમો તુજને પાળિયો, જ્યમ પાળે પયથી સર્પને;
તે આજ શત્રુનો થયો, મૂકી સકળ કુળ દર્પને. ૩૧
કુળમાં કંલક ઉદે થયો, કુળતણો કરવાનાશ;
જ્યમ વાંસ બાળે સકળ વન, કરી પ્રગટ અંગ હુતાશ. ૩૨
અલ્યા કુળતણો ક્ષે કરાવ્યો, તુજ બંધુને ધિક્કાર;
ઇન્દ્રજીતને તેં મરાવ્યો, કહી સકળ મર્મવિચાર. ૩૩
જેનું વેર ફૂટયું તેનું કર્મ ફૂટયું, એમ કહે શાસ્ત્ર પુરાણ;
એવાં વચન સુણી રાવણતણાં, બોલ્યા વિભીષણ વાણ. ૩૪
અલ્યા મંદ બુદ્ધિ મલીન પાપી, શી બોલે જૂઠી જલ્પના;
પહેલો વિચાર સૂઝયો નહિ હવે, મિથ્યા શી કરે કલ્પના.૩૫
તેં તારે હાથે ક્ષય કર્યું કુળ, શીદ લાવ્યો સીતા કરી હર્ણ;
રઘુવીર શરણે હું ગયો, જેથી ટળે જન્મ ને મર્ણ. ૩૬
દુરભાગી મેં તુજને કહ્યાં, ઘણાં વચન હેતુ મર્મનાં;
તે માન્યાં નહિ હાવે તારી મેળે, ભોગવ્ય ફળ જે કર્મનાં. ૩૭
રૂડી શીખ દેતાં પાટુ મારી, કાઢી મૂકયો મુજને;
અલ્યા પ્રલ્હાદે જ્યમ પિતા તજીયો, એમ તજ્યો મેં તુજને.૩૮
એવાં વિભીષણનાં વચન સુણી, બોલ્યો રાવણ રીસે જાણ;
અલ્યા લક્ષ્મણે તને ઉગાર્યો, નહિ તો લેત તારા પ્રાણ. ૩૯
પણ હવે જો તું મારૂં પ્રાક્રમ, નામ રાવણ મુજતણું;

અલ્યા તુને જેણે રાખીયો, તે લક્ષ્મણને હવડાં હણું. ૪૦

વલણ

અલ્યા હણું હવડાં લક્ષ્મણને, જેણે બ્રહ્મશકિત કરી ખંડ રે;
એમ કહીને કોપ્યો દશાનન, જાણે ઉજાડશે બ્રહ્માંડ રે. ૪૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांड विभीषण-
रावणसंग्रामे एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

# અધ્યાય ૪૦ મો

રાગ મારૂ

કોપ્યો રાવણ તેણીવાર, મારૂં લક્ષ્મણને નિરંધાર;
મારો વિજયી પુત્ર ઇન્દ્રજીત, એણે માર્યો કરીને અનીત. ૧
પુત્રનું વૈર લેઉં આજ, ત્યારે હોલાય મારી દાઝ;
એવું કહી કાઢી શકિત એક, ધગધગતી તેજ વિશેક. ૨
સહસ્ર સૂર્ય ઉગ્યા હોય જ્યમ, જેવી જીહ્વા કૃતાંતની ત્યમ;
પ્રલય મેઘતણી મુખ્ય વીજ, સર્વ અગ્નિ તણું જ્યમ બીજ. ૩
કે સમેટી સપ્ત કોટી મંત્ર, શકિતરૂપે થયા એક તંત્ર;
એવી અમોઘ શકિત જેહ, મયનામાએ આપીતી તેહ. ૪
દશાનન પોતાનો જમાત્ર, કર્યું તું દાન જાણીને પાત્ર;
ન્હોતી કાઢી તે રાવણરાજ, રાખીતી જીવરક્ષણ કાજ. ૫
કાઢી લક્ષ્મણને હણવા તેહ, મંત્ર ન્યાસયુકત કરી એહ;
પછે મૂકી શક્તિ દશશીશ, ચાલી ગર્જના કરતી તે દિશ. ૬
નવ ખંડવતી ધરાસ્થાન, તે સમે થઈ કંપાયમાન;
ઉછળ્યા સિંધુ ડોલ્યા દિગપાળ, ગિરિ શિખર પડ્યાં તે કાળ. ૭
પળ્યા દેવ લેઇને વિમાન, ઉભે સેન્યા થઈ ભયવાન;
ચાલી સાંગ કરતી સુસવાડ, જાણે વિશ્વનો કરશે ઉજાડ. ૮
દીઠી આવતી તે હનુમંત, ડાબે હાથે ઝાલી બળવંત;
ત્યારે શક્તિ થઇ સ્રીરૂપ, સુંદરી વરસ સોળ અનુપ. ૯
બોલી હનુમંત સાથે વચન, મૂકય મૂકય મુને વાયુતન;
હે મારુતિ તું બ્રહ્મચારી, કયમ ગ્રહણ કરે પરનારી. ૧૦

હું રાવણની કન્યા આજ, જાઉં સૌમિત્રને વરવાકાજ;
એવું સુણી ઇન્દ્રજીત યોગીંદ્ર, લાજ્યા મનમાં તે મૂકીબળીન્દ્ર.
ચાલી શક્તિ થઇ મૂળરૂપ, દીઠી આવતી પન્નગ ભૂપ;
તેને છેદવા તતક્ષણ જાણ, ખેંચ્યું ધનુષ્ય ચઢાવીને બાણ.૧૨
એટલે આવી શક્તિ તેણીવાર, ચોંટી લક્ષ્મણ હૃદય મોઝાર;
નીકળી ભેદી પૃષ્ટે તતકાળ, પૃથ્વી ફોડીને ગઇ પાતાળ. ૧૩
પડયા લક્ષ્મણજી તેણીવાર, પૃષ્ટે ચાલી રુધિરની ધાર;
નિશ્ચેટિત પડયા થઇ જ્યમ પ્રેત, શ્વાસોશ્વાસરહિત અચેત.
જ્યારે પડયા સુમિત્રાકુમાર, કર્યો વિભીષણે તવ પોકાર;
તે સુણી પડી રામને ફાળ, પાસે ધાઇને આવ્યા તતકાળ.૧૫
સરવે કપિ મન પામ્યા ત્રાસ, વિંટી બેઠા લક્ષ્મણની પાસ;
સરવે કલ્પાંત કરતા અપાર, તે સમે વરત્યો હાહાકાર. ૧૬
બેઠા રામ લક્ષ્મણની પાસ, ઘણું રૂદન કરે અવિનાશ;
રામ રોતાં રોયા કપિમાત્ર, જોઇ જોઇને સુમિત્રીનું ગાત્ર. ૧૭
ધનુષ પર ખેંચ્યું છે બાણ, એમ પડયા સુમિત્રી નિરવાણ;
લક્ષ્મણને લીધા રામે ઉછંગ, પછી રુદન કરે શ્રીરંગ. ૧૮

વલણ

શ્રીરંગ રામ રુદન કરે, જણાવે માનુષી લીલા અપાર રે;
લક્ષ્મણજીને ઉછંગમાં લઇને, કરતા વિવિધ વિલાપ રે. ૧૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणेन प्रेरितं मयशक्तया लक्ष्मणमूर्छनं नाम चत्वारिंशोऽध्यायः॥४०॥

# અધ્યાય ૪૧ મો

રાગ વિલાપ

મારા લાડકવાયા વીર, લક્ષ્મણ બોલો રે બાળા;
હાવે હું કયમ રાખું ધીર, લક્ષ્મણ બોલો રે બાળા;
એમ રુદન કરે રઘુવીર, લક્ષ્મણ બોલો રે બાળા;
ચાલે નેત્રે ચોધારાં નીર, લક્ષ્મણ બોલો રે બાલા. ૧
કહો વીરા તમને શું થયું રે, બોલો વચન વિખ્યાત;

તું નેત્ર ઉઘાડી જો મુજ સામું, કહે સુખ દુઃખની વાત. લ૦૨
તેં ત્રિભુવનમાં કીર્તિ વિસ્તારી, બાળ અવસ્થામાંહે;
ભાઇ મુને એકલો મૂકી ચાલ્યો, ફરી હાવે મળીશું કયાંહે. લ૦૩
વરસ ચતુરદશ વનમાં સાથે, ફળજળ આપ્યાં અમને;
અમો એવા નિર્દય ન કહ્યું કોઈદીન, ફળ ખાવાનું તમને. લ૦૪
તેં ચઉદ વરસ નિદ્રા નવ કીધી, રહ્યો સદા અપવાસી;
માટે રીસાઇ નથી બોલતો અમ સાથે, આવી છે ઉદાસી. લ૦૫
તેં ત્રિભુવનવિજયી ઇન્દ્રજીતને, કષ્ટ કરીને માર્યો;
પરાક્રમ તારૂં કહ્યામાં ના આવે, નિર્મળ જશ વિસ્તાર્યો. લ૦૬
મુજ મરજી માફક સેવા કરતો, કપટરહિત વ્રતધારી;
હાવે બંધવ કયમ નથી બોલતો, કોણ પાળશે આજ્ઞા મારી. લ૦૭
હું અવધપુરીમાં જઇને હાવે, શું દેખાડીશ મુખ;
તુજવિના હું થયો દામણો, દૈવે કયમ દીધું આવું દુઃખ. લ૦૮
ઉત્તર શો હું આપીશ પૂછશે, ભરથ શત્રુઘ્ન ભ્રાત;
તારૂં મરણ સાંભળીને, નહિ જીવે સુમિત્રા માત. લક્ષ્મણ૦ ૯
પુત્રવિના પરિવારજ સૂનો, ત્રિયાવિના ઘર જયમ;
બંધવવિના નહિ બેલજ કોની, મિત્ર વિના શો મર્મ. લ૦૧૦
ઉઠો બંધવ વારજ લાગે, મારવો રાવણ રાય;
આપણે અવધપુરીમાં જઇએ, સંગે લેઇ સીતાય. લ૦ ૧૧
હાવે રાવણને હણવા માટે, આવ્યો તો રૂડો દાવ;
તે દૈવે કારજ વિપરીત કીધું, તેડે આવેલું બૂડયું નાવ. લ૦૧૨
રઘુપતિ એમ વિલાપ કરે, જોઈ લક્ષ્મણજીનું વદન;
પછી આંસુ લુંછી ધીરજ આપી, વિભીષણ બોલ્યા વચન. ૧૩

વલણ

નીતિવચન કહી વિભીષણે, શ્રીરામને આપી ધીર રે;
શ્રોતાજન સહુ સાંભળો, પછી શું કરતા રઘુવીર રે. ૧૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे लक्ष्मणस्य मूर्छनानंतरं श्रीरामचंद्रविलापो नाम एकचत्वारिंशोऽध्यायः ॥४१॥**

# અધ્યાય ૪૨ મો

રાગ સોરઠ

સુણો શ્રોતાજન સાવધાન થઇ, એમ રુદન કીધું રામ;
એ પ્રભુ મનુષ ચેષ્ટા કરે જે, બ્રહ્મપૂરણ કામ. ૧
અજ અજીત સુખ સિંધુ સદા છે, અમોઘ જ્ઞાન અખંડ;
ક્ષણમાંહે સૃષ્ટિ ઉદે કરે, ક્ષણમાં ભાંજે બ્રહ્માંડ. ૨
વિશ્વના આત્મા રામ પોતે, પ્રકાશક જગદીશ;
જે જગતગુરુ જગનિયંતા, ભગવાન માયા ઈશ. ૩
તે પ્રભુને નથી શોકમોહ, આવ્રણરહિત અવિનાશ;
પણ જન્મકારણ જણાવે, એ માયા મનુષ્ય વિલાસ. ૪
ભોગીંદ્ર લક્ષ્મણજી તદા, તેને શું કરે કોઈ હાણ;
બળી થાય ભસ્મ બ્રહ્માંડ જેના, શ્વાસથી નિરવાણ. ૫
એ લીલા ગાવા દાસને કરે, રામ મનુષ્ય ચરિત્ર;
હાવે શ્રોતાજન સાવધાન થઇ, સુણો કથા પુણ્ય પવિત્ર. ૬
રોતા રાખી રામને, પછી બોલ્યા વિભીષણ વાણ;
મહારાજ રાખો ક્ષમા હાવે, ધીરજ પુરુષ પુરાણ. ૭
એ ક્ષત્રી કેરો ધર્મ છે, સુખ દુઃખ જન્મ ને મર્ણ;
માટે શત્રુ ઉભો સાંભળે, તજો માયાનું આવર્ણ. ૮
સાવધાન થઇને શત્રુનો કરો, પરાજય મહારાજ;
પછી લક્ષ્મણનો ઉપાય કરીયે, થાય સુખ જ્યમ આજ. ૯
એવું સુણીને રઘુવીર કોપ્યા, ઉઠિયા તેણીવાર;
સંગ્રામ અરથે સજ થયા, કયે ધનુષ્યનો ટંકાર. ૧૦
બ્રહ્માંડ સરવે ખળભળ્યું, ડોલ્યા દશે દિગપાલ;
આસુરીકેરા ગર્ભ ગળિયા, ધ્રુની ગઈ પાતાળ. ૧૧
પછી રાવણને રઘુવીર કહે, અલ્યા ઉભો રહે તું આંહે;
તેં શક્તિ મારી સુમિત્રીને, હાવે જાઇશ ક્યાંહે. ૧૨
એવું કહીને મૂકવા લાગ્યા, રામ તીક્ષણ બાણ;
એકનાં થાય અનેક ભેદે, અસુરને નિરવાણ. ૧૩

જ્યમ રેણુકાની વારે ધાયા, ફરશુધર નિરધાર;
સહસ્ત્રબાહુને હણી, કર્યો ક્ષત્રીનો સંહાર. ૧૪
ષડાનને વળી સંઘાર્યું, તારકાસુર દળ જ્યમ;
એમ લક્ષ્મણને શોકે કરી, રઘુવીર કોપ્યા ત્યમ. ૧૫
ઘણા અસુરનો સંહાર કરીયો, શર ચઢાવી ચાપ;
જ્યમ સ્નાન કરતાં પ્રયાગમાં,જાય કોટી જનમનાં પાપ. ૧૬
એમ રામબાણ અમોઘ ચાલે, સકળ મંત્રે જેહ;
સુસવાડ કરતાં ચમકતાં, વીજળી સરખાં તેહ. ૧૭
તે સમે સેન્યા કેટલી ત્યાં, હણી દશરથ તન;
વાલ્મિક મુનિયે કરી ગણના, સુણો શ્રોતાજન. ૧૮
દશ સહસ્ર મદગળ મત્ત વારણ, ત્રીશ સહસ્ર તુરંગ;
પંચ સહસ્ર મણિ કનક રથ તે, સ્વાર મહારથી સંગ. ૧૯
પાયદળ શત ક્રોડ જ્યારે, હણે જુદ્ધ સંબંધ;
એટલી સેન્યા સંહારે ત્યારે, નાચે એક કબંધ. ૨૦
એવાં કોટી કબંધ ઉઠીને નાચે, શિર રહિત જેણીવાર;
ત્યારે રામ ધનુષની ઘુઘરી એક, વાજે ત્યાં નિરધાર. ૨૧
આ તો ચતુર્દશ ઘુઘરી વાગી, વાજવા એકે કાળ;
ચાર ઘડીપર્યંત વાગી, વરત્યો પ્રલ્લેકાળ. ૨૨
રાવણતણી જે સકળ સેન્યા, પડી તેણીવાર;
નવ ગણતી થાયે શેષનાગે, થયો એમ સંહાર. ૨૩
એકલો રાવણ રહ્યો રણમાં, થયો મન ભયભીત;
જાણ્યું મુને હવડાં મારશે, એમ થયું વિભ્રમચિત્ત. ૨૪
દેખવા લાગ્યો રામ તે, સર્વત્ર સહુ જન રૂપ;
ઉભે સૈન્યમાં જ્યાં જુવે ત્યાં, દેખે રવિકુળભૂપ. ૨૫
નથી દેખાતું કંઇ અન્ય બીજું, રામવિના તેણીવાર;
કોટાનકોટી દશરથી, દેખાય છે નિરધાર. ૨૬
દશે દિશામાં રામ દેખે, પૃથ્વીને આકાશ;
કપિ રાક્ષસ પશુ પંખી, રામરૂપ પ્રકાશ. ૨૭
ત્યારે વિકળ થઇને નેત્રમીંચ્યાં, દશમુખે જોઈ રામ;

તે અંતરમાં દેખવા લાગ્યો, રામ પૂરણકામ. ૨૮
મન બુદ્ધિ ચિત્ત અંહકાર સર્વે, રામરૂપ જણાય;
દશ ઇન્દ્રિયો પંચ પ્રાણ ને, પંચભૂત જે કહેવાય. ૨૯
વળી વિષય માત્રા ચાર દેહે, ત્રિ અવસ્થા ભોગ સ્થાન;
એમ સ્થૂળ સૂક્ષ્મ સકળ વસ્તુ, જણાયે ભગવાન. ૩૦
અકળાઇ નેત્ર ઉઘાડીયાં ને, જોયું લંકા ભૂપ;
રથ સારથિ હય શર ધનુષ, તે દીઠાં રામસ્વરૂપ. ૩૧
અણુરેણુપર્યંત રામમય, બ્રહ્માંડ આખું રામ;
થયો રામરૂપ તદાત્મ રાવણ, ઠાલો નહિ કંઇ ઠામ. ૩૨
ત્યારે રાવણ મન ભય પામીયો, સર્વત્ર જોઈ જગદીશ;
રથમાંહેથી કૂદી પડયો, પછી નાઠો તે દશશીષ. ૩૩
ત્યારે પૂંઠળ ધાયા રામ જાણે, મારવા નિરવાણ;
રાવણ નાઠો જીવ લેઇ, જાણે હર્યા હવડાં પ્રાણ. ૩૪
ત્યારે લંકામાં આવ્યો તદા, સહુ લોકદીઠા રામ;
જ્યાંહાં જ્યાંહાં જાયે દશાનન, દેખે દશરથી તે ઠામ. ૩૫
પછે એમ કરતાં આવીયો, મંદોદરીની પાસ;
હો રાણિ મુજને રાખ તું, એમ બોલતો બહુશ્વાસ. ૩૬
જ્યારે સતીની પાસે ગયો, ત્યારે શાન્તિ પામ્યો મન;
સુણ રાણી મેં કર્યું પુરુષારથ, મારીયો સુમિત્રાતન. ૩૭
પણ રહેવાયું નહિ રણવિષે, રામબાણથી મેં આજ;
હું નાશી આવ્યો તુજ કને, કરી એવું મોટું કાજ. ૩૮
પણ રહ્યો છે એક રામ હાવે, જીતવો નિરધાર્ય;
ઉપાય તે સત્વર કરૂં જ્યમ, થાય મારૂં કાર્ય. ૩૯
મુને અસુર ગુરુએ મંત્ર આપ્યો છે, મૃત્યુંજય તેનું નામ;
અનુષ્ઠાન તેનું કરીને, પછે જઇને જીતું રામ. ૪૦
ત્યારે કર જોડી રાણી કહે, સુણો સ્વામી કહું છું સત્ય;
હાવે શું કરવા સાધન કરો, નહિ જીતાયે રઘુપત્ય. ૪૧
આટલે યુધ્ધે ન જીત્યા, કર્યો સકળ કુળનો નાશ;
સહુ સૈન્ય કેરો ક્ષય થયો, હાવે જીત્યાની શી આશ. ૪૨

માટે સીતા સોંપી રામને, જઇ નમો સ્વામી પાય;
બાકી મરણથી નહિ ઉગરો, જો કરો કોટી ઉપાય. ૪૩
ધર્મધોરીંધર છે પ્રભુ, શરણાગતવત્સળ નાથ;
તે અભય કરશે સ્વામી તમને, મસ્તક મૂકી હાથ. ૪૪
એમ ઘણાં વચન સતીએ કહ્યાં, પણ ન માન્યાં તે ઠામ;
અરે હું રાવણ પુરુષારથી, કયમ નમું હાવે રામ. ૪૫
પુરકોટ હેઠળ પૃથ્વી કોરી, ગુફા રચી છે જ્યાંહે;
સહુ સામગ્રી લેઈ સાધન કરવા, રાવણ બેઠો ત્યાંહે. ૪૬
એક કાળનેમી નિશાચર તેને, તેડાવી કહી વાણ;
તું બેશ જઈ દ્રોણાચળ પાસે, કપટ રચીને જાણ. ૪૭
કદાપિ ગિરિ લક્ષ્મણ અર્થે, લેવા આવે હનુમંત;
ત્યારે વિઘ્ન કરજે તેને તું, વા મારજે બળવંત. ૪૮
એવું સુણી રાક્ષસ લેઈ ઘણા, ગયો કાળનેમી ત્યાંહે;
તે વિપ્ર વેશ ધરી કપટ રચીને, બેઠો મારગમાંહે. ૪૯
હાવે રાવણ બેઠો હોમ કરવા, મૃત્યુંજય અનુષ્ઠાન;
હાવે રામ વળીયા રણથકી જયારે, નાઠો રાવણ અજ્ઞાન. ૫૦

વલણ

અજ્ઞાન રાવણ નાઠો જ્યારે, મૂકી મનની ધીર રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, હવે શું કરતા રઘુવીર રે. ૫૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांड श्रीरामेण राक्षससेनाहननं नाम द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

## અધ્યાય ૪૩ મો

રાગ સામેરી

હાવે રાવણ નાઠો ભય પામી ત્યારે, પાછા વળ્યા રઘુવીર;
પછે લક્ષ્મણ પાસે આવી બેઠા, મૂકી મનની ધીર. ૧
ધનુષબાણ નાખીને બેઠા, લેઇ લક્ષ્મણને ઉછંગ;
સુમિત્રાસુતનું વદન જોઇને, રુદન કરે શ્રીરંગ. ૨
એટલે સૂરજ અસ્ત થયો ત્યારે, સુષેણ બોલ્યો વાણ;

સુણો રઘુપતિ અરુણ ઉદે થતાં, લક્ષ્મણના જશે પ્રાણ. ૩
માટે દ્રોણાચળ પરવત ઉપર છે, અમૃતવેલી નામ;
તે રાતોરાતમાં કોઈ જઈ આવે, લાવે આણે ઠામ. ૪
સૂરજ ઉગતા પહેલાં લાવે, તો જીવે લક્ષ્મણ વીર;
એવાં વચન સુણી સહુ વાનર સામું, જોયું રામ રણધીર. ૫
પણ સરવે નીચાં વદન કરીને, જોઈ રહ્યા તેણે ઠામ;
ત્યારે તેણે સમે મારુતસુત ઉઠયા, કર્યો પ્રભુને પ્રણામ. ૬
કૃપાનાથ મુને આજ્ઞા આપો, હું જાઉં લેવાને આજ;
ત્રેણ પોહોરમાં લાવું દ્રોણાચળ, તમ કરુણાએ મહારાજ. ૭
ત્યારે ગદગદ થઈ મારુતસુત પ્રત્યે, બોલ્યા શ્રીરઘુનાથ;
હે પ્રાણપ્રિયે તું વેહેલો આવજે, મુસ્તક મૂકયો હાથ. ૮
પછે રામચરણ વંદીને ઉડયા, મારુતી ઉત્તર પંથ;
મુખે ગરજના રામનામની, ધ્યાનમાં સીતાકંથ. ૯
શિરપર લાંગુલ મૂકી ઉડયા, આકાશમારગ જાય;
ફાળ ઉપર ઘણી ફાળજ મારે, વજ્રદેહી મહાકાય. ૧૦
એમ બે ઘડીમાં ગિરિદ્વીપ ઓળંગી, ઉતર્યા પેલી પાર;
ત્યારે દ્રોણાચળની આણીપા દીઠો, ચંદ્રાચળ ગિરિ સાર. ૧૧
તે શિવના કૈલાસજ સરખો, ઉજ્વળ કર્પુરવંન;
વિધુ સરખો તેજસ્વી શીતલ, ઉંચો એક જોજન. ૧૨
તે પરવતની પાસે બેઠો, કાળનેમી જે અસુર;
ત્યાંહાં પુરાતની સરોવર છે સુંદર, નિરમળ વારિ પૂર. ૧૩
વન સોહામણું સફળ સઘન છે, તેમાં રચ્યો આશ્રમ;
અનેક રાક્ષસ શિષ્ય કર્યા, થઇ બેઠો નિર્મળ બ્રહ્મ. ૧૪
જાણે તપસ્વી માનુભાવ જેવો, બેઠો થઇ તે ઠાર;
અગ્નિહોત્રનો કુંડ રચ્યો ત્યાં, વેદાધ્યયન થાય સાર. ૧૫
કાળનેમી એમ કપટ કરીને, બેઠો રચી એવો ઘાટ;
ચપળ ચિત્તે કરી ચારે દિશાએ, જોતો હનુમંતની વાટ. ૧૬
ત્યારે તેણે સમે હનુમંતને લાગી, જળ પીવાની તૃષાય;
તે આશ્રમ સરોવર જોઇને ઉતર્યા, પૃથ્વી ઉપર મહાકાય. ૧૭

આશ્રમ પાસે આવ્યા ચાલી, સત્વર મારુતતન;
ત્યારે કપટી મુનિએ આદર કરીયો, આપ્યું છે આસન. ૧૮
આવો બેસો મહાનુભાવ રહો, સુખે ઘણા દિન આંહે;
જ્ઞાની પુરુષને ગોઠે ઘણું વળી, સતસંગત હોય જ્યાંહે. ૧૯
તમ સરખા મહાપુરુષ પધાર્યા, કરીશું ગોષ્ઠિ જ્ઞાન;
ત્યારે મારુતી કહે મને તૃષા લાગી, મારે કરવું છે જળપાન.૨૦
કહે કપટ મુનિ આ પેલું સરોવર, સુખે પીયો જળ ત્યાંહે;
જળપાન કરીને વહેલા આવજો, મારા આશ્રમમાંહે. ૨૧
પછે અંજનીસુત સરોવરમાં પેઠા, જળ પીવા તેણીવાર;
ત્યારે દીર્ઘરૂપ એક મગરી આવી, ચરણ ગ્રહ્યો નિરધાર. ૨૨
તે મગરીને જોઇને મનમાં, ક્રોધ ચઢયો હનુમંત;
બારણે કાઢી પછાડી તેને, પૃથ્વી ઉપર બળવંત. ૨૩
ત્યારે મગરીનો દેહ મૂકી તતક્ષણ, થઇ દેવાંગના નાર;
તે સનમુખ ઉભી મારુતીને, કર જોડી કર્યો નમસ્કાર. ૨૪
અંજનીપુત્રે પૂછયું તેને, કહે બાઈ તું છે કોણ;
ત્યારે દિવ્યરૂપ કહે પૂર્વે હતી હું, દેવાંગના નિરવાણ. ૨૫
દેવળ ઋષિને નમી નહિ માટે, મુજને દીધો શાપ;
પછે સ્તુતિ કરી મુનિવરની વળતી, પૂછયો અનુગ્રહ આપ.૨૬
મુનિવર કહે હનુમંત આવશે, લેવા દ્રોણાચળ જ્યારે;
તેના પદનો સ્પર્શ કરંતાં, ઉદ્ધાર પામીશ ત્યારે. ૨૭
પછે તે દિવસની મગરી થઇ હું, રહેતી આણે ઠાર;
આજ પ્રભુ તમ ચરણ પ્રતાપે, પામી છું ઉદ્ધાર. ૨૮
પણ પેલો બેઠો રાક્ષસ મુનિ થઇને, કરવા તમને વિઘન;
એવું કહીને ઉડી અપ્સરા, ગઈ તે સ્વર્ગ ભોવન. ૨૯

વલણ

સ્વર્ગ ભોવન ગઈ અપસરા, તેણે ચેતવ્યા હનુમંત રે;
જળપાન કરીને આવ્યા પાછા, આશ્રમ પાસે બળવંત રે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे द्रोणाचलानयनार्थं गतेन हनुमतामकरीशापविमोचनं नाम त्रिचत्वारिंशोऽध्यायः**

# અધ્યાય ૪૪ મો

રાગ સામેરી

જળપાન કરી હનુમંત આવ્યા ત્યારે, બોલિયો મુનિ મર્મ;
મહારાજ આવો પધારો કરો, પાવન મુજ આશ્રમ. ૧
હનુમંત કહે લ્યો કરૂં પાવન, આવો મળીયે મુનિરાય;
પછે કાલનેમીના શિર વિષે, એક માર્યો મુષ્ટિ ઘાય. ૨
તે અસુર ભમી પૃથ્વી પડયો, તતકાળ તજ્યા પ્રાણ;
પાંચ યોજન વિસ્તર્યો, દેહ પડયો છે નિરવાણ. ૩
ત્યારે શિષ્ય રાક્ષસ જે હતા, તે નાઠા તેણીવાર;
તેને પૂચ્છે બાંધીને પછાડયા, મારુતિએ નિરધાર. ૪
ત્યારે રહેતાતા ચંદ્રગિરિપર, ગાંધર્વ ચતુર્દશ સહસ્ર;
તે ધુનિ સુણીને યુદ્ધ કરવા, આવ્યા ગ્રહી કર શસ્ત્ર. ૫
હનુમંતે જાણ્યું યુદ્ધ કરતાં, લાગશે ઘણીવાર;
પછે પૂચ્છ વધારી ભારો બાંધ્યો, પછાડયા પૃથ્વીમોઝાર. ૬
ત્યાં થકી ઉડયા મારુતી, આવ્યા દ્રોણાચળની પાસ;
હનુમંતે પ્રારથના કરી, તે પરવત કેરી પ્રકાશ. ૭
હો દ્રોણાચળ સુણ વિનતિ, પડયા લક્ષ્મણ રણમોઝાર;
એક સાંગ મારી રાવણે, થયા નિચેષ્ટિત નિરધાર. ૮
માટે આપ્ય મુજને ઔષધિ, હું લેવા આવ્યો આજ;
રવિ ઉદે પહેલો જાઉં ત્યાં, ત્યારે થાય રૂડું કાજ. ૯
ગિરિ કહે એકવાર લેઈ ગયોતો, કપિ મુને નિરધાર;
ગુણને ઉપાધિ અતિ ઘણી, વળી આવ્યો બીજી વાર. ૧૦
જા હવે હું નથી આપતો, ઔષધિ તુજને જાણ;
એવાં વચન સુણીને કોપીયા, પછે મારુતસુત નિરવાણ. ૧૧
અલ્યા ખળ મૂરખ અભિમાની જે, સમજે નહિ તે વિમુખ;
તેને કારજ કંઇ કહેવું નહિ, હા નવ કહે તે મુખ. ૧૨
પછે પુંછ શેષાકૃતિ કરી, ગિરિ બાંધીયો તેણી વાર;
સમૂળ લીધો ઉખેડીને, ચાલ્યા પવનકુમાર. ૧૩

આકાશમારગ જાય ઉડયા, મહાબળી હનુમંત;
રામકૃપાએ ભાર તે નથી, લેખવતા બળવંત. ૧૪
ત્યારે ભરથજી રહેતા હતા, જે નંદીગ્રામ મોઝાર;
તે રાત્રીએ ભરથને આવ્યું, દુઃસ્વપન નિરધાર. ૧૫
એક કાળ પુરુષે આવીને, ગળ્યો દક્ષિણ બાહુ ત્યાંહે;
ત્યારે ભરથ ઝબકી જાગીયા, ચિંતા કરે મનમાંહે. ૧૬
તે સમે ગુરુ પાસે હતા, કહ્યું વશિષ્ટને વર્તમાન;
ત્યારે મુનિકહે તમ બંધુને, કંઇ વિઘ્ન છે તે સ્થાન. ૧૭
જે હરણ સીતાનું થયું, રામરાવણનો સંગ્રામ;
તે વિદિત છે મુનિ ભરથને, માટે શોચે તેણે ઠામ. ૧૮
શાન્તિ હવન પછે કરાવ્યો, ભરથની પાસે એવ;
રાત્રિએ બે જણ બેઠા છે, ત્યાં ભરથને ગુરુદેવ. ૧૯
એટલે ત્યાં આકાશમારગ, આવતા હનુમંત;
જ્યમ આવે ભડકો અગ્નિનો, જળહળે જોત્ય અનંત. ૨૦
એમ દ્રોણાચળ લેઇ મારુતિ, જાતા હતા નભમાંહે;
તે ભરથજીને વશિષ્ઠે, તેજબિંબ દીઠું ત્યાંહે. ૨૧
મુનિરાય ભય પામ્યા ઘણું, ત્યારે ભરથે આપી ધીર;
પછે ધનુષપર શર ચઢાવ્યો, કરી સ્મરણ શ્રીરઘુવીર. ૨૨
તે બાણ વળતું મૂકીયું, હનુમંતને વાગ્યું ત્યાંહે;
શ્રીરામસ્મણ કરીને મારુતિ, પડયા પૃથ્વી માંહે. ૨૩
જ્યારે ધુનિ સુણી રામનામની, ગયા ભરથ ઉઠી પાસ;
જુવે તો પરવત સહિત, કપિ પડયો રામનો દાસ. ૨૪
ત્યારે પ્રેમે કરી હિતવચન બોલ્યા, ભરથજી તેણીવાર;
અરે ભાઇ રામનો ભક્ત કહે તું, કોણ છે નિરધાર. ૨૫
ત્યારે હનુમંતે સહુ વાત કહી જે, રણતણો સમાચાર;
અચેત થઈ ત્યાં પડયા લક્ષ્મણ, નિચેષ્ટિત નિરધાર. ૨૬
તે ઔષધિને કાજ લાવ્યો, દ્રોણાચળ ગિરિ આજ;
પ્રભાત પહેલુ જવાશે નહિ તો, થશે વિપરીત કાજ. ૨૭
ત્યારે ભરથ કહે સાબાશ છે તુજને, ધન્ય છે હનુમંત;

ચાર કોટી યોજનથી લાવ્યો, ગિરિ તું બળવંત. ૨૮
તું ઇશ્વર કેરૂં રૂપ છે, નવ થાય બીજે કાજ;
માટે ચિંતા નવ કરશો તમો, પહોંચાડું હવડાં આજ. ૨૯
હું દાસ છું રઘુવીરનો, વળી કનિષ્ટ બંધુ જાણ;
મુજ નામ ભરથ કહે સહુ, અહિં રહ્યો છું નિરવાણ. ૩૦
હું રણીયો છું શ્રીરામનો, અપરાધી પૂરણ આજ;
સંભારે છે પ્રભુ કરી સુરત, કોઈ હીન મુને મહારાજ. ૩૧
હનુમંત કહે પ્રભુ ક્ષણે ક્ષણે, લે છે તમારૂં નામ;
હવે આજ્ઞા આપો મુજને, ત્યાં છે જરૂરનું કામ. ૩૨
રવિ ઉદે પહેલો જાઉં ત્યારે, જીવે લક્ષ્મણ વીર;
ત્યારે ભરથ કહે હનુમંતજી, તમો રાખો મનમાં ધીર. ૩૩
રવિ ઉગતા પહેલાં પહોંચાડું, લંકામાં નિરધાર;
પરવત સહિત મુજ બાણ ઉપર, બેસો પવનકુમાર. ૩૪
આશ્ચર્ય પામ્યા મારુતિ, સુણી ભરથવાયક એહ;
ધન્ય રામ બંધુ રામજેવા, હોય નિઃસંદેહ. ૩૫
ચરણ વંદી ભરથના, ઊઠીયા મારુતતન;
સ્વામી તમો કહો છો તે ખરૂં, જે બોલો સત્ય વચન. ૩૬
પણ દાસ છું રઘુવીરનો, હું આજ્ઞા વરતી જાણ;
મારૂં બળ પરાક્રમ જાણે છે, રઘુપતિ પુરુષ પુરાણ. ૩૭
માટે રામકૃપાએ જઇશ હું, ક્ષણમાંહે તેણે ઠામ;
કહે ભરથ કહેજો પ્રભુને, મારા ઘણા કરી પ્રણામ. ૩૮
પછી ઉડયા નમી તે ભરથને, આકાશમારગ જાય;
હજુ મારુતિ આવ્યો નહિ, ચિંતા કરે રઘુરાય. ૩૯
એટલે રજની ખટ ઘડી, પાછલી રહી નિરધાર;
ઉત્તર દિશા ઉગે રવિ, એમ આવ્યો પવનકુમાર. ૪૦
ત્યારે કપિ સર્વે કહેવા લાગ્યા, સુણો શ્રીમહારાજ;
જુઓ આ અરુણ ઉદે થયો, હવે શું કરીશું કાજ. ૪૧
ત્યારે રામ કહે હજુ ખટ ઘડી, પાછલી રજની સોય;
ઉત્તર દિશા ક્યમ સુરજ ઉગે, એ શું કારણ હોય. ૪૨

એમ કહી રામે બાણ કાઢયું, રાહુમુખ વિકરાળ;
એ સુરજમંડળ કરૂં ગ્રસણ, આ બાણથી તતકાળ. ૪૩
ત્યારે વૈદ સુષેણ બોલિયો, એ સુરજ નોહે મહારાજ;
હનુમંત આવ્યા દ્રોણાચળ લેઇ, થયાં રૂડાં કાજ. ૪૪
એટલે હનુમંત ઉતર્યા, મૂકયો પરવત પૃથ્વીમોઝાર;
સાષ્ટાંગ કરી રામને ચરણે, લાગ્યો પવનકુમાર. ૪૫

વલણ

પવનકુમાર આવી પાયે લાગ્યો, રઘુપતિને નિરધાર રે;
રામે ઉઠાડી હનુમંતને, પછી ચાંપ્યો રુદે મોઝાર રે. ૪૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकनाटकधारायां युद्धकांडे कालनेमी-हननानंतरं द्रोणाचलागमनं नाम चतुःचत्वारिंशोऽध्यायः ॥४४॥**

# અધ્યાય ૪૫ મો

રાગ મારૂ

ભેટયા હનુમંતને રઘુનાથ, પછી મુસ્તક મૂકયો હાથ;
પ્રાણવલ્લભ પવનકુમાર, તેં કર્યો મુને ઘણો ઉપકાર. ૧
મળ્યા મારુતિને કપિ સર્વ, જોઇ કારજ મૂકયો ગર્વ;
પછી સુષેણ વૈદ પ્રકાશ, ઉઠી આવ્યો દ્રોણાચળ પાસ. ૨
કર્યો પરવતને નમસ્કાર, જેની શોભાતણો નહિ પાર;
ઔષધિકેરી પરીક્ષા કીધી, મંત્રબળે આકર્ષી લીધી. ૩
તેનો રસ કાઢયો તેણીવાર, ભર્યો પાત્રમાંહે નિરધાર;
લક્ષ્મણને શકિત વાગીતી જ્યાંહે, તેમધ્યે રસ મૂકયો ત્યાંહે. ૪
સંચર્યો સરવ સંધીને સંગ, થયું કંચન સરખું અંગ;
નથી દેખાતો અંગે ઘાય, એવો ઔષધિનો મહિમાય. ૫
ઉઠયા આળસ મોડી અનંત, જેમ ઉઠે નિદ્રાવંત;
નમ્યા રામચરણ અભિરામ, ભેટયા લક્ષ્મણને શ્રી રામ. ૬
જોઈ હરખ્યા જુગદાધાર, કપિ કરતા જય જયકાર;
મુખ્યવાનર કેટલા જેહ, કર્યા સજીવ સુષેણે તેહ. ૭
કરવા સગરાત્મજનો ઉદ્ધાર, જ્યમ ભગીરથ લાવ્યા ગંગાસાર.

તેણે પૃથ્વી કરી પાવન, એમ કીધું તે મારુતતન. ૮
ઉગે રવિ ચક્રવાક આસક્ત, કરે પ્રકાશ સરવે જક્ત;
જયમ ચંદ્ર ચકોરને અર્થ, ચાતુક અરથે મેઘ સમર્થ. ૯
એમ લક્ષ્મણ કેરે કાજ, લાવ્યા ઔષધ એ કપિરાજ;
તેથી થયું ઘણાનું કામ, પછી આજ્ઞા કરી શ્રીરામ. ૧૦
ઉઠયા મારુતિ પાછા ત્યાંહે, લીધો દ્રોણાચળ કરમાંહે;
ચાલ્યા મૂકવા પવનકુમાર, જાણ્યો રાવણે તે સમાચાર. ૧૧
જે ઉઠયા લક્ષ્મણ બળવંત, લાવ્યો દ્રોણાચળ હનુમંત;
પાછો મૂકવા જાયે વેદ, તે સુણી મન પામ્યો ખેદ. ૧૨
પછી રીસ કરીને વિશેક, મોકલ્યા રાક્ષસ શત એક;
જાઓ જઇ હણો પવનકુમાર, દ્રોણાચળ લાવો લંકામોઝાર.
એવું સુણી તે ચાલ્યા અસુર, પંથે આડા આવી રહ્યા ભૂર;
એટલે જાતા દીઠા કપિરાય, ત્યારે કરવા માંડયો અંત્રાય. ૧૪
હનુમંત થયા તવ સ્વસ્થ, લીધો દ્રોણાચળ એક હસ્ત;
મારી ઝાપટ લાંગુલ કેરી, અસુરનાં અસ્થી નાખ્યાં વેરી. ૧૫
રાક્ષસ મરણ પામ્યા તે ઠાર, ત્યાંથી ચાલ્યા પવનકુમાર;
મૂકયો દ્રોણાચળને સ્વસ્થાન, પાછા આવ્યા જ્યાં છે ભગવાન
વંદ્યા રઘુપતિ કેરા પાય, પછી કહી નંદીગ્રામકથાય;
ભરથતણાં જે વિનય વચન, કહ્યાં રામને વાયુતન. ૧૭
તમારૂં સ્મરણ કરે છે તે ઠામ, ઘણો કરીને કહ્યા છે પ્રણામ;
સુણી ભરથ તણું વર્તમાન, ત્યારે દ્રવિત થયા ભગવાન. ૧૮
ભરથનો પ્રેમ નેમ સંભારી, ચાલ્યું રામના નેત્રમાં વારી;
અહો બંધુ એ ભરથ સમાન, એવા નિર્મળ ને ગુણવાન. ૧૯
થયો નથી થશે નહિ જક્ત, એવું કહીને રોયા રઘુપત્ય;
મન કરી પોતાનું ધીર, બોલ્યા સુગ્રીવશું રઘુવીર. ૨૦
ભાઇ હવે ન કરવી વાર, મારવો રાવણને નિરધાર;
નથી ગોઠતું મુજને આંહે, મારે જાવું અવધપુરમાંહે. ૨૧

વલણ

અવધપુરીમાં નિશ્ચે જાવું, એમ કહે છે પુરુષ પુરાણ રે;

ત્યારે તેણે સમે રઘુવીર સાથે, વિભીષણ બોલ્યા વાણ રે. ૨૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे लक्ष्मण-मूर्छानिवारणं नाम पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

# અધ્યાય ૪૬ મો

રાગ ધન્યાશ્રી

વિભીષણ કહે સુણો જગજીવન જી,
રાવણ બેઠો કરવા ગુપ્ત હવન જી;
ઈન્દ્રજીતના જેવું કરે સાધન જી,
મૃત્યુંજય મંત્ર જપે દશાનન જી. ૧

ઢાળ

જપે મંત્ર મૃત્યુંજય દશાનન, તે પૂરણ થશે અનુષ્ઠાન;
પછે કોઈથકી મરશે નહિ, કહું સત્ય એ ભગવાન. ૨
માટે વિઘ્ન કરો કંઇ ત્યાં જઇ, જે હોમ પૂરણ ન થાય;
એવું સુણતામાં દશ કપિ ઉઠયા, નમ્યા રામને પાય. ૩
ગવાક્ષ વાલીપુત્ર અંગદ, ગવય જાંબુવંત;
પાવકલોચન નીલનળ, કેશરી શરભ હનુમંત. ૪
તે દશે જણા દશ દિશા જીતે, એવા બળિયા ત્યાંહે;
દશ સહસ્ર વાનર સંગ લેઇ, તે આવ્યા લંકામાંહે. ૫
સહુ ઘરેઘર ખોળ્યાં કપિએ, જડયો નહિ લંકેશ;
એમ સકળ પુરમાં વળ્યા શોધી, ગુપ્ત સ્થાન અશેષ. ૬
જે મળે રાક્ષસ મારગમાં, તેને મારતા કપિ ઠાર;
પછે એકલા હનુમંત આવ્યા, વિભીષણને દ્વાર. ૭
ત્યારે વિભીષણની રાણી શરમા, પૂછયું તેને જાણ;
તેણે રાવણ કેરૂં ગુપ્ત સ્થાનક, દેખાડયું નિરવાણ. ૮
નગર કેરા કોટ નીચે, વિવર છે અંધકાર;
તેની આગળ ભોંયરૂં છે, પ્રકાશ અતિ વિસ્તાર. ૯
તે સાંભળીને કપિ આવ્યા, વિવર કેરે દ્વાર;
કાઢી નાખી શિલા મુખથી, પેઠા તેહ મોઝાર. ૧૦

અનેક રાક્ષસ અસુર માર્યા, પ્રવેશ્યા તે માંહે;
મોટું ભયંકર ભોંયરૂં, વિસ્તીર્ણ દીઠું ત્યાંહે. ૧૧
તે મધ્યે મોટું દેવળ છે, દેવીતણું કહેવાય;
તેની આગળ કુંડ રચીને, બેઠો રાવણ રાય. ૧૨
વજ્રાસને બેઠો દશાનન, કરી રક્તે સ્નાન;
અનેક મસ્તક હોમવાને, મૂકયાં છે તે સ્થાન. ૧૩
આહુતિ આપી કુંડમાં, મદ્યમાંસની તે માંહે;
પછી મૃત્યુંજયનો મંત્ર જપતો, એકાગ્રે થઈ ત્યાંહે. ૧૪
તે જોઇ કપિ આશ્ચર્ય પામ્યા, કહે પરસ્પર વાણ;
જીવ્યા તણી આશા હજુ, નથી મૂકતો નિરવાણ. ૧૫
ક્ષે થયો સરવે કુળતણો, નથી માનતો હજુ હાર;
પ્રભુતા ન જાણી રામની, એના ધ્યાનને ધિક્કાર. ૧૬
એમ કહી કપિએ શિલા નાખી, કુંડ કીધો ભંગ;
મળમૂત્ર તે મધ્યે કર્યાં, યજ્ઞ પાત્ર ફોડયાં સંગ. ૧૭
ફાડી નાખ્યાં વસ્ત્ર કરીયો, નગ્ન તે અજ્ઞાન;
નખે ઉઝરડયું અંગ પણ, નથી મૂકતો તે ધ્યાન. ૧૮
દશવદન ફાડી રાવણનાં, ભરી ધૂળ તે મુખમાંહે;
અનેક યત્ન કર્યાં તદા, પણ જાગતો નથી ત્યાંહે. ૧૯
નવ ધ્યાન મૂકયું રાવણે, ત્યારે કર્યો કપિએ વિચાર;
પછી અંગદ લાવ્યો તે સમે, ગ્રહી રાણી મંદોદરી નાર. ૨૦
તે સુંદરી સુકુમાર સતી, તેને લાવ્યો રાવણ પાસ;
નગ્ન કરવા માંડી કપિએ, ફાડતા ગ્રહી વાસ. ૨૧
ત્યારે રાણીએ પોકાર કર્યો, જેમ સુણે રાવણ કાન;
કરે નગ્ન આ વાનર મુને, બળી જાઓ તમારૂં ધ્યાન. ૨૨
તમ છતાં મારી લાજ લે છે, મુકાવો સ્વામીન;
હાવે શોભા ગઈ સહુ તમારી, એમ કહી કરે છે રુદન. ૨૩
તે રુદન સુણી રાણીતણું, પછી ઉઠયો રાવણરાય;
ક્રોધ કરીને કપિ પૂંઠળ, ચારે પાસે ધાય. ૨૪
હનુમંત અંગદને તદા, ઘણો કર્યો મુષ્ટિ માર;

કેટલા ઝાલી રોળીયા, કેટલાંને પદપ્રહાર. ૨૫
પછી નાશી છૂટયા સરવ વાનર, વધારીને વેર;
સુવેલુએ આવી કહી, રઘુવીરને સહુપેર. ૨૬
મહારાજ રાવણુને ઉઠાડયો, યજ્ઞ કીધો ભંગ;
આવશે હવડાં યુદ્ધ કરવા, સૈન્ય લેઇ ચતુરંગ. ૨૭
એવાં વચન સુણી કપિવરતણાં, સજ થયા શ્રી રઘુવીર;
કટી કસ્યા ભાથા ધનુષ ગ્રહીને, બેઠા શ્રીરણધીર. ૨૮
હાવે રાવણે તેડી રાણીને, પછી ગયો નિજ ભોવન;
તે જુદ્ધ કરવા થયો તત્પર, ધર્યં ભૂષણ તન. ૨૯
મંદોદરી કહે સ્વામી તમને, હજુ ન આવી લાજ;
તમો મરણ નિશ્ચે પામશો, નહિ જીતાયે રઘુરાજ. ૩૦
ત્યારે રાવણ કહે આજ છેલ્લું યુદ્ધ છે, હાર અથવા જીત;
રામને મારૂં કે મરૂં હું, નથી ધરતો ભીત. ૩૧
હે પ્રિયે ચિંતા શીદ કરે, સુખ દુઃખ દેહ સંજોગ;
છૂટકો નથી ભોગવ્યા વિના, કર્મ કેરા ભોગ. ૩૨
એવું કહી લેઈ શેષ સેન્યા, ચઢયો રાવણ રાય;
વાજીંત્ર વાજે અતિ ઘણાં, શિરછત્ર ચામર થાય. ૩૩

વલણ

છત્ર ચામર થાય શિરપર, ચઢયો રાવણ ભૂપ રે;
આવતો જોઇને ઉઠયા પોતે, સુંદર શ્યામ સ્વરૂપ રે. ૩૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे रावणानुष्ठानभंगो नाम षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥**

# અધ્યાય ૪૭ મો

રાગ મારૂ

આવ્યો રથમાં બેશી રાવણ ભૂપ, ક્રોધે જાણે કાળસ્વરૂપ;
સાથે હયદળ ગજદળ પૂર, મારૂ રાગ અલાપે શૂર. ૧
વાજે રણતુર ભેરીવાદ, મોટા સૂર કરે સિંહનાદ;
જોઇ આવતું સૈન્ય અસુર, ધાયું સન્મુખ કપિદળ પૂર. ૨

સામા સામી મંડાયું જુદ્ધ, કરે વાનર અસુર વિરુદ્ધ;
કપિ ગ્રહી કર તરુ પાષાણ, મારે અસુરને કરતા બુંબાણ. ૩
ચઢાવ્યાં રાયે દશ કોદંડ, ચાલે બાણની ધાર અખંડ;
જ્યમ થાય વૃષ્ટિ પરજન્ય, એમ બાણ મૂકે રાજન. ૪
થાવા લાગ્યો કપિનો સંહાર, ત્યારે વરત્યો હાહાકાર;
તે સમે રામ લક્ષ્મણ વીર, ઉઠયા યુદ્ધ કરવા રણધીર. ૫
આવ્યા રાવણ સન્મુખ રામ, પદ રોપી ઉભા એક ઠામ;
રાવણને રથ વાહન સાજે, પૃથ્વી ઉપર રામ વિરાજે. ૬
એવું જાણી બ્રેસ્પતિ સમરથ, કહ્યું ઇન્દ્રને મોકલ રથ;
રાવણના ભયથી સુરેશ, પામે ભય જાણે કરશે દ્વેષ. ૭
ગુરુએ કહ્યો સરવે મર્મ, અલ્યા રામ એ પૂરણ બ્રહ્મ;
ત્યારે સુરપતિએ તેણીવાર, મોકલ્યો રથ રણ મોઝાર. ૮
માતલી સારથિ અશ્વ સહિત, ઉતર્યો પૃથ્વી ઉપર તે અજીત;
જ્યાં ઉભા છે જુગદાધાર, રથ લાવી રાખ્યો તે ઠાર. ૯
સુત ઉતર્યો તેણે ઠામ, રઘુપતિને કીધો છે પ્રણામ;
માતલી કહે શ્રીરઘુવીર, પધારો રથમાં રણધીર. ૧૦
ઇન્દ્રે મોકલિયો તમકાજ, અંગીકાર કરો મહારાજ;
હરખ્યારામએરથઅનુભવિયો, ધન્યસુરપતિસમો સાચવીયો.
ગુરુચરણ તણું કરી ધ્યાન, પછી રથમાં બેઠા ભગવાન;
ઉદયાચળ પર દિનકર જ્યમ, રામ રથ પર શોભે ત્યમ.૧૨
જ્યાંહાં હતો રથપર દશમુખ, ત્યાંહાં રામે રાખ્યો સન્મુખ;
રાવણે રથ દૃષ્ટે કળિયો, ઇન્દ્ર ઉપર રીસે બળિયો. ૧૩
પછી ક્રોધે કરીને વચન, રામ સાથે બોલ્યો દશાનન;
અલ્યા ઉભો રહે રઘુનાથ, જોઇએ જુદ્ધ કર મારી સાથ. ૧૪
આજ બળ દેખાડું મારૂં, કપિસહિત તુને સંહારૂં.
રામ કહે રે મૂરખ દુરીજન,શીદ બોલે છે ગર્વ વચન. ૧૫
કર્યો પાપી તેં કુળનો નાશ, જ્યમ કાનન બાળે હુતાશ;
સંતતિ સંપતિ બળમાની, હરી લાવ્યો સીતા અભિમાની.૧૬
કરી નાખ્યા તેં વેદના ખંડ, દીધો દેવતાને ઘણો દંડ;

કર્યો અધર્મનો ભૂભાર, તુજ અર્થે મેં લીધો અવતાર. ૧૭
માટે મારીશ તુજને આજ, મારે કરવું છે દેવનું કાજ;
હમણાં હણીશ તુને કરી જુક્તિ,બીજે અવતાર આપીશમુક્તિ.
રાવણ કહે અલ્યા તું રામ ચંદ્ર,હું રાહુ ભયંકર છું તમીંદ્ર;
ખગ્રાસ કરીશ સમગ્ર, સર્વ જોધામાં હું છું અગ્ર. ૧૯
મારે બાણે મેરુ ને મંદાર, થાયે ચૂર્ણ ન લાગે વાર;
તો તું માનવ તે કોણ માત્ર, બળહીણ ને કોમળ ગાત્ર. ૨૦
જ્યાંહાં લગી જીવું છું હુંય, નહિ દેખે સીતાનું મુખ તુંય;
એવાં વચન કહ્યાં દશશિષ, તે સુણી કોપ્યા શ્રી જુગદીશ.૨૧
સીતાપતિએ કર્યો સિંહનાદ, તે ગયો સત્ય લોકે સાદ;
કર્યો ધનુષ્ય તણો ટંકાર, ભૂમિકંપ થયો તેણીવાર. ૨૨
રામ મૂકે છે તીક્ષણ બાણ, તે કૃતાંત તણા લે પ્રાણ.
સામાં રાવણનાં શર છૂટે, રામ બાણ થકી તે ત્રટે. ૨૩
શરતણો થાયે સુસવાડ, જાણે વિદ્યુત અગ્નિ ઉમાડ;
રામ રાવણ કેરૂં યુદ્ધ, થયું દારુણ કોપ વિરુદ્ધ. ૨૪
દેવતાએ મૂકી જોઇ ધીર, વઢે રાવણ ને રઘુવીર;
મૂક્યું રાવણે ત્યાં સરપાસ્ત્ર, રામે સાંધ્યું ગરુડનું અસ્ત્ર. ૨૫
અગ્નિ બાણ મૂક્યું દશશિષ, પરજન્યાસ્ત્ર મૂક્યું જુગદીશ;
વાતાસ્ત્ર મૂક્યું વિશ હાથ, પર્વતાસ્ત્ર મૂક્યું રઘુનાથ. ૨૬
એમ અસ્ત્ર વિદ્યાએ સમાન, ઉતર્યા બન્યો બળવાન;
મૂક્યાં રાવણે બાણ અપાર, રવિ ઢાંક્યો થયું અંધકાર. ૨૭
દિવ્ય બાણ મૂક્યું અવિનાશ, છેદી શરજાળ કીધો પ્રકાશ;
લંકાપતિએ મૂક્યું એક બાણ, મહા તેજસ્વી પ્રચંડ પ્રમાણ.
અનિવાર અમોઘ કહેવાય, જઇ વાગ્યું તે રામને પાય;
વામ ચરણ ભેદી તેણીવાર, નિકળી ગયું પેલીપાર. ૨૯
નથી ચિન્હ જણાતું તેહ, સચ્ચિદાનંદ વિગ્રહ એહ;
કર્યું વીર્ય દશાનન વીર, ના ડગ્યા રામ રણ રંગધીર. ૩૦

વલણ

રણરંગધીર રઘુવીર ન ડગ્યા, ભેદ્યા બાણ કરાળ રે;

તે જોઇ સરવે કપિ બળિયા, ઉછળ્યા એકે કાળ રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामरावणसंग्रामो नाम सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

# અધ્યાય ૪૮ મો

રાગ—છંદ હરિગીત

ઉછળ્યા કપિ સહુ એકે કાળે, રાવણદળ ઉપર તદા;
રણમાં પડયાંતાં અસુરનાં તે, શસ્ત્ર કર ગ્રહી સર્વદા. ૧
પાષાણ તરુ પદઘાય મુષ્ટિ, કપિ અસુરને મારતા,
જ્યમ પરમારથને બળે જ્ઞાની, પ્રપંચ દળ સંહારતા. ૨
એમ રામ ઉપાસક નિરમળ વાનર, હણે દનુજ જ્યમ તમ રવિ;
ઉપમેય ઉપમા તેતણી, દૃષ્ટાંત કરી કહે છે કવિ. ૩
પરમારથ બાણે કરી, અભિમાન મુગટ ચૂરણ કર્યાં;
નિરાશ ચક્રે લોભ ભાથા, છેદન કરી હેલાં હર્યાં. ૪
અભેદ કવચ ત્રય અવસ્થાનાં, સુરતા ખડગે તે હણ્યાં;
શમ વૃત્તિ શસ્ત્ર અડાળ ગ્રહીને, દ્વષ ધનુષ કાપ્યાં ઘણાં. ૫
સંતોષ શક્તિએ કરી છેદી, સાંગ તૃષ્ણા સર્વદા;
હરિભકિત અસિએ પાપ સારથિ, તણાં શિર છેદ્યાં તદા. ૬
સ્વરૂપ સાક્ષાત્કાર શસ્ત્રે, સિદ્ધિ પતાકા ભેદયં;
બોધ ફરશીધાર તીક્ષણ, ગ્રહી મોહધ્વજ છેદયં. ૭
અનુસંધાન પરિઘ ગ્રહીને, અવિદ્યા રથ ચૂરણ કર્યો;
નિવૃત્તિ શસ્ત્રે પ્રવૃત્તિ પરિવાર, અસુરતણો હર્યો. ૮
વિરક્તિ અચળ ગદા ગ્રહીને.કામ કુંજર મારિયા;
મદ માન ક્રોધ અહંપદાતિ, શમદમાસ્ત્ર નિવારીયા. ૯
સંકલ્પ વિકલ્પ દ્વેષ હય, સમાધાન શકિત સંહારયં;
ભીડમાલ આશા કલ્પના, તે મનોજય ફરશી વિદારયં. ૧૦
એ પ્રકારે કપિ રામભકતે, અસુરની સેન્યા હણી;
માંહે તણાયા હય ગય અસુર,ચાલી સરિત શ્રાણિતતણી.૧૧

રગદોળે રોળે અસુરને, કપિ ચરણ ગ્રહીને પછાડતા;
કરડે ઉઝરડે કંઠ મરડે, મુષ્ટિઘાએ તાડતા. ૧૨
શમળી સિંચાણા કાગ ગરધવ, ભક્ષ રૂડું ભાવિયું;
પિશાચ ભૈરવ ભૂત તેને, પર્વ મોટું આવિયું. ૧૩
શકિત શીકોતર તૃપ્તિ થઇ જે, આમીષ રકતની ભોગ્યણી;
કરી તાલ અસુર કપાળ કેરી, ગાય નાચે જોગ્યણી. ૧૪
એમ દળ દળ્યું રાક્ષસતણું, કપિ રીંછ મરકટ કૂદતા;
કો અસુર પૃથ્વી તરફડે, પદ ઘાય મારી ખુંદતા. ૧૫
સંહાર વાળી શત્રુનો, પૂછી કુશળતા નિજ સાથની;
દાસ ગિરિધર વિજે કરી, જય બોલાવી રઘુનાથની. ૧૬

દોહા

જય બોલાવી રઘુનાથની, કૂદે કીશ અપાર;
તે જોઇ કોપ્યો દશવદન, હવે કરૂં કપિનો સંહાર. ૧૭

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामरावणसंग्रामे वानरेण राक्षसहननं नाम अष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥**

# અધ્યાય ૪૯ મો

રાગ મારુ

કોપ્યો રાવણ તેણીવાર, હાવે કરૂં કપિનો સંહાર;
શર વૃષ્ટિ કરે દશશીષ, નાસે વાનર પાડે ચીસ. ૧
દળ ભંગ જોઈ તે ઠામ, રાવણ સામા આવ્યા શ્રીરામ;
મૂકે રાવણ જેજે બાણ, છેદે છે તે પુરુષપુરાણ. ૨
બન્યો જણ કરતા સિંહનાદ, માંડયું જુદ્ધ તજીને પ્રમાદ;
થયો દારુણ તે સંગ્રામ, ઘણું ક્રોધે ચઢયા શ્રીરામ. ૩
ત્રૈલોકમાં ભય ઉપજાવ્યો, જાણે પ્રલે કાળ શું આવ્યો;
થયો સૂરજ ધુંધળ વર્ણ, દેખાયે ભયંકર આચર્ણ. ૪
અંધકાર થયું નભ એવ, વિમાન મૂકી નાઠા સહુ દેવ;
વરસે મેઘ રુધીરનો ત્યાંહે, નક્ષત્ર ટૂટી પડે ભૂમાંહે. ૫
ઘણા પાત વિદ્યુતના થાય, ત્યાંહાં વાયુ ભયંકર વાય;

પૃથ્વી સહિત સાતે પાતાળ, ડોલાયમાન થયાં તે કાળ. ૬
ડોલ્યા દિગ્ગજ મેરુ મંદાર, ઉછળ્યાં સાતે સાગરનાં વાર;
એમ સમે વરત્યો વિપરીત, કરે સંગ્રામ બન્યો અજીત. ૭
એક કાળ મહાકાળ જ્યમ, વઢે છે રામ રાવણ ત્યમ;
દાવાગ્નિ વડવાનળ જોડ, એમ જુદ્ધ કરે બાંધી હોડ. ૮
સામા સામી અડયા છે રથ, બંન્યો સારથિ ચતુર સમર્થ;
કો કોના હય નથી હડતા, એક એકના શર નથી ઘટતા. ૯
રામ રાવણ કેરાં બાણ, છૂટે ગરજના કરતાં જાણ;
એમ અખંડ જુદ્ધ દિન સાત, થયું રાત દિવસ વિખ્યાત.૧૦
પણ રામ રાવણે ક્ષણ એક, નથી વિશ્રામ કીધો વિશેક;
પછે કોપ્યા શ્રી રઘુરાજ, હાવે મારૂં રાવણને આજ. ૧૧
મૂક્યાં રઘુપતિએ ચાર બાણ, ચાર હય માર્યા નિરવાણ;
એક બાણ મૂક્યું જુગદીશ, છેદ્યું સારથિ કેરૂં શીષ. ૧૨
બે બાણે મુગટ છત્ર પાડયાં, ધ્વજાદંડ છેદીને ઉડાડયાં;
અર્ધચંદ્ર નામે એક બાણ, તે કાઢયું પછે પુરુષ પુરાણ. ૧૩
નવ ગ્રહમાંહે જ્યમ ભાન, એમ તેજસ્વી દીપ્તમાન;
તે બાણ મૂક્યું જુગદીશ, છેદ્યાં રાવણનાં દશશિષ. ૧૪
તે પડયાં જ્યારે પૃથ્વી મોઝાર, બીજાં નવાં થયાં તેણીવાર;
મૂકયું રવિચક્ર બીજું બાણ, તે મુસ્તક છેદ્યાં નિરવાણ. ૧૫
વળી થયાં તેવાં દશ શિષ, ત્યારે વિસ્મે પામ્યા અવધીશ;
થયા ચિંતાતુર સહુ દેવ, કરે વાત પરસ્પર એવ. ૧૬
છેદે છે મસ્તક શ્રીરામ, નવાં ઉગે છે તે ઠામ;
પૂરવે પૂજ્યા એણે શિવરાય, શિર છેદી કરી કમળપૂજાય. ૧૭
તે માટે થાય છે નવાં શિષ, દેવ કહે એ કૃપા જુઓ ઇશ;
ત્યારે રાજાધિરાજ વિશેક, ચિંતાતુર થયા ક્ષણ એક. ૧૮
શિર ફરી ફરીને નવાં થાય, કેમ મરશે એ રાવણરાય;
ત્યારે માતલી સારથિ જેહ, બોલ્યો રામની સાથે તેહ. ૧૯
હે સર્વાત્મા અંતરજામી, સુણો થરચર નાયક સ્વામી;
અમૃત કુંપી એના હૃદેમાંહે, ફોડો બાણ મૂકીને ત્યાંહે. ૨૦

પ્રભુ રાવણ મરશે ત્યારે, છેદો અમૃત કૂપિકા જ્યારે;
રામ પ્રસન્ન થયા સુણી વાણ, કાઢ્યું અગસ્તદત્ત એક બાણ.
સુરમાં જેમ સુરપતિ સૂત્ર, અંડજમાં જેવો વિનતા પુત્ર;
જ્યમ સકળ નાગમાં અનંત, સર્વે વાનરમાં હનુમંત. ૨૨
જ્યમ વેદાંત શાસ્ત્ર મોઝાર, જ્યમ સવિતા તેજસ્વીમાં સાર;
શસ્ત્ર માત્રમાં સુદરશન, વન સકળમાં નંદન વન. ૨૩
જ્યમ તીરથ માંહે પ્રયાગ, એવું બાણ કાઢયું મહાભાગ;
રામે લીધું તે કર મોઝાર, મંત્રયુક્ત કર્યું તેણીવાર. ૨૪
શેષ કૂર્મ વરાહ સમુદ્ર, શશી તરણિ અગ્નિ-વાયુ ઈન્દ્ર;
શિવ કુબેર વરુણ ને યમ, સપ્ત ઋષિ પંચ ભૂત ને બ્રહ્મ. ૨૫
એ સર્વેનું સામર્થ જેહ, બાણ અગ્ર મૂકયું છે તેહ;
તે શર ધનુષે કર્યે સંધાન, સહસ્ર સૂરજસમ દીપ્તમાન; ૨૬
સ્થાપ્યું બ્રહ્માસ્ત્ર તેને અંત, પછી તાણ્યું આકર્ણપર્યંત;
કહ્યું રામના કરણમાં બાણે, કૂપીસહિત હરીશ એના પ્રાણે;
મૂકયું બાણ તે શ્રીરઘુવીર, ચાલ્યું ગરજના કરતું ગંભીર;
પડે સહસ્ર વિદ્યુત થઇ ઉદે, એમ પડ્યું તે રાવણને રુદે. ૨૮
વક્ષસ્થળ કૂપી સહિત વિદાર્યું, તેણે આયુષ્ય સર્વ સંધાર્યું;
પાડ્યું છિદ્ર ગવાક્ષના જેવું, પૃષ્ટે પાર નિકળિયું તેવું. ૨૯
ત્યાંથી ઉછળ્યું બાણ તે દીશ, છેદ્યાં રાવણનાં દશ શિષ;
પછી રામ ભાથામાં આવી, પાછું પેઠું તે બાણ સમાવી. ૩૦
ઘણું ક્રોધે ભરાયા છે રામ, બીજું બાણ કાઢયું તેણે ઠામ;
ત્યારે લક્ષ્મણે ઝાલ્યા હાથ, હાવે ક્ષમા કરો રઘુનાથ. ૩૧
પ્રભુ મૃત્યુ પામ્યો દશશિષ, થયું જુદ્ધ પૂરણ આ દિશ;
ત્યારે ધનુષ ભાથા તે ઠામ, આપ્યાં લક્ષ્મણને શ્રીરામ. ૩૨
અવતાર કૃત્ય અમારે આજ, થયું પૂરણ કહે મહારાજ;
પડયો રાવણ રણમોઝાર, વરત્યો વિશ્વમાં જય જયકાર. ૩૩

વલણ

જય જયકાર વરત્યો વિશ્વમાં, જ્યારે પડયો રાવણરાય રે;

દુંદુભી વાગ્યાં દેવનાં, પુષ્પની વૃષ્ટિ થાય રે. ૩૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामचंद्रेण रावणवधो नाम एकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥**

# અધ્યાય ૫૦ મો

રાગ વેરાડી

હાવે પૃથ્વી ઉપર મરણ પામીને, પડીયો રાવણરાય;
પુષ્ટ અંગેથી રુધિર નીકળે, મુગટ શિર પૃથ્વી રોળાય. ૧
તે જોઈ વિભીષણને મૂરછા આવી, વિકળ થયા તેણીવાર;
ત્યારે સુગ્રીવે આવીને બેઠા કર્યા,પછી શાતા વળી નિરધાર.૨
ત્યારે વિભીષણ રાવણ પાસે બેઠા, ને કરવા માંડયું રુદન;
આંખે આંસુની ધારા ચાલે, વિકળ થયા ઘણું મન. ૩
રાવણને પડયો જોઇને વિભીષણ, કરતા વિવિધ વિલાપ;
અહો વીર રણધીર વિજેકૃત, અમોઘ તેજ પ્રતાપ. ૪
પરમ દારુણ તપ અગ્નિ જેવો, કાળના સરખો ક્રોધ;
હાવે ફરી એવો કયાંથી મળશે, રાવણ બંધવ જોધ. ૫
અધિક વૈભવ સુરપતિના કરતાં, સંતતિ સંપતિ યુક્ત;
દેવ સકળનો ગરવ હર્યો જેણે, પ્રાક્રમ બળ સંયુક્ત. ૬
જેને કારણ આદિ પુરુષ અવતર્યા, હરિ ઈશ્વર ભગવાન;
નિરગુણ બ્રહ્મને સગુણ કર્યા, જેનું યોગી ધરે છે ધ્યાન. ૭
એ રાવણ સીતાને હરી લાવ્યો, કર્યો અમને ઉપકાર;
રામની સાથે મિત્રી કરાવી, જશ પામ્યો વિસ્તાર. ૮
કીર્તિ વિસ્તરી એની જગતમાં,જ્યાંહાં લગી રવિ શશી ધરણી;
શ્રીરઘુવીરના ગુણની સાથે, ગવાશે એની કરણી. ૯
અહો મારે આજ બંધવ પાખે, દિશા પડી ગઈ શૂન્ય;
મુષ્ટિથકી કરે નિજ રુદે તાડણ, વિભીષણ કરતા રુદન. ૧૦
એવા વિલાપ સાંભળી વિભીષણના,ત્યારેપાસેઆવ્યા રઘુવીર;
પછી કર ગ્રહીને સમજાવે પોતે, વચન કહે રણધીર. ૧૧
તમો વિવેકમૂર્તિ થઇને વિભીષણ, આ શું કરો છો રુદન;

એ નાશવંતનો શોક ન ધરિયે, જુવો વિચારી મન. ૧૨
આ માયિક જગ ડંબર જેવું, મૃગજળ પિંડ બ્રહ્માંડ;
આકાર તેજ વિકાર અશાશ્વત, જાણજો સ્થિર અખંડ. ૧૩
માટે કરવો ઘટે નહિ શોકજ તેનો, જે મોહરૂપ સંસાર;
એવાં વચન રામનાં સુણીને વિભીષણ, છાના રહ્યા તેણીવાર.
પછી રાણીઓ સરવે અગ્ર મંદોદરી, આવી તે રણમાંહે;
પાસે બેસીને રુદન કરંતી, રાવણ પડિયો જ્યાંહે. ૧૫
વિવિધ પ્રકારે રાણી મંદોદરી, કરતી શોક વિલાપ;
તે સુણી મોટા મુનિવર જોગી, ધીરજ મૂકે આપ. ૧૬
અરે સ્વામી મેં ઘણું સમજાવ્યા, માન્યું ન મારૂં વચન;
સંતતિ સંપતિ નાશ કરીને, ખોયું અંતે તન. ૧૭
અહો નાથ રઘુનાથની સાથે, ભલું ભજવ્યું તમો વેર;
ત્રિભુવનમાં કીરતિ વિસ્તારી, ગવાશે ઘેરે ઘેર. ૧૮
હો પ્રાણપતિ તમ અર્થે કરીને, રઘુપતિ નીકળ્યા વન;
કર્યાં કામ ઘણાં તમારે નિમિત્ત, પૃથ્વી કરી પાવન. ૧૯
હાવે સૃષ્ટિમાં નિપજશે નહિ, તમ જેવો પુરુષ પ્રતાપી;
જેને અર્થે કરી રામ અવતર્યા, ત્રિલોકમાં કીર્તિ વ્યાપી. ૨૦
અહો દૈવગતિ જુઓ વિપરીત, જેને લોકપતિ લાગે પાય;
તેહ પુરુષ આજ રણમાં પડિયો, મસ્તક ભૂમિ રોળાય. ૨૧
એમ ઘણા વિલાપ રાણીના સુણી, જળ લોચન ભરિયું રામ;
પછી સતીની પાસે આવીને બેઠા, શિક્ષા કરે પૂરણ કામ. ૨૨
અરે પુણ્યપાવની સતીશિરોમણિ, જ્ઞાન વિવેકની ખાણ;
એ નાશવંતનો શોક શું કરવા, કરે છે તું નિરવાણ. ૨૩
મૂળ દૃષ્ટિ ઘાલીને જો તું, શું છે એમાં સત્ય;
આ જગત સર્વ માયાનું ચિત્ર છે, જેવું છે સ્વપ્ન અસત્ય. ૨૪
પંચભૂતની નાશવંત દેહ, વિકારી અશાશ્વત રૂપ;
માટે આત્માતણો તું કર વિચાર, અવિનાશી અખંડ અનુપ.
માટે મોહ તજી મન ધીરજ રાખી, ઘેર જાઓ હે માત;
એહની ક્રિયા કર્યા પછી વરજે, તું વિભીષણને વિખ્યાત.૨૬

પતિવ્રત ધર્મ તારો નહિ ભાગે, તું લંકાની રાણી;
રાજ્યાસનની ભોક્તા તું, જ્યમ ઇન્દ્રતણી ઇન્દ્રાણી. ૨૭
શ્રીરામને વચને મોહ ગયો, મંદોદરીનો તેણીવાર;
રઘુપતિને પાયે નમી રાણી, ગઈ લંકામોઝાર. ૨૮
પછી વિભીષણે રામની આજ્ઞા માગી, ને રાવણની દેહ લીધી;
સિંધુ ગામની સરિતા ત્રટ જઇ, દાહક્રિયા ત્યાં કીધી. ૨૯
મયતનયા વિણ અન્ય રાણીઓ, તેમાં કેટલી જેહ;
સહગમન કર્યું તેણે સ્વામી સાથે, ભસ્મ થઇ છે તેહ. ૩૦
પછી લંકામાં સહુ સાથજ આવ્યો, સ્નાન કરી નિરધાર;
ઉત્તરક્રિયા વિધિએ કરાવી, વિભીષણ પાસે સાર. ૩૧

વલણ

વિભીષણ પાસે બ્રહ્માએ કરાવી, ઉત્તર ક્રિયા રાવણ તણી;
પછે પ્રજાજન લેઇ વિભીષણ આવ્યા, તેડવાને ત્રિભુવન ધણી.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांड रावण-दाहानंतरं विभीषणेन उत्तरक्रियाकरणं नाम पंचाशत्तमोऽध्यायः॥५०॥**

# અધ્યાય ૫૧ મો

રાગ ધન્યાશ્રી

રાવણની કરી ક્રિયા વિધાનજી,
વિભીષણ ચાલ્યા જ્યાં છે ભગવાનજી;
લંકાપુરની પ્રજાજન સાથજી,
આવી નમીયા ચરણ રઘુનાથજી. ૧

ઢાળ

રઘુનાથ ચરણે નમ્યા વિભીષણ, પ્રજા જન વળી જેહ;
એક પ્રધાન ઉગર્યો વિદ્યુતજીભ્યા, આવી નમીયો તેહ. ૨
વળી અન્ય રાક્ષસ ઉગર્યા, યુદ્ધ માંહેથી તેણીવાર;
નિરવૈર થઈ તે નમ્યા આવી, રામને નિરધાર. ૩
તે સમે વિભીષણે હાથ જોડી, વિનવ્યા શ્રીરામ;
મહારાજ પુરમાં પધારો, ભક્તના પૂરણ કામ. ૪

વિરંચીનિર્મિત નગર તે, પ્રભુ જુઓ દ્રષ્ટે આજ;
ત્યાં પધારી પાવન કરો, મુજ મનોરથ મહારાજ. ૫
ત્યારે રામ હસીને બોલીયા, સુણી વિભીષણનાં વચન;
મુજ ભક્ત જ્યાં વાસો વસે, તે સદા છે પાવન. ૬
મેં દાન કરીને આપી તમને, લંકા જે કહેવાય;
સુણો વિભીષણ સાચું કહું ત્યાં,અમો નવ્ય અવાય. ૭
તેના ઘરનું અન્ન લેવાય નહિ, કર્યું કન્યાદાન વિશુદ્ધ;
ગૌદાન કર્યું સદ્પાત્રને, ન ખવાય તેનું દૂધ. ૮
એમ લંકા દાન કરી મેં તમને, તે માટે ન.અવાય;
વળી ભરથજી ને મળ્યા વિના મેં, પુરમાં નવ પેસાય. ૯
ભરથને મળીને કરીશું જ્યારે, સ્નાનમંગળ જોગ;
ત્યાર પૂંઠે તાંબુલ આદે, ભોગવીશું સહુ ભોગ. ૧૦
પછી સુગ્રીવ લક્ષ્મણને કહ્યું, તમો જાઓ લેઇ કપિજન;
સુમુહૂરતમાં વિભીષણને, બેસાડો રાજ્યાસન. ૧૧
જેની વસ્તુ આણી હોય રાવણે, તેને આપજો જઇ ત્યાંહે;
વળી મુક્ત કરજો દેવને, જે હોય બંધી માંહે. ૧૨
એવાં વચન સુણી શ્રીરામનાં, સૌમિત્ર મિત્રકુમાર;
ગયા લંકામાં વિભીષણની સાથે, કપિતણો નહિ પાર. ૧૩
પછે રાજ્ય બેસાડયા વિભીષણને, સુમુહૂરત જોઇ ત્યાંહે;
ત્યારે વિભીષણની આણ વરત્તી, સકળ લંકા માંહે. ૧૪
મંદોદરીએ કુંડ રચીયો, અગ્નિનો તેણીવાર;
તેમાં પેશી શુદ્ધ થઇને, નીકળી તે બહાર. ૧૫
રામઆજ્ઞાએ મંદોદરી વરી, વિભીષણને ત્યાંહે;
વરતીયો જય જયકાર સહુ, હરખી પ્રજા પુરમાંહે. ૧૬
પછે સુગ્રીવ આદે સહુ કપિ, મુખ્ય જે કહેવાય;
તેને વસ્ત્રાભૂષણ આપીયાં, વિભીષણે કરીને પસાય. ૧૭
વળી વસ્તુ જે કંઇ હતી જેની, સોંપી તેને તેહ;
મુક્ત કીધા દેવ સરવે, હતા બંધી જેહ. ૧૮
પછે સરવે કપિને દેખાડી તે, લંકાની રચનાય;

વિભીષણ સહિત પછી આવીયા, જ્યાં વિરાજે રઘુરાય. ૧૯
સાષ્ટાંગ કરી વિભીષણ નમ્યા, ગ્રહી ચરણ શ્રીરઘુનાથ;
ત્યારે વચન બોલ્યા રામજી, એને મુસ્તક મૂકી હાથ. ૨૦
અરે વિભીષણ કરજો અચળ, તમો લંકા કેરૂં રાજ;
જેવા ધ્રુવ બળી ઉપમન્યુ તેની, પંક્તિમાં તમો આજ. ૨૧
આશીર્વચન એવું કહી, પછે બેસાડયા સનમુખ;
તે સમે સર્વે દેવ આવ્યા, મળવા પામી સુખ. ૨૨
ઇન્દ્ર બ્રહ્મા સદાશિવ, તેત્રીશ કોટી દેવ;
અષ્ટ વસુ ને મરુતગણ, રુદ્ર એકાદશ એવ. ૨૩
આદિત્ય દ્વાદશ યક્ષ ગંધ્રવ, કિન્નર ચારણ સિદ્ધ;
અષ્ટ નાયકા દિગ્પાળ દશ, યમ વરુણ રિધ સિધ નિધ. ૨૪
સહસ્ત્ર અઠયાશી મુનિમંડળ, ભૂત તત્ત્વ સ્વરૂપ;
સપ્ત દ્વીપ ને નવ ખંડના, આવી મળ્યા સહુ ભૂપ. ૨૫
સહુ આવ્યા મળવા રામને, વાજે ઘણાં વાજીંત્ર;
રઘુવીરનાં દરશન કરીને, થયા પુણ્ય પવિત્ર. ૨૬
તે મધ્યે શિવ વિધિ ઇન્દ્ર આદે, હતા મુખ્ય જે દેવ;
તેણે સ્તુતિ કરી શ્રીરામની, બેઠા સભા કરી એવ. ૨૭

વલણ

સભા કરીને બેઠા સર્વે, નારદ તુમર વાય રે;
તેણે સમે હનુમંતની સાથે, બોલ્યા શ્રીરઘુરાય રે. ૨૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे विभीषण-
राज्याभिषेककरणं नाम एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

## અધ્યાય પર મો

રાગ ચોપાઇ

હનુમંતને કહે છે શ્રીરામ, હવે સીતાને લાવો આ ઠામ;
મંગળ સ્નાન કરાવી ત્યાંહે, જાનકીને પછે લાવો આંહે. ૧
એવાં વચન કહ્યાં શ્રીભગવંત, સુણી ચાલ્યા વિભીષણ હનુમંત;
સાહિત્ય સરવે લેવાને તાંહે, ગયા વિભીષણ લંકામાંહે. ૨

અશોકવન આવ્યા મારુતી, જ્યાં બેઠાં છે સીતા સતી;
જ્યમ ધેનુ પ્રત્યે આવે વચ્છ પ્રશંસ, માન સરોવર જાયે હંસ. ૩
જ્યમ વિનતાસુત લક્ષ્મીદર્શન, એમઆવ્યાઅશોકમાં મારુતતન;
સીતાજીને સાષ્ટાંગજ કર્યો, ત્યારે જાનકીએ કર મસ્તક ધર્યો. ૪
કંઠે પ્રાણ આવ્યા હોય જ્યમ, કો અમૃત પાન કરાવે ત્યમ;
એમ હનુમંતને જોઇ હરખ્યાંસતી, ત્યારેવજ્રદેહીએકરી વિનતી
માતા સુખી છે શ્રીરઘુવીર, માર્યો દશાનન તે રણધીર;
વિભીષણને બેસાડ્યા રાજ, હું આવ્યો તમને તેડવા કાજ. ૬
એવું સુણી હરખ્યાં સીતા મન, બોલ્યાં હનુમંત સાથે વચન:
અરે મારુતી મારે કાજ, તેં બહુ શ્રમ કર્યો કપિરાજ. ૭
ઘણું કષ્ટ કર્યું તેં મારી વતી, તે જાણે છે સરવ અયોધ્યાપતિ;
માટે દિન દિન બળ અદકેરૂં હજો, તેજ પ્રતાપ અધિક વાધજો.
એટલે આવ્યા વિભીષણ ત્યાંહ, સરવ સાહિત્ય લેઇ વાડીમાંહે;
સીતાને ચરણે નામ્યું શીષ, ત્યારે જાનકીએ દીધી આશીષ. ૯
અરે વિભીષણ વીર પ્રચંડ, કરજો લંકાનું રાજ અખંડ;
સૂરજ ચંદ્ર તપે જ્યાંલગી, ચિરણજીવી રહેજો ત્યાંલગી. ૧૦
એમસુણી સતીનાંઆશિષવચન, વિભીષણતવ હરખ્યાઘણુંમન
પછે બે કર જોડીને નિરધાર, વિભીષણ સ્તુતિ કરતા તેણીવાર.
જય જગત જનુની જગત કારિણી, અખિલ વૈરાટ તત્ત્વ ધારિણી
પ્રણવરૂપિણી ગુણ સરીતાય, આનંદ વર્ધની જનક સુતાય. ૧૨
આદિ માયા ઇંદિરા ગુણખાણ, આદિ પુરુષની ઇચ્છા જાણ;
પ્રભુએ આપી છે આજ્ઞાય, માટે મંગળસ્નાન કરો હવે માય. ૧૩
જાનકી કહે પ્રભુએ નથી કર્યું, ત્યાર પહેલું હું કયમ આચરૂં;
ત્યારે હનુમંત કહે કહ્યું છે રઘુવીર, અમને આજ્ઞા કરીરણધીર. ૧૪
મળી શરમા ત્રિજટા બે જણી, વેણી ઉકેલી સીતાતણી;
તેણે સમે મંદોદરી નાર, આવી લેઈ સકળ ઉપચાર. ૧૫
મરદન તેલ સુગંધીવાન, પછે કરાવ્યું મંગળ સ્નાન;
સુરજ કાન્તિ આભૂષણ સાર, ત્રિભુવન દુર્લભ જે અલંકાર. ૧૬
તે પહેરાવ્યાં જાનકીને અંગ, અમલ અંબર સુંદર નવરંગ;

રત્નજડિત્ર પાલખી મોઝાર, સીતાને બેસાડયાં તેણીવાર.૧૭
સંગે ચાલ્યું સૈન્ય વિચિત્ર, આગળ વાજે બહુ વાજીંત્ર;
નમી રાણીઓ ને ત્રિજટાય, અમપર કૃપા રાખજો માય. ૧૮
કરી સ્તુતિ અતિ કરુણા વચન, ત્રણ જણીએ ભરીયાં લોચન;
પછી સીતાએ સમાધાનજ કર્યું, તેનું હેત હૃદેમાં ધર્યું. ૧૯
મન વાંછિત આપ્યાં વરદાન, સંતોષી ત્રેણે ગુણવાન;
પછી જત્ને કરી વિભીષણરાજન,ચલાવ્યું ત્યાંથકી સુખઆશન.
જ્યમ અમૂલ્યરત્ન ધરે પેટીમાંહે,એમ જનકસુતાનેરાખ્યાંત્યાંહે;
જ્યમ સંત હૃદયનું જ્ઞાન અપાર,ન જણાવે બાહેર નિરધાર.૨૧
એમ સુખ આસન કરી આછાદન,ત્યાંથી ચલાવ્યું હરખી મન;
ડાબે પાસે વિભીષણ ગુણવંત, જમણી પાસે ચાલે હનુમંત.
જ્યમ ઉમયા સાથે સ્કંધ ગણપતિ,એમ ચાલે વિભીષણ મારુતી;
વાજે વાજીંત્ર ચાલે વેત્રધાર, આવ્યા એ રીતે સેના મોઝાર.૨૩
ચામર વિંજન કરતા જાણ, ખમા ખમા બોલે મુખવાણ;
પછી શિબિકા રાખી તે ઠાર, પૃથ્વી ઉતર્યાં જનકકુમાર. ૨૪

વલણ

જનક કુમારી ઉતર્યાં, મૂકીયું પૃથ્વી સુખ આસન રે;
પછી ચરણે ચાલી જાય છે, જ્યાં બિરાજે જુગજીવન રે. ૨૫

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीराम-सामीप्ये सीतानयनो नाम द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥**

# અધ્યાય ૫૩ મો

રાગ મેવાડા

જ્યારે સીતા નીકળ્યાં સુખ આસનમાંથી,અદ્‌ભુત રૂપે જાણજી;
જ્યમ આભમાંહેથી વિજળી ચમકે, વા ઉઘડે રત્નની ખાણ જી.
એમ ગજગમની તન ભૂષણમંડિત, ચાલીને આવ્યાં ત્યાંહે જી;
દેવ ગંધર્વ કિન્નર સિદ્ધ નાયક, ચકિત થયા મન માંહે જી. ૨
ત્યારે આવતાં જોઇ એમ જનકસુતાને, બોલ્યા પુરુષ પુરાણ જી;
મારી પાસે નવ આવશો સીતા, દૂર રહો નિરવાણ જી. ૩

રાવણ હરણ કરી ગયો તમને, રહ્યાં ત્યાંહાં ખટમાસ જી;
લોકાપવાદ લાગ્યો તેણે કરી, વિશ્વમાં થયું પ્રકાશજી. ૪
લોક કહેશે રહ્યાં રાવણને ઘેર, સુંદર રૂપે એહ જી;
ત્યાં શીલવ્રત કયમ રહ્યું હશે, એ મોટો સંદેહ જી. ૫
માટે દિવ્ય કરી મુજપાસે આવો, તો કરૂં અંગીકાર જી;
તે વચન બાણ સીતાને વાગ્યાં, ઉભાં રહ્યાં તેણીવાર જી. ૬
આંખે આંસુની ધારા ચાલી, દુઃખ પ્રગટયું ઘણું મન જી;
જયમ કદળી ઉપર વીજ પડે, એમ તપ્ત થયું છે તન જી. ૭
પછી ધીરજ રાખી સીતા બોલ્યાં, હે જગદાત્મા રઘુરાય જી;
આનંદકંદ પ્રભુ અંતરયામી, અખિલ બ્રહ્માંડ નિકાય જી. ૮
મેં ઘણા દિવસ મહા દુઃખ વેઠયું, પ્રભુ તમારે વિજોગ જી;
આજ ચરણને શરણે આવી, તમ દર્શન સંજોગ જી. ૯
કઠિન કર્મ તોયે રહ્યાં મારાં, પ્રભુ તજો વિણ અપરાધ જી;
નથી ચૂકી ધ્યાન તમ ચરણતણું, હે અખંડ બોધ અગાધ જી. ૧૦
જયમ અમૃતકેરૂં પાત્ર ભરીને, કરવા માંડયું પાન જી;
તે હેલા માંહે હળાહળ થઇ ગયું, એમ મારે ભગવાન જી. ૧૧
મૃગેન્દ્રને શરણે જાતાં જયમ, જાંબુક મધ્યે ખાય જી;'
સુપર્ણ પાસે જાતાં સરપે, દંશ કર્યો રઘુરાય જી. ૧૨
ભાગીરથી સિંધુ શરણે ગઇ ત્યારે, સાગર કહે નથી ઠામ જી;
એમ તમારે શરણે આવી, કિંકરી પૂરણ કામ જી. ૧૩
તોએ તમને પતિજ ન આવે, તો સુણો શ્રીમહારાજ જી;
જયમ અગ્નિમાં સુવર્ણ તપાવે, એમ તપું હું આજ જી. ૧૪
એવું કહી પછે આજ્ઞા આપી, વાનરને સીતાય જી;
કાષ્ટ મંગાવી કુંડ રચાવ્યો, જુવે છે સર્વ સભાય જી. ૧૫
ભડભડાટ માંહે અગ્નિ લાગ્યો, પ્રગટી પ્રચંડ જવાળ જી;
ત્યારે જનકસુતા સાવધાન થયાં, માંહે ઝંપાવા તે કાળ જી. ૧૬
રઘુપતિ ચરણે ચિત્ત રાખી કરી, પ્રદક્ષણા તેણીવાર જી;
પણ કરી જવાળમાં પડીયાં સીતા, કહી સત્ય ત્રણ વાર જી;
પૃથ્વીકંપ થયો તેણીવેળા, ત્રિલોક ડોલ્યું ત્યાંહે જી;

તે સમે ઘણો ઘણો ઉત્પાત થયો,જ્યારે સીતા પ્રવેશ્યાં માંહે જી.૧૮
એક ઘટિકા પર્યંત ગુપ્ત રહ્યાં, તે અગ્નિમાં નિરધાર જી;
મહા દિવ્યરૂપ ધરીને જાનકી,નિકળ્યાં પછે બહાર જી. ૧૯
પેહેલાં પૃથ્વીમાં ગુપ્ત થયાંતાં, ધર્યું તું છાયા તન જી;
આરણ્ય કાંડમાં તેહ કથા કહી, સુણો શ્રોતા ધરીને મન જી. ૨૦
તે મૂળ રૂપે પાછાં નીકળ્યાં, પૃથ્વી થકી નિરધાર જી;
એ સીતા રામની ચિદ્દશક્તિ, નથી ગઇ રાવણને દ્વાર જી. ૨૧
તેસંબંધ જાણે છે શ્રોતા, જ્ઞાની વિચિક્ષણ ભક્ત જી;
પણ શુદ્ધ અશુદ્ધતણીજ પરીક્ષા, તે શું જાણે જક્ત જી. ૨૨
તે માટે અગ્નિમાં પ્રવેશી, જાનકી નિકળ્યાં બહાર જી;
દેવ મુનિજન આનંદ પામ્યા, વરત્યો જયજયકાર જી. ૨૩
દિવ્ય દેહ તન ભૂષણ મંડિત, જોઇ હરખ્યો કપિ સાથ જી;
પછે જનકસુતા ચાલીને આવ્યાં, જ્યાં બેઠા રઘુનાથ જી. ૨૪
ત્યારે પ્રેમે ગદ્દગદ્દ થઇને ઉઠયા, રમાપતિ જુગદીશ જી;
પછે વૈદેહીએ આવી મૂકયું, રઘુપતિ ચરણે શિષ જી. ૨૫
ત્યારે જનકસુતાનો કર ઝાલીને, ઉઠાડયાં તેણીવાર જી;
વામ ભાગ બેસાડયાં રામે, વરત્યો જયજયકાર જી. ૨૬
પછે જુગલ રૂપની સ્તુતિ કરી સર્વે, શિવ બ્રહ્મા મુનિરાય જી;
નારદ ઉભા જંત્ર વજાડે, ચરિત્ર રામનાં ગાય જી. ૨૭

વલણ

ચરિત્ર મંગળ ગાય રામનાં, સહુ સભા હરખી મન રે;
પછે રઘુપતિ સન્મુખ કર જોડીને, બ્રહ્મા બોલ્યા વચન રે.૨૮

**इति श्रीरामचरित्रे संमत वालिमाकिनाटकधारायां युद्धकांडे श्रीरामवचनात् सीतादिव्यरूपधारणं नाम त्रिपंचाशत्तमोऽध्यायः ।५३।**

---

# અધ્યાય ૫૪ મો

રાગ સામેરી

પરમેષ્ઠી કહે રઘુવીરને, લેઇ સીતા લક્ષ્મણ સાથ;
આનંદથી હવે અવધપુરમાં, પધારો રઘુનાથ. ૧

સચ્ચિદાનંદ અખંડ વ્યાપક, બ્રહ્મ પૂરણ કામ;
નિજ ચરણ કેરો દાસ જાણી, કહો મુને કંઇ કામ. ૨
રઘુવીર કહે હો પ્રજાપતિ, તમો રચી પૂર્વે લંક;
તે દહન કીધી મારુતિ, થઇ ક્ષીણ શોભા અંક. ૩
તે કરો પાછી હતી તેવી, અધિક શોભા જેહ;
મેં લંકા કેરૂં દાન કીધું, વિભીષણને એહ. ૪
મારો વિભીષણ રાજ કરશે, એ નગર મોઝાર;
તે દહન પુર શોભે નહિ માટે, કરવી રચના સાર. ૫
એવું સુણી વિધિએ મનોમય, નિર્માણ કીધું જાણ;
હતી તેથી અધિક શોભા, થઈ તદા નિરવાણ. ૬
ત્યારે સદાશિવ તે સમે બોલ્યા, સુણો શ્રી મહારાજ;
કંઇ કરો આજ્ઞા મુજને તે, કરૂં સત્વર કાજ. ૭
રઘુવીર કહે મહાદેવજી, કલ્યાણ રૂપ કૃપાળ;
તમારી સેન્યા ભૂત ભેરવ, તેડાવો તતકાળ. ૮
રણમાંહે જે રાક્ષસ પડયા, પામી મરણ નિરધાર;
વાનર વિના તે અસુર તન લેઇ, નાખે સિંધુ મોઝાર. ૯
મહાદેવે તવ આજ્ઞા કરી, નિજ સૈન્યને તે કાળ;
પિશાચ ભેરવ ભૂત શાકણી, વીર ને વૈતાળ. ૧૦
ભૂતાવળીએ કર્યાં ભક્ષણ, અસુર તન તેણીવાર;
તેનાં અસ્થી નાખ્યાં સિંધુમાં, ક્ષણએ ન લાગીવાર. ૧૧
તન રહેવા દીધાં કપિતણાં જે, પડયાં પૃથ્વી માંહે;
રાક્ષસ વિના ભોમી કરી, અદ્ભુત કારણ તાંહે. ૧૨
ત્યારે સભામાં સુરપતિ ઉઠયો, કર જોડી તે ઠામ;
મહારાજ હું સેવક તમારો, કહો મુને કાંઈ કામ. ૧૩
રઘુવીર હસીને બોલિયા, સુણો સુરપતિ સમ્રથ;
તમે કર્યો અતિ ઉપકાર મુને, મોકલ્યો રણમાં રથ. ૧૪
તે રથે કરી મેં રાવણ જીત્યો, વિજય પામ્યો આજ;
ત્યારે ઇન્દ્ર કહે પ્રભુ તમો મોટા, દયાળુ મહારાજ. ૧૫
કિંચિત સેવા જીવની તે, માની લ્યો છો નાથ;

અગ્ન ભસ્મ થાયે મેરુ સમ જો, ચિત્ત ધરે તમ સાથ. ૧૬
ક્ષણમાંહે કોટી બ્રહ્માંડ રચના, રચો ઇચ્છા કાજ;
તમ કૃપાએ અધિકાર સહુ, અમો ભોગવીએ મહારાજ. ૧૭
પ્રભુ એમાં તે મેં શું કર્યું, તમો સદા સમરથ રૂપ;
રઘુનાથ કહે એક વાત કહું, સાંભળ સુરપતિ ભૂપ. ૧૮
સહુ શાસ્ત્રનો છે મહત નિશ્ચે, સુણો કહું તે આપ;
નહિ પુણ્ય પર ઉપકાર સમ, પર પીડા સમ નહિ પાપ. ૧૯
હાવે મારે અર્થે પ્રાણ તજ્યા છે, સરવ કપિએ જેહ;
આજ અમૃતકેરી વૃષ્ટિ કરી, જીવાડો સરવે તેહ. ૨૦
એવાં વચન શ્રીરઘુવીરનાં, સુણી શચિપતિ નિરધાર;
પિયુષ મેઘને કરી આજ્ઞા, વરસ્યો તેણીવાર. ૨૧
તે અમૃતની વૃષ્ટિ થકી થયા, સજીવન સહુ કપિજન;
જાણે નિદ્રામાંથી ઉઠીયા, એમ દઢ થયાં છે તન. ૨૨
રઘુવીર ચરણે નમ્યા આવી, વરત્યો જય જયકાર;
સહુ કપિ જીવ્યા તેણે કરીને, હરખ્યા જગદાધાર. ૨૩
પછે વિભીષણની સાથે બોલ્યા, રામ પૂરણ કામ;
હાવે અમને આજ્ઞા આપો તો, જઇએ અમારે ગામ. ૨૪
વરસ ચતુર્દશ થયાં અમને, નીકળ્યા વનમાં જાણ;
જો અવધ એ વીતી જશે, તો ભરથ તજશે પ્રાણ. ૨૫
તમો સુખે અહીં રહીને કરો ભાઇ, લંકાપુરનું રાજ;
માટે ભક્ત શિરોમણિ હાવે અમને, આજ્ઞા આપો આજ. ૨૬
એવાં વચન સુણીને વિભીષણે, ગ્રહ્યા રઘુપતિના ચર્ણ;
ગદ્‌ગદ્ કંઠે બોલીયા, પ્રભુ રાખો મુજને શર્ણ. ૨૭
અહીં મુને મૂકી જાઓ છો તમો, અવધપુર રઘુરાય;
વિજોગ તમારો એક ક્ષણ, મુને કલ્પ કોટી થાય. ૨૮
વળી તમો કહેશો રાજ કર તું, લંકાપુર મોઝાર;
પણ તેથી તમ દરશન અધિક, કોટી ગણું સુખ સાર. ૨૯
મને નથી અપેક્ષા રાજની, હું સત્ય કહું છું આજ;
તમ દર્શન ઉપર વારી નાખું, ત્રિલોકનું હું રાજ. ૩૦

પ્રભુ તમારા જે ભક્ત કહાવે, તમ કૃપાના પાત્ર;
તે જાણે તૃણ સમ મોક્ષ તો, એ રાજ તે કોણ માત્ર. ૩૧
હે નાથ દર્શન સમાગમ તમ, સેવામાં સુખ જેહ;
નથી સ્વર્ગને અપવર્ગમાં, સત્યલોકમાં સુખ તેહ. ૩૨
માટે પ્રભુ મુને સાથ તેડો, અવધપુર મોઝાર;
કિંકર થઈ સેવા કરૂં, સ્વામી તણે દરબાર. ૩૩
મુજ મન તણો સંકલ્પ એ છે, તે સત્ય કહું નિરવાણ;
જો સાથે નહિ તેડો પ્રભુ તો, તજીશ મારા પ્રાણ. ૩૪
નિજ ભક્તનાં એવાં વચન સુણી, થયા રામ કરુણાવાન;
પછે વિભીષણને રુદે ચાંપી, બોલીયા ભગવાન. ૩૫
અરે વિભીષણ તમો હવડાં, આવો મારી સાથ;
સુગ્રીવ સહિત વાનર સકળ પણ, તેડીશ કહ્યું એમ નાથ. ૩૬
ત્યાં સોહલો જોઇ અવધપુરનો, થોડા દિન સુખ ભેર;
પછે મિત્ર પુત્ર તથા તમો, આવજો પાછા ઘેર. ૩૭
એવાં વચન સુણીને હરખિયા, સહુ કપિ કરે કીલકાર;
વિભીષણ સંતોષ પામ્યા, હરખનો નહિ પાર. ૩૮
વિશ્રવા સુત આનંદી પછે, ગયા લંકામાંહે;
રાજ સોંપ્યું પ્રધાનને, પુરરક્ષક મૂકયા ત્યાંહે. ૩૯
જે પુષ્પ વિમાન કુબેરનું હતું, લંકાપુર મોઝાર;
તે લેઇને આવ્યા વિભીષણ, જ્યાં બેઠા જુગદાધાર. ૪૦

વલણ

જ્યાં બેઠા શ્રીરઘુનાથજી ત્યાં, આવ્યું પુષ્પ વિમાન રે;
શોભા તેની અતિઘણી જોઈ, હરખ્યા શ્રીભગવાન રે. ૪૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे अमृतवृष्टया रामसेनाजीवनं नाम चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥**

---

# અધ્યાય ૫૫ મો

રાગ ધવળ ધન્યાશ્રી

પુષ્પ વિમાન વિભીષણ લાવ્યા, શોભાતણો નહિ પાર જી;

ચંદ્રમંડળ સરખું તે દીસે, કનકમણિમય સાર જી. ૧
ઇચ્છા પ્રમાણે તે વિસ્તાર પામે, નાનું મોટું થાય જી;
થોડા ઘણા જેટલા જન બેસે, તેટલા સર્વ સમાય જી. ૨
તે મધ્યે એક કનક સિંહાસન, પદિક જડિત્ર પ્રકાશ જી;
દિવ્ય રત્ન મુક્તાફળ કેરી, ઝળકે ઝાલર ચોપાસ જી. ૩
એવું વિમાન કુબેરતણું, લાવ્યો તો રાવણ જેહ જી;
તે વિભીષણ લાવ્યા પ્રભુ અર્થે, જાવા અવધપુર તેહ જી. ૪
પછી શુભ મુહૂર્તમાં ઉઠયા રઘુપતિ, ગ્રહી સીતાનો હાથ જી;
હીરા કેરાં પગથીયાં પર, ચઢયા શ્રીરઘુનાથ જી. ૫
વામ ભાગ વૈદેહીને લઇ, બેઠા સિંહાસન જી;
શ્રી ઘનશ્યામ દામની રાજે, જોડી જગત મોહન જી. ૬
પછી પદ્મ અષ્ટાદશ વાનર ચઢિયા, ગોલાંગુલ છપન કોટી જી;
બહોતેર કોટી રીંછજ બળિયા, જાંબુવંત મતિ મોટી જી. ૭
વળી વિભીષણ કેરૂં અસંખ્ય દળ તે,ચઢયું વિમાન મોઝાર જી;
નાના પ્રકારનાં વાજીંત્ર વાજે, ઘુઘરીના ઘમકાર જી. ૮
અષ્ટ જૂથપતિ આઠે ખુણે, ઉભા ચારેપાસ જી;
રત્ન સિંહાસન ઉપર રાજે, રઘુપતિ રમા નિવાસ જી. ૯
લક્ષ્મણજી અંગદજી ઉભા, બે પાસે બે વીર જી;
મણિજડિત્ર ડાંડીના ચમ્મર, કર ગ્રહી કરતા ધીર જી. ૧૦
પછી રઘુપતિની આજ્ઞા માગી, સહુ દેવ ગયા નિજ લોક જી;
રાવણ મરણ પામ્યો તેણે, બંધ છૂટા થયા વિશોક જી. ૧૧
જ્યારે સરવ સ્વસ્થ થઇને બેઠા, વિમાનમાં શુભ ઠામ જી;
ત્યારે ગુરુનું સ્મરણ કરી અયોધ્યાનો, પંથ ચિંતવ્યો રામજી.
પછે સીતાપતિએ આજ્ઞા આપી, વિમાન ઉડ્યું આકાશ જી;
ઉત્તર પંથે ચાલ્યું તતક્ષણ, દિનમણિ જેવો પ્રકાશ જી. ૧૩
હાવે અવધપુરીમાં રામ આવશે, વર્તશે સુખ આનંદ જી;
ઉત્તરકાંડમાં તે કહેવાશે, ચરિત્ર જે નૌતમ છંદ જી. ૧૪
હાવે યુદ્ધકાંડ તે પૂર્ણ થયો, કહ્યાં રઘુપતિ કેરાં ચરિત્ર જી;
ગાતાં સુણતાં નર ને નારી, પાપી થાય પવિત્ર જી. ૧૫

જથા મતિએ વરણન કીધા, શ્રી રામ તણા ગુણ ગ્રામ જી;
એ વૈશ્નવ જનને વહાલા લાગે, વિનોદનો વિશ્રામ જી. ૧૬
શ્રી પુરુષોત્તમની પરમ કૃપાએ, કરી કથા બુધમાન જી;
કવિજન કોઇએ ખોડમા દેશો, સુણી પ્રાકૃત આખ્યાન જી.૧૭
મંગળકારી હરિના ગુણ છે, પતિત પાવન સાર જી;
પદબંધ એ પ્રાકૃત વાણી પણ, શાસ્ત્રતણો આધાર જી. ૧૮
વાલ્મિકી રામાયણ કેરો એ, અર્થ લીધો છે જાણ જી;
હનુમાન નાટકનો માંહે સંમત, મેળવ્યો છે નિરવાણ જી. ૧૯
પદ અઢારસેં પંચવીશ પૂરાં, અધ્યા પંચાવન જી;
રાગ ઢાળની ચાલ્ય જુજવી, યુદ્ધકાંડ પાવન જી. ૨૦
પતિત પાવન અધમ ઉધારણ, રામતણા ગુણ સાર જી;
સહુ વૈશ્નવ કેરી પરમ કૃપાએ, કીધો એ વિસ્તાર જી. ૨૧
પદ ભંગ કોઈએ નવ કરશો, સંત વિવેકી જન જી;
જેવા તેવા પણ હરિના ગુણ છે, અખિલ વિશ્વ પાવન જી.૨૨
ભાવે શ્રદ્ધાસહિત સુણે જે, પાવન રામકથાય જી;
મન વાંછિત ફળ તે જન પામે, શત્રુતણો ક્ષય થાય જી. ૨૩

વલણ

થાય શત્રુ ક્ષય તે વિજય પામે, જે સુણે શ્રદ્ધાએ કરી;
કર જોડીને કહે દાસ ગિરિધર, શ્રોતાજન બોલો શ્રી હરિ.૨૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां युद्धकांडे श्रीरामलक्ष्मणसीतासेनाभिःसार्द्धं पुष्पकारोहणं नाम पंचपंचाशत्तमोऽध्यायः ॥

इति श्रीयुद्धकांडःसमाप्तः॥



# ॥ अथ श्रीउत्तरकांडः प्रारंभः ॥

## અધ્યાય ૧ લો

રાગ ધન્યાશ્રી

શ્રીગુરુપદ શુભ સુરતરુ રૂપ જી, શીતળ છાયા સુખદ અનુપ જી;
શરણ રહ્યાથી ટળે ત્રિવિધિ તાપ જી, દીનતા વામે થાયે નિષ્પાપ જી.

ઢાળ

નિષ્પાપ થાયે સેવતાં પદ, જુગલ શ્રીગુરુદેવનાં;
ત્રય તાપ વામે સુફળ પામે, કરે જે નિત્ય સેવના. ૨
તે પુરુષોત્તમપદને નમું, કર જોડી વારંવાર;
તમ કૃપાએ રઘુવીર જશ કહું, યથામતિ વિસ્તાર. ૩
બાળકાંડને અયોધ્યા, આરણ્ય કિષ્કિંધાય;
સુંદર ને યુદ્ધકાંડની કહી, સકળ એહ કથાય. ૪
હાવે ઉત્તરકાંડ કથા કહું, આવ્યા પુરવિષે મહારાજ;
સહુ અવધપુરમાં આનંદ થાશે, રામ કરશે રાજ. ૫
તે શ્રોતાજન સાવધાન થઈને, સુણજો એક મન;
મંગળદાયક રામના ગુણ, અખિલ જગ પાવન. ૬
અહંકાર દુર્ધર દશાનન, અહંદેહ બુદ્ધ લંકાપુરી;
કુંભકરણ તે ક્રોધ જાણો, હિંસા અતિ જેણે આચરી. ૭
ઇન્દ્રજીત તે કામ કહીએ, લોભ તે અતિકાય;
મહામદ પ્રહસ્ત પ્રધાન પ્રમુખ, જેને વશ વરતે રાય. ૮
દેવાંતક ને નરાંતક, અજ્ઞાન ને વળી દંભ;

શોક કલેશ કુતર્ક આદે, ઘણા અસુર ખળ સ્થંભ. ૯
અહંદેહ લંકાને બળે, રાવણે કર્યો અનરથ;
સહુ દેવ બંધીવાન કીધા, જે હતા સમરથ. ૧૦
વાસુદેવ ચિત્તને વિષે, મન ચંદ્રમા નિરવાણ;
બ્રહ્મા બુદ્ધિમાંહિ રાખ્યા, અહંદેહ રુદ્ર પ્રમાણ. ૧૧
સૂર્ય ચક્ષુ વરુણ રસના, ઘ્રાણે અશ્વિનિકુમાર;
અગ્નિમુખે પાણિ પુરંદર, દિગશ્રવણ મોઝાર. ૧૨
એમ દેવ બંધીવાન કીધા, દશાનન અહંકાર;
તે હણવા કારણ રામ પ્રગટયા, નારાયણ અવતાર. ૧૩
અંતઃકરણ તે અયોધ્યા, સરજ્યુ સુષુમણા જાણ;
વિષય લોક પુરમાં વસે, વાસના કોટ પ્રમાણ. ૧૪
શુદ્ધ મન તે રાય દશરથ, કહું તેનો અર્થ;
દશ ઇન્દ્રિ વાહન તેહ માટે, મંન તે દશરથ. ૧૫
સત્ક્રિયા શક્તિ કૌશલ્યા, ધર્યો જ્ઞાનરૂપી ગર્ભ;
તે જ્ઞાનથી હવા પુત્ર જેને, રામ આત્મા અર્ભ. ૧૬
સુબુદ્ધિ તે સુમિત્રા, કલ્પના કૈકૈ અધમ;
સંતોષ શત્રુહન વિવેક લક્ષ્મણ, ભરથ તે સુધરમ. ૧૭
સંયમ જનકની પુત્રી થઇ, જે સીતા શાન્તિરૂપ;
તેહને આત્મારામ પરણ્યા, કોટી બ્રહ્માંડના ભૂપ. ૧૮
ત્યારે કલ્પના કૈકૈએ માગ્યું, દશરથ પાસ વચન;
તે સીતા લક્ષ્મણ સંગ લેઇને, રામ વસીયા વન. ૧૯
માયા મૃગ છેદવા પ્રવેશ્યા, નિરંજન રણધીર;
કપટ શબ્દની પુંઠે ધાયા, વિવેક લક્ષ્મણ વીર. ૨૦
ત્યારે સીતાજીનું હરણ કીધું, દશાનન અહંકાર;
અહંદેહ લંકા માંહે રાખ્યાં, વીંટી આસુરી દુરાચાર. ૨૧
વૈરાગ હનુમંત શુદ્ધિ લેવા, ગયો તેણે ઠામ;
સીતાને મળી બાળ્યું પછે, અહંદેહ લંકા ગામ. ૨૨
પછી સીતાનું સમાધાન કરીને, આવ્યો રઘુવર પાસ;
મોહ સાગર ઉપર સેતુ બાંધી, ઉતર્યા અવિનાશ. ૨૩

સદ્‌ભાવ વિભીષણે ત્રાસ દેખાડયો, અહંકારરૂપી દશશિષને;
પછે વિભીષણ તે શરણ આવ્યો,આત્મારામ જુગદીશને. ૨૪
રામચંદ્રે મારીયો, અહંકૃતિ રાવણ રૂપ;
અહંદેવ લંકામાં સ્થાપ્યો, ભાવ વિભીષણ ભૂપ. ૨૫
પછે જ્ઞાન કળા જે શાન્તિ સીતા, તેને ભેટયા આત્મારામ;
સ્વાનંદ વિમાનમાં બેસીને, પછે ચાલિયા નિજ ધામ. ૨૬

વલણ

નિજધામ અવધપુરીમાં ચાલ્યા, વિમાન બેસી રઘુરાય રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા,હાવે ઉત્તરકાંડ કથાય રે.૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे प्रथमोऽध्यायः

# અધ્યાય ૨ જો

રાગ મારૂ

પુષ્પ વિમાનમાં બેઠા રામ, ચાલ્યા ભક્તના પૂરણ કામ;
સાથે સીતાને લક્ષ્મણ વીર, વિભીષણ આદે કપિ રણધીર. ૧
પૃથ્વીથી બે સહસ્ત્ર યોજન, ચાલે ઉંચું વિમાન ગગન;
જ્યમ પુનમતણો ચંદ્રમાય, રોહણી વર પશ્ચિમ જાય. ૨
સાગરમાં નાવ ચાલે જ્યમ, એ રીતે ચાલે વિમાન ત્યમ;
વાજે નાના પ્રકાર વાજીંત્ર, ગાય વાનર રામચરિત્ર. ૩
ઘણુઘણાટ ઘંટાના થાય, જાણે મેઘતણી ગર્જનાય;
મેઘ શ્યામ શોભે રઘુવીર, ચમકે ચપળા સીતાનું શરીર. ૪
વૈદેહીને દેખાડે છે રામ, અનુક્રમે કરીને બહુ ઠામ;
જો આ લંકા તું જનકદુલારી,વધિ નિરમિત શોભા સારી. ૫
આ રણભૂમિ વિસ્તાર અમિત, અહીં માર્યો લક્ષ્મણે ઇન્દ્રજીત;
કુંભકરણ આદે આ ઠામ, હણ્યું રાક્ષસ કુળ અભિરામ. ૬
અહીં જુદ્ધ કર્યું સપ્ત દિન, ત્યારે મરણ પામ્યો દશાનન;
આ જુઓ બાંધી સાગર પાજ, નળનીલતણું એ કાજ. ૭
આ મલયાચળવિંધ્યાચળ સારો,આકિષ્કિંધાજ્યાંવાલીને માર્યો;
આ પંપાસર મારુતિ મળીયો,કર્યો મિત્ર મેં સુગ્રીવ બળિયો.૮

આંહિ શબરીને આપ્યો ઉદ્ધાર, હણીયો કબંધને આ ઠાર;
આ ગંગા ગૌતમી પંચવટી, ખર દુખરની સેના આંવટી. ૯
આંહી જટાયુ પામ્યો મર્ણ, આંહી કરી ગયો રાવણ તને હર્ણ;
જો વૈદેહી પેલા આશ્રમ, મુનિતણા દેખાય છે રમ્ય. ૧૦
શરભંગ સુતીક્ષ્ણ ને મંદકર્ણ, જે મુનિવરનાં રૂડાં આચર્ણ.
સુમુખી જો અગસ્તાશ્રમ, પેલો ચિત્રકોટ અનુક્રમ. ૧૧
પેલો આશ્રમ ભરિદ્વાજ, પૂઠે આવશે તીરથ રાજ;
પેલુ શૃંગવેર પુર ગંગા, જેમાં સ્નાન કર્યે ભવભંગા. ૧૨.
મારો ભક્ત વસે છે કિરાત, જે ઘોરાય જગત વિખ્યાત;
દેખાયે દૂર નંદીગ્રામ, જ્યાં ભરથે કર્યો વિશ્રામ: ૧૩
રામ જોઇ અગસ્તાશ્રમ, સીતાને કહે પૂરણ બ્રહ્મ;
કરતા જઇયે મુનિ દરશન, સીતા કહે ચાલો પ્રાણજીવન.૧૪
સુણો સીતા કહે ભગવંત, લોપામુદ્રા જો પૂછે વરતાં;
કહેજો સકળ કથા વિખ્યાત, ન કહેશો સેતુબંધની વાત.૧૫
આપી આજ્ઞા વિમાનને ત્યાંહે, ક્ષણમાં ઉતર્યું પૃથ્વીમાંહે;
આવી રહ્યું મુનિઆશ્રમ પાસ, માંહેથી ઉતર્યા અવિનાશ.૧૬
શિષ્ય દોડી ગયા તે ઠામ, મુનિને કહ્યું આવ્યા શ્રીરામ;
હરખે ઉઠીને ચાલ્યા અગસ્ત, સંગે લીધા તે શિષ્ય સમસ્ત.૧૭
ભેટયા રામને ત્યાં મુનિજન, બ્રહ્માનંદ પામ્યા મુનિ મન;
રામે કુંભજને તેણીવાર, સાષ્ટાંગ કર્યો નિરધાર. ૧૮
જયમ વાચસ્પતિ શચિનાથ, એમ મળ્યા મુનિ રામની સાથ;
પ્રેમે પુલકિત નેત્રમાં નીર, મુનિ હરખ્યા તે જોઇ રઘુવીર.૧૯
નમ્યાં લક્ષ્મણજી ને સીતાય, દીધી આશિષ ત્યાં મુનિરાય;
સુગ્રીવ વિભીષણ આદ્ય, નમ્યા સર્વે મુનિને આલ્હાદ. ૨૦
આપ્યું આશ્રમમાં આસન, ત્યાંહાં બેસાડયા શ્રીભગવન;
રામ સ્તવન કરે ઘટજાત, જય લક્ષ્મીપતિ જગતાત. ૨૧
સચ્ચિદાનંદ પૂરણ બ્રહ્મ, નિરોપાધક ને નૈષ્કર્મ્ય;
જય અવાપ્ત કામ અજીત, સર્વવ્યાપક માયાતીત. ૨૨
ઘણી સ્તુતિ કરી તે ઠામ, ત્યારે પ્રસન્ન થયા શ્રીરામ;

કહ્યું રઘુવરે સહુ વર્તમાન, જે માર્યો રાવણ બળવાન. ૨૩
મુનિ કૃપા તમારી એહ, પામ્યો હું રણમાં જય જેહ;
લોપામુદ્રાએ તેણીવાર, સીતાને ચાંપ્યાં હૃદયમોઝાર. ૨૪
બેસાડયાં પછે શુભ આસન, જાનકીનું કર્યું પૂજન;
પૂરણ પ્રેમે મુનિપત્નીઓ તાસ, મળી બેઠાં સીતાની પાસ. ૨૫
લોપામુદ્રા કહે હો સીતાય, કહો હરણતણી જે કથાય;
સીતાએ કહ્યું માંડી તેહ, રાવણ હરણ કરી ગયો જેહ. ૨૬
મુને લેવા કારણ રઘુનાથ, મેળવ્યો કપિ સૈન્યનો સાથ;
શત યોજન સિંધુ ઠામ, પાળ બાંધીને ઉતર્યા રામ. ૨૭
ત્યાંહાં થયું છે યુદ્ધ અપાર, કર્યો રાવણ કુળ સંહાર;
વિભીષણને આપ્યું રાજ, મને લેઇને આવ્યા મહારાજ. ૨૮

વલણ

મહારાજ મુજને તેડી આવ્યા, હણ્યો એમ દશાનન રે;
એવી વાત સાંભળી સીતાની, મુનિપત્ની બોલ્યાં વચન રે.૨૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे लोपामुद्रासीतासंवादो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

## અધ્યાય ૩ જો

રાગ આશાવરી

અગસ્તની જાયા હસીને બોલ્યાં, જનકસુતા સુણો આજ;
એમાં રામે તે શું પરાક્રમ કીધું, જે સાગર બાંધી પાજ. ૧
એક બાણ મૂકીને કયમ નવ શોષ્યો, સિંધુ જળને ત્યમ;
મારા સ્વામીએ જ્યમ પાન કર્યું,એમ રામે કર્યું નહિં કયમ.૨
ત્યારે જનકસુતા કહે શ્રીરામચંદ્રનું, અતુલિત બળ છે ત્યાંહે;
એક બાણે કરીને સમુદ્ર સાતે, ભસ્મ કરે ક્ષણમાંહે. ૩
પણ અનેક જીવ સાગરમાં રહે છે, તેની તે હિંસા થાય;
તે માટે સાગર નવ શોષ્યો, છે દયાળુ શ્રીરઘુરાય. ૪
વળી રામની પાસે અનેક કપિવર, હતા મહાબળવાન;
એકે કાળે સાતે સમુદ્રનું, કરે મારુતિ પાન. ૫

પણ મૂત્ર તમારા સ્વામી કેરૂં, જાણી મનમાં ત્યમ;
તે છુવે નહિ કોઈ વાનર એ તો, પાન કરે વળી ક્યમ. ૬
માટે સેતુબંધ કરી પાર ઉતર્યા, સૈન્યસહિત ભગવાન;
એવાં જનકસુતાનાં વચન સુણી, મુનિપત્ની થયાં છે પ્રસન્ન.
પછે અગસ્ત કેરી આજ્ઞા માગી, નમ્યા સહુ દ્વિજને તેણીવાર;
રઘુનાથ સહુ સાથને લેઇને, બેઠા વિમાનમોઝાર. ૮
ત્યાંથકી પુષ્પવિમાન ચલાવ્યું, પોતે પૂરણ બ્રહ્મ;
પ્રયાગરાજને તીર ઉતર્યા, જ્યાં ભારદ્વાજનો આશ્રમ. ૯
ત્યાં ભારદ્વાજશું સરવ મુનિવર, મળવા આવ્યા રઘુરાય;
જ્યમ મોટી નદીનું પૂર ચઢીને, સાગરપ્રત્યે જાય. ૧૦
એમ અનેક મુનિવર રામને મળિયા, પામ્યા મન ઉલ્લાસ;
ભારદ્વાજને સાષ્ટાંગ કર્યા ત્યાં, પોતે રમાનિવાસ. ૧૧
ભારદ્વાજ કહે ધન્ય ઘડી આજ, મળ્યા અયોધ્યા નાથ;
પજે શ્રીરઘુવીરને પૂંઠળ વિંટી, બેઠા મળી મુનિસાથ. ૧૨
ત્યારે ભારદ્વાજ કહે રઘુવર તમને, અવધ મૂકે મહારાજ;
વર્ષ ચતુર્દશ દિવસ ત્રયોદશ, પૂરણ થયાં છે આજ. ૧૩
ત્યારે શ્રીરઘુવીરને સ્મૃતિ આવી, જ્યારે નિકળ્યાતા વન;
ત્યારે તીરથરાજમાં સ્નાન કરીને, પણ કર્યું તું ભગવંન. ૧૪
એ વન પૂરણ કરી આવશું જ્યારે, એમ બોલ્યાતા રઘુરાય;
ત્યારે આંહાં બ્રહ્મભોજન કરાવી, બે લક્ષ આપીશું ગાય. ૧૫
તે વચન સત્ય કરવા માટે ત્યાં, પોતે જુગદાધાર;
નિર્માણ કરી સ્વઇચ્છાએ ધેનુ, કામદુગ્ધાશી અપાર. ૧૬
પછે અન્નપૂર્ણાનું સ્મરણ કર્યું તે, આવી ઉભી ત્યાંહે;
તેણે ભાતભાતનાં શાકપાક, નિરમાણ કર્યાં ક્ષણમાંહે. ૧૭
જે પ્રભુને ચરણે સદા રહે લક્ષ્મી, તેને શી વાતની નૂન્ય;
પછે ગૌદાન ઉપર દક્ષણા આપી, દ્વિજને કરાવી ભોજન. ૧૮
પછે ભરથનું પણ મનમાંહે વિચાર્યું, અવધ પૂરણ થઈ આજ;
તેમાટે અંજનીસુત સાથે, બોલ્યા શ્રીમહારાજ. ૧૯
અરે મારુતિ જાઓ તમે જઇ, કરો ભરથને જાણ;

અવધ થઈ માટે આશા મૂકી, તતક્ષણ તજશે પ્રાણ. ૨૦
વળી શૃંગવેરમાં ભક્ત છે મારો, ગુહ્યક ધોરાજન;
તેને જાણ કરીને જાઓ વળતા, નંદીગ્રામ પાવન. ૨૧
એવાં વચન સુણીને વાયુવેગે, ચાલ્યા પવનકુમાર;
તે ધોરાજાને મંદિર આવ્યા, શૃંગવેર મોઝાર. ૨૨
નમસ્કાર કરી પાસે જઇને, કહ્યું આવ્યા શ્રીરઘુવીર;
ધોરાય સુણી થયો તતક્ષણ ઉભો, ગદગદ પ્રેમ અધીર. ૨૩
પછી હનુમંતને ભેટયા ભાવે, સ્વાગત કીધી અપાર;
તે બંન્યો ભક્ત મળીને આવ્યા, નંદીગ્રામ મોઝાર. ૨૪
હાવે ભરથ રામની વાટ જુએ છે, વીત્યાં ચતુર્દશ વર્ષ;
હજુ રામ તે ક્યમ નવ આવ્યા, વિરહ થયો ઉતકર્ષ. ૨૫
અહો નાથ મુજને વિસાર્યો, કપટી જાણીને આજ;
દુર્ભંગી અપરાધી માટે, મુને તજ્યો મહારાજ. ૨૬
અહો વીર લક્ષ્મણ બડભાગી, તેડી ગયા પ્રભુ સાથ;
વનમાં ફળ જળ સ્વાગત સેવા, કરીને થયો સનાથ. ૨૭
હું થયો જોગી રહ્યો વિજોગી, દુઃખ પામું છું મન;
નિશ્ચે તજ્યો રઘુપતિયે મુજને, જાણી કેકઇનો તન. ૨૮
અવધ વીતી હજુએ ના આવ્યા, અવધપતિ મહારાજ;
શું કરૂં હાવે જીવીને માટે, દેહ તજું હું આજ. ૨૯
એવું વિચારી કુંડ રચ્યો ત્યાં, અગ્નિનો નિરધાર;
તેની પાસે ઉભા રહ્યા ભરથજી, સ્નાન કરી તેણીવાર. ૩૦
શ્રીરઘુવીરનું ધ્યાન ધર્યું, પછે કરી એકાગ્ર મન;
મુગટકુંડળ પીતાંબર મંડિત, સુભગ સુહાસ્ય વદન. ૩૧
એમ ધ્યાન ધર્યું બે પહોર લગી, પછી બોલ્યા વચન પ્રકાશ;
જ્યાં જ્યાં જન્મ ધરૂં ત્યાં થાઉં, શ્રીરઘુપતિનો દાસ. ૩૨
એમ સ્તુતિ કરીને અગ્નિકુંડમાં, ભરથ પડે જેણીવાર;
એવે સમે ત્યાં આવ્યા તતક્ષણ, ગુહ્યક પવનકુમાર. ૩૩
અકસ્માત આવીને કહ્યું, હો ભરથ આવ્યા શ્રીરામ;
તીરથરાજને તીર ઉતર્યા, ભક્તના પૂરણ કામ. ૩૪

એવાં વચન સુણીને ભરથજી હરખ્યા, તતક્ષણ થયા સચેત;
વધામણી રઘુવીરની સુણતાં, મન ઉપન્યું અતિ હેત. ૩૫
જ્યમ મહાસિંધુ જળમાંહે બૂડતાં, આવે ઓચિંતુ નાવ;
તૃષાતુર ચકોર જાણી ઉગે, રોહિણીવર એ ભાવ. ૩૬
જ્યમ ઉષ્ણકાળમાં સર સુકાતાં, જીવ પામે પરિતાપ;
પછી ઓચિંતું વારિ ઘન વરસે, શાલી સુકાતાં આપ. ૩૭
એમ હનુમંતે કહી વધામણી, ભરથને કર્યો નમસ્કાર;
ત્યારે ભરથે મારુતસુતને લઇને, ભીડયા હૃદય મોઝાર. ૩૮
અહો ઉપકારી પ્રાણસખે, કહો ક્યાંહાં છે ભગવાન;
મુને પ્રાણ તજંતાં તમે કરાવ્યું, અમૃત કેરૂં પાન. ૩૯
પછી સંતોષીને બેઠા આસન, ભરથ ગુહ્યક હનુમંત;
બ્રહ્માનંદ પામીને ભરથજી, પૂછે છે વરતાંત. ૪૦

વલણ

વૃત્તાંત પૂછે છે ભરથજી, કહો કયાં આવ્યા રઘુવીરરે;
એવાં વચન સુણીને બોલિયા, પછે મારુતસુત રણધીર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे हनुमान-
भरतसमागमो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો

રાગ સામેરી

હનુમંત કહેરે ભરથજી, રામે હણ્યો રાવણ ભૂપ;
પછે સીતાને લેઇને આવ્યા બેસી, પુષ્પ વિમાન અનુપ. ૧
પ્રયાગતીરે ઉતર્યા, ભારદ્વાજના આશ્રમ માંહે;
મુને આગળ મોકલ્યો છે, કહેવા તમને આંહે. ૨
તે પ્રભાતે અહીં આવશે, સીતાસહિત રઘુનાથ;
સાથે વિભીષણ સુગ્રીવ છે, સહુ કપિ બળિયો સાથ. ૩
ત્યારે ભરથ કહે હનુમંતજી, તમો રહેતા નિત્યે પાસ;
કોઈદિન મુને સંભારતા, પ્રભુ જાણી પોતાનો દાસ. ૪
હનુમંત કહે હું શું કહું, ધન્ય ભરથ પૂરણ કામ;

નથી વિસાર્યા ક્ષણુ એક તમને, રહ્યા જ્યાં જ્યાં રામ. ૫
અરે ભરથજી છે ધન્ય તમને, આ જગતમાં આજ;
સંસાર ભોગ સકળ તજ્યા, વળી શક્રપદસમ રાજ. ૬
ત્યારે ભરથ કહે જો ચળે મેરુ, પશ્ચિમ ઉગે સૂર;
સરિતપતિ મરજાદ મૂકે, બૂડે અગસ્ત મૃગજળ પૂર. ૭
ભાગીરથીને પાપ વળગે, તજે ક્ષિતિભાર અનંત;
અગ્નિ તજે દાહશક્તિ જો, અધોગતિ પામે સંત. ૮
એ દૈવજોગે થાય અવળું, અમોઘ જે કહેવાય;
પણ વાસના મુને રાજ કેરી, સ્વપનમાં નવ થાય. ૯
એવાં વચન સુણી ગદગદ થયા, હનુમંત ઘોરાજન;
બ્રહ્માનંદ વરત્યો ભરથને, જે આવ્યા પ્રાણજીવન. ૧૦
તે સમે નંદીગ્રામ માંહે, હતા શત્રુઘન;
ભરથે તેડાવીને કહ્યું, તતકાળ હેત વચન. ૧૧
અરે શત્રુઘન તું જા ઉતાવળો, અવધપુરમાં આજ;
કર જાણ જઇને સર્વને, જે આવ્યા શ્રીરઘુરાજ. ૧૨
ગુરુ પ્રજા માત પ્રધાન આદે, તેડીને સહુ સાથ;
પ્રભાતે વહેલા આવજો, સામા જવા રઘુનાથ. ૧૩
એવું સુણીને ઉતાવળા, ગયા શત્રુઘન પુરમાંહે;
વધામણી રઘુવીરની, સહુ સાથને કહી ત્યાંહે. ૧૪
તે સુણી હરખ્યાં ગુરુ માતા, સુમંત આદે પ્રધાન;
પુરમાંહે ચાલી વારતા, જે આવ્યા શ્રીભગવાન. ૧૫
કૌશલ્યાએ આજ્ઞા કરી, સુમંતને તેણીવાર;
દશસહસ્ર હસ્તી ભરી સાકર, વહેંચી પુર મોઝાર. ૧૬
વધાઇનાં વાજીંત્ર વાજે, સકળ પુર દરબાર;
જે રામ વિજોગે કૃષ હતાં, થયાં પ્રફુલ્લ તન નરનાર. ૧૭
વશિષ્ઠ મુનિએ સભા કરી, મેળવ્યો સકળ ઉપચાર;
દરબાર ઉપર કળશધ્વજ તે, ચઢાવિયા તેણીવાર. ૧૮
ઘણાં દાન માતાએ કર્યાં, ગૌ મણિ વસ્ત્ર અમૂલ્ય;
મંદિર સકળ શણગારિયાં, સુરપતિ ભોવન સમ તુલ્ય. ૧૯

સુમંતને આજ્ઞા કરી, ગુરુ વશિષ્ઠે તેણીવાર;
સામા જવા તત્પર કર્યું, ચતુરંગ સૈન્ય અપાર. ૨૦
વરણ અઢારે થઇ સત્વર, નારી નર વૃદ્ધ બાળ;
પુર બહાર સરવે નીકળ્યાં, પહેરી પટભૂષણ તે કાળ. ૨૧
શ્રીમંત વણિક કુબેર સરખા, અવધપુરના જેહ;
વળી વિપ્ર વાચસ્પતિ સરખા, નીકળ્યા સહુ તેહ. ૨૨
બેઠી માતાઓ સુખાસન, રથ ઉપર શ્રીગુરુદેવ;
સુમંત શત્રુઘ્ન બંન્યો, પાળા ચાલે એવ. ૨૩
હસ્તી ચૌદ સહસ્ર ઉપર, નોબત વાજે સાર;
ચતુરંગ સેન્યા નીકળી, વાજીંત્રનો નહિ પાર. ૨૪
જ્યમ જૂથ મૃગનાં તૃષાતુર, ગંગાજળ પીવા જાય;
એમ મળવા શ્રીરઘુવીરને, ચાલી અવધપુરની પ્રજાય. ૨૫
બ્રહ્માનંદ સુખમાંહે સર્વે, ચાલે મારગમાંહે;
હાવે નંદીગ્રામમાં પ્રભાતે, ભરથજી ઉઠયા ત્યાંહે. ૨૬
નિત્ય નિયમ કરીને ચાલીયા, રામની સનમુખ એહ;
કિરાતપતિ શ્રીશોકહારણ, સંગ ચાલ્યા તેહ. ૨૭
ભારદ્વાજના આશ્રમ વિષે, ઉઠયા પ્રભાતે રામ;
સ્નાન સંધ્યા આચર્યાં, લક્ષ્મણસહિત તે ઠામ. ૨૮
વિમાનમાં બેઠા પછે, સહુ સાથ લઇ ભગવાન;
પાવન પુર અયોધ્યા ભણી, તે ચલાવ્યું પુષ્પ વિમાન. ૨૯
તે વિમાન આવતું દેખાડયું, ભરથને શ્રીહનુમંત;
દૂરથી જોઇ આકાશમાં, થયા દ્રવિત કરુણાવંત. ૩૦
કેકઇસુતે સાષ્ટાંગ કરિયો, વિમાન દેખી વ્યોમ;
ભરથને જોઈ રઘુનાથજીએ, વિમાન ઉતાર્યું ભોમ. ૩૧
પછી સીતા લક્ષ્મણ સહિત પોતે, ઉતર્યા રઘુનાથ;
ત્યાં અવધને સાષ્ટાંગ કરિયો, રામે જોડી હાથ. ૩૨
એટલે દીઠા ભરથને, નમસ્કાર કરતા તાંહે;
તદાકાર છે જે અષ્ટ ભાવે, રામ રઘુવરમાંહે. ૩૩
કૃષકાય રામ વિયોગથી, વનકુળ કર્યું પરિધાન;

તન ભસ્મ ચર્ચિ જટા બાંધી, જોગ રૂપ નિધાન. ૩૪
એવા ભરથને જોઈ રામ ધાયા, મૂકી સૌનો સાથ;
જ્યમ વચ્છ વિરહે ધેનુ દોડે, એમ આવ્યા નાથ. ૩૫
પરદેશથી જ્યમ પિતા આવે, પુત્ર હરખે મન;
વળી ઘણે કાળે પતિવ્રતાનો, જ્યમ મળે સ્વામીન. ૩૬
એમ સ્નેહ કરીને રામચરણે, ભરથે મૂકયું શિષ;
દંડની પેરે પડયા ભોમિ, દ્રવિત થઇ તે દીશ. ૩૭
જ્યમ લોભીનું ધન ગયું આવે, જન્માંધનાં લોચન;
અંત સમે જ્યમ અમૃત પાયે, સુખી થાયે જન. ૩૮
દરિદ્રીને ચિંતામણિ, જ્યમ મળે આપતકાળ;
એમ ભરથને સુખ ઉપન્યુ, મળી રામને તે કાળ. ૩૯
અશ્રુએ કરીને ચરણ સિંચ્યા, પ્રભુતણા તેણીવાર;
નાથે ઉઠાડી ભરથને, ભીડયા હૃદયમોઝાર. ૪૦
એક ઘટિકા રહ્યા ચાંપી, ભરથને રઘુવીર;
આંસું ચાલ્યાં નેત્રમાં, થયા ગદગદ પ્રેમ અધીર. ૪૧
જ્યમ ક્ષીરસાગર ઊછળે, દેખી પૂર્ણિમાનો ચંદ્ર;
એમ મળ્યા ભરથને રામજી, જ્યમ વિષ્ણુને યોગેંદ્ર. ૪૨
પછી લક્ષ્મણને ભરથજી ભેટયા, બંધુ સ્નેહ સહિત;
સુગ્રીવાદિક વિભીષણ મળ્યા, મન ઉપની અતિ પ્રીત. ૪૩
બંધુ સાધુ વિરક્ત ભક્તને, જ્ઞાની પરમ ઉદાર;
એ પંચ પ્રકારે ભરથ પૂરણ, રામમય તદાકાર. ૪૪
એમ વખાણે છે ભરથને, મળી સર્વ મંડળ ત્યાંહે;
ઘોરાયને પછે રામ મળીયા, હરખીયા મનમાંહે. ૪૫
પછી સીતાને ચરણે નમ્યા, ભરથજી તેણીવાર;
વન હેતુ મનમાં વિચારીને, કરતા રુદન અપાર. ૪૬
હે માત મારા જન્મથી, દુઃખ થયું તમને નેટ;
હું કલેશકારી અવતર્યો, દુર્ભાગ્યણીને પેટ. ૪૭
પછે સીતાજીએ કર્યું શાંત્વન, ભરથનું તેણીવાર;
હે વીર સમરથ ધીર જ્ઞાની, સકળ ગુણભંડાર. ૪૮

મનમાં ન એવું લાવશો તમો, નિર્મળ બંધુ આજ;
ઇચ્છા પ્રભુની હતી એવી, કરવાંતાં બહુ કાજ. ૪૯
પછે ભરથ કેરો કર ગ્રહી પ્રભુ, ચઢયા પુષ્પવિમાન;
સહુ સાથને માંહે બેસાડી, આજ્ઞા કરી ભગવાન. ૫૦
વિમાન ચલાવ્યું ત્યાં થકી, આકાશમારગ જાણ;
નંદીગ્રામ સમીપ આવી, ઉતર્યું નિર્વાણ. ૫૧

વલણ

ઉતર્યું નંદીગ્રામ પાસે, પુષ્પવિમાન તે ઠાર રે;
એટલે આવી અવધપુરની, પ્રજા સૈન્ય અપાર રે. ૫૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीराम-भरथसमागमानंतरं नंदीग्रामागमनं नाम चतुर्थोऽध्यायः ॥४॥

# અધ્યાય ૫ મો

રાગ ધવળ ધન્યાશ્રી

જ્યમ ક્ષીરસાગરને ત્રટ જઇ બેસે, વિષ્ણુ વાહન બળવાન જી;
એમ નંદીગ્રામની પાસે ઉતર્યું, ઓચિંતુ પુષ્પવિમાન જી. ૧
પછે પૃથ્વી ઉપર સર્વે ઉતર્યા, સેનસહિત રઘુનાથ જી;
તે ગ્રામ સમીપે ઉપવનમાંહે, પડાવ કર્યો સહુ સાથ જી. ૨
પછે પુષ્પકને આજ્ઞા કરી રામે, જા તું કુબેર અવાસ જી;
અમો ચિંતવીએ ત્યારે આવજે, પાછું અમારી પાસ જી. ૩
ત્યારે પુષ્પક ત્યાંથી ગયું અલકાપુરી, પ્રભુ આજ્ઞા પરમાણી જી;
હાવે સભા કરી બેઠા ઉપવનમાં, પોતે પુરુષ પુરાણી જી. ૪
તે સમે સોળ પદ્મ દળ સાથે, આવ્યા શત્રુઘન જી;
અવધપુરીની પ્રજા સંગાથે, ગુરુ માતા પરિજન જી. ૫
ચઉદ સહસ્ર હસ્તીપર વાજે, નોબત અતિ ધનઘોર જી;
વળી ધ્વજા પતાકા નેજા ઝળકે, અન્ય વાજીંત્રનો સોર જી ૬
તે આવતું જોઇને રઘુવર ઉઠયા, સભા સહિત નિરધાર જી;
શત્રુઘન સાષ્ટાંગ કરતા, આવી પડયા તેણીવાર જી. ૭
પ્રણત પાહિ કહી સત્વર મૂકયું, રઘુપતિ ચરણે શિષ જી;

શત્રુ સુદનને ઉઠાડીને, ભેટયા શ્રીજુગદીશ જી. ૮
પછે સુમંતને સીતાપતિ મળિયા, બંધવ જેવો જાણી જી;
લક્ષ્મણને બંન્યો જણુ મળિયા, આનંદ ઉરમાં આણી જી.૯
ત્યારે સુમંત ને રિપુદમને મૂકયું, સીતા ચરણે શિષ જી;
અક્ષય મંગળદાયક સતીએ, દીધી ઘણી આશિષ જી. ૧૦
અષ્ટ જૂથપતિ તેને મળિયા, વિભીષણ આદે સર્વે જી;
ભાવ જોઇ બંધુ મંત્રીનો, મૂકયો સર્વે ગર્વ જી. ૧૧
એટલે આવ્યા બ્રહ્મનંદન મુનિ, બ્રહ્મવેત્તા નિરધાર જી;
શાન્તિ ક્ષમાના પરવત જેવા, ગુરુ વશિષ્ઠ ઉદાર જી. ૧૨
રથથી ઉતર્યા રામને દેખી, રોમાંચિત જળ લોચન જી;
ગુરુને જોઇને ધાયા રઘુપતિ, નમિયા પદ પાવન જી. ૧૩
જુગ ચરણ ગ્રહી સાષ્ટાંગ કર્યા, અષ્ટ ભાવે જુગદાધાર જી;
ત્યારે હસ્ત ગ્રહી ઉઠાડયા રામને,ભીડયા હૃદય મોઝાર જી.૧૪
જ્યમ વાચસ્પતિને ઇન્દ્ર મળે, એમ મળ્યા વશિષ્ઠને રામ જી;
ત્યારે ગદગદ કંઠે વાણી બોલ્યા, બ્રહ્મતનય તે ઠામ જી. ૧૫
હે જગતવંદ્ય રઘુવીર તમારું, દુર્લભ છે દરશન જી;
પુરાણ પુરુષોત્તમ જગદાત્મા, સંકટ દુઃખ મોચન જી. ૧૬
રાવણ કુળ હણી દેવ મૂકાવ્યા, એ કર્યું રૂડું કાજ જી;
ત્યારે રામ કહે એ તમારી કૃપાનો,મહીમા બળ મહારાજ જી.
ગુરુ ભક્તને સુર મુનિ વંદે, શિવ બ્રહ્મા ને શેષ જી;
રોગકાળ ભયથી મૂકાવે, ગુરુ કૃપા હોય લેશ જી. ૧૮
ત્યારે સીતાજીને લક્ષ્મણ આદિ, લાગ્યાં ગુરુને પાય જી;
સીતાને મસ્તક કર મૂકીને, બોલ્યા ત્યાં મુનિરાય જી. ૧૯
હે ગંગે જગદંબે પાવની, તમો રામની કીર્તિ વિસ્તારી જી;
તું પ્રણવરૂપિણી વિદેહશક્તિ, બ્રહ્માંડ રચના કારી જી. ૨૦
અનંત કલ્યાણ સૌભાગ્ય તમને, હો સદા રામપદ પ્રીત જી;
પછે લક્ષ્મણને વિભીષણને મળીયા, સુગ્રીવને કપિસહિત જી,
એટલે સર્વે માતા આવી, બેઠી સુખ આસન જી;
વેત્ર ધાર આગળ દોડે છે, અનેક દાસી જન જી. ૨૨

ઊર્મીલા માલ્યવી શ્રુતકીર્તિવધુ, આવ્યાં તેણીવારજી;
સુમંતે સૂચના કરી તે વેળા, ધાયા જુગદાધારજી. ૨૩
ત્યારે પાલખીઓ ભોમિપર મૂકી, પડદા કીધા દૂરજી;
એટલે દીઠા રામ આવતા, માત ઉધરક્યું ઉરજી. ૨૪
ચતુર શિરોમણિ રઘુપતિ પ્રથમે, નમ્યા કેકઇને પાયજી;
ગદગદ થઇને આશીષ દીધી, મન પામી લજ્જાયજી. ૨૫
પછી સુમિત્રાને મળી આવ્યા, કૌશલ્યા પાસે રામજી;
સાષ્ટાંગ કરી ચરણે શિર મૂક્યું, પોતે પૂરણ કામજી. ૨૬
રામને ઉઠાડયા થઈ ગદગદ, બેસાડયા ઉછંગજી;
નિજ અશ્રુએ કરી કૌશલ્યા, શિર સિંચ્યું શ્રીરંગજી. ૨૭
જ્યમ વચ્છને ધેનુ વહાલ કરે, એમ જનુની થયાં દ્રવિતજી;
વારંવાર મુખ જુવે રામનુ, માત પ્રસન્ન અતિ ચિત્તજી. ૨૮
હે રાજહંસ મારા રામ સકોમળ, મૂકી અવધ સરોવરમાનજી;
કંટક વનમાં વરસ ચતુર્દશ, દુઃખ વેઠયું ગુણવાનજી. ૨૯
મારા રામ ચંદ્રને આવર્તન કીધો, વનરૂપી જે રાહજી;
હાવે શુદ્ધ મંડલ થયું પામ્યાં, તમ દરશાન અવગાહજી. ૩૦
વરસ ચતુર્દશની હતી રજની, અવધપુરી મોઝારજી;
તે આજ ઉદય થયો દિનમણિ ફૂલ્યાં, પુરજન કમળ અપારજી.
વિયોગ વાયુએ દૂર કર્યો, નવરંગ મેઘ રઘુવીરજી;
ત્યારે કૃષ થયા કરશણ પ્રાણ અમારા, સૂકાયાં ક્ષેત્ર શરીરજી.
તે સંજોગ જળની વૃષ્ટિએ કરીને, પુષ્ટ થયાં અભિરામજી;
આજ અવધિમૃતકમાં પ્રાણ પ્રવેશ્યા, ચૈતન પૂરણ કામજી.
વિયોગ અગસ્તે શોષણ કીધો, અવધી સાગર ભોગજી;
તરફડતાંતાં મીન સકળ જન, પામ્યાં જળ સંજોગજી. ૩૪
એમ ઘણાં વચન કહીને સંતોષ્યાં,માતા મન સુખ પામ્યાંજી;
પછે લક્ષ્મણ સીતાએ સર્વે માતાને,આવી ત્યાં શિરનામ્યાંજી.૩૫
ત્યારે મળવાનો મનોરથ પુરજનને, જાણી ઉઠયા રામજી;
પછે જનકસુતાને હૃદયે ચાંપ્યાં, માતાએ તે ઠામજી. ૩૬
લક્ષ્મણને શિર ભુજ મૂકીને, દીધો આશીર્વાદજી;

ઉછંગમાં બેસાડયાં માતે, વૈદેહી આહ્લાદજી. ૩૭
અરે આપ કુળદીપક સાધ્વી, સતી શિરોમણિ સારજી;
વરસ ચતુર્દશ વનમાં વસીને, વેઠયું દુઃખ અપારજી. ૩૮
ત્રણ ભગનીઓને ત્યાં મળિયાં, ઉલટ અંગ ન માયજી;
મુનિપત્નીઓ સહુને સીતા, તતક્ષણ લાગ્યાં પાયજી. ૩૯
વિપ્ર સકળને મળ્યા પ્રેમશું, ભેટયા શ્રીરઘુવીરજી;
કરી વંદના ચરણે લાગ્યા, ધરમ ધોરીંધર ધીરજી. ૪૦
પછે કૌતક એક કર્યું કરુણાનિધિ, સુણો શ્રોતા બુધવાનજી;
અનેક રૂપ ધરીને સહુને, ભેટયા શ્રીભગવાનજી. ૪૧
જેટલા પુરજન પરિજન આદે, તેટલાં ધરિયાં રૂપજી;
યથાયોગ્ય જેને ઘટે જેવું, મળ્યા એમ રવિકુળ ભૂપજી. ૪૨
જેને મળે તે એમજ જાણે, મુજ ઉપર ઘણો પ્રેમજી;
એમ શ્રીરઘુપતિને મળીને સર્વે, પામ્યાં મંગળ ક્ષેમજી. ૪૩
એવી અદ્દભુત લીલા લક્ષ્મીવરની, સુરનર મુનિ મોહ પામેજી;
શ્રવણ કરે જે નર ને નારી, દુકૃત દુઃખ સહુ વામેજી. ૪૪

વલણ

વામે દુકૃત દુઃખ સકળ સુણી, પામે પદારથ ચાર રે;
કહે દાસ ગિરિધર એવે સમે, આવ્યા ભૂપ જનક તેણીવાર રે.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांड श्रीरामेण अयोध्यापुरवासी समागमो नाम पंचमोऽध्यायः ॥ ५ ॥**

---

## અધ્યાય ૬ ઠ્ઠો

રાગ સામેરી

અનિહાંરેઆવ્યાજનકનૃપ તેણીવાર, ચતુરંગસેન્યાસહિતપરિવાર;
અનિહાંરેરામલક્ષ્મણનેમળિયાવિદેહ,જોઇજાનકીનેઉપન્યોમનસ્નેહ.

ઢાળ

સ્નેહ ઉપન્યો વિદેહ નૃપને, જોઇ સીતા રઘુવીરને;
સુનયનાને મળ્યાં સીતા, નેત્ર રોકી નીરને. ૨
સુમંતને શત્રુઘ્ને ત્યાં, સેવકને હલકારીયા;

જે આવ્યા તે સરવને, સનમાન કરી ઉતારીયા. ૩
જે પદ્મ શોડષ રાજ દળ વળી, પુર પ્રજા છે આત ઘણી;
સહુ કપિ મરકટ રીંછને વળી, સેન્યા જે વિભીષણતણી. ૪
વળી સરવ દેશના રાય આવ્યા, મળવા શ્રીરઘુનાથને;
તે સૈન્ય સંખ્યા શી કહું, કર ભાર લેઇ નિજ હાથને. ૫
અનેક મુનિવર મળ્યા આવી, ગાંધર્વ ચારણ અપસરા;
ભાટ બંદી કીર્તિ બોલે, ભાનુકુળ જશ ગુણભર્યા. ૬
વાજે અષ્ટાદશ ક્ષોયણી, વાજીંત્ર તે સહુનાં મળી;
સેન્યાતણી સંખ્યા ન થાયે, કવિએ નવ જાયે કળી. ૭
લક્ષાનુલક્ષ વિશાળ ડેહેરા, જરીતણા નિરધાર;
ઉપવનમાં ઉભા કરાવ્યા, સુમંતે તેણીવાર. ૮
માંહે સ્થંભ રત્ન જડાવ છે, વળી ઝાલર મુક્તાફળતણી;
શિર શિખર કંચનતણાં ઝળકે, જે મધ્યે જડીયા મણિ. ૯
પૃથ્વીતણા સહુ રાયને, તે શિબિરમાંહે ઉતારિયા;
વળી જથા જોગે મુનિ સહુ તે, શિબિરમાંહે પધારીયા. ૧૦
નિજ સૈન્યશું જનકે પોતાનું, શિબિર ત્ય જૂદું કર્યું;
એમ હળીમળી રઘુવીરને, સંતોષ પામી સહુ ઠર્યું. ૧૧
સહુ શિબિર મધ્યે રામનું છે, વિશાળ અતિ ઉંચું ઘણું;
જ્યમ પર્વત મધ્યે મેરુ શોભે, તેજ અદકું તેતણું. ૧૨
ત્યાં ગુરુ બંધુ માત સાથે, રહ્યા શ્રીરઘુનાથ;
માંહે અંતર ગૃહમાં રાજતી, કુળ વધૂ ચારે સાથ. ૧૩
જ્યમ શાન્તિ પાસે ક્ષમા રહે, એમ શ્રીકૌશલ્યા પાસ;
આરણે મંડપ સભા મધ્યે, બેઠા શ્રીઅવિનાશ. ૧૪
ત્યાં જનક આદે અનેક નૃપતિ, સુગ્રીવ આદે કપીંદ્ર;
વળી વિશ્રવાનો પુત્ર વિભીષણ, પુણ્ય પંડિત ઇન્દ્ર. ૧૫
ત્યાંહાં વિરાજે મુનિ સકળ, ઘણા શિષ્ય સાથે લાવિયા;
અષ્ટાંગ યોગ સમાધિ આદે, કરમ મૂકી આવિયા. ૧૬
એમ નંદીગ્રામ સમીપ વનમાં, મળ્યો સર્વે સાથ;
સભા સહિત વસ્ત્રમંડપમાં, વિરાજે રઘુનાથ. ૧૭

સુમંત શત્રુઘ્ન કરે છે, સરવની સંભાળ;
સહુને શિબિરમાં ઉતાર્યાં તે, વિપ્રને ભૂપાળ. ૧૮
સુમંતે સેવક સોંપીયા, જે સેવામાંહે પ્રવીણ;
વૈભોગ જોઈ રઘુકુળતણો, સુરભોગ પામ્યો ક્ષીણ. ૧૯
સહુ સાથમાં રઘુનાથશું, ગુરુ વશિષ્ઠ બોલ્યા ત્યાંહે;
મંગળ સ્નાન કર્યાં વિના, પ્રવેશાય નહિ પુરમાંહે. ૨૦
એવાં ગુરુવાયક સુણી ઉઠયા, ભરથ શત્રુઘ્ન;
જટા ઉકેલી રામ લક્ષ્મણ, તણી નિરમળ મન. ૨૧
પછે સુંગધિ બહુ ભાતની, તે કરી મરદન અંગ;
તે કેશ ચોળી કર્યાં નિરમળ, ઉષ્ણ જળને સંગ. ૨૨
મજ્જન કરાવી અંગ ચંદન, ચરચિયાં તેણીવાર;
પછે સુમંતે પહેરાવિયાં, નૌતમ પટ અલંકાર. ૨૩
તે ધર્યાં અંગે રામ લક્ષ્મણ, શોભાનો નહિ પાર;
જોઇ રૂપ લાજે મીનકેતન, રસિક રાજકુમાર. ૨૪
ભરથને આપી હતી રામે, પાદુકા નિજ જેહ;
વરસ ચતુર્દશ થયાં બાંધી, જટા મધ્યે તેહ. ૨૫
તે સ્વહસ્તે છોડી જટા, ઉકેલી જુગજીવન;
પછી સ્નાન કરાવ્યું ભરથ સહિત, સુમંત શત્રુઘ્ન. ૨૬
ત્યારે સીતાને સાસુએ ત્યાં, નવરાવીયાં નિરધાર;
નૌતમ ચોળી ચીર અંગે, ધરાવ્યા શણગાર. ૨૭
કોટિક ચરુ કંચન ભરી, જળ ઉષ્ણ મૂકયાં તાંહે;
નવરાવિયા સહુ રાય ઋષિને, હરખિયા મનમાંહે. ૨૮
સહુ મુનિતણી પૂજા રચી, કર્યાં દાન શ્રીરઘુનાથ;
એવે સમય થયો ભોજનતણો, ત્યારે ઊઠિયા સહુ સાથ. ૨૯
કોટાન કોટિ પાટલા, રૂપા તણા તે ઠાર;
તે વસ્ત્રમંડપમાં નખાવ્યા, બેસવા તેણીવાર. ૩૦
મુનિ ભૂપ રાક્ષસ કપિ મળ્યા, કરી એક પંકિત ધીર;
તે સરવને લેઇ ભોજન કરવા, બેઠા શ્રીરઘુવીર. ૩૧
અંતરગૃહમાં સ્ત્રીઓ સર્વે, માતા આદે જેહ;

મુનિપત્નીઓને સંગ લેઇ બેઠાં, ભોજન કરવા તેહ. ૩૨
કોટિક થાળો કનકની, મણિ જડિત્ર નાનારંગ;
જળપાત્ર જાંબુનદતણાં, વારિ સુંગધી સંગ. ૩૩
પકવાન્ન નાના ભાતનાં, ખટરસ વિંજન સ્વાદ.
ભોજન ચાર પ્રકારનાં,ઘૃતશર્કર પય આદ. ૩૪
તે આરોગીને સરવ ઉઠયા, થયા તૃપ્ત જન;
જોઈ વૈભવ લાજે લોકપતિ, ઉપમા ન બીજી અન્ય. ૩૫
પછી પાનબીડાં આપીયાં, ગુણ ત્રયોદશ સંજુકત;
આરોગતાં જન સકળ, વ્યાધિ થકી થાયે મુક્ત. ૩૬
તે સમે જૂદી રસોઇ કરાવી, જનક ભૂપે ત્યાંહે;
સહુ સાથશું ભોજન કર્યું, પોતાના ડેરામાંહે. ૩૭
આનંદમાં એમ ત્રેણ દિવસ, રહ્યા નંદીગ્રામ;
પછી સુમુહૂરત આપ્યું ગુરુ, પુર પ્રવેશ્યાનું રામ. ૩૮
તે સમે ગુરુ આજ્ઞાથકી, ઉઠીયા શ્રીરઘુવીર;
બંધુસહિત રથમાંહે બેઠા, રાવણરિપુ રણધીર. ૩૯
યોગ પુષ્યાકર સુભગ તિથિ, ગ્રહવાર પૂરણ કામ;
શ્રીરામચંદ્રને ચંદ્ર દશમો, સુમુહૂરત અભિરામ. ૪૦
તત્પર થયા સહુ ભૂપતિ, મુનિ સહિત બેઠા યાન;
સુગ્રીવાદિકને બેસાડયા, વાહન ઉપર ભગવાન. ૪૧
વધૂસહિત બેઠાં માત શિબિકા, હરખ પામી મન;
અનેક રથમાં બેસાડી, મુનિ પત્નીઓ પાવન. ૪૨
વાજીંત્ર વાજે અતિ ઘણાં, શોભાતણો નહિ પાર;
સહુ સાથશું રઘુનાથ આવ્યા, અવધપુર મોઝાર. ૪૩
રથમાં બિરાજે રામ લક્ષ્મણ, ધર્યું છત્ર મારુતતન;
બે પાસ રહી ચમ્મર કરે, ભરથ ને શત્રુઘ્ન. ૪૪
દુંદુભી વાજે દેવનાં, પુષ્પની વૃષ્ટિ થાય;
ઘણું અવધપુર શણગારિયું, શી વરણવું શોભાય. ૪૫

વલણ

શી વરણવું શોભા અવધપુરની,જ્યારે પ્રવેશ્યા જુગદાધાર રે;

દેવરાજપુર રસપતિપુરથી, અધિક રચના સાર રે. ૪૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण मंगलस्नानकरणं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

## અધ્યાય ૭ મો

રાગ સોરઠ—ગરબાની દેશી

અવધપુરીની શોભા તે હું શી કહું જો,
સપ્તપુરીમાં પ્રથમે જેનું નામ જો;
હતી તેથી શોભા શતગણી ત્યારે થઇ જો,
જ્યારે પ્રવેશ્યા સુખસિંધુ શ્રીરામ જો. અવધ૦ ૧
સકળ રાજઋષિ વાનર તે રચના જુવેજો,
ચકિત થઇને નિરખે ચારે પાસજો;
પુરની બાહેર વાટિકા વન રળિયામણાં જો;
સઘન સફળ તરુ ફુલ્યાં ફૂલ સુવાસ જો. અવધ૦ ૨
ગગનચુંબિત ઉંચાં લતાઓ ભૂમિ લળી જો,
શીતળ છાયા રવિ કીરણુ ના દેખાય જો;
તેમાં ક્રીડા કરે છે મૃગ કસ્તુરીયાજો,
લલિત વિહંગના શબ્દ સોહાગી થાયજો. અવધ૦ ૩
માન સરોવર જેવાં સર ઘણાં શોભતાં જો,
પાછળ બાંધી સ્ફટિક મણિની પાળ જો;
મણિ સોપાન કમળ ફૂલ્યાં પચ રંગનાં જો,
ખટપદ ગુંજે ક્રીડે કીર મરાળ જો. અવધ૦ ૪
એવી રચના જોતા રાજમારગ સહુ આવતા જો,
સરયૂને કર્યો શ્રીરામે નમસ્કાર જો;
પછે પુરમાં પ્રવેશ્યા પુરુષોત્તમ આનંદશું જો;
વાજીંત્ર વાજે થાયે જય ધુનિકાર જો. અવધ૦ ૫
પુરનો દુર્ગ ઉંચો કરી શેષ ફણાકૃતિ જો,
બુરજ દીરઘ દરવાજે વજ્ર કમાડ જો;
કોટની ઉપર વૃક્ષ વિશાળ વિરાજતાં જો,

વડજાંબુ ને અશોક આંબા ઝાડ જો. અવધ૦ ૬
ચોવિશ યોજન અવધપુરીનો વિસ્તાર છે જો,
તેમાં શોભે ચોસઠ મોટા બજાર જો;
તેની મધ્યે રાજમારગ અતિ મોકળો જો;
પંકરહિત સુંદર શેરી સકુમાર જો. અવધ૦ ૭
સકળ દેશની વસ્તુ ભરી છે બજારમાં જો,
ધનદ જેવા ત્યાં વણિક બેઠા છે અનેક જો;
ઉંચાં મંદિર છજાં ઝરૂખાં અટારીયો જો,
કનક મણિમય ઝળકે તેજ વિષેક જો, અવધ૦ ૮
ઘેરઘેર કંચન કળશ તોરણ મોતી તણાં જો,
ધ્વજા પતાકા પવિત્ર મંગળ ઉપચાર જો;
અષ્ટમાસિદ્ધ નવે નિધ વાસ કરી રહી જો,
સમાન બુદ્ધિ છે સર્વે નરનાર જો. અવધ૦ ૯
સર્વે પુણ્ય મારગમાં સ્વધર્મ પાળતા જો,
કોને ન પીડે દરિદ્ર દુઃખ ને રોગ જો;
શોક વિયોગ ઇર્ષા મદ કોને નહિ જો;
સ્વર્ગતુલ્ય ભોગવતાં સર્વે ભોગ જો. અવધ૦ ૧૦
પાપી તસ્કર કપટી કો પુરમાં નથી જો,
ચારે વર્ણ સ્વધર્મને પંથ પળાય જો;
દંડ જતી કર પુષ્પને બંધન જાણજ્યો જો,
નર એકપત્ની ત્રિયા સહુ પતિવ્રતાય જો. અવધ૦ ૧૧
જ્યારે અભ્યાગત નવ આવે પોતાને આંગણે જો,
ત્યારે ઘરમાં ભોજન ન કરે કોય જો;
એવાં પુણ્ય પરાયણ નરનારી વ્રત આચરે જો,
ઘેરઘેર હરિકથા હરિમંદિર હોય જો. અવધ૦ ૧૨
ત્રિકાલ ધેનુ દુઝે માગ્યા મેહ ઝરે જો,
વેદાધ્યયન કરે વાડવ રૂડી પેર જો;
વિપ્રને ઘેર અગ્નિહોત્રના કુંડ છે જો,
યાચના કરવા નવ જાય કોને ઘેર જો. અવધ૦ ૧૩

શાસ્ત્રની ચરચા કરતા સહુ પંડિત મળી જો;
ન્યાય મીમાંસા પાતંજલ સાંખ્ય વેદાંત જો;
વ્યાકરણ આદે આત્મસ્વરૂપ નિશ્ચે કરે જો,
તત્ત્વ વિચારે ટાળે મનની ભ્રાંત જો. અવધ૦ ૧૪
એવા પુરમાં પ્રવેશ્યા શ્રીરઘુનાથજી જો,
નરનારીને હઇયે હરખ ન માય જો;
ઓચિંતો આનંદનો સાગર ઉલટયો જો,
ગિરિધારી પ્રભુને જોવા સહુ જાય જો. અવધ૦ ૧૫

વલણ

સહુ જોવા ઉભાં રઘુવીરને, તે મૂકી ઘરનાં કામ રે.
જેનો જેવો ભાવ છે તેવાં, દરશન આપતા રામ રે. ૧૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे अयोध्यापुरशोभावर्णनं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો

રાગ ધોળની દેશી

સાહેલી રે આનંદ અતિ ઘણો,
આજ પધાર્યા રે અયોધ્યા માંહે રામ;
મંગળ દિન આજ સોહામણો,
થયાં સહુ જન રે મન પૂરણ કામ;
સાહેલી રે આનંદ અતિ ઘણો. ૧
પૂજા સામગ્રી લેઇને હાથમાં,
ઉભી કોટિક રે સુંદર નગરની નાર;
વધાવે છે શ્રીરઘુનાથને,
થાળ મોતીની રે માંહે પુષ્પ અપાર. સાહેલી રે૦ ૨
હરખી નરખીને લેતી ઓવારણાં,
દેતી આશિષ રે જીવો ક્રોડ વરીશ;
લોચન સફળ કરે પોતાતણાં,
માને ત્રુઠયાં રે આજ ઉમિયા ને ઇશ. સાહેલી રે૦ ૩

પૂજા કરીને ઉતારે રે આરતી,
ભારતી ભણે રે રૂડાં મંગળ ગીત;
સહુ ત્રિયા તનમન વારતી,
ઠારતી નેત્ર રે ઉગ્યો અવધ આદિત્ય. સાહેલી રે૦ ૪
જી રે અવધી સરોવર શોભતું,
તેમાં કુમુદિની રે સહુ નારી અશેષ;
તે પ્રફુલ્લિત થઇ મન લોભતું,
જ્યારે ઉગ્યો રે રામચંદ્ર નિશેશ. સાહેલી રે૦ ૫
ધુમે ધૂપ મંદિરને રે જાળિયે,
ગોખે દીવારે ઘૃતના કર્યા સાર;
ચઢી લલના જુવે છે માળીયે,
જોતાં નિરખે રે કૌશલ રાજકુમાર. સાહેલી રે૦ ૬
પૂર્યા સાથીયા ચોક મોતીતણા,
બાંધ્યાં તોરણ રે હાથા કુમકુમ દ્વાર;
વેર્યાં ચંપા ફૂલ શેરી ઘણાં,
ચુવા ચંદન રે છાંટયાં અત્તર અપાર. સાહેલી રે૦ ૭
વાજે વાજીંત્ર નાના પ્રકારનાં,
નાચે અપસરારે આગળ ગુણી જન ગાય;
ચાલે જૂથ બહુ છડીદારનાં,
મુખે બોલતા રે મહારાજાને ખમાય. સાહેલી રે૦ ૮
શોભે સીતા સાસુના સાથમાં,
શ્રુતકીર્તિ રે માલ્યવી ઉન્મીલાય;
સદા જેનાં ચિત્ત નિજ નાથમાં,
સહુની મધ્યે રે રાજે જનકસુતાય. સાહેલી રે૦ ૯
જે છે જક્તજનુની કૃપાવતી,
આદિ માયા રે ઇન્દિરા મહાભાગ;
તેને પુર નારી વધાવતી,
દેતી આશિષ રે રહેજો અચળ સૌભાગ્ય. સાહેલી રે૦ ૧૦
નભ દુંદુભી વાજે અમરતણાં,

પુષ્પ વૃષ્ટિ રે ક્ષણ ક્ષણ માંહે થાય;
એવાં સુખ આપતા અતિ ઘણાં,
રાજદ્વારે રે આવ્યા શ્રીરઘુરાય. સાહેલી રે૦ ૧૧
રથ હાથી ઘોડા શિબિકા ઘણી,
ત્યાં પદાતિનો રે નવ આવે પાર;
શોભે છે સેન્યા ચતુરંગણી,
વાજે ઘુઘરા રે ગજ ઘંટા અપાર. સાહેલી રે૦ ૧૨
થાય છત્ર ચામર ને વિંજણા,
ધ્વજા નેજા રે ઝળકે જાણે વીજ;
શાંતિ ભણે વિપ્ર અતિ ઘણા,
જાણે ઉગ્યું રે આજ આનંદ બીજ. સાહેલી રે૦ ૧૩
જી રે આનંદ સિંધુ ઉછળ્યો,
જોઇ રઘુપતિ રે પૂરણ ચંદ્ર પ્રકાશ;
વિજોગ આતપ સહુનો ટળ્યો,
બલીહારીરે જાયે ગિરિધરદાસ. સાહેલી રે૦ ૧૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामे
पुरप्रवेशमहोत्सवो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો

રાગ ધન્યાશ્રી

રઘુપતિ આવ્યા ગોપુરદ્વાર જી, તેની શોભા દીસે અપાર જી
ત્યાં છે મૂર્તિ સરસ્વતી ને ગણેશજી, પોતે કરી પૂજા તેની પરમેશ

ઢાળ

કરી પ્રથમ પૂજા વિનાયકની, ગોપુર કેરે દ્વાર;
પછે પ્રવેશ્યા સિંધ પોળમાં, દશરથ રાજકુમાર.
જ્યમ પ્રવેશે પરમેષ્ઠિના, મુખવિષે ચારે વેદ;
વળી વૃત્રાસુરને મારીને, શચિરમણ આવે અભેદ.
એમ અસુર કુળ સંહાર કરીને, પુરમાં પ્રવેશ્યા રામ;
રાજદ્વારે અંતરગૃહમાં, આવ્યા પૂરણ કામ.

માતાએ ઉતારી આરતી, વધાવ્યા ભરી મોતી થાળ;
પધરાવિયા શુભ આસને, રઘુપતિ દીન દયાળ. ૫
પછે સુમંતે સન્માન કરીને, ઉતાર્યાં સહુ રાય;
યથાયોગ નિવાસ આપ્યા, સુખી સહુ જન થાય. ૬
વળી વિભીષણ સુગ્રીવને, કપિસહિત આપ્યો વાસ;
સ્થળ સુંદર ઉતાર્યાં મુનિ, સેવા કરવા સોંપ્યા દાસ. ૭
વધૂસહિત માતા મંદિરમાં, પામતાં બ્રહ્માનંદ;
ક્ષણે ક્ષણે નિરખતાં હરખી, રઘુપતિ મુખચંદ. ૮
તે સમે ગુરુએ વિનવ્યા, કહી મધુર વચન અપાર;
મહારાજ રાજ તમારૂં હાવે, કરો અંગીકાર. ૯
રઘુનાથ કહે મહારાજ જે, આજ્ઞા કરો આ દીશ;
હું સદા સેવક તમારો તે, લેઇ ચઢાવું શિષ. ૧૦
આજ્ઞા કરી ગુરુએ પછે, સુમંતને તેણીવાર;
સાહિત્ય સરવે મેળવ્યું જે, રાજનો ઉપચાર. ૧૧
શ્વેત છત્ર ને શ્વેત ચામર, શ્વેત ગજ તોખાર;
સપ્ત પલ્લવ પંચ મૃત્તિકા, ચાર સમુદ્રનું વાર. ૧૨
દિવ્ય સિંહાસન કનક મણિમય, જડિત્ર નૌતમ જેહ;
મહા દિપ્તમાન સભાવિષે, લાવીને મૂકયું તેહ. ૧૩
તે સભામાં સહુ ભૂપાત મુનિ, માનુભાવ મહંત;
શિવ બ્રહ્મા સુરપતિ આદે, આવ્યા દેવ અનંત. ૧૪
ત્યાં રઘુપતિનો કર ગ્રહી, ગુરુ વશિષ્ઠે તેણીવાર;
તે સિંહાસન પધરાવિયા, શુભ લગ્નમાં નિરધાર. ૧૫
વામ ભાગે જાનકીને, બેસાડયાં નિરવાણ;
નૌતમ પટઅલંકાર અંગે, પહેર્યાં પરમ સુજાણ; ૧૬
પછે વેદમંત્રે કર્યો વિપ્રે, રામને અભિષેક;
સ્વસ્તિવાચન બોલતા, આશીષ વચન અનેક. ૧૭
પ્રથમ તિલક કર્યું વશિષ્ઠે, દીધો આશીર્વાદ;
તે સમે જયધ્રુનિ પુષ્પવૃષ્ટિ, થાય દુંદુભીનાદ. ૧૮
પછી સકળ રાયે કર્યાં કુમકુમ, તિલક તેણીવાર;

લેલાટ અક્ષત ચોઢીયા, રઘુવીરને નિરધાર. ૧૯
સહુ ભૂપતિ લાવ્યા હતા જે, ભેટ નાના ભાત;
શ્રીરામને તે કરી અરપણ, નમ્યા નૃપ સાક્ષાત. ૨૦
પુરના સકળ વહેવારિયા, શ્રીમંત મોટા જેહ;
તેણે ભાવે કરીને ભેટ મૂકી, રામ આગળ તેહ. ૨૧
અપ્સરા નાચે ગાય ગાંધર્વ, વાજે બહુ વાજીંત્ર;
નારદ મુનિ વેણા વજાડે, ગાય રામ ચરિત્ર. ૨૨
તે સમે હરખ્યા ભરથજી, ફોડીયો ધન ભંડાર;
આપીયાં જાચક વિપ્રને, બહુ વિધિ દાન અપાર. ૨૩
રત્ન સિંહાસન શોભતા, સીતાસહિત રઘુવીર;
તે જોડી રાજે જગત મોહન, ગૌર શ્યામ શરીર. ૨૪
શિર છત્ર ચામર થાય છે, બોલે ખમા છડીદાર;
પુરજન પરિજન જ્ઞાતિ ગુરુજન, હરખનો નહિ પાર. ૨૫
પછે શિવ બ્રહ્મા સુરપતિ આદે, ઉડિયા સહુ દેવ;
શ્રીરામની સ્તુતિ કરી, બેઠા સભામાં તતખેવ. ૨૬
ત્યારે બંદીજનનો વેશ ધરીને, વેદ આવ્યા ત્યાંહે;
ઉભા રહીને સ્તવન કરતા, સભામંડપમાંહે. ૨૭

વલણ

સભામંડપમાં વેદ ચારે, થઈ આવિયા બંદીજન રે;
તે સનમુખ ઉભા કર જોડીને, કરતા રામ સ્તવન રે. ૨૮

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामचंद्रराज्याभिषेको नाम नवमोऽध्यायः ॥ ९ ॥**

---

# અધ્યાય ૧૦ મો

પ્રબંધ

મહારાજ અવધવિહારી, જયરામ રમાપતિ સ્વામી.
જયજય જગદીશા સુરમુનિ ઈશા, પ્રણતપાલ હરતી દશશિષા, ભૂપતિ વેદપતિ વાગીશા, પૂરણ પુરુષોત્તમ પરમેશા; અજ અજીત આનંદરૂપ, ગુણ દેશ કાળ રૂજ રહિત અવસ્થા. નિરગુણ એક

અખંડ અનામય, અવિચળ અવિરલ વ્યાપક; વિશ્વસનાતન મૂર્તિ સર્વાત્મા દેહ ચિત્ત પ્રાણ ગુણ અક્ષપ્રવર્તક; રસિક દેવ આકાશ એવ, નિરલેપ નિયામક; સત અસત પ્રકાશક. સર્વ ઉરાલય અંતરજામી, કર્મકાળ માયાપતિ સ્વામી, સર્વ નિયંતા, સૃષ્ટિ ઉદ્દભવ પાલણ કરતા, શાસન શિક્ષા પોષણ ભરતા, ધારણ ચૈતન શક્તિ ધરતા, કારણરહિત સ્વતંત્ર વિચરતા, અંતે વિશ્વ-સકળ સંહરતા, ઉરણ નાભિ ઈવિ અખિલ સ્વરાટ્ યથાવકાશ, એક રોમકૂપ કોટિ બ્રહ્માંડ, યહ અદ્દભુત લીલા ગતિ અપાર, અજ શંકર સરસ્વતી શેષ અહં નહિ વિદિત્ મુનિ સનકાદિક યોગી, બ્રહ્મનિષ્ઠ તપ યોગ સમાધિ, સાધનવંતા, મહદમહંતા, હે ભગવંતા, ગતિ અનંતા, જાન પરે નહિ. ગુપ્ત મર્મ જ્યોં, પૂરણ બ્રહ્મ યહ રૂપ અજન્મા, જન્મ ધર્યો સુર ગોદ્વિજ કારણ, અધમ ઉધારણ, દુષ્ટ વિદારણ, ધરમસ્થાપન, ભૂરક્ષાપન, પ્રગટ ભયે પ્રભુ ભક્તનકે હિતકારી; મહારાજ અવધબિહારી. જય રામ રમાપતિ સ્વામી. ૧

જય જય સુખસાગર, અતિ ઉજાગર, વૈરાગર નાગર ગુણ આગર, અતિ ઉદાર સચ્ચિદાનંદ, આનંદ કંદ, લીલાવતાર, પ્રભુ નિગ્રહ અનુગ્રહ કરતુ અકરતુ સ્વામી સમરથ, એકપત્ની વ્રત એક બાણ એક વચન સત્યનિધિ, ધરમ ધુરંધર, પતિતપા-વન, મુનિમન ભાવન, ચરિત્ર સોહાવન, શોક નશાવન, મંગળ મુજ્જવળ,અમીત ગીત ગુણ,રોગ વિયોગ સકળ દુઃખ દાવન,અવ-ધીરાજ,રાજાધિરાજ,નૃપ ચંદ્ર ચૂડામણિ, રવિકુળ કમળ પ્રકાશક દિનકર, કોટિ કામ લાવણ્ય રૂપ, બ્રહ્માંડ ભૂપ, કીર્તિ અનુપ, તવ ભક્તિવિના ભટકત નિશદિન સો જીવ પડે સંસાર કૂપ, જપ જોગ ક્રિયા તપ શુષ્ક બોધ કલ્યાણ કરત નહિ, અહોનાથ તવ ઉપાસના બીન મિથ્યા સાધન, શ્રમિત હોઇ જ્યું તું સાવ-ધાતી, યહ નિશ્ચે વેદાન્તવેદ્ય બ્રહ્મણ્યદેવ શરણાગત વત્સલ, દીનદયાળ, ભૂમિ પાતાળ અપવર્ગ સ્વર્ગમાં યહ સુખ નાંહિ, જો સુખ હે તવ દરશનમાંહી, સેવા સમરણ સંતસમાગમ,

ધન્ય ધન્ય સો કહે નિગમાગમ, હે રઘુનાયક, અતિ સુખદાય;
સબસુરનાયક, રિપુખળઘાયક, ભજવે લાયક; સીતા રામ ચર
પંકજપર જન ગિરિધર બલીહારી; મહારાજ અવધ બિહા
જયરામ રમાપતિ સ્વામી. ૨

દોહા

અનિહ અખંડ અજીત અમલ, અમોઘ બળ મતિધીર;
અગાધ બોધ અવિનાશ અજ, જય જય શ્રીરઘુવીર. ૧
સકળ સભા સુણતાં તદા, વિનવીયા એમ રામ;
વેદ સ્તુતિ કરીને ગયા, જ્યાંહાં બ્રહ્મ નિજ ધામ. ૨
અહિપુર નરપુર અમરપુર, ઉમગ્યો સકળ સમાજ;
સરવ લોક સુખીયા થયા, જ્યારે રઘુપતિ બેઠા રાજ. ૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीराम
चंद्रस्य वेदकृतास्तुतिर्नाम दशमोऽध्यायः ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો

રાગ ધન્યાશ્રી

આજ રઘુવર બેઠા રાજ, મંગળ સોહલો.
પામ્યો આનંદ સકળ સમાજ, મંગળ સોહલો. ટેક
મોક્ષદાયની પુરી અયોદ્ધા, ફૂલી કનકને ફૂલ;
રામ રાજ સુખદાયક સહુને, નહિ અન્ય એ સમતુલ્ય. મં૦
પામ્યો ઉદય જ્યારે રઘુકુળ દિનમણિ, અભય થયા સહુ લોક
ટળી વિયોગ ઘોરતમ રજની, જનમન કોક વિશોક. મં૦
ખળ તસ્કર જે દુષ્ટ અભિમાની, તે ઉલૂક થયા છે અંધ;
સંજોગ સરોજ ફુલ્યાં તવ છૂટયા, સજન મધુકરના બંધ.
સીતા રામ રત્ન સિંહાસન, રાજે અદ્ભુત જોડી;
આભૂષણ અંબરની ઉપમા, જે કહીયે તે થોડી. મંગળ૦
શ્રીઘનસ્યામ દામની જાણે, રવિબિંબપર રાજે;
કોટિ કામ વારૂ છબી ઉપર, રૂપ જોઇ રતિ લાજે. મંગળ૦
મણિમય મુગટ કુંડળ મકરાકૃત, ચલકે ચપલ નવીન;

જ્યમ ઘન ઘટા ઉપર રવિ ઉદે થયો,સુધા સરોવર મીન.મં૦૬
કેશરી તિલક કપોલ અસિત કચ, નાસિકા ચિબુક સુદેશ;
કૃપા રંગ રસ અયન નયન યુગ, વંક ભ્રકુટી ધનુવેષ. મં૦ ૭
અધર બિંબ દ્વિજ પદ્રીક પંક્તિ માનું, વિધુ રશ્મિ ચળકાર;
કંબુ કંઠ ત્રિવલી વૈજયંતી, મુક્તા કનકમણિ હાર. મં૦ ૮
વિશાળ હૃદય સ્કંધ પુષ્ટ અતિ, ભુજ આજાનુ સકુમાર;
કડાં સાંકળાં અંગદ મુદ્રિકા, નખમણિ ચંદ્રાકાર. મં૦ ૯
ઉદર ઉદાર ત્રિરેખ રોમાવળી, કટી કિંકણી રમણીય;
નાભિ ગંભીર શુચી કુંડિકા રસકી,જાનું જંઘા કમનીય.મં૦૧૦
પદસરોજ પાવન નખ મણિગણ, કોટી તીરથનું ધામ;
શરણાગત સુરતરુ ફળદાયક, પાવન પૂરણ કામ. મં૦ ૧૧
નખ શિખ શોભા રામ જાનકી, મનોહર મૂર્તિ અનુપ;
ગિરિધર મનમંદિરમેં સદા બસો,જુગલ કિશોર સ્વરૂપ.મં૦૧૨

દોહા

રતન સિંહાસન રઘુપતિ, રાજે જગદાધાર;
સુરપુર નરપુર નાગપુર, વરત્યો જયજયકાર. ૧૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सीतारामयोःशोभावर्णनं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો

રાગ સોરઠ

જ્યારે રાજ બેઠા રઘુપતિ, ત્યારે વરત્યો જય જયકાર રે;
વળી જાચકને બહુ દાન આપ્યાં, તેનો કહેતાં ન આવેપાર રે.
સહુ ભૂપ ભેટ કરી રહ્યા, પછે આવ્યા નગરના જન રે;
અધિકારી વેહેવારિયા, શ્રીમંત નિરમળ મન રે. ૨
મૂકી ભેટો નાના ભાતની, કર્યો રઘુપતિને જુહાર રે;
પછે પ્રસન્ન થઇ પ્રભુએ બેસાડયા, નિજ સભા મોઝાર રે. ૩
લક્ષ્મણજીને ભરથજી વળી, શત્રુઘ્ન ને સુમંત રે;
એ ચારે ને પાસે બોલાવીને, બેસાડયા ભગવંત રે. ૪

સહુ સભાજન જોતાં તદા, કરી કૃપા શ્રીભગવાન રે;
અધિકાર આપ્યો તે સમે, તેને કર્યા મુખ્ય પ્રધાન રે. ૫
તમો ચારના મત પ્રમાણે હું, ચલાવીશ આ રાજ રે;
માટે તમો એ સંભાળજો, એમ બોલ્યા શ્રીમહારાજ રે. ૬
એવાં વન સુણી સહુ સભા હરખી, બોલતા ધન્ય ધન્ય રે;
રામના ગુણ આચરણલીલા, કહેતા અન્યો અન્ય રે. ૭
તે સમે બહુ વાજીંત્ર વાજે, મંગળ ઉછવ થાય રે;
તરીયા તોરણ બાંધ્યાં ઘેરઘેર, માનુની મંગળ ગાય રે. ૮
તે સમે આપ્યાં દાન અતિ ઘણાં, જાચકને શ્રીરામ રે;
તે ભૂપતિ સરખા થયા, મન સકળ પૂરણ કામ રે. ૯
વળી માતાએ આપ્યાં ઘણાં, રથ અશ્વ ગૌ ભૂદાન રે;
મણિ કનક અંબર મુક્તાફળ, થયા દ્વિજ કુબેર સમાન રે. ૧૦
ખટદશ દિવસ લગી દાન અપાયાં, અધિક દિન દિન સાર રે;
એમ સોળ દિવસ સોહલો વરત્યો, અવધપુર મોઝાર રે. ૧૧
ભાવતાં ભોજન સરવેને, નૃપ કપિ સહિત પુરજન રે;
યાચક મુનિ સુર બ્રહ્મા શિવ, સંતોષ પામ્યા મન રે. ૧૨
પછી જથાજોગે સરવેને, શિરપાવ આપ્યા રામ રે;
તે આજ્ઞા પામી સ્તુતિ કરીને, ગયા નિજ નિજ ધામ રે. ૧૩
આદરે વળાવ્યા ભૂપને, તે ગયા નિજપુર માંહે રે;
સુગ્રીવ વિભીષણ આદ કપિ, રઘુપતિએ રાખ્યા ત્યાંહે રે. ૧૪
એક પંક્તિએ સહુ કરે ભોજન, નવિન વિવિધ પ્રકાર રે;
સરવને પીરસે જાનકી જે, જગતજનુની સાર રે. ૧૫
આનંદમાં દિન જાય સહુના, સેવંતા અવિનાશ રે; .
જાતાં ન જાણે દિવસ નિશા, એમ વીતી ગયા ખટ માસ રે. ૧૬
તે સરવ મનમાં જાણે એમ, સદા રહિયે અહાં સુખભેર રે;
રખે રામ આપણને કહે, જે જાઓ તમારે ઘેર રે. ૧૭
એમ પરસ્પર વાતો કરે, સુગ્રીવ વિભીષણ આદ્ય રે;
તે સર્વ ભાવે રામને, સેવતા તજીને પ્રમાદ રે. ૧૮
એક સમે સમગ્ર સભા ભરીને, બેઠા શ્રીરઘુનાથ રે;

ત્યારે મધુર વચને બોલિયા,પ્રભુ સુગ્રીવ વિભીષણ સાથ રે.૧૯
અરે કપિપતિ લંકાપતિ, મુજ વચન ધરજો મન રે;
મુજ અર્થે ઘર મૂક્યાં તમો, તે થયા છે બહુ દન રે. ૨૦
હાવે પધારો સરવને લેઈ, હે સખા ભક્ત સુજાણ રે;
તમો પરમ સ્નેહી માહરા, મુને વહાલા છો પ્રિય પ્રાણ રે. ૨૧
એવાં વચન સુણી રઘુવીરનાં, આવ્યાં નેત્ર આંસુ નીર રે;
તન રોમાંચિત ગદગદ થયા, પછી બોલ્યા રાખી ધીર રે. ૨૨
હે નાથ નહિ જઇએ અમો, તમ સેવા તજીને આજ રે;
નથી જાણતા અમો સ્વપનમાં, સંસાર ઘરનાં કાજ રે. ૨૩
તમ વિયોગે રહેવાય નહિ, શું કરીયે જઇને ત્યાંહ રે;
દરબાર કેરૂં કામ નીચું, કરીશું રહી આંહ રે. ૨૪
તમ સમાગમ દરશન થકી, નથી લાભ બીજો અન્ય રે;
સુખ સ્વર્ગ ને અપવર્ગ તેથી, અધિક તમ દરશન રે. ૨૫
તમ શરણ રહીને ચરણસેવા, કરીશું સુખભેર રે;
હે નાથ હાવે કહેશો નહિ, અમને જવાનું ઘેર રે; ૨૬
ત્યારે રામ કહે તમને હું રાખું, સદા મારી પાસ રે;.
પણ રહ્યાથી થાયે ઘણી, સહુ લોકમાં ઉપહાસ રે. ૨૭
કહેશે રામ અર્થે રાજ મૂકી, પક્ષ કરી બહુ પેર રે;
પણ અંતે ભીખારી થયા, નવ ગયા પાછા ઘેર રે. ૨૮
સંસાર સર્વે એમ કહે માટે, જુઓ વિચારી વીર રે;
મુજ ભક્તિ કરજો સદા ત્યાં રહી, રાખજો મન ધીર રે. ૨૯
હે પ્રાણવલ્લભ નથી તમથી, વેગળો હું લગાર રે;
સદા સ્વતંતર વાસ કરી, રહ્યો તમ હૃદય મોઝાર રે. ૩૦
જેવા ભરથ લક્ષ્મણ શત્રુઘ્ન, મુજ વીર વલ્લભ જાણ રે;
તેવા વિભીષણ સુગ્રીવ તમો મુને, વ્હાલા જીવન પ્રાણ રે.૩૧
હું ઘણો બળીયો અજીત દુર્જય, બ્રહ્માંડનો અધિપત્ય રે;
પણ ભક્તને આધીન છું, સિદ્ધાંત એ મુજ સત્ય રે. ૩૨
એમ વિભીષણ સુગ્રીવશું, બોલીયા જુગદાધાર રે;
ઘણી શિક્ષા જ્ઞાન ઉપદેશ કરીને, સમજાવીયા તેણીવાર રે.૩૩

પછી નાનાવિધનાં વસ્ત્ર ભૂષણ, પહેરાવ્યાં નિરવાણ રે;
બે છત્ર બે સિંહાસન આપ્યાં, કનકમણિનાં જાણ રે. ૩૪
એમ સર્વ કપિને પ્રભુએ આપ્યાં, પટ આભૂષણ સાર રે;
એક અંજની સુત વિના સહુને, પહેરાવ્યાં નિરધાર રે. ૩૫
ત્યારે સર્વે મનમાં વિચાર કરે છે, સહુને રામ અનુકૂળ રે;
પણ હનુમંત સામું કેમ નથી જોતા, નથી આપતા પટકુળ રે.
ઉપકાર કર્યો એણે મેરુ જેવડો, કહેતાં ન આવે પાર રે;
કોઇ થકી નવ થાય એવું, કર્યું કામ પવનકુમાર રે. ૩૭
એવી આશંકા સૌના મન કેરી, જાણી પોતે રઘુવીર રે;
ત્યારે હનુમંતને પાસે બેસાડીને, બોલ્યા શ્રીરણધીર રે. ૩૮

વલણ

રણધીર કહે મારુતિ તું, અનન્ય ભકત મહાભાગ રે;
હું સદા રહ્યો તુજ રુદેમાં, પણ મુજ પાસે કંઇ માગ રે. ૩૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण सुग्रीवविभीषणादीनां आज्ञाकरणं नाम द्वादशोऽध्यायः ॥१२॥**

## અધ્યાય ૧૩ મો

રાગ બીલાવર

કહે રઘુપતિ સુણ મારુતતન,
તું મને વહાલો છે તન મન ધન;
માટે માગ્ય માગ્ય મનવાંચ્છિત આજ,
પૂરું તારા સકળ મનોરથ કાજ. ૧
ત્યારે કર જોડી બોલ્યા હનુમંત,
સુણીયે કરુણાસિંધુ ભગવંત;
જો પ્રસન્ન થયા મુને ત્રિભુવન ધણી,
તો આપો ભકિત તમ ચરણુજ તણી. ૨
અન્ય ઇચ્છા કશી મારે નથી,
સત્ય વચન કહું છું સરવથી;
એવું સુણી પ્રસન્ન થયા રઘુનાથ,

હનુમંતને શિર મૂકયો હાથ. ૩
ત્યારે જનકસુતાયે તેણીવાર,
આપ્યાં સહુને વસ્ત્ર અલંકાર;
સુગ્રીવ વિભીષણ આદે જેહ,
કપિ સહુને પહેરાવ્યાં તેહ. ૪
એક હતી અમૂલ્ય મણિની માળ,
તે હનુમંતને ઘાલી તત્કાળ;
સકળ પૃથ્વીની સમૃદ્ધિ અમૂલ્ય,
નાવે તે માળાસમ તુલ્ય. ૫
તે પોતે કંઠે ઘાલી હનુમંત,
જઇ સભામાંથી બેઠો એકાંત;
દંતે કરીને ફોડતા મણિ ત્યાંહે,
જુવે શ્રીરામ છે એ મણિમાંહે. ૬
એમ સકળ મણિ ફોડયાં જ્યારે,
હસીને સુગ્રીવ બોલ્યો તેણીવારે;
અરે હનુમંત જણવ્યો કપિનો સ્વભાવ,
નથી તમને સારાસારનો ભાવ. ૭
આવો દિવ્ય હાર કયમ નાખ્યો ત્રોડી,
અમૂલ્ય મણિ સહુ નાખ્યાં ફોડી;
કર્યું ઘણું અવિવેકનું કામ,
જુએ સભા સકળ સાનિધ્ય શ્રીરામ. ૮
કહે હનુમંત સુણો કપિરાજ,
મેં . અજ્ઞાને નથી કર્યું એ કાજ;
જોયું એમાં છે શ્રી અવધ બિહારી,
માટે ફોડયા મણિ મન એમ વિચારી. ૯
એમાં નવ દીઠા મારા પ્રાણ આધાર,
રામવિના મિથ્યા શો પાષાણ ગળે ભાર;
ત્યારે સુગ્રીવ કહે તમ રુદે હનુમંત,
ગુપ્ત રાખ્યા હશે શ્રીભગવંત. ૧૦

સુણી એવાં વચન મારુતિ તેણીવાર,
નખે નિજ હૃદય ચીર્યું નિરધાર;
તે સમે સર્વે દીઠા માંહે રામ,
સીતા સહિત પ્રભુ પૂરણ કામ. ૧૧

રત્ન સિંહાસન જુગલ કિશોર,
રાજે છબી કોટી મદન ચિત્ત ચોર;
જેવા સભામાં બેઠા જુગદાધાર,
તેવા હનુમંત હૃદયમોઝાર. ૧૨

સકળ સભાએ દીઠા રઘુરાય,
રૂંએ રૂંએ રામ નામ ધુનિ થાય;
એવું જોઇ ઉઠયા સકળ સભાજન,
ગદગદ કંઠે દ્રવિત લોચન. ૧૩

જોઇ હનુમંતતણો મહિમાય,
કરી પ્રદક્ષિણા લાગે પાય;
તે સમે ઉઠયા પોતે રઘુવીર,
ભીડયા હૃદેમાં મારુતિ રણધીર. ૧૪

હતું તેવું હૃદય તેણીવાર,
પાસે લેઇ બેઠા પછી પ્રાણાધાર;
એવો અદ્દભુત મહિમા અંજની સુત કેરો,
જોઈ સહુને આવ્યો વિશ્વાસ ઘણેરો. ૧૫

સહુ સભા સુણતાં બોલ્યા રઘુરાજ,
સુણો વિભીષણ સુગ્રીવાદિક આજ;
હું રહું છું સદા ભકતના હૃદયમાંહે,
તેને મૂકી નથી જાતો ક્ષણ કયાંહે. ૧૬

તેમ મુજમાં સદા ભકતનો વાસ,
હું તેને વશ છું મારે વશ દાસ;
તે મુને જાણે છે તનમન ધન્ય,
મુને પ્રિય નથી તે વિણુ કો અન્ય. ૧૭

છંદ

નથી અન્ય પ્રિય મુજ ભકત સમ, વૈકુંઠ લક્ષ્મી પ્રજાપતિ;
મુજ દેહ પ્રભુતા પ્રાણુ આદે, તેથી અધિક જન મમ ગતિ. ૧
જ્યાં વેચે ત્યાંહાં વેચાઉં નિશદિન, ભકત આધીન હું રહુ;
મુજથકી મારા ભકત કેરી, અધિકતા તમને કહું. ૨
હું અસુર મારૂં સુર ઉગારૂં, સમ વિષમતા મન ગ્રહી;
નીચ ઉંચ કર્મનો ફળ પ્રદાતા, જીવને ભુક્તાવું સહિ. ૩
બ્રહ્માંડ કોટીમાંહ્ય મારી, વૃત્તિ સઘળે વિસ્તરી;
વળી જ્યાંહાં જેવો ત્યાંહાં તેવો, દેખાડું લીલા કરી. ૪
મુજ ભકતને સમ વિષમ નહિ, જેને શત્રુ મિત્ર સમાન છે;
અવગુણુ કોના નવ જુએ, જેને એક મારૂં ધ્યાન છે. ૫
મન ક્રમ વચન કાયા થકી, જેણે વૃત્તિ મને અર્પણુ કરી;
વળી કીટથી બ્રહ્મા લગી, જાણે સકળ એક રૂપે હરિ. ૬
અનેક ગુણુ માયાતણા, તેમાં લુબ્ધ ન થાયે કદા;
પોતે નિજ રૂપે રહે સ્વતંતર, સેવે મુજને સર્વદા. ૭
તેમાટે મુજથી અધિક મમ જન, સ્પૃહા નહિ જેને મોક્ષની;
પ્રત્યક્ષ દેખે સર્વમાં મુને, તજે વાત પરોક્ષની. ૮
માટે ઘણી મમતા મુને તેની, અહરનિશ રક્ષા કરૂં;
એવા ભક્તને વશ દાસ ગિરિધર, થઇ સદા પુંઠળ ફરૂં. ૯

દોહા

મુને સરવ ભાવે ભજે, જ્યાં ત્યાં મુજને જોય;
સુણો સુગ્રીવ એવા ભક્તથી, બીજું વહાલું નહિકોય. ૧
એવાં શ્રીરઘુપતિનાં વચન સુણી, સંતોષ્યા સહુ જન;
મહિમા જોઇ હનુમંતનો, વિસ્મે પામ્યા મન. ૨
પછે વિભીષણુ સુગ્રીવને, કરી આજ્ઞા શ્રીરઘુરાય;
તે તત્પર થઇને ઊઠીયા, નમ્યા રામને પાય. ૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे हनुमानमहिमावर्णनं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

# અધ્યાય ૧૪ મો

રાગ સામેરી

અનીહાં રે ઉઠયો સુગ્રીવ વિભીષણ રાય,
કૌશલ્યા સુમિત્રાને લાગ્યા પાય;
અનીહાં રે વસ્ત્ર આભૂષણ આપ્યાં તે દીશ,
સરવ માતાએ દીધી આશીશ. ૧

ઢાળ

આશીશ દીધી માતાએ, હજો કુશળ તમને સર્વદા;
દિન દિન અધિક સુખ પામજો,દુઃખ કલેશ નહિ હોયે કદા. ૨
ભાઇ તમો અમારા રામને, ઉપકાર કીધો અતિ ઘણો;
તમ સાહેથી જાનકી પામ્યાં, દશવદન રણમાં હણ્યો. ૩
એવું સુણી કર્યો સાષ્ટાંગ રવિસુતે, વળી વિશ્રવાતને;
એમ પ્રણમી સહુ માતને પછી, આવ્યા શ્રીરઘુવર કને. ૪
સાષ્ટાંગ નમીયા રામ ચરણે, નેત્રે આંસુધાર;
ગદગદ ગિરાએ બોલિયા, હે પ્રભુ પ્રાણઆધાર. ૫
દયા રાખજો અમો દીન ઉપર, દાસ જાણી ચરણના;
વિસારશો નહિ નાથ અમને, માની લેજો શરણના. ૬
પ્રભુ માત પિતા ભ્રાત અમારા, સરવસ ધન વલ્લભ તમો;
તમો વિના પ્રિયકર જગતમાં, નથી જાણતા બીજું અમો. ૭
માટે કૃપાનાથ સંભાળ લેજો, બાંહે ગ્રહ્યાની લાજ;
કોઇ દિન સંભારી કહાવજો, અમ સેવક સરખું કાજ. ૮
સુગ્રીવ વિભીષણનાં વચન એવાં, સુણ્યાં શ્રી રઘુનાથ;
હેતે કરી આલિંગન દીધું, મસ્તક મૂકયો હાથ. ૯
સર્વને ભેટયા ભાવશું, પછે બોલ્યા સ્નેહ વચન;
તમો સદા ભક્તિ કરજો મારી, અરપી મુજમાં મન. ૧૦
હું નથી તમથી વેગળો, સત્ય માનજો નિરધાર;
રહ્યો વાસ કરી તમ હૃદયમાં, મને વહાલા ભક્ત અપાર. ૧૧
માટે સુખે જાઓ સખા તમો, ચિંતા કશી કરશો નહિ;

કંઇ આવશે પ્રસ્તુત ત્યારે, તેડાવીશ તમને અહીં. ૧૨
એવું કહી સહુ સભા સંગે, ઊઠીયા રઘુનાથ;
બંધુસહિત ચાલ્યા વળાવા, સરવ કપિનો સાથ. ૧૩
પુર બારણે આવ્યા સહુ, ઉભા રહ્યા તે ઠાર;
પછી નમ્યા વિભીષણ રામને, કર જોડીને તેણીવાર. ૧૪
સુગ્રીવ અંગદ નીલનળ, શરભ ને જાંબુવંત;
મયંદ ગવય ગવાક્ષ આદે, કપિ સકળ બળવંત. ૧૫
સરવે પ્રભુપદ પરણમ્યા, ભરથને ભેટયા ત્યાંહે;
લક્ષ્મણ શત્રુઘન મારુતિને, મળ્યા માંહેમાંહે. ૧૬
સહુ કપિ મળ્યા હનુમંતને, વળી વખાણ્યા બહુ વાર;
સુગ્રીવ બોલ્યા થઈ ગદગદ, ધન્ય ધન્ય પવનકુમાર. ૧૭
તમ જેવો નહિ આ જગતમાં, બડભાગી બીજો કોય;
પદપંકજ પ્રભુના સેવશો નિત્ય, સાનિધ્ય રહીને સોય. ૧૮
હે મહાબળી માયા રાખજો, અમો ભૂલશો નહિ મન;
પ્રભુસેવામાં સ્મરતિ અમારી, કરાવજો કોઈ દન. ૧૯
એમ કહી પ્રભુને ચરણ નમીને, ચાલ્યા વિજય વિચિત્ર;
નિજ નિજ સ્થાનક સહુ ગયા, કપિ ગાતા રામચરિત્ર. ૨૦
લંકાવિષે વિભીષણ ગયા, સાથે તેડી સર્વ સમાજ;
પછી વળાવી પુરમાં વળ્યા, બંધુસહિત રઘુરાજ. ૨૧
એક મારુતિ વિના સર્વ મંડળ, કર્યું રામે વિદાય;
સેવા સંભારી સર્વની, ગદગદ થયા રઘુરાય. ૨૨
પછી ધર્મરાજ ચલાવતા, રહી અવધપુરમાં રામ;
બંધુસહિત અંજનીસુત, સેવતા પૂરણ કામ. ૨૩

વલણ

પૂરણ કામને સેવતા, મનમાં આનંદ ન માય રે;
એમ રાજ કરતા રઘુપતિ, નિત્ય હરખે પુરની પ્રજાય રે. ૨૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सुग्रीव-विभीषणादिनां स्वस्थानगमनं नाम चतुर्दशोऽध्यायः ॥१४॥**

# અધ્યાય ૧૫ મો

રાગ મારૂ

હાવે અવધપુરીમાં રાજ કરે છે, રાજીવ લોચન રામ;
રાજનીતિનો ધર્મજ પાળે, ભક્તના પૂરણ કામ. ૧
માતા ગુરુની આજ્ઞા પાળે, કુળનો ધર્મ આચરતા;
ગૌબ્રાહ્મણ સુર અગ્નિ પૂજા, નિત્ય નિયમ સહુ કરતા. ૨
પ્રજા પાળે છે પુત્રની પેરે, સ્નેહ ધરે સહુ સાથ;
સહુને સરખો ભાવ જણાવે, સર્વજ્ઞ શ્રીરઘુનાથ. ૩
દેશમાં તસ્કર જાર દુષ્ટ નહિ, હિંસા રહિત સહુ જન;
વર્ણાશ્રમ નિજ ધર્મજ પાળે, વરતે નિરમળ મન. ૪
રોગ દરિદ્ર વિયોગ ન પીડે, નહિ વિરોધ ને વેર;
ચિંતા શોક નહિ મન કોને, સહુને લીલાલહેર. ૫
દેવને દુર્લભ ભોગ ભોગવે, મનવાંછિત સુખકારી;
નર સહુ એકપત્નીવ્રત પાળે, પતિવ્રતા સહુ નારી. ૬
માત પિતા ગુરુ વૃદ્ધને માને, પૂજે પિત્રી ઇષ્ટદેવ;
માત પિતા વહેલું બાળક ન મરે, કરે સંત દ્વિજ સેવ. ૭
એમ અવધપુરીનાં નર ને નારી, સરવે પુણ્ય પવિત્ર;
આનંદમાં નિશ વાસર ઘેરઘેર, ગાયે રામચરિત્ર. ૮
માગ્યા મેહ વરસે મહી ઉપર, જળ નિરમળ અનુકૂળ;
તૃણ સંકુલ અન્ન પાકે અતિ ઘણું, સ્વાદિષ્ટ ફળને ફૂલ. ૯
નદી વાપિકા કૂપ સરોવર, સદા ભર્યું રહે નીર;
કુંજ પ્રફુલ્લિત ખટપદ ગુંજે, ખગરવ કરતા તીર. ૧૦
વાટિકા વન વિચિત્ર સોહાગી, લળી રહ્યા ફળ ફલે;
ધીર સમીર ત્રિવિધનો ચાલે, પત્રે પતત્રી ઝૂલે. ૧૧
શીતળ છાયા સઘન વૃક્ષ છે, સરજુ ગંગાને તીર;
ઠામ ઠામ વૃંદ તુલસીનાં, મઠ છાઈ રહ્યા મુનિ ધીર. ૧૨
સ્નાન કરવા નરનારી કેરા, જૂદા રચ્યા છે ઘાટ;
વળી અધિક શોભા છે રાજવાટની, જુદી હયગયની વાટ. ૧૩

રચ્યાં દેવળ અંબિકાનાં તીરે, શિવાલયનો નહિ પાર;
એમ સરજુની શોભા અતિ ઘણી, વહે છે નિરમળ પૂરણ વાર.
રત્નની ખાણયો ગિરિમાં ઊઘડી, જ્યાં ત્યાં લક્ષ્મી પ્રકાશ;
અષ્ટમા સિદ્ધિ નવે નિધિ રહી કરી, અવધપુરીમાં વાસ. ૧૫
વશિષ્ઠિ વિશ્વામિત્રિ કુંભજ ઋષિ, ભારદ્વાજ આદે જેહ;
અવધપુરીમાં વાસ કરીને, રહ્યા મુનિવર સહુ તેહ. ૧૬
અગસ્તના મુખની કથા સાંભળે, નિત્યમેવ શ્રીરામ;
ગુરુની આજ્ઞા પ્રમાણે વરતે, લોકતણા હિતકામ. ૧૭
વળી રાજદ્વારમાં ચાર મંડપની, રચના કરાવી ત્યાંહે;
જ્યાં જેવું કારજ ત્યાં તેવું, આચરતા તે માંહે. ૧૮
એક સભામંડપ બીજો મુક્તમંડપ, વળી ન્યાયમંડપ એવું નામ;
વિનોદમંડપ ચોથો કહીયે, એમ રચના કરાવી રામ. ૧૯
હાવે રાજમંડપમાં રાજકાજનો, ચાલે સહુ વહેવાર;
પ્રધાન પટાવત બળીયા બેસે, જ્યાં જેને અધિકાર. ૨૦
વળી ન્યાય મંડપમાં ન્યાય ચૂકવે, ચાલે નહિ પાખંડ;
ન્યા'અન્યા જોઈ દે છે તેને, દેવા ઘટે જે દંડ. ૨૧
હવે મુક્ત મંડપમાં મુક્ત મંડળી, બેસે મુનીજન સંત;
ત્યાં આત્મનિરૂપણ સદ્‌વિચાર થાયે, સારાસાર અનંત. ૨૨
વળી વિનોદમંડપમાં મળી બેસે, સખા મિત્ર તે ઠામ;
હાસ્ય વિનોદની વારતા કરતા, તેની સાથે રામ. ૨૩
એમ ચારે મંડપમાં પોતે પધારે, જેનો સમય થાય જ્યારે;
વળી ક્યારે અસ્વારી મૃગયા ચઢતા, ઉપવન જાતા ક્યારે. ૨૪
વળી ક્યારે ખેલાવતા તુરી નવા લેઇ, ક્યારે બેસે ગજરથ;
વળી ક્યારે ચરણ ચાલીને જાતા, શિવ પૂજવા સમરથ. ૨૫
વળી ક્યારે માતાની પાસે બેસીને, કરતા ઘરની વાત;
રામના ગુણ ડહાપણ વાણી જોઇ, સુખ પામે ઘણું માત. ૨૬
રંગ મહેલમાં જનકસુતાશું, રમતા રૂડી રીત;
નાના પ્રકારના ભોગ ભોગવતા, જે અવાસ કામ અજીત. ૨૭
ચારે બંધુના રંગમહેલ છે જૂદા, તે મહા સુખ પર્વ;

પણ માત મંદિરમાં એક પંક્તિએ, ભોજન કરતા સર્વ. ૨૮
સુરપતિ સુખથી કોટીગણું સુખ, ભોગવે ભોગ અપાર;
પ્રજા સરવ એમ જાણે રામને, જીવન પ્રાણઆધાર. ૨૯
રામ રાજ સહુને સુખદાયક, વર્ત્તે બ્રહ્માનંદ;
શિવ બ્રહ્મા સુરપતિ વખાણે, અવધપુરીનો આનંદ. ૩૦

વલણ

આનંદ વખાણે અવધપુરનો, મળી સહુ દેવ સમાજ રે;
સુણો શ્રોતાજન કહે દાસ ગિરિધર, એમ રઘુપતિ કરતા રાજ રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामस्य राजनीति वर्णनं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

# અધ્યાય ૧૬ મો

રાગ બીલાવર ચોપાઇ

એક સમે ગયા રામ ઉપવન, સાથે છે ભરથને મારુતતન;
બેઠા બાગમાં જુગદાધાર, ચરણસેવા કરે પવનકુમાર. ૧
તે સમે ભરથે પૂછયું જોડી હાથ, કહો કરુણા કરી મુજને નાથ;
સંત અસંતનાં લક્ષણ જેહ, કહો સમજાવી જૂદાં કરી તેહ. ૨
સુણી એવાં ભરથનાં વિનય વચન, બોલ્યા પ્રભુ થઇને ચિત્ત પ્રસન્ન;
અરે ભરથ મુજ ભક્ત સુજાણ, સદા ઇચ્છે તે સરવનું કલ્યાણ.
સરવ સુખકર સરવ સનેહી, જાણે મુને એક સરવનો દેહી;
પર ઉપકારી ને પરમ દયાળ, સદા એક રસ રહે સરવકાળ. ૪
પરદુઃખેદુઃખી પરસુખેસુખમાને, મન કર્મવચનદુખાવેનહિ કોને;
સદા સંતોષી ને પરમ ઉદાર, ભક્તિ મારી એક આત્મવિચાર. ૫
રહિતમાન મદ લોભ અહંકાર, વિષય પ્રપંચ ન સુપને વેહેવાર;
શત્રુ મિત્ર સમ હરખ ને શોક, મુજ વિણ તૃણ સમ જાણે ત્રિલોક. ૬
સદા જેનું મન રહે મુજ રંગે રાતુ, સંકલ્પ રહિત ભક્તિરસ માતુ;
સૂક્ષ્મ સ્થૂલ પવિત્રનિષ્કામી, દુઃખે નહિ શોકે હરખે ન સુખપામી.
કામીનું કામ વિષે જ્યમ મન, લોભીને પ્રિય લાગે જ્યમ ધન;

એમ જાણે મુને મહારો દાસ, રહે સદા સંસાર સુખથી ઉદાસ.૮
શમદમવંત વિચાર વિવેક, ભક્તિ વૈરાગ્ય જ્ઞાન દૃઢ ટેક;
મમચરણે રહે સદા જેનું મન, મુજ વિના વાત રુચે નહિ અન્ય.૯
દેખે સુણે મુને ચિંતવે ચંત, જાણે મારી રચના બ્રહ્માંડ અનંત;
સર્વ ભાવે કરી મુજને ભજે, વિષય પ્રપંચ કપટ છળ તજે. ૧૦
એવા ભગવતી વિરલા જેહ, વિશ્વ સહુને પાવન કરે તેહ;
ભક્તનો દ્રોહ જે કોઇ કરે, પછી મમશરણે જો અનુસરે. ૧૧
ત્યારે મેં તેનું રક્ષણ નવ થાય, પામે સુખ જો તેને શરણે જાય;
મમદ્રોહી મહાજન શરણે રહે, તે થાય અભય અપવર્ગ જ લહે.
મહાજનનો એવો મહિમાય, સુણો ભરથ કહે શ્રીરઘુરાય;
શુદ્ધ સંત કહીએ તેહને, એવા ગુણ અંતર જેહને. ૧૩
તે જનશું જેને લાગ્યો રંગ, તેનું નામ કહીએ સતસંગ;
એવા પુરુષ જો એક ક્ષણ મળે, તો જન્મ મરણ તે જીવનું ટળે.૧૪

દોહા

એવા ભક્ત મુજ પ્રાણપ્રિય, હું તે એક સ્વરૂપ;
તેને વશ વરતું સદા, જદપિ ત્રિભોવન ભૂપ. ૧
એ ગુણ સાધુના કહ્યા, છે પાવન સુખદ અપાર;
સુણો ભરથ હાવે કહું, ખળ લક્ષણ દુરાચાર. ૨

ચોપાઇ

વિષયી કામી લંપટ દુરભાગી, પરનિંદા પરત્રિય અનુરાગી;
પરધન હરવા કરે ચતુરાઇ, ઉપર અજવાળું મન કુટિલાઇ. ૧૫
પરસંપત્ય દેખી મન દાઝે, સતસંગત કરતાં શઠ લાજે;
થાય પ્રસન્ન ચિત્ત પર દુઃખ દેખી, કરે દ્વેષ રૂડો ગુણ પેખી. ૧૬
નિંદે નિગમાગમ વેદપુરાણ, અહંમમતા મદ કેરી ખાણ;
જો કોઈ પુણ્ય પંથ અનુસરે, તો તેની ચેષ્ટા ખળ કરે. ૧૭
બ્રહ્મજ્ઞાની થઇ કરે બકવાદ, સાધુ ભક્ત શિર ધરે અપવાદ;
જન્મ કરમ મારાં નિરમળ જેહ, વાદ કરી કહે મિથ્યા તેહ. ૧૮
સાધુના સરખો ધરે શુભ વેષ, દંભ કરીને દેખાડે પરમેશ;
ભ્રષ્ટ કરે સદ્દમારગ ગૂઢ, કલ્પિત પંથ ચલાવે મૂઢ. ૧૯

ગુરુ થઇ હરણ કરે પરધન, લેઉં એનું સરવશ જાણે એમ મન;
પછી તેને કપટે કુપંથ દેખાડે, પર નારીને તે છળ કરી પાડે.૨૦
તેના સ્વામી સાથે કરાવે વેર, તે ભોગવે પોતે બહુ પેર;
જીવનેભમાવેજૂઠા કરી ઉપદેશ,જ્યમઅંત્યજગૃહમગ્નથાયે મેષ.
એ પ્રકારે વાહે સહુ લોકને, વિત્ત હરે નવ હરે શોકને;
ઉપરથી દેખાડે ઘણો ત્યાગ, અંતરમાં વિષય શું અનુરાગ. ૨૨
વચન બોલે તે વજ્ર સમાન, કરે કુતર્ક ઘણું અભિમાન;
એવા ખળનો સંગ જો એક ક્ષણ કરે, નિશ્ચે તે પ્રાણી નરક સંચરે.
અપાર ગુણ સાધુના ગૂઢ, તોય તેમાં અવગુણ ખોળે મૂઢ;
નિજ અવગુણને પૂઠે ધરે, રંચક ગુણ તે આગળ કરે. ૨૪
લોલુપ કામી લંપટ ઘણા, ગમે સંગ ખળને તે તણા.
જ્યાં સદ્દવિચાર નિરૂપણ થાય, ત્યાં થકી પાપી તે ઉઠી જાય.૨૫
સતસંગત તેને નવ ગમે, સદા કુસંગ સાગરમાં રમે;
દયા ધરમ નહિ દીલમાં લેશ, જ્યાં જાય ત્યાં ઉપજાવે કલેશ.૨૬
સદા સંકલ્પ વિષયના કરે, તે પાપી અધરમપંથ અનુસરે;
અરે ભાઈ એ ખળનાં અંગ, ભૂલે ના કરીએ તેનો સંગ. ૨૭

દોહા

સત જુગ ત્રેતામાં નહિ, એવા ખળ મતિમંદ;
દ્વાપર કોઈ કોઇ દેશમાં કળજુગમાં બહુ વૃંદ. ૩
સત્સંગે સુખ ઉપજે, થાય પરમ કલ્યાણ;
ખળ સંગે જાય નરકમાં, ઉભય લોક દુઃખ હાણ. ૪
એવાં લક્ષણ સુણી ખળ સાધુનાં, ભરથ સહિત હનુમંત;
રઘુપતિને ચરણે નમ્યા, ગદગદ થઇ દ્રવીવંત; ૫
પછી અનુજ મારુતિ સહિત પ્રભુ, પુરમાં પધાર્યા રામ;
નિત્યે એમ ઉપદેશતા, જે જગતગુરુ નિષ્કામ. ૬
રામરાજ આનંદ અવધ, પ્રજા અભય અનુકૂળ;
મન વાંછિત ફળ ભોગ સુખ, નિત્ય નિત્ય મંગળ મૂળ. ૭
રાણી જાનકી રામ નૃપ, ભક્તિજ્ઞાનમય રૂપ;

ગિરિધર શાન્તિ પ્રજા અનુજ, વિવેક વિરાગ અનુપ. ૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे संतासंत-गुणवर्णनं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો

રાગ ધન્યાશ્રી

સ્થિર મને સુણજો શ્રોતા સરવ જી, એક સમે આવ્યું મોટું પરવ જી;
અનુજ સંગાથે શ્રીભગવાન જી, ચાલ્યા કરવા ગંગામાં સ્નાન જી.

ઢાળ

સરજુ ગંગામાં સ્નાન કરવા, ચાલ્યા શ્રી રઘુનાથ;
ગુરુ મિત્ર બંધુ પ્રધાન આદે, અવર દ્વિજનો સાથ. ૨
વળી અવધપુરની પ્રજા સરવે, નારી નર વૃદ્ધ બાળ;
તે સ્નાન કરવા સરવ ચાલ્યાં, જાણીને પુણ્ય કાળ. ૩
ત્યાં સ્નાન કરી બહુ દાન વિધિવત આપ્યાં શ્રીરઘુવીર;
પછે સભા કરી બેઠા પ્રભુ, સરજ્યુ ગંગાને તીર. ૪
ત્યાં બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય આદે, શૂદ્રજન સમુદાય;
સન્મુખ તે આવી રહ્યા, જ્યાં બેઠા શ્રીરઘુરાય. ૫
છે સઘન છાયા વૃક્ષની, શીતળ સદા સુખ રાશ;
ધીર સમીર સુંગધ ભરીયો, ચાલતો ચોપાસ. ૬
એવો સમય જોઈ શ્રીરામ બોલ્યા, સુણો સકળ પ્રજાય;
મુજ વચન શ્રવણે ધારજો, મન માનજો શિક્ષાય. ૭
દેવને દુરલભ મનુષ્ય દેહ છે, સકળ ગુણ ભંડાર;
તે નિશ્ચે કરીને માનજો, નહિ મળે વારંવાર. ૮
આ જગતમાં એવો જન્મ ઉત્તમ, પામીને જે જન;
જેણે આત્મ સાધન નવ કર્યું, ધિક્કાર તેનાં તન. ૯
વળી એવો દેહ પણ અશાશ્વત, ક્ષણમાંહે વણશી જાય;
એ થકી નરક ને સ્વર્ગ વળી, અપવર્ગ પંથ પળાય. ૧૦
મહા નિષિદ્ધ કર્મે નરક પામે, કામ્ય કર્મે સ્વર્ગ;
નિજ ધર્મ નિષ્કામે ભજે મુને, તે પામે અપવર્ગ. ૧૧

માટે સર્વ ગર્વ શરીરનો તજી, નીમે રાખે તન;
નિજ ધર્મમાં વર્તે સદા, મુજમાં આરોપી મન. ૧૨
હાવે વરણાશ્રમના ધર્મ કહું, ભાઈ સુણો શ્રવણે તેહ;
કર્મ દ્વાદશ વિપ્રને, વેદે કહ્યાં છે જેહ. ૧૩
દાન લેવું આપવું, ભણે ભણાવે વિદ્યાય;
ક્રતુ કરાવે પોતે કરે, એ ખટ કરમ સમુદાય. ૧૪
શમદમ ઉપરતિ તિતિક્ષા, શ્રધા સાત્વકી સમાધાન;
એ વિના વળી છે કર્મ બીજાં, વિપ્ર ધર્મ વિધાન. ૧૫
શુચિ શાન્તિ આર્જવ મૌન્ય ધૃતિ, દયા સત્ય નિરહંકાર;
બ્રહ્મને જાણે જથારથ, એ બ્રાહ્મણનો વહેવાર. ૧૬
ક્ષત્રી પ્રજાનું કરે પાલન, પૂજે ગોદ્વિજ દેવ:
કરે યુદ્ધ શરપણે સદા, તપ યજ્ઞ કરતા એવ. ૧૭
કૃષિકર્મ વાણિજ્ય પશુપાલન, વૈશ્ય કર્મ વિચાર;
ક્ષત્રી બ્રાહ્મણને નમે, ચાલે પોતાને વહેવાર. ૧૮
ત્રણે વરણની આજ્ઞા પાળે, સેવે શૂદ્ર સુજાણ;
મુને ભજે રહી નિજ ધર્મમાં, તેનું થાય પરમ કલ્યાણ. ૧૯
મંત્રાક્ત મારગ વેદના, દ્વિજ ક્ષત્રીને અધિકાર;
તંત્રોક્ત મારગ શાસ્ત્ર વિધિયે, વૈશ્ય વર્તે સાર. ૨૦
હવે બ્રહ્મચારી પ્રથમ વયમાં, પાળે વર્ત પ્રચંડ;
અષ્ટ પ્રકારે ત્યાગ ત્રિયનો, ઉર્ધ્વરેત અખંડ. ૨૧
વળી બીજો આશ્રમ ગૃહસ્થનો છે, ધર્મ નિર્મળ જેહ;
કરે સંગ તે નિજ પત્નીનો, ત્રિય અન્ય શું નહિ સ્નેહ. ૨૨
માત પિતા ગુરુની કરે સેવા, પિત્રી શ્રાદ્ધ પ્રમાણ;
ગો વિપ્ર સુર અગ્નિ અતિથિ, પૂજે પાળે જાણ. ૨૩
કરે ઉપાર્જન નિજ ન્યાયથી, અન્ન દ્રવ્ય વસ્તુ પવિત્ર;
કરે પોષણ નિજ પરિવારનું, સુણે મારાં વિશદ ચરિત્ર. ૨૪
વિવાહ કર્મ મૃતક ક્રિયા, આચરે નિજકુળ રીત;
એવો ધર્મ ગૃહસ્થાશ્રમનો, પાળજો આણી પ્રીત. ૨૫
નિજ પુત્રને ઘર સોંપી જાયે, દંપતી વનમાંહે;

વાનપ્રસ્થપણું તે પાળે, શીલ વ્રત રહી ત્યાંહે. ૨૬
સહુ ભોગનો પરિત્યાગ કરે, ફળ આહાર ભૂમિશયન;
વનકુલવેષ્ટિત અંગ રાખે, તપ કરે જઇ વન. ૨૭
હાવે છેલ્લો આશ્રમ સંન્યાસી જેને, સરવ કર્મનો ન્યાસ;
શિખા સૂત્રનો પરિત્યાગ તેને, જાણજો સંન્યાસ. ૨૮
બ્રહ્મીભૂત થઇ વિચરે જગતમાં, તજે દેહ ઇન્દ્રિ અધ્યાસ;
પરમ હંસ પણ તેને કહીયે, અખંડ દૃષ્ટિ પ્રકાશ. ૨૯
જોબનપણે સ્રીને તજી, સંન્યાસ લે જો કોય;
ઋતુ જાય ત્રિયનાં અફળ તેટલી, બાળહત્યા હોય. ૩૦
સ્રી પ્રસન્ન થઇ જો આજ્ઞા દે, વૈરાગ પામી પ્રાય;
ત્યારે દોષ નહિ તે પુરુષને, એવો નિગમ કેરો ન્યાય. ૩૧
એમ ચાર વરણ ને ચાર આશ્રમ, તણાં પાળે કર્મ;
તેમાં રહી મુજને ભજે ત્યારે, સફળ થાયે ધર્મ. ૩૨
તે માટે સરવે પ્રજાજન, સાંભળો મુજ વચન;
પરનિંદા પરધન પરત્રિયા, સ્વપને ન ધરશો મન. ૩૩
ગો વિપ્ર સુર ગુરુ તીર્થ સાધુ, નિગમ ભક્ત સુજાણ;
એ અષ્ટ અંગજ માહરાં, જે નિંદે મૂઢ અજાણ. ૩૪
તે પાપી પામે અધોગતિ, મહા નિકટ નરક નિવાસ;
પછે નીચ યોનિ અવતરે, ફળ ભોગવે દુઃખ રાશ. ૩૫
નિજ ધરમ નીતિએ કરી, મુજને ભજો નિરભેદ;
આ લોકમાં સુખ પામશો, પરલોક મુક્તિ વેદ. ૩૬
એવી શિક્ષા સુણી રઘુવીરની, થયાં લોક ચિત્ત પ્રસન્ન;
પછે રામ સાથે આવીયા, નિજ અવધપુર પાવન. ૩૭

વલણ

અવધપુરમાં રામ આવ્યા, કરી પ્રજાને શિક્ષાય રે;
ધર્મ રાજ્યને ચલાવે છે, વરતે છે નિજ ન્યાય રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण समायां वर्णाश्रमधर्मवर्णनंनाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# અધ્યાય ૧૮ મો

રાગ મારૂ

સુણો શ્રોતા થઇ સાવધાન, કરો ચરિત્ર સુધારસ પાન;
એમ રાજ કરે રઘુવીર, પાળે પ્રજા ધરમના ધીર. ૧
એક સમે શ્રીદેવમોરાર, બેઠા મુક્ત મંડપ મોઝાર;
પાસે બેઠા ભક્તજન ભ્રાત, કરે ધરમ નીતિની વાત. ૨
જુમનાં તીર તણા તેણીવાર, આવ્યા લોક તે કરતા પોકાર;
દ્વારપાળે કર્યું તર્વ જાણ, સુણી બોલ્યા પુરુષ પુરાણ. ૩
અરે કોણે પીડી પ્રજા મારી, કોણ થયો એવો દુરાચારી;
સરવ લોકે કર્યો નમસ્કાર, ઉભા કર જોડીને તેણીવાર. ૪
દરશન કરતાં પામ્યા ઘણું સુખ, નિવેદ્યું નાથ આગળ દુઃખ;
માહારાજ સુણો એક વાત, અમો પુત્ર તમો છો તાત. ૫
દેશ મથુરાં જુમનાં તીર, છે દુષ્ટ અસુર મહાવીર;
મેરુ દૈત્યનો પુત્ર તે ઠામ, તેનું લવણાસુર એવું નામ. ૬
તે પાપી કરે છે અન્યાય, તેથી ગૌબ્રાહ્મણ પીડાય;
હિંસા કરતો ડરે નહિ મન, ઘણા મનુષ્યો પમાડયા પતન. ૭
અમોએ દુઃખ નવ સહેવાય, માટે કહેવા આવ્યા રઘુરાય;
કરો શ્રીપતિ સાહે અમારી, છો પ્રજાપતિ દેવ મોરારી. ૮
લોકનાં સુણી એવાં વચન, રામને ક્રોધ પ્રગટયો મન;
ફરકે અધર ભૃકુટી કપોળ, રીસે નેત્ર થયાં રાતાંચોળ. ૯
અલ્યા બેઠો છું હું વિદ્યમાન, પીડે મારી પ્રજાને અજ્ઞાન;
મંગાવ્યું કોદંડ તેણીવાર, દુષ્ટનો કરૂં હવડાં સંહાર. ૧૦
રામનાં સુણી ક્રોધ વચન, સભામાંહે ઉઠયા શત્રુઘ્ન;
બોલ્યા વચન જોડીને હાથ, મુને આજ્ઞા આપો હે નાથ. ૧૧
પ્રભુ તમ કરુણાએ આજ, મારૂં દુષ્ટ કરૂં શુભ કાજ;
કરી આજ્ઞા પુરુષ પુરાણ, આપી મંત્ર શક્તિ દિવ્ય બાણ.૧૨
અસ્ત્ર યુક્તિ બતાવી અપાર, શત્રુઘ્ન ચઢયા તેણીવાર;
ત્રણ ક્ષોહણી દળ લેઈ સાથ, ચાલ્યા છે શ્રુતકીર્તિનાથ.૧૩

આવી ઉતર્યા જમુનાતીર, ત્યાં મળ્યા ઘણા મુનિવર ધીર;
ઉત્પત્તિ અસુરની જેહ, વિપ્રે કહી શત્રુઘનને તેહ. ૧૪
આરાધ્યા પૂર્વે ઉમાનાથ, શિવે ત્રિશૂળ આપ્યું એને હાથ;
એની પાસે ત્રિશૂળ જો હોય, ત્યાં લગી ન મારી શકે કોય.૧૫
માટે કહું એક એનો ઉપાય, જ્યારે આહાર લેવાને એ જાય;
ઉઘાડો ગુફા તવ અનુકૂળ, હરી લાવો એ રુદ્ર ત્રિશૂળ. ૧૬
ત્યારે ક્ષીણ થશે બળ એહ, પછી મરશે નિઃસંદેહ;
મુનિવચન સુણી નિરધાર, હર્યું ત્રિશુળ નાં લાગીવાર. ૧૭
પછે ઘેર્યો અસુરને ત્યાંહે, દારુણ યુદ્ધ થયું માંહોમાંહે;
દુષ્ટ વચન બોલ્યો રહી સામો, અલ્યા રામે માર્યો મુજ મામો.
તે રાવણનો હું ભાણેજ સાર, વેર લેઉં હણી તમ ચાર;
સુણી વચન અસુરનાં વામ, તે સાથે કર્યો ઘોર સંગ્રામ. ૧૯
શત્રુઘને કાઢયું એક બાણ, જે આપ્યું હતું પુરુષ પુરાણ;
બ્રહ્માનું સરજેલું જેહ, મધુ કૈટભ માર્યો તેહ. ૨૦
જેવો પ્રલયનો હુતાશન, મૂકયો તે શર શત્રુઘન;
તેણે અસુરનું છેદ્યું શિષ, મૃત્યુ પામી પડયો તે દીશ. ૨૧
મુનિએ કર્યો જયજયકાર, લોક હરખ પામ્યા છે અપાર;
અયોદ્ધામાં ગઈ તે વાત, સુણી પ્રસન્ન થયા જુગતાત. ૨૨
છત્ર ચામર સિંહાસન, રામે મોકલીયાં તે દન;
મથુરાંપુર કેરૂં રાજ, શત્રુઘનને આપ્યું મહારાજ. ૨૩
જેવી અવધપુરી કહેવાય, એવી થઇ મથુરાંની શોભાય;
સમુદ્રપર્યંત શત્રુઘન, કરે રાજ તે નિરમળ મન. ૨૪
આચરે નિજ કુળનો ધર્મ, જે કહ્યું વેદે ક્ષત્રીનું કર્મ;
પ્રજા લોક પામે ઘણું સુખ, સ્વપને નહિ કોને દુઃખ. ૨૫

વલણ

નહિ દુઃખ દરિદ્ર વિયોગ કોને, નહિ તસ્કર પીડા રોગ રે;
સહુ લોક ભજતા રામને, ભોગવે વિધવિધ ભોગ રે. ૨૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे शत्रुघ्नेन-लवणासुर हननं नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥**

# અધ્યાય ૧૯ મો

રાગ ધન્યાશ્રી

લવણાસુરને પમાડયો પતન જી, મથુરામાં રાજ કરે શત્રુઘન જી;
હાવે રઘુપતિપોતે શું કરતા કાજ જી,અવધપુરીનું ચલાવે રાજ જી.

ઢાળ

રાજ કરતા રઘુપતિ તે, અવધપુર મોઝાર;
નિજ પ્રજા સુખ પામે ઘણું, ચાલે વરણાશ્રમ વહેવાર. ૨
અકાળ મૃત્યુ ન થાય કોનું, અવધવિણુ તે વાર;
માતપિતા પહેલું બાળક ન મરે, રામરાજ મોઝાર. ૩
તે સમે એક બ્રાહ્મણતણો સુત, મૃત્યુ પામ્યો ત્યાંહે;
મહાશોક પ્રગટયો તેહને, રહેતો અવધપુરમાંહે. ૪
મૃતપુત્ર લેઇને દંપતી, આવ્યાં તદા દરબાર;
આક્રંદ કરતાં અતિ ઘણું, રોતાં કરી પોકાર. ૫
ત્યારે સભા કરી શ્રીરામ બેઠા, મંત્રી બંધુ માંહે;
તે સભામાં શબ નાખીયું, બ્રાહ્મણે જઇને ત્યાંહે. ૬
પછી રુદન કરતો વિપ્ર બોલ્યો, સુણો શ્રીરઘુરાય;
અધર્મ તમો શો આચર્યો, તમ રાજ્યમાં અન્યાય. ૭
માબાપ પહેલો પુત્ર મારો, મરણ પામ્યો આજ;
અધર્મ શો એવો થયો છે રામ કેરૂં રાજ. ૮
તે જીવાડો આ પુત્ર નહિ તો, દેઇશ તમને શાપ;
એવાં વચન સુણી શ્રીરામજી, મન પામીયા પરિતાપ. ૯
તે સમે બેઠા હતા નારદ, સભામાં નિરધાર;
કર જોડી પ્રભુએ પૂછીયું, કહો સત્ય બ્રહ્મકુમાર. ૧૦
શે પાપથી એ પુત્ર દ્વિજનો, મરણ પામ્યો આજ;
મુજ રાજ્યમાં અન્યાય શો જે, થાય વિપરીત કાજ. ૧૧
એવું પ્રશ્ન સુણી રઘુવીરનું, બોલિયા વીણાપાણ;
આ સમયમાં કો શૂદ્ર કરતો, હશે તપ નિરવાણ. ૧૨
અધિકાર નહિ તપ તણો તેને, નિગમ બોલે ન્યાય;

તે પાપથી એ પુત્ર દ્વિજનો, મરણ પામ્યો પ્રાય. ૧૩
એવું વચન સુણી નારદતણું, ઉઠિયા જુગદાધાર;
સમરણ કર્યું પુષ્પકતણું, આવિયું તેણીવાર. ૧૪
પછી ધીરજ આપી વિપ્રને, સમરથ શ્રીરઘુનાથ;
પ્રભુ ચઢયા પુષ્પવિમાનપર, લેઈ સૈન્ય મંત્રી સાથ. ૧૫
સહુ પૃથ્વીમાં શોધવા લાગ્યા, સરિતા ગિરિ પુર વન;
ગિરિ કંદરા ત્રઠ સરોવર, શોધતા જુગજીવન. ૧૬
પછી એમ કરતાં આવિયા, દક્ષિણ દિશા મોઝાર;
સમુદ્રતીરે સઘન વનમાં, પ્રૌઢ ગિરિ છે સાર. ૧૭
તે ગિરિ ઉપર ભીલ્લ એક, તપ કરવા બેઠો ત્યાંહે;
ધૂમ્રપાન કરતો અધો મુખે, ધરી કામના મનમાંહે. ૧૮
શ્રીરામે દીઠો તેહને, પૂછીયું આવી પાસ;
અલ્યા શે અર્થે તું તપ કરે છે, કહે સત્ય પ્રકાશ. ૧૯
કોણ ગોત્ર ગુરુ કુળ વરણ તુજ, કોણ વેદ મંત્ર પ્રમાણ;
શે અર્થ કરતો કષ્ટ કાયા, ભ્રષ્ટ જન્મે જાણ. ૨૦
ત્યારે ધૂમ્રપાની બોલીયો, હું વરણમાંહે કિરાત;
સ્વર્ગ ફલને પામવાને, તપ કરૂં દિનરાત. ૨૧
ત્યારે રામ કહે લે સ્વર્ગ તુજને, પમાડું હું આજ;
એમ કહી એક બાણ ધનુષ્યે, ચઢાવ્યું મહારાજ. ૨૨
તે બાણે કરી શિષ છેદીયું, પામીયો મરણ કિરાત;
પ્રભુકૃપાએ તે ભીલ્લનો, દિવ્ય દેહ થયો સાક્ષાત. ૨૩
વિમાન આવ્યું તે સમે, શોભાતણો નહિ પાર;
તે માંહે બેસીને ગયો, થઈ દિવ્ય સ્વર્ગમોઝાર. ૨૪
એટલે આવ્યો સુરપતિ, જ્યાં હતા શ્રીજુગદીશ;
સાષ્ટાંગ કરી રઘુપતિ ચરણે, ઇન્દ્રે નામ્યું શિષ. ૨૫
મઘવાપતિ કર જોડી બોલ્યો, સુણો શ્રીમહારાજ;
હું આજ્ઞાવર્તી તમારો, પ્રભુ કહો મુને કાંઈ કાજ. ૨૬
રઘુવીર કહે મુજ પુરવિષે, એક બ્રાહ્મણ કેરો અપત્ય;
માતપિતા પહેલો મરણ પામ્યો, જીવાડો તે સત્ય. ૨૭

એવું સુણીને આશ્ચર્ય પામ્યો, ઇન્દ્ર તેણીવાર;
પ્રભુ કૃપાએ હું ભોગવું, સુર લોકનો અધિકાર. ૨૮
વિશ્વના આત્મા રામ છો, જીવના જીવન પ્રાણ;
તે પ્રભુ પ્રાકૃત મનુષ્ય થઇ, મુજ સાથ બોલે વાણ. ૨૯
એમ કહી પુષ્પ વિમાન બેઠો, ઇન્દ્ર તેણીવાર;
રઘુનાથ વળતા આવીયા, નિજ અવધપુર મોઝાર. ૩૦
અમૃતબિંદુ ઇન્દ્રે મૂકયો, પુત્રના મુખમાંહે;
તત્કાળ ઉઠી થયો બેઠો, બાળક જીવ્યો ત્યાંહે. ૩૧
રઘુનાથ ચરણે નમી ચાલ્યો, ઇન્દ્ર સ્વર્ગ મોઝાર;
તે વિપ્ર આનંદ પામીયો, વરતિયો જય જયકાર. ૩૨
ક્ષણમાંહે સરજે વિશ્વ સહુ, પોષણ કરે પરમેશ;
વળી જીવાડે સહુ જગતને, જેની સત્તા ચૈતન્ય લેશ. ૩૩
જેની કટાક્ષે કાળ કંપે, લોકપતિ સમુદાય;
તે ઇન્દ્ર પાસે વિપ્ર બાળક, જીવાડયો રઘુરાય. ૩૪
એ ચરિત્ર લૌકિક જાણજો, માનુષી લીલા કામ;
મહાનુભાવ જાણે મહિમા એ, જે બ્રહ્મ પૂરણ કામ. ૩૫
એમ વિચારી શ્રોતા સહુ, સંદેહ ન કરશો કોય;
સાક્ષાત એ પૂરણ પ્રભુ, પણ ધરમ પાળે સોય. ૩૬
તે વિપ્ર બાળક જીવાડયો, સેવા કરી બહુ પેર;
રથમાં બેસાડી ત્રણે જણને, વળાવ્યાં નિજ ઘેર. ૩૭
એવાં ચરિત્ર અદ્ભુત રામનાં, જે સુણે નર ને નાર;
કરે કૃપા તેને રઘુપતિ, પામે પદારથ ચાર. ૩૮

વલણ

ચાર પદારથ પામે તે જન, સંકટ સરવે જાય રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, પાવન રામ કથાય રે. ૩૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे शूद्रं हत्वा ब्रह्मपुत्रजीवनं नाम एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

# અધ્યાય ૨૦ મો

રાગ સોરઠ

એક સમે રઘુનાથજી, બેઠા પુષ્પ વિમાન,
દરશન કરવા અગસ્તનાં, ચાલ્યા શ્રી ભગવાન. એક સમે૦ ૧
સાથે અનુચર છે ઘણા, ડાહ્યા મંત્રી સુમંત;
ચમ્મર કરતા શ્રીરામને, વાયુસુત બળવંત. એક૦ ૨
તે વિમાન આકાશે ચાલતું, આવ્યું મહા વનમાંહે;
એટલે એક કૌતક થયું, બે પક્ષી વઢે ત્યાંહે. એક૦ ૩
એક ઉલુક બીજો ગીધ છે, આવ્યા કરતા પોકાર;
ન્યાય કરો પ્રભુ અમતણો, ટાળો કલેશ અપાર. એક૦ ૪
ત્યારે રામે વિમાન સ્થંભાવિયું, બોલ્યા મધુરી વાણ;
કહો ભાઈ શી વઢવાડ છે, બોલો સત્ય પ્રમાણ. એક૦ ૫
ત્યારે ઉલુક વચન વળતું વદે, મારૂં ઘર હતું જ્યાંહે;
કાઢી મૂકયો મને ત્યાં થકી, ગીધ રહ્યો છે તે માંહે. એક૦ ૬
ત્યારે ગીધ કહે પ્રભુ સાંભળો, નિશ્ચે છે મુજ ધામ;
એ ઉલુક તો મારે ગળે પડે, શિક્ષા કરો શ્રીરામ. એક૦ ૭
અલ્યા ગીધ તારૂં ઘર કયાં હતું, કે દહાડાનું કે ઠાર;
સત્ય વચન મુજને કહે, પૂછે વિશ્વાધાર. એક૦ ૮
ત્યારે ગીધ કહે નહોતી ધરા, જે દહાડાની આંહે;
ત્યારે વૃક્ષ ઉપર મેં માળો કર્યો, તે દિવસનો ત્યાંહે. એક૦૯
ત્યારે ઉલુક કહે જ્યારે ઇશ્વરે, પૃથ્વી કરી નિરમાણ;
ત્યાર પછી તરુ ઉપરે, મેં માળો કર્યો જાણ. એક૦ ૧૦
એવું સુણીને હસ્યા રઘુનાથજી, ગીધને કર્યો તિરસ્કાર;
અલ્યા ઉલુક કહે તે તો સત્યછે, ભૂમિતરુનો આધાર. એક૦ ૧૧
ભૂમિવિના તરુ હોય નહિ, જૂઠી ગીધની વાણ;
વૃક્ષ આધાર માળા તણો, સાચો ઉલુક પ્રમાણ. એક૦ ૧૨
એવું કહીને કોપ્યા શ્રીરામજી. ગીધપર અવિનાશ;
બાણ કાઢયું એને મારવા, બોલી વાણી આકાશ. એક૦ ૧૩

હે રામ ન હણશો એ ગીધને, એની સુણો ઉતપત્ત;
એ પૂરવે હતો મચ્છ દેશનો, ભૂપતિ બ્રહ્મદત્ત. એક૦ ૧૪
તે અંકીત મુનિ ગૌતમ તણો, સેવા કરે બહુપેર;
એક દિવસ એણે તેડીયા, ભોજન કરવાને ઘેર. એક૦ ૧૫
તેણે માંસ પકાવ્યું રે પાકમાં, મૂક્યું મુનિવર પાસ;
તે જોઇને ગૌતમ ઋષિ કોપીયા, થયા ચિત્તમાં ઉદાસ. ૧૬
શાપ દીધો મુનિયે તદા, ભૂપને તેણીવાર;
અલ્યા પાપી તું ગીધ પક્ષી થજે, કરજે માંસનો આહાર. ૧૭
ત્યારે સ્તુતિ કરી રાજાએ ઘણી, પૂછયો અનુગ્રહ એવ;
દયા ઉપની દ્વિજને ઘણી, બોલ્યા મુનિ તતખેવ. એક૦ ૧૮
અલ્યા પ્રગટ થયા છે પોતે પ્રભુ, દશરથ રાયને દ્વાર;
દરશન થાશે તે રામનું, સંભાષણ જેણીવાર. એક૦ ૧૯
ત્યારે ઉદ્ધાર થાશે તુજ તણો, સ્વર્ગ લોક નિવાસ;
તે અવસર આજ એને મળ્યો, પામ્યો પદ અવિનાશ. ૨૦
એવું સુણીને શ્રીરામે કૃપા કરી, પક્ષી ઉપર એવ;
દ્વિજની દેહ પડી ત્યાંહાં, થયા તતક્ષણ દેવ. એક૦ ૨૧
ચરણ વંદી શ્રીરામના, બેઠા વિમાન મોઝાર;
નાક પ્રષ્ટે તે પક્ષી ગયા, થયો જયજયકાર. એક૦ ૨૨
એવા અધમ ઉદ્ધારણ રઘુપતિ, દીનાનાથ દયાળ;
ગીધ ઉલુકને ઉદ્ધારીયા, છૂટયાં કરમ તે કાળ. એક૦ ૨૩
પ્રભુ ઉપર પુષ્પવૃષ્ટિ કરી, દેવે તેણીવાર;
પછે વિમાન ચલાવ્યું ત્યાં થકી, દક્ષિણ દિશા મોઝાર. એક૦૨૪

વલણ

દક્ષિણ દિશા વિમાન ચલાવ્યું, પોતે પૂરણ કામ રે;
અગસ્ત મુનિનાં દરશન કરવા, આશ્રમ આવ્યા રામ રે. ૨૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण गृध्रोलूकयोः शापविमोचनं नाम विंशतितमोऽध्यायः ॥२०॥

# અધ્યાય ૨૧ મો

રાગ ધન્યાશ્રી

અગસ્તને આશ્રમ આવ્યા રામ જી,મુનિને કીધા દંડ પ્રણામ જી;
જોઇ રઘુપતિને ઉઠયા મુનિ જન જી,ભુજ ભરી દીધું આલિંગનજી.

ઢાળ

આલીંગન દીધું રામને, હરખિયા કુંભજ મુન્ય;
મુને કર્યો પાવન રામજી, આજ દિવસ ઘડીને ધન્ય. ૨
આસન ઉપર પધરાવીયા, કર્યો વિનય બહુ સત્કાર;
વળી પકવ ફળ જળ મિષ્ટ પ્રભુને, કરાવ્યો છે આહાર. ૩
પછે જુગમ કંકણ હીમ હીરા, રત્ન જડિત્ર વિશાળ;
તે પહેરાવ્યાં શ્રીરામને કર, અગસ્તે તત્કાળ. ૪
થયા પ્રસન્ન કંકણ જોઇને, પૂછયું મુનિને રામ;
કૃતવિધિ વસ્તુ સ્વર્ગની, કયાંથી તમારે ધામ. ૫
ત્યારે ઘટોદ્ભવ કહે સુણો પ્રભુ, એ કંકણની કહું વાત;
એ મનુષ્યલોકે નવ મળે, દુર્લભ સદા સાક્ષાત. ૬
એક રાય વૈદ્રભ દેશનો, સત્યવાન એ અભિધાન;
તે તપસ્વી પુણ્યવંત મહા, કીધાં અપરમિત દાન. ૭
મણિ કનક ભૂષણ અશ્વ ગજ રથ, કર્યાં દાન અપાર;
એક અન્નદાન વિના સહુ, આપીયું છે નિરધાર. ૮
એક સમે મૃગયા નીકળ્યો, વન એકલો ભૂપાળ;
ત્યાં આયુર્દા આવી રહ્યો, ત્યારે થયો તેનો કાળ. ૯
તે પુણ્યના પરતાપથી, ધર્યો દિવ્ય દેહ તેણીવાર;
વિમાનમાં બેસી તદા, નૃપ ગયો સ્વર્ગ મોઝાર. ૧૦
ત્યાં ભોગ નાના ભાતના, તે ભોગવતો રાજન;
પણ અન્ન દાન કર્યું નથી, માટે ક્ષુધા પીડે તન. ૧૧
વિધિને કહ્યું મુને ક્ષુધા પીડે, આહાર આપો આજ;
મેં ભૂખ્યા રહેવાતું નથી, નવ ગમે સુખ મહારાજ. ૧૨
એવાં વચન સુણી તે રાયનાં, બોલ્યા પ્રજાપતિ ભગવાન;

હું ખાવા શું આપું તુને, નથી કર્યું તેં અન્ન દાન. ૧૩
એમ ઘણાં વચન વિધિએ કહ્યાં, પણ હઠ ગ્રહ્યો રાજન;
પ્રજાપતિ તવ કોપીયા, પછે બોલ્યા ક્રોધવચન. ૧૪
તું પ્રેત થઇ નિજ તન તણા, કર માંસકેરો આહાર;
તે કદાપિ ખૂટે નહિ, એમ બોલ્યા પદ્મકુમાર. ૧૫
હે રામ વિધિના વચનથી, થયો ભૂત તે રાજન;
તે ભક્ષણ કરવા દેહ તણું, નિત્ય આવતો આ વન. ૧૬
પરમેષ્ઠિને વચને કરી, ખૂટે નહિ તન તેહ;
એમ વહી ગયા દિન કેટલા, અકળાયો રાજા એહ. ૧૭
નિત્ય ભક્ષ કરવા આવતો, ધરી પ્રેત કેરૂં રૂપ;
વળી દેવ થઇને જાય પાછો, સ્વર્ગમાં તે ભૂપ. ૧૮
સુણો રઘુપતિ અન્નદાન મોટું, સરવથી નિરવાણ;
અન્ન વિના અન્ય ઉપાયથી, નવરહે કોના પ્રાણ. ૧૯
જ્યમ શાન્તિ સમ નહિ સુખ બીજું, ગુરુ સમ નહિ સેવ;
ઉદાર સમ ધનવંત નહિ, શંભુ સમાન નહિ દેવ. ૨૦
જ્યમ તિથિમાં દ્વાદશી મોટી, તીરથ માંહે પ્રયાગ;
નહિ મંત્ર હરિના નામ સમ, બ્રહ્મ યજ્ઞ સમ નહિ યાગ. ૨૧
એમ દાનમાં અન્નદાન છે, બીજું ન એ સમતુલ્ય;
જે થકી થાયે તૃપ્ત જન, તે માટે એહ અમૂલ્ય. ૨૨
કંઇ વિધિ નહિ અન્ન દાનમાં, નહિ દેશકાળ સુજાણ;
ક્ષુધારથીને આપવું, નહિ પાત્રનું પરમાણ. ૨૩
તે માટે હો સીતાપતિ, મહિમા ઘણો અન્નદાન;
પેલો રાય નિત્યે માંસ ભક્ષી, બેસી જાય વિમાન. ૨૪
એક સમે પ્રારથના કરી, પૂછ્યું વિધિને રાય;
માહારાજ આવું કરમ મારૂં, કહો કેમ મૂકાય. ૨૫
ત્યારે પ્રજાપતિને દયા આવી, બોલ્યા સ્નેહ વચન;
અગસ્તના દરશન થકી, તૃપ્તિ થશે રાજન. ૨૬
એવાં સુણી વચન ધાતા તણાં, મુજ પાસે આવ્યો રાય;
દુઃખ નિવેદ્યું પોતાતણું, કર જોડી લાગ્યો પાય. ૨૭

મેં હાથ મૂકયો શિષ તેને, સુણો શ્રીભગવાન;
તવ ભક્તિના પરતાપથી, આપ્યું અમે વરદાન. ૨૮
ક્ષુધા નિવરતી તે તેણી, થયો સદા તૃપ્તિ પ્રાણ;
ટળી ગયું પ્રેતપણું તદા, સુખ પામિયો નિરવાણ. ૨૯
તે રાય પાસે હતાં કંકણ, વિધિ નિરમિત જેહ;
મુને આપીને ગયો સ્વર્ગ લોકે, સુણો રાઘવ તેહ. ૩૦
તે મેં તમને આપીયાં, રઘુપતિ કંકણ આજ;
કર્યું પાન અમૃતતણું ભૂપે, સુણો શ્રીમહારાજ. ૩૧
એવાં વચન સુણી મુનિવર તણાં, થયા પ્રસન્ન શ્રીરઘુનાથ;
વળી પ્રશ્ન બીજું પૂછીયું, કુંભજ મુનિની સાથ. ૩૨

વલણ

કુંભજ ઋષિને રામે પૂછયું. પ્રશ્ન તેણીવાર રે;
તે શ્રોતાજન સહુ સાંભળો, કહું તેનો કરી વિસ્તાર રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीराम-
अगस्त्यसंवादे सत्यवानोपाख्यानं नाम एकविंशतितमोऽध्यायः ॥

## અધ્યાય ૨૨ મો

રાગ મારૂ

શ્રી અવધબિહારી અગસ્તને પૂછે, કહો મુનિવર વાત;
આ વનકેરૂં નામ પડયું કયમ,દંડકારણ્ય વિખ્યાત. ૧
પૂરવતણી ઉત્પત્તિ એની, કહો સકળ વિસ્તાર;
શ્રીરામનાં એવાં વચન સુણી બોલ્યા, મિત્રાવરુણકુમાર. ૨
સુણો રામ આ ઠામે હતો એક, દંડક નામે દેશ;
તેનો વિસ્તાર શત જોજનનો, રાય દંડક નામે નરેશ. ૩
તે સૂરજવંશી મનુ પુત્ર જ કહીયે, ઇક્ષ્વાકુ જેનું નામ;
તેનો પુત્ર એક દંડક રાજા, રાજ કરે અભિરામ. ૪
તે એક સમે વનમાંહે નીકળ્યો, મૃગયા કારણ રાય;
ત્યાં મુનિવરના આશ્રમ બહુ દીઠા,પવિત્ર સકળ શોભાય. ૫
તે આશ્રમ જોતો આવ્યો રાજા, ભૃગુના આશ્રમમાંહે.

અતિ સુંદર શોભા જોઇને રાજા, બેઠો ઘડી એક ત્યાંહે. ૬
ત્યારે ભૃગુઋષિ તો ઘરમાંહે હતા નહિ, કરવા ગયાતા સ્નાન;
એક કન્યા ઋષિની કુંવારી હતી, મહા રૂપવંતી ગુણવાન.૭
તે ભૃગુતનયા દશ વરસતણી, તેનું આરજ્યા એવું નામ;
તે જોઇને રાજા મોહ્યો તતક્ષણ, પ્રગટ થયો મનકામ. ૮
પછી સ્થળ એકાંત જોઇ જોરાવરી રાયે,સંગ કર્યો તેણીવાર;
તે કન્યા પડી ત્યાં મૂરછિત થઇને, કરતી હાહાકાર. ૯
ત્યારે લજ્યા પામ્યો દંડક રાજા, અશ્વે થયો અસ્વાર;
ઉતાવળો નિજ પુરમાં આવ્યો, ભૂલ્યો વિવેક વિચાર. ૧૦
હાવે ભૃગુઋષિ સ્નાન કરી ઘેર આવ્યા, દીઠો મહા ઉતપાત;
પછી ચિંતાતુર થઇ દ્વિજ બાળકને, પૂછી મુનિએ વાત. ૧૧
ત્યારે તેણે કહ્યું એક રાય આવ્યોતો, અશ્વ બેસીને આંહે;
તે તુરી બારણે બાંધી પેઠો, તમારા આશ્રમ માંહે. ૧૨
પછી ઉતાવળો તે નીકળી નાઠો, કરમ કરી રાજન;
એવાં વચન સુણીને ભૃગુ ઋષિ કોપ્યા, રક્ત થયાં લોચન.૧૩
જે પાપીએ મુજ આશ્રમમાં આવી, કરમ કર્યું અઘટિત;
તે રાય બળીને ભસ્મ થજો, તેનું નગ્ર રાજ કુળ સહિત. ૧૫
દ્રવ્ય દેશ પશુ મનુષ્ય વૃક્ષ, વળી કાષ્ટ ધાતુ પાષાણ;
જ્યાંલગી એનું રાજ હોય તે, ભસ્મ થજો નિરવાણ. ૧૫
એમ ભૃગુના મુખથી વચન નીકળ્યું, જેવી શેષમુખજ્વાળ;
તે કહ્યા પ્રમાણે દેશ રાય બળી, ભસ્મ થયો તત્કાળ. ૧૬
તે દિવસથી દેશ સકળ થયો, ઉજ્જડ શત જોજન;
પશુ પક્ષી તરુ મનુષ્ય ઠરે નહિ,ન મળે તૃણ જળ અન્ન. ૧૭
સુણો રાઘવ એમ કરતાં વીત્યા, સંવત્સર શત સાત;
ત્યાંલગી રાયનો દેશ સકળ તે, શૂન્ય પડયો સાક્ષાત. ૧૮
પછી એક સમે વિંધ્યાચળ પાસે, આવ્યા નારદ મુન્ય;
તે ગિરિને પરસ્પર કલેશ કરાવા, બોલ્યા કપટ વચન. ૧૯
અલ્યા તુજ કરતાં ઘણો મેરુ ઉંચો, તું નીચો નિરવાણ;
એવી વિરોધ વાત કહીને ત્યાંથી, ચાલ્યા વેણાપાણ. ૨૦

પછે વિંધ્યાચળ વધવાને માંડયો, મનમાં ધરી અહંકાર;
તેણે રવિમંડળ આચ્છાદ્યું થયો સહુ, લોકમાંહે અંધકાર.૨૧
ત્યારે દેવ સકળ મળી વાત વિચારી, કરીએ કાંઈ જતન;
મુનિ અગસ્ત ગુરુ એ ગિરિના છે, માનશે તેનું વચન. ૨૨
સુણો રામ હું તે સમે રહેતો, વારાણસી મોઝાર;
સુરપતિ આદે દેવસકળ ત્યાં, આવી કર્યો પોકાર. ૨૩
ત્યારે હું ગંગાત્રઠ મૂકી આવ્યો, વિંધ્યાચળની પાસ;
મુને ગુરુ જાણી સાષ્ટાંગ કર્યાં, ગિરિ પૃથ્વી પડિયો તાસ. ૨૪
ત્યારે વચન કહ્યું મેં સુણ વિંધ્યાદ્રિ, સૂતો રહેજે આંહે;
હું તીર્થયાત્રા કરી આવું તાંહાંલગી,રહેજે પડયો ભૂમાંહે.૨૫
મુજ આજ્ઞા વિના જો ઉઠેશ અહિંથી, સુણ વિંધ્યાચળ વાણ;
તો ભસ્મ કરીશ બાળીને ક્ષણમાં, શાપ દેઈને જાણ. ૨૬
મુજ શાપ તણો ભય મનમાં ધરી ગિરિ, સૂતો રહ્યો છે આંહે;
તે દિવસનો હું પણ નિશ્ચે, વસીયો આ વન માંહે. ૨૭
ઈંદ્રને કહીને ઔષધિ કેરો, વરસાવ્યો પરજન્ય;
અનેક પ્રકારની ઉગી વનસ્પતિ, સઘન થયું છે વન. ૨૮
આ ડંડક રાયનો દેશ હતો માટે, ડંડકારણ્ય કહેવાય;
એ ઉત્પત્તિ ડંડકવન કેરી, કહી તમને રઘુરાય. ૨૯
એવું સુણી રઘુપતિ મુનિ ચરણે લાગ્યા, આજ્ઞા માગી ત્યાંહે;
પછી પુષ્પવિમાનમાં બેસીને પોતે, આવ્યા અવધપુરમાંહે. ૩૦

વલણ

અવધપુરમાં રામ આવ્યા, કરી અગસ્તનાં દરશન રે;
પછે રાજ ચલાવે પોતાનું, સહુ હરખે પુરના જન રે. ૩૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीराम-अगस्त्यसंवादे डंडकारण्योत्पत्तिकथनं नाम द्वाविंशतितमोऽध्यायः**



# અધ્યાય ૨૩ મો .

રાગ દોહા

સુધા સિંધુ રઘુવીર કથા, પુનિત મધુર ભરપૂર;
મગ્ન થાય જન મીન મન, જાય તાંપ દુઃખ દૂર. ૧
રામકથા સરમાન સમ, મૂકતા અરથ અનેક;
ચરે વિવેકી હંસજન, તીક્ષણ બુદ્ધિ વિષેક. ૨
રત્નાગર સમ હરિકથા, પદ પદ અર્થ રતંન;
માંહે પ્રવેશી કાઢતા, મરજીવા જે જન. ૩
રામ રાજ અવધી નગર, ગત દુઃખ વ્યાધિ વિયોગ;
ચંદ્રકળા દિનદિન બઢે, સકળ સુમંગળ ભોગ. ૪
ન્યાય ધર્મ વરતે સદા, રાજ શિરોમણિ સાધ;
જતિ ચઢાવ્યો ગયંદપર, શ્વાનતણે અપરાધ. ૫

રાગ મારુ

સુણો શ્રોતા તજીને પ્રમાદ, કહું શ્વાન જતિનો સંવાદ;
કરે રાજ્ય રઘુપતિ ત્યાંહે, એક સંન્યાસી રહે પુરમાંહે. ૧
તે સરજુમાં કરીને સ્નાન, આવ્યો પુરમાં થઈ સાવધાન;
ચાલ્યો રાજમારગ મોઝાર, એક શ્વાન બેઠો છે તે ઠાર. ૨
તે વેળા તેણે ધુણાવ્યું શિષ, લાગ્યા છાંટા ચઢી છે રીસ;
જતિએ કરી ક્રોધ અપાર, કર્યા શ્વાનને દંડના પ્રહાર. ૩
શ્વાન કહે અલ્યા શો અધરમ, રામરાજ્યમાં મારે કયમ;
પ્રભુ પાસે ચાલ્ય અન્યાયી, લીધો દેઇને રામ દવાઇ. ૪
ઘંટ અદલની દોરી જ્યાંહે, શ્વાન મુખશું ખેંચી ત્યાંહે;
સભા કરીને બેઠા શ્રીરામ, ઘંટનાદ સુણ્યો તે ઠામ. ૫
અરે લક્ષ્મણ જો તું આજ, કોણ આવ્યો દુઃખી શે કાજ;
સુમિત્રી જઇ તેડી લાવ્યા, શ્વાન સંન્યાસી બંન્યો આવ્યા. ૬
જતિને બેસાડ્યો આસન, પૂછે શ્વાનને જુગજીવન;
અલ્યા કહો તમારી વઢવાડ, શાને કાજે કરો છો રાડ. ૭
બોલ્યો શ્વાન તે નામી શિષ, સુણો સત્ય વચન જુગદીશ;

હું બેઠો હતો મારગમાંહે, જતિએ મુને માર્યો ત્યાંહે. ૮
સુણી શ્વાન વચન અભિરામ, સંન્યાસીને પૂછે શ્રીરામ;
જતિને કહે બ્રહ્મ અખંડ, કેમ શ્વાનને માર્યો દંડ. ૯
સંન્યાસી કહે સુણો ભગવાન, હું જતોતો કરીને સ્નાન;
એણે શિષ ધુણાવ્યું શ્રીરંગ, અપાવન કર્યું મુજ અંગ. ૧૦
નિત્ય કર્મને લાગી વાર, તે માટે મેં કીધો પ્રહાર;
કહે શ્વાન સુણો મહારાજ, કરો ન્યાય અમારો આજ. ૧૧
મારે વસવું મારગ માંહે, નહિ ધામ જે રહિયે ત્યાંહે;
કંઇ મળે તો કરીએ અશન, તૃષા આતપ શીત સહન. ૧૨
કરૂં જ્યમ ત્યમ દેહ નિર્વાહ, પૂરવ કર્મ છૂટું અવગાહ;
એક ઇશ્વર સ્વામી અમારો, નથી આશરો અન્ય વિચારો.
તે વિશ્વંભર પોષણ કરતો, જંતુમાત્રનાં પેટજ ભરતો;
એને જોઇ આવતો આ દિશ, જાણીને નથી ધુણાવ્યું શિષ.
એ તો જાતિસ્વભાવ અમારો, એણે શામાટે મુજને માર્યો;
જો હું કોપું તદા ભગવંત, તો એ સંન્યાસીનો આણું અંત.
પણ મેં ક્ષમા રાખી મન, દંડ પ્રહાર સહ્યા મેં તન;
હું જાણું આવું રામનું રાજ, તેમાં કયમ થાયે કૂડું કાજ.૧૬
છે તેવું હું બોલ્યો તમ સાથ, ઘટે તેવું કરો હે નાથ;
શ્વાનનાં સુણી દીન વચન, દ્રવીભૂત થયા ભગવન. ૧૭
બોલ્યા ક્રોધ કરી શ્રીરામ, જતિએ કર્યું કૂડું કામ;
ધરી વેષ રૂડો થઇ સાધ, માર્યો પશુને વિનાઅપરાધ. ૧૮
મારો ભય નથી ધરતા મન, શું થયું પામ્યા ઉત્તમ તન;
કંપે મારી કટાક્ષે કાળ, આજ્ઞા પાળે સદા લોકપાળ. ૧૯
મુજ ભયથી તપે છે ભાનુ, વાયુ ચંદ્ર ભૂમિ ને કૃશાનું;
હું છું કર્મતણો ફળદાતા, કો ન થાય વિમુખનો ત્રાતા. ૨૦
જીવ કર્મ કરે છે જેવું, ભુક્તાવું તેને સુખ દુઃખ તેવું;
હું વિશ્વંભર વિશ્વનો રાય, સહુ સૃષ્ટિ છે મારી પ્રજાય. ૨૧
હું છું નિગ્રહ અનુગ્રહ કરતા, ઉદ્ભવ પાલણ ને સંહરતા;
શું કરૂં ધર્યો ક્ષત્રીમાં દેહ, માટે ધર્મ પાળું છું એહ. ૨૨

કરે વિપ્ર કોટી અપરાધ, તોય મેં ના દુભાયે સાધ;
છે રઘુકુળની એવી રીતિ, ના થાયે કલ્પાંતે અનીતિ. ૨૩
ના કરૂં શિક્ષા તો થાય ભ્રષ્ટ, પમાડે રંક જીવને કષ્ટ;
તે માટે કરો એક ઉપાય, કરી સેવકને આજ્ઞાય. ૨૪
એ જતિને ચઢાવો ગયંદ, ફેરવો પુરમાં મતિમંદ;
અન્ય વરણુને ખરઅધિકાર, પૂજ્ય માટે રાખો એનો ભાર.૨૫
જતિ તે જે જીતે અવિવેક, દેખે સર્વત્ર આત્મા એક;
ન જાણે મુને ઘટઘટ વાસ, ત્યારે મિથ્યા તેનો સંન્યાસ. ૨૬
એવું કહીને મંગાવ્યો માતંગ, ફેરવ્યો બેસાડીને ઉતંગ;
એવી શિક્ષા કરી રઘુવીર, રાખ્યો ધર્મ પંથ મતિધીર. ૨૭
રામરાજ્યનો એવો ન્યાય, જેમાં અઘટિત કર્મ ન થાય;
વારંવાર વખાણે લોક, સુણીને જન થાય વિશોક. ૨૮
ચૌદ લોકમાં ચાલી ખ્યાત, જતિ શ્વાન વિરોધની વાત;
એવા રામ ગરીબ નિવાઝ, સ્વામી સકળ તણા શિરતાજ.૨૯
ધરી મનુષ્ય તણો અવતાર, એવા રામ ભજો નરનાર;
એમ સહસ્ર એકાદશ વર્ષ, રામ રાજ કર્યું ઉત્કર્ષ. ૩૦

વલણ

એવું રાજ રામે કર્યું અવધપુર, સહસ્ર એકાદશ વર્ષ રે;
પુત્રની પેરે પ્રજા પાળે, નહિ અધર્મ કેરો સ્પર્શ રે. ૩૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्वान-संन्यासीसंवादे संन्यासीशासनं नाम त्रयोविंशतितमोऽध्यायः॥२३**

---

# અધ્યાય ૨૪ મો

રાગ સામેરી

અનિહાં રે સુણો શ્રોતાજન થઈ સાવધાન,
કરો રૂડું રામ કથામૃત પાન;
જે થકી જન્મ મરણ જાયે રોગ,
સુખે ભોગવે પરમાનંદ ભોગ. ૧

ઢાળ

ભોગ પરમાનંદ પામે, વામે જન્મમરણ વ્યથા;
તે માટે સેવો સર્વદા ભાઈ, અમૃતરૂપી હરિકથા. ૨
મહારાજ રાજાધિરાજ કરતા, રાજ અવધીપુરતણું;
ગુરુ માત અનુજ વધૂજન હરખે, પ્રજા સુખ પામે ઘણું. ૩
એવું રાજ નિરવિઘ્ન રામનું, તે સુર વખાણે સ્વર્ગમાં;
જે સુખ પામે અવધવાસી, તે નથી અપવર્ગમાં. ૪
કેટલાક દિન વહી ગયા પૂંઠે, આવ્યો સમય સોહામણો;
સગર્ભા સીતાજી થયાં, આનંદ વાધ્યો અતિઘણો. ૫
જે જગત માતા પ્રણવરૂપિણી, જનકતનયા શુભ મતિ;
તે વૈદેહીએ ગર્ભ ધરીયો, અધિક તન શોભા સતી. ૬
પંચમાસીતણી રક્ષા, સીતાને બાંધી તદા;
સહુ અવધમાં આનંદ વરત્યો, સોહલો મંગળ સદા. ૭
તે સમે આવી વસંત ઋતુ, વન વૃક્ષ ફૂલ્યાં અતિઘણાં;
મકરંદ લેવા મધુપ ગુંજે, પક્ષી શબ્દ સોહામણા. ૮
કુસુમિત કિંશુક શોભતા, ત્રિવિધિ પવન રુચિકર વહે;
મોરીયા આમ્ર અતિ ઘણા, શુકપિક શબ્દ મધુર કહે. ૯
ઋતુરાજમાં ક્ષિ તતણો રસ, તરુશાખાયે પ્રસર્યો તદા;
નરનારી કેરા નેત્રમાં, આવી મદન વસીયો સદા. ૧૦
એવી વસંત ઋતુની શોભા જોઇને, રઘુપતિ સત્વર થયા;
શ્રીજાનકીને સંગ લેઈ વન, ક્રીડા કરવાને ગયા. ૧૧
કુસુમિત વન એકાંત સ્થળમાં, વિરાજ્યા રઘુકુળ મણિ;
જનક તનયા સંગ શોભે, લીલા કરતા અતિ ઘણી. ૧૨
તે સમે હાસ્યવિનોદમાં, પ્રભુ બોલ્યા અતિ હરખે કરી;
અરે પ્રિયે તું માગ્ય મુજશું, કામના મનમાં ધરી. ૧૩
જે ઇચ્છા હોય તે કરૂં પૂરણ, પ્રસન્ન થઇ કહું છું તુને;
તારૂં સ્વરૂપ ગુણ લાવણ્ય જોઈ,અતિ હેત ઉપન્યું છે મુને.૧૪
ત્યારે હસી બોલ્યાં મધુર વચને, સીતાજી તેણે સમે;
હું જાણે વનમાં જઇ રહું, મુજ ચિત્તવિષે એવું ગમે. ૧૫

પ્રભુ પંચ રાત્રી વન રહી, ઋષિપત્નીનાં દરશન કરૂં;
એવી ઇચ્છા મુજને થાય છે, તે સ્વામી તમને કહું ખરૂં. ૧૬
ત્યારે રામ કહે હો વૈદેહી, વર્ષ ચતુર્દશ વન રહી;
વન વેદના પામી ઘણું, તોયે હજુ તૃપ્તિ થઈ નહિ. ૧૭
પછે ભવિષ્ય આગલું વિચારી, રઘુવીર બોલ્યા થઈ દુઃખી;
અરે અવશ્ય તુજને મોકલીશ, વન જોવા કારણ વિધુમુખી.
એવું કહી પછી આવ્યા મંદિર, સીતા સાથે રઘુપતિ;
તે બીજું કોઈ જાણે નહિ, જે ગહન ઇશ્વરની ગતિ. ૧૯

વલણ

ગતિ ઇશ્વરની ગહન છે, તે નવ જાણે કો જન રે;
કહે દાસ ગિરધર સુણો શ્રોતા, હાવે સીતા જાશે વન રે. ૨૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सीता-सीमंतोत्सवे श्रीरामप्रार्थनं नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**

## અધ્યાય ૨૫ મો

રાગ ધન્યાશ્રી

મંદિર આવ્યાં સીતા ને રામ જી, પછી પોતે વિચાર્યું પૂરણ કામજી;
તેડાવ્યા નગરના રક્ષક જેહ જી, ચોકીવાળા ફરતા તેહ જી. ૧

ઢાળ

જે ફરતા નિત્યે નગ્રમાંહે, ચોકીવાળા જ્યાંહે;
તેને પાસે તેડી પૂછતા, પોતે રઘુપતિ ત્યાંહે. ૨
કહો ભાઇ પુરના લોક સરવે, ચાલે છે નિજ ધર્મ;
તે સુખી છે કે દુઃખી છે, મુજને કહો તે મર્મ. ૩
વળી રાજા છું હું નગ્રનો, મને નિંદે વંદે કોય;
કો રૂડી ભૂંડી વાત મારી, કરે છે પુર સોય. ૪
તે જથારથ મુજને કહો, નવ લાવશો મન લાજ;
ત્યારે ગ્રામરક્ષક બોલીયા, તમે સુણો શ્રીમહારાજ. ૫
પુરમાંહે લોક સકળ સુખી, નથી દુઃખ રોગ વિજોગ;
નિજ ધર્મ પાળે પ્રજા સહુ, મન વાંછિત ભોગવે ભોગ. ૬

સત્કીર્તિ સ્તવન કરે તમારી, પરમ ભક્ત સુજાણુ;
પરનિંદા પરધન પરત્રિયા, સ્વપને નહિ નિરવાણુ. ૭
પણ એક અઘટિત વાત સુણી, પ્રભુ કહેતાં આવે લાજ;
તમો ખરૂં પૂછ્યું માટે કહું છું, પ્રગટ કરીને આજ. ૮
એક રજક રહે છે પુરવિષે, મહા દુષ્ટ પાપી જન;
તેણે ત્રિયાને તાડન કરી, કાંઈ દ્વેષ આણી મન. ૯
તે રીસાવી નિજ પિયેર ગઇ, રહી પિતાના ઘરમાંહે;
તેણે ફરી તેડી નહિ તેને, વીત્યા બહુ દિન ત્યાંહે. ૧૦
પછી એક સમે તેના પિતા, ગ્રહી પુત્રી કેસે હાથ;
મૂકવા આવ્યો જામાત્રને ઘેર, વિનય કરી તે સાથ. ૧૧
ત્યારે રજક ક્રોધે બોલીયો, નિજ સ્વસુર પ્રત્યે વાણ;
એને મારે મંદિર રાખું નહિ, જો જાય મારા પ્રાણ. ૧૨
હું તે રામ નહિ જે રાવણને ઘેર, સ્ત્રી રહી ખટ માસ;
પાછી તેને લાવી સંઘરી, પડયો મોહ વિષયને પાસ. ૧૩
જ્યમ રામે રાખી સીતાને, એમ હું ન રાખું એ નાર;
લંછન લાગે મારા કુળમાં, કરે સહુ ધિક્કાર. ૧૪
અમો શુદ્ધ જાતિ રજકની, જગતના કહાડું ડાઘ;
મુજ શિર ઉપર ચઢે કંલક જો, એ સ્ત્રીશું કરૂં અનુરાગ. ૧૫
હું લંપટ નહિ કાંઈ રામ જેવો, નહિ રાખું ઘરમાંહે;
મારે એનું મુખ જોવું નહિ, જ્યાંહાં લગી જીવું આંહે. ૧૬
મહારાજ તે ચંડાળ એવું, બોલ્યો દુષ્ટ વચન;
એવું સુણી શ્રીરઘુવીરને, ઘણો ખેદ ઉપન્યો મન. ૧૭
તે રજકના દુર્વાકયથી, ઘણું રુદે તપ્યું રણધીર;
પછે એકાંત જઇ પ્રભુએ બોલાવ્યા, પાસે લક્ષ્મણ વીર. ૧૮
અરે ભ્રાત સુણ એક વાત કહું, કોઇ જાણે નહિ જ્યમ આંહે;
રથમાં બેસાડી સીતાને, મૂકી આવ્ય તું વનમાંહે. ૧૯
આપણે લાવ્યા લંકાથી શ્રીય, મારી દશમુખ એવ;
અગ્નિ પ્રવેશી શુદ્ધ થઇ, તેના સાક્ષી છે મુનિ દેવ. ૨૦
એ ગંગાજળ જેવી નિરમળ છે, સહુ જાણે આડે અંક;

પણ દુષ્ટ રજકે મહેણું દીધું, માથે ચઢાવ્યું કલંક. ૨૧
તે માટે સીતા મેં તજી, હું કહું સત્ય વચન;
બોલે કઠણ વાયક લોક તે, સહેવાય નહિ મેં મન. ૨૨
એવાં વચન સુણીને સુમિત્રીને, લાગી નખશિખ ઝાળ;
એ રજક એવું બોલે કયમ, એની જીભ છેદું તત્કાળ. ૨૩
એ દુષ્ટકેરા વચનથી, કયમ તજાય સીતા આજ;
એ અજ્ઞાને બોલ્યો હશે, માટે વિચારો મહારાજ. ૨૪
પાખંડી દુર્મતિ વેદ નિંદે, પંડિત ન કરે ત્યાગ;
વળી રાજહંસ તજે નહિ, જો મુક્તા નિંદે કાગ. ૨૫
દાદુર નિંદે કમળને, શીલી મુખ તજે ન સરોજ;
કાયર નિંદે શૂરને પણ, તજે નહિ તન ઓજ. ૨૬
કુબુદ્ધિ નિંદે સંતને, પૂજે વિવેકી તેહ;
વળી તસ્કર નિંદે ચંદ્રને, પણ ચકોર ન તજે સ્નેહ. ૨૭
એમ ગુણ સરિતા જાનકી, સહસા તજી નવ જાય;
એ રજકના લેઉં પ્રાણ હવડાં, સુણો શ્રીરઘુરાય. ૨૮
આટલા દિન દુઃખ વેઠીયું, હવડાં થયો વિશ્રામ;
વળી કલેશ કયાં ઉભો કરો છો, ક્ષમા રાખો રામ. ૨૯
સહુ જગત જાણે જાનકીને, પરમ સાધવી રૂપ;
વિના અપરાધ ન ઘટે તજવી, તે રવિકુળ ભૂપ. ૩૦
અપરાધ કોટી કરે કો, તમ શરણ આવે જન;
તો તેને પાળો છો પ્રભુ, આજ શું વિચાર્યું મન. ૩૧
જાનકી તજતાં જગતમાં, અપજશ થશે મહારાજ;
અણછતું કલંક ઉદે કરી, શીદ વિસ્તારો છો આજ. ૩૨
એમ અનંતે ઘણાં વચન કહીને, નેત્ર ભરીયાં નીર;
ત્યારે ધીરજ આપી ભ્રાતને, પછી બોલ્યા શ્રીરઘુવીર. ૩૩
અરે લક્ષ્મણ એ ચતુરાઇ સરવે, જાવા દે તું આજ;
એ સીતાને મૂકી આવ વન, કર શિઘ્ર કહું તે કાજ. ૩૪
હું જાણું છું એ સાધવી છે, ધરમધારણ ધીર;
પણ લોકનો અપવાદ મેં, નથી સહેવાતો સુણ વીર. ૩૫

લોકાપવાદ થકી જગતમાં, ડર્યો નહિ જે જન;
તે જીવતાં મૃત જાણવો, ધિક્કાર તેનું તન. ૩૬
માટે પ્રભાતે એ જાનકી, વન લેઈ જા નિરવાણ;
એ વિષે બોલીશ નહિ ફરી, મુજ સત્ય વચન પ્રમાણ. ૩૭
નિદાન વાત કહી જદા, પણ કરી શ્રીરઘુવીર;
ત્યારે લક્ષ્મણ અણબોલ્યા રહ્યા, ગઈ સકળ મનની ધીર. ૩૮
વારૂ પ્રભુ હું પ્રભાતે લેઇ, જઇશ શ્રી વનમાંહે;
પછી ઉઠી આવ્યા નિજ ભોવન, શોચે સુમિત્રી ત્યાંહે. ૩૯

વલણ

સુમિત્રી કરતા શોચના, નવ નિદ્રા આવી રાત રે;
એમ રજની દુઃખમાં વહી ગઇ, ઉઠયા જ્યારે થયો પ્રભાત રે. ૪૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे रजकदुर्वाक्य श्रवणात् लक्ष्मणं प्रति सीतात्यागाज्ञाकरणं नाम पंचविंशोऽध्यायः

# અધ્યાય ૨૬ મો

રાગ ભૈરવ

સીતાજીને વન મોકલવા, કરી આજ્ઞા શ્યામ શરીર;
રહી રાત ઘટિકા ચાર પાછલી, ઉઠયા લક્ષ્મણ વીર. ૧
સત્વર થઇ રથ જોડી આવ્યા, સીતાજીને ભોવન;
કરી વંદના જનકસુતાની, બોલ્યા દીન વચન. ૨
હે માતા તમને વન દેખાડવા, આજ્ઞા કરી મહારાજ;
માટે સાવધાન થઇ રથમાં બેસો, ચાલો જઇએ આજ. ૩
એવાં લક્ષ્મણજીનાં વચન સુણીને, સીતા હરખ્યાં મન;
જાણ્યું મારો મનોરથ સફળ કર્યો, મુને પ્રસન્ન થયા ભગવન. ૪
ઉપવનમાં એકાંત સ્થળે, મેં પ્રભુને કહ્યુંતું જેહ;
વન જોવાની ઇચ્છા મુજને, સફળ વચન કર્યું તેહ. ૫
એવું જાણીને હરખ્યાં મનમાં, ઉઠયાં જનકકુમારી;
વસ્ત્રાભૂષણ સાથે લીધાં, અનેક સામગ્રી સારી. ૬
રઘુપતિ ચરણે શિષ નમાવી, બોલ્યાં મધુર વચન;

મહારાજ હું લક્ષ્મણજી સાથે, જઇ આવું છું વન. ૭
નેત્રની સમસ્યા નાથે કરી, પણ બોલ્યા નહિ મુખ વાણુ;
પછી સરવ સામગ્રી લેઇને સીતા, રથમાં બેઠાં જાણ. ૮
ત્યારે લક્ષ્મણજીએ રથ હાંકયો તે, ઉતાવળો તેણીવાર;
પુરજન કોઇએ જાણે નહિ, એમ નીકળ્યાં નગ્રની બહાર. ૯
વાયુવેગે રથ હાંકે લક્ષ્મણ, સીતા બેઠાં તે માંહે;
અપશુકન બહુ થાય મારગે, આવ્યાં ગંગાત્રઠ જ્યાંહે. ૧૦
વિષ્ણુચરણજા પાર ઉતરી, દક્ષિણ પંથ પળાય;
આગળ જાતાં વિકટ વન આવ્યું, ત્યારે સીતાને થઇ ચિંતાય. ૧૧
વ્યાઘ્ર વરુ ને અજગર મોટા, પક્ષી બોલે ક્રૂર;
અંધકાર વન પરવત સંકુળ, નવ દેખાયે સૂર. ૧૨
મનુષ્યમાત્ર કો નવ મળે વનમાં, નહિ ઋષિના આશ્રમ;
વિકટ પંથ દારુણ વન મધ્યે, હય પામ્યા ઘણું શ્રમ. ૧૩
એવું ભયંકર વન જોઇ સીતા, ભય ઘણું પામ્યાં મન;
પછે ગદગદ કંઠે લક્ષ્મણ સાથે, બોલ્યાં દીન વચન. ૧૪

વલણ

મન ભય પામી ગદગદ કંઠે, બોલ્યાં સીતા વચન રે;
મારા દીયરજી મુંને આંહાં કયમ લાવ્યા, આ તો દિસે દારુણ વન રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सीतात्यागो नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો

રાગ શોક રામશ્રી

હાવે જનકસુતા શોકાતુર થઇને બોલ્યાં, લક્ષ્મણ સાથ વચન રે
હો દીયર જી;
તમો મુજને આંહાં કયમ તેડી લાવ્યા, આ તો દીસે છે દારુણ વન રે.
હો દીયર જી.
નથી આશ્રમ મુનિવર કેરા, ઉજડ વન દીસે રે હો દીયરજી;
કો અસુર આવશે આંહે, હાવે શું કરીશે રે હો દીયરજી. ૨

મારૂં દક્ષિણ અંગ ને નેત્ર, ભુજા ફરકે રે હો દીયરજી;
ઘણા થાય છે માનશુકન, રુદે મારૂં ધડકે રે હો દીયરજી. ૩
મુને દિવસ લાગે છે ઉદાસ, રવિ તેજ આછાં રે હો દીયરજી;
આપણે ઘણો ભોગવ્યો વનવાસ, માટે હીંડો પાછા રે હો દી૦ ૪
મુવા પક્ષી બોલે છે કરાળ, હાવે શું થાશે રે હો દી૦
વૃક્યાઘ્ર મારે ઘણી ફાળ, જાણે આવી ખાશે રે હો દી૦ ૫
નથી સંગે કો સેવક જન, કોની હુંફ ધરીયે રે હો દી૦
આપણ એકલડાં આવે વન, ફાટીને મરિયે રે હો દી૦ ૬
મુજ અબળાની બુધ નરસ, મેં માગ્યું એવું રે હો દી૦
વેઠ્યું દુઃખ ચતુરદશ વરસ, હવે વન કેવું રે હો દી૦ ૭
કોણ જાણે શું હશે હોનાર, કર્મ ગતિ મારી રે હો દી૦
તેવો ઉપજે મન વિચાર, ડહાપણ જાય હારી રે હો દી૦ ૮
રથ પાછો વાળો હો વીર, ઝાઝું શું કહીયે રે હો દી૦
હાવે ગઇ મારા મનની ધીર, કહો કયમ રહીયે રે હો દી૦ ૯
નથી બોલતા થઇ ઘણીવાર, તમો મુજ સાથે રે હો દી૦
શું તજી મુને પ્રાણઆધાર, નિરદે થઇ નાથે રે હો દી૦ ૧૦
કાંઈ કપટ તમારે મન, દીસે મોટી એડી રે હો દી૦
બાકી શીદ લાવો આવે વન, એકલડી તેડી રે હો દી૦ ૧૧
જો ના કહો ખરેખરી વાણ્ય, જથારથ જેવું રે હો દી૦
તમને રામચરણની આણ્ય, કરવું છે કેવું રે હો દી૦ ૧૨
એવું સુણી સુમિત્રી સમરથ, કંપાવ્યા રોમ રે હો દી૦
દૂર વન જઇ રાખ્યો પછે રથ, ઉતરીયા ભોમ રે હો દી૦ ૧૩

વલણ

ભોમ ઉતરિયા લક્ષ્મણજી, એક વૃક્ષ તળે નિરધાર રે;
ત્યાં જનકસુતાને ઉતારી, બેસાડ્યાં પૃથ્વીમોઝાર રે. ૧૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे लक्ष्मण प्रति सीतायां समयवचनं नाम सप्तविंशोऽध्यायः ॥ २७॥

# અધ્યાય ૨૮ મો

રાગ આશાવરી

સુમિત્રીએ સીતાજીને ભૂમિ બેસાડયાં ને, પરદક્ષિણા કરી ત્યાંહે;
સાષ્ટાંગ નમન કરી શિર મૂક્યું, જાનકીના પદમાંહે. ૧
એમ નમસ્કાર કરીને પછે લક્ષ્મણે, ઓચિંતુ રડી દીધું;
અરે માતા તમને તજ્યાં રામે, અઘટિત કારજ કીધું. ૨
એક દુષ્ટ રજકના મેંણા માટે, કર્યો તમારો ત્યાગ;
મેં ઘણું કહ્યું પણ માન્યું ન પ્રભુએ, ઉતાર્યો અનુરાગ. ૩
હું શું કરૂં માતા મુજને કીધી, આજ્ઞા શ્રીરઘુવીર;
ત્યારે તમને હું વન મૂકવા આવ્યો, રાખી મનમાં ધીર. ૪
એવાં લક્ષ્મણજીનાં વચન સુણી, થઇ સીતાને મૂર્છાય;
જ્યમ કદળી ઉપર વિજ પડે, વા થાય વજ્રનો ઘાય. ૫
જ્યમ તેજ હિણુ થાયે મુક્તાફળ, પડતાં અગ્નિમાંહે;
એમ મૂર્છિત થઇને સીતા પડીયાં, થયાં અચેતન ત્યાંહે. ૬
ત્યારે વનદેવ્યા પંચ તત્ત્વને સોંપ્યાં, લક્ષ્મણે જનકકુમારી;
પછે ઇન્દ્રજીત રિપુ રથમાં બેઠા, થઇ શોકાતુર ભારી. ૭
પછી રથ હાંકીને ચાલ્યા લક્ષ્મણ, મૂકી સીતાને વન;
આંસુ ચોધારે રુદન કરંતાં, રાતાં થયાં લોચન. ૮
એમ અવધપુરીમાં આવ્યા સુમિત્રી, નમ્યા રામને પાય;
સર્વ નગ્રમાં જાણ થયું જે, રામે તજ્યાં સીતાય. ૯
કૌશલ્યાદિક માતા સર્વે, રુદન કરે બહુ પેર;
રાંધ્યાં અન્ન રહ્યાં અવધીમાં, શોક પડયો ઘેરે ઘેર. ૧૦
હાવે નરનારી સહુ નગ્રતણી, મળી વાત કરે છે ત્યાંહે;
શે અપરાધે ગર્ભવતી શ્રીય, રામે તજી વનમાંહે. ૧૧
પેલા રજકને સર્વે ગાળો દે છે, લોક કરે ધિક્કાર;
એ ચંડાળ ક્યાંથી જન્મ્યો અવધપુર, દેવા દુઃખ અપાર. ૧૨
એમ અવધવાસી શોકાતુર સર્વે, સીતા તજ્યાં જ્યારે વન;
એ સમે એક સંદેહ છે મોટો, તે સુણો શ્રોતાજન. ૧૩

અવધવાસી જન સર્વે સુધર્મી, સુમતિ પુણ્ય પવિત્ર;
પરમ ભક્ત સીતા રઘુવરના, વાહાલું રામ ચરિત્ર. ૧૪
રાગ દ્વેષ હિંસા નહિ કોને, પરનિંદા પરદ્રોહ;
કુતર્ક વચન મુખે નવ બોલે, નહિ ક્રોધ મદ મોહ. ૧૫
સીતારામપર પ્રીતિ સહુને, જાણે પ્રાણ આધાર;
તો તે રામને કુવચન કયમ કહે, સ્વપનવિષે નિરધાર. ૧૬
શ્રીરામ રાજ વળી અવધપુરીમાં, જન્મ નિવાસી જેહ;
તે રજક એવો કયમ દુષ્ટ રહ્યો છે, એ મોટો સંદેહ. ૧૭
જેણે નિરભે થઇને નિંદા કરી રામની, બોલ્યો વચન કટુ ઝેર;
સીતાનો ત્યાગ કરાવ્યો એણે, હશે પૂરવનું વેર. ૧૮
એ સંદેહ નિવરતી કરવા માટે, કહું જથારથ જાણ;
રજકને વેર સીતા સાથે, તે કથા છે પંદ્મ પુરાણ. ૧૯

વલણ

પદ્મ પુરાણે પાતાળ ખંડે, શેષ વાત્સાયણ સંવાદ રે;
રામાશ્વમેધમાં એ કથા છે, સુણો શ્રોતા તજીને પ્રમાદ રે.૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे वनेसीतात्यक्त्वा लक्ष्मणस्य रामसामीप्यागमनं नाम अष्टविंशोऽध्यायः ॥२८॥

---

# અધ્યાય ૨૯ મો

રાગ ધન્યાશ્રી

સુણો શ્રેતા સહુ એકે મન જી, પદ્મ પુરાણની કથા પાવન જી;
પાતાળ ખંડે રામાશ્વમેધ જેહ જી,શેષ વાત્સાયણનો સંવાદ તેહ જી.

ઢાળ

સંવાદ શેષ વાત્સાયણ ઋષિનો, રામાશ્વમેધ કથાય;
ગાતાં સુણતાં શિખતાં, મહા પતિત પાવન થાય. ૨
જ્યારે ખટ વરસનાં હતાં સીતા, જનક રાયને ઘેર;
કુમારિકા સખી સાથે રમતાં, કરતાં લીલા લહેર. ૩
એક સમે વાડીમાં ગયાં, નિજ સાહેલી લેઈ સંગ;
ત્યાં સખી સાથે દ્યુત ક્રીડા, રમે નાના રંગ. ૪

તે સમે સન્મુખ વૃક્ષપર, બે પક્ષી બેઠાં ત્યાંહે;
તે શુક શુકી આનંદમાં, કરે વાત માંહોમાંહે. ૫
શુક શુકીને શ્રવણ કરાવતો, રૂડી રામકથા પાવન;
ત્યારે રમત મૂકી સીતાજી લાગ્યાં, સુણવા એકે મન. ૬
પ્રથમથી રામચરિત્ર સહુ, કહેવા માંડ્યું કરી વિસ્તાર;
તાદાત્મ્ય સીતા શ્રવણમાં, લાગી રહ્યાં એકતાર. ૭
રઘુવીર જન્મ ઉછવ કથા, બાળ ચરિત્ર ક્રતુ રક્ષાય;
પછે જનકપુર આગમન વળી, ધનુભંગ શ્રી વિહીવાય. ૮
કેકઈ વચન પ્રસ્તાવ વન, દશરથ મરણ દુઃખી લોક;
ચિત્રકૂટ ભરતાગંમન, મળિયા રામ શમન વિશોક. ૯
દંડકારણ્ય પવિત્ર કરી, પંચવટી કીધો વાસ;
સુર્પણખા વિરૂપ ખરદુંખર વધ, કૃત માયા મૃગનો નાશ.૧૦
ત્યારે સીતાજીનું હરણ કરી, લંકા ગયો દશાનન;
કીરે કથા કહી ત્યાં લગી, પછી રહ્યા ગ્રહીને મુન્ય. ૧૧
તે ચરિત્ર સુણવા જાનકી, ઘણું થયાં આતુર મન;
અધુરી કથા કયમ મૂકી એણે, લાગી ચટપટી તન. ૧૨
તે વાડીના રખવાળને કહ્યું, સીતાએ તતકાળ;
હે વિપિનરક્ષક વૃક્ષ ઉપર, નાખ હવડાં જાળ. ૧૩
આ બે પક્ષી ગ્રહણ કરીને, આપ્ય મુજ કર માંહે;
એવાં વચન સુણી સીતાતણાં, તે થયો સત્વર ત્યાંહે. ૧૪
વનરક્ષકે તવ જાળ નાખી, પક્ષી ઝાલ્યાં જોડ;
તે જાનકીને સોંપીયાં, પૂરણ થયા મન કોડ. ૧૫
પક્ષી ગ્રહ્યાં બે કરવિષે, પછે બોલિયાં જનકસુતાય;
અલ્યા કીર કહે મુજને યથા જે, રહી અધુરી કથાય. ૧૬
અલ્યા કોની પુત્રી કોણ સીતા, કોણ તે રઘુપત્ય;
જે રાવણ હરણ કરી ગયો, પછી શી થઈ તેની ગત્ય. ૧૭
ત્યારે શુક કહે બાઇ સાંભળો, મુનિ વાલ્મિકને આશ્રમ;
તે વૃક્ષ ઉપર અમો રહેતાં, સ્ત્રી પુરુષ અનુક્રમ. ૧૮
શત કોટી રામચરિત્ર પાવન, કર્યું વાલ્મિક મુન્ય;

શિષ્યને નિત્ય ભણાવતા, સમજાવી અરથ રતન. ૧૯
તે સાંભળતાં નિત્યે અમો, કહેતા મુનિવર જેહ;
એટલી સ્મરતિ રહી મુને, બાકી ગયો ભૂલી તેહ. ૨૦
અમો પક્ષીકેરી અલ્પ બુદ્ધિ, રુદે રહે નહિ વાત;
હાવે આગળ આવડતી નથી, એ કથા મુજને માત. ૨૧
જાનકી કહે પૂરણ થયા વિન, નહિ જવા દેઉં આજ;
એમ કહી પંજર મંગાવ્યું, પક્ષીને રહેવા કાજ. ૨૨
પછે પંજરમાં ઘાલી તદા, તે શુકીને નિરધાર;
કરમાંહેથી શુક જોર કરીને, ઉડીયો તેણીવાર. ૨૩
તે શુકી ગર્ભવતી હતી, તે પામી વિપરીત યોગ;
સીતાએ ઘાલી પિંજરામાં, થયો સ્વામી વિજોગ. ૨૪
તતકાળ તેણે પ્રાણ તજ્યા, શુકી પામી મર્ણ;
પસ્તાવો સીતાએ કર્યો, પછી કાઢી નાખી ધર્ણ. ૨૫
તે કીરે દીઠી કામની જે, મરણ પામી ત્યાંહે;
કલ્પાંત ઘણું તેણે કર્યું, દુઃખ પામિયો મનમાંહે. ૨૬
પછી મન વિચાર્યું મારે મરવું, જીવું તે કોણ કાજ;
ત્યાંથકી પોપટ ઉડીયો તે, આવ્યો તીરથ રાજ. ૨૭
કીરે કરી મન કલ્પના, મુજ ગરભવંતી નાર;
તે વિજોગ કરાવ્યો સીતાએ, વછોડયાં સ્ત્રી ભરથાર. ૨૮
માટે જનકતનયા જાનકી તે, સગર્ભા થાયે જાણ;
ત્યારે વિયોગ સ્વામીનો થાજો, સત્ય કહું નિરવાણ. ૨૯
પ્રયાગ જળમાં તન ઝંપાવ્યું, એવું કહીને વચન;
તે રજક થઇને અવતર્યો, જે અવધપુર પાવન. ૩૦
તેણે સીતાને વન કઢાવ્યાં, દુષ્ટ વચન બોલ્યો અંધ;
વિયોગ પાડયો સ્વામીનો, તે પૂરવ જન્મસંબંધ. ૩૧
એ જગતજનુની જાનકી, સાક્ષાત લક્ષ્મીરૂપ;
વળી જગતપિતા શ્રીરામ તે, કોટી બ્રહ્માંડના ભૂપ. ૩૨
સર્વ જીવ કેરા કર્મના, ફળ પ્રદાતા એ રામ;
તેને નથી કાંઇ આવરણ, છે સ્વતઃ સિદ્ધ પૂરણ કામ. ૩૩

પણ લોક મારગ આચરે, કરવા ધરમ વિસ્તાર;
ખાંકી રજકકેરા વચનથી, કયમ તજે જનક કુમાર. ૩૪
એ ઇચ્છાશક્તિ રામની, જાનકી પુણ્ય પવિત્ર;
તે રણુસંબંધ જણાવા માટે, કર્યું એહ ચરિત્ર. ૩૫
માટે તર્ક ના કરશો અહિં, શ્રોતા વિવેકી જન;
એ પ્રભુને નથી શોક મોહ, છે જ્ઞાન આનંદઘન. ૩૬
વળી બીજું કારણ એક છે, સીતા તજ્યાનો મર્મ;
તે સંક્ષેપે કરીને કહું જે, જથારથ અનુક્રમ. ૩૭

વલણ

અનુક્રમે કરી એ કથા કહું, જે માટે તજ્યાં સીતાય રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, ધરજો મન અભિપ્રાય રે ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उतरकांडे रजक पूर्वजन्मकथनं नाम एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

## અધ્યાય ૩૦ મો

રાગ મારૂ

સુણો શ્રોતા સાવધાન થઇને, સીતા તજ્યાનો મર્મ;
પૂર્વે પિતાનું વચન પાળવા, વન ગયા પૂરણ બ્રહ્મ. ૧
ત્યારે આયુષ્ય હતું ભૂપતિ કેરૂં, દ્વાદશ વર્ષનું જાણ;
પણ રામવિયોગે દશરથે, તજ્યા તતક્ષણ પ્રાણ. ૨
અકાળ મૃત્યુએ મરણજ પામ્યા, રહ્યા જઇને સ્વર્ગ;
કર્મ અશેષ હતાં માટે તે, નવ પામ્યા અપવર્ગ. ૩
પછી વન પૂરણ કરી અવધપુરીમાં, આવ્યા પૂરણ કામ;
સહસ્ર એકાદશ વર્ષ લગી, ત્યાં રાજ્ય કર્યું શ્રીરામ. ૪
પછી વિચાર્યું પ્રભુએ પોતે, હાવે જવું સ્વધામ;
પ્રથમ પિતાને મોક્ષજ આપું, તો થાયે શુભ કામ. ૫
પ્રારબ્ધ કર્મ તણું ફળ સુખ દુઃખ, પાપ પુન્યથી હોય;
તે પૂરણ ભોગવ્યા વિન દેહે ગુણમય, મોક્ષ ન પામે કોય. ૬
જ્યારે કર્મ શુભાશુભનો ક્ષય આવે, વાસના ટળે અશેષ;

સર્વ સંગથી મુક્ત થાય ત્યારે, જાય સંસૃતિ કલેશ. ૭
વેદ શાસ્ત્રની રીતિ એવી, મોક્ષ તણો અનુક્રમ;
પણ કરતું અકરતું અન્યથા કરતું, સમરથ પૂરણ બ્રહ્મ. ૮
મહા પાપી પ્રાણી રામનામથી, મોક્ષને પંથ પળાય;
તો દશરથની ગતિનું શુ કહેવું, પુત્ર જેના રઘુરાય. ૯
વળી લોક વેદ સહુ એમજ કહે છે, અંતે જ્યાં મતિ જાય;
થાય ગતિ તેવી તે જનની, એવો છે એક ન્યાય. ૧૦
શ્રીરામ રામ રઘુવીરજી કહેતાં, તજીયા દશરથે પ્રાણ;
તો મોક્ષ ન પામે શામાટે, એ હરિની ઇચ્છા નિરવાણ. ૧૧
તે દશરથ રાજા સ્વર્ગ રહ્યા છે, એમ વિચાર્યું રામ;
ન્યાયે કરી નરપતિને આપું, હું મારૂં નિજ ધામ. ૧૨
વરસ દ્વાદશનું આયુષ્ય બાકી, તે હું ભોગવું આજ;
પણ સીતાને અરધાંગજ રાખું, તો થાય વિપરીત કાજ. ૧૩
હું ધર્મ સ્થાપવા પ્રગટયો ભૂતળ, પાળવા વેદનાં કર્મ;
જો જાનકીસહિત એ રાજ્ય ભોગવું, તો ભ્રષ્ટ થાયે નિજ ધર્મ.
એમ વિચારી પિતાનું આયુષ્ય, રામે કર્યું અગીકાર;
માટે સીતાનો પરિત્યાગજ કીધો, મોકલ્યાં વનમોઝાર. ૧૫
રજકને દુષ્ટ વચન બોલાવ્યો, કરી પ્રેરણા રામ;
તે નિમિત્તે કરી તજ્યાં જાનકી, વનમાં પૂરણકામ. ૧૬
માટે શ્રોતાજન સંદેહ નવ કરશો, સુણીને એહ કથાય;
ચરિત્ર અટપટાં ઇશ્વરનાં, નવ જણાય તે અભિપ્રાય. ૧૭
કો હરિઇચ્છાનો પાર ના પામે, અલ્પ મહામતિવાન;
આકાશતણો જ્યમ પાર પામવા, મશક ને ગરુડ સમાન. ૧૯
હાવે વૈદેહીને વનમાં તજીને, લક્ષ્મણ આવ્યા ઘેર;
મૂર્છિત થઇને સીતા પડીયાં, તળતી શી થઇ પેર. ૧૮

વલણ

શી પેર થઇ ત્યાં સીતાની, જે અચેત પડીયાં વન રે;

પછી ચાર ઘડીયે વળી મૂર્છા, ત્યારે કરવા લાગ્યાં રુદન રે. ૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण स्वधर्मप्रतिपालनार्थं दशरथमोक्षार्थं सीतात्यागो नाम त्रिंशोऽध्यायः॥

## અધ્યાય ૩૧ મો

રાગ દોહા

જ્યારે જાનકીને મૂરછા વળી, શાતા આવી તન;
પાસેં લક્ષ્મણને દીઠા નહિ, ત્યારે કરવા માંડ્યું રુદન. ૧
લોચન જળધારા વહે, અંગ પછાડે આપ;
પછી સીતાયે મધુર સ્વરે, કરવા માંડયો વિલાપ. ૨

રાગ સોરઠ

વૈદેહી વનમાં વલવલે, કરે વિવિધ વિલાપ;
હૃદય ભીંજે છે આંસુ જળે, પામ્ય અતિ પરિતાપ. વૈદેહી૦ ૧
હો લક્ષ્મણજી તમો ક્યાં ગયા, મૂકી મુજને વન;
આવડા નિરદય ક્યમ થયા, દયા નવ ધરી મન. વૈદેહી૦ ૨
હવડાં મારી પાસે હતા, ક્યાં સંતાયા હો વીર;
મારા સમ દેખા દ્યો મુને, આ વેળા રણધીર. વૈદેહી૦ ૩
હો અવધપુરીના રાજીયા, દશરથ રાજકુમાર;
શે અપરાધે મુને તજી, એકલી વનમોઝાર. વૈદેહી૦ ૪
પ્રભુ શરણાગતવત્સલ તમો, બાંહે ગ્રહ્યાની લાજ;
હું છું તમારી કિંકરી, વહારે ધાજો મહારાજ. વૈદેહી૦ ૫
પ્રભુ મુજ અર્થે બહુ શ્રમ કર્યો, હણિયો નિશિચર સાથ;
એટલું કરી અંતે તજી, ન ઘટે તમને હો નાથ. વૈદેહી૦ ૬
તમ ચરણસેવા હું ચૂકી નથી, રાખ્યું છે ચિત્ત ઠામ;
તે અંતરની જાણો છો પ્રભુ, અંતરજામી રામ. વૈદેહી૦ ૭
તમો વાત વિસ્તારી રજકની, પામ્યા મનમાં રોશ;
લંછન લાગે રવિકુળવિષે, જો દેશો મુજ શિર દોષ. વૈદેહી૦ ૮
માટે સાય કરો મારી શામળા, લાવો મનમાં મહેર;
તેડાવો પ્રભુ પાછી મુને, ન કરીએ આવડો કેર. વૈદેહી૦ ૯

આ વન કંટક છે બિહામણું, હું એકલડી નાર;
સખા સાહેલી કો સંગ નહિ, રહું કોને આધાર. વૈદેહી૦ ૧૦
હો જનક નૃપતિ મુજ બાપજી, લ્યો પુત્રીની સંભાળ;
હો પિતા હું તમને વહાલી ઘણું, કરો મારી પ્રતિપાળ. વૈ૦૧૧
જ્યમ મચ્છ તરફડે તાપે કરી, સુકાય સરોવર પાણી;
જ્યમ પૂરવે વનમાં પડી, નૈષધ રાયની રાણી. વૈદેહી ૦ ૧૨
એમ વૈદેહી વિલપે અતિ ઘણું, મુખે કરતાં રુદન;
સીતા રોતાં રોયાં તરુ, પશુ પક્ષી જન . વૈદેહી૦ ૧૩
તેણી વેળાએ કંપી ધરા, ભૂમિજાને શોક;
મનમાં રટણ કરે રામનું, જીભ્યાએ પુણ્યશ્લોક. વૈદેહી૦ ૧૪
હાવે પ્રાણ તજું હું માહરો, પાડું નિશ્ચે તન;
પછી કેશનો પાસ કંઠે ધર્યો, ત્યારે વિચાર્યું મન. વૈદેહી૦ ૧૫
જો હું ત્યાગ કરૂં દેહનો, તો આત્મહત્યા થાય;
વળી પ્રાઢું પાપ લાગે મુને, ગર્ભ કેરી હત્યાય. વૈદેહી૦ ૧૬
એમ વિચારીને જાનકી, કાઢયો કંઠેથી પાસ;
પછી ગાઢે સ્વરથી રુદન કરે, મૂકે મુખ નિશ્વાસ. વૈદેહી૦ ૧૭

વલણ

નિશ્વાસ મૂકે અધર સૂકે, કરમાયું કમળ વદન રે;
ને વન કેરાં ખગમૃગ આવી, કરતાં આસ્વાસન રે. ૧૮

इति श्रीरामचरित्रे संमत वाल्मीकिनाटकधारायां उत्तरकांडे सीतायाः मूर्छाविरामानंतरं विलापवचनं नाम एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો

રાગ સારંગ

એણે પ્રકારે સીતા એકલડાં, વનમાં કરતાં રુદન;
તેણે સમે કંદમૂળ લેવાને, નીકળ્યા વાલ્મિક મુન્ય. ૧
તે મુનિએ સીતાનું રુદન સાંભળ્યું, પાસે આવ્યા ધાઈ;
મુનિએ ઓળખી જનકસુતા, કહે તું આંહાં ક્યાંથી બાઈ. ૨
અરે સીતા મેં ઓળખી તુજને, જનકની તનયા જાણી;

દશરથસુત શ્રીરામચંદ્ર તે, અવધપતિની રાણી. ૩
અરે પુત્રી આ વનમાં કયાંથી, તું એકલડી આજ;
ત્યારે સીતાએ વૃત્તાંત કહ્યું જે, તજી રઘુપતિ મહારાજ. ૪
ત્યારે મુનિ કહે બાઈ ચિંતા નવ કરશો, મુને ઓળખે છે ભગવાન,
જનક રાય પણ મારો મિત્ર છે, તું મુજ પુત્રી સમાન. ૫
તું જક્તજનુની જનકસુતા છે, લક્ષ્મીનો અવતાર;
બાઇ મનુષ્યદેહ ભૂતળમાં ધરી, તમો લીલા કરો છો અપાર. ૬
માટે ચાલ પુત્રી મુજ આશ્રમમાં, હું પાળીશ રૂડી પેર;
ત્યાં ઋષિપત્નીઓ સાથે રહેજો, સુખી થશો મુજ ઘેર. ૭
વળી તારા ઉદરથી પુત્ર પ્રગટશે, બળિયા બે રણધીર;
મહા પરાક્રમી પુત્ર થશે તે, જીતશે શ્રીરઘુવીર. ૮
એમ ઘણાં વચન કરી ધીરજ આપી, સીતાને મુનિનાથ;
જનકસુતાને રોતાં રાખ્યાં, મુસ્તક મૂકયો હાથ. ૯
ત્યારે સીતા મુનિનાં વચન સાંભળી, સંતોષ્યાં મન જાણ;
તમો પિતા હું પુત્રી તમારી, એવી બોલ્યાં વાણય. ૧૦
પછી વાલ્મિક મુનિ સીતાને તેડી, આવ્યા નિજ આશ્રમ;
ફળજળ આપી સ્વાગત કીધી, ઉતાર્યાં અનુક્રમ. ૧૧
ત્યારે અનેક વિપ્ર તેણે સમે આવ્યા, વન મધ્યેથી અનુપ;
વાલ્મિક મુનિને પૂછવા લાગ્યા, જોઇ સીતાનું રૂપ. ૧૨
અરે પિતા આ કયાંથી લાવ્યા, કોણ છે કોની નારી;
ત્યારે મુનિએ કહ્યું એ રામની રાણી, સીતા જનકકુમારી. ૧૩
એવાં વચન સુણી સહુ વિપ્ર કહે, એ શીદ લાવ્યા મહારાજ;
વિઘ્ન થશે આપણા આશ્રમમાં, નહિ રહે કોની લાજ. ૧૪
એણે રાવણનું કુળ કર્યું નિકંદન, મરાવ્યો મારીચ રંક;
વળી લોકાપવાદ લાગ્યો મોટો, એને માથે ચડયું છે કલંક. ૧૫
આપણા આશ્રમમાં નવ જોઇએ, એનું સુંદર રૂપ;
એ છતાં ઉપાધિ થાય આપણે, એ તો કલેશનો કૂપ. ૧૬
આપણે ગ્રામ મૂકીને સરવે, વનમાં કીધો વાસ;
ત્યારે ઉપાધિ કયમ સંગ્રહ કરીયે, રહીયે સદા ઉદાસ. ૧૭

એમ તર્ક વચન કુટિલ ઘણાં બોલે, કરતા શોરબકોર;
તે વિપ્ર કર્મજડ કંઇ નવ સમજે, કેવળ વેદિયા ઢોર. ૧૮
તે વચન સુણીને પાસે આવ્યાં, જનકસુતા તેણીવાર;
વૈદેહીએ કર જોડી સહુ, વિપ્રને કર્યો નમસ્કાર. ૧૯
અરે મહારાજ એવું શું બોલો, કઠણ વચન અતિવંક;
હાવે તમો કહો તે હું કરૂં, જ્યમ ઉતરે મારૂં કલંક. ૨૦
ત્યારે એક વિપ્ર ગાજીને બોલ્યો, તર્ક કરીને ત્યાંહે;
અરે સીતા તું સાધ્વી હોય તો, લાવ્ય ભાગીરથી આંહે. ૨૧
આ આશ્રમ પાસે ગંગા આવે, તો અમને સુખ થાય;
ત્યારે સીતા તુજને સતી જાણીયે, પૂજીયે તારા પાય. ૨૨
એવાં વચન વિપ્રનાં સુણીને, સીતા દુઃખ પામ્યાં મનમાંહે;
પછી ગંગાની સ્તુતિ કરવા લાગ્યાં, ગદગદ કંઠે ત્યાંહે. ૨૩

વલણ

ગદગદ કંઠે ગંગા કેરી, સ્તુતિ કરતાં સીતાય રે;
સર્વે મુનિવર પાસે ઉભા, જોતા તે ચર્યાય રે. ૨૪

इति श्रीरामचरित्रे संमत वालिमकिनाटकधारायां उत्तरकांडे वालिमकिनास्वाश्रम प्रति सीतानयनं नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો

રાગ સિંધુડો દંડકની ચાલ

જય વિષ્ણુ પાદોદકી અખિલ જન પુનિત કર,
દાની મન મોદકી સિંધુ અંગે;
અધમ ઉદ્ધારણી સગર કુળ તારણી,
પરમ શિવકારણી માત ગંગે. જય વિષ્ણુ૦ ૧
જય સાર સહુ તત્ત્વનું મથન વિધિએ કર્યું,
પ્રથમ પરમેષ્ઠિનું પાપ વામ્યું;
તેથી પૂજા કરી વિષ્ણુના ચરણની,
પુનિત નખવાર વિસ્તાર પામ્યું. જય વિષ્ણુ૦ ૨
જય સુરસરી બ્રહ્મ કટાહ વિદારણી,

નભ ગતિ ચારણી ધુનિ અપારા;
દિલીપ સુત કામના સફળ પૂરણ કરી,
અનંગ અજરી ધરી શિષ ધારા. જય વિષ્ણુ૦ ૩
જય રુદ્ર શિરવાસિની અખિલ અઘનાશિની,
કળિમળત્રાસિની અભયદાતા;
પૃથ્વી પાવન કરી ધાર પ્રાચી દિશી,
ચંડ ધુનિ ખંડ ગિરિ શરણત્રાતા. જય વિષ્ણુ૦ ૪
જય સરિતવર જાન્હવી વિમળ ભોગાવતી,
નામ મંદાકિની પાપહારી;
ભૂતળ ભાગીરથી પુનિત પ્રભાવતી,
અલકનંદા સુઆનંદકારી. જય વિષ્ણુ૦ ૫
જય શેષ સનકાદિ વિધિ રુદ્ર શારદ સ્તવે,
સિદ્ધ મુનિ યોગી નિત્ય શેવ્ય માનં;
યક્ષ રક્ષાદિ નર નાગ કિન્નર અમર,
પૂજી ગંધર્વ કરે ગીત ગાનં. જય વિષ્ણુ૦ ૬
સ્મરતાં સંકટ ટળે દર્શને અઘ બળે,
સ્પર્શતાં દેહ ત્રિ શુદ્ધ થાયે;
સ્તવન કરતાં પામે તત્ત્વ ત્રિલોકનું,
અંત હરિચરણને શરણ જાયે. જય વિષ્ણુ૦ ૭
જય અંબ સગરાત્મજ મોક્ષદાયક મહા,
માહાત્મ્ય ગુણ અતિ વિશદ જન્હુ જાતા;
દાસ ગિરિધર સદા ઉભય ત્રઽપાવની,
રાખીએ આજ મોરી લાજ માતા. જય વિષ્ણુ૦ ૮

દોહા

એ ગંગાષ્ટક પાવન પરમ, જે જપે નર ને નાર;
મુક્ત થાય મહા પાપથી, પામે પદારથ ચાર. ૯
સ્તુતિ સુણી જનકસુતા તણી, ગંગાએ તેણીવાર;
ત્યારે ધારા આવી ગર્જતી, જેનો પ્રચંડ વેગ અપાર. ૧૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सीतया-भागीरथीप्रार्थनं नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**

## અધ્યાય ૩૪ મો

રાગ મારૂ

સ્તુતિ સાંભળીને તેણીવારે, ધાયાં ગંગા સીતાજીની વહારે;
થયો ઓચિંતો ગડેડાટ, ભડકી નાઠા બ્રાહ્મણ બારે વાટ. ૧
આવી પ્રચંડ ગંગાની ધાર, ઉછળતું એક યોજન વાર;
ધુધવાટ ગરજના થાય, ફોડે પરવત સોંસરી જાય. ૨
મૂળ માંહેથી વૃક્ષ ઉખેડે, જ્યાંહાં ત્યાં જળ ફરતું રેડે;
ઉછળ્યાં જળ સાગર જ્યમ, નાઠા મુનિવર મૂકી આશ્રમ. ૩
કર્યાં આગળ નાનાં બાળ, સીતા શરણે આવ્યા તત્કાળ;
પાહિ પાહિ વૈદેહી કૃપાવાન, રાખો શરણ અમો છું અજ્ઞાન. ૪
અમો કર્યું તમારૂં હેલન, કર્મ જડ અભિમાની મન;
છો તમો શુદ્ધ પતિવ્રતાય, સરવ સતીઓ તમારી કળાય. ૫
જો છોરૂં કછોરૂં થાય, પણ કોપ કરે નહિ માય;
ક્ષમા રાખો હાવે જાનકી માત,સમાવો જળ આવ્યું અઘાત.૬
તણાઈ જાશે અમારાં ધામ, ત્યારે રહીશું અમો કોણ ઠામ;
તમને વારંવાર શિર નામું,માતા જુવો આ બાળક સામું. ૭
એમ વિપ્ર કાલાવાલા કરે, ઋષિપત્નીઓ ખોળા પાથરે;
દેખી કરગરતો મુનિ સાથ, સીતાએ કર્યો ઉંચો હાથ. ૮
જળ સમી ગયું તે સ્થાન, વહેવા લાગી તે ધાર સમાન;
નિવરત્યો ભય મુનિવર કેરો, સહુને વાધ્યો હરખ ઘણેરો. ૯
વાલ્મિકના આશ્રમ પાસ, વહે છે ગંગા સૂક્ષ્મ સુખરાસ;
ગંગાની પૂજા સીતાએ કરી, સહુ મુનિએ ત્યાં સ્તુતિ ઉચરી.
સકળ વિપ્રે પાડયું તેનું નામ, સીતાધારાગંગા તેણે ઠામ;
મુનિ કરતા મંજન પાન, જપ હોમ ને તપ અનુષ્ઠાન. ૧૧
મઠ બાંધી રહ્યા તેને તીર, જેનું શીતળ નિરમળ નીર;
વૈદેહીને વખાણતા સર્વ, તે દહાડેથી વિપ્રે તજ્યો ગર્વ. ૧૨
એવું જાનકી કેરૂં ચરિત્ર, સુણતાં પાપી થાય પવિત્ર;
આ જગતમાં ભોગવે સુખ ભોગ, અંતે શ્રીહરિ ચરણ સંજોગ.

વલણ

સંજોગ થાયે હરિચરણનો, કરે શ્રવણ એ આખ્યાન રે;
કહે દાસ ગિરિધર કથા અદ્ભુત, સુણો શ્રોતા થઈ સાવધાન રે.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे वाल्मिक्याश्रमे गंगागमनं नाम चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥**

# અધ્યાય ૩૫ મો

રાગ ધન્યાશ્રી

વાલ્મિકકેરા આશ્રમ માંહે જી, રહ્યાં સુખ પામી સીતા ત્યાંહે જી;
સરવે મુનિએ કર્યો એક વિચારજી, કોઈનવજાણે સીતાનેઆ ઠાર જી.

ઢાળ

ભાઈ વાત એ કહેશો નહિ, અન્ય કો ન જાણે મર્મ;
જે જનકતનયા જાનકી, રહ્યાં આપણે આશ્રમ. ૨
એમ સીતાજી સુખ પામિયાં, પોષણ કરે મુનિરાય;
સ્વાગત કરે મુનિપત્નીઓ, આનંદમાં દિન જાય. ૩
વાલ્મિક મુનિના આશ્રમે, ઠરી રહ્યાં જનકકુમાર;
દિન દિન વૃદ્ધિ ગરભ પામે, સીતા ઉદર મોઝાર. ૪
નવ માસ ત્યાં પૂરણ થયા, આવ્યો પ્રસવ કેરો દિન;
મુનિપત્નીઓ ત્યાં વૃદ્ધ આવી, પાસે રહી શુભ મન. ૫
શુભયોગ વાર નક્ષત્ર તિથિ, શુભ લગ્ન રવિ મધ્યાન;
તે સમે સુંદર પુત્ર જન્મ્યા, જુગલ રૂપ નિધાન. ૬
પ્રથમ જનમ્યો તે લઘુ, તે પૂંઠે આવ્યો જેષ્ઠ;
એમ થયા પ્રસવ બે પુત્ર તે સમે, કેંદ્રિયા ગ્રહ શ્રેષ્ઠ. ૭
તે સમે વાલ્મિક સ્નાન કરતા, હતા ગંગા માંહે;
સહુ શિષ્ય દોડીને ગયા, કહી વધામણી જઈ ત્યાંહે. ૮
ત્યારે વાલ્મિકે બે કર વિષે, લવ કુશ ગ્રહ્યાતા જેહ;
તે સહિત આશ્રમ આવિયા, ઉતાવળા મુનિ એહ. ૯
હાવે વામ કરમાં દર્ભની, એક શળી તે કુશ જાણ;
દ્વિગુણિત દક્ષિણ હસ્તમાં, તેનું નામ લવ નિરવાણ. ૧૦

તે સહિત કર વાલ્મિક મુનિ, આવિયા આશ્રમ માંહે;
જાત કરમ કરિયું કુંવરનું, વેદવિધિએ ત્યાંહે. ૧૧
અભિષેક કીધો કુશ થકી, તેનું પાડીયું કુશ નામ;
લવે અભિષેક કર્યો તદા, લવ નામ તે અભિરામ. ૧૨
હાવે જ્યેષ્ઠ કુશ ને લઘુ લવ, મહા શ્યામ સુંદર વેષ;
શ્રીરામનાં પ્રતિબિંબ તદ્દવત, જાણે ચંદ્ર દિનેશ. ૧૩
વાલ્મિકે વધાઇ ઘણી કરી, આપીયાં દાન અનેક;
સહુ દ્વિજે આશીરવાદ દીધો, શાન્તિ મંત્રાભિષેક. ૧૪
જ્યમ શુકલ પક્ષનો ચંદ્રમા ચઢે, અધિક અધિક કળાય;
એમ કુંવર વૃદ્ધિ પામતા, દિન દિન મોટા થાય. ૧૫
તન શ્યામ સુંદર કમળમુખ, આકરણ નેત્ર વિશાળ;
રામના સરખી આકૃતિ, બળવાન બંન્યો બાળ. ૧૬
તેનું લાલણ પાલણ કરે નિત્યે, મુનિ વાલ્મિક જેહ;
એમ કરતાં થયા મોટા, સાત વરસના તેહ. ૧૭
ત્યારે મુંજી બંધન તણો આરંભ, કર્યો ત્યાં મુનિજન;
વળી કામધેનુ સ્વર્ગમાંથી, મંગાવી તે દિન. ૧૮
અનેક મુનિવર તેડાવિયા, ત્યાંહાં થાય મંગળ ગીત;
વેદ મંત્રે ધરાવ્યાં, બે કુંવરને ઉપવીત. ૧૯
સહુ વિપ્ર રાખ્યા સપ્ત દિન, ભોજન નાનાભાત;
જે જે પદારથ જોઇએ તે, આપે કામદુર્ગા સાક્ષાત. ૨૦
આશીષ દીધી સરવ મુનિએ, આપ્યાં બહુ વરદાન;
લવકુશ બંન્યો શોભતા, બળગુણ રૂપ નિધાન. ૨૧
ભોજન કરાવી દક્ષિણા દીધી, આપ્યાં વસ્ત્ર અપાર;
વિદાય કીધા વાલ્મિકે સહુ, વિપ્રને તેણીવાર. ૨૨
વિદાય કરી તે કામધેનુ, સ્વર્ગમાં નિરવાણ;
જાનકી હરખ્યાં અતિ ઘણું, જોઇ પુત્ર પરમ સુજાણ. ૨૩
પછી વેદાધ્યયન બે પુત્રને, મુનિએ કરાવ્યું ત્યાંહે;
ખટ શાસ્ત્ર સકળ પુરાણ ભણીયા, હરખતા મનમાંહે. ૨૪
ધનુરવેદની યુક્તિ સરવે, મંત્ર શાસ્ત્ર વિષેક;

શસ્ત્ર ગ્રહેવાની કળા, વળી અસ્ત્ર મંત્ર અનેક. ૨૫
શત કોટી રામાયણ પુનિત, વાલ્મિકે કરી હતી જેહ;
બે રાઘવીને ભણાવી, સહુ અર્થ સાથે તેહ. ૨૬
તે રામચરિત્રનું ગાન કરતા, પુત્ર રૂડી પેર;
લવ કુશને ગાવા તેડી લાવે, મુનિ ઘેરે ઘેર. ૨૭
સપ્ત સ્વર ત્રણ ગ્રામ આદે, રાગને ઉપરાગ;
તે મેળવી રામચરિત્ર ગાતા, મન ધરી અનુરાગ. ૨૮
એમ ચૌદ વિદ્યા કળા ચોસઠ, રાજનીતિ નિધાન;
ઋષિયે સકળ તે શીખવ્યું, ભણ્યા બંન્યે કુંવર સમ ન. ૨૯
અનેક ઋષિના બાળ સાથે, રમે બન્યે વીર;
નિજ માત ને મુનિતણી આજ્ઞા, પાળતા મતિધીર. ૩૦
વનમાંહેથી કંદમૂળ લાવી, મૂકે મુનિવર પાસ;
સેવા કરે માતાતણી, માનતા મુનિનો ત્રાસ. ૩૧
સતસંગે કરીને પ્રાણી જ્યમ, વિસરે દુઃખ સંસાર;
એમ વિસર્યાં શ્રી વિજોગનું દુઃખ, જોઈ પુત્રને નિરધાર. ૩૨

વલણ

વિસર્યાં શ્રી વિજોગનું દુઃખ, જોઇ પુત્રને મહા રણધીર રે;
દશ વરસના થયા રાઘવી, ત્યારે મૃગયા રમતા વીર રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे लवकुश-
जन्मकथनं नाम पंचात्रिंशोऽध्यायः ॥ ३५ ॥

# અધ્યાય ૩૬ મો

રાગ મારુ

થયા લવ કુશ દશ વરસતણા, ત્યારે મૃગયા રમતા વીર;
ક્ષત્રી ધરમ આચરતા પોતે, ધનુષ બાણ ગ્રહી ધીર. ૧
એક સમે બે વીર ગયા છે, મૃગયા કરવા વન;
ત્યાં ગિરિના શિખર ઉપર બેઠા, એક શૃંગી ઋષિ મુનિજન. ૨
મૃગના જેવી આકૃતિ તેની, દેખાય પર્વત માંહે;
તે બંધુ છે વાલ્મિક મુનિના, તપને બેઠા ત્યાંહે. ૩

જાનકી પુત્રે દીઠા તેને, મૃગ જાણ્યો નિરધાર;
લવ કુશે બે બાણ ચઢાવી, મૂકયાં તેણીવાર. ૪
તે આવી વાગ્યાં ઋષિ રુદેમાં, તજીયા તતક્ષણ પ્રાણ;
પછે તેને લેઇને બે જણ આવ્યા, મુનિ આશ્રમ નિરવાણ. ૫
ત્યારે વાલ્મિકે ઓળખ્યો બંધુ પોતાનો, કહ્યું લવકુશને ત્યાંહે;
તમે ઘણા બળીયા થયા માટે, મુજ વીરને માર્યો આંહે. ૬
અરે પુત્રો લાગ્યું પાપ તમોને, બેઠી બ્રહ્મહત્યાય;
એવાં વચન સુણીને પુત્ર પસ્તાયા, શોક કરે સીતાય. ૭
પછે વિધિયુકતે વાલ્મિકે કર્યો, નિજ બંધુને સંસ્કાર;
દાહક્રિયા ઉત્તરક્રિયા કીધી, શાસ્ત્રતણે અનુસાર. ૮
ત્યારે જનકસુતાએ કહ્યું મુનિવરને, જાણી વિપરીત કાજ;
અરે પિતા એ તીક્ષ્ણ ઘણી છે, સૂર્યવંશ મહારાજ. ૯
વળી મોટો પ્રતાપ તમ વિદ્યાનો તે, મહાપરાક્રમી થાય;
માટે પુત્રતણો એ દોષ નિવરતિ, કરો તમો મુનિરાય. ૧૦
વળી લવકુશ કહે સ્વામી અમને કહો, ઉપાય કરીયે તેહ;
બ્રહ્મહત્યાનું મહાપાપ એ, અમ શિર બેઠું જેહ. ૧૧
ભાઇ બ્રહ્મ કમળ એક સહસ્ર થકી, કરો શિવપૂજન સુત જ્યારે;
બ્રહ્મહત્યાનું પાપ ઉતરશે, પવિત્ર થાશો ત્યારે. ૧૨
લવ કુશ કહે કયાં બ્રહ્મકમળ છે, કહો તે અમને તાત;
ત્યાં થકી લાવીને અમો કરીયે, શિવપૂજન સાક્ષાત. ૧૩
મુનિ કહે નગર અયોધ્યા પાસે, છે બ્રહ્મ સરોવર ત્યાંહે;
સહસ્ર પાંખડી કેરાં થાય છે, બ્રહ્મકમળ તે માંહે. ૧૪
તે કમળે કરી શ્રીરામચંદ્ર, શિવપૂજન નિત્ય કરે છે;
અનેક યોદ્ધા રક્ષા કરતા, સરોવર પૂંઠે ફરે છે. ૧૫
ત્યારે વળતા હસી બે બાળક કહે છે, એના શા છે ભાર;
હમણાં લાવીયે બ્રહ્મકમળ, કરી રક્ષકનો સંહાર. ૧૬
કદાપિ અવધનો રાય રામ, જો ચઢી આવશે ત્યાંહે;
તો તેને ઝાલી બંધન કરી, આંહાં લાવીશું ક્ષણમાંહે. ૧૭
એવું કહી કર ધનુષ બાણ ગ્રહી, ચાલ્યા બંન્યો વીર;

ચંદ્ર સૂરજ તેજશ્વિ જેવા, ધનુરવિદ્યાના ધીર. ૧૮
અવધપંથ પૂછીને ચાલ્યા, જેવા સિંહના બાળ;
વન પરવત ઓળંગી આવ્યા, બ્રહ્મ સરોવર પાળ. ૧૯
કુશે પ્રવેશ કર્યો સરોવરમાં, તોડયાં કમળ અપાર;
રક્ષક ક્રોધ કરી આવ્યા તેનો, લવે કર્યો સંહાર. ૨૦
કોઇ એક ઉગર્યા તે નાસી ગયા, પુરી અયોધ્યામાંહે;
સમાચાર સર્વે કહ્યા જઇને, રઘુપતિ બેઠા જ્યાંહે. ૨૧
મહારાજ આપણા સરોવરમાં, મુનિ બાળક બે બળવંત;
કમળ અતિ ઘણાં તોડયાં તેણે, માર્યા જોદ્ધ અનંત. ૨૨
એવું સુણી શત્રુઘ્ન ક્રોધ કરીને, ઉઠયા તેણીવાર;
કોણે તોડયાં એ કમળ આપણાં, હવડાં કરૂં સંહાર. ૨૩
ત્યારે શ્રીરઘુવીર હસીને બોલ્યા, શત્રુઘ્નશું વાણ;
અરે ભાઇ જવા દો એ કો હશે, મુનિવરના બાળક જાણ. ૨૪
એ આજ્ઞાકારી હશે વિપ્રના, દેશે તમને શાપ;
તે બાળકને જો કદાપિ હણીયે, તોપણ લાગે પાપ. ૨૫
એમ ક્રોધ સમાવ્યો વીરતણો, સુત જાણી પૂરણ બ્રહ્મ;
પછે કમળ લેઇ બે વીર ગયા તે, મુનિવરને આશ્રમ. ૨૬
માત જાનકી મુનિ વાલ્મિક જોઇ, પામ્યાં ઘણું આશ્ચર્ય;
હરખી પરસ્પર વાત કરે એ, પુત્રનું અદ્દભુત વીર્ય. ૨૭
પછે વિધએ કરીને વાલ્મિ મુનિએ, કરાવ્યું શિવ પૂજન;
પુત્રને હસ્તે ચઢાવ્યાં શિવને, બ્રહ્મકમળ પાવન. ૨૮
બ્રહ્મહત્યા ઉતરી લવ કુશાની, તતક્ષણ થયા પવિત્ર;
વારંવાર વખાણે સુરમુનિ, રાઘવી કેરાં ચરિત્ર. ૨૯

વલણ

ચરિત્ર પાવન રાઘવીનાં, વખાણે સુર મુનિ જન રે;
નિજ પુત્રને લાડ લડાવતાં, નિત્ય સીતા હરખે મન રે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे ब्रह्महत्या निवारणार्थं ब्रह्मकमलैः शिवपूजनं नाम षट्त्रिंशोऽध्यायः ॥३६॥**

# અધ્યાય ૩૭ મો

રાગ કાફી

સુણો શ્રોતા થઇ સાવધાન, પાવન લવ કુશનું આખ્યાન;
બ્રહ્મ કમળે પૂજ્યા શિવરાય, તેથી ઉતરી બ્રહ્મહત્યાય. ૧
પુત્રે વાત કહી વિસ્તારી, હરખ્યાં મુનિ ને જનકકુમારી;
વખાણે સુતને મુનિ ભૂપ, રામના પ્રતિબિંબ સ્વરૂપ. ૨
એક સમે આદિ કવિજન, ગયા ગંગામાં કરવા મંજન;
બેઠાં આશ્રમમાં વૈદેહી, પાસે પુત્ર બે પરમ સ્નેહી. ૩
સીતાની કરે ચરણ સેવાય, ભૂમિજાને તે હરખ ન માય;
એકે કો પદ લેઇ ઉછંગ, સેવતા સુત પામી ઉમંગ. ૪
સુખદુઃખની કરતાં વાત, સુણી દ્રવિત થાયે ઘણું માત;
લવ કુશે પૂછ્યું તેણીવાર, આપણે ક્યમ રહ્યાં વન મોઝાર. ૫
માતા વસવા તણું કોણ ગામ, અમારા તાતતણું શું નામ;
કુળ ગોત્ર કુટુંબને જ્ઞાત, કોણ વંશ પિતામહ તાત. ૬
થયો જન્મ અમારો ક્યાંહે, કેમ વસવું પડયું વનમાંહે;
તે વૃત્તાંત કહો સહુ માય, સુણી વચન બોલ્યાં સીતાય. ૭
નગ્ર અવધપુરી પાવન, રવિકુળમાં થયા ઉત્પન્ન;
અજના સુત દશરથ સાર, તેને પુત્ર પ્રગટ થયા ચાર. ૮
રામ લક્ષ્મણ શત્રુઘ્ન ભરથ, ચારે બંધુએ મહાસમરથ;
તેમાં રામ તમારા પિતાય, જે છે કોટી બ્રહ્માંડના રાય. ૯
સાક્ષાત એ શ્રીભગવાન, શિવ બ્રહ્મા ધરે જેનું ધ્યાન;
માર્યા રાક્ષસ દુષ્ટ અપાર, ઉતાર્યો જેણે ભૂમિનો ભાર. . ૧૦
કર્યું રાવણકુળ છેદન, તાર્યા અનેક પૃથ્વીના જન;
વર્ષ સહસ્ર એકાદશ આજ, ગયાં કરતાં અયોધ્યાનું રાજ.
એક દુષ્ટ રજકને વચન, મુને તજી પ્રભુએ આ વંન;
એમ આદિથી સરવ કથાય, માંડીને કહી પુત્રને માય. ૧૨
ભૂમિજા થયાં ગદગદ ત્યાંહે, આંસુધાર ચાલી નેત્ર માંહે;
સંભારી નિજ દુઃખની વાત, ભરાયું રુદે આકસ્માત. ૧૩

વાર્યાં માતને કરતાં રુદન, આપી ધીરજ લૂછયાં લોચન;
એમ કાયર થાઓ કયમ, રુઓ તો છે અમારા સમ. ૧૪
દેહનાં સુખદુઃખ હોયે જેહ, ના છૂટે ભોગવ્યા વિન તેહ;
તજ્યાં વિન અપરાધે આમ, ધર્મવંત શાના એ રામ. ૧૫
શું કરીએ જો એ છે પિતાય, કરીયે બીજાને હવડાં શિક્ષાય;
માટે રાખો હવે મન ધીર, સત્યવાદી જાણ્યા રઘુવીર. ૧૬
સુતે સમજાવ્યાં કહી ઘણું જ્ઞાન, એમ કર્યું સીતાનું સમાધાન;
માતની સેવા કરતા કુમાર, એમ કરતાં થયાં વર્ષ બાર. ૧૭
વર્ષ દ્વાદશના થયા તન, જોઇને જાનકી હરખે મન;
કહે ધરમ નીતિની વાત, એમ સુખે રહ્યાં સુત માત. ૧૮

વલણ

માતા પુત્ર સહિત સુખ પામે, રહી એટલે એહ કથાય રે;
કહે દાસ ગિરધર સુણો શ્રોતા, હાવે અયોધ્યામાં શું થાય રે. ૧૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकथारायां उत्तरकांडे सीता लव-
कुशयोः प्रति स्वत्याग कारण कथनं नाम सप्तत्रिंशोऽध्यायः ।३७।

## અધ્યાય ૩૮ મો

રાગ મેવાડો

હાવે અવધપુરીમાં શ્રીમહારાજ જી,
ધરમ નિજ પાળે ચલાવે રાજ જી;
સેવે રઘુપતિને બંધુ સમાજ જી,
આજ્ઞા પ્રમાણે કરતા કાજ જી. ૧

ઢાળ

સહુ કાજ કરતા રાજનું, લેઈ આજ્ઞા શ્રીરઘુવીરતણી;
નિજ ધર્મ કર્મને પ્રજા પાળે, ગુરુવિષે મમતા ઘણી. ૨
શત્રુઘ્ન લક્ષ્મણ ભરથને, તીહાં થયા બબ્બે પુત્ર;
સ્વરૂપ બળ વિદ્યાનિપુણ, જેણે શોભીયે ઘર સૂત્ર. ૩
લક્ષ્મણના બે પુત્ર અંગદ, ચિત્રકેતુ નામ;
તક્ષ પુષ્કલ પુત્ર બે થયા, ભરથને અભિરામ. ૪

સુબાહુ શ્રુત સેન નામે, શત્રુઘ્ન સુતસાર;
એ પ્રકારે ઉત્પન્ન ખટ સુત, સુંદર રાજકુમાર. ૫
તે પુત્રને પરણાવીયા, વિવાહ કરી શુભ ઠામ;
વધૂસહિત ખટસુત શોભીયે, જાણે રૂપે રતિને કામ. ૬
હાવે શ્રોતાજન સહુ એક ચિત્તે, સુણો ધરીને ધીર;
જે દિવસથી જાનકીને, તજ્યાં શ્રીરઘુવીર. ૭
તે દિવસથી પુર અયોધ્યામાં, પડવા માંડયો કાળ;
વૃષ્ટિ ન થાયે દેશમાં, વરત્યો સમય વિકરાળ. ૮
એમ વરસ દ્વાદશ વહી ગયાં, થઇ અનાવૃષ્ટિ જાણ;
સહુ પીડાવા માંડી પ્રજા, દુઃખ ઉપન્યું નિરવાણ. ૯
ત્યારે અવધપુરીમાં સભા કરીને, બેઠા શ્રીરઘુનાથ;
ગુરુ વશિષ્ઠને પૂછયું તદા, પ્રભુએ જોડી જુગ હાથ. ૧૦
મહારાજ મારા રાજ્યમાં, જળવૃષ્ટિ થઇ કયમ બંધ;
તેણે પીડાયે મુજ પ્રજા તે, કહો કોણ પાપ સંબંધ. ૧૧
રઘુવીર કેરાં વચન સુણીને, બોલ્યા બ્રહ્મકુમાર;
હે અંતરજામી જાણો છો તોએ, કહું સત્ય વિચાર. ૧૨
જે પરમ સાધવી જાનકી, સાક્ષાત લક્ષ્મીરૂપ;
અપરાધ પાખે સતીને તમો, તજી રવિકુળ ભૂપ. ૧૩
તે કારણ માટે મેઘની, વૃષ્ટિ ન થાયે રામ;
માટે યજ્ઞ વિધિયેથી કરો, અશ્વમેધ જેનું નામ. ૧૪
એવાં વશિષ્ઠ કેરાં વચન સુણી, યજ્ઞ આરંભ્યો રઘુવીર;
યજ્ઞનો મંડપ રચાવ્યો, સરજુ ગંગાને તીર. ૧૫
વળી બીજું કારણ યજ્ઞનું છે, સુણો શ્રોતાજન;
રામાશ્વમેધની પદ્મપુરાણે, કથા છે પાવન. ૧૬
વાત્સ્યાયણ ઋષિ પ્રત્યે કહી, શેષે કરી વિસ્તાર;
પાતાળ ખંડે વરણવી, અડશેઠ અધ્યાસાર. ૧૭
કહે શેષ વાત્સ્યાયણ સુણો, એક આસન મતિધીર;
કહું કથા એ અશ્વમેધની, જેમાં ચરિત્ર શ્રીરઘુવીર. ૧૮
એક સમે શ્રીરઘુવીર બેઠા, સભામાં નિરધાર;

અગસ્ત્ય મુનિ ત્યાં આવિયા, ઉઠી કર્યો બહુ સત્કાર. ૧૯
શ્રીરામચંદ્રે કરી પૂજા, બેસાડયા આસન;
વિનય સ્તુતિ કરી બોલ્યા, પછે પ્રભુ મધુર વચન. ૨૦
એક સંદેહ મુજમાં થયો તે, નિવારો ઘટજાત;
માનુભાવ તમને પ્રશ્ન પૂછું, કહો કરી વિખ્યાત. ૨૧
કુળ સહિત મેં રાવણ હણ્યો, કરી જુદ્ધ લંકામાંહે;
તે કોણ જ્ઞાતિ ગોત્ર એનું, કહો મુજને આંહે. ૨૨
એવાં વચન સુણી સીતાપતિનાં, બોલ્યા મુનિવર વાણ;
હે બ્રહ્મ પૂરણ રામજી, સર્વજ્ઞ છો સુજાણ. ૨૩
તમો કારણ છો સૃષ્ટિતણા, ઉત્પત્તિ સ્થિતિ લયકાર;
વળી આત્મા અંતરજામી સહુના, વિશ્વના આધાર. ૨૪
સહુ જીવ કેરા કર્મના, ફળ પ્રદાતા છો રામ;
અખંડ જ્ઞાન અનિહ વ્યાપક, સકળ પૂરણ કામ. ૨૫
તોયે અજાણ્યા થઈ મુને, પૂછો રાવણની ઉતપત્ય;
માનુષી લીલા જણાવા, પાળવા અમને સત્ય. ૨૬
પછે અગસ્ત્યે આદિ થકી કહી, રાવણ જન્મ કથાય;
પૌલસ્તના કુળવિષે પ્રગટયો, સુણો શ્રીરઘુરાય. ૨૭
તે વાત સુણી મુનિ મુખથકી, જે બ્રહ્મ કુળમાં જાત;
સહુ સભા સુણતાં બોલિયા, ગદગદ થઇ જુગતાત. ૨૮
અહો મેં કૃત આચર્યું, નવ કરે ક્ષત્રી ધીર;
મેં બ્રહ્મ કુળનો વધ કર્યો, એમ બોલિયા રઘુવીર. ૨૯
પછે ધર્મ સ્થાપન બ્રહ્મહત્યા, કરી અંગીકાર;
તે સમે રઘુપતિ ખેદ પામ્યા, મોહ લોકાચાર. ૩૦
ઢળી પડયા તવ આસન થકી, મૂર્છિત થઇ રઘુનાથ;
ત્યારે અગસ્તે શ્રીરામને, બેઠા કર્યા ગ્રહી હાથ. ૩૧
કુંભજ ઋષિ કહે સાંભળો, સર્વજ્ઞ શ્રીરઘુરાય;
તવ નામ જપતાં માત્રમાં, મહા પાપી પાવન થાય. ૩૨
તે તમારે પ્રભુ પાપ શાનું, અસંભવ એ વાત;
વિગ્રહ અનુગ્રહ સરવના, કરતા તમો વિખ્યાત. ૩૩

સાવધાન થઈ રઘુવીર બોલ્યા, મુનિ સાથ વચન;
મેં અવતરી રઘુવંશમાં, હણ્યું બ્રહ્મકુળ પાવન. ૩૪
મહા પાપ એ મુજથી થયું, તે નિવારો મુનિરાય;
ઉપાય કહો તે હું કરૂં, જ્યમ ટળે બ્રહ્મહત્યાય. ૩૫
ત્યારે ઘટોદ્દભવ કહે અરે રઘુપતિ, તમો પુણ્યપવિત્ર;
અવતાર કારણ ધર્મસ્થાપન, કરો મનુષ્ય ચરિત્ર. ૩૬
તમો નિયંતા સહુ જગતના, નિરલેપ વ્યાપક એક,
નથી તમારે શુભ અશુભ કંઇ, સમ વિષમ નૂન્ય વિષેક. ૩૭
તથાપિ ધર્મને સ્થાપન, લોકસંગ્રહ અર્થ;
ઉપાય કહું તે આચરો, જે વેદ પંથ સમર્થ. ૩૮
અશ્વમેધ યજ્ઞ કરો પ્રભુ, જેથી ટળે મહા પાપ;
વળી ઘટારત રઘુવંશમાં, પ્રભુ પુત્રરૂપે આપ. ૩૯
કુંભજ તણાં વાયક સુણી, નિશ્ચે થયું મન રામ;
અશ્વમેધનો આરંભ કરવા, ઉઠયા પૂરણ કામ. ૪૦

વલણ

પૂરણ કામ શ્રીરામજીએ, અશ્વમેધનો આરંભ કર્યો;
હાવે યજ્ઞ કેરી કહું કથા, તે શ્રોતાજન શ્રવણે ધરો. ૪૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे शेषवात्स्यायण-संवादे अगस्त्याज्ञया श्रीरामेण अश्वमेधारंभो नाम अष्टात्रिंशोऽध्यायः॥**

---

# અધ્યાય ૩૯ મો

રાગ આશાવરી

હાવે અશ્વમેધનો આરંભ કરવા, ચાલ્યા શ્રીરઘુવીર;
મંડપ રચાવ્યો ચાર જોજનનો, સરજ્યુ ગંગાને તીર. ૧
દેશદેશમાં દૂત મોકલી, મુનિવરને તેડાવ્યા;
વળી સગાસંબંધી રાય હતા તે, સૈન્યસહિત તાંહાં આવ્યા.
સુગ્રીવ વિભીષણ નળ નીલ અંગદ, શરભ ને જાંબુવાન;
ગવાક્ષ કેશરી રસભની આદે, આવી મળ્યા બળવાન. ૩
વશિષ્ઠ વિશ્વામિત્ર કુંભજ ઋષિ, ગૌતમ ને વામદેવ;

ભારદ્વાજ ને યાજ્ઞવલ્કય મુનિ, અત્રી અંગિરા એવ. ૪
નારદ અસિત કપિલમુનિ, પરવત શુક્રાચારજ મુન્ય;
વ્યાસ હરિત પરાશર બૃહસ્પતિ, લોમસમ જાતકરન્ય. ૫
એવા મુનિવર અતિ ઘણા આવ્યા, સાથે શિષ્ય અપાર;
ચારે વેદ પરાયણ સર્વે, ત્રિકાળ જ્ઞાની સાર. ૬
સરવની પૂજા કરી શ્રીરામે, બેસાડયા આસન;
અહો ભાગ્ય મોટું આજ મળિયા, માનુભાવ પાવન. ૭
હું મહાપુરુષનાં દરશન પામ્યો, યજ્ઞ નિમિત્તે આજ;
સત્સંગત સમ લાભ નહિ, અપવર્ગ સ્વર્ગ ભૂરાજ. ૮
સર્વમુનિ માંહોમાંહે કરે ચર્ચા, આત્મ નિરૂપણ જ્ઞાન;
તત્ત્વ સંખ્યા નિર્વેદ વખાણે, ભક્તિ યોગ ને ધ્યાન. ૯
કેટલા દિન એમ કરતાં વીત્યા, આવ્યો સમય વસંત;
વશિષ્ઠ અગસ્તની આજ્ઞાએ કર્યો, યજ્ઞ આરંભ શ્રીકંત. ૧૦
હાવે યજ્ઞનું સાહિત્ય સરવ મેળવ્યું, વેદ વિધિએ પ્રમાણ;
બંધુ પ્રધાન સકળ જન કરતા, કારજ તે નિરવાણ. ૧૧
અશ્વ અનોપમ આણીને બાંધ્યો, મન વેગી શ્યામ કર્ણ;
પીત પૂંછ રક્ત વદનજ શોભે, ઉજ્જવળ જેનું વર્ણ. ૧૨
શ્રીરામચંદ્ર દીક્ષા લેઈ બેઠા, આપ્યાં દાન અપાર;
સાથે સોનાની સીતા કરીને, બેસાડયાં તેણીવાર. ૧૩
ભૂમિશયન બ્રહ્મચર્યજ પાળે, ભોગ રહિત સુખકારી;
મૃગનું શૃંગ કટિયે ખોસ્યું, અજીત મેખળા ધારી. ૧૪
આચારજ મુનિ વશિષ્ઠ થયા, જે યજ્ઞ કર્મના જાણ;
ચાર દિશાએ નિમ્યા બબ્બે, મંત્રવેત્તા નિરવાણ. ૧૫
અસિત દેવળ બે પૂરવ દ્વારે, અંગીરા ને ગૌતમ વામ;
જાતુકરન્ય જાબાલી પશ્ચિમ, દક્ષિણ કશ્યપ અત્રિ નામ. ૧૬
અગસ્ત મુનિ તે કર્મ અધિષ્ઠાતા, અધ્વર્યુ વેદ વ્યાસ;
યજ્ઞ દ્વારપાળ કણ્વ ઋષિ, બ્રહ્મ સ્થાને વિધિનો વાસ ૧૭
હાવે આચારજ ઋત્વિજ મળીને, કરાવ્યું અશ્વ પૂજન;
કનક પત્ર તેને શિર બાંધ્યું, વશિષ્ઠે લખીને વચન. ૧૮

અવધપુરીના રાજા દશરથ, મુગટમણિ નૃપ ધીર;
રઘુવંશી રઘુકુળના મંડન, પુત્ર તેના રઘુવીર. ૧૯
રાવણરિપુ ખળદળ બળ ગંજન, રણ પંડિત શ્રીરામ;
એક બાણ એક પત્ની વચન એક, ભક્તના પૂરણકામ. ૨૦
તેજ રામનો યજ્ઞ તુરી, નૃપ જીતવા મૂકયો જાણ;
જે બળિયા હોય તે બાંધજો ભાઇ, મૂકીને આશાપ્રાણ. ૨૧
એવું પત્ર લખીને વશિષ્ઠ ગુરુએ, બાંધ્યું અશ્વને શિષ;
તેની પૂંઠળ રક્ષા કરવા શત્રુઘ્ન, સજ્જ થયા તે દીશ. ૨૨
શ્રીરામચંદ્રે શિક્ષા ઘણી દીધી, શત્રુઘ્નને ત્યાંહે;
અરે ભાઇ હું કહું તે રીતે, આચરજે રણમાંહે. ૨૩
જે મદોન્મત્ત વિરથ વા નપુંસક, પળાય મૂકી ધીર;
સ્ત્રી વિપ્ર સાધુજન સાથે, યુદ્ધ કરીશ ન વીર. ૨૪
વળી શસ્ત્રરહિત મૂર્છિતની ઉપર, કરવો ઘટે નહિ ઘાય;
એમ શત્રુઘ્નને સમજાવીને, શિક્ષા કહી રઘુરાય. ૨૫
ત્યારે તેણે સમે ત્યાં જનકતણો સુત, લક્ષ્મીનિધિ એવું નામ;
તે હાંસી વચન હસીને બોલ્યો, સાંભળીયે શ્રીરામ. ૨૬
તમો શિખામણ શું દ્યો સમજાવી, શત્રુઘ્નને આજ;
પણ જેવી રીત તમારા કુળની, તેવું કરશે કાજ. ૨૭
તમો કહ્યું જે સ્ત્રી વિપ્ર ને, શસ્ત્રરહિત જે જન;
તેની ઉપર ઘા નવ કરવો, બોલ્યા એવું વચન. ૨૮
પણ પ્રથમ તમારા પિતાએ માર્યો, વિપ્ર શ્રવણ નિરધાર;
વળી તમો પૌલસ્ત ઋષિના, કુળનો કરીયો છે સંહાર. ૨૯
વળી નારી તાડિકાને તમો મારી, મૂકીને એક બાણ;
કિરાત તપસ્વીને વળી હણીયો, શસ્ત્ર રહિત નિરવાણ. ૩૦
તે દહાડે કયાં ધરમ ગયોતો, હવે કરો છો વડાઇ;
એવાં શાલક કેરાં વચન સુણીને, બોલ્યા જનકજમાઇ. ૩૧
અરે જનકવિદેહતણા સુત છો તમો, શું જાણો એ રીત;
વીરરસ કેરી વાત ન જાણો, સંન્યાસીશું પ્રીત. ૩૨
એવાં હાંસી વચન પરસ્પર કરતા, પ્રતિઉત્તર એમ વાળી;

તે સુણી સભાજન સરવે હસિયા, લીધી માંહોમાંહે તાળી.

વલણ

તાળી લેતા માંહોમાંહે, સર્વે હસિયા સભાના જન રે;
એવો આનંદ વાધ્યો અંગમાં, જોઈ યજ્ઞ મહોત્સવ મન રે. ૩૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां शेषवात्स्यायनसंवादे-आश्वमेधिके श्रीरामेण शत्रुघ्नबोधो नाम एकोनचत्वारिंशोऽध्यायः ।३९।

# અધ્યાય ૪૦ મો

રાગ કાફી

આવ્યો મહુરત કેરો દન, થયા તત્પર સરવે જન;
શત્રુઘ્નની સાથે વીર, અશ્વ રક્ષક જાયે ધીર. ૧
તે સમે ભરથ કેરો પુત્ર, રણપંડિત બળિયો સુત્ર;
તેનું પુષ્કલજી એવું નામ, જેના રૂપથી લાજે કામ. ૨
વરસ દ્વાદશનો છે કુમાર, જાણે સકળ વિદ્યા અનુસાર;
તે શત્રુઘ્ન કેરી સંગ, જાવાને શસ્ત્ર સજ્યાં અંગ. ૩
ભાથા ટોપ કવચ કોદંડ, ધર્યાં ભૂષણભાર અખંડ;
લેઇ માતા તણી આજ્ઞાય, આવી લાગ્યો કૌશલ્યાને પાય. ૪
સુમિત્રા કૈકૈને નામ્યું શિષ, દીધી સરવ માતાએ આશિષ;
પછે ચાલ્યો ત્યાંથકી તન, આવ્યો પોતાને રંગ ભોવન. ૫
વધુ પુષ્કળજીની જેહ, કાન્તિ નામે મહાસતી તેહ;
જેના રૂપ થકી રતિ લાજે, સુંદરી શુભવેષ વિરાજે. ૬
વર્ષ દ્વાદશમાં વય જેની, અંગ ઉપમા શી કહું તેની;
છે પતિવ્રત મંડન એહ, જાણે પતિ પરમેશ્વર જેહ. ૭
નિજ સ્વામીને આવતો નરખી, હરિવદની હૈયામાં હરખી;
એટલે ત્યાં પુષ્કલ આવ્યો, ભરી મોતીની થાળે વધાવ્યો. ૮
હસી બોલ્યો સુણો હે નાર, આજ છોડે છે યજ્ઞતોખાર;
રક્ષાને જાયે શત્રુઘ્ન, સેનસહિત ઘણા રાજન. ૯
હું જાઉં છું કાકાને સંગ, જીતવા ભૂપતિ રણજંગ;
ત્યાં જાવાને વિલંબજ થાય, માટે આપો મુને આજ્ઞાય. ૧૦

સુણી નાથનાં એવાં વચન, સામું જોયું ભરી લોચન;
પછી ગ્રહી નિજ સ્વામીનો હાથ, બોલી મધુર વચન હે નાથ.૧૧
હું તો દાસી તમારી સ્વામીન, એક વિનતિ ધરજો મન;
તમો જાણશો જે કંઇ આશ, હશે ભોગતણો અભિલાષ. ૧૨
પણ સાચું કહું છું આજ, જાઓ સુખથકી મહારાજ;
કાકાની પાળજો આજ્ઞાય, જીતજો પૃથ્વીના રાય. ૧૩
કરજો જુદ્ધ રહી સન્મુખ, નવ ધરશો મરણનું દુઃખ;
થોડું જીવી જો કીરતિ કરીયે,ઘણું જીવ્યાની આશા ન ધરીયે.
જશ રહિત જીવ્યા ઘણા દિન, તેણે શું થયું કાજ સ્વામીન;
ઉભે લોકમાં અપજશ થાય, મનુષ્યાદેહ એળે જાય. ૧૫
તમો કહેશો ભોગવીયે ભોગ, ઘણું જીવીને સુખ સંજોગ;
પણ અન્ય જનમમાં સ્વામીન,આહાર નિદ્રા ભય મૈથુન. ૧૬
પશુ પક્ષીમાં એ સુખ હોય, વિષય સંતુષ્ટ નવ થાય કોય;
કોટી કલ્પ ભોગવે કામ, તોય જીવ ન પામે વિરામ. ૧૬
હુત હોમે અગ્નિમાં જ્યમ, વાધે અદકી જ્વાળા ત્યમ;
એવો વાસના કેરો પ્રવાય, ભોગવે નવ તૃપ્તિ થાય. ૧૮
વિષેમાં દોષ દેખે જ્યારે, તેનું મન પાછું વળે ત્યારે;
રોગ જેવા જ્યારે ભાસે ભોગ, ટળે ત્યારે એ મૂળ સંજોગ.૧૯
એવો સંસાર મિથ્યા જાણી, પછી ભજવા પુરુષ પુરાણી;
માટે કહું છું જોડીને હાથ, મન ધીરજ રાખજો નાથ. ૨૦
જ્યારે યુદ્ધ કરો સ્વામીન, મુજમાં નવ ધરશો મન;
રખે પૂંઠ દેખાડતા પાછી, થશે કુળની કીર્તિ આછી. ૨૧
રઘુકુળમાં છે જન્મ તમારો, તે પરંપરા મન વિચારો;
જુવો પિતામહ કેરાં કર્મ, માર્યો વૃષપરવા નિજ ધર્મ. ૨૨
કરી દેવતણી રક્ષાય, અદ્યાપિ લોક કીર્તિ ગાય;
વળી કાકાજી કેશવરામ, માર્યો રાવણ જેનું નામ. ૨૩
તમો કહેવાઓ તેના પુત્ર, કુળદીપક ધરમના સૂત્ર;
માટે રાખજો કુળની લાજ, વખાણે જ્યમ ભૂપ સમાજ. ૨૪
પાછા ફરશો ધરી જો બીત, તો થાશે મુને મહા વિપરીત;

જેઠ દીયર સહીયરનો સાથ, દેશે મહેણાં ઘણાં મુને નાથ. ૨૫
વળી મહિએરીયામોઝાર, કહેશે કાયર તુજ ભરથાર;
એમ કહી સમજાવ્યો સ્વામી, પદ નાથ તણે શિર નામી. ૨૬
કરી પૂજા બેસાડી પાટ, કર્યું કુમકુમ તિલક લલાટ;
ચોખા ચોઢી કરી મનુહાર, આરોપ્યો કંઠે પુષ્પનો હાર. ૨૭
આપ્યું તાંબુળ કરી અરચન, પછી દીધું આલિંગન;
લાગી પાયે જોડીને હાથ, ધરી નેહ વળાવ્યો નાથ. ૨૮
બેઠા પુષ્કલજી રથમાંહે, લેઇ આજ્ઞા ત્રિયાની ત્યાંહે;
ખેડયા પવનવેગી તોખાર, આવ્યા જ્યાં છે શ્રીદેવમોરાર.૨૯

વલણ

જ્યાંહાં વિરાજે શ્રીરઘુપતિ, ત્યાંહાં આવ્યા પુષ્કલ વીર રે;
પાયે લાગી આજ્ઞા માગી,જોઇ હરખ્યા શ્યામ શરીર રે. ૩૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके पुष्कलश्रीरामसामीप्यागमनं नाम चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥**

---

# અધ્યાય ૪૧ મો

રાગ મેવાડો

રણધીર કહે સુણો વાત્સ્યાયણ મુનિ, પાવન યજ્ઞકથાય જી;
પુષ્કલજી સજ્જ થઇને આવ્યો, જ્યાંહાં બેઠા શ્રીરઘુરાય જી. ૧
ત્યારે રુદે ચાંપીને ઉછંગ બેસાડયો, પુષ્કલને શ્રીરામ જી;
પછે શત્રુધન સુમંતની સાથે, બોલ્યા પૂરણ કામ જી. ૨
અરે ભાઇ આ પુષ્કલને તમો, સાચવજો રણમાંહે જી;
યુદ્ધ સમે એની પાસે રહેજો, રક્ષા કરજો ત્યાંહે જી. ૩
પછે એવું કહીને આજ્ઞા આપી, ચાલ્યા શત્રુધન જી;
પુષ્કલજી તે સાથે ચઢીયો, ભરથજી કેરો તનજી. ૪
વળી જનક વિદેહી તણો સુત કહિયે, લક્ષ્મીનિધિ એવું નામ જી;
તે નિજ સેન્યા લેઇ સાથે ચઢિયો, અશ્વરક્ષાને કામ જી. ૫
વળી સુગ્રીવ અંગદ જાંબુવાન, નળનીલ શરભ હનુમંત જી;
ગવાક્ષ કેશરી આદે કપિ સહુ, ચાલ્યા મહાબળવંત જી. ૬

વળી અન્ય કેટલા સંબંધી રાજા, ચઢિયા સૈન્ય સહિત જી;
સુમંત પ્રધાન પોતાનો છે, વળી સેનાપતિ રણજીત જી. ૭
વૈશાખ માસ પૂર્ણિમાને દિન, વાર લગ્ન પાવન જી;
સરજ્યુતીર ઉપરથી અશ્વને, છોડી મૂકયો તે દિન જી. ૮
નાના પ્રકારનાં વાજીંત્ર વાજે, સૈન્ય તણો નહિ પાર જી;
હાક વાગી શત્રુઘ્ન કેરી, પૃથ્વી સહે નહિ ભાર જી. ૯
તે અશ્વ સ્વઇચ્છાએ કરી ચાલે, પૂંઠળ સરવે વીર જી;
ગિરિ સરિતા ઓળંગી જાતા, રાખી મનમાં ધીર જી. ૧૦
અદકો વેગ સરવથી ચાલે, યજ્ઞતુરી તેણીવાર જી;
સ્વઇચ્છાએ કરી આવ્યો પ્રથમે, અહિછત્ર નગર મોઝાર જી.
દમન નામે નૃપતિ મહા બળિયો, રાજ કરે પુર માંહે જી;
તે શ્રીરામચંદ્રનો ભક્ત હતો, માટે યુદ્ધ કર્યું નહિ ત્યાંહે જી.
તે રાજ્ય લક્ષ્મી સોંપીને મળીયો, દમન ભૂપતિ નામ જી;
શત્રુસૂદનની સાથે ચાલ્યો, અશ્વરક્ષાને કામ જી. ૧૩
હવે ત્યાં થકી આગળ અશ્વ ગયો, ઋષિ ચ્યવન તણે આશ્રમ જી;
ત્યારે શત્રુઘ્ને સુમંતને પૂછયું, વન દેખી મહા રમ્ય જી. ૧૪
આ વનમાં આશ્રમ છે કોનો, કોણ મુનિ મહાનંત જી:
એવાં વચન સુણી શત્રુઘ્ન કેરાં, બોલ્યો પ્રધાન સુમંત જી.૧૫
એક ભૃગુવંશમાં પ્રગટ થયા છે, ચ્યવન ઋષિ તેનું નામ જી;
તે આ વનમાં આશ્રમ બાંધી, રહે છે આણે ઠામ જી. ૧૬
જેણે માનભંગ મઘવાપતિ કીધો, કરાવ્યો નૃપવેર યાગ જી;
અશ્વનિકુમારને અપાવ્યો પોતે, યજ્ઞ તણો જે ભાગ જી. ૧૭
સુમંતનાં એવાં વચન સુણી, બોલ્યા શત્રુઘ્ન તેણીવાર જી;
તે ચ્યવન ઋષિની કથા કહો મુજને, મૂળ થકી વિસ્તાર જી.

વલણ

મૂળ થકી વિસ્તાર એનો, કહો તે મુજને મિત્ર રે;
એવાં શત્રુઘ્નનાં વચન સુણી, કહે સુમંત ચ્યવન ચરિત્ર રે.૧૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सुमंतशत्रुघ्नसंवादे एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો

રાગ ધન્યાશ્રી

ઋષિ વાત્સ્યાયણને કહે છે અનંત જી,
શત્રુઘન સાથે બોલ્યા સુમંત જી;
પૂર્વે ભૃગુ ઋષિ વનમોઝાર જી, આશ્રમ બાંધી રહે નરનાર જી.

ઢાળ

આશ્રમ બાંધી રહે ભૃગુ ઋષિ, અગ્નિહોત્રી ત્યાંહે;
ગયા એક સમય લેવા સમિધ, સંધ્યા સમે વનમાંહે. ૨
ત્યારે દમન નામે અસુર આવ્યો, કુંડ કીધો ભંગ;
સગર્ભ હતી મુનિ પત્ની તેને, ચાલ્યો લઈ નિજ સંગ. ૩
વૃક જાય હરણી હરી જ્યમ, એમ ચાલ્યો લઇ મુનિ નાર;
થયો ગર્ભસ્રાવ તેણે સમે, પડયો પુત્ર પૃથ્વી મોઝાર. ૪
તેજપુંજ અગ્નિ શિખા સરખો, બોલ્યો ક્રોધ વચન;
અરે દુષ્ટ અઘટિત કૃત કરે, થજો ભસ્મ બળી તુજ તન. ૫
એવું કહેતામાં તે દમન રાક્ષસ, બળ્યો ક્ષણમાં ત્યાંહે;
મુનિ પત્ની તે સુત લેઇ વળતી, આવી આશ્રમ માંહે. ૬
એટલે ભૃગુ ત્યાં આવિયા, પત્નીએ કહ્યું વરતંત;
તે સુણી મનમાં ખેદ પામ્યા, ચઢયો ક્રોધ અનંત. ૭
બલ્યા અગ્નિ હું સેવું તુને, તું દેવ છે પરતક્ષ;
થયું વિઘ્ન તે ક્યમ રહ્યો સાંખી, જોઇને નિજ ચક્ષ. ૮
પછે શાપ દીધો અગ્નિને, સુણ વન્હિ કહું એક વાત;
તુજ દેખતાં આવ્યો અસુર, કરી ગયો મહા ઉત્પાત. ૯
તેં વાર્યો નહિ કયમ દુષ્ટને, સાંખી રહ્યો શું મૂઢ;
માટે સરવ ભક્ષી અનળ થાજે, શાપ દીધો ગૂઢ. ૧૦
એવો શાપ સુણીને સ્તુતિ કીધી, ભગુતણી હુતાશ;
કૃપાનિધિ કરો અનુગ્રહ, ત્યારે બોલ્યા વચન પ્રકાશ. ૧૧
તું સરવ ભક્ષી થઇશ પણ, રહેજે સદા પાવન;
અપવિત્ર નહિ થાયે કદા, એવો કર્યો અનુગ્રહ મુન્ય. ૧૨

પછી જાતકર્મ કર્યું તે સુતનું, ચ્યવન પાડયું નામ;
મોટો થયો ઉપવીત આપ્યું, ભણ્યો વિદ્યાકામ. ૧૩
પછે આજ્ઞા લેઈ નિજ પિતાની તે, ગયો રેવાતીર;
ઉપકંઠે આસન વાળીને, તપ કરવા બેઠો ધીર. ૧૪
દશ સહસ્ર વર્ષજ વહી ગયાં, કર્યું ઘોર તપ તે દિશ;
થયા રાફ ઉધેઈતણા, અંગે વૃક્ષ જાળાં શિષ. ૧૫
પછે એકદા શર્યાતિ રાજા, ચંદ્રવંશી જેહ;
સહકુટુંબ નીકળ્યો તીરથ કરવા, આવ્યો વનમાં તેહ. ૧૬
તે રહ્યો કરી વિશ્રામ ત્યાં, સહુ સૈન્યશું રાજન;
મંડુકી પુત્રી રાયની, નીકળી રમવા વન. ૧૭
તે કન્યા રમતી આવી જ્યાં, તપ કરે વિપ્ર ચ્યવન;
છે છિદ્ર ઉધેઈરાફમાં, ઝગમગે મુનિ લોચન. ૧૮
કરમાંહે લેઇને દરભ શલાકા, ઘાલી તેહ મોઝાર;
તેણે નેત્ર ફોડયાં મુનિતણાં, નીકળી રુધિરની ધાર. ૧૯
તે સમે ઘણો ઉત્પાત વરત્યો, રાય સેન્યામાંહે;
થયાં બંધ સરવે જીવનાં, શિષ્ણુ ગુદા બે ત્યાંહે. ૨૦
તે રાયે જાણી વારતા તે, આવ્યા મુનિવર પાસ;
કરી પ્રાર્થના પરણાવી કન્યા, ગયો ભૂપ અવાસ. ૨૧
પછી ચ્યવન ઋષિ તે કન્યા સાથે, રહ્યા કરી આશ્રમ;
ઘણી સેવા કરતી સાધવી, પાળે પોતાનો ધર્મ. ૨૨
જ્યમ અત્રિની સેવા કરે, અનસૂયા એકે મન;
એમ સેવા કરતી ચ્યવનકેરી, વહી ગયા બહુ દિન. ૨૩
એક સહસ્ર વરસ વીતી ગયાં, કરતાં મુનિની સેવ;
એક સમે અશ્વિનીકુમાર આવ્યા, મુનિઆશ્રમ દેવ. ૨૪
સતીએ પૂજા તેની કરી, બેસાડિયા આસન;
સત્કાર અતિશે જોઇને, તે થયા દેવ પ્રસન્ન. ૨૫
અરે સાધવી તું માગ્ય વર, જે ઇચ્છા હોયે આજ;
ત્યારે સતી કહે મુજ પતિતણાં, દ્રગ આપીયે મહારાજ. ૨૬
ત્યાર વૈદ્ય કહે ઈંદ્રે અમારો, યજ્ઞ કેરો ભાગ;

તે બંધ કીધો જોરથી, કરીયો અમારો ત્યાગ. ૨૭
તે અમને પાછો અપાવો, ત્યારે ચ્યવન બોલ્યા વાણ;
તમને અપાવું યજ્ઞ કેરો, ભાગ નિશ્ચે જાણ. ૨૮
મુનિ વચન લઈ વૈદ્યે રચ્યો, એક કુંડ પૂરણ વાર;
ઔષધિ નાખી તેહમાં, મંત્રિત કર્યો નિરધાર. ૨૯
પછી ચ્યવન ઋષિનો કર ગ્રહી, ઉડાડીયા છે ત્યાંહે;
બે દેવ ત્રીજા મુનિ વળતા, પ્રવેશ્યા તે માંહે. ૩૦
કરી સ્નાન બહારે નીકળ્યા, ઉપકંઠ ઉભા તેહ;
થયું દિવ્ય રૂપ મુનિતણું, ખટદશ વરસની દેહ. ૩૧
અલંકારમંડિત તરુણ વય, રૂપથી લાજે કામ;
મુનિપત્ની જોઈ આશ્ચર્ય પામી, ઓળખ્યા નહિ શ્યામ. ૩૨
પછી સ્તુતિ કીધી દેવની, ત્યારે સોંપીયો ભરથાર;
તે વૈદ નિજ લોકે ગયા, વરતીયો જયજયકાર. ૩૩
તે સ્ત્રીએ મુનિ આજ્ઞાથકી, દ્રહમાં કર્યું છે સ્નાન;
અદ્‌ભુત કાન્તિ શોભતી, થઈ રતિરૂપ સમાન. ૩૪
પછી યોગમાયાને બળે, નિરમ્યું વિમાન મુનીશ;
સંપન્ન તેમાં ભોગ સરવે, અધિક વૈભવ ઇશ. ૩૫
નિજ સ્વામીને લઇ સુંદરી, ચઢી તે વિમાન મોઝાર;
એક સહસ્ર દાસી સેવતી, સેવકતણો નહિ પાર. ૩૬
પત્ની સહિત એમ ઘણા દિન, ભોગવ્યા મુનિએ ભોગ;
તૃપ્તિ થયા પછી ત્યાગ કીધો, ગ્રહ્યો મનમાં જોગ. ૩૭
પયોષ્ણીતીરે સહિત પત્ની, રહ્યા કરી આશ્રમ;
તપ ધ્યાન ને અનુષ્ઠાન કરતા, આચરે નિજ ધર્મ. ૩૮
એક સમે ત્યાં શર્યાતી રાજા, આવ્યો આશ્રમ ભૂપ;
મન ખેદ પામ્યો કૂડ જાણ્યું, જોઈ ઋષિનું રૂપ. ૩૯
પછે પુત્રીએ વરતાંત સરવે, કહ્યું માંડી પિતાય;
તે સુણી હરખ્યો ભૂપતિ, લાગ્યો મુનિને પાય. ૪૦
ત્યારે ચ્યવન કહે હો રાયજી, કરો યજ્ઞ તમ ઘેર આજ;
મેં વચન આપ્યું દેવને, તે થાય સિદ્ધિ કાજ. ૪૧

પુત્રીજમાત્રને તેડી રાજા, આવીયો નિજ ઘેર;
આરંભ યજ્ઞતણો કર્યો, વરિયા મુનિ બહુ પેર. ૪૨
અશ્વિનીકુમારને ભાગ આપ્યો, ચ્યવન ઋષિએ ત્યાંહે;
મારવા આવ્યો ઈન્દ્ર મુનિને, વજ્ર ગ્રહી કરમાંહે. ૪૩
હણવા કારણ કર્યો હસ્ત ઉંચો, થયો હાહાકાર;
સ્થંભ સ્થંભ બોલ્યા મુનિ, સ્થંભીયો કર તેણીવાર. ૪૪
પીડા ઘણી થઇ ઇન્દ્રને, સ્તવિયા તદા મુનિજન;
કરો ક્ષમા મુજ અપરાધ, મારો અનુગ્રહ સ્વામિન. ૪૫
મુનિએ કૃપા કરી ઇન્દ્રને કહ્યું, આજથી નિરધાર;
અશ્વિનીકુમારને યજ્ઞકેરો, ભાગ આપો સાર. ૪૬
તે દિવસથી થયો ચાલતો, યજ્ઞ કેરો ભાગ;
શિક્ષા કરી સુરપતિને, એવા ચ્યવન મહાભાગ. ૪૭
આખ્યાન એ મુનિ ચ્યવનનું, જે સુણે નર ને નાર;
મહાપાપથી મૂકાય તે, પામે, પદારથ ચાર. ૪૭
સુમંત કહે હો શત્રુઘ્ન તે, ચ્યવનનું આ વન;
સુંદર સ્થળ સોહામણું, આશ્રમ છે પાવન. ૪૮

વલણ

પાવન આશ્રમ મુનિતણો, તિહાં આવ્યા શત્રુઘન રે;
ચ્યવન ઋષિને પાયે લાગ્યા, પામ્યા સહુ દરશન રે. ૪૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांड आश्वमेधिके सुमंतशत्रुघ्नसंवादे च्यवनोपाख्याने द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

## અધ્યાય ૪૩ મો

રાગ પરજ

ચ્યવન ઋષિને આશ્રમ આવી, ઉતરીયો સહુ સાથ;
શત્રુઘન આવી પાયે નમ્યા, દીધી આશીષ તાંહાં મુનિનાથ. ૧
પયોષ્ણી માંહે સ્નાન કરી, માગી મુનિવરની આજ્ઞાય;
પછે ત્યાંથકી અશ્વ તે આગળ ચાલ્યો, પૂંઠળ વીર પળાય. ૨
તે અશ્વ આવ્યો વાજીપુરમાં, જ્યાં સુધર્મ નામે ભૂપાળ;

તે રાય રામનો ભક્ત હતો માટે, આવી મળ્યો તતકાળ. ૩
તેણે સ્વાગત કીધી શત્રુઘનની, સંતોષ્યો સહુ સાથ;
ખાનપાન બહુવિધનાં આપી, પાયે નમ્યો નરનાથ. ૪
તેણે સાતસેં હસ્તી ભેટ કર્યા, શ્વેત કાન્તિ ચંદ્ર સમાન;
એક સહસ્ર રથ કંચન મણિમય, અશ્વ સારથિવાન. ૫
વળી અશ્વ ઉજ્વળ દશ સહસ્રજ આપ્યા, વસ્ત્ર ભૂષણ ભંડાર
તે એટલું આપીને સાથે ચાલ્યો, ભૂપતિ તેણીવાર. ૬
ત્યાં થકી આગળ અશ્વજ ચાલ્યો, પૂંઠળ જોદ્ધ પળાય;
એટલે એક ત્યાં પરવત દીઠો, શી કહું તેની શોભાય. ૭
સુવર્ણ રજત મણિ સ્ફટિકનો, મંડિત છે શતશૃંગ;
જેમાં ઘોષ થાય ઘણા પ્રવાહ જળના, ગુંજે શુક પિક ભૃંગ. ૮
અનેક વૃક્ષ વિશાળ વિરાજે, વન સઘન ચોપાસ;
અપ્સરાસહિત દેવ ત્યાં આવી, કરતા વિવિધ વિલાસ. ૯
પાસે ગંગાના તરંગ ઉછળે, ઉજ્જ્વળ કરપુરવંત;
પ્રતિબિંબ પડે માંહે પરવતનું, તેની રચના થાય અનંત. ૧૦
વળી ચારે પાસે ભોમ રૂપાની, ઝળકે તેજ અપાર;
એવી શોભા જોઇ શત્રુઘન પૂછે, સુમંતને તેણીવાર. ૧૧
અરે મિત્ર આ ગિરિ વિચિત્ર છે, એનો શો મહિમાય;
એવાં વચન સુણીને સુમતિ બોલ્યો, સાંભળો કહું અભિપ્રાય.
નીલગિરિ એનું નામજ કહીયે, સ્ફાટિકનો ચોપાસ;
શ્રીપુરુષોતમ સાક્ષાત સદા એમાં, રહ્યા કરીને વાસ. ૧૩
અહીં સરવે દેવ નિત્યે આવે છે, પૂજવા શ્રીભગવાન;
એ પરવતનું દરશન નવ પામે, જે હોય અધમ અઘવાન. ૧૪
જે વિષ્ણુભક્તિથી વિમુખ હોય, નિજ ધર્મરહિત જે જન;
નીલ તેલ ઘૃત લાક્ષ મધુ, કરે વિક્રય જે કંચન. ૧૫
મદ્યપાની ને પરત્રિય લંપટ, પરનિંદક મતવાદી;
સજ્જન વંચક મધુર વસ્તુ, કરે ભક્ષણ રસના સ્વાદી. ૧૬
પમાડે દુઃખ પતિ સાધવી સ્ત્રીને, ભૂકન્યા વિક્રય કરતા;
વિશ્વાસઘાત કરે પંક્તિભેદ, ગો દ્વિજની વૃત્તિ હરતા. ૧૭

ગ્રહણ સંધિમાં ભોજન મૈથુન, ક્ષાર કરાવે જેહ;
એવા પાપી પ્રાણી નીલગિરિ, સ્વપને નવ દેખે તેહ. ૧૮
મહા પુણ્યવાન પ્રાણી તે પામે, પરવતનું દરશન;
એ પુરુષોત્તમનું ક્ષેત્રજ કહીયે, મુક્તિ તણું ભોવન. ૧૯
નિત્યે આવતા સ્વર્ગનિવાસી, કરવા પ્રભુ અરચન;
ધૂપ દીપ નૈવેદ્ય આરતિ, કરતા નિર્મળ મન. ૨૦
એ પ્રભુનો મહાપ્રસાદ મળે, જન અશન કરે જો કોય;
તે પ્રાણી નિશ્ચે પરમ પદ પામે, રૂપ ચતુર્ભુજ હોય. ૨૧
સુમંત કહે સુણો શત્રુઘ્ન, એવો પ્રસાદનો મહિમાય;
તેહતણું દૃષ્ટાંત કહું એક, ઇતિહાસની કથાય. ૨૨

વલણ

કહું કથા એક ઇતિહાસની, તે સુણો શત્રુઘ્ન રે;
શેષ કહે વાત્સ્યાયન ઋષિને, ગિરિ મહિમા પાવન રે. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके नीलगिरिदर्शनं नाम त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

# અધ્યાય ૪૪ મો

રાગ દોહા

વાત્સ્યાયનને શેષ કહે, સુણીયે હો મુનિજન;
શત્રુઘ્નને સુમંત કહે, ગિરિ મહિમા પાવન. ૧

રાગ બીલાવર

કંચનપુર એક નગ્ર વિશાળ, રાજ કરે રત્નગ્રીવ ભૂપાળ;
વિશાલાક્ષી એવું રાણીનું નામ,શોભે રૂપે જેવાં રતિ ને કામ.
તે પુરમાં નહિ વ્યાધિ ને રોગ,ઘણા દિન વીત્યા ભોગવતાં ભોગ;
આવ્યો તેને વૃદ્ધપણે વૈરાગ, ઉતર્યો વિષયપરથી અનુરાગ.૨
રાણીશું બોલ્યો તે રાય વચન,હાવે ભોગ રુચે નહિ મારે મન;
આયુષ્ય વૃથા ગયું આપણું, હાવે સાધન કરીયે મોક્ષજતણું. ૩
રાય રાણી એમ કરે વિચાર, એટલે આવ્યો એક તાપસ દ્વાર;
રાયે કર્યું તેનું પૂજન, કર જોડી બોલ્યો તેશું વચન. ૪

મોક્ષ પામવાને મહારાજ, કંઇ પાવન તીર્થ બતાવો આજ;
ત્યારે તપસ્વી કહે સુણ રાય, પૃથ્વીમાં તીરથ ઘણાં કહેવાય.
પણ નીલગિરિ પુરુષોત્તમ ધામ, આપે ધર્મ અર્થ મોક્ષ ને કામ
ગંગા સાગરનો સંગમ ત્યાંહે, પાસે ગલ્લકી વિષ્ણુ તે માંહે.
તે સ્વતઃસિદ્ધ અરચા ભગવાન, બ્રહ્મ પ્રતિષ્ઠિત મૂરતિ જ્ઞાન;
જે શાલીગ્રામની પૂજા કરે, તે જન ભવસાગરને તરે. ૭
એ નીલગિરિ છે તેની પાસ, પામે મોક્ષ કરે જે વાસ;
એ ગિરિનો મહિમા છે ઘણો, સુણો દૃષ્ટાંત કહું તે તણો. ૮
પૂરવે કિરાત પૃથુક એવું નામ, કરતો તે જીવહિંસાનું કામ;
એક સમે ચઢયો ગિરિને શીષ, વિષ્ણુપ્રસાદ મળ્યો તે દીશ.
ભક્ષણ કરતાં છૂટી દેહ, થયો ચતુરભુજ તતક્ષણ તેહ;
બેસી વિમાન ગયો અપવર્ગ, દેવનાં દુંદુભી વાગ્યાં સ્વર્ગ.
તે માટે તાંહાં જાઓ ભૂપ, જુઓ જઇ પુરુષોત્તમ રૂપ;
એવાં તાપસ કેરાં સુણી વચન, રાણી સહિત આવ્યો રાજન.
ગંડકી ગંગામાં કર્યું સ્નાન, પૂજ્યા મુનિવર કરી સન્માન;
પછી નીલગિરિ ચઢિઓ ભૂપાળ, પ્રભુ દરશન પામ્યો તત્કાળ.
વિષ્ણુ નૈવેદ્યનો કીધો આહાર, કુટુંબ સહિત પામ્યો ઉદ્ધાર;
કહે સુમંત હો શત્રુઘ્ન, એવો છે નીલગિરિ પાવન. ૧૩

દોહો

પાવન છે પરવત સદા, જ્યાં પુરુષોત્તમનો વાસ;
પાપી દેખે નહિ કદા, પ્રાણી પુણ્ય પ્રકાશ. ૧૪
શ્રોતાજન સરવે સુણો, કહું એક એનો મર્મ;
એ નીલાચળવાસી પ્રભુ, પુરુષોત્તમ પરિબ્રહ્મ. ૧૫
તે પ્રભુ પ્રીતે પધારિયા, દેશ ઉડીશામાંહે;
ઇન્દ્ર દ્યુમ્ન એક ભૂપતિ, લાવ્યો પ્રભુને ત્યાંહે. ૧૬
જગન્નાથ જેને કહે, નામ સકળ સંસાર;
મહા પ્રસાદમાં ભેદ નહિ, વરણાવરણ વિચાર. ૧૭
એ નીલાચળવાસી પ્રભુ, જગન્નાથ જુગદીશ;
દરશન કરતાં દુઃખ ટળે, પાપ જાય તે દીશ. ૧૮

સુમંતે શત્રુઘન પ્રતે, કથા કહી તેણીવાર;
તે સુણી આગળ ચાલીયા, કરી પરવતને નમસ્કાર.      ૧૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके श्रीपुरुषोत्तमप्रसादमहिमावर्णनं नाम चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

# અધ્યાય ૪૫ મો

રાગ આશાવરી

નીલગિરીથી અશ્વજ ચાલ્યો, પૂંઠળ જોધ પળાય;
ચક્રાંક નામે નગરમાં આવ્યો, ત્યાં છે સુધર્મી રાય.      ૧
દમન પુત્ર તે રાયતણો તેણે, બાંધીયો યજ્ઞતોખાર;
પછી તેની સાથે ઘણું યુદ્ધ થયું, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર.૨
શત્રુઘને તે રાયને જીત્યો, છોડાવીયો કેકાણ;
નિજ સૈન્ય લેઇ નૃપ સાથે ચાલ્યો, અશ્વરક્ષાને જાણ.      ૩
ત્યાંથકી તેજઃપુરમાં આવ્યો, યજ્ઞતુરી તતકાળ;
મહારમ્ય નગર છે કનક મણિમય, સત્યવંત ભૂપાળ.      ૪
એક વિશાળ મંદિર દેવતણું છે, કામાક્ષી જેનું નામ;
તે સરવે કામના પૂરણ કરવા, રહી છે તેણે ઠામ.      ૫
સ્થંભરાય નામે એ પુરમાં, કરતો પૂરવે રાજ;
તેને સંતાન કંઇ ઉદે થયું નહિ, માટે ચિંતા કરે મહારાજ.૬
ત્યારે એક સમે જાબાલી ઋષિ તે, આવ્યા રાયને ઘેર;
આતિથ્ય પૂજન બહુવિધ કીધું, કહી સહુ દુઃખની પેર.      ૭
પછી જાબાલી ઋષિએ વિધિયુકતે કરી, ગો પૂજાવી ત્યાંહે;
ત્યારે સત્યવાન તેને પુત્ર થયો, નૃપ હરખ્યો ઘણું મનમાંહે. ૮
તે પુત્ર મહાધર્મિષ્ઠ થયો, લાગ્યો કરવા પુરનું રાજ;
વિષ્ણુભક્તિપરાયણ પોતે, કરે પરમારથ કાજ.      ૯
તે પુરપાસે અશ્વજ આવ્યો, અનુચરે દીઠો ત્યાંહે;
તેણે જાણ કર્યું જઈ ભૂપતિને ત્યારે, હરખ્યો ઘણું મનમાંહે.૧૦
પછી શત્રુઘનની સામે ગયો, તે સભાસહિત રાજન;
સ્વાગત કરીને તેડી લાવ્યો, સહુને કરાવ્યું ભોજન.      ૧૧

તે રાયે સરવે અરપણ કીધું, રાજ દ્રવ્ય ભંડાર;
પછી નિજ સેન્યા લેઇ સાથે ચાલ્યો, રાખવા યજ્ઞતોખાર. ૧૨
હાવે ત્યાંથકી અશ્વ તે આગળ ચાલ્યો, આવ્યું મહા એક વન;
પણ શ્રોતાજન સુણો એકચિત્તે, તાંહાં થયું મોટું વિઘન.૧૩
છે રાવણનો સખા વિધુતમાલી ને, ઉગ્રદંત એવું નામ;
તે બંન્યો વીરે જતાં હય દીઠો, રહેતા તેણે ઠામ. ૧૪
તેણે ઓચિંતું અંધકાર કરીને, કીધું હયનું હરણ;
તે આકાશમારગે લઇને ચાલ્યા,ના ગણી ભીતિ મરણ. ૧૫
ત્યારે તેસમે હાહાકારજ વરત્યો, ભય પામ્યા ઘણું મન;
તે અંધકારમાં કાંઇ નવ સૂઝે, અકળાયા સહુ જન. ૧૬
પછી ભરથપુત્ર પુષ્કલજી તેણે, મૂકયું રવિનું બાણ;
ત્યારે થયો પ્રકાશ ટળ્યું આવ્રણ સહુ, દીસ દિશા નિરવાણ.૧૭
ત્યારે કરવા લાગ્યા શોધ અશ્વની, દીઠો જતાં આકાશ;
·એવું દેખી તદા મારુતસુત કૂદ્યા, ક્રોધ કરીને તાસ. ૧૮
તે વિધુતમાલી સાથે કીધું, હનુમંતે ઘણું જુદ્ધ;
તોય દુષ્ટ ન પરાજય પામ્યો, પછી વિચારી બુદ્ધ. ૧૯
વામ કરે કરી ઝડપજ મારી, અશ્વ ઝાલ્યો કરી રીસ;
દક્ષિણ હસ્તે ક્રોધ કરીને, ઉડાડ્યું અસુરનું શિષ. ૨૦
પછી પુષ્કલજીએ ઉગ્રદંતને, માર્યો મૂકીને બાણ;
બંન્યો દુષ્ટને હણીને લાવ્યા, યજ્ઞતણો કેકાણ. ૨૧
દેવે પુષ્પની વૃષ્ટિ કરીને, વખાણ્યા ઘણું તેણીવાર;
શત્રુઘન મન આનંદ પામ્યા, વરત્યો જયજયકાર. ૨૨

સોરઠા

વરત્યો જયજયકાર, પછી અશ્વ તાંહાંથી પાછો વળ્યો;
દક્ષિણપંથ મોઝાર, ચાલ્યા જોદ્ધા સહુ મળી. ૨૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके विद्युतमालिउग्रदंतयोर्मरणं नाम पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥**

# અધ્યાય ૪૯ મો

રાગ ધન્યાશ્રી

દક્ષિણ પંથે વળીયો તોખાર જી,
પૂંઠળ ચાલ્યું સૈન્ય અપાર જી;
રક્ષા કરતા મહા શૂરવીર જી,
અશ્વ તે આવ્યો રેવાને તીર જી. ૧

ઢાળ

રેવાતણા ઉપકંઠ ઉપર, આવ્યો યજ્ઞતોખાર;
મહાદિવ્ય વન રળિયામણું, શોભાતણો નહિ પાર. ૨
ત્યાં રમ્ય આશ્રમ છે ઘણા, મુનિવૃંદ ઠામોઠામ;
તે મધ્યે આશ્રમ એક મોટો, દીસીયે અભિરામ. ૩
શત્રુઘને સુમંતને, પૂછીયું તેણીવાર;
અરે વીર કહો કોણ મુનિ મોટા, રહે આણે ઠાર. ૪
સુમતિ કહે હો શત્રુઘન, મનશીલ મુનિ મહાનંત;
આરણ્ય મુનિ જ્ઞાની મહા, વીત રાગ ભક્તિવંત. ૫
એવું સુણી તદા શત્રુઘને, કર્યો તે વનમાં વિશ્રામ;
ત્યાં સૈન્ય સરવે ઉતાર્યું, શંકરી ત્રડ અભિરામ. ૬
પછે રાજમંડળ લેઇને, ચાલિયા શત્રુઘન;
આરણ્યને આશ્રમ આવીયા, કરવા મુનિદરશન. ૭
સહુ રાય નમીયા મુનિને, ત્યારે કર્યો ઘણો સત્કાર;
પછે મધુર વચને માન દેઈ, બેસાડીયા તેણીવાર. ૮
ત્યારે વિપ્રવર કહે અરે વીરો, કોણ છો તમો આજ;
શે અરથે તમો નીકળ્યા, તે કહો મુને મહારાજ. ૯
શત્રુઘને વરતાન્ત સરવે, યજ્ઞ કેરૂં જેહ;
આરણ્ય મુનિને સરવ સુણતાં, કહ્યું માંડી તેહ. ૧૦
તે સુણી હસ્યા આરણ્ય મુનિ, વળી થયા ગદ્ગદ્ પ્રેમ;
પછે શત્રુઘનશું બોલિયા, મુનિ વચન મંગળ ક્ષેમ. ૧૧
અરે શત્રુઘન સાવધાન થઇને, સુણો કહું તે આંહે;

લોમશ મુનિ આવ્યા'તા પૂરવે, મારા આશ્રમમાંહે. ૧૨
આતિથ્ય પૂજન મેં કર્યું, બેસાડીયા આસન;
પછે વિનય કરી લોમશ પ્રત્યે મેં, પૂછયું પ્રશ્ન વચન. ૧૩
મહારાજ મૃત્યુલોકમાં, ધરી જન્મ મનુષ્યા દેહ;
કલ્યાણ ક્યમ થાય જીવનું, મને કહો કારણ તેહ. ૧૪
લોમશ મુનિ તવ બોલીયા, મુજ સાથ મધુર વચન;
ભગવાનની ભક્તિવિના, નથી બીજું સાધન અન્ય. ૧૫
જે પૂરણ બ્રહ્મ અખંડ વ્યાપક, અંતરજામી રામ;
નિયંતા માયાતણા, ભક્તના પૂરણ કામ. ૧૬
ઉદ્‌ભવ સ્થિતિ લય સૃષ્ટિના, જીવના જીવન પ્રાણ;
ઇશ્વિરતણા ઇશ્વર હરિ છે, વેદ જેની વાણ. ૧૭
જે બ્રહ્માદિ દેવના સ્વામી, કોટી બ્રહ્માંડના રાય;
જેની કટાક્ષે કાળ કંપે, લોકપતિ સમુદાય. ૧૮
એવા પ્રભુને સેવીયે નત્ય, સ્મરણ કરીયે નામ;
ચરિત્ર સુણીયે ગાન કરીયે, અરપીયે મન કામ. ૧૯
ભજીયે સદા ભગવાનને, આસક્તિએ અનુદીન;
નિત્યે ધ્યાન ધરિયે હરિતણું, અરપીયે તન મન ધન. ૨૦
એકાત ભક્તિથકી જેવા, હરિ થાય પ્રસન્ન;
એ સમાન થાયે લાભ એવું, નથી સાધન અન્ય. ૨૧
સર્વત્ર વ્યાપક છે પ્રભુ, ચર અચરમાં નિરધાર;
તોય ભક્ત અરથે ધરમ સ્થાપન, ધરે છે અવતાર. ૨૨
જુગોજુગમાં જન્મ હરિના, ચરિત્ર નિર્મળ કર્મ;
તે શ્રવણ કીરતન થકી પ્રાણી, થાય પાવન પર્મ. ૨૩
હમણાં તે પ્રગટયા છે પ્રભુ, શ્રીરામ પૂરણ બ્રહ્મ;
સાક્ષાત લક્ષ્મીસહિત પોતે, ન જાણે કો મર્મ. ૨૪
ઘણા દુષ્ટ પ્રગટયા પૃથ્વીમાં, પીડાયા બ્રાહ્મણ દેવ;
તેણે ધરમનું છેદન કર્યું, ઘણું પાપ પ્રગટયું એવ. ૨૫
ત્યારે અવતર્યા પોતે પ્રભુ, હરવા તે ભૂમિનો ભાર;
કાકુત્સ્થ કુળમાં રાય દશરથ, અયોદ્ધા પુર સાર. ૨૬

માતા કૌશલ્યા થકી થયા, પ્રગટ પોતે રામ;
સુમિત્રાથી થયા લક્ષ્મણ, શેષ પૂરણ કામ. ૨૭
કેકઈ થકી બે વીર પ્રગટયા, ભરથ શત્રુઘન;
એમ પુત્ર ચારે પ્રગટીયા, તે ચતુર વ્યૂહ પાવન. ૨૮
તેણે બાળલીલા બહુ કરી, પછે થયા તરુણ કિશોર;
ઉપવીત પહેર્યાં ભણ્યા વિદ્યા, ચતુરના ચિત્ત ચોર. ૨૯
પછે વિશ્વામિત્રની યજ્ઞરક્ષા, કરી જુગજીવન;
લોમશ કહે આરણ્ય મુનિ, તે કથા કહું પાવન. ૩૦

વલણ

પાવન રામ ચરિત્ર સરવે, કહું સંક્ષેપે સમુદાય રે;
આરણ્ય મુનિ કહે શત્રુઘનને, સુણે છે સરવ સભાય રે. ૩૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शत्रुघ्नारण्यसंवादे लोमशकृतरामायणे षट्चत्वारिंशोऽध्यायः॥ ४६ ॥

# અધ્યાય ૪૭ મો

રાગ ધન્યાશ્રી

ઋષિવાત્સ્યાયણને કહે છે શેષ જી, લોમશ બોલ્યા સુણો હો મુનેશજી;
વિશ્વામિત્રે જાચ્યા રઘુરાય જી, યજ્ઞતણી કરવા રક્ષાય જી. ૧

ઢાળ

રક્ષા કરવા યજ્ઞની, ચાલ્યા રામ લક્ષ્મણ વીર;
કર શર અમોઘ નિખંગ કટી, કોદંડધર રણધીર. ૨
તાંહાં માર્યાં સુબાહુ તાડિકા, કરી યજ્ઞની રક્ષાય;
પછી રામ લક્ષ્મણ સહિત કૌશિક, જનકપુરમાં જાય. ૩
શિવતણું ત્રંબક તોડીયું, રામે સ્વયંર માંહે;
તે લક્ષ્મી સીતા જનકપુત્રી, વર્યા પોતે ત્યાંહે. ૪
પંદર વરસના રામજી, ખટ વરસનાં સીતાય;
તે સમે પરણી આવિયા, પુર અયોદ્ધા રઘુરાય. ૫
પછે વરસ દ્વાદશ કરી લીલા, શ્રી સહિત ભગવાન;
ત્યારે અપર માતે માગીયું, રાયની પાસ વચન. ૬

તે પિતુવચન પાળવા માટે, ચાલિયા પૂરણ કામ;
સીતા લક્ષ્મણ સંગ લેઇને, વસ્યા વનમાં રામ. ૭
વરસ ચતુર્દશ વન રહેવા, પણ કર્યું તે દીશ;
ત્યારે અષ્ટાદશ વરસનાં સીતા, રામ સત્તાવીશ. ૮
દ્વાદશ વરસ પૂરણ થતાં, આવ્યા પંચવટી મોઝાર;
તેરમે વરસે સુરપનખાને, વિરૂપ કરી નિરધાર. ૯
મારીચને મૃગ કરી રાવણ, આવિયો તે ઠામ;
તે માયા મૃગને હણ્યો પોતે, રામ પૂરણ કામ. ૧૦
માઘ માસે કૃષ્ણ અષ્ટમી, સૂરજ આવ્યો શિષ;
શ્રીજાનકીનું હરણ કીધું, રાવણે તે દીશ. ૧૧
મારગે જાતાં જટાયુએ, જુદ્ધ કર્યું રાવણ સાથ;
તેને હણી સીતા લેઈ પુરમાં, ગયો લંકાનાથ. ૧૨
પછી રામ લક્ષ્મણ શોધ કરતા, આવિયા રશીમુખ;
તાંહાં વાલી વાનર મારિયો, સુગ્રીવને આપ્યું સુખ. ૧૩
રાજ્ય સોંપ્યું સુગ્રીવને, રહ્યા કેટલા દિન ત્યાંહે;
પછી શુદ્ધ લેવા મોકલ્યા, બળીયા કપિ ભૂમાંહે. ૧૪
માર્ગશીર સુદી દશમીએ, મળ્યા સંપાતિ હનુમંત;
એકાદશીએ સમુદ્ર ઓળંગ્યો, મારુતસુત બળવંત. ૧૫
તે રાત્રીએ શોધ્યું નગર, નવ જડી જનકની બાળ;
પછી અશોક વનમાં આવીયા, દ્વાદશી પ્રાતઃકાળ. ૧૬
મુદ્રિકા આપી રામની, કહ્યા સીતાને સંદેશ;
અશોક વન ઉજાડીયું, હણ્યા અસુર મહા બળવેશ. ૧૭
અક્ષેકુમારને મારીયો, આવ્યો ઈન્દ્રજીત બળવંત;
ચતુરદશીએ બાંધીયા, બ્રહ્મપાશથી હનુમંત. ૧૮
પૂન્યમે લંકા પ્રજાળી, ફરી કૂદ્યા પવનકુમાર;
માર્ગશીર કૃષ્ણ પ્રતિપદા દિન, આવ્યા સાગરપાર. ૧૯
મધુવન ઉજાડયું ષષ્ઠીએ, મળ્યા સપ્તમી શ્રીરામ;
વૃત્તાંત સહુ માંડી કહ્યું, કપિએ કર્યું જે કામ. ૨૦
પ્રયાણ કીધું નવમીએ, કપિ સૈન્યશું રઘુવીર;

તે સાત દિવસે આવિયા, શ્રીરામ સાગરતીર. ૨૧
વિશ્રામ કરીને ત્યાં રહ્યા, કપિ સૈન્ય ઠામો ઠામ.
પોષ સુદ ચતુર્થીને દિન, મળ્યા વિભીષણ ને રામ. ૨૨
યુક્તિ બતાવી રામને, ઉતરવા સિંધુ પાર;
આસન વાળી ચાર દિન ત્યાં, બેઠા જગદાધાર. ૨૩
પછે નવમીએ મળ્યો જળનિધિ, તેણે પૂજ્યા શ્રીરઘુનાથ;
શુદ દશમીએ બાંધવા માંડી, પાજ્ય મળી કપિસાથ. ૨૪
ત્રયોદશીએ પૂરણ થઈ, કુચ કરી શ્રીરઘુરાય;
ચતુર્દશીએ ચાલીયા, આવ્યા સુવેલ દ્વિતીયાય. ૨૫
વિશ્રામ કરીને ત્યાં રહ્યા, સેન્યાસહિત રણધીર;
અષ્ટમીને દિન આવીયા જે, શુક સારણ બે વીર. ૨૬
પછી પોષ વદી દ્વાદશીનો, દિન થયો જેણીવાર;
હાજરી લીધી કપિદળની, પોતે સૂરજ કુમાર. ૨૭
ત્રયોદશીથી ત્રણ દિન કરી, રાવણે સિદ્ધ સેન્યાય;
માઘ શુદ પ્રતિપદા અંગદ, વિષ્ટિ કરવા જાય. ૨૮
પછી બીજથી અષ્ટમી લગી, વઢયા વાનર રાક્ષસ ગર્વ;
નાગપાશે નવમીએ, ઇન્દ્રજીતે બાંધ્યા સર્વ. ૨૯
ત્યારે ગરુડ આવ્યા દશમીએ, થયા મુક્ત બંધન સુર;
એકાદશીએ યુદ્ધ કર્યું, જે ધૂમકેતુ અસુર. ૩૦
દ્વાદશીએ મૂર્છિત કર્યા, રાક્ષસે સહુને ત્યાંહે;
ત્રયોદશી સાવધાન થઇ, જુદ્ધ કર્યું માંહોમાંહે. ૩૧
ચતુર્દશીથી પ્રતિપદા લગી, થયું જુદ્ધ મહા ઘોર;
પછી નીલ કપિએ મારીયો, જે ધૂમકેતન જોર. ૩૨
બીજથી તે ચતુર્થી લગી, થયો રામ રાવણ સંગ્રામ;
રાવણ પરાભવ પામીયો, તે નાઠો મૂકી મામ. ૩૩
પછી કુંભકરણને ઉઠાડયો, તે આવીયો રણમાંહે;
ચતુર્દશી લગી જુદ્ધ કર્યું, પછી રામે માર્યો ત્યાંહે. ૩૪
અમાસે પામ્યો શોક રાવણ, બંધ રહ્યું તવ યુદ્ધ;
ફાલ્ગુન શુદ પ્રતિપદાએ, ચઢયો ઈન્દ્રજીત વિરુદ્ધ. ૩૫

તે ચતુર્થી લગી વઢયો વળતા, આવ્યા રાક્ષસ પંચ;
તે પૂનમ સુધી જુદ્ધ કરી, પછી મરણ પામ્યા સંચ. ૩૬
ફાગણ વદી પ્રતિપદાએ, ઇન્દ્રજીતે કર્યો સંગ્રામ;
સહુ સૈન્યને ઘાયલ કર્યું, તેણે જીતીયા શ્રીરામ. ૩૭
ઔષધિ કરતાં પાંચ દિન, વીત્યા રહ્યું જુદ્ધ બંધ;
પછે લક્ષ્મણે ઇન્દ્રજીત સાથે, કર્યો મોટો દ્વંદ. ૩૮
અષ્ટમીથી ત્રયોદશી લગી, તે વઢયા કરીને રીસ;
લક્ષ્મણે માર્યો ઇન્દ્રજીત, દુ:ખી થયો દશશિષ. ૩૯
સહગમન કરીયું સુલોચના, પડયો તે દિવસ સંગ્રામ;
પછે રાવણ ચઢીયો યુદ્ધ કરવા, ઉભા સન્મુખ રામ. ૪૦
ચૈત્ર સુદી અષ્ટમી લગી, યુદ્ધ કર્યું મહા રણરંગ;
પછી નવમીએ રાવણે મારી, શક્તિ લક્ષ્મણ અંગ. ૪૧
દશમીએ લાવ્યા દ્રોણાચળ, હનુમંતજી તેણીવાર;
રહ્યું બંધ યુદ્ધ તે દિવસ ઉઠયા, સુમિત્રી નિરધાર. ૪૨
એકાદશીએ મોકલ્યો, માતલિ ઇન્દ્રે ત્યાંહે;
રથ રાખી નમીયો ચરણ, બેઠા રઘુપતિ તે માંહે. ૪૩
પછે દશાનન સાથે કર્યો, પ્રભુએ મહા સંગ્રામ;
ચૈત્ર વદી ચાૈદશે માર્યો, રાવણને શ્રીરામ. ૪૪
પુષ્પની વૃષ્ટિ કરી દેવે, થયો જયજયકાર;
એમ વિજય પામ્યા હણીને, પાૈલસ્ત્યનો પરિવાર. ૪૫
માહા સુદી દ્વિતીયાને દિને, કર્યો યુદ્ધ આરંભ ત્યાંહે;
તે ચૈત્ર વદી ચાૈદશે પૂરણ, સીત્યાશી દિન માંહે. ૪૬
તે માંહે પંદર દિવસ પડીયા, શોક માટે જેહ;
બોહોતેર દિવસ ખરેખરૂં, યુદ્ધ થયું નિશ્ચે એહ. ૪૭
હાવે ચૈત્ર કેરી અમાસે કર્યો, રાવણને સંસ્કાર;
તેને દાહ ક્રિયા ઉત્તર ક્રિયા, તે કરાવી જુગદાધાર. ૪૮
વૈશાખ સુદી દ્વિતીયા દિને, વિભીષણને આપ્યું રાજ;
અક્ષે તૃતીયા જાનકીને, મળ્યા શ્રીમહારાજ. ૪૯
ચતુર્થીએ ચઢિયા પ્રભુ, બેઠા તે પુષ્પ વિમાન;

સીતા લક્ષ્મણ કપિદળ, વિભીષણ સહિત ભગવાન. ૫૦
ભારદ્વાજને આશ્રમ રહ્યા, પંચમી પૂરણ કામ;
ષષ્ઠીએ નંદીગ્રામમાં, ભરથને મળિયા રામ. ૫૧
સપ્તમી આવ્યા અવધપુરમાં, રામ બેઠા રાજ.
વરસ ચતુર્દશ થયાં પૂરણ, સિધ્યાં સરવે કાજ. ૫૨
જ્યારે રાવણે હરણ કર્યું તદા, રહ્યો સીતારામ વિયોગ;
તે ચૌદ માસ ને દિન એકાદશે, થયો ફરી સંજોગ. ૫૩
તેત્રીશ વરસનાં જાનકી, બેતાલીશ વરસે રામ;
ત્યારે અવધપુરમાં રાજ કરવા, બેઠા પૂરણ-કામ. ૫૪
વરસ એકાદશ સહસ્ર સુધી, રાજ કર્યું મહાભાગ;
એક રજકના દુર્વચનથી, કર્યો જાનકીનો ત્યાગ. ૫૫
પછે અગસ્ત્યના ઉપદેશથી, કર્યો યજ્ઞ શ્રીરઘુનાથ;
એમ રામચરિત્ર કહ્યાં સહુ, લોમશે મારી સાથ. ૫૬
એ ગાતાં સુણતાં શિખતાં, મહા પતિત પાવન થાય;
કરે કૃપા શ્રીરઘુવીર અંતે, ચરણ શરણ પળાય. ૫૭
લોમશે રામાયણ કહી, એ વિશદ રામ ચરિત્ર;
તે શત્રુઘન મેં કહ્યું તમને, રસિક પુણ્ય પવિત્ર. ૫૮
મેં મળવા માટે રામને, રાખીયું છે આ તન;
કંઇ ફેરા વાળ્યો કાળ પાછો, કરૂં નિત્ય ભજન. ૫૯
હાવે અવધપુરમાં જઇશ હું, કરવા પ્રભુ દરશન;
રઘુપતિ સાનિધ્ય નિશ્ચે, હાવે મૂકીશ મારૂં તન. ૬૦
એમ શત્રુઘનને કહી કથા, આરણ્ય મુનિએ ત્યાંહે;
તે સુણીને આશ્ચર્ય પામ્યા, હરખીયા મનમાંહે. ૬૧
હાવે શ્રોતાજન સહુ સાંભળો, રઘુપતિ ચરિત્ર અપાર;
ધરમસ્થાપન ભક્ત કારણ, જુગોજુગ અવતાર. ૬૨
માટે સંદેહ કો કરશો નહિ, શ્રોતા વિવેકીજન;
ભાવે કરીને રામના ગુણ, સુણી ધરજો મન. ૬૩
આટલા ગુણ છે રામના, કરે માપ સંખ્યા જેહ;
અલ્પ બુદ્ધિ જાણવા, જે ધરે મન સંદેહ. ૬૪

ભૂમિ રજકણ ગગનતારા, મેઘ બિંદુ પ્રમાણ;
બુદ્ધિવાન તે ગણના કરે, હરિગુણ અપરિમિત જાણ. ૬૫
તે માટે જન આળસ તજી, કરો હરિકથામૃત પાન;
ત્રય તાપ વામે અભય પામે, મળે શ્રીભગવાન. ૬૬
ઇતિશ્રી પદ્મપુરાણમાં, પાતાળ ખંડ કહેવાય;
રામાશ્વમેધમાં વરણવ્યો, છત્રીશમો અધ્યાય. ૬૭
વાત્સ્યાયણ મુનિ પ્રત્યે કહ્યું, શેષે કરી વિસ્તાર;
તે શત્રુઘનને નિવેદ્યું, આરણ્ય મુનિએ સાર. ૬૮

વલણ

આરણ્ય મુનિએ શત્રુઘનને, કહ્યું રામ ચરિત્ર રે;
કહે દાસ ગિરિધર જે સુણે ભાવે,તે પ્રાણી થાય પવિત્ર રે. ૬૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शत्रुघ्नारण्यसंवादे लोमशकृतरामायणे सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥**

# અધ્યાય ૪૮ મો

રાગ મેવાડો

શ્રીરામ ચરિત્ર સુણીને શત્રુઘન, મનમાં થયા છે પ્રસન્ન જી;
આરણ્ય મુનિ પછી ત્યાંથકી ચાલ્યા,કરવા રામ દરશન જી. ૧
અવધપુરીમાં આવ્યા તતક્ષણ, સરજ્યુ ગંગાને તીર જી;
યજ્ઞમંડપમાં દીક્ષા લેઇને, જ્યાં બેઠા શ્રીરઘુવીર જી. ૨
મુનિવરને જોઈ રઘુપતિ ઉઠયા, સભાસહિત તેણીવાર જી;
ઉત્તમ આસનપર બેસાડયા, પૂજન કીધું અપાર જી. ૩
અહોભાગ્ય મોટું આજ મુજને, મળિઆ માનુભાવ જી;
મુજને પાવન કીધો મુનિવરે, બોલ્યા જાનકીનાવ જી. ૪
જે મોટા પુરુષ જગતમાં વિચરે, લોકનું કરવા કલ્યાણ જી;
ઇચ્છારહિત ઉપકારજ કરતાં, સ્વારથ નહિ નિરવાણ જી. ૫
તીર્થમાં સ્નાન કરે પ્રાણી સહુ, પાપ મૂકીને જાય જી;
પછે સંતચરણના સ્પર્શ થકી, તે તીરથ પાવન થાય જી. ૬
એવા પુરુષનો સંગ કરે ક્ષણ, તે જન થાય અભંગ જી;

અપવર્ગ સ્વર્ગ નહિ તે તુલનાએ,જે સુખ લવ સતસંગ જી.૭
એમ શ્રીપતિ બોલ્યા શ્રીમુખવાયક, સુણતાં સર્વ સભાય જી;
વારંવાર વખાણે મુનિ, બ્રહ્મણ્ય દેવ રઘુરાય જી. ૮
પછે આરણ્ય મુનિએ રામચંદ્રનું, ધરવા માંડયું ધ્યાન જી;
એક દૃષ્ટે કરી અંગેઅંગનું, રૂપ સુધારસ પાન જી. ૯
ઘનશ્યામ તન મનમોહન છબી, વારૂ કોટિક કામ જી;
ચારુ ચરણતલકંજસકોમલ, નખમણિ તેજનું ધામ જી. ૧૦
કળશ છત્ર ધ્વજ અંકુશ આદે, રેખા અષ્ટાદશ સાર જી;
ત્રિવિધિ તાપ પાપરૂજ ટાળે, શરણાગત આધાર જી. ૧૧
જાનુજંઘા સકુમાર કટીએ, પીતાંબર પરિધાન જી;
કટી મૃગ શ્રૃંગ મેખલા મણિમય, નાભિ ગંભીર ગુણવાન જી;૧૨
ઉદર ઉદાર વિરાજે ત્રિવલી, ઉન્નત હ્રદય વિશાળ જી;
ઉત્તરી વસ્ત્રને બ્રહ્મસૂત્ર મણિ, મુક્તાફળની માળ જી. ૧૩
સ્કંધ પુષ્ટ ભુજ કરીકર કોમળ, અજાન બાહુ વિરાજે જી;
કડાં સાંકળાં અંગદ મુદ્રિકા, પુનરંભવ વિધુ લાજે જી. ૧૪
કંબુકંઠ ઉન્નત ત્રિરેખા, ચારુ ચિબુક સુદેશ જી;
અધરબિંબ રદ પદિક પંક્તિ સમ,મધુર હાસ્ય કુટીકેશ જી.૧૫
ગલ્લસ્થળ શુભ તીક્ષ્ણ નાસા, રાજીવનેત્ર વિશાળ જી;
અણીઆળાં આકરણલગી, માંહે કૃપા રંગ કરુણાળ જી. ૧૬
વંક ભ્રકુટી કોદંડશી જાણે, કૃતાન્તને કંપાવે જી;
કેશરી તિલક લલાટે કુમકુમ, અક્ષત મધ્યે સોહાવે જી. ૧૭
મકરાકૃત કુંડળ કાને, પ્રતિબિંબ પડે છે ગાલ જી;
સુધાસરોવરમાં રમતાં માનુ, મદનમચ્છનાં બાળ જી. ૧૮
અતિ સકુમાર અસિત કચ, વાળ્યો અંબોડો શિરકેશ જી;
તે પર ઝળકે મુગટ મણિમય, જ્યમ ઘનઘટા દિનેશ જી. ૧૯
મુનિમંડળ વેષ્ટિત બેઠા, મૃગચર્માસન ભગવાન જી;
નખશિખ છબી આરણ્ય મુનિએ, કર્યું રામનું ધ્યાન જી. ૨૦
પછી નેત્રદ્વારે કરીને ઉતાર્યા, રુદેમાંહે રઘુવીર જી;
ચાર ઘટિકા સ્થિર થઇ ડરિયા, રાખી મનમાં ધીર જી. ૨૧

પછી બ્રહ્મરંધ્ર ફાટયું મુનિવરનું, નીકળ્યું તેજ અપાર જી;
શ્રીરામચંદ્રના મુખમાં પ્રવેશ્યું, વરત્યો જેજેકાર જી. ૨૨
સાયુજ્ય મુક્તિ પામ્યા મુનિવર, સરવે જોતાં જાણ જી;
આરણ્ય ઋષિએ એણીપેર તજીયા, રામની સાનિધ્ય પ્રાણ જી. ૨૩
તે સમે દેવનાં દુંદુભી વાગ્યાં, પુષ્પની થઈ વરષાય જી;
સરવ મુનિએ આશિષ દીધી, પ્રસન્ન થયા રઘુરાય જી. ૨૪
એમ આરણ્ય મુનિવર મુક્તિ પામ્યા, કૃપા કરી શ્રીરામ જી;
એ કથા સુણે તે જન પામે, ધરમ અર્થ મોક્ષને કામ જી. ૨૫
શેષનાગ કહે મુનિ વાત્સ્યાયણ, એવા દેવ મોરાર જી;
હાવે યજ્ઞ તણો તુરી આગળ ચાલ્યો, તેનો કહું વિસ્તાર જી.

વલણ

વિસ્તાર કહું તે મુનિ આશ્રમથી, ક્યાં ગયો યજ્ઞતણો તુરી;
સહુ શ્રોતાજન સાવધાન થઇને, એકવાર બોલો શ્રીહરિ. ૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके श्रीरामचंद्रध्यानानंतर आरण्यऋषिमोक्षो नाम अष्टचत्वारिंशोऽध्यायः॥

---

# અધ્યાય ૪૯ મો

રાગ દોહા

આરણ્ય તણા આશ્રમ થકી, ચાલ્યો યજ્ઞતોખાર;
શત્રુઘન આદિ સહુ, પૂંઠળ જોધ અપાર. ૧

રાગ મારૂ

પૂંઠે અગણિત યોદ્ધા વીર, ચાલ્યો જાય રેવાજીને તીર;
એટલે દ્રહ આવ્યો એક, અતિ ઉંડો ને જળ છે વિષેક. ૨
તે રેવાના દ્રહ મોઝાર, પ્રવેશ્યો તેમાં યજ્ઞતોખાર;
થયો ગુપ્ત દેખાય ન ત્યાંહે, હાહાકાર થયો સૈન્યમાંહે. ૩
શત્રુસૂદને જાણી વાત, ત્યારે પામ્યા ઘણું પરિતાપ;
ચિંતાતુર થઇને જાણ, કહેવા લાગ્યા તે સહુને વાણ. ૪
ભાઇઓ હાવે કરીશું ક્યમ, કરો ખોળ જડે હય જ્યમ;
કહ્યું એમ જ્યારે શત્રુઘન, ત્યારે સુમંત બોલ્યો વચન. ૫

ગયો અશ્વ રેવા જળમાંહે, બીજાથી નવ આવે આંહે;
જળમાં પેસવાની ગતિ આજ, ત્રેણ જણને છે મહારાજ. ૬
એક તમો બીજા હનુમંત, ત્રીજો પુષ્કલ મહા બુધવંત;
સુણી મંત્રીનાં વચન ગંભીર, થયા તત્પર ત્રણે વીર. ૭
સૈન્ય સકળ રહ્યું છે બહાર, ત્રણે પેઠા તે દ્રહ મોઝાર;
જ્યારે ઉંડા ગયા જળ માંહે, દીઠું પુર એક રમણિક ત્યાંહે.૮
તેની મધ્યે છે કંચન મહેલ, શોભા સ્વરગતણી તાંહાં સેલ;
તેની શી વરણવું શોભાય, જોતાં રચના ભૂલે બ્રહ્માય. ૯
મણિસ્થંભ ઘણા તે માંહે, અશ્વ બાંધેલો દીઠો ત્યાંહે;
મહેલમાં મણિ પર્યંક સાર, તે ઉપર બેઠી એક નાર. ૧૦
છત્ર ચામર વિંજન થાય, ઘણી કિંકરી કરતી સેવાય;
શત્રુઘ્ન પુષ્કલને મારુતિ, ત્રણ વીરે દીઠી તે સતી. ૧૧
જોઇ વિસ્મે પામ્યા તેણીવાર, કર્યો છે દેવીને નમસ્કાર;
તે છે રુદ્રદેહા સાક્ષાત, ત્રણે વીરને પૂછી વાત. ૧૨
કહો ભાઇ તમારૂં શું નામ, કયમ આવ્યા તમો આ ઠામ;
ત્યારે મારુતિએ તે સ્થાન, કહ્યું યજ્ઞતણું વર્ત્તમાન. ૧૩
તે સુણીને દેવી તતકાળ, ઘણું પસ્તાવા લાગી બાળઃ
અરે દુભ્યા મેં મોટા સાધ, કર્યો રામતણો અપરાધ. ૧૪
અમો અશ્વ બાંધ્યો છે એહ, લેઇ જાઓ સુખેથી તેહ;
એવું કહીને આપ્યું એક અસ્ત્ર, મહા અમોઘ તીક્ષણ શસ્ત્ર.
વૈરીવિદારણ તેનું નામ, શત્રુઘ્નને આપ્યું તે ઠામ;
પછે બોલી તે દેવી વચન, સુણ સમરથ શત્રુઘ્ન. ૧૬
આગળ મણિભૂપ સાથે જુદ્ધ, ત્યાં થશે મહા મોટો વિરોધ;
તે સમે મૂકજો અસ્ત્ર સાર, વિજે પામશો એકજ વાર. ૧૭
મંત્રયુક્તિ બતાવી સમસ્ત, ભરથાનુજે ગ્રહ્યું તે હસ્ત;
માગી દેવીતણી આજ્ઞાય, અશ્વ છોડીને વીર પળાય. ૧૮
રેવાજળથી નીકળ્યા બહાર, ત્યારે વરત્યો જયજયકાર;
મળ્યા સૈનને શત્રુઘ્ન, થયો હરખ તે સહુને મન; ૧૯

વલણ

હરખ વાધ્યો સહુ વીરને, ચાલ્યા કરતા જયજય કાર રે;
એક દેવપુર નામે નગ્રમાં, પછે આવ્યો યજ્ઞ તોખાર રે. ૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके
रेवाज्ञया अश्वप्राप्तिर्नाम एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

# અધ્યાય ૫૦ મો

રાગ સારંગ

હાવે ચક્ષુશ્રવા કહે સુણો મુનિવર, વાત્સ્યાયણ મતિધીર;
તે દેવરાજ પુર કેરી રચના, શોભા ઘણી ગંભીર. ૧
મણિ હેમતણાં મંદિર છે સર્વે, સ્ફટિક રત્ન જડાવ;
ગગનચુંબિત અતિ ઉંચા દીસે, શિખરે કળશ ધજાય. ૨
બત્રીશ લક્ષણા પુરુષ સકળ છે, ઘેર ઘેર પદ્મણી નાર;
પતિવ્રતાપણું પાળે ત્રિયા સહુ, એકપત્નીનર સાર. ૩
પદ્મરાગ મણિ કેરી ભૂમિ, સ્ફટિક છે તે માંહે;
તેણે કરી પક્ષ શુકલ કૃષ્ણનો, ભેદ જણાય ન ત્યાંહે. ૪
તે પુર જોઇને મોહ પામે છે, દેવતા ઇચ્છે વાસ;
મહાપુણ્યવાન પ્રાણીનો થાયે, પુરમાં જન્મ નિવાસ. ૫
હાવે વીરમણિ રાજા તે સુધરમે, રાજ કરે છે ત્યાંહે;
સાક્ષાત શ્રીમહાદેવ રહ્યા છે, વશ થઇને ઘરમાંહે. ૬
વળી ચાર પુત્ર છે બળિયા રાયને, ધનુર્વિદ્યાના ધીર;
તે રુકમાંગદને શુભાંગદ નામે, પ્રબુદ્ધ ને સિંધ વીર. ૭
તે ચાર મધ્યે રુકમાંગદ મોટો, કામરૂપ કહેવાય;
તે સુંદરીઓને સંગ લેઇને, નીકળ્યો વનક્રીડાય. ૮
તે વન સઘન ફળફૂલયુક્ત છે, બોલે કારડંવ મોર;
કોકિલા હંસ પારાવત પોપટ, મેના બપૈયા ચકોર. ૯
ખટ ઋતુ વાસ કરીને સદા રહી, ચાલે ત્રિવિધ સમીર;
સઘન કુંજમાં કામનીઓશું, ક્રીડા કરતો વીર. ૧૦
નૃત્યગાન કરી રીઝવે રંભા, થઈ રહ્યા છે થેઈકાર;

તે વનમાં શ્રીરામચંદ્રનો, આવ્યો યજ્ઞતોખાર. ૧૧
તે દીઠો પ્રિયાએ પતિને કહ્યું, જુઓ અશ્વ અનોપમ રંગ;
પછે પત્ર વાંચી રુકમાગંદે ઝાલ્યો, પામી હરખ ઉમંગ. ૧૨
વાજીંત્ર વાજતે પુરમાં આવ્યો, કહી પિતાને વાત;
ત્યારે ભૂપે તે હય બંધાવ્યો તતક્ષણ,જાણી શંભુનો પ્રતાપ.૧૩
ત્યારે શિવે કહ્યું એ ભૂપતિ એ હય, બાંધવો ન ઘટે આજ;
જે પૂરણ બ્રહ્મ પુરુષોત્તમ કહીયે, શ્રીરામચંદ્ર મહારાજ. ૧૪
તે પ્રભુકેરો યજ્ઞતુરી નૃપ, આપીને લાગો પાય;
હું જેનું ધ્યાન ધરૂં છું નિત્યે, તે છે એ રઘુરાય. ૧૫
એવાં વચન સુણી તે સદાશિવ કેરાં, બોલ્યો ભૂપતિ વાણ;
હાવે પુરુષારથ શું મારૂં જો આપું, પાછો યજ્ઞકેકાણ. ૧૬
પ્રજા પાળવી પુત્ર સમી, ગૌ બ્રાહ્મણ રક્ષા પર્મ;
રણમાં સન્મુખ યુદ્ધજ કરવું, એ ક્ષત્રીનો ધર્મ. ૧૭
માટે કાયર થઇ હાવે નવ મૂકું, યજ્ઞતણો હય આજ;
વળી તમ સરખા સ્વામી શિર મારે, ચિંતા શી મહારાજ.૧૮
એવાં વચન સુણી તે વીરમણિનાં, પ્રસન્ન થયા મહાદેવ;
ભોળાનાથ નિજ ભક્તની સાથે, બોલ્યા વચન તતખેવ. ૧૯
અરે ભૂપ હાવે અશ્વ ન આપીશ, કર જઇને સંગ્રામ;
તુને રઘુપતિનાં દરશન કરાવું, તો શંકર મારૂં નામ. ૨૦
એમ પૂંઠ થાબડી આજ્ઞા આપી, ભૂપને શ્રીભગવાન;
ત્યારે ચતુરંગ દળ સિદ્ધ કરી, રાયે વજડાવ્યાં નિશાન. ૧૧
હાવે અશ્વ હર્યો તે રક્ષકે કીધું, શત્રુઘનને જાણ;
ત્યારે ભરથાનુજને ક્રોધ ચઢયો, અલ્યા કોણે હર્યો કેકાણ.૨૨
સાચી વાત કહી નહિ કોણે, ચિંતાતુર થયા મન;
એટલે અકસ્માત તાંહાં આવ્યા, નારદ બ્રહ્મા તન. ૨૩
ત્યારે શત્રુઘને પૂજા કરી પૂછયું, કહો મુજને મુનિરાય;
આ અશ્વનું હરણ કર્યું હશે કોણે, મુજને ચિંતા થાય. ૨૪
ત્યારે નારદ કહે સુણ દશરથનંદન, દેવરાજ પુરગામ;
પૂર્વે દેવે વસાવ્યું એ પુર, વીરમણિ નૃપ નામ. ૨૫

તે રાય શિવનો પરમ ભક્ત છે, વશ કરીયા મહાદેવ;
તેણે પોતાના મંદિરમાં રાખ્યા, કરતો નિત્યે સેવ. ૨૬
વળી ચાર પુત્ર એ ભૂપતિને, તેમાં રુકમાંગદ છે જ્યેષ્ઠ;
અશ્વનું હરણ કર્યું તેણે સહુ, વીર મધ્યે છે શ્રેષ્ઠ. ૨૭
એવું વૃત્તાન્ત કહીને નારદ, પામ્યા અંતર ધાન;
હાવે શત્રુઘન સાવધાન થયા ને, વજડાવ્યાં નિશાન. ૨૮

વલણ

નિશાન વાગ્યાં બે વીરનાં, થયા યુદ્ધ કરવા સાવધાન રે;
સામાસામી રણસ્થંભ રોપ્યા, આવ્યું સૈન્ય સમાન રે. ૨૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके देवराजपुरे वीरमणिना अश्वबंधनं नाम पंचाशत्तमोऽध्यायः ॥५०॥

# અધ્યાય ૫૧ મો

રાગ સામેરી

અનીહાં રે શત્રુઘને સૈન્ય કર્યું સાવધાન,
યુદ્ધ કરવાને ઉભા બળવાન;
અનીહાં રે વ્યૂહતણી રચના કીધી અપાર;
બળિયા જોદ્ધ રહ્યા તેને દ્વાર. ૧

ઢાળ

દ્વાર વ્યૂહને જોદ્ધ રાખ્યા, જુક્ત કરી બહુ પેર;
ચતુરંગ દળનો દુર્ગ રચીયો, વિકટ ગતિ ચોફેર. ૨
એમ વ્યુહતણી રચના રચી, રણમાંહે શત્રુઘન;
એટલે આવ્યો સૈન્ય સાથે, વીરમણિ રાજન. ૩
સેનાપતિ આગળ થયો, રિપુવાર નામે જેહ;
તેની પૂંઠળ ચાર સુત, રાયના ચઢિયા તેહ. ૪
રુકમાંગદ ને શુભાંગદ, વળી વીરસિંઘ પ્રબુદ્ધ;
તે કવચ ભાથા ધરી અંગે, આવ્યા કરવા જુદ્ધ. ૫
વળી રાય કેરો જમાત્ર છે, બળમિત્ર નામે જેહ;
નિજ સૈન્ય લેઇ થઇ રથારૂઢ, ચઢયો જુદ્ધ કરવા તેહ. ૬

તેની પૂંઠળ વીરમણિ નૃપ, ચઢયો સૈન્ય અપાર;
છત્ર ચામર થાયે બોલે, બંદી જશ વિસ્તાર. ૭
જુદ્ધ થવા માંડયું પરસ્પર, બોલતા મારોમાર;
સિંહનાદ કરતા શૂર, થાયે શસ્ત્રના ચળકાર. ૮
આવ્યો પુષ્કલ સામો રુકમાંગદ, ચઢી કનક રથ મહાવીર;
અભિમાનશું બોલવા લાગ્યો, પરુષ વચન ગંભીર. ૯
ત્યારે પુષ્કલે બહુ બાણ મૂકયાં, છેદ્યાં તે નૃપ તન;
દશ બાણ માર્યાં ભરથસુતને, પીડા પ્રગટી તન. ૧૦
ત્યારે પુષ્કલે તવ વીશ માર્યાં, રાજકુંવરને ત્યાંહે;
બંન્યો વીર સમાન કહાવે, નિપુણ છે જુદ્ધમાંહે. ૧૧
જયમ ષડાનનને તારકાસુર, એમ વઢે બે વીર;
પછી પુષ્કલે દશ બાણ માર્યાં, ધારી મનમાં ધીર. ૧૨
રાજપુત્રનો રથ ભંગ કીધો, અશ્વ માર્યા ચાર;
ધ્વજદંડ છેદી હણ્યો સુત, પડયો પૃથ્વી રાજકુમાર. ૧૩
ત્યારે બીજે રથ રુકમાંગદ બેઠો, બોલ્યો ક્રોધ વચન;
હાવે જોજે પરાક્રમ માહરૂં, તું ભરથ કેરા તન. ૧૪
એવું કહી ભ્રામ્યકાસ્ત્ર મૂકયું, રાજકુંવરે ત્યાંહે;
પુષ્કલ તણો રથ એક જોજન, ઉડાડયો નભમાંહે. ૧૫
પૃથ્વી પડયો પછી ભ્રમણ કરવા, લાગિયો ઘણું તેહ;
ઘણું જત્ન કરીને સારથિએ, સ્થિર કર્યો રથ એહ. ૧૬
પછી સન્મુખ આવી પુષ્કલે, પવનાસ્ત્ર મૂકયું તાસ;
તેણે રુકમાગંદનો રથ ઉડાડયો, ભમ્યો ઘણું આકાશ. ૧૭
તે ગયો રવિમંડળ લગી, તાંહાં લાગ્યું તેજ અપાર;
થયો દગ્ધ રથ હયસારથિ, તાપે કરી તેણીવાર. ૧૮
પછી સર્વ સંકટ હરણ હરનું, કર્યું સ્મરણ કુમાર;
શિવની કૃપાએ આવી પાછો, પડયો પૃથ્વીમોઝાર. ૧૯
તે રુકમાંગદ મૂરછિત થયો, પડયો વિકળ થઇને ત્યાંહે;
ત્યારે હવો હાહાકાર વળતો, રાય સેનામાંહે. ૨૦
તે જોઈ કોપ્યો વીરમણિ નૃપ, આવ્યો તેણે ઠાર;

ક્રોધ કરીને ગાજીયો, ત્યારે ધરા કંપી અપાર; ૨૧
પછી રાયે આવી પુષ્કલશું, કરવા માંડયો સંગ્રામ;
તે ભૂપ કેરૂં જુદ્ધ જોઇ, મહારથી મૂકે મામ. ૨૨
ચારે પાસે મૂકતો, રાઘવી બાણ અપાર;
સેના સમુદ્રમાં એકલો જોઇ, ધાયા પવન કુમાર. ૨૩
પ્રચંડ પરવત પ્રાયતન, તોમર ગ્રહ્યું છે પાણ;
એવા મારુતિને જોઇને, પછી બોલ્યો પુષ્કલ વાણ. ૨૪
હે મહાપુરુષ તમો શું કરવા, આવ્યા અહીં કપિરાય;
એ ભૂપના શા ભાર છે, હવડાં કરૂં શિક્ષાય. ૨૫
હનુમંત કહે હો વીર સુણ, એ ભૂપ બળિયો એવ;
દાનેશ્વરી મહા શૂર છે, એને સહાય શ્રીમહાદેવ. ૨૬
એવાં વચન સુણી હનુમંતનાં, ધાયો બીજો રાજકુમાર;
મહવીરશું વીરસિંધે, કરવા માંડયું જુદ્ધ અપાર. ૨૭
વળી શુભાંગદની સાથે વઢતો, લક્ષ્મીનિધિ બળપૂર;
પ્રબુદ્ધ પુત્રની સાથે વળગ્યો, સુમદ કપિવર શૂર. ૨૮
વીરમણિશું વઢે પુષ્કળ, થયો તાંહાં સંગ્રામ;
બળવંત શૂરા ચતુર પૂરા, ન મૂકે કો ઠામ. ૨૯
ભરથાત્મજે દશ બાણ માર્યાં, રાયના હૃદેમાંહે;
ત્યારે રાજાએ શર ત્રેણ મૂકયાં, ક્રોધ કરીને ત્યાંહે. ૩૦
પુષ્કલ તણું લેલાટ વેધ્યું, ચાલી રુધિરની ધાર;
રથ ભંગ કીધો રાઘવીનો, અશ્વ માર્યા ચાર. ૩૧
ત્યારે બીજે રથ કાન્તિપતિ, બેઠો ધરી મન રીસ;
પછી કવચ ટોપ ધનુષ નૃપનું, છેદીયું તે દીશ. ૩૨
રથ ભંગ કીધો રાયનો, ભેદીયું સર્વે અંગ;
તન માંહેથી ચાલ્યું રુધિર, પુષ્કલે રાખ્યો રંગ. ૩૩
નરપતિ બેઠો અન્ય રથ, મન ચઢયો ક્રોધ અપાર;
જ્યમ અખંડ મેઘતણી ઝડી, એમ મારતો શર માર. ૩૪
સંહાર કરીયો સૈન્યનો, હય હણ્યા આણી રીસ;
ફાટે કુંભસ્થળ વિશિખથી, પાડતા ગજવર ચીસ. ૩૫

શ્રોણિતની સરિતા વહી, ગજરથ અશ્વ તણાય;
જેયમ તામ્રપરણી ચઢી પૂરે, ઘોર કરતી જાય. ૩૬
પિશાચ કરતા ભક્ષ ભૈરવ, ભૂત ને વૈતાળ;
જોગણી નાચે નગ્ન કર ગ્રહી, નર કપાળની તાળ. ૩૭
વળી સિંચાણા વાયસ વરૂ, શૂકર શૃગાલ ને કંક;
સર્વને મોટું પર્વ આવ્યું, કરે ભક્ષ નિઃશંક. ૩૮
એમ વીરમણિએ શરે ઢાંકયો, રવિ થયું અંધકાર;
તે સમે રાઘવ સૈન્યમાં, વરતીયો હાહાકાર. ૩૯

વલણ

હાહાકાર વરત્યો તદા, કર્યો વીરમણિએ સંહાર રે;
એવું જોઇને પુષ્કલ કોપીયો, કર્યું રામસ્મરણ તેણીવાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके वीरमणिपुष्कलसंग्रामो नाम एकपंचाशत्तमोऽध्यायः ॥५१॥

## અધ્યાય પર મો

રાગ મારુ

કર્યું રામસ્મરણ તેણીવાર, કોપ્યો પુષ્કલ વીર અપાર;
મૂકયું દિવ્ય બાણ તતકાળ, તેણે છેદી સકળ શરજાળ. ૧
અંધકારનો કીધો નાશ, થયો દિનમણિ કેરો પ્રકાશ;
પછી રાયની સન્મુખ આવ્યો, ક્રોધ વચને કરીને બોલાવ્યો. ૨
અરે વીરમણિ સુણ વ્યક્ત, તું છે શિવજીતણો મહા ભક્ત;
હાવે જોજે પરાક્રમ મારૂં, તારૂં સૈન્ય સકળ સંહારૂં. ૩
તુંને ત્રેણ બાણે નિરધાર, કરૂં મૂરછિત આણીવાર;
ના કરૂં જો મૂરછિત આપ, તો હજો મુજને મહાપાપ. ૪
જે જગતપાવની ગંગ, તેની નિંદા કરે જે કુસંગ;
તેનો દોષ મારે શિર રાય, પમાડું નહિ જો મૂરછાય. ૫
એમ કહીને મૂકયું એક બાણ, મહા અમોઘ તીક્ષણ જાણ;
દીઠો આવતો તે શર ભૂપ, તેની સન્મુખ સાંધ્યો અનુપ. ૬
તે શરે શર છેદ્યો જ્યારે, લાજ્યો પુષ્કલ તેણીવારે;

બીજું બાણ મૂક્યું ભર્થતન, છેદ્યું તે પણ વળી રાજન. ૭
ત્યારે શોકાતુર થયો વીર, ગઇ સરવે મનની ધીર;
પછે શૂર થયો સાવધાન, ધર્યું ગુરુ વશિષ્ઠનું ધ્યાન. ૮
સંભાર્યા પોતે શ્રીરઘુનાથ, ત્રીજું બાણ કાઢી ગ્રહ્યું હાથ;
માતપિતા ભક્તિનું પુન્ય, બાણ મધ્યે મૂક્યું રઘુતન. ૯
પછી શર કીધો સંધાણ, વાગ્યો રાય હ્રદેમાં જાણ;
આવી મૂરછા પડયો રાજન, ગતિભંગ થઇને તન. ૧૦
હરખ્યો પુષ્કલ તેણીવાર, સરવે કહેતા જયજયકાર;
કર્યો સકળ સેન્યાનો અંત, એમ વિજય પામ્યા બળવંત. ૧૧
મહાવીરે મારી મુષ્ટિ ત્યાંહે, રાજપુત્ર તણા હ્રદેમાંહે;
થયો મૂરછિત તેણીવાર, મુખે ચાલી રુધિરની ધાર. ૧૨
જોઈ બંધુ પિતાની પેર, ધાયા વીર બે લેવાને વેર;
શુભાંગદ પ્રબુદ્ધ એવું નામ, આવ્યા કરતા મહા સંગ્રામ. ૧૩
તેણે મારુતિ સાથે ત્યાંહે, ઘણું જુદ્ધ કર્યું રણમાંહે;
નિજ પૂચ્છે કરી હનુમંત, રથસહિત બાંધ્યા બળવંત. ૧૪
પછાડયા તેને પૃથ્વી મોઝાર, પડયા મૂરછિત થઈ નિરધાર;
રાયનો જમાત્ર બળમિત્ર, તેને સુભદે કર્યો જ્યમ ચિત્ર. ૧૫
વળી સેનાપતિ રિપુવાર, સુગ્રીવે કર્યો તેનો સંહાર;
શત્રુઘન જય પામ્યા એમ, પોતાના જોદ્ધ કુશળક્ષેમ. ૧૬
સરવે રાય તણો પરિવાર, પડયો મૂરછિત થઇ નિરધાર;
તે જોઇને કોપ્યા મહાદેવ, કરમાં ગ્રહ્યું પિનાક તતખેવ. ૧૭
બેઠા રથમાં શંકર રાય, ચઢયા કરવા ભક્તની સહાય;
ભૂત પ્રેતની સેના સાથ, આવ્યા રણમાં ગિરિજાનાથ. ૧૮
ક્રોધ શિવનો કાળ સમાન, આવ્યા સુર જોવા બેસી વિમાન;
ગિરિ ડોલ્યા પૃથ્વી ચઢી ચાક, તે સમે વાગી હરની હાક. ૧૯

વલણ

હાક મારી શંકરે, કયાં ગયો શત્રુઘન રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, એમ કોપ્યા પંચવદન રે. ૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधि वीरमणिपक्षेण महादेवसंग्रामागमनं नाम द्विपंचाशत्तमोऽध्यायः॥५२॥

# અધ્યાય ૫૩ મો

રાગ છંદ

જુધ્ધે ચઢયા પંચવદન, કોપ્યા ક્રોધ આણી મન;
કરમાં ગ્રહ્યું શૂળ પિનાક, કરી ગર્જના મારી હાક. ૧
મસ્તક જટા જૂટ સઘન, ગજનું ચર્મ ઓઢયું તન;
ધરી સમશાન વિભૂતિ અંગ, શોભે અલંકાર ભુજંગ. ૨
રાજે અર્ધ ચંદ્ર લલાટ, ક્રોધે કરે ભસ્મ સ્વરાટ;
ઉપવિત સર્પનું જગદીશ, વહેતી ગંગ નિરમળ શીષ. ૩
દીઠા સર્વ જન પરતક્ષ; આનન પંચ ને ત્રિચક્ષ;
કંઠે રૂંઢ કેરી માળ, કરમાં ગ્રહ્યું બ્રહ્મ કપાળ. ૪
સાથે સેન મહાવિકરાળ, ભૈરવ ભૂત ને વૈતાળ;
વાજે ડાક ડમરૂ શંખ, શિંગી પણુવ ગોમુખ ડંખ. ૫
કરવા ભક્ત કેરી સહાય, જુધ્ધે ચઢયા શંકર રાય;
પોતે વિરાજ્યા રથમાંહે, આવ્યા રામસેના જ્યાંહે. ૬
એવું જોઇ શિવનું રૂપ, કંપી સકળ સેના ભૂપ;
કરી ગર્જના ઘોર પ્રચંડ, વ્યાપ્યો શબ્દ સકળ બ્રહ્માંડ. ૭
ધ્રુજી ધરા સળકયો શેષ, પર્વત સિંધુ સરિત અશેષ;
ડોલ્યા દેવ દશ દિગ્પાળ, જાણે હવો પ્રલ્લે કાળ. ૮
મૂકયાં શિવે બાણુ અપાર, ગણુ સહુ કરે મારો માર;
એવો થયો મહા સંગ્રામ, નાઠા જોધ મૂકી મામ. ૯
પૂરવે ત્રિપુર મર્દન જ્યમ, વ્યાપ્યો ક્રોધ શિવને ત્યમ;
કરવા માંડયું જુદ્ધ મહાઘોર, પાડે ચીસ કરતા શોર. ૧૦
કીધો સેનનો સંહાર, ત્યારે હવો હાહાકાર;
બોલ્યા શંભુ ક્રોધાસક્ત, કયાં છે વીરમણિ મુજ ભક્ત. ૧૧
કોણે કર્યો મૂરછિત એહ, તેને હણું નિઃસંદેહ;
એમ કહી કોપીયા શૂલપાણુ, ગાજ્યા મેઘગંભીર વાણુ. ૧૨
વઢતા નંદી ને હનુમંત, ભૃંગી સુબાહુ બળવંત;
ગણુ ચંડાંશ ને કુશરાય, ચંડ ને સુમદ કપિ કહેવાય. ૧૩

પુષ્કલ વીરભદ્ર સમાન, ભૈરવ લક્ષ્મી નિધિ બળવાન;
શિવની સાથ શત્રુઘ્ન, વઢતા ક્રોધ આણી મન. ૧૪

દોહા

ક્રોધ કરી વઢતા સહુ, જોદ્ધા સરવ સમાન;
પછે પુષ્કલ ઉપર કોપીયા, જે વીરભદ્ર બળવાન. ૧૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शत्रुघ्नमहादेवसंग्रामो नाम त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

# અધ્યાય ૫૪ મો

રાગ સામેરી

વીરભદ્ર વળતો કોપીયો, શિવ તણો ગણ સમરથ;
તેણે ગદા મારી ભંગ કીધો, પુષ્કલ કેરો રથ. ૧
ત્યારે અન્ય રથ આરૂઢ થઈ, જુદ્ધ માંડયું તેણીવાર;
અહોરાત્રી વઢતાં વીરને, એમ વહી ગયા દિન ચાર. ૨
પછી પુષ્કલને લેઇ ઉડીયો, વીરભદ્ર તે નભ માંહે;
મહા ઘોર જુદ્ધ કર્યું તદા, જુવે દેવ સરવે ત્યાંહે. ૩
પછી પુષ્કલને લેઇ પછાડયો, પૃથ્વી ઉપર તેણીવાર;
ત્યારે મૂર્છા પામ્યો ભરથનો સુત, હવો હાહાકાર. ૪
ત્યારે શત્રુઘન ઘણું શોક પામ્યા, જોઇ મૂરછિત બાળ;
પછી શિવની સાથે જુદ્ધ કરવા, માંડીયું તે કાળ. ૫
હાવે શત્રુઘનને શિવ વઢે છે, ઘોર તે સંગ્રામ;
વિમાન બેસી દેવ જોતા, જોદ્ધ મૂકે મામ. ૬
એમ અહોરાત્રી દિન એકાદશ, જુદ્ધ થયું નિરધાર;
શત્રુઘને પછી મૂકીયું, બ્રહ્માસ્ત્ર તેણીવાર. ૭
મુખ વિકાસી તે શસ્ત્ર ગળિયું, એવા ઈશ અખંડ;
પછી પંચવદને મૂકીયું, પશુપતાકાસ્ત્ર પ્રચંડ. ૮
તેણે શત્રુઘનનું હૃદે ભેદ્યું, પડયા મૂરછિત ત્યાંહે;
ત્યારે હાહાકાર હવો તદા, તે રામસેના માંહે. ૯
હાવે શત્રુઘન પુષ્કલને લીધા, સારથીએ જેહ;

રથ માંહે ઘાલી લેઇ ગયો, એકાંત રાખ્યા તેહ. ૧૦
એવું જોઇને અંજનીનંદન, ગર્જના કરી ઘોર;
શિવ તણી સનમુખ જુદ્ધ કરવા, આવ્યો પવનકિશોર. ૧૧
અરે શંભુ મેં ઋશિમુખમાં, પૂરવે સુણ્યું તું એહ;
શિવ રામના મહા ભક્ત છે, વળી પરમ વૈષ્ણવ જેહ. ૧૨
તે તમો અઘટિત કર્મ કીધું, જાણી જોઇને આજ;
રામના બંધુ પુત્રને તમો, હણ્યા શ્રી મહારાજ. ૧૩
હે ઇશ તમને ઘટે નહિ, આકૃત્ય કરવું આંહે;
એવાં વચન સુણી મહાવીરનાં,પછી બોલીયા શિવ ત્યાંહે.૧૪
અરે વત્સ તું કહે તે ખરૂં, ઇષ્ટદેવ મહારા રામ;
પણ ભક્ત આધીન હું થયો, માટે કર્યું એવું કામ. ૧૫
એવું સુણીને સિંહનાદ કીધો, કોપ્યો પવનકુમાર;
એક પ્રૌઢ પરવત શિવની ઉપર, નાખ્યો તેણીવાર. ૧૬
તેણે શિવતણો રથ ભંગ કીધો, મારીયા તોખાર;
ત્યારે નંદી ઉપર ઇશ બેઠા, ચઢયો ક્રોધ અપાર. ૧૭
મહા પ્રલ્લે કેરા અગ્નિવત, એક ત્રિશૂળ ઝાલ્યું હાથ;
હનુમંત ઉપર નાખીયું, કરી જોર ગિરિજાનાથ. ૧૮
પવનાત્મજે આવતું ઝાલ્યું, કર વિષે તતખેવ;
તે ત્રિશૂળ કીધું ભંગ તવ, કોપીયા શ્રી મહાદેવ. ૧૯
પછે શિવે મારી શક્તિ એક, હનુમંતના હૃદે માંહે;
ક્ષણેક મૂરછિત થઇ રહ્યા, અંજનીનંદન ત્યાંહે. ૨૦
સાવધાન થઈ ઉઠયા પછી, એક ગ્રહ્યું વૃક્ષ વિશાળ;
બે કરે ગ્રહી શિવ અંગ ઉપર, ઝાપટયું તતકાળ. ૨૧
શિવતણા તનમાં થયા કચ્ચર, રહ્યાતા જે નાગ;
જ્યાંહાં ત્યાંહાં તે નાસી ગયા, સ્થળ મૂકીને મહાભાગ. ૨૨
એવું જોઇને મદનારિને, મન ચઢી સબળી રીસ;
બે હસ્તમાં ગ્રહી મૂશળ માર્યું, મારુતિને શીષ. ૨૩
તે ચૂકાવ્યું મહા વિચિક્ષણ, અંજનીનંદન જેહ;
પછી પૃથ્વી ફોડી રસાતળમાં, ગયું મૂશળ તેહ. ૨૪

ત્યારે વજ્રદેહીએ કરી વૃષ્ટિ, વૃક્ષ ને પાષાણ;
તે નિવારણ કરતા તદા, મહાદેવ મૂકી બાણ. ૨૫
પવનાત્મજે પછી નંદી પૂંઠળ, પૂચ્છ વિંટયુ ત્યાંહે;
શિવ સહિત નંદી ફેરવ્યો, ઘણીવાર તે નભમાંહે. ૨૬
ત્યારે અકળાયા ઘણું અનંગઅજરી, થયા વ્યાકુળ મન;
વાત્સલ્યભાવે વીર સાથે, બોલ્યા મધુર વચન. ૨૭
અરે અહો સીતા શોકહારણ, મહા જતિ બળવાન;
થયો પ્રસન્ન હું તુજ પરાક્રમ જોઇ, માગ તું વરદાન. ૨૮
ત્યારે મારુતિ કહે સુણો સ્વામી, સત્ય કહું મહારાજ;
આ શત્રુઘ્ન પુષ્કલજી આદે, પડયા મૂરછિત આજ. ૨૯
તે માટે હું ઔષધિ લાવું, દ્રોણાચળથી આંહે;
તમો રક્ષા કરજો ત્યાંલગી, તન સાચવજો રણમાંહે. ૩૦
ત્યારે શિવ કહે જા સુખે કરી, નવ ધરીશ ચિંતા મન;
હું રૂડી રીતે કરીશ રક્ષા, રાખીશ સૌનાં તન. ૩૧
એવું વચન લેઇ શંભુતણું, પછી ઉડયો પવનકુમાર;
મુખે શ્રીરામનું નામ જપતો, જાય વેગે અપાર. ૩૨

વલણ

અપાર વેગે અંજનીસુત, ઉડયો જાય આકાશ રે;
શ્રીરામકૃપાયે આવી ઉભો, દ્રોણાચળની પાસ રે. ૩૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधागयां आश्वमेधिके हनुमंत-
द्रोणाचलं प्रति गमनं नाम चतुर्पंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

# અધ્યાય ૫૫ મો

રાગ મારૂ

દ્રોણાચળની પાસે હનુમંત, આવી ઉભા મહાબળવંત;
કર્યું લાંગૂલ શેષાકાર, બાંધ્યો ગિરિવર તેણીવાર. ૧
ઉખેડે પરવતને જેવે, એક કૌતક પ્રગટયું તેવે;
ત્યાં દેવ મૂકયા સુરરાય, કરવા ઔષધિની રક્ષાય. ૨
લેઇ આયુદ્ધ ઉઠયા તેહ, શસ્ત્રમાર કર્યો જયમ મેહ;

જોઇ કોપે ચઢયા કપિનાથ, ઘણું જુદ્ધ કર્યું તે સાથ. ૩
તેમાંથી કેટલાએક દેવ, નાસીને કહ્યું ઇન્દ્રને એવ;
ઇન્દ્રે જાણ્યા શ્રી હનુમંત, રામભકત મહા બળવંત. ૪
જીતે નહિ તેશું કરતાં વિરોધ, તે માટે ન કર્યો કાંઇ ક્રોધ;
પછે દેવ સકળની સાથ, ઇન્દ્રે મોકલ્યા સુરગુરુ નાથ. ૫
આવ્યા અંગીરસ તેણે ઠાર, જ્યાં રહ્યા છે પવનકુમાર;
ઉભા બ્રેસ્પતિ સન્મુખ અગ્ર, તેની પૂંઠળ દેવ સમગ્ર. ૬
સ્તુતિ કરવા લાગ્યા તેહ, કરુણામૃત વાણી જેહ;
સુણો શ્રોતાજન નિરધાર, બોલ્યા વાચસ્પતિ તેણીવાર. ૭

છંદ લાવણી

જય હનુમંતા મહા બળવંતા, નમો નમો તુજને;
પવનપુત્ર પ્રણતારતિ મોચન, ધન્ય મહાભુજને. ૧
અંજનીનંદન સૂરજ શિષ્ય, મહામતિ ફાલ્ગુણ જાતા;
સીતા શોકહારણ ભયવારણ, શરણાગત ત્રાતા. ૨
શ્રી રામચંદ્રના પરમ પ્રિય છો, અનન્ય દાસ કહાવો;
કપિ વંશના જીવન મહાજન, મન કરુણા લાવો. ૩
લંકાદહન ગહન ગુણ ગંભીર, ક્ષય અક્ષય કરતા;
નિશિચર વિપિન અશોક શોકદા, અદ્ભુત કૃત ધરતા. ૪
પ્રાણતણા દાતાર થયા, રણમાં રામાનુજને;
જય હનુમંતા મહા બળવંતા, નમો નમો તુજને. ૫—૧
ઉદધિક્રમણ ત્રિવિક્રમ કેશરીસુત રાક્ષસ હંતા;
અગ્ર સચીવ સુગ્રીવના, વજ્ર તનુ કીરતિવંતા. ૧
પિંગ નેત્ર ને રકત વદન શુચિ, ઉર્ધરેત રહેવું;
દર્પહા દશાનન દીર્ઘવાળધિ, કાળદંડ જેવું. ૨
મહિકાવતીપતિ મરદન, રૂપ ધર્યું જે મહાકાળી;
થયો નથી થાશે નહિ સ્વામીસેવક તુજ ટાળી. ૩
તુજ નામ થકી ભય સંકટ, રોગ વિયોગ સકળ નાસે;
ડાકેણુ શાકેણુ ભૂત પ્રેત, નાટક ચેટક ત્રાસે. ૪
કહે ગિરિધર ભૂધર ભયભંજન, સાર કરો મુજને;

જય હનુમંતા મહા બળવંતા, નમો નમો તુજને. ૫-૨

દોહા

બ્રહ્મચારી અવિકારી મન, ધરમ સત્યવ્રત ધીર;
રુદ્ર અંશ જતિ વજ્રતન, જય જય જય મહાવીર. ૧
સુર ગુરુએ એવી સ્તુતિ કરી, ગદ્દગદ્દ દીન વચન;
તે સુણીને બોલ્યા મારુતિ, થઈ મન માંહે પ્રસન્ન. ૨

રાગ મારુ

બોલ્યા પ્રસન્ન થઈ હનુમંત, કહ્યું બૃહસ્પતિને વરતન્ત;
રામ બંધુ પુત્ર સૈન્યરાય, તે સરવે પામ્યા છે મૂરછાય. ૧૯
લેઇ ઔષધિ જાવું જરૂર, માટે કયાં કરો મુજને અસુર;
એવું સુણી જે હતી ગિરિ માંહે, દેવે ઔષધિ આપી ત્યાંહે. ૨૦
લેઇ કરમાં તે પવનકુમાર, આવ્યા સૈન્ય પડયું તે ઠાર;
શત્રુઘન પુષ્કળ આદે વીર, અન્ય રાજકુંવર રણધીર. ૨૧
કર્યો ઔષધિ કેરો સ્પર્શ, ઉઠયા થઇ સચેત ઉત્કર્ષ;
લાગ્યો ઔષાધ પવન સમાન, ઉભે સૈન્ય થયું સાવધાન. ૨૨
સરવે પામ્યા સુખ અપાર, વાધ્યો હરખ થયો જે જે કાર;
મારુતને વખાણે સહુ રાય, મુખે ધન્ય ધન્ય કહેતા જાય. ૨૩

વલણ

ધન્ય ધન્ય કહેતા ઉઠયા સર્વે, ફરી કરવા માંડયો સંગ્રામ રે;
વીરમણિને શત્રુઘન, જુદ્ધ કરતા તેણે ઠામ રે. ૨૪

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके औषध्यानयनात् सैन्यसंजीवनं नाम पंचपंचाशत्तमोऽध्यायः ॥५५॥**

# અધ્યાય ૫૬ મો

રાગ સામેરી

**અનીહાં રે વીરમણિ સાથે શત્રુઘન, જુદ્ધ આરંભ્યુ કરી ક્રોધ મન;**
**અનીહાં રે સામા સામી રાખ્યા છે રથ, મૂકે છે બાણ મહા સમરથ.**

ઢાળ

સમરથ શત્રુધને તદા, અગ્ન્યાસ્ત્ર મૂકયું બાણ;

મેઘાસ્ત્ર સાંધ્યું વીરમણિએ, શાન્તિ થઇ નિરવાણ. ૨
ભરથાનુજે વાતાસ્ત્ર મૂકયું, મેઘ કીધો દૂર;
ત્યારે તે સમે પર્વતાસ્ત્ર મૂકયું, વીરમણિ નૃપ શૂર. ૩
શત્રુઘ્ને વજ્રાસ્ત્ર મૂકયું, નારાયણ મણિભૂપ;
સમાન ઉતર્યા એમ બંન્યો, વિદ્યાએ તદ્રૂપ. ૪
શિવમંત્ર ભણી પંચ બાણ મૂકયાં, મણિભૂપે તેણીવાર;
તે રામાનુજને રુદે વાગ્યાં, થયું દુઃખ અપાર. ૫
પછે દત્ત દેવી તણો શર, વૈરી વિદારણ જેહ;
શત્રુઘ્ને તવ મૂકીયો, મ ણિભૂપ ઉપર તેહ. ૬
તે રુદે વાગ્યો રાયને, પડયો થઈ તદા ગતિ ભંગ;
એમ વિજે પામ્યા શત્રુઘ્ન, રાખ્યો ઘણો રંગરંગ. ૭
વળી સૈન્ય સહુ મૂર્છિત કર્યું, મૂર્છાસ્ત્ર મૂકયું બાણ;
એવો પરાજય જોઇ ભક્તનો, કોપે ચઢયા શૂલપાણ. ૮
ત્યાં રથારૂઢ થઇ જુદ્ધ કરવા, ચઢયા છે શિવરાય;
તે ક્રોધથી સહુ દેવ કંપ્યા, મહા પ્રલય જ્યમ થાય. ૯
મહારુદ્ર કેરા ક્રોધની, પ્રગટી તે જ્વાળ પ્રચંડ;
દાઝવા લાગ્યા સરવ જન, તે તેજ વ્યાપ્યું બ્રહ્માંડ. ૧૦
ઘોર સમય વરત્યો તદા, તે ઉભય સેન્યા માંહે;
ત્યારે શત્રુઘ્ન વ્યાકુળ થયા, સહુ ધીરજ ગઈ છે ત્યાંહે. ૧૧
પછે સંભાર્યા શ્રી રામને, ભરથાનુજે તેણી વાર;
લોચન સજળ ગદ્દગદ્દ ગિરા, કર્યો આરતનાદ પોકાર. ૧૨
હે દીનબંધુ દયાસિંધુ, પ્રણત દુઃખ મોચન;
વહારે ધાજો અમારી, રઘુપતિ કમળલોચન. ૧૩
હે રામ રામ રમાપતિ, સંકટહરણ સ્વામીન;
વિહારી સરજ્યુતીરના, રઘુવીર જુગજીવન. ૧૪
એમ સ્મરણ કરતાં માત્રમાં, પ્રગટયા ત્યાંહાં ભગવાન;
લાવણ્ય કોટિમનોજત ન, ઘનશ્યામ રૂપનિધાન. ૧૫
બેઠા હતા દીક્ષિત થઈ પ્રભુ, જેવા સરજુતીર;
તે સ્વરૂપે પ્રગટયા ત્યહાં, સૈન્યમાં શ્રી રઘુવીર. ૧૬

દીક્ષિત રામે સરવને, આપ્યાં તદા દરશન;
કરથકી નાખી શસ્ત્ર પાયે, પડયા પંચવદન. ૧૭
પછે કર ગ્રહી ઉઠાડયા શિવને, ભેટિયા શ્રીરામ;
કરજોડી સ્તુતિ કરી શિવે, સુણો પૂરણ કામ. ૧૮
હે નાથ મેં આપ્યું હતું, મણિભૂપને વરદાન;
તે વચન મારૂં પાળીયું, કર્યું સત્ય શ્રીભગવાન. ૧૯
એવું કહી મણિરાયને, સહકુટંબ તેણીવાર;
દરશન કરાવ્યાં રામનાં, વરતિયો જયજયકાર. ૨૦
વળી શત્રુઘ્ન હનુમંત આદે, મળ્યા શ્રીરણધીર;
પછી સૈન્ય સર્વ ઉઠાડીયું, કરી કૃપાદૃષ્ટિ રઘુવીર. ૨૧
રાય વીરમણિએ રાજ્ય લક્ષ્મી, દેહકુટુંબ તેણીવાર;
રામાર્પણ સર્વે કરી, પાયે નમ્યો તેણીવાર. ૨૨
પછી રાયના સુત રુકમાંગદને, આપ્યું રામે રાજ;
મણિભૂપે સેવા બહુ કરી, સંતોષ્યો સરવ સમાજ. ૨૩
વળી શત્રુઘ્નને ધીરજ આપી, પોતે શ્રીભગવાન;
પછી સદાશિવ શ્રીરામ બંન્યો, થયા અંતરધ્યાન. ૨૪
તે શત્રુઘ્ન પાસે રહ્યો, દેવરાજપુરનો નાથ;
અશ્વરક્ષા અરથ ચાલ્યો, સેન લેઇને સાથ. ૨૫
આખ્યાન એ મણિભૂપનું, જે સુણે નર ને નાર;
તેનાં સરવ સંકટ દુઃખ ટળે, કરે કૃપા દેવ મોરાર. ૨૬

વલણ

કરે કૃપા તેહને મોરારી, હરે દુઃખ સંકટ સમુદાય રે;
કહે દાસ ગિરિધર સુણો શ્રાતા, રામાશ્વમેધ કથાય રે. ૨૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकि नाटकधारायां उत्तरकांडे आश्वमेधिके महादेवप्रतिज्ञापालनार्थे श्रीरामाविर्भावो नाम षट्पंचाशत्तमोऽध्यायः॥



# અધ્યાય ૫૭ મો

રાગ સુરતી મહિનાની ચાલ

દેવરાજ પુરથી પછી, ચાલ્યો યજ્ઞતોખાર;
પૂંઠળ સરવે ભૂપતિ, સાથે સૈન્ય અપાર. ૧
ભરતખંડ માંહે થઇ, નીકળ્યો આગળ ત્યાંહે;
સહુ દેશ ઓળંગીને આવીયો, હિમકૂટ ગિરિ જ્યાંહે. ૨
તે પરવત ઉંચો અતિ ઘણો, વિસ્તારે યોજન એક;
વન રસિક રળિયામણું, વૃક્ષ વિશાળ વિષેક. ૩
કેશુ કદંબ ને કંદળી, શાલ ને તાલ તમાલ;
ધાત્રી અશોક ને આમલી, લીમ લવિંગ રસાળ. ૪
બકુલ મંદાર ને માલતી, ચંદન ચંપક છોડ;
બીલી બદામ બદ્રી ઘણી, દાઢમ દ્રાક્ષ અખોડ. ૫
નાગ પુંનાગ ઇલાયચી, ચારુ ચીરોજી ખજુર;
જાઇ જૂઇ ને કેતકી, સીતાફળી રસપૂર. ૬
મુચકંદ ને મરવો મોગરો, કેવડો ફણસ નારંગ;
શતપત્રી ને શેવંતરી, વશી રહ્યા વેણુ ઉતંગ. ૭
સાગ સીસમ ને સરગવા, શ્રીફળી સુખડ સાર;
વડ પીપળ ને પાકરી, કરમદી કેળ કલ્હાર. ૮
ધુલર ગુંદીને ગેગડી, રાયણ રાતી ચોળ;
લલિત લતાઓ ભૂમિ લળી, ત્રિવિધિ પવન ઝકોળ. ૯
તે વનમાં એવી ફૂલી, વનસ્પતિ ભાર અઢાર;
સદા વસંત સોહામણો, બોલે છે પક્ષી અપાર. ૧૦
હંસ કારંડવ કોકિલા, ક્રીડે કળાકર કીર;
મધુકર ગુંજે અતિ ઘણા, ચાલે સુંગધી સમીર. ૧૧
એવા તે વનમાં આવિયો, રામનો યજ્ઞતોખાર;
ઓચિંતો સ્થંભી રહ્યા, પૃથ્વી ઉપર તેણીવાર. ૧૨
ચારે ચરણ ચોંટી રહ્યા, હાલે ન ચાલે એહ;
રક્ષક જોઈ વિસ્મે થયા, પ્રગટયો મન સંદેહ. ૧૩

ત્યારે શત્રુઘનને ચિંતા થઇ, સ્થંભ્યો કયમ કેકાણ;
અનેક ઉપાય કર્યા પણ, ચાલે નહિ નિરવાણ. ૧૪
પછે મારૂતિએ નિજ લાંગૂલ, વિંટયું અશ્વને અંગ;
ખેંચે ઘણું ખંખારીને, તોયે ન હાલે તુરંગ. ૧૫
ત્યારે શત્રુઘને ત્યાં સુમંતને, પૂછયું તેણીવાર;
કો મહાપુરુષ અહીં હોય તો, પૂછીએ તેનો વિચાર. ૧૬
ત્યારે સેવકને ત્યાં દોડાવિયા, ચારે દિશાએ સુમંત;
રહેતા હતા તે વનમાં, શૌનક મુનિ મહાનંત. ૧૭
અનેક મુનિના મંડળ માંહે, શોભતા શૌનક તેહ;
હરિનાં ચરિત્ર વખાણતા, આત્મનિરૂપણ જેહ. ૧૮
એવા મુનિને જાણી કરી, કરવા ચાલ્યા દરશન;
રાજમંડળી લેઇને, ત્યાં ગયા શત્રુઘન, ૧૯

વલણ

શત્રુઘન લેઇ રાજમંડળ, આવ્યા મુનિવર પાસ રે;
પ્રદક્ષણા કરી પાયે લાગ્યા, ત્યારે મુનિએ દીધી આશ રે. ૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उतरकांडे आश्वमोधिके शौनकाश्रमे अश्वस्थंभनं नाम सप्तपंचाशतमोऽध्यायः ॥५७ ॥

# અધ્યાય ૫૮ મો

રાગ આશાવરી

હાવે શૌનક મુનિને પાયે લાગ્યા, શત્રુઘન આદે નરેશ;
આદર કરી સહુને બેસાડયા, કુશળ પૂછયું મુનેશ. ૧
ત્યારે સકળ વૃત્તાન્ત કહ્યું શૌનકને, શત્રુઘને તેણીવાર;
કહો મહારાજ કયમ સ્થંભ્યો અમારો, યજ્ઞતણો તોખાર. ૨
એવાં વચન સુણી શૌનક મુનિ બોલ્યા, ધ્યાન ધરીને મન;
અશ્વ સ્થંભ્યાનું કારણ કહું, તે સાંભળો શત્રુઘન. ૩
ગૌડ દેશમાં કાવેરી ત્રઠ, તપ કરતો દ્વિજ એક,
સાત્ત્વિક એવું નામજ તેનું, કરીયું કષ્ટ વિષેક. ૪
પછી કાળે કરીને મરણજ પામ્યો, સાત્ત્વિક બ્રાહ્મણ જેહ;

દિવ્ય રૂપ ધરી વિમાન બેસી, ગયો સ્વર્ગમાં તેહ. ૫
તે તપના પુણ્યપ્રભાવે કરી, ભોગવે મનગમતા ભોગ;
અનેક અપસરા સાથે રમતો, પામ્યો સુખ સંજોગ. ૬
તે એક સમે વિમાનમાં બેસી, સંગ લેઇ ઘણી નાર;
મેરુના શિખર ઉપર તે આવ્યો, જેની છે શોભા અપાર. ૭
જાંબુ વૃક્ષની તળે બેઠો, જ્યાં જાંબુવતી સરિતાય;
સ્ત્રીઓ અનેકની સાથે કરતો, નિઃશંક થઇ ક્રીડાય. ૮
ત્યાં મુનિ કેટલા બેઠા તેની, લાજ ધરી નહિ મન;
વળી અવગણના કરી સકળ વિપ્રની, બોલ્યો વ્યંગ વચન. ૯
ત્યારે મુનિવર ક્રોધ કરી બોલ્યા, અલ્યા નિર્લજ અસુર સમાન;
આસુરી બુદ્ધિ તેં કરી માટે, અસુર થજે અઘવાન. ૧૦
એવો મુનિએ શાપ દીધો, તતક્ષણ થયો રાક્ષસ તેણીવાર;
પછી કર જોડીને અનુગ્રહ પૂછયો, મુનિવરને નિરધાર. ૧૧
ત્યારે મહાનુભાવ મુનિ કહે અલ્યા, જઇ રહે હિમગિરિ વનમાંહે;
શ્રીરામચંદ્રનો યજ્ઞતુરી તે, ફરતો આવશે ત્યાંહે. ૧૨
ત્યારે સ્થંભન કરજે તેહ તુરી, તું જુક્તિ કરી તે ઠાર;
હનુમંત રામચરિત્ર ગાશે, પામીશ તવ ઉદ્ધાર. ૧૩
સુણો શત્રુઘન તે શાપથી, રાક્ષસ થયે નરવાણ;
આ વનવિષે આવી રહ્યો, તેણે સ્થંભાવ્યો કેકાણ. ૧૪
માટે મારુતિ પાસે રામકથાનું, ગાન કરાવો સાર;
તે શ્રવણ કરીને શાપ મૂકાશે, ચાલશે તોખાર. ૧૫
એવાં વચન સુણી શત્રુઘન બોલ્યા, શૌનકપ્રત્યે વાણ;
અરે મહારાજ એ વિપ્ર સાત્વિક, મહા તપસ્વી જાણ. ૧૬
તે રાક્ષસયોનિ પામ્યો ક્ષણમાં, નિવરત્યો તપ મહિમાય;
એ કરમ તણી જે ગહન ગતિ તે, કહો મુને મુનિરાય. ૧૭
જે કર્મવિપાકે કરીને પ્રાણી, નર્ક સ્વર્ગને પામે;
તે કારણ કહો વિસ્તારી જે થકી, સંદેહ સકળ વિરામે. ૧૮

વલણ

સંદેહ જાયે મનતણો, કહો કરમ ગતિ નિરધાર રે;

એવાં શત્રુઘ્નનાં વચન સુણી,બોલ્યા શૌનક મુનિ તેણીવાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे शत्रुघ्नशौनक संवादे राक्षसपूर्वजन्मकथनं नाम अष्टपंचाशतमोऽध्यायः ॥ ५८ ॥

# અધ્યાય ૫૯ મો

રાગ બીલાવર

શૌનક મુનિ તવ બોલ્યા વાણ, સુણો શત્રુઘ્ન ચતુર સુજાણ;
જે હરણ કરે પર ત્રિયા પરધન, તેને જમના દૂત કરે બંધન.
તેને નાખે તામિશ્ર નર્ક મોઝાર, એક સહસ્ર વરસ દુઃખ સહે અપાર
પછે શૂકરયોનિ પામે તેહ, એવું પાપ કરે નર જેહ. ૨
જે ભૂત દ્રોહ કરી ઉદરજ ભરે, નિજ કુટુંબનું પોષણ કરે;
અંધતામિશ્ર નર્ક જેનું નામ, તે જીવને નાખે તેણે ઠામ. ૩
ક્લેશ પામે ત્યાંહાં પ્રાણી ઘણું, એવું ફળ ભોગવે તે તણું;
જે નર જંતુ બંધન કરે, દુઃખ દેઇ તેનું વિત્ત હરે. ૪
રૌ રૌ નર્કમાં જાય તેહ, દુઃખ પામે પાપીજન જેહ;
જે નિંદે તીરથ ને વેદ પુરાણ, ગૌબ્રાહ્મણ ભક્ત દેવને જાણ. ૫
તેને નાખે કાળ સૂત્ર નરક મોઝાર, એકસહસ્ર યોજન તેનો વિસ્તા
તે સહસ્ર વરસ લગી ભોગવે દુઃખ, એવો ખળ નિંદક નવ પામે સુખ
જે અયોગ્ય દંડ કરે થઈ ભૂપ, વા દંડે ભક્ત દ્વિજ સાધુરૂપ;
તેને શૂકર મૂષિક નરક મોઝાર, નાખીને મારે ઉપર માર. ૭
કઠોર ડાઢ જમદૂતજ તણી, તેમાં વેદના પમાડે ઘણી;
જે ગૌબ્રાહ્મણની વૃત્તિ હરે, તે અંધકૂપ નરકે સંચરે. ૮
જે પરસ્વ હરણ કરે પાપિષ્ટ, નવ અરપે બ્રાહ્મણ સાધુ ઇષ્ટ;
પોતે મધુર અન્ન ભક્ષણ કરે, તે કૃમી ભોજન નરકે સંચરે.૯
જે સુવર્ણ મણિ ચોરે પલકમાં, તેને નાખે દુષ્ટનામા નરકમાં;
જે પંક્તિભેદ કરે અતિ ઘણું, કરે પોષણ નિજ દેહજ તણું.૧૦
તેને કુંભીપાક નાખે તતકાળ, માંહે તપ્ત તેલની આવે જ્વાળ;
જે વેદ પંથ માથે પગ ધરે, ચંડાળ સ્ત્રીશું ગમનજ કરે. ૧૧
લોહસ્થંભ તપ્ત સાથે તે જન, કરાવે તેશું આલિંગન;

વળી વૈતરણીમાં તે અંશને, કરાવે ભક્ષણ રકત માંસને. ૧૨
જે દંભે કરીને લોકને વાય, ધૂતીને તેનું સરવસ ખાય;
વૈશસન નરકને પામે તેહ, પછી પામે તે ચંડાળનો દેહ. ૧૩
જે વૃશલી સાથે ગમનજ કરે, તે પુયનામા નરકે સંચરે;
જે રજસ્વલા શું રમે અજ્ઞાન, તેને રેત કુંડમાં કરાવે પાન. ૧૪
લૂંટે ગ્રામ લગાડે લાહે, તેને નાખે અગ્નિ કુંડજ માંહે;
જે કપટ કરી વિખદે પાપિષ્ઠ, તે જીવને અશન કરાવે વિષ્ઠ. ૧૫
કુડી સાખ પૂરે જે જન, અધોમુખી નર્કમાં થાય પતન;
જે ગુરુનો તિરસ્કારજ કરે, વા બ્રાહ્મણ ભક્તનો દ્વેષજ ધરે. ૧૬
દંશ કરે તેને વીંછી શ્વાન, પડે અસિપત્ર નરકે અજ્ઞાન;
જે પરનો ધર્મ નિંદે અતિ ઘણું, કરે અભિમાન આચારજતણું.
તે નીચ યોનિ અવતરે કાક, શ્વાન શૂકર ને બિડાલ વરાક;
જે જીભ્યાને સ્વાદે કરે સુરાપાન, તેને જમ લોહરસ પાયે નિદાન.
જે જીવ અભક્ષાભક્ષણ કરે, અગમનાગમન કર્મ આચરે;
તે પડે અધોમુખી નરક મોઝાર,વળી જમ કિંકર ઘણો મારે માર.
વિશ્વાસઘાત જે પ્રાણી કરે, તે શૂળમુખી નરકે સંચરે;
જે રૂડા પુરુષનું ભુંડું ચહાય, તે સરપદંશ નરકમાં જાય. ૨૦
એ વિણ નરક ઘણાં છે જેહ, પાપી જીવ ભોગવે તેહ;
શૌનક કહે સુણો શત્રુઘન, એ પાર ન આવે કરતાં કથન. ૨૧
જેવું કર્મ તેવું ફળ ભોગવે, જન્મ ધરી સુખદુઃખ જોગવે;
પાપ તણું ફળ દુઃખ જાણજો, પુણ્યનું ફળ સુખ પ્રમાણજો. ૨૨
એવું બોલ્યા જ્યારે શૌનક મુન્ય, તે સુણીને પૂછે શત્રુઘન;
શે પાપે કરી દુઃખ રોગજ થાય, તે મહાનુભાવ કહો મુને કથાય.

વલણ

તે કથા કહો શે પાપે કરી, દુઃખ રોગ થાયે તન રે;
એવાં શત્રુઘનનાં વચન સુણી, પછે બોલ્યા શૌનક મુન્ય રે. ૨૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शौनकशत्रुघ्नसंवादे कर्मविपाककथनं नाम एकोनषष्ठितमोऽध्यायः ५९

# અધ્યાય ૯૦ મો

રાગ દોહા

હાવે શૌનક મુનિવર બોલિયા, સુણો રઘુપુંગવ રણધીર;
પૂરવ પાપે પ્રાણીને, આવે રોગ શરીર. ૧
તમને તેનો ભેદ કહું, અનુક્રમ કરીને આજ;
નિશ્ચે કરમ વિપાકનો, મન ધરજો મહારાજ. ૨

ચોપાઇ

પૂરવે જે મદ્યપાની જંત, તેના હોયે કાળા દંત;
અભક્ષાભક્ષણ જે જન કરે, ગુલ્મ રોગ ઉદરે વસ્તરે. ૩
ઉત્તર મુખે કરે ભોજન પાન, તેનું ઉદર હોય ક્રમીવાન;
મંઝારાદિકનું સ્પર્શ્યું અન્ન, તેનું જે જન કરે અશન. ૪
તેને મુખે દુરગંધી હોય, તેની પાસ ન બેસે કોય;
પંકિત ભેદથી ભોજન કરે, તેને ઉદર વાયુ વિસ્તરે. ૫
કરે વિઘ્ન ભોજન સંજોગ, તેને થાય અજીરણ રોગ;
થઈ ધનવંત દાન નવ કરે, મંદાગ્નિ તેને ઉદરે. ૬
છાહા રોગી વિખ દેનાર, વાટપડા પદ રોગી અપાર;
શૂન્યવાદી અંગે કફવાત, અતિ વિષયચીની નિરબળ જાત.
જે સરવજન પરિતાપી મૂળ, તેના ઉદરમાં આવે શૂળ;
જે અગ્નિ લગાડે વનમોઝાર, તેને થાય રોગ અતિસાર. ૮
દેવ જળાશયે કરે મૂત્ર વિષ્ટ, હોય તેને ઉદર બંધકષ્ટ;
ગરભપાત કરે જન જેહ, વંઝા દોષ ભોગવે તેહ. ૯
જે સજ્જન વંચી ચોરી ખાય, તેને ઉદરે ચુંકજ થાય;
પ્રતિમા ભંગ કરે જે જન, પ્રતિષ્ઠા રહિત થાય તે તન ૧૦
જે સત્ય વચન ખંડી કરે વાદ, પક્ષે બોલે તજી મરજાદ;
ત્યાગ દેખાડી ભોગવે ભોગ, પક્ષાઘાત થાયે તેને રોગ. ૧૧
જે જુવે એક સ્વારથ દૃષ્ટે ઘણું, એક નેત્ર થાયે તે તણું;
જેના નેત્રમાં દ્વેષજ ઘણો, સહી ના શકે સદ્દગુણ કો તણો. ૧૨
જુવે જાર તસ્કર અભિપ્રાય, નેત્રહિણ તે અંધજ થાય;

બ્રાહ્મણ દેવનું ચોરે ધન, તેનાં ગળી જાય હસ્ત ને તન. ૧૩
ત્રાંબુ ચોરે રક્ત વિકાર, પાંડુરોગ કાંસું હરનાર;
પિંગટ મુરધની પિત્તળ ચોર, તિલ ચોરે તરિયા જ્વરનું જોર.
કંચન ચોરે કૂબડો થાય, રજત ચોરની શ્વેતજ કાય;
વાત રોગ તેલ તસ્કરે, અન્ન ચોરે તે ભૂખે મરે. ૧૫
નગ્ન ફરે જે ચોર વસ્ત્રનો, છિદ્રિત તન ચોરક શસ્ત્રનો;
અસત્ય બોલે તો થાય બોબડો, રૂપમાની હોયે કૂબડો. ૧૬
પિતાપત્નીશું રમે જે જન, લિંગરહિત થાય તેનું તન;
ગુરુપત્નીશું ગમનજ કરે, મૂત્રકૃચ્છ તેને વિસ્તરે. ૧૭
કન્યા ગમન કરે નર જેહ, રક્ત કુષ્ટ થાય તેની દેહ;
ગમન કરે જે ભગની સંગ, ગજકરણ રોગ થાય તેને અંગ.
ભ્રાતપત્નીશું જારજ રમે, ગુલ્મ કુષ્ટ રૂજ તેને દમે;
સ્વામિની ગમન કરે જે જન, દદ્રુ રોગ થાયે તેને તન. ૧૯
પિતુભગની જે જન ભોગવે, ભગેંદ્ર રોગ તે જન જોગવે;
માતુલપત્ની શું રમે રંગ, જાડું થાયે તેનું વામ અંગ. ૨૦
પિતા બંધુ પત્ની સંજોગ, તેને હસ્ત થાયે પતરોગ;
મિત્રનારીશું રમે જે જાર, મૃત પત્ની થાયે વારંવાર. ૨૧
હરશ રોગ થાયે ગોત્ર ગમન, પુંશ્ચલી પતિ વિસ્ફોટિક તન;
પુત્ર સ્ત્રી શું રમે અનુકૂળ, મંદ મદન આવે અંગ શૂળ. ૨૨
તપસ્વિનીશું કરે જે સ્નેહ, તેને નિશ્ચે થાય પ્રમેહ;
પશુયોનિશું ગમનજ કરે, તે પ્રાણી ભોગવિષે નવ ઠરે. ૨૩
જે વેષ દેખાડી વૃતિ ખાય, તેને રોગ જળંધર થાય;
જીવતણી જે હિંસા કરે, તે પ્રાણી નરકે સંચરે. ૨૪
એટલા દોષ સંક્ષેપે કહ્યા, એ વિણ અન્ય ઘણા એક રહ્યા;
કથન કરતાં નાવે પાર, માટે કિંચિત કર્યો વિસ્તાર. ૨૫
નરનારી જે કૃત્ય આચરે, તે દુઃખ પામે રોગે મરે;
હે શત્રુઘ્ન શૌનક ભણે, સર્વ જંતુ વશ કરમજ તણે. ૨૬
જેની રૂડી દેહ આકૃતિ, રૂડા ભોગને રૂડી મતિ;
શુભાચરણ સુખ પરમાણજો, તે પુણ્યવાન પ્રાણી જાણજો. ૨૭
જેનું કરૂપ ને દેહ રોગિષ્ઠ, દુઃખી દરિદ્ર કુમતિ પાપિષ્ઠ;

પણ સર્વ પાપનું પ્રાયશ્ચિત્ત એક, શ્રીરામનામ મહા મંત્ર વિષેક.
કોટી કર્મ એથી મૂકાય, પાપતણી મતિ સહુ ટળી જાય;
હરિથી જે જીવ વિમુખ થઈ ફરે, તેને તીરથ પાવન નવ કરે.૨૯
લેતાં નારાયણનું નામ, પામે ધર્મ અર્થ મોક્ષ ને કામ;
તે માટે સુણો શત્રુઘ્ન, માનો અમારૂં સત્ય વચન. ૩૦
અશ્વની પાસે જઈ ગુણવાન, રામચરિત્ર કરાવો ગાન;
તેથી અસુરનો થશે ઉદ્ધાર, તતક્ષણ ચાલશે યજ્ઞતોખાર. ૩૧
એવું સુણી રિપુસૂદન રાય, શૌનક મુનિને લાગ્યા પાય;
આજ્ઞા માગી આવ્યા ત્યાંહે, અશ્વ યજ્ઞનો થંભ્યો જ્યાંહે. ૩૨
હનુમંતે ગાન કર્યું તેણીવાર, તવ રાક્ષસ તે પામ્યો ઉદ્ધાર;
દિવ્ય રૂપ તે વેળા થયો, વિમાન બેસીને સ્વરગે ગયો. ૩૩
તતક્ષણ ચાલ્યો યજ્ઞતોખાર, કરતા સરવે જયજયકાર;
ઇતિ શ્રીપદ્મ પુરાણ મોઝાર, પાતાળ ખંડે વર્ણવી નિરધાર.૩૪
રામાશ્વમેધતણી જે કથાય, અડતાળીશમો એ અધ્યાય;
શેષે વાત્સ્યાયણને કહી, શૌનકથી શત્રુઘ્ન લહી. ૩૫
નિશ્ચે કરમ વિપાકજ તણો, નામતણો મહિમા અતિ ઘણો;
તેહ કથા પ્રાકૃતમાં કરી, શ્રોતાજન બોલો શ્રીહરિ. ૩૬

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शौनकशत्रुघ्नसंवादे कर्मविपाक कथनं नाम षष्ठितमोऽध्यायः ॥ ६० ॥**

---

# અધ્યાય ૬૧ મો

રાગ ધન્યાશ્રી

ત્યાંથકી ચાલ્યો યજ્ઞ કેકાણજી, સકળ સૈન્ય તેની પૂંઠળ જાણજી
સેવા ઘણી કરતા તે અશ્વની દાસજી,
એમ કરતાં આવ્યો હિમાચળ પાસજી. ૧

ઢાળ

હિમાચળ પર્વતની પાસે, આવ્યો યજ્ઞતોખાર;
ત્યાં કુંડળપુર નામે નગર, મહારમ્ય શોભા સાર. ૨
ત્યાં અદિતિના કરણનાં, કુંડળ પડયાં તે ઠામ;
તે માટે એ નગરનું, પાડયું કુંડળપુર એવું નામ. ૩

ત્યાં સુરથ નામે રાય છે, શ્રીરામનો મહાભક્ત;
વળી સત્યવાદી ધરમ પાળક, જાણે સરવે જગત. ૪
તે રાય કેરા રાજ્યમાં, સહુ પ્રજા મહા ધર્મિષ્ઠ;
સ્વધર્મ પાળે વરણ ચારે, કો નહિ પાપિષ્ઠ. ૫
પરદ્રોહ પરત્રિય પરનિંદા, પરદ્રવ્ય પરહેલન;
તેની વાસના નવ થાય સ્વપને, એવાં નિરમળ મન. ૬
અકાળ મૃત્યુ મરણ નહિ, કોને ન પીડા રોગ;
દુઃખી દરિદ્ર નહિ કો પુરમાં, ભોગવે મહા ભોગ. ૭
જમ લોકમાં કોઈ જાય નહિ, એવાં પુણ્ય પ્રાણી ત્યાંહે;
આયુષ્ય પૂરણ ભોગવી, જાયે વિષ્ણુલોકજ માંહે. ૮
એક સમે યમને કહ્યું દૂતે, સુરથ કેરૂં ચરિત્ર;
ત્યાં અમારો અધિકાર નહિ, સહુ પ્રજા પુણ્ય પવિત્ર. ૯
તે સુણી યમ આશ્ચર્ય પામ્યા, થયો સંદેહ ત્યાંહે;
મુનિવેષ ધરીને ધર્મ આવ્યા, કુંડળપુરની માંહે. ૧૦
તે સુરથ રાયની સભામાં, યમ આવિયા તેણીવાર;
ત્યારે ભૂપ ઉઠી થયો ઉભો, કર્યો બહુ સત્કાર. ૧૧
સિંહાસનપર બેસાડી, ભૂપે કરી પૂજાય;
મસ્તક નમાવી સ્તવન કીધું, બોલીયો પછે રાય. ૧૨
હે મહા પુરુષ તમો પધાર્યા, કરવા મુને પાવન;
સતસંગ સમ ત્રિલોકમાં, નથી લાભ બીજો અન્ય. ૧૩
માટે હરિકથાનું સ્મરણ મુજને, કરાવો મહારાજ;
જેથી ટળે મહાપાપ જનનાં, થાય સરવે કાજ. ૧૪
ત્યારે યમ હસીને બોલીયા, એમ શું કહો રાજન;
એ હરિ તે વળી કોણ છે, તેની શી કથા કીરતન. ૧૫
હરિકથા શ્રવણ થકી તમારૂં, શું થશે કલ્યાણ;
નિજ કર્મથી સંસાર સહુ, ભોગવે સુખદુઃખ જાણ. ૧૬
પાપે કરીને નરક પામે, પુણ્યે સ્વરગે જાય;
એમ કર્મને વશ જીવ સહુ, તો હરિથકી શું થાય. ૧૭
કર્મે કરી બ્રહ્મા થયા, સત્ય લોક પામ્યા તેહ;
કરમે કરીને સુરપતિ, સ્વરગનો રાજા જેહ. ૧૮

માટે યજ્ઞયાગ કરી તમો, નૃપ કરો દેવ પ્રસન્ન;
તેણે મનવાંછિત સુખ પામશો, જઈ રહેશો સ્વર્ગ સદન. ૧૯
માટે હરિકથાથી શ્રે તમારૂં, થવાનું શું રાય;
જો કામ્ય કર્મ કરો સદા, ભોગવો સુખ સમુદાય. ૨૦
એવાં વચન સુણી યમરાજનાં, મન ખેદ પામ્યો ભૂપ;
મહા ક્રોધ કરીને બોલીયો, અલ્યા મૂરખ બ્રાહ્મણરૂપ. ૨૧
ઉત્તમ જન્મ ધિક્કાર તારો, ધિક છે તુજ ધર્મ;
તું હરિતણી નિંદા કરીને, શ્રેષ્ઠ માને કર્મ. ૨૨
અલ્યા વિચારી જો વાત ઉંડી, શું બકે જ્યમ ત્યમ;
તું કર્મજડ કર્મને માને, મોક્ષ થાશે ક્યમ. ૨૩
અલ્યા સ્વર્ગાદિક જે કર્મનાં ફળ, નાશવંત નિષેધ;
ક્ષીણ પુણ્યે મૃત્યુલોકે, પડે એમ કેહે વેદ. ૨૪
વળી સ્વરગના વિષયભોગને, તું વખાણે અનુકૂળ;
પણ ઇન્દ્રને શૂકર તણું સુખ, તે સમે સમતુલ્ય. ૨૫
વળી ઇન્દ્ર બ્રહ્મા આદ્ય સરવે, અશાશ્વત છે જાણ;
અક્ષર અખંડ હરિ તણું પદ, સદા સુખ નિરવાણ. ૨૬
ભગવાનની ભક્તિ થકી, થયા મુક્ત જીવ અપાર;
ધ્રુવ પ્રલ્હાદ વિભીષણ પામ્યા, અખંડ પદ નિરધાર. ૨૭
શ્રી વાસુદેવનો ત્યાગ કરીને, ઉપાસે અન્ય દેવ;
મતિમંદ ગંગાત્રટતૃસિત, જઇ કૂપ ખણાવે એવ. ૨૮
વળી તીરથ વ્રત જપ હોમ તપ, મખ યોગ અધ્યયન દાન;
તે આચરતાં હરિ નામ લેતાં, સફળ થાય નિદાન. ૨૯
શ્રીનારાયણના નામ વિન, આચરે સાધન જેહ;
ઉગરે તેને કેવળ શ્રમ, તું સાવ ઘાતી તેહ. ૩૦
અચ્યુતને અર્પણ કર્યા વિણ, કરે કૃતિ અજ્ઞાન;
તે સમ્યક્ ફળ નવ પામે, જેવું ભસ્મમાં અવદાન. ૩૧
ભક્તિ કલ્પતરુ કામધુક્, ચિંતામણિથી વરિષ્ઠ:
તે ઇચ્છિત આપે સરવ સુખ, વળી સદા અખંડ બળિષ્ઠ.૩૨
એવા હરિતણી નિંદા કરે જે, કર્મવાદી મૂઢ;
યમકિંકર નાખે નરકમાં, તેને માર મારે ગૂઢ. ૩૩

શું કરૂં જો તું વિપ્ર છે, માટે ધરૂં પાછો પાય;
નહિ તો બાંધી મારૂં માર તુજને, કરૂં ઘણી શિક્ષાય. ૩૪
તારૂં મુખ દેખાડીશ નહિ મુને, તેં ઘણી કરી નિંદાય;
એને કાઢી મૂકો પુરથકી, કરી સેવકને આજ્ઞાય. ૩૫
એવી ટેક જોઇ રાજાતણી, ને થયા ધરમ પ્રસન્ન;
પછી પ્રગટ કીધું રૂપ પોતે, પામ્યા સહુ દરશન. ૩૬
અરે ભૂપતિ તું માગ્ય વર કંઇ, મારી પાસે આજ;
જે ઇચ્છા હોયે મનવિષે, તે પૂરૂં મનોરથ કાજ. ૩૭
હું ધર્મ વાસી સ્વર્ગનો, આવ્યો જોવા તુજ પરીક્ષાય;
ધન્ય ધન્ય છે તુને ભૂપતિ, કુળ ધન્ય માતપિતાય. ૩૮
તુજ દરશને થાયે પતિત પાવન, પામે મોક્ષ નિદાન;
તારી ભક્તિ જોઇ થયો પ્રસન્ન હું, માટે માગ્ય તું વરદાન.૩૯
ત્યારે સુરથ કહે શ્રીરામજીનાં, પામું હું દરશન;
ત્યાંલગી મારી દેહ પડે નહિ, સુણો યમરાજન. ૪૦
મુજ પુરવિષે યમયાતના નહિ, સરવે પામે સુખ;
વળી શોક રોગ વિયોગ નહિ, ભોગવે નહિ કો દુઃખ. ૪૧
એવાં વચન સુણી રાજાતણાં, તે થયા ધર્મ પ્રસન્ન;
અસ્તુ કહી નિજ લોકમાં, પછી ગયા યમરાજન. ૪૨
એવો સુરથ રાજા સત્યવાદી, ભક્ત હરિનો જાણ;
તે પુરતણા ઉપવનવિષે, આવીયો યજ્ઞકેકાણ. ૪૩
સેવકે જઈ કહ્યું રાયને, ત્યારે હરખ્યો મન અપાર;
શ્રીરામચંદ્રનાં થશે દરશન, કર્યો એમ વિચાર. ૪૪
પછી અશ્વ બાંધ્યો ભૂપતિ, વજડાવીયાં નિશાન;
રણસ્થંભ રોપ્યો યુદ્ધ કરવા, સુર થયા સાવધાન. ૪૫

વલણ

તે સુર થયા સાવધાન સરવે, બાંધ્યો યજ્ઞતોખાર રે;
ત્યારે શત્રુઘને સુમંતને, પૂછીયું તેણીવાર રે. ૪૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके कुंडलपुरे अश्वगमनं सुरथोपाख्यानं नाम एकषष्ठितमोऽध्यायः ॥

# અધ્યાય ૬૨ મો

રાગ મારૂ

હાવે સુમંતને શત્રુઘ્ન પૂછે, કોણે બાંધ્યો યજ્ઞતોખાર;
એ ભૂપતિનું શું પરાક્રમ, કહો મુજને વિસ્તાર. ૧
ત્યારે સુમતિએ તે સુરથ રાયનું, કહ્યું ચરિત્ર વિસ્તારી;
અરે શત્રુઘ્ન એ સમાન નથી, બીજો નૃપ બળધારી. ૨
શ્રીરામચંદ્રનો પરમ ભક્ત વળી, સત્ય સિંધુ રણધીર;
છે દશ પુત્ર અતિબળિયા રાયને, રણપંડિત મહાવીર. ૩
રિપુજીત દુરવાર પ્રતાપી, બળ મોહક ચંપક એવ;
હરયક્ષ ભુરીદેહ સુરથી, મોદકને સહદેવ. ૪
એ દશે દિશાને જીતે એવા, પુત્ર દશે બળવાન;
વળી તે કરતાં મહા બળિયો કહાવે,ભૂપતિ ઇન્દ્ર સમાન. ૫
હું જાણું છું તમો સઘળે જીત્યા, પણ એ નૃપ નહિ જીતાય;
જો જુદ્ધ કર્ય વિના અશ્વ આપે, કંઈ એવો કરીયે ઉપાય. ૬
માટે શામ દામ ભેદે કરી લીજે, શ્યામ કરણ આણીવાર;
વાલીપુત્રને વિષ્ટિ કરવા, મોકલીયે નિરધાર. ૭
હાવે મંત્રીતણાં એવાં વચન સુણીને, વિચાર્યું શત્રુઘ્ન;
પછે અંગદને પાસે તેડીને, બોલ્યા હેત વચન. ૮
અરે વીર જા કુંડળપુરમાં, સુરથ રાયની પાસ;
વિવેક કરીને વિષ્ટિ કરજે, દેખાડી અમારો ત્રાસ. ૯
તું વચન બોલ્યામાં પરમ ચતુર છે, માટે જા નિરધાર;
જયમ જુદ્ધ કર્યા વિણ નમે ભૂપતિ, આપે યજ્ઞતોખાર. ૧૦
એવાં વચન સુણીને અંગદ ચાલ્યો, સમરી સીતાકંત;
કુંડલપુરની શોભા જોઇને, ચકિત થયો બળવંત. ૧૧
પછે રાજસભામાં આવ્યો તતક્ષણ, પોતે વાલીકુમાર;
સુરથ રાયે ઘણું માન દેઇને, બેસાડયો તેણીવાર. ૧૨
પછે મધુર વચને ભૂપતિ બોલ્યો, કોણ તમો કપિરાજ;

કોના પુત્ર શું નામ તમારૂં, આવ્યા છો શે કાજ. ૧૩
ત્યારે અંગદ કહે તમો સુણો ભૂપતિ, હું વાલીકેરો તન;
શ્રીરામચંદ્રનો કિંકર હું છું, એ મારા સ્વામીન. ૧૪
હું સીતાપતિનો આજ્ઞાકારી, અંગદ મારૂં નામ;
તે પ્રભુકેરો યજ્ઞતુરી નૃપ, આવ્યો આણે ઠામ. ૧૫
શત્રુઘન તે પૂંઠળ છે, શ્રીરામચંદ્રના વીર;
અન્ય ઘણા પૃથ્વીના રાજા, સાથે છે રણધીર. ૧૬
અનેક દેશ જીતી જશ લીધો, વશ કીધા સહુ રાય;
શ્રીરામચંદ્રનો પ્રતાપ જાણી, ભૂપતિ નમીયા પાય. ૧૭
તે શત્રુઘન અહીં આવ્યા છે, ઉતરીયા ઉપવન;
અસંખ્ય સૈન્યા સાથે છે વળી, પૃથ્વીના રાજન. ૧૮
ભરથપુત્ર પુષ્કલ મહા બળિયો, સુગ્રીવ ને હનુમંત;
વિભીષણ આદે જોદ્ધ ઘણા તે, કાળનો આણે અંત. ૧૯
ત્યાં વાત સુણી જે સુરથ રાયે, બાંધ્યો છે તોખાર;
ત્યારે રામબંધુએ મુને મોકલ્યો, કહેવા આણે ઠાર. ૨૦
તમો રામચંદ્રના પરમ ભક્ત છો, ધરમતણા ધ્વજરૂપ;
માટે વિરોધ કરવો ઘટે નહિ તમને, જુઓ વિચારી ભૂપ. ૨૧
શત્રુઘન મન એમ વિચારે, રામભક્ત એ રાય;
તે સાથે જુદ્ધ કરીયે તો, હરિદાસ તણો દ્રોહ થાય. ૨૨
માટે અશ્વ આપીને મળો તો સારૂ, વારૂ નહિ વિરોધ;
તે માટે મુજને મોકલીયો, કરવા તમને બોધ. ૨૩
તમો અશ્વ આપીને પાયે લાગો, શત્રુઘનને આજ;
સ્વાગત સેવા કરો સર્વની, થાશે રૂડાં કાજ. ૨૪
એવાં અંગદકેરાં વચન સુણીને, હસીયો સુરથ રાય;
અરે વાલીનંદન ધન્ય તુને, તું ચતુર ઘણો કહેવાય. ૨૫
પણ જુવો વિચારી ધરમ અમારો, ક્ષત્રીકેરો આજ;
જો જુદ્ધ કર્યા વિના અશ્વ આપું તો, લાગે કુળમાં લાજ. ૨૬
ગુરુ શિષ્ય સ્વામી સેવક, વળી પિતા પુત્ર ને વીર;

તે ધર્મ રાખવા માટે ક્ષત્રી, જુદ્ધ કરે રણધીર. ૨૭
જો મળવું હોત મારે પહેલું તો, બાંધત શાને અશ્વ;
હાવે મારી હાંસી થાયે, જો મળું મૂકી ગર્વ. ૨૮
માટે અંગદ તું જઇ શત્રુઘનને, કહે હવડાં તતકાળ;
ભાઇ સાવધાન થાઓ જુદ્ધ કરવા, મૂકી આળપંપાળ. ૨૯
તમો રવિવંશમાં જન્મ ધરી, શું કાયર થાઓ આમ;
વળી ક્ષત્રીકેરો મોક્ષ* ધરમ છે, કરવો જે સંગ્રામ. ૩૦
અરે અંગદ ચતુરાઇ તારી, જાણી મેં નિરવાણ;
પણ જુદ્ધ કર્યા વિણ અશ્વ ન આપું, કહેજે સત્ય પ્રમાણ. ૩૧

વલણ

જઇને કહે તું શત્રુઘનને, એમ નહિ આપું કેકાણ રે;
એવાં વાયક સુણી સુરથ રાજાનાં, પછે અંગદ બોલ્યો વાણ રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सुरथसभायां विष्टिकरणार्थे अंगदागमनं नाम द्विषष्ठितमोऽध्यायः॥

---

# અધ્યાય ૬૩ મો

રાગ ધન્યાશ્રી

અંગદ બોલ્યો સુણો રાજન જી,
તમો નિરબળ જાણ્યા શત્રુઘ્ન જી;
નથી જોયાં તમે એમનાં કામ જી,
જે ધરમ સ્થાપવા પ્રગટ્યા રામ જી. ૧

ઢાળ

શ્રીરામ પૂરણ બ્રહ્મ પ્રગટ્યા, હરવા ભૂમિભાર;
વળી ધર્મનું સ્થાપન કરવા, દુષ્ટનો સંહાર. ૨
જેણે માર્યા સુબાહુ તાડિકા, ખરદુખર ત્રિશિરા જેહ;
વળી રાવણકેરા કુળ તણો, સંહાર કીધો તેહ. ૩
તે રામના બંધુ શત્રુઘન, મહાબળી રણધીર;

---

* મુખ્ય.

જેનું પરાક્રમ શ્રીમુખે, નિત્ય વખાણે રઘુવીર. ૪
જેણે મારિયો રાક્ષસ મયાસુર, યમુનાત્રટ મોઝાર;
દેશ મથુરાં કર્યો નિરભે, સુખી લોક અપાર. ૫
વળી અશ્વરક્ષા અર્થ જીત્યા, પૃથ્વીના રાજન;
તેને નિરબળ કહો તમો, રાય શું વિચારી મન. ૬
એક ભરથજીનો પુત્ર પુષ્કલ, કોણે નવ જીતાય;
વળી મારુતિ મહાવીર જે, કરે કાળને શિક્ષાય. ૭
તો તમારો શો આશરો, ક્ષણમાંહે જીતે ભૂપ;
પણ ભક્ત જાણી રામના, સત્યવાદી ધરમ સ્વરૂપ. ૮
બાકી જુધ્ધે નહિ જીતો તમો, રાઘવીને રાજન;
માટે અશ્વ આપી પાયે લાગો, માનો મારૂં વચન. ૯
એવાં વાયક વાલીપુત્રનાં સુણી, બોલ્યો સુરથ રાય;
અરે અંગદ નોહે રાવણસભા, જે રોપે જઇને પાય. ૧૦
આ તો જુદ્ધ કરીને જીતવું, સન્મુખ રહી નિરધાર;
એમ છૂટશો નહિ છળ કરે, જાશે તમારો ભાર. ૧૧
મેં દરશન કરવા રામનું, પણ કર્યું સત્ય વચન;
માટે અશ્વ અમથો ન આપું, જો પડે મારૂં તન. ૧૨
રણમાંહે મૂરછિત કરૂં સહુને, જુદ્ધ થકી તે ઠામ;
શ્રીરામને આંહાં તેડાવું તો, સુરથ મારૂં નામ. ૧૩
કદાપિ રણમાંહે જો હું, મરણ પામીશ આજ;
તોયે પણ સદ્ગતિ થાશે, રૂડી કીર્તિ કાજ. ૧૪
મેં મળવા શ્રીરઘુવીરને, કપિ રાખી છે આ દેહ;
તે પ્રભુ પણ પાળશે મારૂં, જાણી સાચો સ્નેહ. ૧૫
સુણ અંગદ એ સત્ય વચન મારૂં, પ્રતિજ્ઞા કરૂં આજ;
રણમાંહે જીતી સરવને, તેડાવું શ્રીમહારાજ. ૧૬
નથી બોલતો અભિમાનથી, હું કહું નિર્મળ મન;
એ ભક્તવત્સળ પ્રભુ મુજને, આપશે દરશન. ૧૭
માટે વાલીનંદન જઇ કહો, તમો શત્રુઘ્નને એહ;
હાવે જુદ્ધ કર્યા વિણ પામશો નહિ, યજ્ઞવાજી જેહ. ૧૮

એવાં નિશ્ચે વચન અંગદ સુણી, કર્યાં સુરથને પરણામ;
ત્યાં થકી ઉઠી આવીયો, છે સૈન્ય જેણે ઠામ. ૧૯
સહુ સભા સુણતાં શત્રુઘ્નને, કહ્યું તે વરતંત;
નહિ અશ્વ આપે જુદ્ધ કર્યા વિણ, રાય છે બળવંત. ૨૦
આશ્ચર્ય પામ્યા સરવકો, સુણી સુરથનો સંદેશ;
પછી સજ થયા સંગ્રામ કરવા, સકળ સૈન્ય નરેશ. ૨૧

વલણ

નરેશ સહુ સત્વર થયા, જુદ્ધ કરવા તેણીવાર રે;
વાજીંત્ર વાગે અતિઘણાં, થાયે શસ્ત્રનો ચળકાર રે. ૨૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सुरथांगदसंवादे त्रिषष्ठितमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો

રાગ સોરઠ

રાય સુરથ સાથે જુદ્ધ કરવા, ચઢયા શત્રુઘ્ન;
છે વીર શૂરા વેશ પૂરા, પૃથ્વીના રાજન. ૧
ચતુરંગ દળ હય ગજ પદાતિ, રથતણો નહિ પાર;
ધ્વજા પતાકા ફરફરે, જાણે વિદ્યુતના ચળકાર. ૨
હાવે કુંડળપુરપતિ ચઢયો પોતે, સાથે નિજ સેન્યાય;
આગળ ચઢયા દશ પુત્ર શૂરા, રહ્યો પૂંઠળ રાય. ૩
વાજીંત્ર વાગે અતિ ઘણાં તે, ઉભે દળ મોઝાર;
મહા જોદ્ધના પદપ્રહારથી, પૃથ્વી સહે નહિ ભાર. ૪
સિંહનાદ કરતા સૈન્યમાં તે, સામાસામી શૂર;
એમ સુરથને શ્રીરામનું દળ, મળ્યું સાગર પૂર. ૫
બિરદાવળી બંદીજન બોલે, ઉભે કુળની ખ્યાત;
રાગ સિંધુ ગાય ગુણીજન, આલાપી સ્વર સાત. ૬
હાવે થવા માંડયું જુદ્ધ પરસ્પર, કરે મારામાર;
ઘાય મારે શૂર થાયે, શસ્ત્રના ચળકાર. ૭
રથે રથ ને ગજે ગજ, એમ ભડે ભીરુ જોડ;

મહારથી સામા મહારથી, મન સકળ ભરીયા કોડ. ૮
વળી રાયના દશ પુત્ર વઢતા, વીર મહા સમરથ;
એક એકના ત્યાં અડયા આવી, સામાસામી રથ. ૯
હાવે મોદક સામો કુશધ્વજ વળી, વિમદ ને રિપુજીત;
પુષ્કલ ને ચંપક વઢે, સુરથી સુબાહુ અજીત. ૧૦
દુરવાર ને લક્ષ્મીનિધિ, બળ મોહક અંગદ એવ;
પ્રતાપ્રાઢય ને પ્રતાપી, સત્યવાન ને સહદેવ. ૧૧
હરયક્ષ ને નીલરત્ન રાજા, વઢે તેણીવાર;
ભૂરિદેહ ને વીરમણિ તે, કરે જુદ્ધ અપાર. ૧૨
એમ દશે જણ દશ પુત્ર સામા, કરે મહાં સંગ્રામ;
તે સમેનું જુદ્ધ જોઇને, મહારથી મૂકે મામ. ૧૩
વિમાન બેસી દેવ જોતા, જુદ્ધ તે મહાઘોર;
બુંબાણ કરતા મારતા, સ્વરતણો થાયે શોર. ૧૪
સુસવાટ ચાલે શરતણી, જ્યમ અખંડ મેઘની ધાર;
ત્રંબાળુ જ્યમ ઘન ગડગડે, અસિ તડિતના ચળકાર. ૧૫
શૂરને અંગે ચોટિયાં શર, અમિત શોભે આમ;
જ્યમ વૃષા ઋતુમાં કળાકર, નાચતા ઠામોઠામ. ૧૬
શ્રોણિતની સરિતા વહી, ગજ રથ તણાયા જાય;
ભૂત ભૈરવ ભક્ષ કરે, જોગણી નાચે ગાય. ૧૭
હાવે ચંપક ને પુષ્કલ વઢે છે, બંન્યો એ મહાવીર;
કો પાછો પગ મૂકે નહિ, એવા મહારથી રણધીર. ૧૮
પુષ્કલ સુત તે ભરથનો, રાયનો ચંપક નામ;
તેનું જુદ્ધ જોઇને દેવ નાઠા, મૂકી મનની હામ. ૧૯
સહુ જોદ્ધ જોતા ચકિત થઇ, સંગ્રામ મૂકી ત્યાંહે;
એક એકથી નવ ઓસરે, એવા રાજકુંવર રણમાંહે. ૨૦
અસ્ત્રવિદ્યાયે સમાન બંન્યો, ઉતર્યા જેણીવાર;
ત્યારે સુરથનો સુત કોપીયો, કર્યો ધનુષનો ટંકાર. ૨૧
ગુરુસ્મરણ કરીને શર ચઢાવ્યો, દીપ્તમાન પ્રચંડ;
આકરણ સુધી ખેંચીયું, મહાબળ કરી કોડંડ. ૨૨

પછી ચંપકે રામાસ્ત્ર મૂકયું, મંત્ર ભણી તેણીવાર;
તેણે પુષ્કલને બંધન કર્યો, ત્યારે હવો હાહાકાર. ૨૩

વલણ

હાહાકાર હવો સેન્યામાં, જ્યારે બાંધ્યો પુષ્કલ વીર રે;
રિપુદમન દુઃખીયા થયા, ત્યાંહાં મૂકી મનની ધીર રે. ૨૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शत्रुघ्नसुरथसंग्रामे पुष्कलबंधनं नाम चतुःषष्ठितमोऽध्यायः ॥ ३४ ॥

## અધ્યાય ૬૫ મો

રાગ મારૂ

જ્યારે બાંધ્યો પુષ્કલ બળવંત, ત્યારે કોપે ચઢયા હનુમંત;
ચંપક સામા આવ્યા મહાવીર, જુદ્ધ કરવા માંડયું રણધીર.
મૂકયાં ચંપકે બાણ અનંત, ભાગી નાખ્યાં ગ્રહી હનુમંત;
પછી વજ્રતનુ થયા સ્વસ્થ, માર્યું તાડવૃક્ષ ગ્રહી હસ્ત. ૨
તે છેદ્યું ચંપકે મૂકી બાણ, સિંહનાદ કર્યો નિરવાણ;
ગ્રહી મદોન્મત્ત માતંગ, માર્યો મારુતિએ તેને અંગ. ૩
ચંપકે શર મૂકી ઉડાડયો, પાછો હનુમંત ઉપર પાડયો;
માર્યાં મારુતિને પાંચ બાણ, રુદેમાંહે વાગ્યાં નિરવાણ. ૪
ત્યારે કોપ્યા ત્યાં પવનકુમાર, ઝાલ્યો રાજકુંવર તેણીવાર;
ગ્રહી હસ્ત ને ઉડયા આકાશ, છૂટયો કરથી પામ્યો અવકાશ. ૫
નભમારગે રહીને ત્યાંહે, ઘણું જુદ્ધ કર્યું માંહોમાંહે;
પછે કર્યું પ્રાક્રમ શિષ્ય તરણી, પૂંચ્છે બાંધી પછાડયો ધરણી. ૬
પડયો ચંપક થઇ મૂરછાય, તે દેખી ધાયો સુરથ રાય;
મારુતિની સાથે અભિરામ, રાય કરતો મહા સંગ્રામ. ૭
મારે વૃક્ષ ઉપલ મહાવીર, ઉડાડે શરથી નૃપ ધીર;
બ્રામ્યઅસ્ત્ર મૂકયું રાજન, ઉડયા આકાશમાં વાયુતન. ૮
હનુમંત ભમ્યા ઘણીવાર, નવ આવ્યો તે પંથનો પાર;
રાય મૂકતો બાણ અપાર, વાળ્યો સૈન્યતણો સંહાર. ૯
તે જોઇને શત્રુઘ્ન વીર, આવ્યા સન્મુખ મહારણધીર;

માર્યાં સુરથને પંચ બાણ, તેણે ભેદ્યું રુદે નિરવાણ. ૧૦
ત્યારે કોપે ચઢયો રાજન, વરસાવ્યો વિશિખ પરજન્ય;
શત્રઘને મૂકયા ઘણા સર્પ, ગરુડાસ્ત્ર મૂકયું તવ નર્પ. ૧૧
પર્વતાસ્ત્ર મૂકયું રઘુતન, વજ્રાસ્ત્ર મૂકયું રાજન;
રિપુદમને સાંધ્યું બ્રહ્માસ્ત્ર, રાયે મૂકયું મહાદેવનું અસ્ત્ર. ૧૨
અસ્ત્ર વિદ્યાએ તે બળવાન, એમ ઉતર્યાં બંન્યો સમાન;
સુરથે શત્રુઘનને ત્યાંહે, બ્રહ્મશક્તિ મારી રુદેમાંહે. ૧૩
આવી મૂર્છા પડયા તેણીવાર, હવો સૈન્યમાં હાહાકાર;
તે કાલે જોઇ ભૂપતિ સર્વ, ધાયા વીર ધરી મન ગર્વ. ૧૪
થયું ઘોર જુદ્ધ તેણીવાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર;
શર ચાલે બોલે સુસવાટ, ઉભે સૈન્યનો વળિયો ડાટ. ૧૫
કોપ્યા વિભીષણ ને સુગ્રીવ, તેણે જુદ્ધ કર્યું છે અતીવ;
સુરથ રાયતણા દશ તન, કર્યાં મૂરછિત પૃથ્વીપતન. ૧૬
સુગ્રીવે રાખ્યો રણરંગ, કર્યો રાયતણો રથ ભંગ;
બેઠા ભૂપતિ બીજે રથ, શર ચાપ ગ્રહી સમરથ. ૧૭
માર્યાં સુગ્રીવને દશ બાણ, પડયો અચેત થઇ નિરવાણ;
વિભીષણને તે માર્યાં વીશ, પડયો લંકાપતિ પાડી ચીસ. ૧૮
તે સમે ધાયો પવનકુમાર, કરતો લાંગૂલ કેરો માર;
પૂંચ્છે બાંધ્યો રાયનો રથ, પૃથ્વીમાં પછાડયો સમરથ. ૧૯
થયો મૂરછિત ક્ષણ બળવાન, પછી ઉઠયો થઇ સાવધાન;
મૂકયું રામાસ્ત્ર તેણીવાર, કરીયો બંધન પવનકુમાર ૨૦
પછી સૈન્યમાંહે રાજન, મોહનાસ્ત્ર મૂકયું તે દીન;
મોહ પામી પડયા સહુ વીર, ગતિ ભંગ થઇ ગઇ ધીર. ૨૧
સહુ સૈન્ય થયું છે અચેત, તેમાં મારુતિ છે સાવચેત;
બંધાયું છે રામાસ્ત્રે ગાત્ર, નથી લેખવતા તલમાત્ર. ૨૨
નથી ત્રોડતા બંધ પ્રમાદ, રામાસ્ત્રની રાખી મરજાદ;
સ્વામી પ્રત્યે સેવકનો ધર્મ, તે પાળ્યો અંજનીસુતે પર્મ. ૨૩
બેઠા શિથળ થઇ ભૂમાંહે, ચારે પાસે જુવે છે ત્યાંહે;
સહુ સૈન્ય થયું અચેતન, જોઇ વીરે વિચાર્યું મન. ૨૪

નિજ પુચ્છતણી કરી ઓટ, સૈન્ય પાછળ કીધો કોટ;
પછી મનમાં રાખી ધીર, બેઠા સમરે શ્રીરઘુવીર. ૨૫
તે સમે નારદ મુનિરાય, એકલા નભપંથે પળાય;
દીઠા રામસેન્યાના હવાલ, પડયા વીર થઈ બેહાલ. ૨૬
જોઇ આવ્યા સરજુતીર, જ્યાંહાં બેઠા શ્રીરઘુવીર;
મળ્યો સકળ મુનિનો સાથ, બેઠા દીક્ષા લેઈ રઘુનાથ. ૨૭

વલણ

રઘુનાથ બેઠા દિક્ષા લેઇને, ત્યાં આવ્યા નારદ ઋષિરાય રે;
સુરથે જીત્યા સરવને, તે માંડી કહી કથાય રે. ૨૮

इति श्रीराम० सं० वा०ना० उत्तरकांडे आश्वमेधिके सुरथेन शत्रुघ्नसेनामूर्च्छनानंतरं नारदेन श्रीरामप्रतिकथनं नाम पंचषाष्ठितमोऽध्यायः॥६५॥

## અધ્યાય ૬૬ મો

રાગ ધન્યાશ્રી

નારદે કહી જે સકળ કથાય જી, તે સુણી ઉઠયા શ્રીરઘુરાય જી;
મુનિ સભા લેઇ શ્રીભગવાન જી, તતક્ષણ બેઠા પુષ્પ વિમાન જી.૧

ઢાળ

પુષ્પ વિમાનમાં પ્રભુ બેઠા, ચલાવ્યું તેણીવાર;
ક્ષણમાંહે આવ્યા અવધપતિ, નિજ દળ પડયું તે ઠાર. ૨
વિમાન રાખ્યું ભોમિપર, ઉતર્યા દીનદયાળ;
કરી કૃપાદૃષ્ટિ સરવ પ્રત્યે, ઉઠિયા તતકાળ. ૩
ઉભય સેનાતણા જનનાં, થયાં દૃઢ સહુ અંગ;
ઉઠયા અશ્વ ગજ રથ પદાતિ, ચતુરંગ સેનાસંગ. ૪
ટળે તિમર જ્યમ રવિ ઉદયથી, વળી શરદ આગમ વન;
એમ રામચંદ્રની કૃપાદૃષ્ટ, થયાં નિરમળ તન. ૫
શત્રુઘ્ન પુષ્કલ આદિ સહુ તે, નમ્યા રામને પાય;
આનંદ સુખ પામ્યા ઘણું, જ્યારે મળ્યા શ્રીરઘુરાય. ૬
વળી સુરથ રાયે રામ દીઠા, શોભે તન ઘનશ્યામ;
મુખ હસિત રાજીવ નેત્ર સુંદર, લાજે કોટિક કામ. ૭

એવું સ્વરૂપ જોઇ સીતાપતિનું, રોમાંચિત થયો રાય;
સાષ્ટાંગ કરી પડયો દંડવત, શ્રીરઘુપતિને પાય. ૮
અપરાધ જાણી પોતાનો, ગદગદ થયો નિરધાર;
પ્રભુચરણ સિંચ્યા આંસુએ, શિર મૂકી રહ્યો ઘણીવાર. ૯
પછે રામે ઉઠાડયો રાયને, પોતે ગ્રહી જુગ હાથ;
પ્રભુ ભક્તવત્સળ દ્રવિત થઇને, ભીડયો હ્રદીયા સાથ. ૧૦
તે સમે વાગ્યાં દુંદુભી, વરસાવ્યાં દેવે ફૂલ;
સહુ ભાગ્ય વખાણે ભૂપનું, બીજો નહિ એ સમતુલ્ય. ૧૧
સ્તુતિ ઘણી કરી રામની, રાય સુરથે જોડી હાથ;
મુજ દીનકેરી પ્રતિજ્ઞા, પાળી તમો હે નાથ. ૧૨
આજ ભક્તવત્સળ બિરદ તે, સાચું કર્યું મહારાજ;
પ્રભુ પધાર્યા પણ પાળવા, રાખવા મારી લાજ. ૧૩
એમ વિનય વચન ભૂપે કહ્યાં, ઘણાં દીનપણે તેણીવાર;
દશ પુત્ર નમિયા રામચરણે, થયો જય જયકાર. ૧૪
પછે સુરથ રાજા રાજમંડળ, સહિત શ્રીરઘુરાય;
તે કુંડળપુરમાં ગયો તેડી, હૈયે હરખ ન માય. ૧૫
પુરની પ્રજા જોઈ રામને, હરખી ઘણું તે કાળ;
શુભ લલિત લલના વધાવે, ભરી પુષ્પ મોતી થાળ. ૧૬
ઘેરઘેર ધર્યા ઉપચાર મંગળ, ચોક ચારુ બજાર;
દરશન કરી જન દયાનિધિનાં, માને સફળ અવતાર. ૧૭
સુખ આપતા એમ સરવને, પ્રભુ આવ્યા રાજદ્વાર;
તે ઉતર્યા સુંદર સ્થળે, રાયે કીધી સેવા અપાર. ૧૮
ભોજન નાના ભાતનાં, તાંબુલ બીડાં સાથ;
ઋષિ રાજમંડળ સહિત પોતે, આરોગ્યા રઘુનાથ. ૧૯
સહુ સૈન્યને સંતોષીયું, આપીયાં ભોજન પાન;
એમ સુરથ રાયના મંદિરમાં, રહ્યા ત્રણ દિવસ ભગવાન. ૨૦
પછે ચોથે દિન થયા જવા તત્પર, પોતે જુગદાધાર;
ત્યારે રાયે રામાર્પણ કર્યું, સહુ રાજ ધન પરિવાર. ૨૧
કર જોડીને સ્તુતિ કરી ભૂપે, બોલ્યો દીન વચન;

પ્રભુ દરશન કરવા તમારૂં, મેં રાખ્યું છે આ તન. ૨૨
હાવે નાથ નિરખ્યા નેત્રથી, પણ પાળ્યું પૂરણ કામ;
પ્રભુ શરણ આપો ચરણનું, નથી અન્ય આશા રામ. ૨૩
એવાં વચન સુણી રાજાતણાં, ત્યારે બોલ્યા શ્રીરઘુવીર;
તમો રક્ષા કરવા અશ્વની, જાઓ ધરી મનમાં ધીર. ૨૪
આવજો વળતા અવધપુર, જોવા જગન મહોત્સવ ત્યાંહે;
તમો સદા મારે શરણ છો, નથી વેગળા ક્ષણ કયાંહે. ૨૫
પછે રાય કેરા પુત્રને આપ્યું, પ્રભુએ પાછું રાજ;
શત્રુઘનને શિક્ષા કહી, વેહલા આવજો કરી કાજ. ૨૬
પછે બેઠા પુષ્પ વિમાનમાં, મુનિમંડળશું રઘુવીર;
યજ્ઞ મંડપમાં આવિયા પ્રભુ, સરજુગંગાની તીર. ૨૭
હાવે અશ્વ ત્યાંથી ચાલિયો, પૂંઠળ ઘણા નરનાથ;
નિજ સેન લેઇને સુરથ રાજા, ચાલ્યો તેની સાથ. ૨૮
એ કથા સુરથ રાયની, જે સુણે નર ને નાર;
કરે કૃપા તેને રઘુપતિ, પામે પદારથ ચાર. ૨૯

વલણ

ચાર પદારથ પામે તે જન, જે કથા સુણે પ્રેમે કરી;
કહે દાસ ગિરિધર સહુ ભાવ ધરી, શ્રોતાજન બોલો શ્રીહરિ.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सुरथोपाख्याने श्रीरामदर्शनात् अश्वप्राप्तिर्नाम षष्ठषष्ठितमोऽध्यायः ॥

# અધ્યાય ૬૭ મો

રાગ ધન્યાશ્રી

કુંડળપુરથી ચાલ્યો કેકાણ જી, નિજ ઇચ્છાએ વિચરે જાણ જી.
સોળ પદ્મ દળ પૂંઠે પળાય જી, વાજીંત્ર વાજે ગુણીજન ગાય જી.

ઢાળ

ગાય ગુણીજન વિશદ કીર્તિ, પાવન જે રઘુકુળતણી;
જેનું નામ લેતાં જાય અઘ, એવા રામ રાયચૂડામણિ. ૨
તેના યજ્ઞનો હય ફર્યો સઘળે, જીતી નૃપવર જશ થયો;

અંગ વંગ કલિંગ દ્રાવિડ, મરુત તૈલંગે ગયો. ૩
એમ અનેક દેશ ફર્યો તુરિ, ત્યાંહાં રાય જીત્યા જેટલા;
પ્રતાપ જાણી રામનો, આવી મળ્યા નૃપ કેટલા. ૪
ગિરિ સરિત સર વન પુર વિપુલ, યજ્ઞતુરી ઘાટ ફર્યો ઘણે;
પછી એમ કરતાં આવીયો, આશ્રમમુનિ વાલ્મિકતણે. ૫
તે વન અતિ રળિયામણું, શુક પીક મૃગ ક્રીડા કરે;
વસંત રત ફૂલી સદા, સુરભિ ત્રિવિધિ ગુણ વિસ્તરે. ૬
રહ્યાં તે વન મધ્યે જાનકી, જે જગતજનુની ઇન્દિરા;
વાલ્મિકના આશ્રમવિષે, ભજે રામને ગુણ મંદિરા. ૭
આદિ કવિ જે મુનિ વાલ્મિક, આશ્રમ નથી તે કાળમાં;
વરુણને ઘેર યજ્ઞ કરાવા, ગયા છે પાતાળમાં. ૮
બે પુત્ર સીતાતણા લવ કુશ, પાળે આજ્ઞા માતા તણી;
ફળ જળ લાવી આપતા, નિજ ધર્મપર મમતા ઘણી. ૯
જ્યારે મુનિ પાતાળે ગયા ત્યારે, કહી ગયા બે ભ્રાતને;
આપણા વનની રક્ષા કરજો, સેવજો નિજ માતને ૧૦
ત્યારે એક સમે કુશ ગયો વનમાં, દૂર ફળ લેવા તદા;
લવ કરે રક્ષા વનતણી, કર ધનુષ્ય બાણ ગ્રહી સદા. ૧૧
સંગે મુનિના પુત્ર નાના, તે સાથે વનમાં ફરે;
એક વૃક્ષ છાયાતળે બેઠા, ક્રીડા મન ગમતી કરે. ૧૨
એવે સમે તે વનવિષે આવ્યો, યજ્ઞતુરી રઘુવર તણો;
જાણે કામે હયનું રૂપ ધરીયું, એમ શોભે અતિ ઘણો. ૧૩
મુનિબાળકે દીઠો તદા, લવને કહે જોને તુરી;
એ હશે કોનો કેમ આવ્યો, શોભતો રૂપે કરી. ૧૪
એવું સુણીને લવ ગયો પાસે, ઝાલ્યો હય હસ્તે જદા;
કનક પત્ર લેલાટ હતું તે, છોડીને વાંચ્યું તદા. ૧૫
તે પત્ર વાંચી થયો વાકેફ, બોલ્યો દ્વિજ તનશું હસી;
ભાઈ આજ આવ્યો લાગ શુભ, એને બાંધ્યાની ચિંતા કશી.
જુવો લખ્યું મહા અભિમાનથી, એમ કેવો બળિયો રામ છે;
વિણ દોષ મુજ માતા તજી, માટે મારે એનું કામ છે. ૧૭

શું થઇ ધરા નિર્વીર્ય જે, એમ કરે મોટમતા ઘણી;
કોઈ નથી ક્ષત્રી પૃથ્વીમાં, શું એને માથે છે મણિ. ૧૮
શું એ પુરુષ પેદા થયા, બાકી નપુંષક બીજા હશે;
હું નથી બીતો રામથી, જોઉં એ થકી હાવે શું થશે. ૧૯
એ પિતા છે તો ભલે છે, એણે પરભવી મુજ માતને;
તે દોષ નિવરતિ કરૂં, ઘણી શિક્ષા આપું તાતને. ૨૦
હાવે પ્રતિજ્ઞા છે માહરે, એશું વિરોધ કરૂં ઘણો;
જીત્યા વિના હય ન આપું તો, ખરો સુત સીતાતણો. ૨૧
મુનિ વાલ્મિકની વિદ્યાતણો, તે પ્રતાપ દેખાડું સરવને;
તો ધાવેલો શ્રીયને ખરો, જો ઉતારૂં એના ગરવને. ૨૨
એવું કહી નાખ્યું અશ્વકંઠે, અંગ વસ્ત્ર પોતાતણું;
રંભા તરુએ તુરંગ બાંધ્યો, વિપ્રસુત વારે ઘણું. ૨૩
ભાઇ શું કરવા એ અશ્વ બાંધે, કો બળિયા ભૂપતિનો હશે;
તે હવડાં આવી લેઈ જશે, વળી ઝાલી તુજને મારશે. ૨૪
લવ કહે મિથ્યા શું લવો, તમો જુઓ દૂર ઉભા રહી;
એક સમે આવે કાળ તોપણ, તેને શિક્ષા કરૂં સહી. ૨૫

વલણ

સહી કરૂં શિક્ષા કાળને, એમ બોલ્યો લવ રણધીર રે;
કદળીને થડ અશ્વ બાંધી, પછી સજ્જ થઈ ઉભો વીર રે.૨૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके वाल्मिकाश्रमे लवेन अश्वबंधनं नाम सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥

## અધ્યાય ૬૮ મો

રાગ સામેરી

હાવે કદળીને થડ અશ્વ બાંધી, ઉભો લવ તે ઠાર;
તે ચિંતવતો ચારે દિશા જાણે, તીક્ષણ સિંહકુમાર. ૧
એટલે આવ્યા અશ્વરક્ષક, દીઠો હય તે ઠાર;
મુનિબાળકને પૂછ્યું તદા, કોણે બાંધ્યો યજ્ઞતોખાર. ૨
ત્યારે વિપ્રસુત કહે પેલો ઉભો, શ્યામ સુંદર વીર;

આકરણ નેત્ર પ્રચંડ ભુજ, મહા ધનુર્વિદ્યા ધીર. ૩
એણે અશ્વ બાંધ્યો તમારો એવી, બોલ્યા બાળક વાણ,
તે અશ્વ રક્ષક જોઇ લવને, થયા વિસ્મય જાણ. ૪
એટલે દળ ચતુરંગ આવ્યું, અગ્ર શત્રુઘ્ન;
ત્યારે અશ્વરક્ષકે કહ્યું જઇ, સુણતાં સકળ રાજન; ૫
પેલે બાળકે હય બાંધીયો, કદળી થડમોઝાર;
એવું સુણીને આશ્ચર્ય પામ્યા, આવ્યા તેણે ઠાર. ૬
તે પુત્રને જોઇ હસ્યા સરવે, પામ્યા મન ઉમંગ;
ભાઇ રમત એ શિશુએ કરી, માટે છોડી લાવો તુરંગ. ૭
ત્યારે વીર સરવે બોલિયા, અલ્યા બાળક સુણ તું વાણ;
છોડી આપ્ય હય શ્રીરામનો, જાવું અમારે જાણ. ૮
ત્યારે ક્રોધ કરી લવ બોલિયો, મેં બાંધ્યો યજ્ઞતોખાર;
તે છૂટવો હાવે કઠણ છે, નોહે હાંસીકેરો વિચાર. ૯
અલ્યા તસ્કરો તમો કોણ છો, જે બોલો કાયરવાણ;
જો દુઃખતું હોય પેટમાં તો, આવો લેવા કેકાણ. ૧૦
હું જુદ્ધ કર્યાની વાટ જોઉં છું, કયાં છે તારો રામ;
તેને જઇને કહો વહેલા, આવે આણે ઠામ. ૧૧
તમો બાળક જાણી મુજને, સરવે કરો છો આળ;
પણ પ્રાણ લેઇશ સરવના, છું કાળ કેરો કાળ. ૧૨
એવાં વચન સુણી શત્રુઘ્ને, કરી સેવકને આજ્ઞાય;
ભાઇ છોડી લાવો અશ્વ એ, બાળકથકી શું થાય. ૧૩
તે સુણી વીર સહસ્ર આવ્યા, છોડવા કેકાણ;
ત્યારે લવે સજ્જ થઇ ધનુષ ગ્રહી, માર્યાં સરવને બાણ. ૧૪
તેણે હસ્ત કાપ્યા સહસ્રના, જેમ પડે તરુનાં પત્ર;
હોકારો તવ સબળો થયો, સહુ વીર કોપ્યા તત્ર. ૧૫
ત્યાં થવા માંડયું જુદ્ધ દારુણ, વઢે વીર અપાર;
શરતણી વૃષ્ટિ થાય છે જ્યમ, અખંડ મેઘની ધાર. ૧૬
એમ ભૂમિજાસુત બાણ મૂકે, થાય ગરજના ઘોર;
દૂરથી સહુ રાજા જુવે, આ બાળકનું શું જોર. ૧૭

ભાઈ વરસ દ્વાદશનો કુંવર છે, બળતણો નહિ પાર;
એનાં ચિન્હ રૂડાં દીસે, એ કો હશે રાજકુમાર. ૧૮
કો વીર કહે એ વિપ્રસુત, પણ ગુરુ સમરથ હોય;
એમ વખાણી વાતો કરે સહુ, કુંવર સામું જોય. ૧૯
તે દેખતાં સીતાસુતે કર્યું, સેન તારોતાર;
દળ સરવ પામ્યું પરાજય, ત્યારે હવો હાહાકાર. ૨૦
જ્યમ વૃષા ઋતુમાં શોભીયે, કરે કળા કેકી જાણ;
એમ ચોંટીયાં સરવને અંગે, લવતણાં જે બાણ. ૨૧
દળ ભંગ જોઈ શત્રુઘને, રથ હંકાર્યો તેણીવાર;
સન્મુખ આવીને રહ્યા, લવ હતો જેણે ઠાર. ૨૨
રિપુસૂદને દીઠો કુંવર, અદ્દભુત આકૃતિરૂપ;
જાણે શું બીજા રઘુપતિ, બ્રહ્માંડકેરા ભૂપ. ૨૩
ત્યારે રિપુદમને પૂછ્યું, અલ્યા કુંવર કોનો તન;
તને વિદ્યા કોણે ભણાવી, પછે બોલ્યો પુત્ર વચન. ૨૪
તુને પૂછયાનું કારણ શું છે, અલ્યા જુદ્ધ કર મુજ સાથ;
તમ થકી હું બીહતો નથી, જો આવશે રઘુનાથ. ૨૫
અલ્યા તમ સરખા ગજતણાં યુથને, વિદારવાને કાજ;
તે નિશ્ચે કરીને જાણજે, હું થયો પ્રગટ સિંહરાજ. ૨૬
વિષ્ણુવાહન આગળ જથા, ઉરગે જવાય ન જ્યમ;
એમ રહેતાં મુજ સન્મુખ થાશે, ગતિતમારી ત્યમ. ૨૭
એવાં વચન સુણીને કોપીયા, પછી શત્રુઘન તેણીવાર;
સિંહનાદ કરીને લવની ઉપર, મૂક્યાં બાણ અપાર. ૨૮
સીતાસુતે તે છેદીયાં, શત્રુઘન કેરાં બાણ;
પછે રીપુદમનના હૃદેમાં માર્યાં, પંચ શર નિરવાણ. ૨૯
તે વિશિખ વાગ્યાં મર્મમાં, ઉછળ્યા રથ મોઝાર;
શત્રુઘન મૂરછિત થઇ પડયા, ત્યારે હવો હાહાકાર. ૩૦

વલણ

હાહાકાર હવો તદા, થયા મૂરછિત શત્રુઘન રે;

એવું વિપરીત જોઇને કોપિયા, પછે ધાયા મારુતતન રે. ૩૧

इति श्रीरामचरित्रे संमतं वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके लवेन शत्रुघ्नमूर्च्छनं नाम अष्टषष्ठितमोऽध्यायः ॥ ६८ ॥

# અધ્યાય ૬૯ મો

રાગ મારૂ

થયા મૂરછીત શત્રુઘન, ત્યારે ધાયા તે મારુતતન;
એક પરવત ગ્રહીને પાણ, આવ્યા લવ સન્મુખ નિરવાણ. ૧
મૂકયું લવે બાણ તેણીવાર, ઉરાડયો ગિરિ તે નિરધાર;
વૃક્ષ પાષાણ ગ્રહી બળવંત, કરી વૃષ્ટિ ઘણી હનુમંત. ૨
સામા રાઘવી મૂકે બાણ, છેદે સકળ તરુ નિરવાણ;
હનુમંતે જાણ્યું એમ મન, એ હશે જાનકીનો તન. ૩
માટે ઉપજી મન કરુણાય, બળ જોઇને વિસ્મે થાય;
વળી યુદ્ધ કરે પદ રોપી, રાઘવી મારતો શર કોપી. ૪
અંજનીસુત બોલ્યા વચન, કહે ભાઈ તું કોનો તન;
સીતાપુત્ર કહે કપિરાજ, તારે પૂછયાતણું શું કાજ. ૫
એમ ગોષ્ટિ કર્યે આ ઠામ, નહિ થાયે તમારૂં કામ;
એમ કહીને મૂકયું નારાચ, બ્રાહ્મ્ય મંત્ર ભણીને સાચ. ૬
વાગ્યું મારુતિના હૃદેમાંહે, ઉડયા તતક્ષણ નભમાં ત્યાંહે;
ભમતા ઘણું પવનકુમાર, ધાયો પુષ્કલ તેણીવાર. ૭
તે જોઈ લવ વિચારે મન, એ હશે ભરથજીનો તન;
દીઠો લવને વિરથ નિરધાર, પુષ્કલ ઉતરિયો તેણીવાર. ૮
પોતે ધનુષબાણ ગ્રહ્યાં હસ્ત, સીતાપુત્ર થયો છે સ્વસ્થ;
વરસ દ્વાદશના બે વીર, શોભે ધનુર્વિદ્યાના ધીર. ૯
એક કામને બીજો વસંત, રવિ રાકાપતિ તેજવંત;
જેમ નવ રસમાં રુદ્ર વીર, એમ શોભતા બે રણધીર. ૧૦
સામાસામી કરે છે વિરુદ્ધ, જુવે અંત્રિક્ષ દેવ તે જુદ્ધ;
શત્રુઘનને વળી મૂરછાય, જુવે દૂર થકી સહુ રાય. ૧૧

બંન્યો રાક્ષવી મહા બળવંત, ક્રોધે કાળનો આણે અંત;
ઘણું જુદ્ધ કર્યું તે કુમાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર. ૧૨
ઉતર્યા અસ્ત્રવિદ્યાએ સમાન, લવ પુષ્કલ બે બળવાન;
લવે કાળાસ્ત્ર મૂકયું ત્યાંહે, વાગ્યું પુષ્કલના હ્રદેમાંહે. ૧૩
થઈ મૂરછા પડયો ભરથતન, ત્યારે ધાયા શત્રુઘન;
કરી બાણ વૃષ્ટિ તે દિશ, લવ છેદી નાખે કરી રીશ. ૧૪
રિપુદમન મૂકે જે જે બાણ, સીતાપુત્ર છેદે નિરવાણ;
એમ જુદ્ધ થયું ઘણીવાર, પછી કોપ્યા કેકઈના કુમાર. ૧૫
એક કાઢયું બાણ નિરવાણ, રામનું તે આપેલું જાણ;
કહ્યું હતું રઘુપતિએ જેહ, સંકટ સમે મૂકજે એહ. ૧૬
તે કર્યું ધનુષ સંધાન, મહાતેજસ્વી દિપ્તમાન;
તે મૂકયું જ્યારે શત્રુઘન, ત્યારે લવે વિચાર્યું મન. ૧૭
આ અગ્નિવત ઝળકે બાણ, નિશ્ચે મારશે મુજને જાણ;
મારી પાસે નથી કુશ વીર, એવું કહી રાખી પછે ધીર. ૧૮
આવ્યો શર કરતો સુસવાડ, જાણે પ્રલે અગ્નિનો ઉમાડ;
લવે સ્મરણ કર્યું ગુરુકેરૂં, મૂકયું તીક્ષણ બાણ ઘણેરૂં. ૧૯
શત્રુઘનનો શર તેણીવાર, છેદ્યો મધ્યથકી નિરધાર;
તેનો અગ્રભાગ ઉડયો ત્યાંહે, તે વાગ્યો લવના હ્રદેમાંહે. ૨૦
પડયો વિકળ થઇને વીર, થયું ચૈતન્યરહિત શરીર;
જ્યારે લવ પામ્યા મૂર્છાય, રામ સૈન્યમાં જયજય થાય. ૨૧
સિંહનાદ કરે ભૂપાળ, કહે પરસ્પર પડીયો બાળ;
જુવે વેગળેથી નૃપધીર, પણ પાસે ન આવે કો વીર. ૨૨

વલણ

કો વીર પાસે અવાય નહિ, એવો લવકેરો મન ત્રાસ રે;
ત્યારે રિપુસૂદન રથમાંથી ઉતર્યા, આવ્યા કુંવરની પાસ રે. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके शत्रघ्न लवमूर्च्छनं नाम एकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

# અધ્યાય ૭૦ મો

રાગ બેરાડી

હાવે શત્રઘન રથમાંથી ઉતર્યા ને, આવ્યા કુંવરની પાસ;
સુંદર રૂપ જોઇ લવ કેરૂં, બોલ્યા થઇને ઉદાસ. ૧
આ કુંવર એકલો વનમાં ક્યાંથી, કોણ હશે એનો તાત;
આવો રત્ન પુત્ર જેણીએ જન્મ્યો, ધન્ય ધન્ય એની માત. ૨
મુખ સુંદર આકરણ નેત્ર એનાં, આજાન બાહુ પ્રચંડ;
એના કુળમાં અજવાળું કરવા, ઉગ્યો હતો માર્તંડ. ૩
પછે રિપુદમને ઉછંગમાં લીધો, જોયું સુહાસ્ય વદન;
રૂપ જોઇ નિશ્વાસજ મૂકે, જળ ભરિયું લોચન. ૪
પછી વદન પખાળ્યું શીતળ જળથી, નાખ્યો શીત પવન;
તોયે મૂર્છા વળી નહિ લવની, ત્યારે બોલ્યા શત્રુઘન. ૫
જો જાણ થશે એની જનુનીને તો, તે નાહ જીવે જાણ;
માટે પ્રભુની પાસે લેઇ જાઉં, એને જીવાડું નિરવાણ. ૬
એવું કહી નિજ રથમાં નાખ્યો, લવને તેણીવાર;
વાજીંત્ર વાજતે વળિયા પાછા, છોડીને તોખાર. ૭
તે ઋષિના પુત્રે દીઠો તેને, લેઇ જાતાં બળવંત;
તેણે સીતાની પાસે આવીને, કહ્યું સકળ વરતંત, ૮
અરે માતા કો ભૂપે માર્યો, લવને ત્યાં નિરધાર;
તે રથમાં ઘાલી લેઈ જાય છે, હવડાં આણીવાર. ૯
એવું સાંભળી સીતાજી થયાં, મૂરછિત તેણે ઠાર;
જયમ પડે પૂતળી કાષ્ઠની, એમ પડીયાં છે નિરધાર. ૧૦
પછે ઉઠીને આક્રંદ કરે છે, અંગ પછાડે આપ;
નેત્ર જળ ચોધારાં ચાલે, કરતાં વિવિધ વિલાપ. ૧૧
અરે દૈવ તેં આ શું કીધું, દીધું દુઃખ અપાર;
આજ પરવશ મારો પુત્ર પડયો, કોણ કરે બુમ ને વ્હાર. ૧૨
જ્યેષ્ઠ કુંવર કુશ પાસે નથી ને, હું એકલડી આંહે;
વાલ્મિક મુનિ તો ઘેર નથી, કોણ વ્હારે ધાશે ત્યાંહે. ૧૩

હતી સુરજ ચંદ્રમા સરખી, મારે બે બાળકની જોડ;
તે લવને હાવે ક્યારે દેખીશ, દૈવે દીધી ખોડ. ૧૪
બે બાળ સજોડે લેઇને અવધપુર; જાવાની હતી મારી આશ;
તે મનસૂબા મનમાંહે રહ્યા, ને દૈવે કીધી નિરાશ. ૧૫
અહો રઘુપતિ પ્રાણનાથ છો, ભક્તવત્સલ મહારાજ;
પ્રભુ બાંહે ગ્રહ્યાની લાજ ન આવી, કીધું આવું કાજ. ૧૬
ચૌદ વરસ વન સાથે રાખી, રાવણશું જુદ્ધ કીધું;
ઘણી મમતા મુજ સારૂ રાખી. અંતે દુઃખ શું દીધું. ૧૭
પ્રભુ તમો કરો છો ભલું સરવનું, સમાન સરવે અંક;
હું દુઃખ પામું તે મારે કર્મે, નથી તમારો વંક. ૧૮
ઘણું ગદગદ કંઠે વિલાપ કરતાં, સીતાજી તેણીવાર;
એમ માનુષી લીલા જણાવે છે, લક્ષ્મીનો અવતાર. ૧૯
એટલે કુશ વનમાં હતો તેને, માન શુકન થયા ત્યાંહે;
તે ઉતાવળો ચિંતા કરતો, આવ્યો નિજ આશ્રમ માંહે. ૨૦
વળી અન્ય ગ્રંથમાં એમ કહ્યું છે તે, સુણો શ્રોતા ધીર;
અવંતિકામાં યજ્ઞ કરાવા, ગયો હતો કુશ વીર. ૨૧
મુનિવરને તેડવા આવ્યોતો, ઉજેણનો ભૂપાળ;
ત્યારે યજ્ઞ કરાવા રસપતિ ઘેર મુનિ, જતા હતા પાતાળ. ૨૨
ત્યારે વાલ્મિક મુનિએ આજ્ઞા આપી, કુશને તેણીવાર;
તે અનેક વિપ્ર સાથે લેઈ ચાલ્યો, અવંતિકામોઝાર. ૨૩
તે પૂરણ યજ્ઞ કરાવી પાછો, આવ્યો આશ્રમ માંહે;
માન શુકન ઘણા થયા મારગે, ઉચાટ કરતો ત્યાંહે. ૨૪
જુવે તો માતાને રોતાં દીઠાં, નિજ આશ્રમ મોઝાર;
ત્યારે તતક્ષણ આવી છાનાં રાખ્યાં, લૂછયાં લોચનવાર. ૨૫
અહો માત ક્યમ રુદન કરો છો, ક્યાં ગયો લવ મુજ વીર;
અમો છતાં શું સંકટ તમને, રાખો મનમાં ધીર. ૨૬
ત્યારે સીતા કહે કો રાય તણો સુત, આવ્યો યજ્ઞનોખાર;
તે લવે પત્ર વાંચીને બાંધ્યો, કદળી થડમોઝાર. ૨૭
ત્યારે ઘણું સૈન્ય આવ્યું તે પૂઠે, યુદ્ધ થયું મહાઘોર;

તેણે લવને મૂરછિત કીધો, માર્યો કરીને જોર. ૨૮
તે રથમાં ઘાલી લઇ જાય છે, લવને ત્યાં નિરધાર;
તે કહ્યું મુને મુનિબાળકે, હવડાં આણીવાર. ૨૯
તે સુણીને કુશ ઉભો થયો તતક્ષણ, ગ્રહ્યાં ધનુષને બાણ;
પછી નિજ બળથી ધીરજ આપી, માતાશું બોલ્યો વાણ. ૩૯
હું હવડાં મારૂં ક્ષણમાં જઇ જો, મહાબળિયો હશે રાય;
વા રાક્ષસ ગાંધર્વ કિન્નર તોપણ, તેને જીતું માય. ૩૧
જદપિ મહાબળિયો કાળ હશે, યમ ઇન્દ્ર વરુણ કુબેર;
વા બ્રહ્મા વિષ્ણુ શંકર તોપણ, જુદ્ધ કરી લેઉં વેર. ૩૨
મુજ બંધુને મૂકાવી લાવું, સાથે યજ્ઞતોખાર;
તો પુત્ર તમારો ખરો જાણજો, પણ કરી કહું નિરધાર. ૩૩
એમ કહીને કુંડમાંહેથી, લીધી વિભૂતિ સંગ;
કરમાં લેઇને મંત્રી તેને, લેપન કીધી અંગ. ૩૪
પછી પ્રદક્ષિણા સીતાની કરીને, ચરણે નમાવ્યું શિષ;
માતાએ કર મુસ્તક મૂકયો, દીધી અતિ આશીષ. ૩૫
પછી ગુરુનું સ્મરણ કરીને, ચાલ્યો જેવો સિંહનો બાળ;
સૈન્યા પૂઠળ આવી મળીયો, ઉતાવળો તતકાળ. ૩૬

વલણ

તતકાળ આવી મળ્યો સૈન્યને, જ્યમ સરપ પૂંઠે ઉરગાદ રે;
ઘણી હાંક મારી દૂરથી, પછી કીધો છે સિંહનાદ રે. ૩૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सीतावचनात्लवानयनार्थं कुशागमनं नाम सप्ततितमोऽध्यायः ॥७०॥

## અધ્યાય ૭૧ મો

રાગ ધન્યાશ્રી

કુશ હાક મારીને બોલ્યો વચન જી,
અલ્યા ઉભા રહો તસ્કર દુરિજન જી;
ક્યમ લેઈ જાઓ છો વીર અમારો જી,
હવડાં ઉતારીશ નાદ તમારો જી. ૧

ઢાળ

હવડાં ઉતારીશ નાદ તમારો, કરૂં સકળ સંહાર;
એવાં વચન સુણીને વીર સરવે, પાછું જોયું તેણીવાર. ૨
ત્યારે દીઠો કુશને આવતો, જાણે રૂપે શ્રીરઘુવીર;
કુમાર દ્વાદશ વર્ષનો, રણપંડિત મહાબળ ધીર. ૩
એ તો સરવનો સંહાર કરશે, દીસે એવો પ્રચંડ;
પછે કુશે સજજ થઈને ચઢાવ્યું, પોતાનું કોદંડ. ૪
પછી એક કાળે સર્વ ઉપર, મૂકયાં અગણિત બાણ;
અકળાવિયા સહુ રાયને, સેન્યા કરે બુંબાણ. ૫
એવું પરાક્રમ જોઈ પુત્રનું, કોપ્યા શત્રુઘ્ન તેણીવાર;
નિરવાણ મંત્રનાં બાણ દશ, મૂકીયાં છે નિરધાર. ૬
વળી કુશે છેદ્યાં આવતાં, સન્મુખ શરથી તેહ;
ત્યારે કોપીયો સેન્યાપતિ, છે મૃગેન્દ્ર નામે જેહ. ૭
તેણે ઘણું જુદ્ધ કુશ સાથ કીધું, કહેતાં ન આવે પાર;
પછી રુદ્રશર મૂકીને તેને, મારિયો નિરધાર. ૮
ત્યારે હાહાકાર હવો તદા, જ્યારે માર્યો વીર મૃગેંદ્ર;
તેનો બંધુ ધાયો તે સમે, જેનું નામ છે નાગેંદ્ર. ૯
તેણે કુશની ઉપર ક્રોધ કરીને, બાણ મૂકયાં વીશ;
સીતાસુતે એક બાણથી, શર છેદીયાં તે દીશ. ૧૦
જેમ એક હરિના નામથી, સહુ ભસ્મ થાયે પાપ;
એમ સીતાનંદન તણા શરનો, પ્રૌઢ અધિક પ્રતાપ. ૧૧
પછી વિશિખ મૂકયું અર્ધ ચંદ્ર, કુશે ધરી મન રીસ;
તે બાણે કરીને છેદીયું, નાગેંદ્ર કેરૂં શીષ. ૧૨
ત્યારે ક્રોધ કરીને એકે કાળે, ધાયા સરવે રાય;
તે સમે જુદ્ધ થયું ઘણું, વરણવી નવ કહેવાય. ૧૩
કુશ એકલે સહુ ભૂપને, મારીયાં દશ દશ બાણ;
મૂરછિત થઈ પૃથ્વી પડયા સહુ, અચેતન નિરવાણ. ૧૪
સીતાસુતે સંહાર કીધો, હણી સહુ સેનાય;
શ્રોણિતની સરિતા વહી, હય ગજ તણાયા જાય. ૧૫

દળ ભંગ જોઇ પોતાતણું, કોપીયા શત્રુઘન;<br>
એ સુતે અનરથ બહુ કર્યાં માટે, પમાડું એને પતન. ૧૬<br>
એમ વિચારી એક બાણ માર્યું, કુશતણા હૃદેમાંહે;<br>
તેણે વ્યથા થઈ ક્ષણ એક પાછો, થયો સાવધ ત્યાંહે. ૧૭<br>
પછી ચરણ ચિંતવી ગુરુતણા, મૂકયું કુશે એક બાણ;<br>
તેણે શત્રુઘનનું હૃદે ભેદ્યું, રુધીર ચાલ્યું જાણ. ૧૮<br>
જ્યમ શૈલ કેરૂં શિખર ભેદે, વજ્રથી સુર રાય;<br>
એમ શત્રુઘન મૂરછિત થઇને, પડયા મૃત્યુ પ્રાય. ૧૯<br>
એમ પડયું ષોડષ પદ્મ દળ, સહુ પૃથ્વીના રાજન;<br>
રિપુ દમન આદે રણમાં પડયા, થઇને અચેતન તન. ૨૦<br>
એવું જોઇને પછી કુશ પ્રવેશ્યો, રામ સેનામાંહે;<br>
થઈ ચપળ તે ચારે દિશા, વીરને શોધે ત્યાંહે. ૨૧<br>
પછી શત્રઘનના મુખ્ય રથમાં, દીઠો તે લવ વીર;<br>
તેને ઉંચલીને રુદે ચાંપ્યો, ધરી મનમાં ધીર. ૨૨<br>
ભણી મંત્ર મૃત્યુંજયતણો, ફેરવ્યો મુખપર હાથ;<br>
ત્યારે નેત્ર ઉઘાડી સુચેતન થઇ, બોલ્યો લવ કુશ સાથ. ૨૩<br>
ભાઇ અયોધ્યાપતિ રામનો, મેં બાંધીયો તોખાર;<br>
તેના વીર આદે રાય સહુનો, કર્યો છે સંહાર. ૨૪<br>
ઘણું જુદ્ધ કર્યું તે સાથે પણ, મુને પમાડયો મૂર્છાય;<br>
હે વીર તેં આ રણવિષે, આવી કરી મુજ સહાય. ૨૫<br>
તે કયાં ગયો હય ખોળી કાઢો, બાંધીયે તોખાર;<br>
જે મૂકાવાને આવશે, તેનો કરીશું સંહાર. ૨૬<br>
એવું વચન સુણીને કુશ કહે, મેં જીત્યા સર્વે વીર;<br>
વળી દળ સકળ સંહારીયું, થયાં ચૈતન્યરહિત શરીર. ૨૭<br>
શ્રીરામનો હય કુશે જાણ્યો, હરખીયો મહાભાગ;<br>
કહે અધર ચાંપી દંતશું, ભાઇ ભલો આવ્યો લાગ. ૨૮<br>
પછી વીર બંન્યો સજ્જ થયા, ઝાલીયો યજ્ઞતોખાર;<br>
કદળીના વૃક્ષે બાંધીને, ઉભા રહ્યા તે ઠાર. ૨૯<br>
વળી આવે જો કોઇ અવધથી, એમ કરે પરસ્પર હાસ;

તો સાથેથી સંહાર કરીને, જઇએ માતા પાસ. ૩૦
એમ વિચારી ઉભા રહ્યા, બે રઘુનંદન ત્યાંહે;
કો જન ગયા તે સૈન્યમાંથી, અવધપુર છે જ્યાંહે. ૩૧

વલણ

અવધપુરમાં સરજુતીરે આવ્યા, સેનામાંથી જન રે;
તેણે રણતણી સહુ વાત કહી, જ્યાં બેઠા જુગજીવન રે. ૩૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उतरकांडे आश्वमेधिके कुशेन शतघ्नसेना मूर्च्छनं नाम एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

## અધ્યાય ૭૨ મો

રાગ દોહા

હાવે દીક્ષા લઇ બેઠા પ્રભુ, સરજ્યુકેરે તીર;
રાજમંડળ બ્રહ્મઋષિ, વેષ્ટિત શ્રીરઘુવીર. ૧
ત્યાં સેવકે આવીને કહ્યું, શત્રુઘનનું વરતંત;
સૈન્યસહિત સંહાર સુણી, વિકળ થયા ભગવંત. ૨
પછે લક્ષ્મણને આજ્ઞા કરી, રઘુપતિએ તેણીવાર;
તતક્ષણ રથ ઉપર ચઢયા, સાથે સૈન્ય અપાર. ૩
કાળજીત સેન્યાપતિ, લક્ષ્મણજી રણધીર;
અપાર સેન્યા સાથે લેઇ, ચાલ્યા બંન્યો વીર. ૪
ઉતાવળા તે આવીયા, વાલ્મિકના વનમાંહે;
આવતી દીઠી બે જણે, અપાર સેના ત્યાંહે. ૫
ત્યારે કુશ બંધવને લવ કહે, ભાઈ ભાગી ગયું મુજ ચાપ;
હવે શાવડે યુદ્ધ કરીશ હું, પ્રગટયો મન પરિતાપ. ૬
ત્યારે વળતો બોલ્યો વીર કુશ, અહીં કોણ આપે કોદંડ;
માટે આરાધન કરો સૂર્યનું, જો થાય પ્રસન્ન માર્તંડ. ૭
ત્યારે બે વીરે કર જોડીયા, ઉર્ધ્વ નેત્ર ધરી ધીર;
સ્તુતિ કરતા દિનકરતણી, સાથે બંન્યો વીર. ૮

અથ પ્રબંધ

મહારાજ રવિતમ હરતા, જય દેવ દિવાકર સ્વામી (ટેક)

જયજય તમનાશક, વિશ્વ પ્રકાશક, સહસ્ત્ર કિરણ અંબર ચુડામણિઃ

સૂર્યનારાયણ સકળ વિશ્વજન ચક્ષુદેવ, રાજીવ મિલિંદ છેદંન બંધ જય ભાનુ વિરોચન વિભાવસુ દિનમણી સુખદાયક એક ચક્ર રથ કનક મણિમય;

સપ્ત વદન હય અરુણ સારથિ, વેગ વિપુલ અતિ અપાર પંથે નિમિશાર્ધમાં, આદિ પુરુષ તું નિર્વિકાર જય બ્રહ્મા વિષ્ણુ શિવ ત્રિગુણાત્મક જ્યોતિરૂપ તું મારતંડ સવિતા ત્રિઅંગ, જય ભાસ્કર તરણી સુર પતંગ, સહુ નેત્ર પ્રકાશક વિવસ્વાન બહુ રશ્મિ હંસ, દ્વાદશ મૂર્તિ સુગ્રહાવતંસ, જય સકળ રોગ દુઃખ હારણ ભયહર, શરણાગત સુખદાયક લાયક, મનવંછિત ફળ રિપુ ખળ ઘાયક, કાળરૂપ કાળાત્મા સૃષ્ટિ ઉદ્ભવ પાલણ પ્રલે સંહારણ, કરતા હરતા વૃષ્ટિ પોષણ વારિશોષણ નમો નમો આદિત્ય વિભાકર, જન આરત હર ભક્તવત્સલ પ્રણતિ કણારુકર, જન ગિરિધર કહે સ્તવન કરૂં તવ ચરણ કમળ શિર નામી; મહારાજ રવિતમ હરતા, જયદેવ દિવાકર સ્વામી. ૧

દોહા

એમ સ્તવન કર્યું સૂરજતણું, લવ કુશ નિરમળ મન;
તે સુણીને તતક્ષણ તદા, થયા ગભસ્તિ પ્રસન્ન. ૧૭
અક્ષય ભાથા અભંગ ધનુષ્ય, અભેદ કવચ અમૂલ્ય;
તે આપ્યાં બે વીરને, સૂરજે ત્યાં સમતુલ્ય. ૧૮
ત્યારે નમસ્કાર કરી ભાનુને, લીધાં બંન્યો કુમાર;
સૂર્યદત્ત ધનુ કર ગ્રહી, કીધો છે ટંકાર. ૧૯

વલણ

ટંકાર કીધો લવ કુશે, તેનો થયો નાદ અમિત રે;
એટલે સન્મુખ આવી પહોંચ્યા, લક્ષ્મણ ને કાળજીત રે. ૨૦

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उतरकांडे आश्वमेधिके लवकुशाभ्यां सूर्यस्तवन नाम द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥**

# અધ્યાય ૭૩ મો

રાગ મારુ

આવ્યા લક્ષ્મણ ને કાળજીત, આઠ ક્ષોહણી સેનાસહિત;
ઘણો થાય છે શોરબકોર, જોઇને કોપ્યા રાઘવના કિશોર. ૨
સેનાને કરી આજ્ઞા અનંત, એ બે બાળકના લ્યો અંત;
તે સમે દોડયા સરવે વીર, કરતા જુદ્ધ ન શુદ્ધ શરીર.
મળી લવ કુશ બંન્યો બાળ, ઘણાં બાણ મૂકે તતકાળ;
ચાલે શર કરતાં સુસવાડ, જાણે વરસે છે માસ અસાડ. ૩
આવતાં શસ્ત્ર સહુનાં છેદે, બાણ મૂકીને તેનાં અંગ ભેદે;
હસ્તિ કેરા કુંભસ્થળ ફાડે, પાડે ચીસ તુરંગમ ત્રાડે. ૪
કોપ્યા રાઘવી તેણીવાર, કરવા માંડયો સેનાનો સંહાર;
બે વીર મળી પાડી વાટ, નાઠી રામસેના બારેવાટ. ૫
એવું જોઇને ધાયો વિચિત્ર, રુધી રાક્ષસ રામનો મિત્ર;
તે આવ્યોતો લક્ષ્મણ સાથ, ધાયો ગદા ગ્રહીને હાથ. ૬
નાખી લવની ઉપર તેણીવાર, મહાપ્રચંડ જેમાં ઘણો ભાર;
સીતાસુતે માર્યું એક બાણ, ગદા ચૂર્ણ કરી નિરવાણ. ૭
તેણે મારી ઝપટ પ્રચંડ, લવના કરમાંથી લીધું કોદંડ;
ઉડયો આકાશે અકસ્માત, જોઈ વિસ્મે થયા બે ભ્રાત. ૮
જેમ ફળ ગ્રહી ઉડે પક્ષી, એમ નભ ગયો આમિષભક્ષી;
ગુરુ સ્મરણ કર્યું લવ શૂર, ભણ્યો અંત્રિક્ષ મંત્ર ચતુર. ૯
ઉડયો રાક્ષસ પૂંઠે કુમાર, જેમ ખગપતિ વેગ અપાર;
પોતાનું કોદંડ થઇ સ્વસ્થ, ઝડપી લીધું તે જમણે હસ્ત. ૧૦
ડાબે હાથે કરી દેઈ હાક, તેના મુખમાં મારી લપડાક;
તે ભમ્યો નભમાં ઘણી વાર, પછી પડીયો પૃથ્વીમોઝાર. ૧૧
પડતાં તે થઇ ગયો ચૂર, લેઇ ધનુષ આવ્યો લવ શૂર;
વખાણ્યો તે ઘણું કુશવીર, એવો લવ રણપંડિત ધીર. ૧૨
પડયો અસુર તે પૃથ્વીમાંહે, ત્યારે ધાયા ધરાધર ત્યાંહે;
માર્યાં લવને ત્યાંહાં પંચ બાણ, તે છેદ્યાં એક શરથી જાણ. ૧૩

પછી બોલ્યા હસી લવધીર, અલ્યા સાંભળ લક્ષ્મણ વીર;
તેં માર્યો ઇન્દ્રજીત અકાજ, તે વિદ્યા મુને દેખાડ આજ. ૧૪
રહ્યા ચૌદ વરસ નિરાહાર, ભોગનિદ્રા તજી નિરધાર;
આજ જુદ્ધ ચથા અવકાશ, રણમાં કરૂં તારો નાશ. ૧૫
ત્યારે લક્ષ્મણ પૂછે વાણ, તારાં માતપિતા કહે કોણ;
કોણે વિદ્યા ભણાવી તુજને, તારૂં નામ કહે ભાઇ મુજને. ૧૬
હસી બોલ્યા ભૂમિજાકુમાર, રણમાં ગોષ્ટિતણો શો વિચાર;
અલ્યા મારાં જે માતપિતાય, તે જાણે છે જગતસમુદાય. ૧૭
તારે પૂછયાતણું શું કામ, મારી સન્મુખ કર સંગ્રામ;
એમ કહી મૂકયો શર સમરથ, લક્ષ્મણજીનો ઉડાડયો રથ.૧૮
ભમ્યો આકાશમાં ઘણીવાર, પછે પડીયો તેં પૃથ્વી મોઝાર;
થયો તે રથ ભાગી ચૂર, બેઠા અન્ય રથે મહાશૂર. ૧૯
પછે જુદ્ધ કરતા બળવાન, જુવે દેવતા બેસી વિમાન;
મૂકયું ગદાસ્ત્ર નિદ્રાજીત, થઇ વૃષ્ટિ ગદાની અમિત. ૨૦
ત્યારે લવે મૂકયું ચક્ર બાણ, છેદી સકળ ગદા નિરવાણ;
પર્વતાસ્ત્ર મૂકયું જતિ ધીર, વજ્રાસ્ત્ર નિવાર્યું લવ વીર. ૨૧
ત્યાર પૂંઠે સીતાસુતે જાણ, મેલ્યું દ્વાદશ સૂર્યનું બાણ;
પ્રગટયું તેજ ઉગ્ર ઘણું એહ, બ્રહ્મલોક લગી ગયું તેહ. ૨૨
રાહુ અસ્ત્ર મૂકયું ફણીપાળ, લીધું તેજ ગ્રહી તતકાળ;
પછી કામાસ્ત્ર મૂકયું અનંત, કાળાંતક તે સામું બળવંત.૨૩
લવે ભસ્મ કર્યો શર કામ, તે જોઇ મૂકી લક્ષ્મણે મામ;
મૂકયું અહિપતિએ અગ્નિ અસ્ત્ર, લવે સન્મુખ સાંધ્યું મેઘાસ્ત્ર.
વળી સર્પાસ્ત્ર મૂકયું અહિરાજ, પ્રગટયા કોટિક સર્પ સમાજ;
ગરુડાસ્ત્ર મૂકયું લવ વીર, લય પામ્યા તે સર્પ શરીર. ૨૫
એમ અસ્ત્રવિદ્યાએ સમાન, ઉતર્યા બંન્યો વીર બળવાન;
સાઠ ક્ષોહણી સેના સર્વ, લવે મારી ઉતાર્યો ગર્વ. ૨૬
પામ્યા આશ્ચર્ય લક્ષ્મણ વીર, વિચારે મન મૂકી ધીર;
નથી લેવાતો હવે તોખાર, રહ્યો યજ્ઞ અધૂરો તે ઠાર. ૨૭
એ હશે વિષ્ણુને મહાદેવ, પ્રગટયા બાળકરૂપે એવ;

અહિનાયક એમ વિચારે, અંજનીસુત બોલ્યા ત્યારે. ૨૮
તમો કરો વિશ્રામ ક્ષણુ વીર, ઘણું શ્રમિત થયા છો ધીર;
એમ કહી ગાજ્યો પવનકુમાર, આવ્યો લવ સન્મુખ તેણીવાર

વલણ

લવ સન્મુખ આવ્યા મારુતિ, ગ્રહી પર્વત મોટો પાણ રે;
એવા અંજનીસુતને જોઈને, બોલ્યો સીતાનંદન વાણ રે. ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उतरकांडे आश्वमेधि लवकुशाभ्यां लक्ष्मणेन सह संग्रामो नाम त्रिसप्ततितमोऽध्यायः ॥७३॥

## અધ્યાય ૭૪ મો

રાગ ધન્યાશ્રી

મારુતિ આવ્યા સન્મુખ જેણીવાર જી.
ત્યારે ક્રોધે બોલ્યો વૈદેહી કુમાર જી;
અલ્યા કપિવર તારું કેટલું જોર જી,
પણ ચેતજે હાવે લંકાના ચોર જી. ૧

ઢાળ

તું ચોર લંકાતણા હવે, ચેતજે નિરવાણ;
એવું કહી હનુમંત ઉપર, લવે મૂક્યું બાણ. ૨
તે બાણે કરી કરથી ઉડાડયો, પર્વત મોટો પ્રૌઢ;
પછી પંચ શર માર્યાં હૃદેમાં, મારુતિને ગૂઢ. ૩
તે બાણ કેરા ઘાયથી, ઘણી વ્યથા વ્યાપી તન;
જાણે હણું એ બાળને, પછી વિચાર્યું એમ મન. ૪
એ પુત્ર હશે શ્રીરામના, છે રૂપ સાદૃશ જાણ;
જાનકી ઉદરથી પ્રગટીયા, માટે મહાબળિયા નિરવાણ. ૫
કદાપિ એમ હોય તોએ, પુત્ર હણાયે કયમ;
માટે રમત જેવું જુદ્ધ કરું, નવ વિઘ્ન થાયે જયમ. ૬
એમ વિચારી મારુતિ કૂદ્યા, તલપ મારી ત્યાંહે;
ઓચિંતા ગ્રહી સુત ઘાલિયા, પોતાની બગ
પછી ઉડીયા આકાશમાં તે, લેઇ પવનકુમાર

ઘણું ભમાવી પછે મૂકીયા, તે પુત્ર પૃથ્વીમોઝાર. ૮
એવું જોઇને લવ કોપીયો, ઉછળ્યો તે બળવંત;
લઘુ લાઘવતા કરીને તદા, પૂંછે ગ્રહ્યા હનુમંત. ૯
બે કરે ગ્રહીને ફેરવ્યા, ચાકે ચઢાવ્યા છેક;
ત્યાંથી ઉછાળી નાખિયા, જઈ પડયા જોજન એક. ૧૦
આશ્ચર્ય પામ્યા જોઇ તે, આકાશમાં સહુ દેવ;
ત્યારે લવતણી સન્મુખ આવ્યા, લક્ષ્મણજી તતખેવ. ૧૧
ઘણું જુદ્ધ કર્યું બે જણ મળી, કહેતાં ન આવે પાર;
લક્ષ્મણ તણી સેના સકળનો, લવે કર્યો સંહાર. ૧૨
પછી અધર સાથે દંત ચાંપી, ક્રોધ આણી મન;
સૌમિત્રશું ઉંચે સ્વરથી, બોલિયો સીતાતન. ૧૩
અરે લક્ષ્મણ ચેત હાવે, મારૂં તુજને ઠાર;
માટે સાહેક તારો હોય તે, બોલાવ્ય આણીવાર. ૧૪
એવું કહી નાદાસ્ત્ર મૂક્યું, લવે બાણ પ્રચંડ;
તેનો ગડગડાટ થયો ઘણો, વ્યાપ્યો સકળ બ્રહ્માંડ. ૧૫
લક્ષ્મણ તણા હ્રદેમાંહે વાગ્યું, બાણ તીક્ષણ તેહ;
પડયા મૂરછિત પૃથ્વી ઉપર, અચેતન થઇ દેહ. ૧૬
તે ગડગડાટ ગયો અયોધ્યામાં, ઘોર શબ્દ અપાર;
તે સુણીને શ્રીરામ બોલ્યા, ભરથશું તેણીવાર. ૧૭
અરે ભરથ કંઈ ઉત્પાત વરત્યો, લક્ષ્મણને રણમાંહે;
માટે તમો જાઓ ઉતાવળા, જુઓ શું થયું હશે ત્યાંહે. ૧૮
વળી બાળક એ જઇને જુઓ, છે જુગલ કોના તન;
છે કોના જેવી આકૃતિ, તે પરીક્ષા કરજો મન. ૧૯
વળી વિદ્યા કોણે ભણાવી, કોણ ગુરુ હશે મહાનંત;
એમ અજાણ્યા થઇ પ્રભુ કહે છે, ભરથને ભગવંત. ૨૦
એ બાળકને જો મારશો, તો થાશે કૂડું કાજ;
માટે મારી પાસે લાવજો, રથમાંહે ઘાલી આજ. ૨૧
એમ ભરથને શિક્ષા કરી, સમજાવિયા રણધીર;
સમાચાર આવ્યા એટલે, જે પડયો લક્ષ્મણ વીર. ૨૨

તે સુણી શોકાતુર થયા, મન વિકળ શ્રીરઘુનાથ;
ભરથે ઘણું સમજાવિયા, રામને જોડી હાથ. ૨૩
પછી આજ્ઞા માગી ચાલિયા, ભરથજી તેણીવાર;
વાજીંત્ર વાજે અતિઘણાં, સેનાતણો નહિ પાર. ૨૪

વલણ

અપાર સેના લેઇને, આવ્યા ભરથજી તેણીવાર રે;
વાલ્મિક મુનિના વનવિષે, લવ કુશ રહ્યા જે ઠાર રે. ૨૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके लवेन लक्ष्मणमूर्च्छनं भरतागमनं नाम चतुःसप्ततितमोऽध्यायः ॥७४॥

# અધ્યાય ૭૫ મો

રાગ આશાવરી

હાવે ભરથજી સેના લેઇને આવ્યા, વાલ્મિકના વનમાંહે;
ત્યારે મારુતિની મૂર્છા વળી તે સમે, મળ્યા ભરથને ત્યાંહે. ૧
પછી કેકૈસુતે એ વીરને દીઠા, ઉભા ગ્રહી કોદંડ;
ઘનશ્યામ તનુ વિશાળ લોચન, આજાનબાહુ પ્રચંડ. ૨
તે પુત્રતણું એવું રૂપ જોઈ, હનુમંતને કહે છે ભર્થ;
ભાઇ એ સુત છે રાઘવના જેવા, બળ ગુણ રૂપ સમર્થ. ૩
શ્રીજાનકીને જ્યારે રામે તજ્યાં, ત્યારે હતાં ગર્ભિણી તેહ;
કો મુનિને આશ્રમ પ્રસવ થયા હશે, નિશ્ચે સીતાસુત એહ. ૪
ત્યારે મારુતિ કહે મુજને પણ ભાસે, નિશ્ચે એવું જાણ;
હાવે ભરથ મારુતિને ત્યાં દીઠા, બંન્યો વીરે નિરવાણ. ૫
ત્યારે લવનો કર ગ્રહીને કુશ બોલ્યો, સાંભળ મારા વીર;
પેલા નર વાનર બે વાતો કરે છે, એ બળિયા રણધીર. ૬
માટે શ્યામકરણની રક્ષા કર તું, હું કરૂં યુદ્ધ એ સાથ;
એમ કહી કર્યો ટંકાર ધનુષનો, શર કાઢી ગ્રહ્યા હાથ. ૭
પછી ભરથની પ્રત્યે વાણી બોલ્યો, કુશ રાખી મન ધીર;
અલ્યા હું તુંજને જાણું છું નિશ્ચે, તું લક્ષ્મણનો વડો વીર. ૮
વળી તું રણમાં શું કરવા આવ્યો, ને શું છે તારૂં નામ;

એવાં વચન સુણીને હસ્યા ભરથજી,બોલ્યા; તેણે ઠામ. ૯
અલ્યા બાળક અશ્વ અમારો આપીને, જાઓ તમારે ઘેર;
અમો તમને જીવતદાન આપીએ, શાને કરો છો વેર. ૧૦
વળી માતપિતા ગુરુ કોણ તમારાં, ને કોણ ગોત્ર અવતાર;
તમો બંન્યો વીરનું નામ કહો મુને, બાળક છો સકુમાર. ૧૧
એવાં વચન સુણી કુશ ચંદ્ર ચૂડામણિ, હસીને બોલ્યો વચન;
ભાઇ જીવતદાન દેવાને આવ્યા, ગર્વ ધરીને મન. ૧૨
પણ બે બંધવ તારા રણ પડીયા, ત્રીજો પુષ્કલ ધીર;
તેની ક્રિયા કર્યા પછી જીવતદાન તું, આપજે,અમને વીર.૧૩
વળી બંધુપુત્રનું વેર લઇશ, ત્યારે થઇશ ઉરણીયો આપ;
માટે જા તને જીવતદાન હું આપું, શીદ કરે સંતાપ. ૧૪
તું જે રામને બળે કરીને, બોલે છે થઇ ધીર;
તેને તેડી લાવ જોઉં કેવો છે બળિયો, તે તારો રઘુવીર. ૧૫
અલ્યા તમો જાણો એ પુત્ર છેતરી, શ્યામકરણ લેઇ જઇએ;
પણ તમ સરીખા ગજને હણવા,અમો સિંહ આ વનમાંરહીયે.૧૬
અલ્યા બંધુ તમારો રામ અધરમી, તે જાણે સકળ સંસાર;
તે તમારો નાદ ઉતારવાને અમો, લીધો છે અવતાર. ૧૬
જ્યમ સિંહ મુંછ ભોરિંગમણિ, વળી કૃપણનું ધન સતીનાર;
તે જીવતાં પરહાથ ચઢે નહિ, એમ એ યજ્ઞતોખાર. ૧૮
માટે અમને જીત્યા વિણ યજ્ઞતણો હય, નહિ પામો નિરવાણ;
એવાં વાંકાં વચન સુણી ભરથજી કોપ્યા, ગ્રહ્યાં ધનુષ ને બાણ.

વલણ

ધનુષ બાણ કરમાં ગ્રહીને, કોપ્યા ભરથજી તેણીવાર રે;
પછી કુશની સાથે જુદ્ધ માંડયું, હનુમંત ને કેકૈ કુમાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके भरतकुशसंवादो नाम पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

# અધ્યાય ૭૬ મો

રાગ સામેરી

હાવે કુશની સન્મુખ કરવા માંડયું, ભરથે જુદ્ધ તેણીવાર;
ક્રોધે કરીને કૈકૈસુતે, મૂકીયાં બાણ અપાર. ૧
તે ભરથ જે જે બાણ મૂકે, તે છેદે કુશ તતખેવ;
જ્યમ સર્પકેરા સમૂહને, વિડારતો વિનતેવ. ૨
ત્યારે ભરથે કાર્ત્તિકવીર્યનો, શર મૂકીયો તેણીવાર;
ભાર્ગવાસ્ત્ર મૂકી કુશે તે શર, છેદિયો નિરધાર. ૩
ત્યારે ભરથે પ્રેરી કાળરાત્રી, થયું અંધારૂં ઘોર;
પ્રકાશ કીધો રવિઅસ્ત્રે, પ્રબળ રામકિશોર. ૪
કૈકૈસુતે ત્રંબકાસ્ત્ર મૂકયું, મહા તેજસ્વી જેહ;
છેદ્યું ભસ્મ અસુરાસ્ત્ર કરીને, કુશે તતક્ષણ તેહ. ૫
રામાસ્ત્ર મૂકયું ભરથજી, આવ્યું ગાજતું તેણીવાર;
તે આવતાં કુશે ગ્રહ્યું કરમાં, ધર્યું નિખંગ મોઝાર. ૬
ત્યારે દિવ્ય શક્તિ હકારી, ભરથે તદા કરી રીશ;
રમાસ્ત્ર મૂકી ભૂમિજાસુતે, છેદન કરી તે દીશ. ૭
ભરથે તદા બ્રહ્માસ્ત્ર મૂકયું, તેજવંત વિશાળ;
નારાયણાસ્ત્રે કરી છેદ્યું, કુશે તે તતકાળ. ૮
એમ અસ્ત્રવિદ્યાએ સમાન બંન્યો, ઉતર્યાં તે ઠાર;
પછી ભરથ કેરા સૈન્યનો, કુશે કર્યો સંહાર. ૯
વળી સૂર્યમુખ એક બાણ કાઢયું, સીતાપુત્રે ત્યાંહે;
વિજળી સરખું ચળકતું, ઘણું તેજ છે તે માંહે. ૧૦
તે કુશે મૂકયું ક્રોધ કરી, ગાજતું ઘોર અપાર;
આવી ભરથના રુદેમાંહે વાગ્યું, હવો હાહાકાર. ૧૧
રથમાંહેથી ઉછળી પડિયા, પૃથ્વી થઇ મૂર્છાય;
રહિત શ્વાસોશ્વાસ વિપરીત, અચેતન થઇ કાય. ૧૨
તે સમે હોકારો કરી, ઉછળ્યા પવન કુમાર;
એક પ્રૌઢ પરવત કર ગ્રહી, નાખ્યો કુશ ઉપર તેણીવાર. ૧૩

ત્યારે કુશે તવ વજ્રાસ્ત્ર મૂકી, ગિરિ કરિયો ચૂર;
મારુતિ ધાયા મુષ્ટિ વાળી, મારવાને શૂર. ૧૪
જાનકીનંદને પંચ શર, મારિયાં કરીને જોર;
તેણે ઉડાડયા આકાશમાં, ઘણું ભમ્યા પવનકિશોર. ૧૫
તે ભમીને ભૂતળ પડયા, અતિ પીડાયા બળવંત;
પછી ક્રોધ કરી કુશ અંગ વિંટયું, પૂંછ શ્રી હનુમંત. ૧૬
લઘુ લાઘવતા કરીને તદા, નીકળ્યો કુશ નિરધાર;
તે પૂંછ બે હસ્તે ગ્રહી, ફેરવ્યા પવનકુમાર. ૧૭
પછી પૃથ્વી ઉપર પછાડયા, મૂરછિત થયા હનુમંત;
એમ સર્વને હણી વિજય પામ્યો, કુશ થયો યશવંત. ૧૮
હાવે ભરથ પડીયા જે સમે, રણમાં થઈ મૂરછાય;
તે અનુચરે આવી કહ્યું, જ્યાં બેઠા શ્રીરઘુરાય. ૧૯
થયા વિકળ શ્રીરઘુનાથ જી, સુણી ભરથકેરૂં પતન;
માનુષીલીલા આચરી, ઘણું કરે રામ રુદન. ૨૦
પછે રીસે કરીને રામ ઉઠયા, ક્રોધે કંપ્યાં રોમ;
વળી યજ્ઞકંકણ તોડી નાખ્યું, બંધ કીધો હોમ. ૨૧
પછે દીક્ષા મૂકી ઉઠિયા, થયા રથારૂઢ રઘુવીર;
ત્યારે અયોધ્યાપુર ખળભળ્યું, સરવે મૂકી મન ધીર. ૨૨
કાંઈ શેષ સેના જે હતી, તે સરવ લીધી સાથ;
વળી સંબંધી નૃપ બંધુ સુત, લઇ ચાલ્યા શ્રીરઘુનાથ. ૨૩
વાજીંત્ર વાજે અતિઘણાં, થાય શસ્ત્રના ચળકાર;
એમ ચાલિયું ચતુરંગદળ, પૃથ્વી સહે નહિ ભાર. ૨૪
જયમ વૃષા ઋતુમાં સુરસરીનું, પૂર નિધિમાં જાય;
એમ વાલ્મિક મુનિના વનવિષે, આવ્યા સેનશું રઘુરાય. ૨૫
ત્યાં જુવે તો નિજ બંધુ પડિયા, દળસહિત નિરધાર;
ત્યારે ક્ષોભ પામ્યા રામજી, કર્યો પૃથ્વીને નમસ્કાર. ૨૬
હે ક્ષમા તુજ કન્યાએ મુજને, ઘણો દીધો દંડ;
એવું કહી પછે સજ થયા, રામે ગ્રહ્યું કોદંડ. ૨૭
ટંકાર કીધો ધનુષનો, મહાઘોર તીક્ષણ નાદ;

ત્યારે કપિદળ ને વિભીષણ, ઉઠિયા સુણતાં સાદ. ૨૮
રઘુનાથને પાયે નમ્યા, સુગ્રીવાદિક સહુ કીશ;
હનુમંતે કહ્યું રઘુવીરને, વૃત્તાંત સહુ તે દીશ. ૨૯
ત્યારે વિભીષણે દેખાડીયા, શ્રીરામને બે બાળ;
ઘનશ્યામ સુંદર મદનમોહન, કોમળ નેત્ર વિશાળ. ૩૦
કિશોર વય તન ભુજ આજાનું, મુંજી કોપિન વેષ;
યજ્ઞોપવિત શુભ ઝળકતાં, શિર ખીંટલીઆળા કેશ. ૩૧
એક એક સામું જોઇ કરતા, મંદ મધુરી હાસ;
કર શર ધનુષ ગ્રહીને ઉભા, શ્યામકરણની પાસ. ૩૨
એવા પુત્ર જોઇ શ્રીરામને, મંન ઉપન્યું હેત;
મળવા ઉધરયું ઉર તદા, વાત્સલ્ય પ્રેમ સમેત. ૩૩
જ્યમ પૂર્ણિમાનો ચંદ્ર જોઇને, ઉછળે સરિતાનાથ;
એમ રામ રોમાંચિત થયા, ફરકીયો દક્ષિણ હાથ. ૩૪
પછે સ્નેહે કરી રઘુવીર બોલ્યા, મારુતિશું ત્યાંહે;
એ બે બાળકને લાવ્ય ઝાલી, મારી પાસે આંહે. ૩૫

વલણ

આંહી લાવ્ય ઝાલી બે પુત્રને, એમ બોલ્યા જુગદાધાર રે;
એવાં રામચંદ્રનાં વચન સુણીને, ચાલ્યા પવનકુમાર રે. ૩૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके कुशेन भरतमूर्च्छनं श्रुत्वा श्रीरामागमनं नाम षडसप्ततितमोऽध्यायः॥७६॥

# અધ્યાય ૭૭ મો

રાગ મારુ

લવ કુશની ઉપર તેણીવાર, આવ્યા કૂદતા પવનકુમાર;
લવે ખાળ્યા મૂકીને બાણ, બોલ્યા હનુમંત સાથે વાણ. ૧
અલ્યા નોહે એ અશોકવન, જે ઉજ્જડ કર્યું અંજનીતન;
નોહે જુદ્ધ અસુરનું તાસ, જે પામે તરુ પાષાણે નાશ. ૨
નોહે દ્રોણ જે ઉખેડી લાવે, તારૂં બળ અમશું નહિ ફાવે;
વળી સિંધુ ગોપદવત્ જેહ, કૂદીને લંકા બાળી તેહ. ૩

એવા નોહે અમો તે જાણ, આવ્યો ઝાલવાને નિરવાણ;
અમારી માતાને ઉપકાર, તેં કીધો ઘણો પવનકુમાર. ૪
તે સંભારી તને કપિરાજ, જાવા દેઉં છું જીવતો આજ;
માટે હોય જોજીવ્યાની આશ, તો ઉતાવળો અહીંથી નાશ.૫
એવું કહી શર માર્યો બળવંત, ઉરાડયા આકાશે હનુમંત;
તે સમે આવ્યો સુગ્રીવરાજ, લવશું યુદ્ધ કરવાને કાજ. ૬
ત્યારે બોલ્યો વચન કુશવીર, અલ્યા વનચર જાત અધીર;
અલ્યા અધરમી વાનર વામ, કર્યો ગુરુ તેં અધરમી રામ.૭
તેની પાસે મરાવ્યો વીર, ભોગવે તેની સ્ત્રી અધીર;
તમો મરકટને શું જ્ઞાન, જેવો સંગ તેવી હોય સાન. ૮
ગુરુ નિર્દય કપટી પ્રબુદ્ધ, તેનો શિષ્ય કયાંથી હોય શુદ્ધ;
એવું કહીને માર્યું એક બાણ, વાગ્યું સુગ્રીવને નિરવાણ. ૯
થયો મૂરછિત સુરજકુમાર, ધાયો જાંબુવાન તેણીવાર;
તેને જોઇ બોલ્યો કુશવીર, અલ્યા વૃદ્ધ રીંછ મતિધીર. ૧૦
તું આવ્યો શીદ મરવા કાજ, રામ અરથે આવ્યા છો વાજ;
એવું સુણી ધાયો જાંબુવાન, ગ્રહ્યા બે સુતને બળવાન. ૧૧
છૂટયા ત્યાંથી વૈદેહીકુમાર, કર્યો એકેકો પદનો પ્રહાર;
તેથી પીડા થઇ પરતક્ષ, પછે ઉઠયો ગ્રહી એક વૃક્ષ. ૧૨
તરુ મારવા આવે જેવે, કુશે શર એક નાખ્યો તેવે;
વાગ્યો મર્મ રુદેમાં ઘાય, જાંબુવાનને થઈ મૂરછાય. ૧૩
ત્યારે ધાયા નળ ને નીલ, ગુણવંત મહાબળ શીલ;
તેને જોઇ ભૂમિજાતન, હસી બોલ્યો તે મર્મ વચન. ૧૪
અલ્યા વનચર કીશ અચેત, નથી બાંધવો સાગર સેત;
આ તો શૂરવીરનું છે કામ, શીદ મરવા આવ્યા આ ઠામ.૧૫
માર્યાં બે વીરે બે નારાચ, બંન્યો વીરને કીધા અવાચ;
ત્યારે આવ્યો વાલીકુમાર, નામ અંગદ બળિયો અપાર.૧૬
ત્યારે બોલ્યો હસી લવ વીર, સુણ અંગદ તું રણધીર;
અલ્યા રાવણકેરી સભાય, પણ કરીને તેં રોપ્યો પાય. ૧૭
પણ તે નથી આણે ઠામ, આ તો શૂરતણો સંગ્રામ;

જ્યાં ત્યાં વિષ્ટિ કરે બારે વાટ, રામે રાખ્યો જાણી જેમ ભાટ.
સુગ્રીવે મરાવ્યો તુજ તાત, રામે માર્યો તે સકળ વિખ્યાત;
એ શત્રુનું કરતાં કાજ, નથી આવતી તુજને લાજ. ૧૯
એવાં સુણી ઘણાં મરમવચન, પછી કોપ્યો વાલીનો તન;
ઘણું જુદ્ધ કર્યું લવ સંગ, અંગદે રાખ્યો રણરંગ. ૨૦
લવે બાણ માર્યાં પંચાશ, વિંધ્યું અંગદનું તન તાસ;
ત્યારે ધાયા તે રશભમયંદ, તેની સાથે કર્યો ઘણો દ્વંદ. ૨૧
જાનકીનંદને તે દીશ, કર્યા મૂરછિત સરવે કીશ;
મર્મ વચન સુણાવી કર્ણ, તેનું બળ કરી લેતા હર્ણ. ૨૨
અષ્ટ જૂથપતિ એ પ્રકાર, પડયા મૂરછિત પૃથ્વીમોઝાર;
દળભંગ જોઇ તે ઠાંમ, ગ્રહી કોદંડ કોપ્યા રામ. ૨૩

વલણ

શ્રીરામ કોપ્યા કોદંડ ચઢાવી, તાણી કર્યો ટંકાર રે;
ત્યારે પરવતસહિત તે પૃથ્વી ડોલી, ઉછળ્યા સિંધુ અપાર રે.

इति श्रीरामचरित्रे मंमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके लवकुशपराक्रमवर्णनं नाम सप्तमसातितमोऽध्यायः ॥ ७७ ॥

# અધ્યાય ૭૮ મો

રાગ ધન્યાશ્રી

જ્યારે રામે કરીયો ધનુષટંકાર જી,
સુણી સીતા કરતાં ચિંતા અપાર જી;
પ્રભુનું બળ જાણે છે ભૂમિજાય જી,
જેના શરનો અતુલ મહિમાય જી. ૧

ઢાળ

અમોઘ મહિમા રામશરનો, જાણી જનકસુતાય;
ક્યમ સહન કરશે પુત્ર મારા, શિશુ કોમળ કાય. ૨
એમ મોહ પામ્યાં પુત્રશું, વાત્સલ્ય પ્રેમ સનેહ;
એવું જાણીને પછી જાનકી, પ્રભુસ્તવન કરતાં તેહ. ૩
હે નાથ નિરદે નવ થશો જોઈ, બાળકનો અપરાધ;

નહિ સહન થાયે શર તમારો, બળ અમોઘ અગાધ. ૪
છે વ્રત તમારે એકપત્ની, એક વચન એક બાણ;
તે આ સમે એક બાણનું, પણ મૂકજો નિરવાણ. ૫
પ્રભુ જાણી આત્મજ પોતાના, ઘણી દયા ધરજો મન;
જ્યમ કિરણ ભાનુ ભિન્ન નહિ, એમ તમારે એ તન. ૬
એવી સ્તુતિ સીતાએ કરી, સુણી અંતરજામી રામ;
મન વિચાર્યું જ્યમ વિઘ્ન નવ થાયે, પુત્રને આ ઠામ. ૭
પણ જુદ્ધ કરૂં કાંઇએક હું, લૌકિક લીલા જેહ;
તે સુણી વિમુખ વિભ્રમ થશે, ભક્તને નિરસંદેહ. ૮
પછી ધનુષ ઉપર શર ચઢાવી, બોલ્યા રામવચન;
અલ્યા પુત્રો મૂકો પ્રથમ શર તમો, ન્યાય વિચારી મન. ૯
એવું સુણીને લવ કુશે મૂકયાં, બાણ જુગલ તેણીવાર;
રઘુવીર પદની પાસ આવી, બાણે કર્યો નમસ્કાર. ૧૦
ઘણી સ્તુતિ તે બાણે કરી, સંતર્પીયા રઘુરાય;
પાછાં આવી પ્રવેશીયાં નિખંગમાં, એવો મંત્રનો મહિમાય.
પછી રામે બે શર મૂકયાં, ધનુષે ચઢાવી ત્યાંહે;
ભૂજાત્મજે આવતાં ઝડપી, ઝાલ્યાં છે કરમાંહે. ૧૨
વળી પંચ શર મહાક્રોધ કરી, મૂકયાં પુરુષ પુરાણ;
તે આવતાં શર છેદિયાં, મૂકી કુશે દશ બાણ. ૧૩
શ્રીરામે દીઠું બળ અધિક, બે પુત્રનું તે ઠાર;
શત બાણ મૂકયાં ક્રોધ કરીને, કુશ ઉપર તેણીવાર. ૧૪
ત્યારે કુશે કાર્મુક સહસ્ર મૂકયાં, રઘુપતિ એક લક્ષ;
દશ લક્ષ સીતાનંદને મૂકી, છેદીયાં પરતક્ષ. ૧૫
કરા વૃષ્ટિ કોટિ શરતણી, રવિમંડળ ઢાંક્યું રામ;
કર્યો બાણનો મંડપ થયું, અંધકાર તેણે ઠામ. ૧૬
ત્યારે અસંખ્ય શર મૂકયાં કુશે, દિવ્યાસ્ત્ર મંત્રે તાસ;
શરજાળ છેદીને કર્યો, ઉદ્યોત ભાનુ પ્રકાશ. ૧૭
વિષ્ણુવાહનને જોઇને, જ્યમ વિલય પામે સર્પ;
ત્રિપુરારિલોચન ઝાળથી, થાય ભસ્મ બળી કંદર્પ. ૧૮

એમ ભૂમિજાસુતને શરે, રામબાણનો થયો નાશ;
વૈમાન બેશી દેવ સરવે, જુવે છે આકાશ. ૧૯
મહા પરાક્રમ જોઇ પુત્રનું, આશ્ચર્ય પામ્યા રામ;
લવ કુશની સાથે મધુર વચને, બોલ્યા પૂરણ કામ. ૨૦
હે બાળક જોઇ બળ તમારૂં, હું પ્રસન્ન થયો ઘણું મન;
જે માગો તે હું આપું તમને, કહું સત્ય વચન. ૨૧
ત્યારે કુશ હસીને બોલિયો, તમો ભલા છો દાતાર;
દાનેશ્વરી એ ભીયા જુવો, મોટમ તણો નહિપાર. ૨૨
અરે તમો જેવા ત્રિભુવનમાં, નથી નિરદે કોય;
જે કરમ સરવે છે તમારાં, સંસાર જાણે સોય. ૨૩
કોણ કહે તમને ધર્મી સાધુ, સત્યવાદી શૂર;
તમો વાલી વાનર મારીયો, કપટ કરીને ભૂર. ૨૪
વળી સીતા સરખી સાધવી, ભાગીરથી સમ આપ;
જેનું નામ લેતાં અધમ પ્રાણી, થાય તે નિષ્પાપ. ૨૫
ચિંદ રત્ન જેવી તે સતી, પાળતી પતિવ્રત ધર્મ;
વિના અપરાધે તજી વનમાં, એવાં તમારાં કર્મ. ૨૬
તે અમ સરખા કોઇ જાણે છે, બીજા કરે નહિ વાત;
આજ સમે આવ્યો તે માટે, અમો કરૂં છું વિખ્યાત. ૨૭
પણ જે દહાડે તજી જાનકી, સત્કીર્તિ ગઈ તે સાથ;
બળ પુરુષારથને પરાક્રમ, ગયું જાણજો રઘુનાથ. ૨૮
એવા બોલ સુણી બે બાળના, જોઈ રહ્યા નીચું રામ;
જળ ભરાઈ આવ્યું નેત્રમાં, ગદ્દગદ્દ થયા તે ઠામ. ૨૯
મન એમ જાણે પુત્રને હું, દેઉં આલિંગન;
પછે કરુણા રસ લેપન કરેલાં, બોલ્યા રામ વચન. ૩૦
અરે પુત્રો તમને કોણે ભણાવ્યા, ગુરુ તમારા કોણ;
તમો કુંવર કોના ક્યમ રહ્યા, આ વનવિષે નિરવાણ. ૩૧
ત્યારે હસી બોલ્યા બે જણા, શી તમારે પડપૂછ;
સન્મુખ રહીને જુદ્ધ કરો, જો હોય મુખપર મૂછ. ૩૨
તમો ક્ષત્રી થઈ સંગ્રામ મૂકી, કરવા માંડી વાત;

કાયરતણું એ કામ છે, નહિ શૂરમાં વિખ્યાત. ૩૩
રણમાંહે બંધુ પડયા છે, તેનો શોક તજીને આજ;
હાવે તમારે અમ વિધાનું, પૂછયાતણું શું કાજ. ૩૪
તમો અયોદ્ધાના રાય કહાવો, જન્મ રવિકુળમાંહે;
લંકાપતિ રાવણ હણ્યો, દેખાડો બળ તે આંહે. ૩૫
જોઇએ તમને કેવા ભણાવ્યા, ગુરુ વશિષ્ઠ વિશ્વામિત્ર;
તે પરાક્રમ વિધાતણું કરો, પ્રગટ વીર્યવિચિત્ર. ૩૬
વાતો કરે નથી છૂટવું, પામશો નહિ તોખાર;
લાગતો હોય ભય તો જાઓ નાસી, અવધપુરમોઝાર. ૩૭
નિકર થયા ત્રિયાહીન માટે, લ્યો હાવે સંન્યાસ;
છેલ્લો આશ્રમ પાળો જઇને, કરો વનમાં વાસ. ૩૮
શૂરવીર હોય તો જુદ્ધ કરો, સન્મુખ રહીને આજ;
નિકર તમારે શસ્ત્ર બાંધ્યા, તણું શું છે કાજ. ૩૯
અમો સતીકેરા પુત્ર છું, જનમીયા આ વનમાંહે;
મુનિ વાલ્મિકે વિધા ભણાવ્યા, પાળ્યા અમને આંહે. ૪૦
એવાં વચન સુણી લવકુશતણાં, થયા વિકળ શ્રીરઘુરાય;
પછે સીતાને વિરહે કરી, રામને થઇ મૂરછાય. ૪૧

વલણ

મૂરછા આવી પૃથ્વી પડિયા, જ્યારે સંભાર્યાં સીતાય રે;
ક્ષણ માત્રમાં સાવચેત થઈ, પછે ઉઠયા શ્રીરઘુરાય રે. ૪૨

इति श्रीराम० सं० वा० ना० उत्तरकांडे आश्वमेधिके लवकुशमर्मवाक्यानि श्रुत्वा श्रीरामस्य सीताविरहात् विषादोत्पत्तिनाम अष्टसप्ततितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૯ મો

રાગ મારુ

હાવે શ્રોતાજન સાવધાન થઈ સુણો, લવકુશનું આખ્યાન;
જ્યારે મૂરછા વળી ત્યારે સાવધાન થઇને, ઉઠયા શ્રીભગવાન. ૧
ત્યારે હનુમંત વિભીષણની મૂરછા વળી, આવ્યા ઉઠીને પાસ;
કરે જોડીને બંન્યો જણ બોલ્યા, સુણીયે શ્રીઅવિનાશ. ૨

અરે મહારાજ એ ચિરંજીવી છે, તમારા પ્રતિબિંબરૂપ;
બાકી બીજાતણું બળ હોય ન એવું, નિશ્ચે રઘુકુળ ભૂપ. ૩
તમારી કટાક્ષે કાળ જ કંપે, લોકપતિ સમુદાય;
તો આશરો શો એ બાળકનો, જે તમને જીતીને જાય. ૪
પણ વાત્સલ્ય ભાવે રમાડો છો, પ્રભુ પુત્ર પોતાના જાણી;
વળી આશ્ચર્ય શું જે અંશ તમારા, બળિયા સારંગપાણુ. ૫
એવાં વચન સુણી એક વૃક્ષતળે, પ્રભુ બેઠા શીતળ છાંહે;
વિભીષણ હનુમંત પાસે બેઠા, વાત કરે માંહોમાંહે. ૬
ત્યારે દીનાનાથે દિવસ ગણ્યા, જ્યારે સીતાને તજ્યાં વન;
આજ બાર વરસ ને ત્રણ માસ પર, અધિક થયો એક દિન. ૭
ત્યારે લવ કુશને કહે છે ભાઇ જો પેલા, વૃક્ષ તળે રઘુનાથ;
શો મોટો મનસુબો કરે છે, હનુમંત વિભીષણ સાથ. ૮
ત્યારે કુશ કહે અરે આપણી માતાને, એણે બેસાડી વનમાંહે;
માટે એને આપણે કયમ બેસવા દઇયે, આવી શીતળ છાંહે. ૯
એવું કહીને કુશે એક મૂકયું, તીક્ષણ બાણ પ્રચંડ;
તે મધ્યમાંહેથી વૃક્ષ ઉડાડયું, રહ્યો તરુનો દંડ. ૧૦
ત્યારે ભડકીને ઉઠયા રઘુનંદન, સેવક બંન્યો સાથ;
અદ્દભુત કર્મ જોઇ પછે બોલ્યા, હસીને શ્રીરઘુનાથ. ૧૧
અરે ભાઇ એ નથી થતા વશ, મુજથી હાવે જાણ;
માટે કાંઈ એક જુદ્ધ કરીએ સન્મુખ રહી, સુત સાથે નિરવાણ. ૧૨
એમ કહીને આવી ઉભા, રઘુપતિ ગ્રહી કોદંડ;
લવ કુશ ઉપર માંડયાં મૂકવા, રામે બાણ પ્રચંડ. ૧૩
જે જે બાણ રઘુપતિનાં આવે તે, છેદે લવ કુશ વીર;
કેટલીકવાર એમ રમત કરી, પછે કોપ્યા શ્રીરણધીર. ૧૪
પ્રલય અગ્નિનો બાણજ મૂકયો, રઘુપતિએ તેણીવાર;
તેણે તેજબિંબની જ્વાળા પ્રગટી, શું કરશે વિશ્વસંહાર. ૧૫
હાવે ધનુષ્યથકી તે શર છૂટયો, તેનો તાપ સહ્યો નવ જાય;
અગ્નિતણા અંગારા વરસે, ઘોર શબ્દ ઘણો થાય. ૧૬
તે જોઇને લવ સાવધાન થયો, બે બાણ ચઢાવ્યાં ચાપ;

ગુરુ વાલ્મિક કેરૂં સ્મરણ કરીને, મૂકયાં સન્મુખ આપ. ૧૭
તેણે આવતું છેદ્યું રામબાણ, ઘણું ક્રોધ કરીને મન;
ત્રૈણ ભાગ તે શરના કીધા, ગાજ્યો જાનકીતન. ૧૮
હાવે આકાશમાં સુર સહિત અંગના, વિમાન બેસી એવ;
પિતા પુત્રનું જુદ્ધ જુવે છે, ઈન્દ્રાદિક સહુ દેવ. ૧૯
કો અલ્પ બુદ્ધિ આશંકા કરે, કહેશે અમોઘ રામનાં બાણ;
તે ઘણાંક છેદી નાખ્યાં લવ કુશે, એ તો કાવ્ય અપ્રમાણ. ૨૦
પણ અરે ભાઈ સુણો શ્રોતા સમજુ, ન ધરશો સંદેહ;
કરતું અકરતું અન્યથા કરતું, ઈશ્વર સમરથ એહ. ૨૧
પ્રથમે સીતાએ સ્તુતિ કરી, શ્રીરામની સુત હેત;
વળી પ્રભુને વહાલા પુત્ર છે, વાત્સલ્ય પ્રેમ સમેત. ૨૨
રામને મન સંકલ્પ એમ, રખે પુત્રનો થાય ઘાત;
તેમાટે નિજ શર વિફળ કીધાં, જાણીને જગતાત. ૨૩
વળી પિતા કરતાં પુત્રની કહી, અધિકતા જુદ્ધમાંહે;
તેનો યથાન્યાયે અરથ શ્રોતા, સુણો કહું છું ત્યાંહે. ૨૪
જ્યમ કારજકેરી અધિકતા કહ્યે, કારણ મોટું થાય;
વળી નામનો મહિમા મહત તે, નામી માંહે સમાય. ૨૫
એમ પરાક્રમ કહે પુત્રનું, વધે પિતા કેરૂં માન;
જ્યમ રશ્મિ તેજનું સ્તવન રવિમાં, પામે પર્યવસાન. ૨૬
માટે લવ કુશે રઘુવીરશું, રણ કર્યો અતિ સંગ્રામ;
લઘુ લાઘવતા કરીને તદા, ઘણી હાર મનાવ્યા રામ. ૨૭
પછે ક્રોધે કરીને કુશે માર્યું, મોહનાસ્ત્રનું બાણ;
તે તીક્ષણ વાગ્યું રામ હૃદેમાં, પડિયા પુરુષ પુરાણ. ૨૮
પૃથ્વીકંપ થયો તેણી વેળા, ડોલ્યા દશે દિગ્પાળ;
ગિરિનાં શિખર પડયાં તૂટી, ખળભળિયાં સાતે પાતાળ. ૨૯
હાવે મૂર્છિત થઇને રામ પડયા છે, પૃથ્વી ઉપર જ્યારે;
હનુમંત વિભીષણ બંન્યો મળીને, ધાયા તેણીવારે. ૩૦
ઘોર યુદ્ધ કીધું બંન્યો મળી, રાખી નહિ મરજાદ;
પણ સીતાસુતના માર થકી તે, પામ્યા ખેદવિષાદ. ૩૧

હાવે લંકાપતિને લવ બે વઢતા, કુશ ને શ્રીહનુમંત;
પાછો પગ કોઇયે નથી ધરતા, ચારે જણ બળવંત. ૩૨
ત્યારે લવે કાળાંતકનો શર માર્યો, વિભીષણને તેણીવાર;
તેથી વિશ્રવાસુતને મૂરછા થઈ, પડિયા પૃથ્વી મોઝાર. ૩૩
પછી કુશે બાણ વજ્રાસ્ત્ર મૂકીને, મારુતિ મૂરછિત કીધો;
એમ જય પામ્યા રઘુપતિને જીતી, રણમાં મહાજશ લીધો.૩૪
હાવે શ્રોતાજન સંદેહ નવ કરશો, મૂરછિત જાણી શ્રીરામ;
એ તો વિરામ પામ્યા પુત્ર પોતાના, જાણીને પૂરણ કામ.૩૫
અછેદ્ય અભેદ્ય અવિનાશી, જક્તના જીવન પ્રાણ;
તે જાણી જોઇને નેત્ર મીંચી, પડી રહ્યા છે પુરુષ પુરાણ. ૩૬
એમ સરવ તણો સંહાર કરીને, વિરામ પામ્યા વીર;
પછી આલિંગન દેઇ આનંદ પામ્યા, હરખ્યા છે રણધીર. ૩૭

વલણ

રણધીર બંન્યો રાઘવી, તે મનમાં હરખ્યા અપાર રે;
પછી બંન્યો વીર પ્રવેશ્યા તતક્ષણ, રામસેના મોઝાર રે. ૩૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके श्रीरामचंद्रमोहाविर्भावो नाम एकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

# અધ્યાય ૮૦ મો

રાગ બીલાવર

મૂરછા પામ્યા જ્યારે શ્રીરણધીર, ત્યારે પ્રવેશ્યા સૈન્યમાં બંન્યોવીર;
ચોદશ ફરી જોયું દળ માંહે, તે આવ્યા રામ રહ્યા છે જ્યાંહે.૧
માનુષી લીલા કરી રઘુવીર, નેત્ર મીંચી સુતા શ્યામ શરીર;
પરદક્ષણા કરી બંન્યો સંગ, પછી રામને ચરણે નમ્યા સાષ્ટાંગ.૨
પિતાની પદરજ વંદી તે દીશ, તે પુત્રે લેઇને ચઢાવી શીષ;
પછી ઉતાર્યાં પ્રભુના અલંકાર, મુગટ કુંડળ કંકણ ને હાર. ૩
કટી મેખળા કૌસ્તુભ વનમાળ, તે ઉતારી લવે પહેર્યાં તતકાળ;
વળી લક્ષ્મણજીનાં આભૂષણ જેહ, કુશે નિજ અંગે પહેર્યાં તેહ.૪
બંન્યો પુત્ર શોભે અનુરૂપ, જાણે લક્ષ્મણ રામ અયોધ્યાના ભૂપ;
પછી રામને રથ બેઠા બે વીર, પૂંઠે બાંધ્યા કપિ બળીયા બીર.૫

નળ નીલ સુગ્રીવ ને હનુમંત, અંગદ જાંબુવાન બળવંત;
પૂચ્છે ગ્રહ્યા ખટ કપિ કુમાર, રથ પૂંઠળ બાંધ્યા તેણીવાર. ૬
શ્યામકરણ હય લીધો સંગ, ચાલ્યા મન પામી ઉમંગ;
પછીરથહાંકી નિજ આશ્રમ જાય, પેલા કપિનાં અંગતે ભૂમિરોળાય.
તે મધ્યે બે જણ છે સાવચેત, તે એક એકને કરતા સંકેત;
ત્યારે જાંબુવાન કહે હો હનુમંત, ઉઠ આપણ જુદ્ધ કરીએ બળવંત.
થાય છે આપણા અંગમાં પ્રહાર, પીડે છે કંટક ઉપલ અપાર;
સુણી જાંબુવાનનાં એવાં વચન, ત્યારે હળવે બોલ્યા વાયુતન.૯
અરે રીંછપતિ કહું વાત વિષેક, હાવે ધીરજ રાખી રહો ક્ષણએક;
ત્રિભુવન નાથ પડયા મૂરછિત, બંધુ પુત્ર સહુ સૈન્યસહિત. ૧૦
આ એમના છે જુગલકુમાર, જાય છે મુનિઆશ્રમમોઝાર;
ત્યાં છે જાનકી નિર્મળ મન, એ મીષ આપણે થાશે દરશન.૧૧
તે જગતજનુની ટાળશે દુઃખ, છોડાવી આપણને કરશે સુખ;
એમ છાની વાત કરે માંહે મર્મ, એટલે આવ્યો મુનિ આશ્રમ.૧૨
ત્યારે રથ રાખ્યો આશ્રમની બહાર, ઉતર્યા બન્યો ભૂમિકુમાર;
હાવે જનકસુતા રહ્યાં છે જે ઠામ, બેઠાં પદ્માસન જપતાં શ્રીરામ.
એક સત્ય વ્રત મનમાં ધીર, એવે દીઠા આવતા બંન્યો વીર;
મુગટ કુંડળ જોઈ ભૂષણ સાર, જાણે આવ્યા રામલક્ષ્મણ નિરધાર
એટલે પાસે આવ્યા તન, ઓળખી પ્રસન્ન થયાં છે મન;
લાગ્યા બંન્યો જણ સાથે પાય, ઉછંગે બેસાડી પૂછે માય. ૧૫
અરે પુત્ર એ ભૂપતિ કોણ, જે લાવ્યા જુદ્ધ કરીને કેકાણ;
ત્યારે પુત્રે સકળ કથા કહી ત્યાંહે, જેવું નીપન્યું સેનામાંહે. ૧૬
શ્રી રામચંદ્રનો યજ્ઞતોખાર, આવ્યોતો આપણા વનમોઝાર;
તે બાંધ્યો અમો વિચારી બુદ્ધ, જીત્યા સકળ તેશું કરી જુદ્ધ. ૧૭
બંધુસહિત કર્યા મૂરછીત રામ, અશ્વ લેઇ આવ્યા અમો આ ઠામ;
એવી વાત સીતાયે સુણી, થયાં ચકિત દંતશું જીભ્યા હણી.૧૮
કર ઘસીને ધુણાવ્યું શિષ, અરે આ શું કરમ થયું જુગદીશ;
કંઠ રૂંધાયો શ્વાસ ન માય, ઢળી પડયાં તતક્ષણ થઇ મૂરછાય.૧૯

દોહા

હાવે જાનકીને મૂરછા થઇ, ઢળી પડયાં તેણીવાર;
શરીર અચેતન થઇ ગયું, શુદ્ધિ નહિ લગાર. ૨૦
ત્યારે સાવધાન પુત્રે કર્યાં, બેસાડયાં ગ્રહી પાણ;
જોઇ વિકળતા માતની, સુત દુઃખ પામ્યા જાણ. ૨૧
જ્યારે શુદ્ધિ આવી શરીરની, ત્યારે સંભારીયું દુઃખ આપ;
નેત્રે જળધારા વહે, કરતાં વિવિધ વિલાપ. ૨૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आ मेधिके लवकुशयोर्वचनंश्रुत्वा. सीतामूर्छनं नाम अशीततमोऽध्यायः ॥८०॥

## અધ્યાય ૮૧ મો

રાગ શોક વેરાડી

જ્યારે સીતાને મૂરછા વળીરે ત્યારે કરતાં શોક રુદન;
રુદે તાડણ કરે રે, પૃથ્વી પછાડે પોતાનું તન. ૧
અરે હો પુત્રો તમો રે, પિતાનો વધ કરી આવ્યા ક્યમ;
જ્યારે તમો અશ્વ બાંધીયો રે,મુને કહ્યો ન કેમ પહેલો મર્મ.૨
ત્યારે પાછો આપત તુરી રે, જઇને હું લાગત પ્રભુ પાય;
અપરાધ તમતણો રે, કરત ક્ષમા સરવે રઘુરાય. ૩
મેં જાણ્યું અન્ય કોઈ હશે રે, પૃથ્વીતણો રાજા બળવંત;
મેં પ્રભુને જાણ્યા નહિ રે, ભરથ શત્રુઘ્ન સાથે અનંત. ૪
કુંટુંબ કલહ કર્યો રે, વણ સમજે તમો મારા તન;
મારા પ્રાણજીવન તણાં રે, હાવે કો કરાવે મુને દરશન. ૫
હાવે જીવીને હું શું કરૂં રે, શું દેખાડું જગતમાં મુખ;
અરે હું દુર્ભાગ્યણી રે, હા હા દૈવે દીધું ઘણું દુઃખ. ૬
અરે વામ વિધિ થયો રે, ઠરી નવ બેઠી હું કોઇ દીન;
મેં જે ધાર્યું હતુ રે, તે રહ્યા મનના મનોરથ મન. ૭
મેં જાણ્યું પુત્ર લેઇને રે, જઇશું સમોતાં અવધ મોઝાર;
મારી સાસુ સુખ પામશે રે,ખોળે બેસાડીશું બંન્યો કુમાર.૮
તે આશ નિરાશ થઇ રે, પ્રાણપતિએ પાડયો વિયોગ;

હું ધીરજ કયમ ધરૂં રે, ફરી પાછો કયારે પામીશ સંજોગ. ૯
પ્રભુ વિના અપરાધથી રે, તજી મુને એકલડી વનવાસ;
છેક નિરદે થયા નાથજી રે, ફરી નવ લીધો મારો તપાસ. ૧૦
હો મુનિ તમો કયાં ગયા રે,તમો વિના થયું વિપરીત આ વન;
હાવે વહેલા આવો તાતજી રે,જઇને જગાડો પ્રાણજીવન. ૧૧
વરસ દ્વાદશ થયાં રે, ચાલે છે સ્વામીવિયોગનું દુ:ખ;
વળી એવામાં આવું થયું રે,કોને કહીયે જો કવાઈ કૂખ. ૧૨
હાવે કહેવાનું કાંઈ નથી રે,મારે માથે ઉગ્યાં છે દુ:ખનાં ઝાડ;
મુને લેઇ જાઓ પ્રભુ કને રે,હો પુત્રો માનું તમારો પાડ. ૧૩
એમ સતી વિલપે ઘણું રે, રોઈરોઇ રાતાં થયાં લોચન;
ત્યારે છાનાં રાખ્યાં લવકુશે રે, કર જોડી બોલ્યા દીન વચન.
ધીરજ રાખો માવડી રે,શાને કરો છો આવડું કલપંત;
એ તો મૂરછા વળી જશે રે, હવડાં ઉઠશે શ્રીભગવંત. ૧૫

વલણ

ઉઠશે શ્રીભગવંત હવડાં, વળી હશે મૂરછાય રે;
એ તો લૌકિક લીલા જણાવે,માટે શોક ન ધરશો માય રે.૧૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिक सीता विलापानंतरं लवकुशाभ्यां बोधकरणंनाम एकाशिशितमोऽध्यायः।।

## અધ્યાય ૮૨ મો

રાગ પરજ

હાવે શ્રોતાજન સંદેહ નવ કરશો,સુણી સીતાજીન વિલાપ;
એ તો જગતજનુની માત ઇન્દિરા, અખંડ જ્ઞાન પ્રતાપ. ૧
વળી શોક મોહ જેને નથી સ્વપને, અવિચળ આનંદરૂપ;
નિર્મળ હૃદય સદા સુખ સાગર, અવાપ્ત કામ અનુપ. ૨
શ્રીરામચંદ્રની એ ચિદ્દશક્તિ, અંતર ઇચ્છા કહાવે;
પ્રભુની પ્રભુતા જાણે જથારથ, અજ્ઞાનમાં નવ આવે. ૩
જેનો મહિમા વેદ વખાણે, ઇન્દ્ર બ્રહ્મા ત્રિપુરારિ;
તે ધરમ સ્થાપવા પ્રભુની સાથે, જનમ્યાં જનકકુમારી. ૪

મનુષ્યાકૃતિ અવતાર ધર્યો, માટે માનુષી લીલા કરતાં;
લોકવહેવારનો ભાવ જણાવે, ભૂલી નથી આચરતાં. ૫
તે માટે સાવધાન થઇ, શ્રોતા સુણજો એકે મન;
છે સીતા રામવિયોગરહિતા, જોયામાં જૂદાં તન. ૬
હાવે સીતાજીનો શોક સમાવીને, પુત્રે આપી ધીર;
પછે મધુર વચન માતાની સાથે, બોલ્યા બંન્યો વીર. ૭
હે અંબે અમો લાવ્યા છું વાનર, રમવા સારૂ આજ;
તે ઉઠો તમને દેખાડું તમો, જુઓ અમારૂં કાજ. ૮
ત્યારે જનકસુતા ઉઠીને આવ્યાં, આશ્રમ કેરી બહાર;
જુવે તો ખટ કપિ બાંધ્યા દીઠા, બળિયા જોધ અપાર. ૯
વિસ્મય પામ્યાં તે જોઇ સીતા, દીઠું અદ્ભુત કર્મ;
અતુલિત બળ એ બાળક કેરૂં, મહા પરાક્રમ પર્મ. ૧૦
પછી છોડયો સીતાયે સ્વહસ્તે કરીને, સરવે કપિનો સાથ;
તે જનકસુતાને ચરણે નમિયા,ત્યારે મસ્તક મૂકયો હાથ.૧૧
અરે વીરા તમો જાઓને વહેલા, જ્યાં છે જુગજીવન;
તે સર્વતણી તમો રક્ષા કરજો, જયમ નવ થાય વિઘન. ૧૨
પછી આજ્ઞા માગી સરવ ગયા તે, રામસેના મોઝાર;
ત્યારે પાતાળમાંથી આવ્યા મુનિ વાલ્મિક, આશ્રમ તેણીવાર.
ત્યારે સીતાએ સહુ સમાચાર કહ્યો તે, મુનિવરને વરતંત;
અરે પિતા પુત્રે કર્યું વિપરીત, આણયો સરવનો અંત. ૧૪
એવાં વચન સુણીને વાલ્મિક ચાલ્યા, ઉતાવળા તેણીવાર;
જળનું કમંડળ કરમાં લેઈ આવ્યા, રામસેના જે ઠાર. ૧૫
મુખ્ય જોદ્ધાને તે જળ છાંટયું, મંત્રીને મુનિરાય;
અમૃત દૃષ્ટિએ કરી જોયું, ઉઠી સકળ સેનાય. ૧૬
તે સાવધાન થયાં શરીર સહુનાં, ક્ષણુ નવ લાગીવાર;
શ્રીરામચંદ્રને મુનિવર મળિયા, વરત્યો જયજયકાર. ૧૭
લક્ષ્મણ ભરથ શત્રુઘ્ન આદે, અન્ય દેશના રાય;
પુત્ર પ્રધાન મળી સહુ લાગ્યા, મુનિવર કેરે પાય. ૧૮
પછી રામચંદ્રની સન્મુખ ઉભા, પોતે વાલ્મિક મુન્ય;

ગદ્દગદ્દ કંઠે કરુણા વચને, રામનું કરતા સ્તવન. ૧૯

વલણ

શ્રીરામચંદ્રની સ્તુતિ કરતા, મુનિ વાલ્મિક તેણીવાર રે;
તે સાંભળતાં સુખ ઉપજે, થાયે પાવન નર ને નાર રે. ૨૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके वाल्मिकिना रामसेना संजीवनं नाम द्वाशीतितमोऽध्यायः ॥८२॥

# અધ્યાય ૮૩ મો

છંદ ત્રોટક

જયરામ કૃપાળ દયાળ હરિ, પરમારથ વિગ્રહ દેહ ધરી;
જગકારણ આપ અહેતુ સદા, ધૃત માનુષ રૂપ ન મોહ કદા.
તરણિકુળ મંડન મૌલિ મણિ, પ્રગટયા કમળાયુધ પાળફણી;
કરકંજ ધરી શર ચાપવરં, કૃત વીશ ભુજા દશશિષ હરં. ૨
પૃથવીતળ પાવન પુણ્ય કરી, પદ તીરથરાજ સ્વછંદ ફરી;
હત દુષ્ટ નિશાચર ઘોરતમં, કૃત સ્થાપન સેત અભે નિગમં. ૩
જય શ્રીપતિ ભૂપતિ ભૂપપતિ, યજ્ઞ રૂપ ગિરાપતિ સર્વ ગતિ;
સત્ત્વ શુદ્ધ પ્રકાશક જ્ઞાનમયં, ગત ઉદ્દભવ વ્યાપક વિશ્વ અયં. ૪
અજરામર સિદ્ધ ગતિ ન લહે, નિગમાગમ પૂરણ બ્રહ્મ કહે;
ભક્તગોસુર સાહ્યક સત્યવ્રતં, ધર્મસ્થાપન એ અવતારધૃતં.
અદ્દભુત ચરિત્ર અનુપ વરં, કવિ વાગ વિલાસ ન માનસરં;
સનકાદિક શેષ મહેશ ગિરા, નભનાયક લાયક વિપ્રવરા. ૬
તપ યોગ સમાધિ સુધ્યાન ધરે, યહ જીવનમુક્તજ બ્રહ્મ પરે;
તદપિ ત્યજી ધ્યાન સુણે ચરિતં, હરતિ ત્રય તાપ ગુણા સરિતં. ૭
મન શીલ મુનિ તજી યોગક્રિયા, ભજતે સગુણાકૃતિ રૂપતયા;
મદમાન રહિત સદા વિચરે, નિત્ય મુક્ત કથામૃત પાન કરે. ૮
જય બોધ અગાધ અખંડ અજે, લય પાલન વિશ્વ સંહાર સજે;
જયતિ સતચિત આનંદઘનં, વડવાનળ દાહક દુષ્ટ વનં. ૯
અવતાર અનામય ભૂમિતલં, વિચરી મમ વાણી કરી સુફલં;
કૃત પૂરણ કામ કૃપાળ પ્રભો, પ્રણમામિ રમાપતિ રામવિભો.

દોહા

પૂરણ અંશ કરુણાયતન, કૃપાસિંધુ રણધીર;
સત ચિત આનંદ રૂપ ઘન, જયજય શ્રીરઘુવીર. ૧૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिवे वाल्मिकिना श्रीरामस्तुति करणं नाम त्रयोशितितमोऽध्यायः ॥८३॥

## અધ્યાય ૮૪ મો

રાગ ભૂપાળ

મુનિ વાલ્મિકે રે; સ્તુતિ કરી શ્રીરઘુવીર તણી;
થઈ પ્રસન્નજ રે, બોલ્યા પછે ત્રિભુવનધણી. ૧
અહો મુનિવર રે, હું તમારો સેવક સદા;
તમારે વશજ રે, જે કહો તે કરૂં સરવદા. ૨
તમો આગમ રે, વાણી બોલ્યા છો જેટલી;
ધરી જન્મજ રે, મેં લીલા કીધી તેટલી. ૩
તમો મુજને રે, જે ઉપકાર કર્યો આંહાં;
બીજે નવ થાય રે, સત્ય કહું ત્રિલોકમાંહાં. ૪
હવે માગો રે, સત્ય વચન પાળું સહી;
તમ જેવો રે, મારે હેતુ બીજો નહિ. ૫
લઇ વચનજ રે, મુનિવર આશ્રમ આવિયા;
બે પુત્રને રે, સમજાવીને તાંહાં લાવિયા. ૬
સાથે લીધો રે, જે હતો યજ્ઞતણો તુરી;
રામ પાસે રે, મુનિવર ત્યાંહાં આવ્યા ફરી. ૭
સાષ્ટાંગજ રે, લવકુશે પ્રભુચરણે કર્યાં;
થઇ પ્રસન્નજ રે, શ્રીરામે કર મુસ્તક ધર્યાં. ૮
મુનિ બોલ્યા રે, વિનય વચન વાણી કહી;
પ્રભુ પુત્રજ રે, આ તમારા જાણો સહી. ૯
મુજ આશ્રમે રે, જન્મ થયો એ સુતતણો;
છે બળીયા રે, મહિમા જેનો અતિ ઘણો. ૧૦
એવું સુણીને રે, હરખ્યા શ્રીરઘુનાથજી;

બે પુત્રને રે, ભીડયા હૃદયા સાથ જી. ૧૧
હરખ આંસુએ રે, શિર સિંચ્યાં સુતનાં સદા;
પછે પુત્રને રે, લેઇ ઉછંગ બેઠા તદા. ૧૨
સરવે હરખ્યા રે, જેજેકાર કરે તહીં;
વૃષ્ટિ પુષ્પની રે, દુંદુભી વાગ્યાં સ્વરગમહીં. ૧૩
દૂત મોકલ્યો રે, અવધમાં કહેવા વધામણી;
પુત્રની ખ્યાત રે, શુધ પામ્યા સીતાતણી. ૧૪
સુણી હરખ્યો રે, માત આદે પરિવાર જી;
વહેંચી વધામણી રે, આપ્યાં છે દાન અપાર જી. ૧૫
રથે બેસી રે, વશિષ્ઠમુનિ ત્યાંહાં આવિયા;
મળ્યા રામને રે, આશીર્વચને બોલાવીયો. ૧૬
દીઠા મુનિએ રે, બે પુત્ર રામના સંગમાં;
જયમ સતૂચિહ્ન રે, આનંદના ઉછંગમાં. ૧૭
ઉઠી લાગ્યા રે, લવ કુશ મુનિચરણે તદા;
દીધી આશિષ રે, સુખી રહેજો સુત સરવદા. ૧૮
ભરગચ્છીના રે, ડેહેરા તંબુ તાણ્યા ત્યાંહાં;
સભા કરીને રે, શ્રીરઘુવર બેઠા ત્યાંહાં. ૧૯
પછે વિનવ્યા રે, વશિષ્ટ વાલ્મિકે શ્રીરામને;
અંગીકૃત કરો રે, પ્રભુ શ્રી એ પૂરણ કામને. ૨૦
આપી આજ્ઞા રે, રઘુપતિએ નિજ ભ્રાતને;
ચાલ્યા તેડવા રે, વીર સહુ જગમાતને. ૨૧
ભરથ લક્ષ્મણ રે, શત્રુઘ્ન ને સુમંત જી;
લંકાપતિ રે, સુગ્રીવ ને હનુમંત જી. ૨૨
અન્ય બીજા રે, કપિવર ભૂપતિ અતિઘણા;
ચાલ્યા સરવે રે, અનન્ય ભક્ત રઘુવરતણા. ૨૩
મુનિ સાથે રે, આશ્રમમાં સહુ આવિયા;
ઘણા સેવક રે, સાથે સુખાસન લાવિયા. ૨૪
બંધુ સરવે રે, પાયે લાગ્યા સીતાતણે;
કરી વિનતિ રે, માન દેઇ કરુણાપણે. ૨૫

બોલ્યા ભરથજી રે, હે અંબ પધારો કૃપા કરી;
ત્યારે સીતાએ રે, દુઃખ સંભારી આંખ્ય જળે ભરી. ૨૬
પછી વાલ્મિકે રે, સાસરવાસો કર્યો ઘણું;
દીન વચને રે, સંતોષ્યું મન સીતાતણું. ૨૭
થયા ગદ્ગદ રે, સીતાની સાથે બોલ્યા મુનિ;
હે પુત્રી રે, તું નિર્મળ જેવી સુરધુનિ. ૨૮
તું છે પૂરણ રે, તુજને હું શું કહું કથી;
બાઈ તારી રે, મેં સ્વાગત કાંઈ થઇ નથી. ૨૯
તું મહાલક્ષ્મી રે, જકતજનેતા છે સતી;
તારૂં સન્માન રે, નથી થયું કાંઇ મારીવતી. ૩૦
દરભ આશન રે, ફળ જળથી પોષણ કરી;
ક્ષમા કરજે રે, હું વિપ્ર ઉપર કરુણા ધરી. ૩૧
અહીંનું સુખદુઃખ રે, મનમાં કાંઇ નવ લાવશો;
બાઇ હાવે રે, ફરી અહીં ક્યાંથી આવશો. ૩૨
એમ કહીને રે, ગદ્ગદ કંઠ થયા ઘણું;
મુનિ રોયા રે, સંભારી હેત સીતાતણું. ૩૩
ત્યારે વળતાં રે, વચન વૈદેહી ઓચર્યાં;
હો મુનિ તમો રે, મુજને વાનાં ઘણાં કર્યાં. ૩૪
તમ આશ્રમે રે, હું સુખ પામી અતિઘણું;
તેણે વિસર્યું રે, જે દુઃખ પતિ વિરહતણું. ૩૫
જ્યમ ગર્ભને રે, માતા રાખે જતને કરી;
એમ રાખી રે, તમો મુજને હું સુખે ઠરી. ૩૬
હો પિતાજી રે, તમારૂં હેત નહિ વિસરે;
નિજ માબાપ રે, તમથી આધક બીજું શું કરે. ૩૭
તમો જનકથી રે, મારે હેતુ છો અતિઘણા;
મુને પાળી રે, સાથી થયા દુઃખ વેળાતણા. ૩૮
એમ કહીને રે, મુનિને પાયે નમ્યાં ફરી;
પછી સીતાએ રે, મુનિપત્નીઓની પૂજા કરી. ૩૯
પુત્રીને જ્યમ રે, પિતા વળાવે સાસરે;

એવી સ્વાગત્ય રે, વાલ્મિકે કરી તે વાસરે. ૪૦
પછી માગી રે, મુનિવરની આજ્ઞા તદા;
સુખાસનમાં રે, બેઠાં સીતાજી સરવદા. ૪૧
ભરથ લક્ષ્મણ રે, ચામર બે પાસે કરે;
સરવ મંડળ રે, સીતાની સાથે પરવરે. ૪૨
અંજનીસુત રે, ખમા ખમા મુખ બોલતા;
વિયોગે દુઃખી રે, મગ્ન થઇ મુનિ ડોલતા. ૪૩
એમ આવિયા રે, રામ સમીપે જ્યાહરે;
રાખી શીબિકા રે, ઉતર્યાં જાનકી ત્યાહરે. ૪૪

વલણ

ઉતર્યાં જાનકી સુખાસનથી, દૂરથકી તેણીવાર રે;
પછી ચરણે ચાલી આવિયાં, જ્યાં બેઠા જુગદાધાર રે. ૪૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके लवकुशाभ्यां सीतानयनं नाम चतुराशीतितमोऽध्यायः ॥ ८४ ॥

# અધ્યાય ૮૫ મો

રાગ ધન્યાશ્રી

સીતા આવ્યાં જ્યાંહાં રઘુવીર જી,
ચરણે નમિયાં ધરી મન ધીર જી;
મુનિવર બોલ્યા મધ્ય સમાજ જી,
સુણો મમ વાણી શ્રીમહારાજ જી. ૧

ઢાળ

મહારાજ પુત્રી જનકની, મમ ધરમ કન્યા એહ;
તે કરો અંગીકૃત પ્રભુ, થઇ પ્રસન્ન નિરસંદેહ. ૨
એ આદિ મધ્ય ને અંતમાં, સર્વથા છે નિષ્પાપ;
તેના સાક્ષી છે ભૂ નભ અનળ, રવિચંદ્ર વાયુ આપ. ૩
એ પરમ સાધ્વી જાનકી, પ્રભુ બેસાડો અરધંગ;
તમો અંતરજામી સર્વની, ગતિ જાણો છો શ્રીરંગ. ૪
સહુ સભા સુણતાં વાલ્મિકે, એમ વિનવ્યા રઘુવીર;

એટલે થઇ આકાશવાણી, ગિરા મહા ગંભીર. ૫
હે રામ મુનિવર સત્ય કહે છે, પરમ સાધવી એહ;
કરો અંગીકાર કૃપા કરી, નવ ધરશો મન સંદેહ. ૬
બે પુત્ર સીતાતણા નિશ્ચે, છે તમારા અંશ;
એ ત્રેણ જણ શુદ્ધ સત્ત્વ છે, તે જાણજો અવતંશ. ૭
એવું સુણી ઉઠયા રામજી, મન પ્રસન્ન થઇ તેણીવાર;
શ્રીય આલિંગી આસન બેસાડયાં, થયો જયજયકાર. ૮
છે વામ ભાગે જાનકી, બે પુત્ર દક્ષિણ પાસ;
તે સમે થઇ વૃષ્ટિ પુષ્પ દુંદુભી, ગડગડયાં આકાશ. ૯
સહુ સભા બોલે શબ્દ જયજય, હરખનો નહિ પાર;
ઇન્દ્રાદિક આદે દેવ સરવે, આવિયા તે ઠાર. ૧૦
પછી કામદુઘાને તેડાવી, કરી સ્મરણ વાલ્મિક મુન્ય;
તે જે જોઇએ તે સરવ આપે, વસ્ત્ર તૃણ જળ અન્ન. ૧૧
ભાવતાં ભોજન સરવને, ઘૃત શર્કરા પયયુક્ત;
તે અશનથી સુખ ઉપજે, થાય સકળ દુઃખથી મુક્ત. ૧૨
એમ ત્રણ દિવસ વાલ્મિક મુનિએ, રાખ્યા જુગદાધાર;
અસંખ્ય દળ સાથે પ્રભુને, કર્યો પ્રાંહાંણાચાર. ૧૩
કવિરાજશું પછી રઘુપતિ, બોલ્યા વચન કરજોડ;
હાવે આજ્ઞા આપો અવધ જાવા, પહોંચે મનના કોડ. ૧૪
તમો પણ ચાલો તાંહાં, યજ્ઞમાં મુનિ મહારાજ;
તમ વનવિષે હોય વિપ્ર તે પણ, સાથે તેડો આજ. ૧૫
ત્યારે વિદાય કીધી કામધેનુ, વાલ્મિકે તેણીવાર;
તત્પર થયા જાવા અવધપુર, સાથે વિપ્ર અપાર. ૧૬
સાવધાન સહુ સેના થઇ, વાજીયાં બહુ વાજીંત્ર;
ચતુરંગ સેના ચળકતી, ધ્વજ કલશ ચિત્રવિચિત્ર. ૧૭
વાલ્મિક મુનિને બેસાડયા, રથમાં સહિત સહુ મુન્ય;
પછી પોતાને રથ સહિત સીતા, બેઠા જુગજીવન. ૧૮
બે પુત્ર બેઠા હસ્તી ઉપર, શોભાનો નહિ પાર;
ત્યાં છત્રચામર થાય છે, બોલે ખમા છડીદાર. ૧૯

સહુ સાથશું રઘુનાથ ચાલ્યા, સેના સાગર પૂર;
હય હણહણે ગજ ઘુમતા, સિંહનાદ કરતા શૂર. ૨૦
એમ અવધપુરીમાં આવિયા, ઉતર્યા સરજુતીર;
સહુ ભૂપની સ્વાગત કરી, સરવજ્ઞ શ્રીરઘુવીર. ૨૧
સહુ સાસુને સીતા મળ્યાં, લાગ્યાં સરવને પાય;
થયાં પ્રસન્ન જોઇ બે પુત્રને, હરખ્યાં કૌશલ્યા માય. ૨૨
ઉછંગમાં બેસાડીયા, લવ કુશ જથા રવિચંદ;
કૌશલ્યા પ્રેમે થયાં ગદ્દગદ્દ, પામ્યાં બ્રહ્માનંદ. ૨૩
સીતાને ચાંપ્યાં હ્રુદેશું, માતા ભરે લોચન;
સુખદુઃખની વાતો કરી, થઇ વેદના જે વન. ૨૪
પછી નાનાવિધનાં દાન આપ્યાં, માતાએ તેણીવાર;
એમ હળીમળી સુખીયાં થયાં, વરતીયો જયજયકાર. ૨૫

વલણ

જયજયકાર વરત્યો તદા, થયાં સફળ સહુ મન કામ રે;
પછી યજ્ઞ પૂરણ કરવાને બેઠા, દીક્ષા લેઈશ્રીરામ રે. ૨૬

इति श्रीराम० सं० वा०ना० उत्तरकांडे आश्वमेधिके वाल्मिकि वचनात् पुत्राभ्यां सह सीतामंगीकृत्य पुरप्रवेशो नाम पंचाशितितमोऽध्यायः ।८५।

---

## અધ્યાય ૮૬ મો

રાગ મારુ

બેઠા દીક્ષા લેઇને શ્રીરામ, સાથે જાનકી પૂરણ કામ;
પહેર્યાં વસ્ત્ર આભૂષણ સાર, તેની શોભાતણો નહિ પાર. ૧
ત્યાં અનેક પૃથ્વીના ભૂપ, બેઠા મુનિવર વેદ સ્વરૂપ;
બેઠા પરતક્ષ સરવે દેવ, નિજ આસન ઉપર એવ. ૨
વાજે વાજીંત્ર નાના પ્રકાર, બંદીજન બોલે જશ વિસ્તાર;
નાચે અપસરા નાના રંગ, સરવેને મન હરખ ઉમંગ. ૩
યજ્ઞ મંડપ ચાર જોજન, મધ્યે કુંડ રચ્યો છે પાવન;
આચારજ છે બ્રહ્મકુમાર, બીજા વરિયા વિપ્ર અપાર. ૪
તેમાં મુખ્ય અગસ્ત્ય ને વ્યાસ, કરાવે ક્રતુ બેસીને પાસ;

હુતાશનમાંહે કર્યો હોમ, પ્રગટી જ્વાળા છાયો ધૂમ્ર વ્યોમ. ૫
આપે આહુતિ નાના પ્રકાર, કરે ઋત્વિજ મંત્ર ઉચ્ચાર;
ઉંચા હસ્ત કરી મુનિ ડોલે, સ્વાહાકાર સ્વધા મુખ બોલે. ૬
ૐકારતણી ધૂન થાય, વષટ્કાર તે ભણતા જાય;
જે પ્રભુ યજ્ઞમૂર્તિ અખંડ, યજ્ઞભુક્તા વ્યાપક બ્રહ્માંડ. ૭
તે પ્રભુ પાળવાને ધર્મ, પોતે આચરે યજ્ઞનું કર્મ;
જક્તના ગુરુ શ્રીહરિ જાણ, જેની શ્વાસા થઈ વેદ વાણ. ૮
તે પ્રભુ સુણતાં સભા સર્વ, પૂછંતા ગુરુને તજી ગર્વ;
મારા યજ્ઞમાંહે હો મુનેશ, નવ રહે કશી ન્યૂનતા લેશ. ૯
સુણીને હસ્યા બ્રહ્મકુમાર, સુણો શ્રીપતિ જુગદાધાર;
અમો જાણું છું વેદનો ધર્મ, સરવ યજ્ઞતણું જે કર્મ. ૧૦
પૂર્વે મરુત જેવા રાજન, તેણે યજ્ઞ કર્યો પાવન;
આપ્યું સુવરણ દ્વિજને અપાર, લઈ જતાં તેને લાગ્યો ભાર. ૧૧
તેણે નાખ્યું હિમાચળમાંહે, અદ્યાપિ તે પડ્યું છે ત્યાંહે;
એવા ભૂપ ઘણા થયા પૂરવે, તેણે યજ્ઞ કર્યા વિધિ સરવે. ૧
અમો કરાવનાર ક્રતુકેરા, ઉપચાર પવિત્ર ઘણેરા;
હુત હોમીએ નાના પ્રકાર, વેદમંત્રનો કરીએ ઉચ્ચાર. ૧૩
યજ્ઞ પૂર્ણ સમે સુણો રામ, અમો જપીએ તમારૂં નામ;
હુતમંત્ર અશુદ્ધિ જાય, તેથી યજ્ઞ તે પૂરણ થાય. ૧૪
દેશ કાળ ને દ્રવ્ય અશુદ્ધિ, ટળે દોષ થાયે તેની શુદ્ધિ;
જેના નામતણો એ પ્રતાપ, તે પ્રભુ ક્રતુ કરતા આપ. ૧૫
તે માંહે ન્યૂનતા રહે કયમ, રવિ પાસે ન કિંચિત તમ;
માટે સુણીએ શ્રીમહારાજ, પ્રભુ યજ્ઞ પૂરણ થયો આજ. ૧૬
હાવે ઉઠો શ્રીરઘુરાય, સહુ વિપ્રની કરવી પૂજાય;
જે અધિકારીનું જેવું માન, તેને આપવું તેવું દાન. ૧૭
ગુરુનાં સુણી એવાં વચન, સીતાસહિત ઉઠ્યા ભગવન;
બંધુ પુત્ર મળી તેણીવાર, લાવ્યા પૂજાતણો ઉપચાર. ૧૮
સીતાસહિત પ્રથમ રઘુરાય, કરી વશિષ્ઠ મુનિની પૂજાય;
મણિ ભૂષણ વસ્ત્ર અપાર, રત્ન મુક્તાફળના હાર. ૧૯

અર્ઘ્ય આરતી ધૂપ ને દીપ, સ્તુતિ વિનય સંતોષ્યા વિપ્ર;
કીધી પૂજા શોડષ ઉપચાર, સીતારામે કર્યો નમસ્કાર. ૨૦
ત્યાર પૂંઠે મુનિ જે અગસ્ત્ય, તેની પૂજા કરી વિધિ સ્વસ્ત;
પછી સત્યવતીસુત વ્યાસ, તેને પૂજ્યા અતિ ઉલ્લાસ. ૨૧
પછી ચ્યવન ઋષિ મહાનંત, તેની પૂજા કરી ભગવંત;
શુક્રાચારજ બૃહસ્પતિ જેહ, વિશ્વામિત્ર ને વાલ્મિક તેહ. ૨૨
તે આદે સહુ મુનિનો સાથ, તેની પૂજા કરે રઘુનાથ;
જે રીતે કરી ગુરુની સેવ, તે રીતે પૂજ્યા સહુ મુનિદેવ. ૨૩
આપ્યાં બહુવિધનાં પછી દાન, તેનું કેણે ન થાયે માન;
એકેકા વિપ્રને તેણીવાર, આપ્યું હેમ લક્ષ લક્ષ ભાર. ૨૪
વસ્ત્ર વિચિત્ર નાના રંગ, અલંકાર ઓપે ઘણા અંગ;
કરાવ્યાં મિષ્ટ ભોજન પાન, સંતોષ્યા મુનિને ભગવાન. ૨૫

વલણ

ભગવાને સંતોષ્યા મુનિ ત્યાં, કરીયો બહુ સતકાર રે;
ત્યારે તેણે સમે ત્યાં અગસ્ત્ય બોલ્યા, સુણીયે જુગદાધાર રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके सीतयासहश्रीरामेणऋत्विज पूजनं नाम षडाशीतितमोऽध्यायः ॥८६॥

# અધ્યાય ૮૭ મો

રાગ સામેરી

અનીહાંરે ઘટસંભવ બોલ્યા વચન, સુણીયે શ્રીપતિ જુગજીવન;
ઘટ ભરી લાવો તીરથનું વાર, તેથી ક્ષાલણ કરવા યજ્ઞતોખાર. ૧

ઢાળ

તોખારને હાવે સ્નાન કરાવો, લાવો તીરથનું વાર;
ચતુઃષષ્ટિ દંપતી, ઘટ ગ્રહી ચાલો નિરધાર. ૨
એમ અગસ્ત્યે આજ્ઞા કરી, ત્યારે ઉઠયા શ્રીરઘુરાય;
ચોસઠ જોડાં સ્ત્રીપુરુષ તે, જળ ભરવાને જાય.
શ્રીરામ સંગે જાનકી, ઉર્મીલા લક્ષ્મણ વીર;
ભરથની સાથે માંડવી, શ્રુતકીર્તિ રિપુહરધીર. ૪

વળી કાંતિ ને પુષ્કલની આદે, રાજકુંવર સમુદાય;
લક્ષ્મીનિધિ ને કામળા, રિપુજીત અંગસેનાય. ૫
વળી સત્યવતી ને સુબાહુ, સત્કીર્તિ સુમદ નરેશ;
મનોજ્ઞયા ને વીરમણિ, મહામૂર્તિ ને લંકેશ. ૬
રાય પ્રતાપાગ્ર ને પ્રતીતિ, નીલરત્ન રમ્યા ભામ;
અશ્વાગ્ર ને કામાંગના, મનોહરા સુરથ નામ. ૭
ઇત્યાદિ રાજા રાણીઓશું, સજ્યા તન શણગાર;
કરમાંહે કુંભ કનકતણા, ગ્રહી ચાલ્યા ભરવા વાર. ૮
સરજ્યુ ગંગામાં આવિયા, સાથે ઘણા મુનિજન;
ત્યારે વેદમંત્રે કરી વશિષ્ઠે, મંત્ર્યું જળ પાવન. ૯
તે નીરના ઘટ ભરી આપ્યા, દંપતી કરમાંહે;
ચોસઠ જોડાં જળ ભરી, પછે વળ્યાં પાછાં ત્યાંહે. ૧૦
મુનિ વેદ ભણતા જાય આગળ, વાજે બહુ વાજીંત્ર;
એમ યજ્ઞમંડપ માંહે આવ્યા, શોભા ચિત્ર વિચિત્ર. ૧૧
ત્યાં અશ્વ ઉભો રાખીયો, શુભ સ્વસ્તિવાચન થાય;
ઉભા રહ્યા અગસ્ત્ય વશિષ્ઠજી, બે પાસ બે મુનિરાય. ૧૨
શ્રીરામ સીતા યજ્ઞ હયને, કરાવે છે સ્નાન;
કરમાંહે ઘટ લેઇ રેડતા, જળ સ્વયં શ્રીભગવાન. ૧૩
એમ જળ ક્ષાલન કરી વળતો, પૂજીયો કેકાણ;
મુનિ મંત્ર ભણતા જાયછે, નિર્વિઘ્ન ક્ષેમ કલ્યાણ. ૧૪
આશ્ચર્ય પામ્યા વિપ્ર સહુ, કરતા પરસ્પર વાત;
શ્રીરામ પૂરણ બ્રહ્મ છે, એ અખિલ જગના તાત. ૧૫
જેનું નામ લેતાં અધમ પ્રાણી, પાપથી મૂકાય;
સંસૃતિ દુઃખથી મુક્ત થઇ, અપવર્ગ પંથ પળાય. ૧૬
તે પાપ મુક્ત નિમિત્ત કરતા, યજ્ઞ શ્રીરઘુવીર;
એ લોક સંગ્રહ અરથ પાળે, ધરમ વ્રત રણધીર. ૧૭
પછે ખડગ મંત્રી વશિષ્ઠે, આપ્યું પ્રભુને હાથ;
બીજે કરે ગ્રહી કેશવાળી, અશ્વની રઘુનાથ. ૧૮
જ્યારે અશ્વ પૃષ્ટે સ્પર્શ કીધો, હસ્ત રવિકુળ ભૂપ;

ત્યારે તુરીતણો દેહ પડયો, તતક્ષણ થયો દિવ્યસ્વરૂપ. ૧૯
ચતુર્ભુજ ઘનશ્યામ તન, ચતુરાયુધ મંડિત વેષ;
અલંકાર મણિમય કનકના, પટ મુગટ કુંડળ દેશ. ૨૦
તે અશ્વ મટીને થયો એવો, દીવ્ય રૂપે સાર;
તત્કાળ આવ્યું વિમાન સુંદર, બેઠો તે મોઝાર. ૨૧
ગણસિદ્ધ ચારણ અપસરા, કરતા સુમંગળ ગાન;
માંહે છત્ર ચામર થાય છે, શોભા તે સ્વર્ગ સમાન. ૨૨
એવા દિવ્ય રૂપને દીઠો સરવે, પામ્યા અચરજ મન;
પછે તેની સાથે બોલિયા, શ્રીરામ મધુરુ વચન. ૨૩
કહે ભાઇ પૂર્વે કોણ તું, ક્યમ પામ્યો અશ્વની દેહ;
ક્યમ થયો હવડાં દિવ્ય રૂપે, એ મોટો સંદેહ. ૨૪
એવાં વચન સુણી રઘુવીરનાં, પછે તેણે જોડયા હાથ;
સહુ સભા સુણતાં મેઘ ગંભીર, બોલ્યો પ્રભુની સાથ. ૨૫
હે અંતરજામી સર્વગત, સદ્અસદ્ વ્યાપક વેદ;
વળી બાહ્યભીતર તણું તમને, જ્ઞાન છે નિરભેદ. ૨૬
તોય અજાણ્યા થઈ મુને પૂછો, જણાવા સહુ જન;
ત્યારે જથારથ વૃત્તાન્ત મારૂં, કહું શ્રી ભગવન. ૨૭

વલણ

ભગવાન આદે સભા સરવે, સુણતાં તે નિરધાર રે;
શ્રીરામ સનમુખ વચન બોલ્યો, દિવ્ય રૂપ તેણી વાર રે. ૨૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके अश्वस्यरामकरस्पर्शनात् देवरूप प्राप्तिर्नाम सप्ताशितितमोऽध्यायः ८७

# અધ્યાય ૮૮ મો

રાગ બીલાવર ચોપાઇ

હાવે દિવ્યરૂપ કહે સુણો રઘુરાય, હું પૂર્વે હતો બ્રાહ્મણનીકાય;
વિદ્યા થોડી ભણ્યો અલ્પમતિ, સારાસાર નવ જાણું રતિ. ૧
મન અહંકાર અનરથનું મૂળ, ચાલતો વેદ થકી પ્રતિકૂળ;
લોકમાંહે પૂજાવા કામ, દંભ કરૂં જઈ ઠામોઠામ. ૨

જાય ત્યાં કરતો મિથ્યાવાદ, શુભ કર્મે મન થાય પ્રમાદ;
ઘણા દિવસ એમ વાહ્યા લોક, મિથ્યા જન્મ ગમાવ્યો ફોક. ૩
મોટું પર્વ હતું એક દન, સરજ્યુતીર મળ્યા સહુ જન;
મોટો મેળો ભરાયો ત્યાંહે, હું પણ આવ્યો તે સ્થળ માંહે. ૪
પુલિનવિષે વન છે મહા રમ્ય, ત્યાં ઘણા મુનિવરના આશ્રમ;
ફૂલી વનસ્પતિ ભાર અઢાર, ત્રિવિધિ પવન શોભા અતિસાર. ૫
સરજ્યુગંગામાં કરીને સ્નાન, હું બેઠો જોઇ સુંદર સ્થાન;
અગ્નિહોત્રનો કુંડજ કર્યો, જાજ્વલ્યમાન અગ્નિ ત્યાં ધર્યો. ૬
યજ્ઞસમિધ મૂકી સહુ પાસ, લોકને જોવા મિથ્યા ભાસ;
બેઠો ધરી ત્યાં દંભનું રૂપ, આવી નમે છે મોટા ભૂપ. ૭
યજ્ઞ કરમ નવ કરતો લેશ, લેઇ બેઠો સહુ મિથ્યા વેષ;
ત્યારે તેણે સમે તે યાત્રામાંહે, મુનિ દુરવાસા આવ્યા ત્યાંહે. ૮
કો દ્વિજ તપ હોમજ કરે, કો યોગ ધ્યાન પૂજા આચરે;
વળી કો વેદાધ્યયન કરતા વિપ્ર, કો હરિકથા સુણાવે ક્ષિપ્ર. ૯
તે સહુને જોતા મુનિ દુરવાસ, વળતા આવ્યા મારી પાસ;
ચિત્રકારી જોઇ મારૂં તન, ક્રોધ ચઢયો મુનિવરને મન. ૧૦
અલ્યા દંભ કરી બેઠો છે તુંય, જોજે શિક્ષા કરૂં છું હુંય;
મૂરખ તુજને દેઉં શાપ, તું પશુયોનિ ભોગવજે આપ. ૧૧
એવાં વચન સુણી હું કંપ્યો કાય, ઉઠી લાગ્યો મુનિવરને પાય;
પ્રસન્ન કર્યા સ્તવને મુનિજન, મુજઅનુગ્રહ કરીએ સ્વામીન. ૧૨
ત્યારે દુરવાસાને આવી દયા, પછે બોલ્યા કરી મુજ ઉપર મયા;
અલ્યા તારો અનુગ્રહ કરૂં છું હુંય, શામકરણ હય થાજે તુંય. ૧૩
પછે થોડા દિવસમાં શ્રીભગવાન, ધરશે જન્મ અવધ સ્વસ્થાન;
રઘુકુળમાં દશરથ ભૂપાળ, થશે પ્રગટ ત્યાં દીન દયાળ. ૧૪
તે રામચંદ્ર કરશે અશ્વયાગ, ત્યારે તુંને વરશે મહાભાગ;
પૂર્ણાહુતિ સમે યજ્ઞને અંત, તુજ પૃષ્ઠે કર ધરશે ભગવંત. ૧૫
શ્રીરામ હસ્તના સ્પર્શે કરી, તતક્ષણ તું જાઇશ ઉદ્ધરી;
એવું કહી ગયા અત્રીતંન, અશ્વ થયો હું જાુગજીવન. ૧૬
તે મુનિવચન થકી મહારાજ, મુજને કરુણા કીધી આજ;

હું પતિતના છોડયા બંધ, પામ્યો મહાસુખ મુક્તિસંબંધ. ૧૭
એમ કહી પ્રભુને કર્યો નમસ્કાર, પછી ચાલ્યો શાશ્વતપદ મોઝાર;
દેવનાં દુંદભી વાગ્યાં ત્યાંહે, ગયો અશ્વ અપવર્ગજ માંહે. ૧૮
આશ્ચર્ય પામી સરવ સભાય, ત્યારે મુનિવરને પૂછે રઘુરાય;
અશ્વ હોમ્યાવિણ મુનિમહારાજ, પૂરણ યજ્ઞ કયમ થાશેઆજ.૧૯
પછી વશિષ્ઠ કુંભજ બંન્યો મુન્ય, રામની સાથે બોલ્યા વચન;
આ અશ્વના અંગનું થયું કર્પુર,તેનો હોમ કરો તમો સુર. ૨૦
દેવને પણ એ પ્રિય છે ઘણું, એથી કામ ચાલશે આપણું;
એવું સુણી શ્રીજુગદાર, કરપુર હોમ્યું કુંડ મોઝાર. ૨૧
અંગ અંગના મંત્રજ ભણી, પૂર્ણાહુતિ કરી યજ્ઞજ તણી;
પ્રત્યક્ષ બેઠા સર્વે દેવ, યજ્ઞભાગ સહુ પામ્યા એવ. ૨૨
દેવઋષિ પિતૃ તેણીવાર, તૃપ્તિ થયા સહુ યજ્ઞમોઝાર;
એમ સીતાસહિત પોતે રઘુવીર, યજ્ઞ પૂરણ કર્યો રણધીર. ૨૩

વલણ

રણધીર શ્રીરઘુવીર પોતે, કર્યો પૂરણ યજ્ઞ મહારાજ રે;
પછી વશિષ્ઠ ગુરુની આજ્ઞાયે, ચાલ્યા અવભૃથ કરવા કાજ રે.૨૪

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे अश्वपूर्वजन्मकथनानंतरंयज्ञपूर्णाहुतिकरणं नाम अष्टाशीतितमोऽध्यायः ॥८८॥

# અધ્યાય ૮૯ મો

રાગ ધવળ ધનાશ્રી

હાવે ગુરુની આજ્ઞા શિષ ચઢાવી, સીતા સહિત ભગવાન જી;
યજ્ઞને અંતે ઉઠીને ચાલ્યા, કરવા અવભૃથ સ્નાન જી. ૧
સાથે સકળ દેશના રાજા, રાણીઓશું તેણીવાર જી;
સરવે મુનિવર પત્નીઓ સાથે, તન શોભતા શણગાર જી. ૨
નાના પ્રકારનાં વાજીંત્ર વાજે, ગાંધર્વ અપસરા ગાય જી;
એવી શોભાએ શ્રીઅવધબિહારી, અવભૃથ કરવા જાય જી. ૩
હવે સરજુગંગામાં પ્રવેશ્યા પોતે, સીતાસહિત રઘુરાય જી;
અન્ય સકળ જન પૂંઠે પ્રવેશ્યા, સ્ત્રી પુરુષ સમુદાય જી. ૪

હરદ્દી કુમકુમ કેસર ચંદન, અત્તર કસ્તુરી બરાસ જી;
તે એકએકને નરનારી લેપન કરે, મરદેસુગંધી સુવાસ જી. ૫
સ્ત્રીપુરુષ સહુ લજ્જા મૂકી, છાંટે સુગંધી અનંત જી;
રંગમાં અંગ ભીંજી ગયાં સહુનાં, જાણે શું રમતાવસંત જી. ૬
સરવ સુગંધી મરદ્દી રહ્યા પછી, છાંટવા માંડયું તોય જી;
લાજ મૂકીને છાંટે પરસ્પર, અદ્દભુત ઉચ્છવ હોય જી. ૭
શ્રી પુરુષોત્તમ પૂર્ણાનંદ પોતે, રમે રમાડે એમ જી;
અનેક અબળા છાંટે પરસ્પર, અદભુત ઉચ્છવ હોય જી. ૮
કુમકુમ કેસર મંદિત ત્રિયાનાં, મુખ દિસે જળમાંહે જી;
જાણે કનકનાં કમળજફૂલ્યાં, એવી શોભા થઇ ત્યાંહે જી. ૯
દંતની પંક્તિ કમળ કેશ માનું, નેત્ર મધુકર રૂપ જી;
છૂટા કેશ સેવાળ સરીખા, કંઠ તે નાળ અનુપ જી. ૧૦
એમ અદ્દભુતરૂપે સહુ ગજગમની, જળ ક્રીડા તે કરતી જી;
એક એકનો કર ઝાલી જુવતી, મંગળ ગાતી ફરતી જી. ૧૧
દેશદેશના લોકજ સરવે, આવ્યા તે ઉચ્છવ જોવા જી;
ત્રિવિધતાપ સંસારજનિત દુઃખ, કલેશ શોક સહુ ખોવા જી.૧૨
પોતે પરસ્પર જળ ઉછાળે, જાનકી ને રઘુરાય જી;
જ્યમ ભક્તિ જ્ઞાન બે રૂપ ધરીને, આનંદ જળમાં નહાય જી.૧૩
વળી છાંટે સ્ત્રીપુરુષ અતિ ઘણું, એક એક ઉપર વાર જી;
તે અખંડ ધારા ચાલે ચોદિશ, જળ જંત્રે નિરધાર જી. ૧૪
તૂટયા હાર અંગદ કટિ મેખળા, છૂટા સહુના કેશ જી;
ભીંજ્યાં વસ્ત્ર તનુ લપટાયાં, શોભે અદ્દભુત વેષ જી. ૧૫
જ્યમ કામદેવ રતિ સાથે શોભે, અનેક રૂપે સાર જી;
જાણે શૃંગારરસના સાગરમાંહે, એમ ઝીલે નર ને નાર જી. ૧૬
તે લીલા જોઈશિવ બ્રહ્મા મોહ્યા, સુરપતિ આદે દેવ જી;
તે નરનારીનાં ભાગ્ય વખાણે, મગ્ન થઇ મન એવ જી. ૧૭
એમ અવભૃથનો ઉચ્છવ કરી વળતાં,સરવ નીકળ્યાં બહાર જી;
ત્યારે સુમંત શકટ ઘણાં ભરી લાવ્યો, તે સમે પટ અલંકાર જી.
પ્રથમ મુનિ સહુને પહેરાવ્યાં, સહિત પત્નીઓ ત્યાંહે જી;

પછી સીતારામે નૌતમ પટ ભૂષણુ, પહેરીયાં તનમાંહે જી. ૧૯
અન્ય રાય રાણીને આપ્યા, મન ગમતા શણુગાર જી;
વિવિધ રંગનાં વસ્ત્રજ પહેર્યાં, નરનારીએ સાર જી. ૨૦
પૂર્વતણાં જે પટ આભૂષણુ, યાચકને સહુ આપ્યાં જી;
રંક દરિદ્રી ન્યાલ થયા ને, દુખડાં તેનાં કાપ્યાં જી. ૨૧
હાવે કનક રથે રઘુવીર વિરાજ્યા, સીતાશું તેણીવાર જી;
જ્યમ ઉદયાચળ પર દિનમણિ એવા, દશરથરાજકુમાર જી.
મુનિવર સરવે રથમાં બેઠા, નિજ પત્ની છે સાથ જી;
નિજ નિજ વાહન સહિત રાણીઓ, બેઠા સહુ નરનાથ જી. ૨૩
વાજીંત્ર વાજે નાનાવિધનાં, આગળ ગાંધર્વ ગાય જી;
ખમા ખમા છડીદારજ બોલે, ચામર વિંજન થાય જી. ૨૪
એમ અવભૃથ કરીને અવધબિહારી, આવે અવધપુરમાંહે જી
અનેક દેશના ભૂપ સંગાથે, નિજ કુટુંબ મુનિ ત્યાંહે જી. ૨૫
હાવે પુરનાં નરનારી સહુ હરખ્યાં, આવતા જોઈ રઘુનાથ જી;
કરે આરતી વધાવે મુક્તા, પુષ્પ અંજલી સાથ જી. ૨૬
પુરનારી સહુ લેતી ઓવારણાં, આશિષ દેતી અપાર જી;
એમ સરવને મહાસુખ આપતા, રઘુપતિ આવ્યા રાજદ્વાર જી. ૨૭

વલણ

રાજદ્વારમાં આવ્યા પોતે, અવભૃથ કરી શ્રીરામ રે;
એમ અશ્વમેધ કીધો પૂરણુ, સફળ થયાં મન કામ રે. ૨૮

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे आश्वमेधिके श्रीरामअवभृथस्नानं कृत्वा पुरप्रवेशो नाम नवाशितितमोऽध्यायः ८९

## અધ્યાય ૯૦ મો

રાગ ધન્યાશ્રી

યજ્ઞ પૂરણુ કરી આવ્યા રામ જી, અખિલ વિશ્વના પૂરણુ કામ જી;
સરવ ભૂપતિ કપિ મુનિજન જી, તેને કરાવ્યાં રુચિ ભોજન જી. ૧

ઢાળ

ભોજન નાના ભાતનાં, સહુને કરાવ્યાં તાંહે;

પછી વસ્ત્રાભૂષણ આપીને, સંતોષીયા મન માંહે. ૨
ગજ અશ્વ રથ ને કનક ભૂમિ, વસ્ત્ર ગૌ મણિ ગ્રામ;
શ્રીરામે આપ્યાં દાન બહુ, વિપ્રને તેણે ઠામ. ૩
નટ ભાટ ગાયક બંદી ચારણ, અપસરા ગુણીજન;
તેને વિવિધ કેરાં દાન આપી, કર્યાં તૃપ્તિ મન. ૪
પછી માન દેઇને વળાવ્યા સહુ, ભૂપતિ મુનિરાય;
વખાણતા એ યજ્ઞને, નિજ દેશમાં સહુ જાય. ૫
સ્તુતિ કરી નમિયા દેવ સહુ, કરી આજ્ઞા પૂરણકામ;
મહોત્સવ યજ્ઞ વખાણતા તે, ગયા નિજ નિજ ધામ.. ૬
રાજધાની શ્રીરઘુવીરની તે, શોભા નવ કહેવાય;
એ વૈભવ જોઇને માન મૂકે, લોકપતિ સમુદાય. ૭
એ પ્રકારે સરજુ ગંગાત્રટ, ફરી ફરી તે ઠાર;
ત્રણ અશ્વમેધ જગન કર્યાં, સીતા સહિત શ્રીરામ. ૮
વળી તે વિના કેટલાક કરિયા, અન્ય યાગ પવિત્ર;
ત્રિલોકમાંહે વખાણતા જન, રામરાજ ચરિત્ર. ૯
લવકુશતણો વિહિવા કર્યો, વિધિયુક્તથી શ્રીરામ;
કર્યો મહા મહોત્સવ લગ્નનો, પરણાવિયા શુભ ઠામ. ૧૦
અતિ રૂપ ગુણ લાવણ્ય કન્યા, કુળવધૂ પતિ ધર્મ;
પરિવાર પુત્રે પન્હોતા, ઉદાર કીર્તિ કર્મ. ૧૧
એમ અષ્ટ પુત્રવધૂ સાહત, શોભીયે જ્યમ રતિકામ;
માત પિતાની આજ્ઞા પાળે, કુળ ક્રિયા અભિરામ. ૧૨
એ પ્રકારે રઘુનાથજીએ, કર્યાં ચરિત્ર અપાર;
કોટિક સરસ્વતી શેષથી, કહેતાં ન આવે પાર. ૧૩
પછી મંત્રી બંધુને મતે મળી, કર્યો રામે વિચાર;
ગુરુ માત આજ્ઞા થકી સોંપ્યો; પુત્રને આધિકાર. ૧૪
એમ સુમુહૂરત જોઇ પુત્ર સહુને, વહેંચી આપ્યા દેશ;
તે અષ્ટ ભાગ સમાન સંપત્તિ, આપી શ્રીપરમેશ. ૧૫
જે ચાર બંધુતણા કહીયે, અષ્ટ પુત્ર રતન;
તેની વહેંચણ વિસ્તારી કહું, તે સુણો શ્રોતાજન. ૧૬

શ્રીરામના બે પુત્ર લવ કુશ, શ્યામસુંદર વેશ;
કુશને તે કોશલ દેશ આપ્યો, લવને ઉત્તર દેશ. ૧૭
હાવે લક્ષ્મણજીના પુત્ર અંગદ, ચિત્રકેતુ નામ;
બે દેશ આપ્યા તેહને, શ્રીરામ પૂરણ કામ. ૧૮
ગજાશ્વવ નગરીતણું આપ્યું, અંગદને તે રાજ;
ધન રત્ન દેશ સોહામણા, ચિત્રકેતુને મહારાજ. ૧૯
હાવે ભરથકેરો પુત્ર પ્રથમે, નામ પુષ્કલ જેહ;
તેને પુષ્કરાવતી નગરી કેરૂં, રાજ્ય આપ્યું તેહ. ૨૦
વળી પુત્ર બીજો તક્ષ નામ, મહા બળિયો સાર;
તક્ષશિલાક દેશ નામે, આપ્યો તે નિરધાર. ૨૧
હાવે શત્રુઘન સુત સુબાહુ, શ્રુતસેન નામે એશ;
શ્રુતસેનને વિદિશા નગર, સુબાહુને મથુરાં દેશ. ૨૨
એમ અષ્ટ પુત્રને અષ્ટ નગરી, દેશ સુભગ વિશાળ;
તે તણું આપ્યું રાજ તેને, કર્યા છે ભૂપાળ. ૨૩
તેને રાજનીતિ ધર્મ કુળનો, શિખવ્યો રઘુનાથ;
વળી ડાહ્યા મંત્રી સોંપીયા, સુત શિષ મૂક્યો હાથ. ૨૪
નવીન છત્ર સિંહાસન ચામર, દળ ચતુરંગ સંગ;
સહુ દેશમાંહે મોકલ્યા, વધૂસહિત સુત શ્રીરંગ. ૨૫
રઘુનાથજીએ રાજ આપ્યું, દેશ સુતને જેહ;
શ્રીભાગવતમાંનવમ સ્કંધે, વ્યાસ વાણી એહ. ૨૬

વલણ

એ વાણી વ્યાસતણી જથારથ, શ્રીભાગવત નવમ સ્કંધ રે;
તે સંક્ષેપે કરી રામકથામાં, મેળવ્યો એહ સંબંધ રે. ૨૭

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामचंद्रेण पुत्राणां राज्याभिषेको नाम नवतितमोऽध्यायः ॥ ९० ॥**

# અધ્યાય ૯૧ મો

રાગ ધન્યાશ્રી

**સુતને આપ્યા સરવે દેશ જી, પછે નિવર્ત પામ્યા પોતે પરમેશ જી;**
**એક સમે પોતે પૂરણ કામજી, રંગ ભોવનમાં બેઠા રામ જી. ૧**

ઢાળ

રંગ ભોવનમાં રામ બેઠા, સુંદર સેજ્યાસન;
જનકતનયા સાધવી, સેવતાં નિરમળ મન. ૨
તે સમે શ્રીરઘુવીર બોલ્યા, સુણો સતી એક વાત;
અવતાર કારણ આપણું, પૂરણ થયું સાક્ષાત. ૩
સહુ દુષ્ટનો સંહાર કરિયો, ઉતાર્યો ભૂભાર;
હાવે અવધવાસી આપણાં, તેને આપવો ઉદ્ધાર. ૪
સ્વધામ જાવું આપણે, હાવે નથી બીજું કામ;
માટે તમો પ્રથમે ગુપ્ત થાઓ, પૃથ્વીમાં અભિરામ. ૫
એમ સીતાને સમજાવીયાં, જે મનતણો અનુસાર;
ત્યારે પૂછે કેટલા દિન, વહી ગયા નિરધાર. ૬
એક સમે બેઠા સભામાં, સમરથ શ્રીરઘુરાય;
ત્યારે રંગભોવન માંહે છે, ત્યાં એકલાં સીતાય. ૭
તે સમે કૈકે આવીયાં, સીતાતણે ભોવન;
સાસુ જાણી થયાં ઉભાં, આપીયું આસન. ૮
બહુ પેરની સ્વાગત કરી, પછે સીતા બેઠાં પાસ;
ત્યારે કૈકેયે ત્યાં વાત પૂછી, આણી મન ઉલ્લાસ. ૯
અરે જાનકી તમો રહ્યાં લંકા, વીતિયા બહુ દિન;
તે રાવણ કેરૂં રૂપ કેવું, હતું પ્રૌઢું તન. ૧૦
ત્યારે વૈદેહી કહે સાંભળો, કહું માત સાચી વાણ;
દૃષ્ટિ કરી મેં નથી જોયું, રૂપ એનું જાણ. ૧૧
પણ એક દિન બેઠી હતી હું, અશોક વાડીમાંહે;
ત્યારે રાવણ આવી રહ્યો ઉભો, મારી સન્મુખ ત્યાંહે. ૧૨
ત્યારે ધ્યાનમાંથી નેત્ર મારાં, ઉઘડયાં નિરવાણ;
એના ચરણનો અંગુષ્ટ મારી, દૃષ્ટે પડિયો જાણ. ૧૩
ત્યારે કૈકે કહે તે હતો કેવો, પુષ્ટ પ્રૌઢ અપાર;
મુને ચિત્ર કાઢી દેખાડો, અંગુષ્ટનો આકાર. ૧૪
તવ સીતાએ આલેખીયો, અંગુષ્ટ લખીયો ભીંત;
કૈકઇ તણા મનનું કપટ, નવ જાણીયું વિપરીત. ૧૫

કૈકેઈએ કરમાં કલમ ગ્રહીને, લખ્યો નિશિચર ભૂપ;
અંગુષ્ટના અનુમાનથી, ચિતર્યું રાવણ રૂપ. ૧૬
ઉઠીને આવી બારણે, બકવાદ કરતી ઘોર;
દશવીશ નારી મેળવીને, કરવા માંડયો શોર. ૧૭
બાઈ જુવોને આચરણ એ, સીતાતણાં નિરધાર;
મંદિરમાં રાવણતણી, મૂર્તિ કરી છે સાર. ૧૮
કટાક્ષ વચન ઘણાં કહ્યાં, હાંસી કરી તેણીવાર;
તે સાંભળતાં જાનકી, ઉઠીને આવ્યાં બહાર. ૧૯
અરે બાઇ તમારો આવડો શો, મુજ ઉપર છે રોષ;
તમો કૃત્ય નિજ હાથે કરી, વળી ઘો છો મુને દોષ. ૨૦
એવું કહી પછી જાનકી, ગદગદ થયાં તેણીવાર;
પૃથ્વી કેરી સ્તુતિ કરતાં, નેત્રે જળની ધાર. ૨૧
હે ક્ષમા ઉરવી ભૂમિ, ભૂ મહી મેદની મહાભાગ;
વસુંધરા ધરણીધરા તું, આપ મુજને માગ. ૨૨
હે અવની અચળા વસુમતિ, ક્ષોણી ક્ષિતિ અભિરામ;
ગો અનંતા વિશ્વંભરા, ગતિ કરો મુજ ઠામ. ૨૩
હે માત એ દુરવચનથી મુને, થાય બહુ પરિતાપ;
તુજ ઉદરમાંહે ગુપ્ત કરીને, ટાળીયે સંતાપ. ૨૪
એવું કહેતામાંહે ધરા ફાટી, થયો શબ્દ અપાર;
ધરી રૂપ પૃથ્વી નીકળ્યાં, મહા તેજનો અંબાર. ૨૫
કરમાં સિંહાસન કનકનું, ગ્રહી રહ્યાં ઉભાં ત્યાંહે;
માંહે સીતાને પધરાવીયાં, થયાં ગુપ્ત પૃથ્વીમાંહે. ૨૬
તે ભોમ્ય પાછી મળી ગઇ, ક્ષણુએ ન લાગી વાર;
સહુ સ્ત્રીઓ આદે રાણીઓ, કરતી તે હાહાકાર. ૨૭
સહુ નગ્રમાંહે વાત ચાલી, રુદન કરતા લોક;
કલ્પાંત કરતાં કૌશલ્યાજી, વરતિયો મહાશોક. ૨૮

વલણ

મહાશોક વરત્યો તે સમે, સહુ અવધપુરમાં ત્યાંહ રે;

એ પ્રકારે શ્રીજાનકીજી, સમાયાં પૃથ્વી માંહ્ય રે. ૨૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे कैकेयी वच-
नात् सीताया पृथ्वी प्रवेशो नाम एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

# અધ્યાય ૯૨ મો

રાગ મારુ

પૃથ્વીમાંહે સમાયાં સીતા, સરવે નગર થયું ભયભીતા;
સાક્ષાત જે લક્ષ્મીરૂપ, જેની કીર્તિ અમલ અનુપ. ૧
ભરથ લક્ષ્મણ શત્રુઘન, કરે રાણીઓ સરવે રુદન;
નિસ્તેજ થયો રાણીવાસ, બેઠા રામ થઇને ઉદાસ. ૨
પુત્રવધૂ આદિ પરિવાર, તેના શોકતણો નહિપાર;
એમ વહી ગયા કેટલા દિન, સહુનાં વ્યગ્ર થયાં છે મન. ૩
એક સમે લક્ષ્મણ ને રામ, બેઠા નિજ મંદિર અભિરામ;
એટલે આવ્યો તહાં એક દૂત, વિપ્ર વેશ ધરી અદ્ભુત. ૪
કર્યો રઘુપતિને નમસ્કાર, કરજોડી બોલ્યો તેણીવાર;
કૃપાનાથ કહેવું છે કામ, માટે બેસીએ એકાંત ઠામ. ૫
ત્રીજું કોઇ ન આવે પાસ, ત્યારે બોલ્યા શ્રીઅવિનાશ;
ભાઈ લક્ષ્મણ બારણે બેસો, હું સુણીને આવું સંદેશો. ૬
અમો બંન્યો જણ કરૂં વાત, ત્રીજો આવે નહિ સુણ ભ્રાત;
જો કદાપિ આવશે કોય, તેને મારીશ નિશ્ચે સોય. ૭
લક્ષ્મણજીને બેસાડયા દ્વાર, ગયા ઘરમાંહે જગદાધાર;
પેલો દૂત બોલ્યો જોડી હાથ, મુને બ્રહ્માએ મોકલ્યો નાથ.૮
ધર્મરાજ તે મારૂં નામ, આજ્ઞાવર્તી તમારો રામ;
વિધિયે કહ્યું છે નિરધાર, હાવે ઉતર્યો પૃથ્વીનો ભાર. ૯
થયો સ્થાપન વેદનો ધર્મ, ચાલે વરણાશ્રમનાં કર્મ;
થયાં સરવે પૂરણ કામ, પ્રભુ હાવે પધારો ધામ. ૧૦
દશ સહસ્ર વરસનું જાણ, ત્રેતાયુગમાં આયુષ્ય પ્રમાણ;
થયાં સહસ્ર ત્રયોદશ વર્ષ, ઘણી લીલા કરી ઉત્કર્ષ. ૧૧
કહેવા જોગ નથી હું દાસ, તમો સ્વતંત્ર છો શ્રીનિવાસ;

તમો બાંધી છે આમન્યાય, પ્રભુ માટે કરૂં સૂચનાય. ૧૨
એવું કહાવ્યું છે મારી સાથ, ઘટે તેમ કરો હે નાથ;
ત્યારે બોલ્યા શ્રીભગવાન, તે વિચાર છે મારે મન. ૧૩
એમ કરતા વાત વિષેક, એવે કૌતક પ્રગટયું એક;
ઋષિ દુરવાસા તેણીવાર, રુદ્ર અંશ ને ક્રોધી અપાર. ૧૪
આવ્યા બારણે તે મુનિરાય, ઉઠી લક્ષ્મણ લાગ્યા પાય;
મુનિ બોલ્યા તેણે ઠામ, અરે લક્ષ્મણ ક્યાં છે રામ. ૧૫
સુમિત્રી કહે બેસો મહારાજ, હવડાં આવે છે કરીને કાજ;
એવું વચન સુણી અવરોધ, મુનિ બોલ્યા કરીને ક્રોધ. ૧૬
અલ્યા નથી ઓળખતો મુજને, હવડાં શિક્ષા કરૂં છું તુજને;
મારૂં નામ ક્રોધી નિરધાર, ઉતાર્યો ઇન્દ્રનો અહંકાર. ૧૭
ત્રલોકની લક્ષ્મી જેહ, ક્ષણમાં નાશ પમાડી તેહ;
મારૂં વચન તે અગ્નિ જ્વાળ, બાળી ભસ્મ કરૂં તતકાળ. ૧૮
વિચાર્યું સુણી લક્ષ્મણે આપ, જાણ્યું દેશે મુજને શાપ;
ભય પામી સુમિત્રી ત્યાંહે, ગયા ઉતાવળા ઘરમાંહે. ૧૯
ધર્મ પામ્યા તે અંતરધ્યાન, ઉઠી આવ્યા શ્રીભગવાન;
લક્ષ્મણે કહ્યું નામી શિષ, આવ્યા છે દુરવાસા મુનીશ. ૨૦
સુણી સત્વર આવ્યા રામ, મુનિને કર્યા દંડપ્રણામ;
કર જોડી ઉભા સન્મુખ, મુનિ પામ્યા ઘણું મન સુખ. ૨૧
નખશિખ પ્રભુને નરખ્યા, રામ રૂપ જોઈ ઋષિ હરખ્યા;
પછી સ્તુતિ કરતા દુરવાસ, જય કોટી બ્રહ્માંડ નિવાસ. ૨૨
જય ખલ વન્ન દહન કૃશાનું, જય સંતસરોરૂહભાનુ;
જય બ્રહ્મણ્ય દેવ દયાળ, જય ભક્તતણા પ્રતિપાળ. ૨૩
સચ્ચિદાનંદ પૂરણ બ્રહ્મ, નિરુપાધિક ને નૈષ્કર્મ;
જય અંતરજામી અકામ, જય વિશ્વના આત્મારામ. ૨૪
જગવ્યાપક જગદાધાર, નમું રામને વારંવાર;
ઘણી સ્તુતિ કરી મુનિધીર, ત્યારે પ્રસન્ન થયા રઘુવીર. ૨૫
માગો માગો મુનિવર આજ, જે ઇચ્છા હોય તે કરૂં કાજ;
મુનિ કહે કાંઇ અપેક્ષા નથી, સત્ય રાઘવ કહું સરવથી. ૨૬

થયું પાવન પ્રભુ દરશન, તેણે શીતળ પામ્યું મન;
કહ્યાં લક્ષ્મણને કુવચન, તે ક્ષમા કરજો સ્વામીન. ૨૭
ક્ષુધા પ્રગટી છે મુજ તન, મારે કરવું છે ભોજન;
સુણીને હસ્યા રઘુપતિ એહ, સર્પ સિંહ ને બ્રાહ્મણ જેહ. ૨૮
ક્ષુધાતુર હોયે જેણીવાર, ત્યારે તે કરે ક્રોધ અપાર;
એવું કહીને શ્રીરઘુનાથ, પછે મુનિવરનો ગ્રહ્યો હાથ. ૨૯
ઘરમાં તેડી લાવ્યા ભગવંન, બહુ પ્રકારે કરાવ્યું ભોજન;
થયા તૃપ્ત પૂરણકામ, સ્તુતિ કરીને ગયા નિજ ઠામ. ૩૦
ત્યાર પૂંઠળ શ્રીરઘુરાય, બેઠા મેળવી સર્વ સભાય;
હાવે લક્ષ્મણજી તેણીવાર, કરતા મનમાંહે વિચાર. ૩૧
પ્રભુએ પણ કરીયું જેહ, મેં આજ્ઞા લોપી તેહ;
શે કારણ હવે રાખું તન, જાય રામનું સત્ય વચન. ૩૨
પ્રભુ તો નહિ બોલે એહ, મુજ ઉપર છે ઘણો સ્નેહ;
પણ મારે પાળવું સત્ય, જે બોલ્યા છે શ્રીરઘુપત્ય. ૩૩
એવો ધર્મ વિચારી ધીર, સભામાં આવ્યા લક્ષ્મણ વીર;
રામને નમ્યા જોડી બે હાથ, ઉભા સન્મુખ પન્નગનાથ. ૩૪
બોલ્યા સુણતાં સરવ સભાય, સુણો સત્ય સિંધુ રઘુરાય;
દૂત સાથે કરવાને વાત, તમો પણ કરીયું સાક્ષાત. ૩૫
જે કો આવે મંદિર માંહે, તેને તતક્ષણ હણવો ત્યાંહે;
તે આજ્ઞા કરી મેં ભંગ, માટે હણવો મને શ્રીરંગ. ૩૬
દુરવાસાનો મહા ભય પામી, આવ્યો ઘરમાં હું સારંગપાણિ;
કર્યું વચન તમારૂં ખંડ, અપરાધીને દેવો દંડ. ૩૭

વલણ

દંડ દેવો નિશ્ચે મુજને, પાળું સત્ય વચન રે;
લક્ષ્મણજી એવું બોલ્યા જ્યારે, ત્યારે વિસ્મે થયા સહુ જન રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे ब्रह्माज्ञया धर्मेणागत्य श्रीरामप्रार्थनं नाम द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥

# અધ્યાય ૯૩ મો

રાગ આશાવરી

લક્ષ્મણજીનાં વચન સુણી, પામી વિસ્મય સરવ સભાય;
પછે સ્નેહસહિત મધુર વચને કરી, બોલ્યા શ્રીરઘુરાય. ૧
અરે ભાઇ શું બોલે એવું, વિપરીત વ્યંગ વચન;
પ્રાણ થકી મુજને તું વલ્લભ, જીવન તન મન ધન. ૨
અમો પ્રતિજ્ઞા કરી તે ખરી, પણ કારણ કહું એક ત્યાંહે;
અમો વાત કરી રહ્યા ત્યાર પછી, તમો આવ્યા મંદિર માંહે.
વળી દુરવાસાએ ક્રોધ કર્યો, જાણ્યું શાપ દેશે નિરવાણ;
તે માટે તું આવ્યો મંદિરમાં, કરવા મુજને જાણ. ૪
માટે દોષ નથી કાંઈ એમાં તારો, સાંભળ સાચું વીર;
એવું કહીને થયા પ્રભુ ગદ્‌ગદ્, ચાલ્યાં નેત્રમાં નીર. ૫
ત્યારે લક્ષ્મણજી કહે શાને કાજે, મોહ ધરો મહારાજ;
એ માયા સરવે દૂર કરીને, શિક્ષા કરો મુને આજ. ૬
સત્યવાદીને સ્નેહ ન ધરવો, માત પિતા સુત વીર;
રાજ સંપત્તિ દેહ જાય પણ, ધરમ રાખવો ધીર. ૭
જુઓ આપણા વંશમાં હરિશ્ચંદ્ર રાયે, વેઠયું દુઃખ અપાર;
નીચ કર્મ કરીને પણ રાખ્યું, સત્ય પોતાનું સાર. ૮
વળી પિતા આપણાને તમો વહાલા, તન મન પ્રાણજીવન;
તે સત્ય વચન પાળવા માટે, મોકલ્યા દારૂણ વન. ૯
વળી ફરશુરામે જમદગ્નિનું, વચન કર્યું પરમાણ;
મસ્તક છેદ્યાં માત ભ્રાતનાં, રાખ્યો ધર્મ સુજાણ. ૧૦
માટે સત્ય વચન તમારૂં પાળો, બોલ્યા શ્રીમુખ જેહ;
મુજ માટે પ્રભુ ધર્મ ન મૂકો, આણી અંતર સ્નેહ. ૧૧
એવાં વચન સુણી શ્રીરામચંદ્રને, દુઃખ ઘણું પ્રગટયું મન;
ધરમસંકટમાં પડીયા પોતે, નીચું રહ્યા જોઈ મુન્ય; ૧૨
એવે સમે ત્યાં આવ્યા વશિષ્ઠજી, જાણ્યું સહુ વૃત્તાંત;
ત્યારે મસ્તક ધુણાવીને મુનિવર, બેઠા પોતાને સ્થાન. ૧૩

પછી શ્રીરઘુવીરની સાથે વળતા, બોલ્યા બ્રહ્મકુમાર;
એ ભાવી પદારથ ભૂલે નહિ, કંઇ હોયે જે હોનાર. ૧૪
ત્યારે કર જોડીને રઘુપતિ કહે છે, સાંભળો મુનિ મહારાજ;
હું ધરમસંકટમાં પડયો છું, માટે સુઝ બતાવો આજ. ૧૫
ત્યારે વશિષ્ઠ વાત વિચારી બોલ્યા, સુણીએ શ્રીરઘુરાય;
ઉપાય એક બતાવું તમને, ધર્મશાસ્ત્રનો ન્યાય. ૧૬
જે વધવાલાયક પુરુષ હોય તેને, કરવો દેશ ત્યાગ;
તેમાં ધર્મ અહિંસાને વળી રહેશે, સત્ય વચન મહાભાગ. ૧૭
એવું ધર્મ વચન ગુરુજી બોલ્યા, પૂરવ તું બે પાસ;
તે સાંભળીને શ્રીરામ રહ્યા, નવ બોલ્યા વચન પ્રકાશ. ૧૮
એટલે સ્વર્ગનિવાસી ઈંદ્ર જે, અમર તણો રાજન;
તે ગજારૂઢ થઇ આવ્યો કરવા, રઘુપતિનાં દરશન. ૧૯
શ્રી રામચંદ્રને ચરણે લાગ્યો, સ્તુતિ કરી બહુ જાણ;
ત્યારે સુરપતિ સાથે વશિષ્ઠ મુનિવર, તતક્ષણ બોલ્યા વાણ. ૨૦
અરે ઇન્દ્ર તમો લક્ષ્મણજીને, તેડી જાઓ નિજ ઘેર;
સ્વાગતસેવા બહુવિધિ કરજો, રાખજો રૂડીપેર. ૨૧
પછે ગુરુઆજ્ઞાયે લક્ષ્મણ ચાલ્યા, સહુને કર્યો નમસ્કાર;
ઇન્દ્રનીસાથે ઐરાવત બેસી, ગયા સ્વર્ગમોઝાર. ૨૨
મઘવાપતિના મંદિર માંહે, રહ્યા સુમિત્રી ત્યાંહે;
દેવ સકળ મળી સેવા કરતા, સત્વર આજ્ઞામાંહે. ૨૩
હાવે લક્ષ્મણ જાતાં રઘુપતિને, ઘણો શોક થયો છે મન;
લાવણ્યતા ગુણ સ્નેહ સંભારીને, કરતા રામ રુદન. ૨૪
ભર્થ શત્રુઘ્ન આદે સહુના, નેત્રમાં ચાલે નીર;
પછે વશિષ્ઠ ગુરુએ છાના રાખ્યા, સમજાવ્યા દેઇ ધીર. ૨૫
હાવે અવધપુરમાં સરવે જાણ્યું, લક્ષ્મણજીનો ત્યાગ;
નરનારી સહુ રુદન કરે છે, લાગ્યો મોટો દાગ. ૨૬
રાણીવાસમાં રાણીઓ રોતી, પુત્રવધૂ પરિવાર;
કૌશલ્યા આદિ માતાઓને, શોક તણો નહિ પાર. ૨૭
પછે ગુરુ વશિષ્ઠે આવી સહુને, સમજાવ્યા તે દિન;

સજ્જનકેરો શોક સમાવ્યો, કહીને જ્ઞાન વચન. ૨૮

વલણ

જ્ઞાન ઉપદેશે કરીને સહુને, સમજાવ્યા મુનિરાય રે;
એમ દિવસ કેટલા હી ગયા, શું કરતા હવા રઘુરાય રે. ૨૯

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे वसिष्ठाज्ञया लक्ष्मणत्यागो नाम त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો

રાગ સોરઠ

હાવે એક સમે રઘુનાથજી આવ્યા, કૌશલ્યાને દ્વાર;
માત પાસે આવી બેઠા, કરતા વાત વિચાર. ૧
ત્યારે કૌશલ્યાજી બોલિયાં, સુણો રામ કહું એક વાત;
હાવે નથી ગમતું મુજને, આ ઘરવિષે સાક્ષાત. ૨
જે જાનકી કુળવધૂ મારી, લક્ષ્મણ સરખો પુત્ર;
તે મુને મૂકીને ગયાં, લાગે ઉદાસી ઘરસૂત્ર. ૩
સૌ લોક કહે છે તે ખરૂં, મેં જાણીયું નિરવાણ;
સંસારમાં સુખ જેટલું, દુઃખ તેટલું પરમાણ. ૪
હે રામ હાવે શું કરૂં, અકળાય મારૂં મન;
નથી જંપ વળતો જીવને, ભાવે નહિ જળ અન્ન. ૫
હજુ પ્રાણ મારો જાય નહિ, શું રહ્યો જોવા દુઃખ;
હાવે ધીરજ શી વાતે ધરૂં, શું રહ્યું ઘરમાં સુખ. ૬
એવું કહીને રોવા લાગ્યાં, માત જેણી વાર;
ત્યારે ઘણી આશ્વાસના કરીને, બોલ્યા જુગદાધાર. ૭
હે માત દુઃખ શાને ધરો, એ અશાશ્વત સંસાર;
સહુ રણસંબંધે મળે આવી, પુત્ર ને પરિવાર. ૮
જ્યમ વૃક્ષ ઉપર પક્ષી બેસે, નિશાએ નિરવાણ;
તે પ્રભાતે સહુ ઉડી જાયે, જ્યહાં ત્યહાં પરમાણ. ૯
વળી નાવમાં આવી મળે, એકઠાં બેસે ત્યાંહે;
તે પાર ઉતરીને પળાયે, પૃથક્ મારગ માંહે. ૧૦

મહા પર્વમાં તીરથવિષે, ટોળે મળે સૌ જન;
તે પંચ રાત્રી પછી કોઇનું, થાય નહિ દરશન. ૧૧
એ પ્રકારે આ જગતમાં છે, ગૃહસ્થનો વહેવાર;
સહુ પૂરવ સંચે મળે આવી, સહોદર નરનાર. ૧૨
જેની અવધ પૂરી થઇ તેણે, ક્ષણ નવ રહેવાય;
તેની સાથે કોઇએ જવાય નહિ, માનજો સાચું માય. ૧૩
આ દેહ જૂઠી સર્વથા, દેહ તણા જૂઠા ભોગ;
એ સ્વપન જેવું જાણજો, સુખદુઃખ યોગ વિયોગ. ૧૪
વ્યતિરેક આત્મા એ થકી, તે સદા છે સુખરૂપ;
પ્રપંચમાં પડતો નથી, ચૈતન્ય સાક્ષી અનુપ. ૧૫
ત્યારે કૌશલ્યા કહે રઘુપતિ, હું પ્રશ્ન પૂછું એક;
આ દેહ આત્મા એક છે કે, દેહ થકી વ્યતિરેક. ૧૬
સુખદુઃખ થાયે દેહને, કે જીવને કહો રામ;
મરણ પામે દેહ ત્યારે, જીવ રહે કોણ ઠામ. ૧૭
સંબંધ આત્મા દેહતણો, જ્યારે નથી રઘુરાય;
ત્યારે દુઃખથી કયમ શોક પામે, સુખે કયમ હરખાય. ૧૮
શીત ઉષ્ણ ને ક્ષીણ વૃદ્ધિ, ક્ષુધા તૃષા પુણ્ય પાપ;
તે માની લે છે જીવ એ, કયમ તપે છે પરિતાપ. ૧૯
તે માટે દેહ આત્મા તણો, મને કહો જથારથ ભેદ;
જે થકી શાંતિ થાય મુજ મન, ઉપજે નિર્વેદ. ૨૦

વલણ

નિર્વેદથી અજ્ઞાન જાયે, થાયે શાંતિ મન રે;
એવાં વચન માતનાં સાંભળી,પછે બોલ્યા શ્રીભગવન રે.૨૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामप्रति कौशल्या प्रश्नकरणं नाम चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

## અધ્યાય ૯૫ મો

રાગ ધન્યાશ્રી

રઘુપતિ બોલ્યા સુણીયે માત જી, પ્રશ્નનો ઉત્તર કહું સાક્ષાત જી;
આદિ પુરુષ જે પ્રથમ એક જી, તે થકી પ્રગટયા જીવ અનેક જી.૧

ઢાળ

અનેક જીવ ઉદે થયા, તેનો કહું વિસ્તાર;
જ્યમ સુરજનું પ્રતિબિંબ જળમાં, સ્થૂળ સૂક્ષ્મ સાર. ૨
એમ આદિ પુરુષે ઇક્ષિણા કરી, માયા ઉપર જ્યાંહે;
વિકાર પામી પ્રકૃતિ, મહત્તત્ત્વ પ્રગટયું ત્યાંહે. ૩
મહત્તત્ત્વથી અહંકાર ત્રિગુણી, સત્ત્વ રજ તમ જાણ;
તે ત્રણે ગુણથી વિશ્વ સરવે, ઉપન્યું નિરવાણ. ૪
ભત પંચે તમોગુણના, પૃથ્વી જળ આકાશ;
તેજ વાયુ પંચ મળીને, થયો દેહ પ્રકાશ. ૫
હાવે રજોગુણથી ઇન્દ્રિયો દશ, ઉપની નિરવાણ;
મનબુદ્ધિ ચિત્ત અહંકાર આશય, સતો ગુણથી જાણ. ૬
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, એ વિષય માત્રા પંચ;
ચોવીશ તત્ત્વ મળી બંધાયો, દેહ જડ પરપંચ. ૭
પછે ચતુરદશ દેવતા મૂકયા, ઇન્દ્રિયોને સ્થાન;
પણ દેહ ચૈતન નવ થયો, રહ્યો અચેતન જડવાન. ૮
પંચાશએકુન વાયુ મૂકયા, તોએ ન ઉઠયું સ્વરાટ;
પછે પ્રવેશ્યા ભગવાન તેમાં, થયો ચૈતન ઘાટ. ૯
પ્રતિબિંબ તેમાં બ્રહ્મનું, જે જીવ ચૈતન અંશ;
તેણે કરી ચૈતન થયો, આ દેહ જડ અવતંશ. ૧૦
જ્યમ કોટી ઘટ જળના ભર્યાં, તેમાં સૂરજ ભાસે એક;
એમ એક બ્રહ્મની ચૈતન્ય શક્તિ, થયા જીવ અનેક. ૧૧
એમ અનાદિ કાળની બાંધી, કળા એવી જાણ;
તેણે કરીને થાય છે, આ વિશ્વ ચારે ખાણ. ૧૨
અજર અમર એ જીવ છે, ચૈતન્ય રૂપ અખંડ;
નથી નાશ થાતો કદાપિ, પડતાં અશાશ્વત ખંડ. ૧૩
તે જીવ નખશિખ રહ્યો વ્યાપી, દેહમાંહે અરૂપ;
એ દેહતણા અધ્યાસથી, પોતે થયો તદરૂપ. ૧૪
તે જડ ચૈતનની ગ્રંથીએ કરી, થયો ઉદે અહંકાર;
ત્યારે અહંકર્તા માન્યું જીવે, દેહ તણો વહેવાર. ૧૫

અહંકૃતિરૂપી મને, વશ કરીયો સદા લયલીન;
દશ ઇન્દ્રિયોના વિષે દેખાડી, કર્યો છે મહાદીન. ૧૬
તે વિષય માટે કર્મ બહુવિધ, કરાવે છે મન;
એ કુસંગે કરી મુક્ત આત્મા, પામીયો બંધન. ૧૭
ચિત્ત વિષય માંહે મળી ગયું, વિષય ચિત્તમાં તદ્રૂપ;
જ્યમ લોહ ચુંબકને ગ્રહે, એમ પરસ્પર અનુરૂપ. ૧૮
શીત ઉષ્ણ ને ક્ષીણ વૃદ્ધિ, દેહ તણો જે ધર્મ;
અધ્યાસથી એ માની લે છે, પીડા પામે પર્મ. ૧૯
ક્ષુધા પિપાસા પ્રાણ મનનો, ધર્મ હર્ષને શોક;
તે માની લે છે જીવ પોતે, બંધ ને વળી મોક્ષ. ૨૦
એ પ્રકારે આ જગત સરવે, પડ્યું માયા માંહે;
તે માટે દેહનો ધર્મ સરવે, માની લે છે તાંહે. ૨૧
આ દેહ કેરો ભોગ જ્યારે, પૂરણ થાયે માત;
ત્યારે જીવ મૂકી નીકળે, જડ દેહ પડે સાક્ષાત. ૨૨
નવ તત્ત્વનું વાસના લિંગ, તે જીવ સાથે જાય;
કરમ સંચિત હોય જેવાં, દેહ તેવો થાય. ૨૩
તે નવીન દેહ પામી કરી, ભોગવે સંચિત કર્મ;
જે વરણમાંહે અવતરે, આચરે તેવો ધર્મ. ૨૪
એમ જન્મમરણ પ્રવાહ કેરો, ન આવે વળી પાર;
અજ્ઞાનથી ઘણું આથડે, ભૂલ્યો સ્વરૂપ વિચાર. ૨૫
જ્યમ રાજપુત્ર ભૂલો પડે, મળ્યો ભિખારીનો સંગ;
તેની સંગે ભિક્ષા માગતો, ભૂલી ગયો કુળ રંગ. ૨૬
એમ જીવ ઇશ્વર અંશ છે, ચૈતન્યઘન સાક્ષાત;
તે વિષય સંગે દીન થઈ, દુઃખ પામતો બહુ ભાત. ૨૭
એ જીવ કેરો જીવ છે, જે પરમાત્મા અવિનાશ;
તે અંતરજામી સાક્ષીવત, રહે સદા એની પાસ. ૨૮
જે બ્રહ્મ પૂરણ પ્રકાશક છે, નિત્ય મુક્ત સંબંધ;
તેને જાણતો નથી જીવ એ, થયો મૂરખ વિષય અંધ. ૨૯

વલણ

વિષય અંધ નથી જાણતો, જે પાસે રહ્યો પરિબ્રહ્મ રે;
એવાં વચન સુણી રઘુવીરનાં, પછી માતા પૂછે મર્મ રે. ૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण कौशल्याबोधो नाम पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥

# અધ્યાય ૯૬ મો

રાગ બિહાગ

પૂછે કૌશલ્યાજી તેણીવાર, સુણો રામ કહું નિરધાર;
જીવને થયો માયાસંબંધ, વિષય વાસનાએ પામ્યો બંધ.
તે મુક્ત થયાનો ઉપાય, મુજને કહો શ્રીરઘુરાય;
જીવ ટળે જન્મ ને મરણ, જાયઅજ્ઞાનનું આવરણ. ૨
માતાનાં સુણી વચન ગંભીર, બોલ્યા સમરથ શ્રીરઘુવીર;
જીવને છૂટવાનો ઉપાય, સાવધાન થઇ સુણો માય. ૩
સત્સંગ કરે નિરધાર, તેથી સમજે સરવ વિચાર;
સત્સંગ છે સરવનું મૂળ, જ્ઞાન ભક્તિ વૈરાગ્યનું કુળ. ૪
સંત લક્ષણ પૂરણ જેહ, કહું વિસ્તારીને તેહ;
સ્થૂળ સૂક્ષમ પાવન તન, ગુણ સાગર ગર્વ ન મન. ૫
રાગ દ્વેષ ને મમતા માન, જેને શત્રુ મિત્ર સમાન;
નિસ્પૃહી નહિ તૃષ્ણા રોષ, સ્તુતિ નિંદા રહિત નિર્દોષ. ૬
જેને અખંડ જ્ઞાન પ્રકાશ, જાણે મુજને સર્વાવાસ;
કીડી કુંજર બ્રહ્મા ભૂપ, જાણે સરવે મારાં રૂપ. ૭
ટળ્યો જક્તતણો આભાસ, હું મારૂં એ બંન્યો થયાં નાશ;
વૈરાગેથી કર્યો દ્દઢ જોગ, કાગવિષ્ઠા જેવો જાણે ભોગ. ૮
કર્યું વાસના મૂળ છેદન, વિષયથી મોહ ન પામે મન;
માયા કૃત્ય પ્રપંચ પ્રમાણે, સમ લોષ્ઠા કાંચન જાણે. ૯
કરે એકાંત ભક્તિ મારી, જેનું ચિત્ત સદા અવિકારી;
દુઃખ સુખ હરખને શોક, જાણે સમાન સરવે લોક. ૧૦
જ્ઞાની સમદમ સાધનવંત, શબ્દ બ્રહ્મનો જાણે અંત;

પરબ્રહ્મ પરાયણ સંત, તેને કહીએ મોટો મહંત. ૧૧
કરુણારસ ભરિયાં નેત્ર, પર ઉપકૃતિનું ક્ષેત્ર;
દયાવંત ઉદાર પ્રમુખ, આપે શરણાગતને સુખ. ૧૨
આત્મલોભે કરી સંતુષ્ટ, બ્રહ્મઆનંદ રસમાં પુષ્ટ;
એવાં લક્ષણ હોયે જેને, મારો વૈષ્ણવ કહીએ તેને. ૧૩
વિષય સંગથી મુકતની જુક્ત, તે માટે કહીયે જીવન્મુક્ત;
એવા મંતશું લાગે રંગ, તેનું નામ કહીએ સત્સંગ. ૧૪
તેને શરણે જાયે જે જન, કરે સેવા તેની શુદ્ધ મન;
વિષયી પામર હોયે જંત, તેને સમજાવે દયાવંત. ૧૫
મારાં જન્મ ને કર્મ ચરિત્ર, પ્રથમે તે સુણાવે પવિત્ર;
મારા ગુણ ગાયે ઘણું પ્રીત્યે, મારાં નામસ્મરણ કરે નિત્યે. ૧૬
મારી મૂર્તિતણી કરે સેવ, વળી ચંદન અરચા એવ;
થાય અનન્યપણે મુજ દાસ, ચિત્તમાં નહિ અન્ય ઉપાસ. ૧૭
હું સદા જીવ સંગી વખાણે, એવું માની સખા મુને જાણે;
દેહ ઇન્દ્રિયો પ્રાણ ને મન, સુત દારા ધામ ને ધન. ૧૮
કરે મુજને સમર્પણ સર્વ, મુને સેવે સદા ગત ગર્વ;
એ છે નવધા ભક્તિ પ્રકાર, આચરે અનુક્રમથી સાર. ૧૯
ગુરુ શાસ્ત્ર તણો વિશ્વાસ, નિશ્ચે માની કરે અભ્યાસ;
મુને અંતરજામી જાણે, મારી મૂરતિ ધ્યાનમાં આણે. ૨૦
પામે વિશ્વ થકી વૈરાગ, કરે સકળ કુસંગનો ત્યાગ;
મન જીતે તજી સંકલ્પ, શમ લક્ષણ પામે સ્વલ્પ. ૨૧
નિર્વિષય ઇન્દ્રિયો કરે જેહ, દમ સાધન કહીયે તેહ;
મન ઇન્દ્રિયો વૃત્તિ વિરામે, ઉપરામ તદા ચિત્ત પામે. ૨૨
સહે સુખદુઃખ દ્વંદ્વ સંબંધ, બુદ્ધિ આસ્તિક શ્રદ્ધા બંધ;
સારાસાર વિવેકનું જ્ઞાન, આવે ત્યારે થાય સમાધાન. ૨૩
ષડ સાધન સંપત્તિવંત, થયો ત્યારે મુમુક્ષુ એ જંત;
જ્ઞાન પામવાનો અધિકારી, થયો જીવ તદા અવિકારી. ૨૪
ત્યારે બ્રહ્મનું રૂપ ચૈતન, થયો જાણવાજોગ એ જન;
જાય સદ્‌ગુરુકેરે શર્ણ, કરે સેવા તે શુભ આચર્ણ. ૨૫

ગુરુ આપે તે જ્ઞાન અખંડ, જાણે આત્મા એ પિંડ બ્રહ્માંડ;
ધન અંજન વિધાવન, આડરહિત દેખે જ્યમ ધન. ૨૬
એમ વિશ્વ ન ભાસે તેને, ગુરુ જ્ઞાનજ આપે જેને;
જ્યમ ઘર માંહે વસ્તુ હોય, અંધારે નવ દેખે કોય. ૨૭
જુએ દીપક પ્રકટી જ્યારે, આવે કરમાં તતક્ષણ ત્યારે;
એમ અંતરમાં અવિનાશ, કહ્યો ચૈતન સાક્ષી પ્રકાશ. ૨૮
ગુરુ જ્ઞાન કરાવે તેનું, મોટું ભાયગ હોયે જેનું;
જ્યાં જુએ ત્યાં મુજને દેખે, હું વિના બીજું અન્ય ન પેખે. ૨૯
જાણે વ્યાપક જ્યમ આકાશ, ટળે દેહ ઇન્દ્રિનો અધ્યાસ;
જીવન્મુક્ત થાયે તે જન, કો કાળે નવ પામે પતન. ૩૦
એવું સમજીને હે માત, મુને આત્મા જાણો સાક્ષાત;
પુત્ર ભાવની બુદ્ધિ ટાળો, મુને અંતર માંહી નિહાળો. ૩૧
હું છું વ્યાપક અંતરજામી, ગુણાતીત ને ગુણનો સ્વામી;
સૃષ્ટિ ઉદય પોષણ સંહરતા, હું કરૂં પણ રહું છું અકરતા. ૩૨
હું છું કારણરૂપ અનાદિ, કો નથી, જાણતું મુજ આદિ;
હું ધરૂં જન્મ સ્થાપન ધર્મ, કરી કર્મને રહું છું અકર્મ. ૩૩
એવો જાણી મને હે માય, ત્યજો પુત્ર તણો અભિપ્રાય;
મનમાંથી કરો ગૃહત્યાગ, આણો વિશ્વ ઉપર વૈરાગ. ૩૪

વલણ

વૈરાગ પામો વિશ્વથી, જાણો મિથ્યા જગદાભાસ રે;
એક આત્મા વ્યાપક જુઓ સઘળે, જે પૂરણ અખંડ પ્રકાશ રે.

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांड श्रीरामेण कौशल्यांबोधो नाम षड्नवतितमोऽध्यायः ॥ ९६ ॥

## અધ્યાય ૯૭ મો

રાગ ધન્યાશ્રી

કહ્યું રઘુપતિએ જે નિર્મળ જ્ઞાનજી, કૌશલ્યાએ તે ધરિયું કાન જી;
વળતાં પૂછે વિચારી માયજી, કહો મુને નિશ્ચે શ્રીરઘુરાય જી. ૧

ઢાળ

રઘુનાથ મુજને કહો નિશ્ચે, આત્માકેરૂં રૂપ;
તે જાણવાની કળા કેવી, થાય લક્ષ અનુપ. ૨

વળી ચિત્ત ચંચળ ઠરે નહિ, સંકલ્પ કરતું એહ;
આધાર અવલંબન વિના, ક્ષણમાત્ર રહે નહિ તેહ. ૩
ત્યારે રામ વળતું બોલિયા, હે અંબ કહું નિરવાણ;
એકે મને સુણજો તમો, મહા ધીરજ રાખી પ્રાણ. ૪
મારા સ્વરૂપનું ધ્યાન ધરતાં, અચંચળ ચિત્ત હોય;
તે ધ્યાન ધરવા તણી રીતિ, કહું તમને સોય. ૫
પવિત્ર સમ ભૂમિવિષે, એકાંત સ્થળની માંહે;
પદ્મ આસન કરીને, બેસવું નિશ્ચે તાંહે. ૬
બાહ્ય ઇન્દ્રિય શબ્દ આદે, વિષય કહીએ જેહ;
તે સમેટી અંતરવિષે, લાવીએ વૃત્તિ તેહ. ૭
પછે મન નિઃસંકલ્પથી, પ્રાણાયામ કરવો તાંહે;
પ્રણવ મંત્ર થકી તદા, રોકવું અંતર માંહે. ૮
અપાન ઉંચો ચઢાવીને, અંતર લેવો પ્રાણ;
સમાન બંન્યો મેળવીને, સ્થિર રાખવા નિરવાણ. ૯
સ્થિર થાય જ્યારે પ્રાણ ત્યારે, મન નિશ્ચળ હોય;
વૃત્તિ ન જાયે બારણે, અંતર સમાધિ સોય. ૧૦
મન પવનવૃત્તિ તણો જ્યારે, રોધ પામે ત્યાંહે;
ત્યારે સિંહાસન સોનાતણું, કલ્પવું અંતર માંહે. ૧૧
તેની ઉપર અષ્ટ દળ, કોમળ કમળ આસન;
ત્યાંહાં મૂર્તિ મારી ચતુર્ભુજ, શુભ શ્યામ સુંદર તન. ૧૨
ચાર આયુધ મુગટ કુંડળ, કડાં કંકણ હાર;
કટીમેખળા મુદ્રિકા અંગદ, ચરણ નેપુર સાર. ૧૩
શ્રીવત્સ કૌસ્તુભ ભૃગુ લાંછન, પુષ્પ તુળસી માળ;
સુગંધ મૃગમદ અરગજા ને, તિલક કેશર ભાલ. ૧૪
મુખ હાસ્ય કરુણામૃત દ્રવિત, નાસિકા તીક્ષણ જાણ;
ચારુચિબુક ઉદર ગ્રીવા ત્રિવલી, અધર અરુણ પ્રમાણ. ૧૫
બહુ રંગ શોભે અંગ અંબર, પીતાંબર પરિધાન;
આકરણ નેત્ર વિશાળ ભ્રૂધનુ, ભુજ પ્રલંબ આજાન. ૧૬
ઉદાર ઉદર ત્રિરેખ શોભે, વિશાળ હૃદય સુરંગ;

ગંભીર નાભી કટી સૂક્ષ્મ, કોમળ જાનું જંઘ. ૧૭
પદ કમળ નખ છબી ચંદ્રમા, કોટી તીરથનું ધામ;
અકુંશ ધ્વજ આદે અષ્ટાદશ, ચિન્હ પૂરણ કામ. ૧૮
કોટી કામ સ્વરૂપ, કોટી સુરજ તેજ પ્રકાશ;
વિધુતકોટી ચપળતા, શીત કોટી ચંદ્ર વિલાસ. ૧૯
નખશિખ અંગો અંગને, અવિલોકવું એક મન;
વૃત્તિ સ્વરૂપાકાર થાયે, સ્મૃતિ રહે નહિ તન. ૨૦
એ પ્રકારે અભ્યાસ કરતાં, મનતણો જય થાય;
પછે અંતરજામી બ્રહ્મ નિર્ગુણ, લક્ષથી ઓળખાય. ૨૧
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ એ, જીવવૃત્તિ જાણ;
ત્રિ અવસ્થામાં બ્રહ્મ અન્વય, સાક્ષીવત નિરવાણ. ૨૨
તુરીય જેની ભૂમિકા, પણ રહ્યો તુરીયાતીત;
દેહ ઇન્દ્રિ મનનો પ્રવર્તક, વળી પ્રકાશ ગુણ રહિત. ૨૩
મન ઇન્દ્રિયોની વૃત્તિ જ્યારે, લીન થાયે જ્યાંહે;
ત્યાંહાં જાણપણું છે જેનું, તુરીયે અવસ્થા માંહે. ૨૪
તે જ્ઞપ્તિ માત્ર સ્વરૂપ કહીએ, સુખાનંદ અનુપ;
એ માત આત્મા જાણજો, તે બ્રહ્મ ચૈતન ભૂપ. ૨૫
અધ્યાસનો અપવાદ કરતાં, શેષ રહે જે સત્ય;
વિધિ તણો વિધિ એ સદા છે, નિષેધ અવધિ અત્ય. ૨૬
એ સમજવાની સંજ્ઞા નથી, ગ્રહણ કરવા વસ્ત;
એ વિના સરવે અશાશ્વત, જે દૃષ્ટ શ્રુત સમસ્ત. ૨૭
હે માત એ આત્માવિષે, વૃત્તિ કરો લયલીન;
પામશો પરમાનંદ સુખ, જ્યમ મહા જળમાં મીન. ૨૮
અધ્યાસ દેહનો છૂટશે, દુઃખ કલેશ થાશે દૂર;
નિરવાણ પદને પામશો, જશે વાસના અંકુર. ૨૯
મમ ધામમાં રહેશો અચલ, નહિ પુનર્ભવ સંસાર;
ત્યાં ભોગ પરમાનંદ પદનો, સુખ તણો નહિ પાર. ૩૦

વલણ

નહિ પાર પરમાનંદ સુખનો, મમ ધામ મુક્ત સદન રે;

એવું જ્ઞાન કહ્યું શ્રીરઘુપતિ, તે માતાએ ધર્યું મન રે. ૩૧

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीराम कौशल्या संवादे समाधियोगो नाम सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

# અધ્યાય ૯૮ મો

રાગ ધન્યાશ્રી

માતા સમજ્યાં સરવે મર્મ જી, રામને જાણ્યા પૂરણ બ્રહ્મ જી;
અનુભવ પ્રગટ્યો ત્યાં સાક્ષાત જી, પછે પદ્માસન કરી બેઠાં માતજી.

ઢાળ

પદ્માસન કરી માત બેઠાં, ધરવા હરિનું ધ્યાન;
ઇન્દ્રિયો વૃત્તિ સમેટી, મન કર્યું સ્થિર સમાન. ૨
ઉન્મુનિ મુદ્રાએ થકી, કર્યો પ્રાણાયામ પ્રમાણ;
અધ ઉર્ધ્વવાયુ ખેંચીને, મેળવ્યા અંતર જાણ. ૩
જેવું ધ્યાન રઘુપતિએ કહ્યું, તે આચર્યું તેણીવાર;
જે કોટી કામ સ્વરૂપ મૂર્તિ, શોભાનો નહિ પાર. ૪
અલંકાર મંડિત શ્યામ સુંદર, ચતુરભુજ ભગવાન;
નખશિખ નિરખ્યું અનક્રમથી, કોટી સુરજ સમાન. ૫
તે મૂર્તિ રાખી ધ્યાનમાં, દૃઢ ચિત્ત કરીયું ત્યાંહે;
પછે પ્રાણ ઉંચો ચઢાવ્યો, તે ઉર્ધ્વ મારગ માંહે. ૬
ષટ ચક્ર ભેદી ચાલિયો તે, ગયો દશમે દ્વાર;
બ્રહ્મરંધ્ર ફાટ્યું માતનું, સાનિધ્ય જગદાધાર. ૭
તે યોગ અગ્નિવડે તન, પરજળ્યું કર્પુરવંત;
ક્ષણમાત્રમાં દેહ ભસ્મ થઈ, ચાલી સુગંધ અનંત. ૮
વિમાન આવ્યું તે સમે, શોભાતણો નહિ પાર;
દિવ્યરૂપ ધરીને કૌશલ્યાજી, બેઠાં તેહ મોઝાર. ૯
તે સમે સરવે કુટુંબ મળિયું, ગુરુ આદિ પ્રધાન;
દિવ્ય રૂપ ધરીને માત બેઠાં, દિઠું દૃષ્ટ વિમાન. ૧૦
દુંદુભી વાગ્યાં દેવનાં, થઈ પુષ્પવૃષ્ટિ ત્યાંહે;
સહુ સાથશું રઘુનાથ આશ્ચર્ય, પામિયા મન માંહે. ૧૧

ઘણી સ્તુતિ કીધી રામની, કૌશલ્યાએ તેણીવાર;
વશિષ્ઠ આદિ વિપ્રને ત્યાં, કર્યો છે નમસ્કાર. ૧૨
વિમાન ચાલ્યું ત્યાં થકી, સૌ દેખતાં પરમાણ;
અપવર્ગ માતા પામિયાં, કૈવલ્યપદ નિરવાણ. ૧૩
એમ મોક્ષ પામ્યાં માતાજી, વિસ્મે થયો સૌ સાથ;
ત્યારે આંસુ આવ્યાં નેત્રમાં, રોયા ઘણું રઘુનાથ. ૧૪
રઘુનાથ રોતાં સાથ સરવે, રુદન કરતા તાંહે;
શત્રુસૂદનને ભરથજી ઘણું, દુઃખ ધરે મન માંહે. ૧૫
પછે ગુરુ વશિષ્ઠે રોતા રાખ્યા, સરવેને તે ઠામ;
ગદ્‌ગદ કંઠે વચન વળતા, બોલિયા શ્રીરામ. ૧૬
હે ગુરુ તમને કહું સાચું, માનજો નિરંવાણ;
માતના જેવું સુખ જગતમાં, નથી બીજુ જાણ. ૧૭
સંસારમાંહે કુટુંબ સરવે, સ્વારથી નિરધાર;
માબાપ તે પરમારથી, વાત્સલ્યપ્રેમ અપાર. ૧૮
દશ માસ રાખે ગર્ભમાં, વેઠે ઘણું તવ દુઃખ;
પ્રસવ્યા પછી તે બાળકને, બહુવિધ પમાડે સુખ. ૧૯
ક્ષણે ક્ષણે જોતી રહે, રખે પુત્રને દુઃખ થાય;
તે રાતદિન પોષણ કરે, જ્યમ પુષ્ટિ પામે કાય. ૨૦
એ પ્રકારે ઉછેરતાં, પછી થાય મોટો તન;
તોય ભાવ રાખે રહિત સ્વારથ, પ્રેમથી અનુદિન. ૨૧
તે માતકેરો ઉરણીયો, સુત કો કાળે નવ થાય;
માતની સેવા નવ કરે તે, પુત્ર નરક પળાય. ૨૨
માતની આજ્ઞા ભંગ કરી, દુર્વચન બોલે મુખ;
તે પુત્ર શૂકર શ્વાન થઇ, બહુ જન્મ પામે દુઃખ. ૨૩
ત્રિય પુત્ર બંધુ મિત્ર થાયે, દ્રવ્યથી ગુણ ગાય;
માબાપ નવ કહેવાયે કોઇને, કર્યાં તે નવ થાય. ૨૪
સંસારમાં તીરથ ત્રિવેણી, માતપિતા ગુરુ જેહ;
એની સેવાથી સુખ મળે બહુવિધ, મોક્ષ પામે તેહ. ૨૫
માટે સાંભળો મુનિરાજ મુજપર, માતનું ઘણું હેત;

મુજને ક્ષણુ નવ વિસરે, વાત્સલ્ય પ્રેમ સમેત. ૨૬
હું નિત્યમુક્ત અબંધ છું, મુને કોઈએ નવ જીતાય;
પણ માત કેરા સ્નેહથી, મુજ ચિત્ત ગદ્‌ગદ્‌ થાય. ૨૭
મારા ભક્ત સેવા કરે બહુવિધ, સંત જ્ઞાની સોય;
માતના જેવાં લાડ મુજને, લડાવે નહિ કોય. ૨૮
હું અજન્મા ધરૂં જન્મ તે, વળી માતના સુખ કાજ;
ઘણું ગમે મુજને લાડ તે, સત્ય માનજો મહારાજ. ૨૯
એવાં વચન કહી તે રઘુપતિ, ઘણું ભર્યાં નેત્ર નીર;
પછી આશ્વાસન કરી નીતિવચને, આપી ગુરુએ ધીર. ૩૦
ધીરજ આપી વશિષ્ઠ ગુરુએ, સમજાવ્યો સહુ સાથ;
ઉત્તરક્રિયા માતાતણી, કરી પોતે શ્રીરઘુનાથ. ૩૧

વલણ

રઘુનાથે નિજ હાથે કરીને, આપ્યાં અપરિમિત દાનરે;
સરવ નગ્રને ભોજન કરાવ્યું, સંતોષ્યા ભગવાન રે, ૩૨

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे कौशल्या-मोक्षप्राप्तिः रामेण मातृगुण वर्णनं नाम अष्टनवतितमोऽध्यायः ॥९८॥

# અધ્યાય ૯૯ મો

રાગ બિલાવરની ચોપાઇ

સુણો શ્રોતા ધરી ધીરજ મન, ત્યાર પૂંઠે ગયા થોડા દન;
સુમિત્રા કેકઈ બંન્યો માય, મરણ પામ્યાં તે ઇશ્વર ઇચ્છાય. ૧
તેની ક્રિયા વિધિવત કરી, દાન બહુવિધિ આપ્યાં હરિ;
તે માતા પામ્યાં પરમપદ ધામ, એવા દિનબંધુ કરુણાનિધિ રામ ૨
પછી રઘુપતિ બેઠા મંદિર માંહે, વશિષ્ઠ ગુરુને તેડાવ્યા ત્યાંહે;
એકાંતમાં બેઠા અવિનાશ, તે સમે નહિ કો બીજું પાસ. ૩
ત્યારે કર જોડી બોલ્યા રઘુપતિ, સાંભળિયે મુનિવર મહામતિ;
તમો ત્રિકાળ જ્ઞાની છો મહારાજ, કંઈ તમને નથી અજાણ્યું કાજ.
મારૂં સ્વરૂપ જાણો છો તમો, તો વિસ્તારી શું કહીએ અમો;
જે કારણ મેં જન્મજ ધર્યો, તે સરવ મનોરથ પૂરણ કર્યો. ૫

ઉતાર્યો પૃથ્વીનો ભાર, દુષ્ટ તણો કરિયો સંહાર;
વેદ ધરમ દૃઢ સ્થાપ્યો તદા, સુર સાધુ સુખ પામે સદા. ૬
અવતારકૃત્ય પૂરણ થયું આજ, તે માટે વિનતિ કરૂં મહારાજ;
આજ્ઞા આપો મહામુનિ તમો, તો હાવે સ્વધામ પધારૂં અમો. ૭
રઘુપતિનાં એવાં સુણીને વચન,મુનિવર દુઃખ પામ્યા ઘણું મન;
ચાલી નેત્રમાં આંસુધાર, ગદ્દગદ્દ થઇ બોલ્યા તેણીવાર. ૮
અહો રામ શું બોલ્યા તમો, તમ પાખે કયમ રહીએ અમો;
તમો અમારૂં સરવસ ધન, સુખના સિંધુ પ્રાણજીવન. ૯
સાધુ સુર ગો દ્વિજના પ્રતિપાળ, અનાથબંધુ દીનદયાળ;
પતા અમારા બ્રહ્મા જેહ, પૂરવે મુને કહ્યું તું એહ. ૧૦
અરે પુત્ર જા પૃથ્વીમાંહે, અવધપુરી પાવન છે જ્યાંહે;
સુરજવંશી રાજાતણું, તેનું કરજે પુરોહિતપણું. ૧૧
એવું સુણી હું બોલ્યો તેણીવાર, અહો પિતાજી કહુ નિરધાર;
નીચું કરમ એ હું નહિ કરૂં, વનમાં જઇ તપ આચરૂં. ૧૨
પુરોહિતપણામાં છે બહુ પાપ, તેથી હું પામું સંતાપ;
મૃતક ક્રિયા ને શ્રાદ્ધ અનંત, વિવાહ વાસ્તુ ને શ્રીમંત. ૧૩
જાતકર્મ ઉપવિત વિચાર, અનેક વિધિ કરવા સંસ્કાર;
તે કર્મ કરાવીને લેવું દાન, તેમાં પાપ ઘણું અભિમાન. ૧૪
માટે પ્રોહિત કર્મકરૂંનહિજાણ,ત્યારેફરીનેપ્રજાપતિબોલ્યાવાણ;
પુત્ર વચન માન્ય મુજતણું,આગળ લાભ તુજને છે ઘણું. ૧૫
રવિકુળમાં દશરથ રાજન, ત્યાં અવતરશે શ્રી ભગવન;
પૂરણ બ્રહ્મ સનાતન ઈશ, તે રામરૂપ ધરશે જગદીશ. ૧૬
તે પ્રભુ લાડ પાળશે ઘણું, દેખાડશે સુખ સેવાતણું;
ગુરુપદવી મોટી આપશે, સહુમાં શ્રેષ્ઠ કરી થાપશે. ૧૭
એવું જાણી પુરોહિતપણું, અંગીકાર કર્યું તમતણું;
તે સૌ સત્ય કર્યું મહારાજ, ઘણી વધારી મારી લાજ. ૧૮
જગતગુરુ તમો છો જગદીશ, ગુરુ પદવી આપી મુને ઇશ;
શિવ બ્રહ્મા ઇન્દ્રાદિક દેવ, તમ આજ્ઞા પાળે નિત્યમેવ. ૧૯
તે પ્રભુ સેવક થઈ સરવદા, મારી આજ્ઞા પાળી સદા;

જેની કટાક્ષે કંપે કાળ, તે મારો ભય ધરતા ભૂપાળ. ૨૦
બ્રહ્મણ્ય દેવમાં નહિ કંઇ મણા, શા શા ગુણ ગાઉં તમતણા;
માટે પ્રભુ મુને તેડો સાથ, તમો વિના હું કયમ રહું રઘુનાથ. ૨૧
એમ કહી મુનિ ગદ્દગદ્દ થયા, રઘુપતિની સન્મુખ જોઇ રહ્યા;
ત્યારે બોલ્યા શ્રીરઘુવીર, સુણીએ મુનિ મન રાખી ધીર. ૨૨
તમો બ્રહ્મવેત્તા છો જાણ, નથી બંધ તમને નિરવાણ;
જીવન્મુક્ત સદા છો તમો, તમને મોક્ષ શું આપું અમો. ૨૩
તમ સરખા જે પુરુષ અવિકાર, તે ક્ષણમાં જગત કરે ઉદ્ધાર;
માટે સર્વ નગ્ર લેઇ જાઉં અમો, પુત્રની પાસે રહેજો તમો. ૨૪
રૂડી રીતે ચલાવજો રાજ, રઘુકુળની છે તમને લાજ;
એમ કહી ઉઠયા રઘુપતિ, રાજસભા આવ્યા મહામતિ. ૨૫
સભા મેળવી સહુ તે દીશ, તેની સાથ બોલ્યા જુગદીશ;
પડો ફેરવ્યો પુરમાં આજ, સ્વધામ જાવા કેરે કાજ. ૨૬
જેને ઇચ્છા હોયે મન, તતખર થઈ આવો સહુજન;
નરનારી વૃદ્ધ જોબન બાળ, સર્વ આવજો પ્રાતઃકાળ. ૨૭
રામતણાં એવાં સુણી વચન, પ્રધાને મોકલ્યા પુરમાં જન;
ચૌટાં શેરી પોળજ માંહે, ઢોલ વજાડી કહેતા ત્યાંહે. ૨૮
સરવે લોકે જાણી વાત, રઘુપતિ સ્વધામ જાય પ્રભાત;
પછી હનુમંતને આજ્ઞા કરી, ચાલ્યા રામચરણ મન ધરી. ૨૯
વિભીષણ સુગ્રીવ ઘેરાજન, ગયા તેડવા મારુતતન;
સહુને હર્ષ થયો છે ઘણો, રઘુપતિ સાથે જાવા તણો. ૩૦

વલણ

રઘુપતિ સાથે સ્વધામ જાવા, હરખ્યા લોક તતકાળ રે;
એમ રજની સરવે વહી ગઈ, પછે હવો પ્રાતઃકાળ રે ૩૧

इति श्रीरामचरित्रे संमत बाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण वशिष्ठाज्ञां गृहित्वा स्वधामगमनंविचारो नाम नवनवतितमोऽध्यायः ९९

# અધ્યાય ૧૦૦ મો

રાગ વેરાડી

પ્રભાતકાળે વહેલા ઉઠી, શ્રીરામે કર્યું છે સ્નાન;
નિત્ય કર્મ પોતાનું કરીને, આપ્યાં વિધિવત્ દાન. ૧
પછે વસ્ત્રાભૂષણ અંગ ધરીને, બેઠા મંદિરમાંહે;
મોટા વિપ્ર વશિષ્ઠની આદે, સર્વ આવ્યા ત્યાંહે. ૨
ભરથ શત્રુઘન પાસે તેડાવ્યા, સુમંત આદિ પ્રધાન;
તે સર્વેને સાથે લઇ ચાલ્યા, પોતે શ્રી ભગવાન. ૩
સરજ્યુગંગાને ત્રટ આવ્યા, રામઘાટ છે જ્યાંહે;
તેમાં સ્થાન કરીને આવાહન કીધું, વિરજા કેરૂં ત્યાંહે. ૪
ત્યારે ગુપ્તરૂપે આવીને પ્રવેશ્યાં, સરજ્યુમાં તેણીવાર;
સ્પર્શ કરતાં તે જળનો થાય, ચતુભુજ નિરધાર. ૫
ત્યારે સરજ્યુમાંથી બહાર નીકળ્યા, પોતે શ્રી રઘુવીર;
પછે દાન બહુવિધ રામે આપ્યાં, અનુક્રમથી રણધીર. ૬
હાવે સરજ્યુતીર કરાવ્યો મોટો, વસ્ત્રમંડપ તેણીવાર;
તે મધ્યે સિંહાસન ઉપર, બેઠા જુગદાધાર. ૭
સભા કરી તાંહાં બેઠા પોતે, પાસે ગુરુજન ભ્રાત;
નગ્રલોક આવે છે સરવે, ચાર વરણ વિખ્યાત. ૮
ત્યારે તેણે સમે મુનિવર સૌ આવ્યા, ત્રિકાળ જ્ઞાની જેહ;
વામદેવ વીતીહોત્ર ને અત્રી,ભૃગુ અંગીરા એહ. ૯
વિશ્વામિત્ર અંગસ્ત્ય ચ્યવન, ઋષિ લોમસ ને માર્કંડ;
પૌલસ્ત ભારદ્વાજ ને વાલ્મિક, ગૌતમ કૌશિક ચંડ. ૧૦
શૌનક સનકાદિક ને નારદ, આદે ઘણા મુનિજન;
શ્રીરામે સહુને પ્રણામ કરીને, બેસાડયા આસન. ૧૧
હાવે હનુમંતને મોકલ્યાતા પ્રથમે, પોતે શ્રીરઘુનાથ;
તે વિભિષણ સુગ્રીવ ઘેરાજાને, તેડી લાવ્યા સાથ. ૧૨
તે આવીને નમ્યા શ્રી રામચંદ્રને, સ્તુતિ કરી બહુ પેર;
પ્રભુએ તેને બેસાડયા પાસે, અતિઘણા આદરભેર. ૧૩

એમ સરવ સભા મળી બેઠા, પોતે સરજ્યુકેરી તીર;
ત્યારે અનુચરને પાસે તેડાવીને, બોલ્યા શ્રીરઘુવીર. ૧૪
અવધપુરીના વાસી સૌને, જાણ કરો નિરધાર;
જેને સ્વધામ જાવું હોય તે, સરવે નિકળો નર ને નાર. ૧૫
જે જેને વહાલી વસ્તુ હોય તે, સરવે લેજો સાથ;
આવી સરજ્યુ માંહે સ્નાન કરો, એમ બોલ્યા શ્રીરઘુનાથ. ૧૬
એવું સાંભળીને અનેક અનુચર, ચાલ્યા નગરવિષે તેણીવાર;
ઘર ઘર પ્રત્યે કહ્યું સરવને, સુણી ચાલ્યાં નરનાર. ૧૭
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, પુર બાહેર નીકળ્યાં સર્વ;
જ્યમ સંઘ મળીને જાય તીરથમાં, નહાવા મોટું પર્વ. ૧૮
એમ પોતપોતાનાં જૂથ મળીને, સંગે ચાલ્યાં સોય;
નિજ બાળક વૃદ્ધને સાથે લીધાં, ઘરમાં રહ્યું નહિ કોય. ૧૯
વસ્ત્રાભૂષણ અંગે સજીયાં, પ્રિય વસ્તુ લેઇ સંગ;
દ્વાર ઉઘાડાં મૂક્યાં સરવે, મનમાં હરખ ઉમંગ ૨૦
ગૌ મહિષી ને વૃષભ ઉંટ ખર, વાજી ગજ મંજાર;
શ્વાન અજા શુક મેના આદે, જે હતાં જેને દ્વાર. ૨૧
તે સરવેને સાથે લીધાં, ને આવ્યાં સરજુતીર;
ભીડ ઘણી દેખીને વળતા, બોલ્યા શ્રી રઘુવીર. ૨૨
સ્વધામ આવ્યાની જેને મુજ સાથે, ઇચ્છા હોયે મન;
તે વસ્ત્ર સહિત સરજુમાં પેસી, સ્નાન કરો સૌ જન. ૨૩
એવાં વચન સુણી શ્રીરામચંદ્રનાં, હરખ્યા સરવે લોક;
સરજ્યુ માંહે પ્રવેશ્યા તતક્ષણ, મૂકી મનનો શોક. ૨૪
તે ગંગાજળનો સ્પર્શ કરતાં, દિવ્ય થયો દેહ વર્ણ;
મસ્તક ઝળકે કિરીટ મુગટ, મકરાકૃત કુંડળ કર્ણ. ૨૫
ચાર ભુજા ચતુરાયુધમંડિત, પીત વસન વનમાળ;
સુંદર શ્યામ કમળદળ લોચન, પ્રગટયાં રૂપ રસાળ. ૨૬
તેણે સમે આવી રહ્યાં અંત્રીક્ષ, લક્ષો લક્ષ વિમાન;
વિદ્યુત વરણ ધ્વજાઓ ઝળકે, કંચનકળશ વિતાન. ૨૭
તે દિવ્યરૂપ ધરી વિમાન બેઠાં, અવધપુરીનાં જન;

ત્યારે દૂતને પાસે તેડાવીને, બોલ્યા શ્રીરામ વચન. ૨૮
અલ્યા જુઓ નગ્રમાં કોઈ રહ્યું છે, પશુ પક્ષી નર તાંહે;
તે સરવ ઠેકાણે શોધ કરીને, લાવો તેને આંહે. ૨૯

વલણ

શોધ કરીને લાવો તેને, સહુ જીવજંતુ પરમાણ રે;
એવાં વચન સુણીને અનુચરપ્રરતા, શોધકરતાનિરવાણ રે.૩૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामेण अयोध्यावासीभिः सह सरयूतीरागमनं नाम शतकोऽध्यायः ॥१००॥

## અધ્યાય ૧૦૧ મો

રાગ સામેરી

અનીહાંરે અનુચર પ્રરતા પુરમોઝાર
શોધતા સરવેને ઠારોઠાર;
અનિહાં રે સૂક્ષમ જીવ જંતુ હતા જ્યાંહે,
નાખ્યા તે સરવે લેઇસરજ્યુ માંહે. ૧

ઢાળ

સરજ્યુમાં સહુ જીવ નાખ્યા, તે થયા દિવ્ય સ્વરૂપ;
એવી અકળ ગતિ ઇશ્વરતણી, તે અતકર્ય વાત અનુપ. ૨
એમ અનુચર પ્રરતા અવધપુરીમાં, જોયું સરવે ગામ;
એક શ્વાન સડેલો મરવા પડયો છે, દીઠો તેણે ઠામ. ૩
ઉતાવળા અનુચર આવીને, બોલ્યા પ્રભુની સાથ;
સરવે પુર અમો જોયું ફરીને, હાવે નથી રહ્યું કોઈ નાથ. ૪
પણ એક ઠેકાણે શ્વાન પડયો છે, તેની દુરગંધનો નહિ પાર;
તેના મસ્તક માંહી જીવ પડયા છે, પામે દુઃખ અપાર. ૫
રઘુપતિ કહે લેઇ જાઓ સુખાસન, લાવો બેસાડીને આંહે;
શિર વિષેથી પડી જાય નહિ, કોઇ જીવ રહે નહિ ત્યાંહે. ૬
એવું કહેતામાં અનુચરે જઇ, શિબિકામાં ઘાલ્યો શ્વાન
ઉતાવળા લેઇ આવ્યા તેને, જ્યાં છે શ્રી ભગવાન. ૭
સરજ્યુમાં તે શ્વાનજ નાખ્યો, દિવ્ય થયો તતકાળ;
તેના મસ્તકમાં હતા જીવ, તે થયા દિવ્ય દેહ વિશાળ. ૮

પેલો શ્વાન હતો તે ચતુર્ભુજ થઇને, આવ્યો પ્રભુની પાસ;
ચરણે નમી સ્તુતિ કરવા લાગ્યો, ગદ્દગદ્દ વચન પ્રકાશ. ૯
ત્યારે અવધપતિએ પૂછયું તેને, પૂરવે હતો તું કોણ;
થયો શ્વાન શે કરમે કરી, મહાદુઃખ મળ્યું નિરવાણ. ૧૦
એવાં વચન સુણી રઘુવીરનાં, બોલ્યો શ્વાન દિવ્ય સ્વરૂપ;
ગતજન્મ કેરી કહું કથા તે, સુણો રવિકુળ ભૂપ. ૧૧
પૂરવે હતો હું શૂદ્ર જાતિ, ભણ્યો કાંઈ વિદ્યાય;
પછી દંભી થઇને વાદ કરતો, સદ્દધરમ નિંદાય. ૧૨
વાચાળ સાધુ વેશ લીધો, પૂજાતો જગમાંહે;
ગુરુ થઈ ફરતો જગતમાં, ઘણા શિષ્ય કીધા તાંહે. ૧૩
તે સેવા બહુવિધ કરે મારી, ભાવતાં ભોજન;
વસ્ત્ર નાના ભાતનાં, વળી ભેટ કરતા ધન. ૧૪
એમ ઘણા દિન સેવા કરાવી, ગુરુ થઇ તેણી વાર;
કલ્યાણ તેનું નવ કર્યું, નવ જાણ્યો તત્ત્વ વિચાર. ૧૫
તે પાપથી હું શ્વાન થઇ, મહાદુઃખ પામ્યો નેટ;
મેં છળ કરી છેતર્યાં સહુને, ભર્યું કપટે પેટ. ૧૬
તે શિષ્ય સર્વે કીટ થઇને, પડયા મસ્તક માંહે;
મુજ રુધિર કેરૂં પાન કર્યું, દુઃખ દીધું ત્યાંહે. ૧૭
માટે ગુરુ થઇને શિષ્યનું, કરી કપટ ખાશે જેહ;
કલ્યાણ તેનું નહિ કરે તો, ભોગવશે દુઃખ તેહ. ૧૮
પ્રભુ તમો દીનદયાળ છો, આચરો પર ઉપકાર;
નથી કર્મ જોતા જીવનું, તેને આપો છો ઉદ્ધાર. ૧૯
એવું કહી રઘુવીરને, ફરી નમ્યો ચરણે ત્યાંહે;
સહુ શિષ્યને નિજ સંગ લેઇ, બેઠો વિમાનજ માંહે. ૨૦
આશ્ચર્ય પામ્યા સેવકો, મન વિચારે મુનિધીર;
તે સર્વ સુણતાં વચન વળતાં, બોલીયા રઘુવીર. ૨૧
ભાઈ ગુરુ પદવી કઠીન છે, વળી અધિક સહુથી એહ;
ભગવાન સમગુણ હોય જેમાં, ગુરુ કહીએ તેહ. ૨૨
ઉત્પત્તિ પ્રલે જાણે જથા, વિદ્યા અવિદ્યા રૂપ;

અગતિ ગતિ સહુ ભૂતની, વળી બ્રહ્મજ્ઞાન અનુપ. ૨૩
તત્ત્વમસિની આદિ વાયક, વેદનાં નિર્વાણ;
સહુ શાસ્ત્રના મત ભિન્ન તે, અનુભવ જથારથ જાણ. ૨૪
ઉપાસના દૃઢ ધ્યાન, જ્ઞાન વિવેક ને વૈરાગ;
નિરબંધ મુક્ત સદા રહે, અધ્યાસનો કરે ત્યાગ. ૨૫
વળી વિષયી પામર મુમુક્ષુનાં, ઓળખે આચર્ણ;
ઉપદેશ તેવો આપતા, અધિકારીનું જોઇ વર્ણ. ૨૬
એવાં લક્ષણ હોય જેમાં, ગુરુ કહીએ ધન્ય;
તે મુક્ત માટે જીવનાં, છોડે સકળ બંધન.. ૨૭
જે સંગ મુક્ત થયો નથી, વળી વિષયપર અનુરાગ;
નથી સારાસાર વિવેક, ભકિતજ્ઞાન ને વૈરાગ. ૨૮
તે ગુરુ થઇ જગતમાં, કરતા જીવ જે ઉપદેશ;
નવ જ્ઞાન આવે લેશ તે, જાણજો માયિક વેશ. ૨૯
જ્યમ અંધ સંગે બધીર મળ્યો, શું કરે સિદ્ધાંત;
એક સુણે નહિ બીજો ન દેખે, જાણજો દૃષ્ટાંત. ૩૦
એમ જ્ઞાન રહિત ગુરુ સદા ને, શિષ્ય સાધન રહિત;
તે ઉભય મુક્ત ન થાય કોઇ દિન,મલિન માયિક ચિત્ત. ૩૧
એ પ્રકારે રઘુનાથજી, બોલિયા તેણીવાર;
તે સુણી સરવે સભાજન કહે, ધન્ય જુગદાધાર. ૩૨
હાવે અવધવાસી દિવ્ય દેહ ધરી, બેઠા સરવ વિમાન;
આવી રહ્યું સહુ ત્યાહરે, આજ્ઞા કરી ભગવાન. ૩૩
વિમાન લાગ્યાં ચાલવા, ત્યારે બોલ્યા સહુ પુરજન;
આણ દીધી રામની, વિચાર કરીને મન. ૩૪
રઘુનાથ અમને મોકલી એ, રહે અવધપુરમાંહે;
ત્યારે પ્રભુ પાખે અમો કયમ, રહીએ જઇને ત્યાંહે. ૩૫
માટે પ્રભુ આગળ થાય ત્યારે, પૂંઠળ જઇએ જાણ;
વિમાન તે સ્થંભી રહ્યાં, જ્યારે દીધી રામની આણ. ૩૬

વલણ

રામ આણ માની વિમાન સરવે, સ્થંભ્યાં તેણે ઠાર રે;
એ સમે સત્ય લોકથી આવ્યા, બ્રહ્મા ત્યાં નિરધાર રે. ૩૭

इति श्रीराम० सं० वा० ना० उत्तरकांडे श्रीरामेण गुरुलक्षणवर्णनं सरयु-
जले स्नात्वा प्रजाभिर्विमानारोहणं नाम एकशतकोऽध्यायः ॥१०१॥

# અધ્યાય ૧૦૨ મો

રાગ દોહા

હાવે સત્ય લોકથી આવીયા, બ્રહ્મા તેણીવાર;
મરિચ્યાદિક સાથે ઘણા, માનસી પુત્ર અપાર. ૧
હંસ ઉપરથી ઉતર્યા, ચાલી આવ્યા ત્યાંહે;
કર જોડી ઉભા રહ્યા, રઘુપતિ બેઠા જ્યાંહે. ૨
સ્તુતિ કરતા બ્રહ્મા ત્યાંહાં, રામની તેણીવાર;
વિનય વચન બહુ બોલતા, ચતુરમુખે નિરધાર. ૩

છંદ પદ્ધરી બંધ

જયતિ રઘુપતિ કરુણાનિધાન, જયવ્યાપક વિશ્વ અખંડ ખાન;
દુઃખદીનહરણ દેવાધિ દેવ, સબ કાળ કરત ઇન્દ્રાદિ સેવ. ૧
જય અપરિચ્છિન્ન આનંદઘન, સંહાર અસુર વત્સલ પ્રપન્ન;
જય સૃષ્ટિ ઉદ્ભવ હરણપાળ, વિન હેત કત કારણ કૃપાળ. ૨
ઇશ્વર વ્યાપક વિભૂતિ અનેક, જગ સૂત્રધાર ચૈતન્ય એક;
તવ શાસન પાળત લોકપાળ, ભય માની બરખત મેઘમાળ. ૩
સુરજ શોષણ કરકં પ્રકાશ, ઐાષધ પોષણ ઇન્દુ વિલાસ
વહે મારુત સદા સમે અનુકૂલ, ઋતુ આવત જાત ફળાદિ ફૂલ. ૪
દાહ શક્તિ ધારત અનળ આપ, રવિ સુત જાને જગ પુન્ય પાપ;
મુનિ ધારત પાવન વેદ ધર્મ, અનુસાર ચલત યજ્ઞાદિ કર્મ. ૫
દ્વીપાવતી ધરા ધરત અનંત, ત્યોં દિશા અમળ દીગ્ગજ રહંત;
સબ જાનત એ પ્રભુતા પ્રચંડ, જે માનત નહિ તેહી દેત દંડ. ૬
જબ જબ બહુ ગ્લાની હોત ધર્મ, સુર સાધુ દુઃખી ગત વેદ કર્મ;
ભુવ પીડિત ભાર અધરમી ભૂપ, તબહી તુમ ધર્ત વિચિત્ર રૂપ. ૭

હત નિરદે અસુર કૃતાંત કાળ, નિજ ભક્ત હૃદય માનસ મરાળ;
જે દુષ્ટ દહન વન જાતવેદ, સુર ગો જન મુનિ મન હર્ણ ખેદ. ૮
કિયે બાળતરુન અદ્દભુત ચરિત્ર, સુનિ ગાવત સો મંગળ પવિત્ર;
તે જન્મમરણ દુઃખ મુક્ત હોત, ભવસિંધુ તરન દ્દઢ નામ પોત.૯
નહિ દેશકાળ વિધિ ક્રિયા ભેદ, નરનારી ન આશ્રમ વર્ણ વેદ;
જો જન્મકરમ ગાવત પુનિત, તવ લીલા મંગળ સુખદગીત.૧૦
તે પાવત અમૃત પદ નિદાન, જેહી કારણ જોગી ધરત ધ્યાન;
આધકારી જપત જો રામ નામ,તીનકું નહિ દુરલભ પરમ ધામ.૧૧
જો ગુણ ભવસિંધુ સુગમ સેત, સો સંકટ હરણ દયાનિકેત;
જય દીનબંધુ કરુણા નિવાસ, ગિરિધારી પ્રભુ મેં દીન દાસ. ૧૨

દોહા

બ્રહ્માએ એવી સ્તુતિ કરી, નમ્યા સજળ લોચન;
પછે રઘુપતિએ આદર કરી, બેસાડયા આસન. ૧૬

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे ब्रह्मणा-श्रीरामस्तुतिकरणं नाम द्विशतकोऽध्यायः ॥ १०२ ॥

## અધ્યાય ૧૦૩ મો

રાગ સોરઠા

પ્રજાપતિ નિરધાર, આસન બેઠા સ્તુતિ કરી;
તતક્ષણ સભામોઝાર, શંકર આવ્યા તે સમે. ૧
નીલકંઠ ત્રયનેન, ભાલ ચંદ્ર ઝળકી રહ્યો;
કમળ ભુજા વરદેન, ત્રિશૂલ ડાક ડમરૂ ગ્રહ્યાં. ૨
ઉપવિત સરપાકાર, જટાવિષે ગંગા વહે;
ગૌર વર્ણ સકુમાર, વિભૂતિ લેપન અંગમાં. ૩
ગળે રૂંઢની માળ, મૃગચર્મ અંગે ધર્યું;
ભોળાનાથ દયાળ, નંદી ઉપરથી ઉતર્યા. ૪
આવ્યા સભામોઝાર, કર જોડી ઉભા રહ્યા;
રામ તણી તેણીવાર, સ્તુતિ કરતા સન્મુખ રહી. ૫

છંદ

નમામિ બ્રહ્મ ભાવનં, અખિલ લોકપાવનં;
દનુજ દુષ્ટ દાવનં, નરાકૃતિ સોહાવનં. ૧
ત્રિલોક લોક ભૂષણં, વિશોકહારી દૂષણં;
અધર્મ વારિ શોષણં, સુવેદ કર્મ પોષણં. ૨
નમામિ કમળલોચનં, ખળાદિ માન મોચનં;
ત્વદીય કા વિશોચનં, ત્રિતાપ શીત રોચનં. ૩
ત્વદબ્જ અંઘ્રિ દુર્લભં, મલીન ચેત નિર્લભં;
અમાન સંત સુર્લભં, નમામિ ભક્તવલ્લભં. ૪
કઠોર ચાપ ખંડનં, દશાનનં વિહંડનં;
પરાત્પરં પ્રચંડનં, નૃપાધિ મૌલી મંડનં. ૫
મારીચ આદિ દુર્મતિં, કબંધ તાડિકા હતિં;
દદાતિ અક્ષરંગતિં, નમામિ મુર્વિજાપતિં. ૬
સમરકળા વિચીક્ષણં, અમોઘ બાણ તીક્ષણં;
અભીત શર્ણ ભિક્ષણં, કૃપા કટાક્ષ ઇક્ષણં. ૭
અજન્મ જન્મ ધારયં, પતિત ઓક તારયં;
સુરા અરિ વિદારયં, વિછેદ ભૂમિ ભારયં. ૮
ચરિત ગીત નિર્મલં, ગ્રણંતિ અમૃત ફલં;
શ્રવણ મનાદિ મંગલં, પુનાતિ પાપ પ્રજ્વલં. ૯
અનાદિ રૂપ અવ્યયં, ભવાન ભૂત ભવ્યયં;
ગુણાશ્રિતં તનુ અયં, સમગ્ર લોક સવ્યયં. ૧૦
અતીંદ્રિયં પરાત્પરં, અગાધ બોધ ઇશ્વરં;
ન જાની તે કૃતંવરં, અહં વિધ ધરાધરં. ૧૧
ક્ષર ક્ષરાતીમક્ષરં, અછેદ વેદ અંબરં;
કલૌ મલૌઘ મે હરં, નમો નમો નમઃ પરં. ૧૨

દોહા

સ્તવન કર્યું એમ રામનું, શંભુ પરમ ઉદાર;
તે સુણીને ઉઠયા રઘુપતિ, ભીડયા હૃદયમોઝાર. ૧
ભાવે કરી ભેટયા તદા, શિવને શ્રીરઘુનાથ

આસનપર બેસાડિયા, ગ્રહી શંકરનો હાથ. ૨
ત્યારે સુરપતિ આવ્યા સ્વરગથી, બીજા દેવ અપાર;
સાથે તેડી લાવિયા, લક્ષ્મણુને નિરધાર. ૩
વળી પૂર્વે રહ્યાતા સ્વરગમાં, દશરથ રાજા જેહ;
વિમાન બેસી આવિયા, દેવની સાથે તેહ. ૪
ત્યારે નૃપને જોઇ ઉભા થયા, રઘુપતિ તેણીવાર;
પિતાને પાયે લાગીયા, ગદ્‌ગદ્‌ પ્રેમ અપાર. ૫
તે રામની સન્મુખ જોઇ રહ્યા, દશરથનૃપ નિરવાણુ;
નખ શિખ મૂર્તિ પ્રભુતણી, ધરી ધ્યાનમાં જાણુ. ૬
ત્યારે રઘુપતિ કહે સુણો તાતજી, કરો સરજ્યુમાં સ્નાન;
મહારૂં પરમ પદ પામશો, ભૂપતિ ભાયગવાન.
પછે તતક્ષણુ નૃપ નાહ્યા જઇ, થયા ચતુર્ભુજ રૂપ;
વિમાનમાં બેઠા જઇ, પામ્યા મોક્ષ અનુપ. ૮

સોરઠા

દશરથ નૃપ તેણીવાર, પરમ ધામ પામ્યા સહી;
વરત્યો જયજયકાર, પુષ્પવૃષ્ટિ સુરનરે કરી. ૯

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे शिवेन राम-स्तुतिदशरथमोक्षो नाम त्रिशतकोऽध्यायः ॥ १०३ ॥**

---

# અધ્યાય ૧૦૪ મો

રાગ દોહા

હાવે દેવ સકળ ત્યાં આવિયા, કુબેર વરુણુ યમ ઇંદ્ર;
અગ્નિવાયુ દિગ્પાળ વસુ, દિનમણિ તારા ચંદ્ર. ૧
સરવે દેવ પૂંઠળ રહ્યા, અગ્ર ઉભા સુરનાથ;
સ્તુતિ કરતા શ્રીરામની, જોડીને જુગ હાથ. ૨

છપ્પય

જય જય શ્રીજુગદીશ, ઇશ અજ અંતરજામી;

ધરાધર્મ વાગીશ, પતિ જન પૂરણકામી.
સુરબંધન પરિછેદ, વેદ પંથ પાળક પૂરણ;
મુનિ મનરંજન ક્રત–સમૂહ દનુજાદિક ચૂરણ.
કીયે મુક્ત અવધીપુર જન સકળ, ગુણકર્મ વિકર્મ તન;
અદ્દભુત ચરિત્ર ગિરિધર પ્રભુ, જય રઘુપતિ આનંદઘન. ૧

દુહા

સુરપતિ સ્તવન કરી રહ્યા, બેઠા નિજ આસન;
દિગપતિ કર જોડી તદા, બોલ્યા વિનય વચન. ૩

સવૈયા

જય બ્રહ્મ સનાતન ઇશ વભો, ભવનાગ વિદારક નામ હરિ;
શરણાગત વત્સળ ટેક સદા, ગતિદાયક પૂરણ કામ કરી. ૧
કપિ કોલ કિરાત નિશાચર નીચ, કીયે નિરભે નિજ ધામ ધરી;
બદરી ફળ જૂઠ ખવાય ભઈ, જનનીગતિ લાયક જ્યો શબરી. ૨
ભવ દંડ પ્રચંડ વિખંડ કીયો, પન રાખ લીયો નૃપતિગનમેં;
પિતુ આયસ કાનનકું બિચરે, તબહી મુનિ ચીર ધરે તનમેં. ૩
ભૂદેવ અરિ અત્ર જ્યાર દીયો, પદ તીરથરાજ કીયો બનમેં;
કરુણાયતનં કમનીય ધનં, યહ મંગલ રૂપ બસો મનમેં. ૪

કવિત

દશરથકે નંદન રાવણ કુળકે નિકંદન ભારહારી જગબંધન,
માનુ ધરમધ્વજ ધારીહે,
જટાયુકી છટા દેખ નેનનમે આયો જલ પીતા જેસી
ક્રિયા કીની એસે ઉપગારી હે; જાસુ ભઈ દેવ ધુની, તાકો
ધ્યાન ધરત મુનિ, એસે પદપાવન કેવટ ધોય પીનો વારિહે;
કહત હે ગિરધારી, પદ રજકી બલિહારી;
ગૌતમકી નારી, વાકું છિન્નમે ઉદ્ધારીહે. ૧

દુહા

પરમારથ સ્વારથ રહિત, જન્મ સચ્ચિદાનંદ;
સાત્વત કુળપાલક પ્રભુ, જય જય રઘુકુળ ચંદ. ૪

સકળ દેવતા સ્તુતિ કરી, નમ્યા રામને પાય;
સભા માંહે બેસાડિયા, પ્રસન્ન થયા રઘુરાય. ૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सर्वदेवैः कृता
श्रीरामचंद्रस्तुतिर्नाम चतुःशतकोऽध्यायः ॥ १०४ ॥

# અધ્યાય ૧૦૫ મો

રાગ દુહા

હાવે ઈંદ્રિની સાથે આવીયા, લક્ષ્મણજી તેણીવાર;
સાષ્ટાંગ દંડવત કરી નમ્યા, રામચરણ મોઝાર. ૧
ત્યારે કર ગ્રહીને ઉઠાડિયા, લક્ષ્મણને રઘુવીર;
સરવ સભા સુણતાં તદા, બોલ્યા શ્રીરણધીર. ૨
અરે ભાઇ જાઓ તમો, સરજ્યુ ગંગામાંહે;
સ્નાન કરીને આવજો, મારી પાસે આંહે. ૩
એવાં વચન સુણી શ્રીરામનાં, ચાલ્યા લક્ષ્મણ વીર;
સરજ્યુમાં પેઠા જઈ, જળ છે મહા ગંભીર. ૪
ત્યારે મનુષ્યાકૃતિ મટી ગઇ તદા, શેષ રૂપ થયા ત્યાંહે;
સહસ્ર ફણા દ્યુતિ ચળકી, સહસ્ર મણિ શીરમાંહે. ૫
ઉજ્જવળ સ્ફટિક વરણ સમ, કાન્તિ અદ્ભુત રૂપ;
જુગલ સહસ્ર લોચન ઝગે, જળહળ જ્યોત અનુપ. ૬
એવા અનંત તતક્ષણ આવીયા, જ્યાં બેઠા શ્રીરઘુરાય;
સ્તુતિ કરતા સન્મુખ રહી, સુણતાં સરવ સભાય. ૭

છંદ ભુજંગી

નમો રામ રામં નમો પર્મ ધામં, અખિલ વિશ્વત્રાતા જનં પૂર્ણ કામં;
અલિપ્તં વિભો વ્યાપકં બ્રહ્મભૂપં, નમો સચ્ચિદાનંદ સર્વાત્મરૂપં.
અછેદ્યં અભેદ્યં અનિરીહમેકં, અખંડં અજં નામ રૂપં અનેકં;
અજામીશ નિર્બંધ નિર્વાણદાતા, પ્રપન્નં જનં સર્વદાસર્વ ત્રાતા. ૨
સદા નિર્ગુણં ગુણમયં રૂપ ધરતા, દ્વિજા નિર્જરા ગોધરા ગુપ્ત કરતા;
ક્ષમાસુર વિખન પ્રાર્થિતં પર્મહેતું, પીડા ટાળવા પાળવા ધર્મસેતું.

પરિત્રાય સાધું વિનાશાય દુષ્ટં, અભેદાયકં સંભવં ભાવ પુષ્ટં;
કળાપૂર્ણ અંશે ચ્યુહુ શ્રીસહિતં, પ્રભો ઉદ્દ્ભવં ભાનુવંશે અજીતં.
કૃતં બાળ પ્રૌગંડ લીલા અપારં, હતં બ્રહ્મદ્રોહી નિબીડ અંધકારં;
તમો ભૂમિજા વલ્લભં ભૂપ સ્વામી, પુનાતિ ધરા દંડકારણ્ય ગામી. ૫
તીરથ પાદ ચર્તા ભુવિભારહરતા, નિગમધર્મધરતા નમોવિશ્વભરતા;
નિજાનંદ સંદેહ અવ્યક્ત મૂલં, મંગળ ધ્યાન હરતિ ત્રઈતાપ શૂલં. ૬
મનોભવ રૂજા ભેષજં નામ ધીરં, શમન સંસ્રુતિ કામ ક્રોધાદિ વીરં;
નમો નિર્મલં કશ્મલં દુઃખહારી, મધુમર્દનં મોક્ષદાતા મોરારી. ૭
હરિ વાસુદેવં ઋષિકેશધારં, નમો શ્રીધરં માધવં મોહપારં;
દયાધીશ ઈશાન અજ સેવ્યમાનં, પ્રભો પાહિ પ્રણતિ અભેભક્તિદાનં.

દોહા

બ્રહ્મ સચ્ચિદાનંદ અજ, અવિરલ પૂરણ જ્ઞાન;
ભક્તવત્સલ કરુણાનિધિ, જય જય શ્રીભગવાન. ૯
સહસ્રાનન એવી સ્તુતિ કરી, વંદી કમળ પદરામ;
સકળ સભા જોતાં તદા, ગયા શેષ નિજ ધામ. ૧૦

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामस्य शेषनागकृता स्तुतिर्नाम पंचशतकोऽध्यायः ॥ १०५ ॥

---

# અધ્યાય ૧૦૬ મો

રાગ બિલાવર ચોપાઈ

એણીપેરે ગયા શેષ નિજ ધામ, પછે વિભીષણશું બોલ્યા શ્રીરામ;
અહો લંકાપતિ સુણો મુજ વાત, તમો નિજ ઘેર પધારો ભ્રાત. ૧
મારૂં સ્મરણ ત્યાં કરજો સદા, અખંડ ભોગ ભોગવજો તદા;
રઘુપતિનાં એવાં સુણી વચન, વિભીષણે જળ ભરીયું લોચન. ૨
પછે પ્રભુપદ ઉપર મૂક્યું શિષ, ગદ્દગદ્દ થઇ બોલ્યા તે દિશ;
અહો નાથ મુને તેડો સંગ, તમ વિના હું કયમ રહું શ્રીરંગ. ૩

રાજ ભોગ મનમાં નવ ધરૂં, પદકમળની સેવા કરૂં;
એવો કોણ અભાગી જન, તજી પ્રભુસેવા વિષય ધરે મન. ૪
માટે મુજને બહિરમુખ કાં કરો નાથ,કિંકર જાણી તેડો પ્રભુ સાથ;
ત્યારે રામ કહે સુણો લંકા ભૂપ, માનો વચન મારૂં અનુપ. ૫
હું તમથી કાંઈ અલગો નથી, ભક્તની પાસે રહ્યા સરવથી;
જતો આવતો નથી હું કહીં, સકળ વિશ્વવ્યાપક છું સહી ૬
આવાગમન મુને કહે છે જેહ, સદા નારકી જાણો તેહ;
અજન્મા જન્મ ઘણાં અનુસરૂં, જેવું કામ તેવું રૂપજ ધરૂં. ૭
સ્થાપન ધરમ દુષ્ટ અભિમાન, ઉતારીને પામું અંતરધ્યાન;
એ આવિર્ભાવ તીરો અનુક્રમ, મારા ભક્ત તે જાણે મર્મ. ૮
એમ પરંપરા ભેદ છે સહી, તે અજ્ઞાની જન સમજે નહિ;
હું મનુષ્યચરિત્ર દેખાડું ઘણું, એ નાટક મારી માયાતણું. ૯
હું છું સદા અલિપ્ત અસંગ, ઘટઘટવ્યાપક નાનારંગ;
અકરતાપણે કરૂં છું સરવ, અભિમાનીનો ટાળું ગરવ. ૧૦
સત્ત્વ ગુણીની રક્ષા કરૂં, રજ તમનો નિગ્રહ આચરૂં;
જુગજુગમાં મારા અવતાર, જન્મ કરમ મુજ દિવ્ય અપાર.૧૧
ગાતાં સુણતાં પ્રાણી જેહ, મારૂં પરમપદ પામે તેહ;
તે માટે લંકાપતિ આજ, હવડાં કરો તમો નગ્રનું રાજ. ૧૨
મેં આપ્યું છે તમને વરદાન, તે મિથ્યા નવ થાયે માન;
એક કલ્પ સુધી પરમાણ, કરો રાજ લંકાનું જાણ. ૧૩
સંકટ સમે હું સહાય કરીશ, અંતે મુજ પદમાંહે ધરીશ;
સત્ય વચન મારૂં છે સહી, અવધ તજી નથી જાતો કહીં. ૧૪
સદા રહ્યો છું કરીને વાસ, મુજને દેખશે મારા દાસ;
બહિર્મુખને દરશન એ નહિ, અદરશ્યપણે અમો રહીશું અહિં.
તે માટે જાઓ તમે સુખે વીર, કરો રાજ્ય મન રાખી ધીર;
મારૂં સ્મરણ કરજો ત્યાં રહી, મુજને આત્મા જાણજો સહી.૧૬
એવાં વચન કહીને ગ્રહ્યો હાથ, ભેટયા વિભીષણને રઘુનાથ;
મસ્તક કર મૂકયો ભગવંત, આજ્ઞા આપી કરુણાવંત. ૧૬

રામવચન લોપાયું નહિ, રહ્યા વિભીષણ મુન્યજ ગ્રહી;
પછી પ્રભુને ચરણે નામી શિષ,આજ્ઞા માગી ચાલ્યા લંકાધીશ.
હાવે સુગ્રીવ આદે વાનર જેહ, શ્રીરામે પાસે તેડાવ્યા તેહ;
તેને આજ્ઞા કરી ભગવાન,જાઓ સરજ્યુમાં કરી આવો સ્નાન.૧૯
વચન સુણી સહુ ચાલ્યા ત્યાંહે, પેઠા સરજ્યુગંગા માંહે;
જળનો સ્પર્શ કર્યો જેટલે, દિવ્યરૂપ પામ્યા તેટલે. ૨૦
સૌ દેવે લીધાતા અવતાર, બેસી વિમાન ગયા સ્વર્ગમોઝાર;
કુટુંબસહિત ઘો રાજા જેહ, પ્રભુનું પરમપદ પામ્યા તેહ. ૨૧
સૈન્ય પ્રધાન મિત્ર મહારથી, પામ્યા મોક્ષ રહ્યું કો નથી;
કંઇ સેવક મિત્ર જન જેહ, કુશની પાસે સોંપ્યા તેહ. ૨૨

વલણ

કુશ પુત્રની પાસે તે રહ્યા, કરવા રાજ તણું જે કાજ રે;
પછી જાંબુવાનને પાસે તેડાવી, બોલ્યા શ્રીમહારાજ રે. ૨૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे सुग्रीवादिवानराणां स्वर्गारोहणं नाम षड्शतकोऽध्यायः ॥ १०६ ॥

---

# અધ્યાય ૧૦૭ મો

રાગ ચોપાઈ

રઘુપતિ કહે સુણો જાંબુવન, માનજો મારૂં સત્ય વચન;
પશ્ચિમ દેશ સમુદ્રની તીર, ગોમતાચળ પરવત ગંભીર. ૧
મોટી ગુફા છે તે ગિરિમાંહે, કુટુંબસહિત જઇને રહો ત્યાંહે;
દ્વાપર યુગના અંતમોઝાર, ત્યારે હું ધરીશ કૃષ્ણ અવતાર. ૨
ચઢશે ચોરી મણિની મુજ શિષ, તેને ખોળવા હું આવીશ તે દિશ;
ત્યાં તમ સાથે મારે જુદ્ધબહુથશે,ત્યારે પૂરવની સ્મૃતિ આવશે.
ઓળખશો મુજને નિરધાર, મારી સ્તુતિ કરશો તેણીવાર;
પુત્રી થાશે જુંબુવતી નામ, પરણાવશો મુજને તે ઠામ. ૪
તે જાંબુવંતીની જન્મકથાય, સુણજો કહું તેનો અભિપ્રાય;
સીતાનું હરણ થયું જેણીવાર, અમો ખોળતા દંડકવન મોઝાર.૫

ત્યારે ય મુના ગિરિ રહેતાં શિવસતી, મુનેનમસ્કારકરીયો પશુપતિ;
તવ ઉમયાને પડીયો સંદેહ, રાજકુંવર રડતા ફરે એહ. ૬
ક્યમ કર્યો શિવે એમને નમસ્કાર, કહી સચ્ચિદાનંદ અપાર;
સતી આવ્યાં કરવા મુજ પરીક્ષાય, સીતાનું રૂપ ધર્યું ઉમયાય. ૭
મેં ઓળખીને તવ હાંસી કરી, તવ લાજ્યાં સતી ગયાં પાછાં ફરી
સીતાનું રૂપ ધર્યું તે કાજ, તજ્યાં સતીને શિવ મહારાજ. ૮
ઉમયાએ વિચાર્યું મન, હાવે ના રાખવું મારે તન;
તે દોષ ટાળવાને નિરધાર, અંશે કરી લેશે અવતાર. ૯
તે ઉમયાઅંશ જાંબુવતી થશે, તમ પુત્રી મુજને પરણશે;
ત્યાર પછી પામશો નિજ ધામ, થશે સકળ મન પૂરણકામ. ૧૦
માટે જાઓ સખા સુખે કરી ત્યાંહે, મારૂં સ્મરણ કરજો મનમાંહે;
એવું સાંભળી જાંબુવાન, ગયા નમી પદ શ્રીભગવાન. ૧૧
સુણો શ્રોતાજન એ અભિપ્રાય, જે જાંબુવંતી અંશ ઉમયાય;
તે હરિવંશમાં છે એ કથા, માટે સંદેહ નવ કરવો સર્વથા. ૧૨

દોહા

એમ રીંછપતિને આજ્ઞા કરી, દયાનિધિ રઘુવીર;
પછી અંજની સુતનો કર ગ્રહી, બોલ્યા શ્રીરણધીર. ૧૩
અરે મારુતિ કહું તુને, તું મુજ દાસ અનીન;
અજર અમર બળવંત છે, મુજ ગુણ સાગર મીન. ૧૪
તું ભૂતળમાં રહેજે સદા, તારી કરશે સૌ પૂજાય;
જે જન તુજને સમરશે, તેનાં સંકટ દૂર પળાય. ૧૫
કથા થાય જ્યાં માહરી, તે સાંભળજે મહાવીર;
રામચરિત્ર પવિત્રનો, તું શ્રોતા મતિધીર. ૧૬
તુજમુજમાં અંતર નથી, સત્ય કહું નિરધાર;
વાસ કરી હું રહું સદા, ભક્તના હ્રદયમોઝાર. ૧૭
મારો વિજોગ તારે નહિ, એ મુજ સત્ય વચન;
સ્મરણ કરે તું જે સમે, તતક્ષણ દેઉં દરશાન. ૧૮
એવાં વચન સુણી રઘુવીરનાં, થયા ગદ્‌ગદ્‌ પવનકુમાર;
સાષ્ટાંગ કરી શિર મૂકીયું, રઘુપતિ ચરણમોઝાર. ૧૯

ત્યારે મસ્તક કર મૂકયો પ્રભુ, ઉઠાડીયા ગ્રહી હાથ;
ધીરજ આપી બહુવિધિ, પ્રસન્ન થયા રઘુનાથ. ૨૦

વલણ

ધીરજ આપી બહુ પ્રકારે એમ, કર્યું સહુનું સમાધાન રે;
પછી ભરથ શત્રુઘન પાસે તેડી, બોલ્યા શ્રીભગવાન રે. ૨૧

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे जांबुवान हनुमानयोः श्रीरामवरप्राप्तिर्नाम सप्तशतकोऽध्यायः ॥ १०७ ॥

# અધ્યાય ૧૦૮ મો

રાગ સામેરી

ભરથ શત્રુઘન પાસે તેડાવીને, બોલીયા શ્રીરામ;
જાઓ સરજુમાંહે સ્નાન કરીને, આવો આણે ઠામ. ૧
ત્યારે વચન સુણી બે વીર ઉઠીયા, ગયા તતક્ષણ તાંહે;
સ્નાન કરવા પેઠા જ્યારે, સરજુગંગા માંહે. ૨
ત્યારે ભરથજી થયા શંખરૂપે, પાંચજન્ય જેનું નામ;
શત્રુઘન થયા ચક્ર સુદરશન, આવ્યા જ્યાં શ્રીરામ. ૩
પછી રામે ચતુર્ભુજ રૂપ ધરિયું, તેજનો અંબાર;
શંખ ચક્ર ને ગદા પદ્મ, તે ધર્યાં કર મોઝાર. ૪
એટલે આવ્યા ગરુડજી, પ્રભુચરણ નામ્યું શિષ;
સહુ દેખતાં હરિ વાહન ઉપર, બેઠા શ્રીજુગદીશ. ૫
ત્યારે પૃથ્વીમાંથી નીકળ્યાં, શ્રીજાનકી તેણીવાર;
તે થયાં લક્ષ્મીરૂપ પોતે, શોભાનો નહિ પાર. ૬
પછી ગરુડ ઉપર વામ ભાગે, બેઠાં હરિની સંગ;
ઘનમાંહે ચમકે દામની, એમ શોભતા શ્રીરંગ; ૭
દુંદુભી વાગ્યાં દેવનાં, થયો શબ્દ જયજયકાર;
સુર અંગના અંજલી ભરી, કરે પુષ્પવૃષ્ટિ અપાર. ૮
વળી ચર્મ અસિકો દંડશર, તેણે ધર્યાં પાર્ષદ રૂપ;
નિજ રથતણા જે અશ્વ અદ્દભુત, થયા દિવ્ય અનુપ. ૯
ગાયત્રી મૂર્તિ શ્રુતિ, કાર ૐઆદે મંત્ર;

તેણે છત્ર ચામર કર ગ્રહ્યાં, નારદ વજાડે જંત્ર. ૧૦
ઋગ્ યજુર્ શામ ને અથર્વ કહીયે, વેદ ચારે જેહ;
ખમા ખમા મુખ બોલતા, ચોપદાર ચાલે તેહ. ૧૧
ત્યારે વશિષ્ઠ આદિ સહુ મુનિને, રામે કર્યો નમસ્કાર;
પછી ગરુડને આજ્ઞા કરી, ચાલ્યા ઉર્ધ્વ પંથ મોઝાર. ૧૨
તે સમે સરવે લોકપતિ, જોવાને આવ્યા ત્યાંહે;
ગાંધર્વચારણ સિદ્ધ કિન્નર, રહ્યા અંત્રિક્ષ માંહે. ૧૩
મરુત પિત્રી યક્ષગણ વળી, અમર દશ દિગ્પાળ;
અપ્સરા કરતી નૃત્ય સુંદર, ગાતી ગીત રસાળ. ૧૪
ક્ષણે ક્ષણે કરતા અમર, પુષ્પની વૃષ્ટિ ધાર;
જય ધુની વ્યાપી દશ દિશા, વાજીંત્રનો નહિ પાર. ૧૫
મધ્યાન્હ સમય થયો છે જ્યારે, સૂરજ આવ્યો શિષ;
તે સમે સરજુતીરથી, ચાલીયા શ્રીજુગદીશ. ૧૬
આગળ ગરુડજી ચાલતા, શ્રીસહિત દેવ મોરાર;
તેની પૂંઠે સરવ વિમાન ચાલ્યાં, શોભાનો નહિ પાર. ૧૭
જે દેવનો જ્યાંહાં લોક આવે, વ્યોમ મારગ માંહે;
ત્યારે પ્રભુને પ્રણામ કરી, રહેતા હવા સુર ત્યાંહે. ૧૮
એ પ્રકારે રઘુનાથજી, પુર પ્રજાશું તેણીવાર;
નિજ ધામમાં પહોંચ્યા પ્રભુ, વરતિયો જયજયકાર. ૧૯
આવ્યા હતા જે મુનિ સકળ, તે ગયા નિજ નિજ ધામ;
કહેતા હવા શ્રીરામની, પ્રભુતા પરસ્પર ઠામ. ૨૦
શ્રીરામે આવાહન કર્યું તું, વિરજ્યાનું તે ઠાર;
તે વિસરજન પામ્યાં તદા, નિજ લોકમાં નિરધાર. ૨૧
સીતાતણો કુશ પુત્ર જે, હનુમંત આદિ પ્રધાન;
વશિષ્ઠજી તેને તેડીને, પુર પ્રવેશ્યા સ્વસ્થાન. ૨૨
કેટલેક દિવસે અયોધ્યા, ફરી વસાવી શોભાય;
કુશરાજ કરતો તે તણું, મહા ધર્મ નીતિન્યાય. ૨૩
અષ્ટપુત્રથી વંશ વિસ્તર્યો, રઘુકુળતણો નિરધાર;
તેમાં રઘુપતિના વંશનો, કુશથી કહ્યું વિસ્તાર. ૨૪

વલણ

વિસ્તાર કહું શ્રીરામકુળનો, જે કુશથકી નિરધાર રે;
તે શ્રોતાજન સાવધાન થઇને, સુણજો વંશવિસ્તાર રે. ૨૫

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे श्रीरामचंद्र-सीतयासह गरुडारोहणं कृत्वा वैकुंठप्रवेशो नाम अष्टशतकोऽध्यायः ॥

## અધ્યાય ૧૦૯ મો

રાગ મારુ

હાવે શ્રોતાજન સાવધાન થઇને, સુણજો સર્વ સમાજ;
શ્રીરામચંદ્રનો પવિત્ર વંશ તે, વિસ્તારી કહું આજ. ૧
શ્રીજાનકી કેરો પુત્રજ કહીયે, વીર કુંવર કુશ નામ;
તેણે અવધપુરીનું રાજ કર્યું, જેમાં અર્થ ધર્મ ને કામ. ૨
તે કુશનો પુત્ર અતિથિ નામે, સુરજે આપ્યો જેહ;
ધર્મરાજ તેણે કર્યું ઘણા દિન, મહાબળિયો થયો તેહ. ૩
વળી તે તણો પુત્ર નિષિદ્ધ થયો, તેનો પુંડરિક અભિધાન;
પછે મહા પરાક્રમી પુત્ર થયો, તેને ક્ષેમધનુ બળવાન. ૪
વળી દેવાનિક થયો આત્મજ તેનો, તે તણો પુત્ર અનિહ;
હાવે તેથી પ્રગટયો પારિજાત, નર મધ્યે મહાસિંહ. ૫
તેનો બળ સુત તેથી સ્થળ થયો, વજ્રનાભ સુત તેનો;
સુગુણ પુત્ર વળી તેનો વિધૃતિ, મહા પ્રતાપ બળ જેનો. ૬
હિરણ્યનાભ મહા ધીર વીર થયો, સુરજ મંત્રથી જેહ;
વળી જૈમુનિ કેરો શિષ્યજ કહાવે, જ્ઞાની વિચીક્ષણ તેહ. ૭
વળી યાજ્ઞવલ્કય જેની પાસે ભણિયો, યોગવિદ્યા સમરથ;
સાધન સિદ્ધ કળા સહુ જાણે, અષ્ટાંગ યોગનો અર્થ. ૮
તે હિરણ્યનાભનો પુષ્પ થયો, તેનો ધ્રુવસંધિ એવું નામ;
તે થકી પુત્ર સુદત્ત વીર તેનો, અગ્નિ વરણ બળ ધામ. ૯
વળી શીઘ્રનામે સુત તેનો થયો, તેથી મરુત નામે તન;
તેણે અવધપુરીનું રાજ કર્યું, પછે તપ કરવા ગયો વન. ૧૦
કલાપ ગ્રામ હિમાચળ પાસે, અદ્યાપિ રહ્યો છે ત્યાંહે;

તે સતયુગ આવશે ત્યારે કરશે, રાજ અવધપુર માંહે. ૧૧
તે કળિયુગ જાણી સુરજ વંશનું, બીજ રહ્યો છે રાય;
હાવે પુત્ર પ્રસુ સુત મરુત તણો, તે મહા બળિયો કહેવાય. ૧૨
વળી તેનો સુત એક સંધિ નામે, પુરુષ મધ્યે મહાવીર;
પછી પુત્ર અમરશણ તેનો થયો, જે ધનુર્વિદ્યાનો ધીર. ૧૩
હાવે મહા સ્વાંગ તેનો થયો, વિશ્વસા પ્રસેનજીત તેનો તન;
તેનો તક્ષક તેથી બૃહદ બળ, પુરુષારથમાં ધન્ય. ૧૪
વળી તે તણો પુત્ર બૃહદરણ કહીયે, તેથી ઉરુક્રીય નામ;
તે થકી વચ્છ થયો વૃદ્ધ તેનો, પ્રતિવ્યોમ્ન અભિરામ. ૧૫
તે થકી ભાનુ દિવાકર તેને, સેહેદેવ સુત શ્રીમાન;
તે તણા પુત્ર જુગલ બળિયા, બૃહદશ્વ ને ભાનુમાન. ૧૬
તે ભાનુમાનનો પુત્રજ કહીયે, નામ તેનું પ્રતિકાશ;
સુપ્રતિક તેનો આત્મજ, તેને ત્રેણ થયા સુખરાશ. ૧૭
એક મરુદેવ બીજો સુનક્ષેત્ર, ત્રીજો પુષ્કર નામે જાણ;
તે પુષ્કરને થયો બૃહદભ્રાજ, તેનો બરહી પુત્ર પ્રમાણ. ૧૮
તે થકી પુત્ર કૃતંજય નામે, રણંજય તેનો તંન;
તે થકી સંજય છાકજ તેનો, શુધ્ધોદય નિરમળ મન. ૧૯
હાવે તે થકી લાંગુલ પુત્ર થયો તેનો, પ્રસેનજીત કહેવાય;
તે થકી ક્ષુદ્ર કરુણકજ તેનો, તે થકી સુરથરાય. ૨૦
તે થકી પુત્ર સુમિત્ર થયો, તેણે કર્યું થોડા દિનરાજ
પછે ઘોર કળિમાં નષ્ટ વંશ થયો, ભ્રષ્ટ કર્મ કુળકાજ. ૨૧
ઇક્ષ્વાકુ રાયનો વંશ એટલો, ચાલ્યો કળિયુગ માંહે;
એ સુરજ વંશનો મરુતરાય તે, ધ્યાન ધરે છે ત્યાંહે. ૨૨
એક ચંદ્ર વંશનો દેવાપી રાજા, તે રહ્યો તેણે ઠાર;
તપ કરે છે એ બંન્યો ભૂપતિ, કલાપ ગ્રામ મોઝાર. ૨૩
જ્યારે સત યુગનો આરંભ થશે, ત્યારે કરશે બંન્યો રાજ;
તે થકી વંશ વિસ્તાર પામશે, ધર્મરાજ મહારાજ. ૨૪
એ પરંપરા કહી રવિકુળ કેરી, શાસ્ત્ર તણે અનુસાર;
ભાવ ધરી સુણશે જન જે, તેનો પામશે વંશ વિસ્તાર. ૨૫

વલણ

વિસ્તાર પામશે વંશ તેનો, જે ભાવે સુણે નરનાર રે;
કહે દાસ ગિરિધર હાવે સંક્ષેપે કરૂં, રામચરિત્ર વિસ્તાર રે.

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे कुशवंशवर्णनं नाम नवशतकोऽध्यायः ॥ १०९ ॥**

# અધ્યાય ૧૧૦ મો

રાગ ધન્યાશ્રી

સુણો શ્રોતાજન થઇ સાવધાનજી, હરિરસ લીલા અમૃત પાનજી;
સપ્ત કાંડમાં જે થઇ કથાયજી, તે સંક્ષેપે કરી હાવે કહેવાય જી.૧

ઢાળ

સંક્ષેપથી કહું ચરિત્ર સરવે, અથ ઇતિ સમુદાય;
જે સાંભળ્યાથી આદિ અંતની, સ્મૃતિ સરવે થાય. ૨
બાળકાંડમાં કહી પ્રથમ, રાવણ કુળ ઉતપત્ય;
તપદિગ્વિજે વિસ્તારકુળ, ઉપમાંન બંધ વિપત્ય. ૩
દશરથ કૌશલ્યાતણો જે, સકળ લગ્નસંબંધ;
કુબેરવધૂ શાપિત દશાનન, દુઃખિત નિરજર બંધ. ૪
પછી ક્ષીર સિંધુ આગમન, ભુવ સહિત સુર સહુ ત્યાંહે;
કર્યું સ્તવન નારાયણતણું, થઈ ગિરા સાગર માંહે. ૫
સાંત્વન કરીને ધીરજ આપી, કહ્યો જન્મ વિચાર;
પછી રાય દશરથ શ્રવણવધ, કૃત શાપ વર નિરધાર. ૬
વળી અસુર વૃષપર્વા તણો વધ, કૈકે વર પ્રસ્તાવ;
ચરિત્ર શૃંગી આગમન, પુત્રેષ્ટિ યજ્ઞ પ્રભાવ. ૭
ત્યારે યજ્ઞ પુરુષ પ્રસન્ન થઈ, ચર આપીયા સુપવિત્ર;
સુવર્ચસા ચર ગ્રહી ગઇ, હનુમંત જન્મ ચરિત્ર. ૮
શ્રીરામ લક્ષ્મણ ભરથજી, શત્રુઘન સુત ચાર;
તેનાં જન્મ કરમ વિધાન, બાળ ચરિત્ર ઉપવિત સાર. ૯
વિદ્યા ભણ્યા તીરથ અટણ, આગમન ગાધિકુમાર;
ગુરુદીક્ષા લેઈને રામ ચાલ્યા, યજ્ઞરક્ષણ સાર. ૧૦
ગંગાતણી ઉત્પત્તિ કહી, તાડિકા વધ એક બાણ;

સુબાહુ આદે હણ્યા અસુર, ક્રતુ કરાવ્યો નિરવાણ. ૧૧
પછે અહલ્યા ઉદ્ધાર ઉત્પત્તિ, સીતાજન્મ કથાય;
તે મુનિ સાથે જનકપુર, આવિયા શ્રીરઘુરાય. ૧૨
ત્યાં સ્વયંવર જીત્યો સકળ, કોદંડ ખંડી રામ;
આગમન દશરથ, લગ્ન ચારે પુત્રનાં તે ઠામ. ૧૩
પછી ફરશુધરનો ગરવ ટાળ્યો, આવ્યા પુરમોઝાર;
એ બાળકાંડમાં કહી કથા, એમાં ઘણો વિસ્તાર. ૧૪
પછી ભરથ શત્રુઘન ગયા, માતુલ કેરી સાથ;
ત્યારે વૃદ્ધપણું જાણી વિચાર્યું, ચિત્ત અવધીનાથ. ૧૫
વશિષ્ઠ ગુરુને પૂછીયું, લેઇ સરવનો અભિપ્રાય;
રામનેરાજ્યાભિષેક કરવા, મુહૂરત લીધું રાય. ૧૬
ત્યારે કૈકેયે માગ્યાં વચન, નૃપ થયા દુઃખિયા જાણ;
શ્રીરામ લક્ષ્મણ જાનકી, વન નીકળ્યાં નિરવાણ. ૧૭
ત્યાં ભેટ થઈ ઘોરાયની, ઉતર્યાં ગંગાપાર;
મુનિ આશ્રમે જઈને રહ્યાં, ચિત્રકૂટગિરિ મોઝાર. ૧૮
સુમંતે આવીને કહ્યું, જ્યારે પામ્યા રાય પતન;
મોસાળથી તેડાવિયા, ભરથને શત્રુઘન. ૧૯
કરી ક્રિયા દશરથ રાયની, પછી કુટુંબ લોક અપાર;
રામને મળવા ભરથજી, આવ્યા ચિત્રકોટમોઝાર. ૨૦
ત્યાં સમાગમ થયો સરવનો, ઇષ્ટ મિત્ર ગુરુજન ભ્રાત
ઘણાં વચન કહીને શોક સરવે, સમાવ્યો જગતાત. ૨૧
પાદુકા લેઈ રઘુવીરની, વળ્યા ભરથજી નિરધાર;
પછી નંદીગ્રામ સમીપ બેઠા, તપ કરવા તે ઠાર. ૨૨
સહુ સાથ આવ્યો અવધપુર તે, અવધ રાખી મન;
એ અયોદ્ધા કાંડમાં, સરવે કથા કહી પાવન. ૨૩
ચિત્રકોટથી રઘુનાથજી, ચાલિયા દક્ષિણ માંહે;
અત્રિને આશ્રમ આવીયા, સિંહાદ્રિ પર્વત જ્યાંહે. ૨૪
વિરાધ વધ કરીને ગયા, શરભંગને આશ્રમ;
તે મુનિને સદ્દગતિ આપી, આલ્યા પૂરણ બ્રહ્મ. ૨૫

પછી સુતીક્ષણ મંદકરણ, આશ્રમથકી ચાલ્યા દૂર;
અગસ્ત્યને મળી ચાલીયા, જ્યાં જટાયુ બળપૂર. ૨૬
પછી દંડકવન ગોદાવરી ત્રટ, રહ્યા શ્રીરઘુવીર;
ત્યાં અસુર સમર મારિયો, લક્ષ્મણ જતિ વ્રતધીર. ૨૭
સુર્પનખા નાસા કરણ છેદન, ખર દુખર વધ કાય;
માયા મૃગ છેદન દશાનન, હરણ કૃત સીતાય. ૨૮
પછી જટાયુ યુદ્ધ પરાજય, કરી ગયો લંકા માંહે;
તેની શોધ કરતા રામ લક્ષ્મણ, આવ્યા છે ગીધ જ્યાંહે. ૨૯
તેને ગતિ આપી ગિરિ ચમુના, ચઢયા શ્રી રઘુવીર;
સંવાદ શિવ ઉમયા તણો, આવ્યા કૃષ્ણવેણી તીર. ૩૦
કબંધ વધ શબરી ગતિ, કર્યો પંપાસર વિશ્રામ;
આરણ્ય કાંડમાં એટલી તે, કથા કહી અભિરામ. ૩૧
મારુતિ સમાગમ વાલી, સુગ્રીવ તણી કહી ઉતપત્ય;
સુગ્રીવ મળિયા રામને, કરી મિત્રી વાચા સત્ય. ૩૨
ઋષિમુખ પરવત તાડ ભેદન, વાલીવધ એક બાણ;
સુગ્રીવ રાજ્યાભિષેક વર્ણન, વ્રષા શર્દ સુજાણ. ૩૩
શ્રીય શુદ્ધિકારણ મોકલ્યા, કપિ દગ્ધવન પરિહાર;
દંડીઋષિ સુત મોક્ષ પામ્યો, સુપ્રભા ઉદ્ધાર. ૩૪
સિંધુતણે ત્રડ આવિયા, કપિ કરે મન વિચાર;
થયો સમાગમ સંપાતિનો, શ્રીય શુદ્ધિ કહી તેણીવાર. ૩૫
ઓળંગવા તત્પર થયા, જલનિધિ મારુત તન;
કિષ્કિંધા કાંડમાં એટલી, તે કથા કહી પાવન. ૩૬
સિંધુ ઓળંગી લંકા સરવે, શોધી પવનકુમાર;
પછી રુદ્રવેણા ગીત ગાયું, અશોકવન મોઝાર. ૩૭
મુદ્રિકા આપી જાનકીને, સમાવ્યો પરિતાપ;
અશોકવન ઉજ્જડ કર્યું, રાક્ષસ અનેક નિપાત. ૩૮
બ્રહ્મ પાશ બંધન દહન લંકા, બ્રહ્મ પત્ર વિધાન;
સમુદ્ર ઉલ્લંઘી મારુતિ, કહી શુદ્ધિ શ્રીભગવાન. ૩૯
રઘુનાથ કપિદળ લેઇ ચઢયા, આવિયા સાગરતીર;

ત્યાં વિભીષણ આવી મળ્યો, રાવણ તણો લઘુવીર. ૪૦
પછી પાજ બંધન કરીને, સ્થાપીયા શ્રીમહાદેવ;
ઉતર્યાં સૈન્યસહિત રઘુવર, સુવેલ તતખેવ. ૪૧
કપિદળ તણી સંખ્યા કહી, શુકશારણ ચતુર અપાર;
ઉપમાન કીધું લક્ષ્મણે, દશ મુખ તણું તેણીવાર. ૪૨

વલણ

ઉપમાન પામ્યો રાવણ ત્યારે, મનમાં થઇ ચિંતાય રે;
એમ સંક્ષેપે વરણવી સરવે, સુંદર કાંડ કથાય રે. ૪૩

**इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे बालकांडादि सुंदरकांडान्तानुक्रमणिकरणं नाम दशशतकोऽध्यायः ॥ ११० ॥**

## અધ્યાય ૧૧૧ મો

રાગ સામેરી

હાવે માયા દેખાડી રાવણે, પામ્યાં સીતા મન વિષાદ;
પછી મયસુતા સીતાતણો, થયો પરસ્પર સંવાદ. ૧
સુગ્રીવ રાવણ યુદ્ધ વળતી, અંગદવિષ્ટિ હોય;
પછે યુદ્ધનો આરંભ રાક્ષસ, કપિ કરતા સોય. ૨
સર્પાસ્ત્ર બંધન રામ સૈન્યા, પ્રહસ્ત મરણકથાય;
મંદોદરીએ કહી સકળ, દશમુખને શિક્ષાય. ૩
રાવણ તણું યુદ્ધ વરણવ્યું, કુંભકરણ મરણ વિધાન;
જામાત્ર સુત મિત્રી ઘણા, પામ્યા તે મરણ નિદાન. ૪
ઇન્દ્રજીતવધ જુક્તિ કહી, સુલોચનાનું ચરિત્ર;
પછે અહીરાવણ મહીરાવણ વધ, કહી કથા ચિત્રવિચિત્ર. ૫
પછે રાવણ જુદ્ધ કરવા ચઢયો, લક્ષ્મણને શક્તિ ઘાય;
ગિરિ દ્રોણ ઔષધિ લાવતાં, મળ્યા ભર્થને મહાકાય. ૬
સુખ થયું લક્ષ્મણને તદા, જુદ્ધ કર્યું રાવણ સાથ;
સહુને હણી પછી રાવણનો, વધ કર્યો શ્રી રઘુનાથ. ૭
સદ્‌ગતિ પામ્યા સહુ અસુર, વિભીષણને આપ્યું રાજ;
સહુ મુકત બંધન દેવ કીધા, જીવાડયો કપિનો સમાજ. ૮

કરી દિવ્ય મળિયાં જાનકી, થયા પ્રસન્ન શ્રીરઘુરાય;
પ્રભુ બેઠા પુષ્પ વિમાનમાં, યુદ્ધ કાંડની એ કથાય. ૯
કપિ વિભીષણશ્રીય અનુજ, સાથે ચાલ્યું પુષ્પ વિમાન;
કૃપા કરી નિજ પુર ભણી, આવિયા શ્રીભગવાન. ૧૦
ભર્થજી આદે મળ્યા સહુને, કર્યું મંગળ સ્નાન;
પછે શુભ મુહૂરત લેઇ રાજ બેઠા, અવધપુર સ્વસ્થાન. ૧૧
લંકેશ સુગ્રીવને વળાવ્યા, માન દેઈ રઘુવીર;
પછે રાજનીતિ પ્રજા પાળી, ધર્મધારણ ધીર. ૧૨
ત્યારે લવણાસુરનો વધ કર્યો, નિરભે મથુરા દેશ;
દ્વિજસુત જીવાડયો ભીલને, આપી ગતિ પરમેશ. ૧૩
વળી શ્વાન સંન્યાસી ઉલુક, બગ તણો કીધો ન્યાય;
બ્રહ્મદત્તનું આખ્યાન, વરણાશ્રમ ધર્મ સમુદાય. ૧૪
શ્રીમતી સીતાજી તણું, પરીએટ દુરવચન;
શુકશુકીના સંવાદે તજીયાં, જાનકીને વન. ૧૫
વાલ્મિકને આશ્રમ રહ્યાં, ગંગા તેડાવ્યાં એવ;
લવ કુશ જન્મ મુનિ બંધુ હત, બ્રહ્મ કમળ પૂજ્યા દેવ. ૧૬
અગસ્ત્યના ઉપદેશથી, યજ્ઞ આરંભ્યો શ્રીરામ;
શત્રુધન પુષ્કલ સેન લેઇ, ચઢયા અશ્વરક્ષણ કામ. ૧૭
દમન નૃપ પ્રથમે નમ્યો પછે, ચ્યવર્ન જન્મકથાય;
રાય સુધરમી કેરી સ્વાગત, નીલગિરિ મહિમાય. ૧૮
સતવંત પુરથી હય ગયો, કામાક્ષી દેવી જ્યાંહે;
ઉગ્રદંત વિદ્યુતમાલીનો, કર્યો પરાજય ક્ષણમાંહે. ૧૯
આરણ્ય રામાયણ કહી, મુનિ મોક્ષ પામ્યા જેહ;
વળી રેવાજળમાં અશ્વ બૂડયો, લાવિયા પછી તેહ. ૨૦
વીરમણિ સાથે યુદ્ધ થયું, શિવસહિત મહા સંગ્રામ;
મારુતિ લાવ્યા દ્રોણ ઔષધિ, આવીયા શ્રીરામ. ૨૧
પછી અશ્વસ્થંભન મળ્યા શૌનક, કહ્યો કર્મ વિપાક;
સુરથ ધરમવિવાદ અદ્ભુત, અંગદવિષ્ટિ વાક. ૨૨
યુદ્ધ વરણવ્યું સુરથ તણું, ત્યાં પધાર્યા રઘુવીર;

લવ કુશે જુદ્ધ કર્યું ઘણું, જીત્યા શત્રુઘન ધીર. ૨૩
વળી રામ લક્ષ્મણ ભરથને, લવ કુશે મનાવી હાર;
થયો શોક સીતાને તદા, પછી આપ્યો યજ્ઞતોખાર. ૨૪
પછે જીવાડી સેના સકળ, વાલ્મિક મુનિએ ત્યાંહે;
સીતાસહિત સુત લેઈને, પ્રભુ આવ્યા અવધીમાંહે. ૨૫
સીતા સહિત ક્રતુ કર્યો પૂરણ, સ્નાન અવભૃથ દાન;
પછે મુનિ નૃપને વળાવ્યા, બહુવિધિ કરી સન્માન. ૨૬
પુત્રને આપ્યા દેશ સરવે, કર્યો રાજ્યાભિષેક;
સીતા સમાયાં સુમિત્રીનો, ત્યાગ કરીયો ટેક. ૨૭
પછે કૌશલ્યાને જ્ઞાન આપ્યું, પામીયાં નિજ લોક;
સ્વધામ લીલા વરણવી, પદ પદે પુણ્યશ્લોક. ૨૮
એમ વર્ષ ત્રયોદશ સહસ્ર સુધી, કર્યું રામે રાજ;
પછી પધાર્યા નિજ ધામ પ્રભુ, લેઇ અવધલોકસમાજ. ૨૯
એમ સપ્તકાંડની કથા સરવે, કહી મતિ અનુસાર;
એના અવાંતરમાં બહુ પ્રકારે, કથા કહી વિસ્તાર. ૩૦
શત કોટી રામચરિત્રનો, નવ પાર પામે કોય;
જ્યમ સમુદ્ર કેરા પારમાં, ગજ પિપ્પિલકા સમ હોય. ૩૧
આકાશકેરો તાગ લેવા, મશક ગરુડ સમાન;
એમ અલ્પ બુદ્ધિ મહાનથી, નવ થાય હરિગુણ માન. ૩૨
બે સહ જીભ્યા શેષને તે, નવીન ગુણ નિત્ય ગાય;
એક કલ્પ સુધી વરણવે, પણ પૂરણ નવ કહેવાય. ૩૩
કવિ કહી ગયા વળી કહે ઘણા, કહેશે મતિઅનુસાર;
નવ થાય પૂરણ રામની, લીલા સમુદ્ર અપાર. ૩૪
હું અલ્પ બુદ્ધિ શું કહું, જે અજીત ઇન્દ્રિ મન;
વ્યવસાય તેમાં અતિ ઘણા, વળી ક્ષણભંગુર તન. ૩૫
પણ ગુરુકૃપાયે વરણવ્યા, કંઇએક હરિગુણ ગ્રામ;
જે કલ્પના મનમાં હતી તે, થયાં પૂરણ કામ. ૩૬
કંઇ હોય દૂષણ કાવ્યમાં, અઘટિત અલ્પ વચન;
કાંઇ અઘટિત ઓછું અશોભિત, રસહીણ પદ પરિચ્છિન. ૩૭

તે ક્ષમા કરજો રઘુપતિ, અપરાધ મારા સર્વ;
મેં ગાયા છે ગુણ દીન થઈ, નથી ધર્યો મનમાં ગર્વ. ૩૮
પ્રભુ તમો દીનદયાળ છો, ભક્તના પૂરણ કામ;
નિજ દાસના અવગુણ નથી, ચિત લાવતા શ્રીરામ. ૩૯
તમો પ્રસન્ન થાઓ પુષ્પપત્રે, ભાવથી ભગવાન;
એવું જાણીને વિશ્વાસ આણી, કર્યું છે ગુણગાન. ૪૦
જ્યમ બાળક બોલે બોબડું, માબાપ હરખે મન;
એ પ્રકારે ગુણ વરણવ્યા, જાણજો જુગજીવન. ૪૧
શ્રીરામ લક્ષ્મણ જાનકી, સંકટહરણ હનુમંત;
થજો પ્રસન્ન સુણી મુજ વિનતિ, છો તમો કરુણાવંત. ૪૨
છો ભક્તવત્સલ રઘુપતિ, ઉદાર દીનદયાળ;
નવ લાવશો મુજ દોષ મન, પ્રભુ રાખજો સંભાળ. ૪૩
પાપી અજામેલ ઉદ્ધર્યો, લીધું નારાયણ સુત નામ;
ગજરાજ હરિ એકવાર કહેતાં, પામીયો નિજ ધામ. ૪૪
પોપટ ભણાવતાં પુંશ્ચલી, સદ્દગતિ પામી તેહ;
વળી દાસી સુત નારદ હતા, થયા સંત શિરોમણી જેહ. ૪૫
વળી ધ્રુવ અમરીષ પ્રહ્લાદ વિભીષણ, આદે ભક્ત અનંત;
તવ નામથી નિર્મળ થયા, જશ ગાય જેના સંત. ૪૬
મરા મરા જપ્યું નામ પ્રતિકૂળ, વ્યાધ વાલ્મિક રાજ;
મહા કવિ પદવી પામીયા, સહુ કવિત ગા શિરતાજ. ૪૭
એવું જાણીને વિશ્વાસ આણી, ગાયા ગુણ પાવન;
એ અરજ ધરજો મનવિષે, કરુણાનિધિ ભગવન. ૪૮
જે કર્મ કાયામનવડે, થયું વાણી ઇન્દ્રિય સાથ;
તે સરવે અર્પણ કરૂં તમને, માની લેજો નાથ. ૪૯
વળી સર્વ વૈષ્ણવ ભગવતીને, નમું છું કરજોડ;
નિજ દાસ જાણી દયા કરજો, દેશો નહિ કાંઈ ખોડ. ૫૦
સરવે મળી અપરાધ મારો, ક્ષમા કરજો દોષ;
હું અલ્પ બુદ્ધિ બાળક જાણી, લાવશો નહિ રોષ. ૫૧
જે પ્રકારે પતિત પાવન, ગાયું રામચરિત્ર;

વિષયમાંથી વૃત્તિ કાઢવા, ને કરવા મન પવિત્ર. ૫૨

વલણ

પવિત્ર કરવા મન વાણી, ટાળવા પાપ વિચિત્ર રે;
પામવા પરમાનંદ પદને, ગાયું રામ ચરિત્ર રે. ૫૩

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटकधारायां उत्तरकांडे उत्तरकांडयोः अनुक्रमणिकरणं नाम एकादशशतकोऽध्यायः ॥ १११ ॥

---

# અધ્યાય ૧૧૨ મો

રાગ ધવળ ધન્યાશ્રી

શ્રી રામચરિત્ર સુધારસ સિંધુ, પાવન સુખદ અપાર જી;
શમન ત્રિતાપ શીતળ પરિપૂરણ, અર્થ રત્નમાંહે સારજી. ૧
કથા કલ્પતરુ પૂરણ કામના, શાખાકાંડ સુજાણ જી;
ઉપશાખા અધ્યાય વિચિત્ર અતિ, ચોપાઇ પત્ર પ્રમાણ જી. ૨
અક્ષર પુષ્પ ને અર્થ વાસના, ફળ પરમાનંદ રૂપજી;
નવ રસ ભાવરૂપી રસ પૂરણ, મધુર સ્વાદ અનુપ જી. ૩
આશ્રિત જન અવિચળ પદ પામે, હોય અનુભવ અપરોક્ષ જી;
ઉભય લોકમાં જશ પ્રાપ્તિ, ધર્મ અર્થ કામ ને મોક્ષ જી. ૪
એ રામકથા શુદ્ધ ભાવથકી જે, સુણે ભણે નરનાર જી;
આ લોક મધ્યે તે ભોગ ભોગવે, અંતે હરિપદ સાર જી. ૫
બ્રાહ્મણ બ્રહ્મતત્ત્વને જાણે, ક્ષત્રી વિજય બળ પામે જી;
વૈશ્યને સમૃદ્ધિ સંતતિ બહુવિધિ, શૂદ્ર સુખી દુઃખ વામેજી. ૬
અપુત્રવાન પુત્ર ફળ પામે, નિરધન પામે ધન જી;
રોગમુક્ત રોગી જન થાયે, બંધીમુક્ત બંધન જી. ૭
ભૈરવ ભૂત પિશાચ જોગણી, દોષ નડે નહિ તેને જી;
ગ્રહ પિત્રી તેને નવ પીડે, ભાવ ભરોસો જેને જી. ૮
શત્રુ પરાભવ કરી શકે તેને, ભય સરવેથી મૂકાય જી;
જે ઇચ્છા હોય મન તણી તે, મનોરથ પૂરણ થાય જી. ૯
બાળહત્યા ગૌબ્રહ્મ સ્ત્રીવધ, ગુરુદ્રોહી ચંડાળ જી;
મહા પાપ થકી તે મૂકાય પ્રાણી, એ સાંભળતાં તતકાળ જી. ૧૦

શ્રદ્ધાસહિત વિશ્વાસ ધરી જન, સુણે ભણે જે કોય જી;
સરવે તીરથનું ફળ પામે, અશ્વમેધતણું પુણ્ય હોય જી. ૧૧
સાક્ષર દ્વિજને લખાવીને, પુસ્તક દાન કરે જન જેહ જી;
પૃથ્વીદાનતણું પુણ્ય હોય તેને, મહા સુખ પામે તેહ જી. ૧૨
જેના ઘરમાં એ રામચરિત્રના, પુસ્તકકેરો વાસ જી;
અખંડ લક્ષ્મીવંશ વિસ્તરે, દરિદ્ર રોગ થાય નાશ જી. ૧૩
અપાર મહિમા હરિગુણ કેરો, તે જાણે મોટા સંત જી;
સતજુગ ત્રેતા દ્વાપર કરતાં, છે કળીમાં મહિમા અનંત જી. ૧૪
દોષનિધિ મહાઘોર કળીજુગ, થાય ન તપ ક્રતુ જાપ જી;
સરવ સાધનગત સાર થયાં, હરિ નામનો અધિક પ્રતાપ જી. ૧૫
વેદ પુરાણ શાસ્ત્ર એમ કહે છે, મોટા પુરુષ મુખ બોલે જી;
કેશવ કીરતન કળિયુગ સાધન, અવર નહિ એને તોલે જી. ૧૬
એવું જાણી વિશ્વાસ ધરી મન, ગાયા હરિગુણ ગ્રામ જી;
ખોડ માં દેશો કવિજન કોઇ જાણી, પ્રાકૃતપદ અભિરામ જી. ૧૭
પિંગળ ભેદ છંદ નવ જાણું, કાવ્યતણી જે રીત જી;
સરસ વિરસપદ પરિચ્છિન્ન પૂરણ, ગાયું હરિગુણ ગીત જી. ૧૮
બુદ્ધિ પ્રમાણે એ ગ્રંથ કર્યો, રસહીણ હોયે અલંકાર જી;
તે દોષ ક્ષમા કરજો સહુ કવિજન, રાખજો ચિત્ત ઉદાર જી. ૧૯
જેવા તેવા પણ હરિના ગુણ છે, પાવન પતિત અનુપ જી;
નાનું મોટું સાકરનું શ્રીફળ, સરવ દિશા રસ રૂપ જી. ૨૦
અવળું સવળું બીજ પડે પણ, ઉગે પૃથ્વી મોઝાર જી;
એમ જે તે પ્રકારે હરિના ગુણ તે, કલ્યાણકારી અપાર જી. ૨૧
એ રામચરિત્રનો ગ્રંથ થયો, પરિપૂરણ હરિ કરુણાય જી;
સપ્ત કાંડ વિસ્તાર ઘણો છે, તેની કહું સંખ્યાય જી. ૨૨
અધ્યાય બસે નવ્વાણું પૂરા, ત્રિશતમાં એક ન્યૂન જી;
નવ સહસ્ર શતપંચની ઉપર, ચોપાઈ એકાવન જી. ૨૩
ગીત રાગની ચાલ જુજવી, રસિક ઢાળ વિશ્રામ જી;
છંદ પ્રબંધની રચના અદ્દભુત, પાવન જશ અભિરામ જી. ૨૪
વાલ્મિકી રામાયણનો અર્થ, માંહે નાટક કૃત હનુમંત જી;

તે થકી ભાષા ગ્રંથ કર્યો છે, લેઇ દૃષ્ટાંત અનંતજી. ૨૫
પદ્મ પુરાણને અગ્નિ પુરાણનો, મેળવ્યો માંહે સંબંધ જી;
અલ્પ બુદ્ધિ તે માટે કંઇ એક, કર્યું પ્રાકૃત પદબંધ જી. ૨૬
જેમ ક્ષીરસમુદ્ર ભર્યો પયકેરો, તે પૂરણ નવ પીવાય જી;
પણ ચંચુજળથી તૃષા વિરામે, પક્ષી સુખીયાં થાય જી. ૨૭
એમ અપાર ગુણ શ્રીરામચંદ્રના, પૂરણ નવ કહેવાય જી;
શેષ ગિરા ગણનાયક ગાતાં, મનમાંહે સંકુચાય જી. ૨૮
તો હું મંદ મતિ મહાકામી, કયમ કરી જાણું પાર જી;
પણ ગુરુ કૃપાયે કરીયા કંઇ એક, હરિના ગ્રુણ વિસ્તાર જી. ૨૯
પંગુ લંઘે ગિરિવર મોટા, મુંગો થાય વાચાળ જી;
પૂરણ બ્રહ્મ કૃપા કરે તો, થાય મૂરખ બુદ્ધિ વિશાળ જી. ૩૦
શાકે સત્તરસેં અઠ્ઠાવન, ધન સંક્રાંતિ ત્યાંહે જી;
સંવત અષ્ટાદશત્રિનેવું, હેમંત ઋતુની માંહે જી. ૩૧
માર્ગશિર કૃષ્ણ પક્ષ નામી તિથિ, રવિવાસર દિન મધ્ય જી;
ચિત્રા નક્ષત્ર યોગ શુક્રમાં, વણીજ કરણ સમર્થ જી. ૩૨
કુંભ લગ્ન અભિજીત મુહૂરતમાં, ગ્રંથ પૂરણ થયો એહ જી;
શ્લોક અરથ ધર્યો છે એમાં, નવ કરશો સંદેહ જી. ૩૩
શ્રીવલ્લભ કુળકમળ દિવાકર, શ્રી પુરુષોત્તમ નામ જી;
શરણાગત વત્સલ સુખદાયક, નિજ જન પૂરણ કામ જી. ૩૪
શબ્દ બ્રહ્મપરાયણ, કાવ્ય કળા સુપ્રવીણ જી;
કૃપાદૃષ્ટિ કરે જેની ઉપર, તેનાં અઘ થાયે ક્ષીણ જી. ૩૫
પાખંડ ધરમંતમ ખંડ કરવા, આચારજ કુળદીપ જી;
શ્રી કૃષ્ણના નામનો મંત્રજ આપી, કીધા જીવ સમીપજી. ૩૬
નવધા ભક્તિ સ્થાપન ભૂતળ, સેવા નંદ કુમાર જી;
બ્રહ્મની સાથે સંબંધ કરાવ્યો, તાર્યા જીવ અપાર જી. ૩૭
પરિક્રમા મીશ પૃથ્વી કીધી, પદ પદ તીરથ રૂપ જી;
દૈવી જીવને શરણે લેઇ, કર્યું ભક્તિ દાન અનુપ જી. ૩૮
તે પુરુષોત્તમનો અંકિત સેવક, ચરણકમળનો દાસ જી;
એવા ગુરુની આજ્ઞાથકી, કીધો ગ્રંથ વિલાસ જી. ૩૯

પરમારથ કારણ શ્રમ કરિયો, નથી કર્યો સ્વારથ લેશ જી;
માનદંભ મૂકી ગાયા છે, પાવનગુણ પરમેશ જી. ૪૦
વૈશ્ય વરણમાં જન્મજ ધરિયો, વીર ક્ષેત્રમાં વાસ જી;
વણિક જ્ઞાતિ દશા લાડની, વૈશ્નવ ગિરિધરદાસ જી. ૪૧
સરવ સંત વૈશ્નવ કવિ જનને, પાયે નમું કર જોડ જી;
કંઈ દોષ હોય એ કૃતિ મધ્યે, મુજને નવ દેશો ખોડ જી.૪૨
વાણી તણો પ્રેરક પુરુષોત્તમ, અંતર જામી જેહ જી;
તે પ્રભુની ઇચ્છાએ થયું છે, રામ ચરિત્રજ એહ જી. ૪૩
જયમ કાષ્ઠની પુતળી ક્રિયા કરે, તે સુત્રધાર આધાર જી;
એમ સકળ જીવ હરિની સત્તાએ, વરતે છે અનુસાર જી.૪૪
એ ઉત્તરકાંડ થયો પરિપૂરણ, અધ્યાય એકશો બાર જી;
ચોપાઇ એકત્રીસેં અઠ્ઠાણું, એમાં ઘણો વિસ્તાર જી. ૪૫
નિરમળ જશ શ્રીરામચંદ્રના, ગાયા મતિ અનુમાન જી;
નિમિત્તમાત્ર જન ગિરિધર કહાવે,કરતા શ્રી ભગવાન જી.૪૬

રાગ વલણ

ભગવાન ભય હર કામ પૂરણ, રાખજો શરણ કૃપા કરી;
કરજોડીને કહે દાસ ગિરિધર, શ્રોતાજન બોલો શ્રીહરિ. ૪૭

इति श्रीरामचरित्रे संमत वाल्मिकिनाटक धारायां उत्तरकांडः
संपूर्णः।। श्रीकृष्णार्पणमस्तु श्रीरस्तु।।

संवत् १८९३ ना मार्गशीर्षे मासे कृष्णपक्षे तिथि नौमी भानुवासरे संपूर्णम्.
स्वकृतं परोपकारार्थाय स्वहस्तेन लिखितं जे वांचे तेने अमारा जेश्रीकृष्ण
छे. श्रीरामचारित्र कांड ७ अध्याय २९९ चोपाइ ९५५१।।



# કવિ ગિરધરદાસનું ટુંક વૃત્તાંત

ગુજરાતી ભાષામાં પરમ પાવની રામાયણની પદ્યબંધ રચના કરનાર કવિ ગિરધરદાસનો જન્મ વડોદરા રાજ્યના પાદરા તાબાના ગામ માસરમાં સંવત ૧૮૪૩ની સાલમાં દશા લાડ વણિકજ્ઞાતિમાં થયો હતો. એ સ્થળે કેટલાંક વર્ષ રહ્યા પછી તેઓ વડોદરામાં આવી રહ્યા હતા, એમ એમનાં કાવ્યો ઉપરથી જણાય છે.

કવિના પિતાનું નામ ગરબડદાસ હતું. તેઓ તલાટીની નોકરી કરતા હતા. કવિએ પણ શરૂઆતમાં તેમની પેઠે આસપાસનાં ગામોમાં તલાટીની નોકરી કરી હતી. કવિ ગામડી નિશાળે બેસી તે સમયની પદ્ધતિ પ્રમાણે આંક, સાધારણ હિસાબ, નામું-ઠામું અને લખવુંવાંચવું એટલું ભણ્યા હતા. એ પછી વિદ્વાનો તેમજ સંતસાધુઓ પાસેથી તેમજ પુસ્તકો વાંચીને એમણે તુલસીકૃત રામાયણ, પુરાણો, મહાભારત, હરિવંશ વિગેરેનો અભ્યાસ કર્યો તેમજ સમજવાપૂરતું સંસ્કૃતનું જ્ઞાન પણ મેળવ્યું.

કવિના ગુરુ પુરુષોત્તમજી મહારાજ કાવ્યશાસ્ત્રમાં પ્રવીણ હતા, તેમની પાસેથી કવિએ કાવ્યશાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો વળી વેદાંતનો પણ થોડોઘણો અભ્યાસ એમણે કરેલો જણાય છે.

કવિની એક બહેન વડોદરામાં પરણાવી હતી. તેમના બનેવીની વડોદરામાં સરાફી પેઢી સારી રીતે ચાલતી હતી. કવિનાં માતાપિતા નાનાં છોકરાં મૂકીને ગુજરી ગયેલાં હોવાથી કવિનું લગ્ન થયું ન હતું. કવિને બીજા બે ભાઇ હતા તેઓ દેશાવર નીકળી પડયા હતા. એમાંનો એક કાશીમાં ધંધારોજગારમાં પડી ત્યાંજ પરણ્યો હતો. બીજા ભાઇનો પત્તો લાગ્યો ન હતો.

વડોદરે પરણાવેલી બહેન કવિની વીશેક વર્ષની ઉંમર થતાં વિધવા થવાથી અને કવિ તે વખતે માસરમાં એકલાજ હોઇ હાથે રાંધીખાતા હોવાથી તેમની બહેને તેમને વડોદરે બોલાવી લીધા. કવિ નામાઠામામાં પણ હોંશિયાર હતા, એટલે બનેવીની દુકાનનું કામ પણ તેમણે સારી રીતે ચલાવવા માંડયું. દુકાનના કામ ઉપરાંત જે વખત મળતો તેમાં તે ગ્રંથોનું વાચનશ્રવણ તેમજ કાવ્યરચનાનું કામ કરતા.

વડોદરામાં આવ્યા પછી કવિએ કાશીથી પધારેલા ગોસ્વામી શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસેથી વલ્લભસંપ્રદાયને અનુસરીને વૈષ્ણવધર્મની દીક્ષા લીધી હતી. એ સમયે વડોદરાની ગાદી ઉપર ગણપતરાવ ગાયકવાડ હતા. તેઓ બહુ શ્રદ્ધાળુ હતા. મથુરાં તરફથી રાધાવલ્લભીસંપ્રદાયના આચાર્ય શ્રીરંગીલલાલજી મહારાજ વડોદરામાં આવ્યા હતા; તેમના ઉપર ગણપતરાવ મહારાજને બહુ આસ્થા બેસવાથી તેમણે તેમને મદનને ઝાંપે રાધાવલ્લભી સંપ્રદાયનું એક મંદિર બંધાવી આપ્યું હતું અને સારૂં વર્ષાસન બાંધી આપી કાયમને માટે વડોદરામાં રાખ્યા હતા.

એ રંગીલલાલજી મહારાજ સાથે કવિને સારો સ્નેહ બંધાયો હતો. કવિને વાર્ષિક રૂપિયા બસો તથા બીજો સર્વ ખર્ચ આપવાનો ઠરાવી મહારાજે તેમને પોતાના મંદિરના કારભારી નિમ્યા હતા. આ સ્થળે પણ કવિને પુષ્કળ સમય મળતો અને ગ્રંથોનું વાચન–શ્રવણ કરવાનું તથા કાવ્યો લખવાનું કાર્ય એ સમયમાં તેઓ કરતા.

એ પછી કવિની બહેને કન્યાના બાપને બે હજાર રૂપિયા ખાવા માટે આપીને કવિને પરણાવ્યા. પરણ્યા પછી કવિ જૂદું ઘર માંડીને રહ્યા. તેમને એક છોકરો થયો; પણ તે નાનપણમાંજ ગુજરી ગયો. સાત વર્ષ ગૃહસ્થાશ્રમ ચાલ્યા પછી સ્ત્રી પણ ગુજરી ગઇ અને સસરાનું પાલન કવિનેજ કરવું પડયું; કેમકે દીકરીના લીધેલા પૈસા તો એ ડોસાએ ક્યારના ખાનપાનાદિમાં ઉડાવી દીધા હતા.

કવિના લગ્ન માટે તેમની બહેને ખરચેલી રકમ તેમણે પોતાની કમાણીમાંથી થોડે થોડે કરીને ભરપાઇ કરી આપી હતી.

કવિ પોતાના લખેલા ગ્રંથો લોકોને ભક્તિપૂર્વક તથા રાગતાલથી ગાઇ સંભળાવતા અને સૌને તે બહુજ પસંદ પડતા. ઘણા લોકો તે ભાવથી સાંભળતા અને ઉતારી લઇને ઘર આગળ પણ વાંચતા. આથી કવિની ખ્યાતિ ઘણી વધી હતી. કવિ એકલા વડોદરામાંજ પ્રસિદ્ધિને પામ્યા હતા એમ નહિ; પણ દૂર દેશાવર સુધી પણ કવિ તરીકેની તેમની ખ્યાતિ પસરી હતી. પાટણના વૈકુંઠરાય નામના એક નાગર ગૃહસ્થે કવિને પોતાને ત્યાં તેડાવી બે વરસ સુધી રાખ્યા હતા, તથા પાટણના લોકોને કવિની કવિતાઓ સંભળાવી હતી. ત્યાંથી કવિ જ્યારે વડોદરે પાછા આવવા નીકળ્યા, ત્યારે તેમને રૂ. ૪૦૦) ભેટતરિકે તેમણે આપ્યા હતા.

એ સમયે બિલ્લાસીરામ કરીને એક સાધુ વડોદરામાં રહેતો હતો. પૂર્વાશ્રમમાં તે કવિની ન્યાતનો દશા લાડ વાણિયો હતો. તે ઘરનો સુખી હતો, પરણેલો હતો અને ઘરમાં જુવાન બૈરી હતી. છતાં કોણ જાણે શા કારણથી ૨૦ વર્ષની ભરજુવાન ઉંમરે ઘરબાર છોડી, ભગવાં પહેરી, ભૂતડીને ઝાંપે આવેલા રામદવારાના મંદિરમાં સાધુ થઇને બેઠો! ઘણા લોકોએ એને સમજાવ્યો, સગાંવહાલાંએ ઘણું કહ્યું, બૈરીએ ઘણું રુદન કર્યું અને ખોળા પાથર્યા, સાસરિયાંએ બહુ મનાવ્યો, પણ તે એકનો બે થયો નહિ. કેટલાક મહિના પછી તે તીર્થયાત્રા કરવા પરદેશ નીકળી પડયો. તે ગોકુળ, મથુરાં, કાશી, બદ્રીનારાયણ, જગન્નાથ, દ્વારકાં રામેશ્વર વગેરે પ્રસિદ્ધ તીર્થોની યાત્રા કરી, દશબાર વર્ષે પાછો વડોદરામાં આવ્યો. આ મુસાફરીમાં એણે સંતસાધુઓનો સારો સમાગમ કર્યો. ભાગવત વગેરે ગ્રથો પણ ભણ્યો. પછી તીર્થાટનમાં જ્યાં જ્યાં મુકામ કરતો ત્યાં ત્યાં ભાગવત તથા રામાયણની કથા કહેતો. એનો કંઠ બહુ મધુર હતો તથા જાતે દેખાવડો હતો; અને એની કથા કહેવાની શૈલી રસ પડે એવી તથા વાતનો પ્રસંગ સાંભળનારના મનમાં સારી રીતે ઉતરી જાય એવી હતી; તેથી એની કથા સાંભળવાને સેંકડો માણસો ભેગાં થતાં. એની ખ્યાતિ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ એના હજારો શિષ્યો થયા. પછી તો ઠેકાણે ઠેકાણે એણે મંદિરો બંધાવવા માંડયાં અને ઠાઠમાઠ તથા વૈભવ પણ વધ્યાં. હવે એણે ભગવાં પણ રેશમી લૂગડાં પહેરવા માંડયાં, કસબી શાલો ઓઢવા માંડી અને સોનાના દાગીના પણ પહેરવા માંડયા! પુષ્કળ શિષ્યો તથા શિષ્યાઓ એની પાછળ પાછળ ફર્યા કરતાં અને ઘણી ભેટો લાવતાં. ચાંદીની ચાખડીઓ ઉપર ચઢીને ચાલવું તથા ચાંદીના પાટલા ઉપર બેસીને દૂધ, સાકર ને ઘીનાં ભોજન આરોગવાં, એવો હવે એનો ઠાઠ હતો. છતાં એની કથા કહેવાની ખુબીને લીધે લોકો એની તરફ બહુ ખેંચાતા હતા. કવિ

ગિરધરદાસના કાને આ બધી વાતો આવવા લાગી. એ નિર્મળ હૃદયના ભક્તજનને ત્યાગીનો આ બધો ઠાઠ કેમ પસંદ પડે ? કવિની બહેનનું ઘર વડોદરાના સુલતાનપુરામાં સાંકડી શેરીમાં હતું અને કવિ પણ એટલામાંજ રહેતા હતા. એક વખત સુલતાનપુરામાં ચિતણિયા શેરીમાં લોકોએ એ બિલાસીરામની કથા બેસાડી હતી. ઘણા લોકો તે સાંભળવાને રોજ ભેગા થતા હતા. કવિ પણ એક દિવસ ત્યાં કથા સાંભળવા ગયા. એની કથા કહેવાની છટા તથા વિદ્વત્તાભરી વાણીથી કવિને પણ સંતોષ થયો; પણ એક સાધુને ન છાજે તેવો એનો રાજસી ઠાઠ તથા એનું વર્તન જોઇને કવિને બહુ ગ્લાનિ થઇ આવી. તેથી ત્યાં કથામાં બેઠાં બેઠાંજ કવિએ નીચેનું એક કવિત બનાવીને એ બિલાસીરામને આપ્યું, ને કહ્યું કે, " મહારાજ! આ કવિતનો અર્થ જરા આપ સમજાવશો ?"

" तजके संसार सब छांडके बेहेवार भज्यो
" मायात निकसी फिर माया मन धारी है;
" पहेले कीच धोय पीछे कीच बीच रह्यो बोय
" तीनु पन खोय बनी बात ले नबिगारी है;
" निपट प्रभुको कहाय नारी निरखी लुभाय
" कंचनसुं हित वढाय प्रभुता विस्तारी है;
" करके फकीरी फेर अमीरी की चाह रखे
" आगे तें ढगरीके क्यों पघरी उतारी है.

બિલાસીરામને કવિ તરફનો આ જબરો ફટકો હતો. એણે કાગળીયું હાથમાં લીધું, વાંચ્યું અને પછી જરા હસીને કવિને પાછું આપી કહ્યું કે 'કવિત બહુ સારૂ છે.' તે મનમાં તો સમજ્યો કે કવિએ જાણીજોઇને મારા ઉપરજ આ ટકોર મારી છે; પણ વાત ખરી, એટલે કવિને શું કહે ને શું સમજાવે ? પછીથી એની અસર શું થઇ તે તો રામ જાણે, પણ કવિ ફરી એની પાસે ગયા નથી.

સંવત ૧૯૦૮ માં મંદિરનો વહીવટ પોતાના ભાણેજપુત્ર જમનાદાસને સોંપીને રંગીલાલજી મહારાજની સાથે કવિ તીર્થયાત્રા કરવા નીકળ્યા અને ગોકુળ, મથુરાં, વૃંદાવન, કાશી, જગન્નાથ વગેરે તીર્થોમાં ફર્યા. કવિ વલ્લભી વૈષ્ણવ હતા તેથી શ્રીનાથજી ઉપર તેમનો બહુ ભક્તિભાવ હતો. યાત્રામાંથી પાછા ફરતાં રસ્તામાં એક ગામ આગળ મહારાજે મુકામ કર્યો હતો. આ ગામથી શ્રીનાથજીનું ધામ ફક્ત ત્રીસ ગાઉ દૂર હતું અને કવિને શ્રીજીનાં દર્શન કરવાની બહુ ઉત્કંઠા હતી. તેથી મહારાજને તેમણે પ્રાર્થના કરી કે થોડોક વાંક લઇને આપણે શ્રીનાથજી થઇને વડોદરે જઇએ તો મને શ્રીજીનાં દર્શનનો લાભ થાય. મહારાજ રાધાવલ્લભી સંપ્રદાયના હોવાથી શ્રીનાથજીપ્રત્યે તેમને બહુ ભાવ નહોતો. એટલે કવિની વાત તરફ તેમણે વધારે લક્ષ આપ્યું નહિ. છેવટે તેમણે શ્રીનાથજી જઇ આવવા માટે પોતાને એક માણસ અને ઘોડું આપવાની તેમજ ત્રણ ચાર દિવસ એ સ્થાને રોકાવાની મહારાજને બહુ વિનયપૂર્વક પ્રાર્થના કરી; પરંતુ તે પણ વૃથા ગઇ. કવિ આથી બહુજ નિરાશ થયા અને તેમનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. તેમના મનમાં હવે ખરા ભાવથી શ્રીનાથજીનું સ્મરણ અને ધ્યાન ચાલુ થઇ ગયું. મહારાજના મુકામ માટે ઠોકાવેલા ત્રણ

તંબુઓમાંના એકમાં કવિ તથા મહારાજના બીજા કારભારી અભેરામનો મુકામ હતો.

બીજે દિવસે સવારે નિત્યના નિયમ પ્રમાણે સ્નાનવિધિથી પરવારી મહારાજ પોતાના તંબુમાં પૂજાપાઠ, સંધ્યા આદિ કરવા બેઠા; અને કવિ તથા અભેરામ પોતાના તંબુમાં પૂજાપાઠ કરવા બેઠા. જે ગામમાં મુકામ કર્યો હતો, તે ગામથી શ્રીનાથજીનું ધામ પશ્ચિમ દિશામાં હતું. કવિ રોજ પૂર્વાભિમુખ પૂજા કરવા બેસતા પણ આજે પશ્ચિમાભિમુખ પૂજા કરવા બેઠા; કેમકે શ્રીજીની મૂર્તિ તેમને ધ્યાનમાં ખડી કરવાની હતી. પૂજાપાઠ કરી રહ્યા પછી શ્રીનાથદ્વાર તરફ બે હાથ જોડીને કવિએ માથું નીચું નમાવ્યું. તેમની ચિત્તવૃત્તિ શ્રીજીના સ્વરૂપ સાથે એકાકાર થઈ રહી, તારેતાર જોડાઇ ગયો. આમ નીચે બેઠા બેઠાંજ એક કલાક સુધી કવિ નિશ્ચેષ્ટ પડી રહ્યા. આવું કવિનું વર્તન અભેરામે કોઇ દિવસ જોએલું નહિ. એક તો હમેશના રિવાજ કરતાં ઉલટું પશ્ચિમ તરફનું મુખ કરીને બેઠા, અને બીજું દેવને નમસ્કાર કરવામાં એક કલાક થવા છતાં માથું નીચું કર્યું તે ઉંચું કર્યુંજ નહિ. આથી અભેરામને બહુ નવાઇ લાગી. આમાં કંઇક કૌતક જેવું તેમને ભાસ્યું; અને મનમાં અનેક સંકલ્પવિકલ્પ થયા તથા ચિંતા થઇ કે આનું કારણ શું હશે? છેવટે તેમણે કવિને બૂમ પાડી, પણ તે બોલ્યા નહિ. ફરીને બે ચાર બૂમ પાડી પણ જવાબજ મળ્યો નહિ; તેમ માથું પણ ઉંચું કર્યું નહિ. અભેરામને ફાળ પડી કે કવિને આજ એકાએક થયું શું? તેમણે પાસે જઈને જોયું તો હાથ જોડેલા હતા, આંખો મીંચેલી હતી, શરીર બધું નિષ્ક્રિય–સ્તબ્ધ બની ગયું હતું, ફક્ત શ્વાસ ચાલતો હતો અને કોઇ કોઇ વખત "પ્રભુ, શ્રીજી" એવો અસ્ફુટ શબ્દ બોલાતો હોય એમ લાગતું હતું. અભેરામે મહારાજને ખબર આપી. મહારાજે આવીને જોયુ તો કવિની સ્થિતિ વિચિત્ર લાગી. "કવિ, કવિ" કરીને બે ચાર બૂમ મારી પણ કવિ બોલ્યા નહિ. છેવટે મહારાજે ધનેશ્વર નામે એક બ્રાહ્મણ જે એમની સેવામાં હતો તેને બોલાવ્યો. તે નહાયલો પવિત્ર હતો. તેને કહ્યું કે કવિને ઢંઢોળીને જગાડ જોઇએ તેણે કવિને હાથવતી ઢંઢોળ્યા અને કહ્યું કે "કવિ! કવિ! આ મહારાજ આવ્યા છે તે અહિંઆં ઉભા છે, તમને બોલાવે છે." આથી કવિએ કંઇક શુદ્ધિમાં આવી માથું ઉંચું કર્યું અને આંખો ઉઘાડી મહારાજને નમસ્કાર કર્યા, પણ મોઢેથી કંઇ બોલી શકાયું નહિ. તરતજ પાછું માથું હતું તેમનું તેમ નીચું નમ્યું અને કવિ બેભાન થઇ ગયા; શ્વાસ રોકાઇ ગયો; નાડી ચાલતી બંધ થઇ ગઈ અને જોતજોતામાં કવિનો જીવ, શ્રીજીની હજુરમાં ચાલ્યો ગયો! આ પ્રમાણે સંવત ૧૯૦૮ ના ભાદરવા વદી ૧૧ ને દિવસે ૬૫ વર્ષની ઉંમરે કવિએ ક્ષણિક દેહનો ત્યાગ કર્યો.

કવિનું શરીર બાંધી દડીનું હતું અને બાંધો મજબૂત તથા ધાટીલો હતો. શરીરનો રંગ ઘઉંવર્ણો હતો અને તેથી કવિ દેખાવડામાં ગણાતા હતા. એ ઘણી મોટી ઉંમરે પરણ્યા હતા અને સદાચરણી હતા, તથા થોડો વખત સંસાર ભોગવીને પાછા વિધુર થયા હતા; તેથી લાંબું અને દઢ બ્રહ્મચર્ય પાળી શકયા હતા. વળી આહાર-વિહારમાં બહુ નિયમિત હતા. આથી મરતાં સુધી તેમનું શરીર નિરોગી રહ્યું હતું. આચારવિચારમાં કવિ બહુ ચુસ્ત વૈષ્ણવ હતા. સમયનો મોટો ભાગ હમેશાં ઇશ્વરભકિતમાં તથા શાસ્ત્રચર્ચામાં અને સાહિત્યસેવામાં ગાળતા.

ગ્રંથો–આખ્યાનો–લખતાં પહેલાં કવિ તે આખ્યાનને માટે જે જે શાસ્ત્ર કે પુરાણમાંથી આધાર મળતા હોય તે બધા પોતે ખૂબ ધ્યાન દઇને સમજી લેતા. પછી તે આખો કથાભાગ જેવી કથાની ગોઠવણ કરવી હોય તે પ્રમાણે આદિથી અંત સુધી પોતાની જાતે ગદ્યમાં કાગળ ઉપર લખી જતા. અધ્યાય અથવા ખંડના પણ ભાગ પાડી મૂકતા. પછી તેનો તમામ ભાવાર્થ કવિતામાં જૂદા જૂદા રાગમાં ઉતારી ગ્રંથ અથવા આખ્યાન પૂરૂં કરતા; અને ત્યાર પછી પોતાના મિત્રમંડળમાં તેનું વાચન કરતા. તે પછીજ તે આખ્યાન લોકમાં પ્રસિદ્ધ રીતે બહાર પડવા દેતા. પોતે જાતે પોતાનાં આખ્યાનો રાગથી ગાતા અને ભાવિક લોકો ઘણા પ્રેમથી તે ઉતારી લેતા. એ પ્રમાણે કવિના વખતમાંજ કવિના ગ્રંથોની પ્રખ્યાતિ થઇ ચૂકી હતી અને તેમનું રામાયણ તો ગામેગામ વંચાતું થઇ ગયું હતું. છુટક કવિતાઓ પણ તેઓ કેટલીક જાણીતા રાગોમાં પોતાની ઉર્મિથી કરતા અને કેટલીક સારા કવિઓની વાણીનું અનુકરણ કરીને તેમણે કરેલા રાગની કે વર્ણવેલા વિષયની કવિતા પણ લખતા.

કાવ્યકૃતિ કરતાં પહેલાં કવિ ગિરધરદાસના મન ઉપર દયારામ, પ્રેમાનંદ અને શામળ, એ ગુજરાતના તેમની પહેલાં થઈ ગયેલા સમર્થ કવિઓનાં ઉત્તમ કાવ્યોની અસર થએલી માલમ પડે છે ને તેથી એમની કવિતાઓમાં એ કવિત્રિપુટીનાં કાવ્યોની છાયા માલમ પડે છે. દયારામ તો ગિરધરદાસના સમકાલીનજ હતા. દયારામ સંવત ૧૮૨૩ થી ૧૯૧૪ સુધી હયાત હતા, અને ગિરધરદાસ ૧૮૪૩ થી ૧૯૦૮ સુધી હયાત હતા; એટલે ગિરધરદાસે દયારામના કીર્તિના સમયમાં કવિતાઓ કરવા માંડેલી. કદાચ દયારામના સમાગમમાં પણ ગિરધરદાસ આવ્યા હશે. દયારામની કવિતાઓ તે વખતે ઘણી વખણાતી. ગિરધરદાસને પણ તે બહુ ગમી હશે; ને તે તેમણે જાતે પોતાના ચોપડામાં દયારામની કેટલીક કવિતાઓ ઉતારેલી છે તે ઉપરથી જણાય છે. દયારામ અને ગિરધરદાસ બંને વલ્લભી વૈષ્ણવ હતા. બંનેએ પુષ્ટિ ભક્તિની રીતની કૃષ્ણકીર્તનની કવિતાઓ બનાવેલી છે અને દયારામ તે વખતે વૈષ્ણવ ભક્તોમાં પ્રતિષ્ઠા પામેલા હોવાથી તેમનું અનુસરણ કરી તેમના જેવી કવિતાઓ બનાવવાનો કાવ ગિરધરદાસે ઘણી વખત છુટક છુટક પ્રયત્ન કરેલો છે.

મહાકવિ પ્રેમાનંદનું નામ ગિરધરદાસના વખતમાં ગુજરાતમાં ઘણું જાણીતું હતું. પ્રેમાનંદનું ભાગવત વૈષ્ણવને ઘેરેઘેર વંચાતું અને ઓખાહરણની કથા મહોલ્લે મહોલ્લે થતી. એ કવિનો રસ લોકો ઝીલતા અને ગિરધરદાસે પણ ઝીલેલો; એટલુંજ નહિ પણ પોતાનાં કાવ્યમાં પણ તે ઉતારેલો દષ્ટિગોચર થાય છે. રામચદ્રે સીતાને લક્ષ્મણ સાથે વનમાં મોકલી દીધાં ત્યાં સીતાજીએ કરેલો વિલાપ ગિરધરદાસે રામાયણમાં પ્રેમાનંદના વૈદર્ભીના વિલાપના ધોરણેજ વર્ણવેલો છે.

કવિ ગિરધરદાસે જાતે પોતાના હાથથી પોતાના રામાયણ વગેરે ગ્રંથોના ચોપડા લખી રાખ્યા છે. તેમના અક્ષર મોટા, સુંદર આકૃતિના, મરોડદાર અને સુવાચ્ય છે અને લખાણ સ્વચ્છ છે. લિપિ ગુજરાતી છતાં કંઇક બાળબોધનો મરોડ લેતી જણાય છે. લેખનશુદ્ધિના કંઇક કંઇક દોષો તેમાં છે અને તે સંસ્કૃત લેખનના પરિચય વગર હોય એ સ્વાભાવિક છે.

કવિ ગિરધરદાસની ભાષા સાદી, સરળ, ઝટ અર્થ સમજાય એવી અને વાંચવી

ગમે તેવી છે. પદ્ય પણ ઘણે ભાગે જાણે ગદ્ય લખી જતા હોય એવું છે. ક્લિષ્ટા-ન્વય કે અટપટી પદ્યરચના નથી. શબ્દો સહેલા અને પરિચિત વાપર્યા છે. છતાં અંદર સ્થળે સ્થળે સંસ્કૃત શબ્દોનો અને સમાસાન્ત પ્રયોગોનો ઉપયોગ કર્યો છે; અને તેમ કરવા જતાં સંસ્કૃત ભાષાના સંગીન જ્ઞાન વગર ઘણે ઠેકાણે દોષો આવી ગયા છે. જેમકે 'કામદુઘા' ને બદલે 'કામદુર્ગા;' 'સ્ત્રી' ને સ્થાને 'અસ્ત્રી;' 'દ્રવીભૂત'ને ઠામે 'દ્રવીવંત' 'ભરત' ને બદલે 'ભરથ', 'શત્રુઘ્ન' ને બદલે 'શત્રુઘ્નન' ઇત્યાદિ. કદાચ પદ્યરચના બેસતી કરવાને કે લેખનદોષથી પણ એ દોષો આવી ગયા હોય.

કવિના એકંદર ગ્રંથો જોતાં કવિની વાણીમાં રસ છે, આછા આછા અલંકારો છે, મિઠાશ છે. સરળતા છે અને માર્દવ છે. શૃંગારરસમય વર્ણન આવે છે ત્યાં કવિ સારી જમાવટ કરે છે; પણ સાત્ત્વિક હૃદયના આ ભક્ત–કવિનો શંગાર શાંત અને પિતાપુત્રી સાથે બેસીને વાંચી શકે એવો છે. એમ કવિના ગ્રંથો જોતાં જણાઇ રહે છે.

પોતાના ગ્રંથોમાં જ્યાં જ્યાં પ્રસંગ આવ્યો છે ત્યાં ત્યાં કવિએ શાંતરસ ઠીક જમાવ્યો છે; પણ એમના શાંતરસમાં વૈરાગ્યભાવના કરતાં આત્મજ્ઞાનનો બોધ વધારે રહેલો છે. રામાયણના ઉત્તરકાંડમાં માતા કૌશલ્યા અને રામનો સંવાદ (અધ્યાય ૪) શાંતરસથી ભરેલો છે.

કૃષ્ણચરિત્રમાં પણ આવીજ રીતે આત્મજ્ઞાન સાથે શાંતરસમિશ્રિત કવિનો કરુણરસ પણ એવોજ ચિત્તવેધક છે. સાદી ભાષામાં સામાન્ય લોકોને થતી લાગણીઓ ચિતરતો કવિનો કરુણરસ સાંભળનારની આંખમાં પાણી લાવ્યા વગર રહેતો નથી.

કવિ ગિરધરદાસની કવિતામાંથી નીતિબોધ ઘણો મળી આવે છે. એવા નીતિ-બોધના પ્રાસ્તાવિક છપ્પા, કુંડળિયા, સવૈયા વગેરે પરચુરણ એમણે ઘણા બનાવેલા છે. કવિ ભકત હોવાથી તેમને નિવૃત્તિમાર્ગ પ્રિય હતો અને તેથી ઠેકાણે ઠેકાણે ભક્તિનો ને નિવૃત્તિનોજ બોધ તેમણે કરેલો છે. કવિનું હૃદય પવિત્ર હતું ને ચારિત્ર્ય શુદ્ધ હતું. તેનું પ્રતિબિંબ તેમની કવિતામાં સ્પષ્ટ જણાઇ આવે છે.

કવિ ગિરધરદાસે પ્રથમ તો છૂટક છૂટક કવિતાઓ, પદો, ગરબીઓ, કવિત છપ્પા, કુંડળિયા વગેરે લખવાનો મહાવરો રાખ્યો હશે; અને પોતાની કલમ ઠર્યા પછીજ ગ્રંથો અથવા આખ્યાનો લખવાનું શરૂ કર્યું હશે. લગભગ બધાજ કવિઓ એમ કરે છે અને તેથી એમણે પણ તેમ કર્યું હોય તેમાં નવાઇ નથી. તેમનાં છૂટક કાવ્યો અને ગ્રંથો જોતાં પણ એમજ જણાઇ આવે છે. એમણે એકંદર લખેલા ગ્રંથો રચ્યા સાલ સાથે નીચે પ્રમાણે છેઃ–

૧ **દાણલીલા**, સં૰ ૧૮૭૪ માં, માગશર વદ ૧૨.
૨ **શ્રીકૃષ્ણજન્મવર્ણન**, સં૰ ૧૮૭૪ માં, જેઠ સુદ ૯ રવિવારે.
૩ **રાધાકૃષ્ણનો રાસ**, સં૰ ૧૮૭૫ માં, પોષ વદ ૩ ગુરુવારે.
૪ **પ્રહ્લાદચરિત્ર** સં૰ ૧૮૭૬ માં, ચૈત્ર સુદ ૯ ગુરુવારે.
૫ **ગ્રીષ્મઋતુની લીલા**, સં૰ ૧૮૭૭ માં, વૈશાખ સુદ ૧૨ રવિવારે.
૬ **તુલસીવિવાહ**, સં૰ ૧૮૭૮ માં, અષાડ સુદ ૭ બુધવારે.
૭ **રાજસૂયયજ્ઞ**, સં૰ ૧૮૮૭ માં, જેઠ સુદ ૧ શનિવારે.
૮ **રામાયણ**, સં૰ ૧૮૯૩ માં, માગશર વદ ૯ રવિવારે.
૯ **કૃષ્ણચરિત્ર** સં૰ ૧૯૦૮ માં, વૈશાખ સુદ ૧૩ રવિવારે.

૧૦ જન્માષ્ટમીના સોહલો.
૧૧ નૃસિંહ ચતુર્દશીની વધાઈ.

એટલા ગ્રંથો ગિરધરદાસે બનાવેલા જાણુમાં આવ્યા છે. તેમાંના તુલસીવિવાહ, રાજસૂયયજ્ઞ, રામાયણ અને કૃષ્ણચરિત્ર એટલા છપાયલા છે; બાકીના અપ્રસિદ્ધ છે અને નાના નાના છે.

રામાયણમાં કવિની કલમ સારી ઠરેલી જણાય છે અને કવિનું ભક્તહૃદય એના ઉપરથી જણાઇ આવે છે. પોતાના ગુરુ પુરુષોત્તમજી મહારાજની આજ્ઞાથી એમણે એ ગ્રંથ રચેલો છે, એમ પોતે ગ્રંથને અંતે કહે છે. ભાષા સરળ પણ પ્રૌઢતાભરેલી, સુંદર, મધુર, સંસ્કૃત શબ્દોવાળી અને પદ્યરચના ઉત્તમ છે. એ ગ્રંથ એટલો બધો લોકપ્રિય થઇ પડ્યો છે કે આખા ગુજરાતમાં તે ગામે ગામ વચાય છે. ભાગવત આદિ પુરાણો ગુજરાતીમાં ઉતારી પ્રેમાનંદે લોકને પુરાણકથાઓનો રસાસ્વાદ ચખાડ્યો; અને રામાયણ બાકી હતું તે ખોટ ગિરધરદાસે બહુ સારી રીતે પૂરી પાડીને ગુજરાતી પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો છે. રામચરિત્રમાં નવે રસ ભરેલા છે. આખો યુદ્ધકાંડ વીરરસથી ભરેલો છે અને ઉત્તરકાંડમાં શાંતરસ પ્રધાન છે. શૃંગાર-રસ જ્યાં જ્યાં આવે છે ત્યાં તે બહુ મર્યાદામાં હોય છે. જાનકીત્યાગનો જ્યાં પ્રસંગ આવે છે, ત્યાં એટલો બધો કરુણરસ છે કે તે વાંચતાં આંખમાંથી પાણી આવ્યા વગર રહેતું નથી. વળી રામવનવાસ, સીતાહરણ, લક્ષ્મણમૂર્ચ્છા, સીતાત્યાગ, રામમૂર્ચ્છા, વગેરે પ્રસંગો પણ કરુણરસથી ભરેલા છે.

આ રામાયણ એકલા વાલ્મિકિ રામાયણ ઉપરથી કવિએ બનાવ્યું નથી; પણ તેની સાથે હનુમન્નાટક, અગ્નિપુરાણ, પદ્મપુરાણ વગેરેનો પણ સાર લીધો છે અને તેથી દરેક અધ્યાયને અંતે ઇતિશ્રી કરતાં કવિ "ઇતિશ્રી વાલ્મિકિનાટકધારાયામ્" એમ લખે છે. હિંદીમાં તુલસીદાસજીએ ઉમામહેશ્વરસંવાદ, યાજ્ઞવલ્કયભરદ્વાજનો સંવાદ અને કાકભુશુંડીગરુડનો સંવાદ મેળવીને રામાયણ કરેલી છે, તેમાંથી પણ ગિરધરદાસે સાર લીધો છે; અને કેટલેક ઠેકાણે તો તુલસીદાસજીની વાણીની છાયા પણ એમાં પ્રત્યક્ષ જણાઇ આવે છે.

ખરેખર કવિ ગિરધરદાસ વૈશ્યકુળનું ભૂષણ, પરમાર્થપરાયણ, પરમભક્ત અને ગુજરાતને શોભારૂપ હતા. ગુજરાતમાં થઇ ગયેલા વૈશ્ય કવિઓમાંના એ પણ એક ઉત્તમ કવિ હતા. ગુજરાતી પ્રજાને એમણે ઉત્તમ રસપાન કરાવ્યું છે અને તેથી ગુજરાતની પ્રજા એમનો જેટલો ઉપકાર માને એટલો ઓછો છે. એમની રામાયણ જેવી સર્વસામાન્ય ને ઉપયોગી કૃતિ પોતેજ તેમના સ્મારકરૂપ બની રહી છે અને ગ્રંથના નામની સાથેજ તેમનું નામ જોડાઇ જઇને "ગિરધરકૃત રામાયણ" એ શબ્દો ગુજરાતમાં ઘરગતુ થઇ રહ્યા છે. કહ્યું છે કેઃ—

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

અર્થાત્ શૃંગારાદિ રસોનું આસ્વાદન કરાવવામાં સિદ્ધાવસ્થાને પામેલા પુણ્યશાળી મહા કવિઓનો સદા વિજયજ છે; કેમકે તેઓના યશરૂપી શરીરને વૃદ્ધાવસ્થાનો કે મરણનો લેશમાત્ર ભય નથી.

# ग्रंथसेवननो महिमा

## ( અનેક ઉત્તમ પુરુષોના ઉદ્‌ગાર )

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણુતરીમાં છે ?

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે. " **સ્વામી વિવેકાનંદ "**

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; કેટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતરવિચાર પણ કરી શકશો."

" મહાત્મા ગાંધીજી "

" મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. " × × × " માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રસાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના ( સ્વદેશપ્રીતિ ) પણ મેળવી શકાતી નથી. " × × × " બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઈંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બનાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. " × × × " સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય સરોવરનાં કમળોની મધુર સુગંધીથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."

" બંકિમચંદ્ર "

" ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની, અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી. " " મારડન "

" જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો એ તે સમુદ્રનો લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાંથી

તૈયાર થયેલા રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન એ સર્વ શક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે." "સ્વર્ગનાં રત્નો"

" પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

" ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

" મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

" લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં, જ્ઞાનહીન રહેનારા મનુષ્યમાં શું તફાવત ?"

" ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, " વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદિ છોડું નહિ."

" પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામુ લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરીને નિરાશાનો નાશ કરે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?

" એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલા સુધી મત છે કે, 'માણસને લુગડાં લત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે,' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં હતાં. તે વાંચતો ત્યારે ત્યારે ' હું વધારે સારો થયો છું ' એમ તેને લાગતું."

" એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાનાં વાજીંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

" સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેનાવિષે અનુમાન થાય છે."

" ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે; તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

" સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

" ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, ' અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?"



# उत्तम जीवनचरित्रोनो महिमा

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખ
કૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધા
કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસીથી પોતાના સ્વભાવમાં વળગે
ભૂષણદૂષણ—ગુણદોષ—તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અ
ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ
વાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઈથી પાર પાડી શકે છે. અતિ શ
લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એ
એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય
તેના કરતાં એવા ગુણોથી અંકિત થઈ પ્રખ્યાતિમાં આવેલા મહાજનોનાં ચરિત્રો વાંચી સમ
વાથી અધિક અસર થાય છે. વાંચનારના સ્મરણસ્થાનમાં તેની આબાદ ઊંડી છ
પડે છે અને પછી તે તેને અનુસરીને ઉત્તેજીત થઈને બહાર પડે છે. "

*    *    *    *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પ
પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શ
અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

*    *    *    *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જી
આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉ
તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આ
રૂડાં કાર્યોમાં જોડાઈએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવ
ઉશ્કેરાઈએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું, અ
તેમાંના દાખલાઓ જોઈને સ્ફુરણાયમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમ
આવવા બરાબર અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે."

*    *    *    *

" મહાન્ સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે બરાબર સમ
જાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

*    *    *    *

" શિક્ષણનું મોટામાં મોટું લક્ષ ચરિત્રસંગઠન છે, અને ચરિત્રસંગઠનમાં મોટા
મોટી મદદ મહાન્ સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોના અભ્યાસથી મળે છે; માટે જીવનચરિત્ર
અભ્યાસ કરવો એ શિક્ષણનું એક મોટામાં મોટું અંગ માનવું જોઈએ."

*    *    *    *

" માનવજાતિના વર્તનને ઉચ્ચ સ્થિતિએ લાવવામાં રૂડાં મનુષ્યોનાં જીવ
ચરિત્રોએ જે અસર નિપજાવી છે, તેનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું થોડું છે."

# परदेशी खांड एटले भ्रष्टतानो भंडार !

૧. એનસાઇકલોપીડીઆ બ્રીટાનીકા જેવો બળવાન અને ઘણાં વર્ષોની શોધખોળને અંતે તૈયાર થયેલો મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેંસલા આપે છે; તેને ૬૬૭ મે પાને લખેલ છે કે " ખાંડ સાફ કરતી વખતે દરેક જનાવરના લોહી તથા હાડકાંના કોલસાનો ચૂરો નાખવામાં આવે છે."

૨. ડીક્ષનેરી ઓફ આર્ટસ–૬ ઠ્ઠી આવૃત્તિ લંડન, પાને ૮૨૯ મે લખ્યું છે કે "ગાંગડા બનાવવામાં આવે છે તે વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે; અને ખાંડ સાફ કરવાનાં કારખાનાં ગામમાં છે તેમાં ભારોભાર હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે."

૩. સ્વામી ભાસ્કરાનંદ લખે છે કે " જ્યારે હું વિલાયત ગયો ત્યારે મેં કેટલાંક ખાંડનાં કારખાનાં જોયાં. તેમાં પહેલે માળે ચઢતાંજ મને ઊલટી થશે એમ લાગ્યું. હું નહોતો જાણતો કે આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે; પણ નજરે જોતાં સખેદ આશ્ચર્ય થાય છે કે જે ચીજને અડવાથી પણ મહાન પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાયજ કેમ ? "

૪. ભારતમિત્ર તા૦ ૨૮–૧૦–૧૯૦૫ ના અંકમાં જણાવે છે કે–" સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દૂધ વપરાય છે તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે, કારણ કે કસાઇખાનામાં દૂધ કરતાં લોહી સસ્તું મળે છે. મીસ્તર હેરીશ કહે છે કે ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે. એ. જે. ટેલર સી. ઇ. સાહેબના બનાવેલા " સ્યુગર મશીનરી" નામના ગ્રંથમાં લખ્યું છે કે ઈંગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કરવામાં પાણી અને ગાયોનું લોહી મેળવે છે. ભાઇઓ ! હિંદુને ગાય અને મુસલમાનને સુવરનું લોહી ખાવાલાયક છે ? "

૫. મુંબઇ જ્ઞાનસાગર સમાચાર તા૦ ૧૫–૧૨–૧૯૦૫ માં લખે છે કે "પરદેશી ખાંડસાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકાં બળદ અને સુવરનાં લોહી અને મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વગેરે રોગવાળા લોકોનું પણ મૂત્ર. અરેરે ! આ હિંદુમુસલમાનને ખાવાલાયક છે?"

૬. સ્વદેશોન્નતિ દર્પણ—" પરદેશી સાકર અપવિત્ર છે, એટલુંજ નહિ પણ તેની અંદર નાનાં પ્રાણી, કીડી, મંકોડી, વગેરેનાં આંતરડાં, માંસ, હાડપિંજર અને શરીરની અંદરના રેસા હોય છે. મોરસ સાકર તો બીટ, ગાજર, તાડી વગેરેમાંથી બનાવવામાં આવે છે અને તેમાં સડેલું લોહી તથા રોગિષ્ટ જનાવરોનાં હાડકાંનું મિશ્રણ હોય છે."

૭. મી૦ ફીનલે નામના ગૃહસ્થ જણાવે છે કે " વિલાયતી ખાંડ જે હિંદમાં ફેલાઈ છે તે દેખાવમાં સફેદ અને કિંમતમાં સસ્તી પડે છે, પણ તેનાથી ઘણા રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચૂક્યા છે. તે ખાંડ લોહી અને શક્તિનો નાશ કરે છે. તે ખાંડ દૂધ આદિ જે જે પદાર્થોમાં નાખવામાં આવે છે તેમાં આપણે ઝેરજ નાખીએ છીએ એમ જાણવું. ઈંગ્લાંડ તેમજ હિંદુસ્તાનના પ્રખ્યાત વૈદ્યડૉક્ટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે આ ખાંડ હિંદુમુસલમાનને ધર્મના બાધથી તો ખાવાલાયક નથીજ. પણ તેનાથી પ્લેગ, મહામારી ઇત્યાદિ રોગો થાય છે અને બાળકોનું તથા મોટાં

માણસોનું મરણ પ્રમાણ પણ વધે છે. માટે ધર્મને ન માનવો હોય, તો આરોગ્યની દૃષ્ટિથી પણ ખાંડ ખાતાં અટકવું જોઇએ. કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં સાકરનો ગાંગડો નાખીને ઓગળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો એમાં લોહીનાં રજકણો દેખાશે. વળી દેશી અને મોરસ ખાંડ બંનેને જૂદા જૂદા વાસણમાં મૂકો, પછી બંનેમાં થોડો થોડો સલ્ફરીક એસીડ ( ગંધકનો તેજાબ ) નાખો. તરતજ દેશી ખાંડમાંથી મીઠી માટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે. જો આ વાત જરાપણ જુઠી હોત તો લાગવગવાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર જરૂર ફોજદારી માંડી દીધી હોત. માટે આ બાબત સાચીજ હોવાથી કોઇ પણ હિંદવાસીને પરદેશી ખાંડ ખાવાલાયક નથી. હિંદુઓની પેઠેજ જે ગોરા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે, અને જેઓ કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે, તેઓએ પણ ખાંડસાકર ખાવાં બંધ કર્યાં છે; તો પછી આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ?"

૮. હિંદી બંગવાસી, કલકત્તા: તા૦ ૩૦–૩–૧૯૦૩ ના અંકમાં લખે છે કે "હિંદુસ્તાનમાંથીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોનાં હાડકાં ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે. સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સહેજ મોંઘી મળે તોપણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે છે. વળી તે ખાંડ પરદેશી કરતાં ગળપણમાં પણ વધારે હોય છે. માટે સ્વદેશી ખાંડજ વાપરવી. કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો; પરંતુ પરદેશી ખાંડ તો કોઇ રીતે નજ વાપરવી. આથી ગૌહત્યા થતી અટકશે અને દૂધાળાં ઢોરોની વૃદ્ધિ થઇ દૂધ, ઘી, દહીં વગેરે સસ્તાં થશે અને તેથી શક્તિ તથા આત્મબળ પણ વધશે."

અકબર બાદશાહ જેવાના મુગલાઇ અમલમાં પણ ૩ થી ૪ રૂપીએ મણ ઘી મળતું. રૂા. ૧ ના ૭ શેર ઘીની વાતો તો હજી આપણા ઘરડાઓ કરે છે. તે વખતે ચાની મહેમાની લોકો આપતા ન હતા, પણ લાપશી ને ઘી ખવડાવતા અને ખાતા. તેથીજ પોતાના સ્વધર્મનું રક્ષણ કરી ૧૦૦ વર્ષ સુધી જીવતા. પણ આ તો પરદેશી વેપારીઓએ ખાવાપીવાની અને મોજમઝાની એવી તો મોહક વસ્તુઓ બનાવી છે, કે એશઆરામથી અને ધીમા ઝેરથી આપણી જાતો ખવાઈ ગઇ છે. સૂતે સૂતે મોંમાં કોળીઓ મૂકનાર મળવાથી એસીને હાથે ખાવાની તેમજ તેમાં શું શું વસ્તુઓ આવે છે તે જોવાની તસ્દીજ ના લીધી. કૂવા, ઘંટી, ગાય અને રેંટીઆ એ ચારનો વપરાશ દરેક ઘરમાં હતો. તે જવાથી સ્ત્રીઓમાં હીસ્ટીરિયા, કસુવાવડ, સુવારોગ અને ક્ષયરોગ વધીને ૨૦ થી ૨૫ વરસમાં તેમનાં મરણ થવા લાગ્યાં છે. પુરુષોની પણ તેવીજ દશા થઇ છે. આપણા હમેશના જીવનની ઉપયોગી ચીજોમાં પણ આ પ્રમાણે પરાધીનતા થઈ છે. તો હવે જાગો ! કુંભકર્ણની નિદ્રા ત્યાગો ! સૂર્યોદયનાં કિરણો ફૂટી ચુકયાં છે, માટે એશઆરામવાળી પરદેશી ચીજો કે જે ધર્મ, ધન અને આરોગ્યનું સત્યાનાશ કરનાર છે, તેને એકદમ તજો ! જીવનને સાદું અને મહેનતુ તથા તમારા વડીલોની પેઠે ૧૦૦ વરસ જીવતું રહે તેવું કરો અને પોતાના પગપર ઉભા થાઓ ! "કચ્છી" ૨૦–૫–૨૩

એક પ્રજાજન

---

# પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો

સ્વર્ગનાં નીચે જણાવેલાં ત્રણ પુસ્તકો ચાલુ સં૦ ૧૯૮૧ના ફાગણ સુધીમાં બહાર પડી જશે. એ પુસ્તકોમાં ભક્તિ, જ્ઞાન અને ધર્મ તથા નીતિસંબંધી ઉત્તમ વિચારો સ્ત્રીઓ તથા બાળકો પણ સમજી શકે એવી સહેલી ભાષામાં આપેલા છે. એ વિચારો દરેક ધર્મના લોકોને માફક આવે એવા હોઇને સેંકડો રસિક તથા અસરકારક દાખલાદષ્ટાંત આપીને સમજાવેલા હોવાથી દરેક ધર્મના લોકો એ પુસ્તકોને પસંદ કરે છે. જૈન સાધુઓ, સ્વામીનારાયણના સાધુઓ, શૈવબ્રાહ્મણો, વૈષ્ણવોના મહારાજો, સાધુસંન્યાસીઓ, વહોરા, પારસી, ખોજા તથા દેશી ખ્રિસ્તીઓ પણ એ પુસ્તકો પ્રેમપૂર્વક વાંચે છે અને તેના દાખલાઓનો ઉપદેશમાં તેમજ વાતચીતમાં ઉપયોગ કરે છે. અનેક ભક્તમંડળોમાં, સત્સંગ મંડળીઓમાં, નાનાં મંડળોમાં, મઠમંદિરોમાં અને સંસ્કારી તથા ધર્મપ્રેમી ઘરો અને કુટુંબોમાં આ પુસ્તકો પ્રેમથી અને હોંશથી વંચાય છે; કારણ કે આ ત્રણે પુસ્તકોમાં જે સેંકડો પ્રકારના સચોટ દાખલા દષ્ટાંત અને ઉપદેશો સમાયલાં છે,તે મોટે ભાગે મુંબઇની નરનારાયણની ભજનમંડળીવાળા શ્રી જાદવજી મહારાજ જેવા અનુભવી અને કુશળ ભક્તરાજનાં લખાવેલાં છે;તથા પઢિયાર જેવા ભક્તાત્માએ પોતાની સરળ અને અસરકારક ભાષાશૈલીમાં લખેલાં છે. જેથી આ પુસ્તકોનું શ્રવણમનન કરવાથી માણસનું ચંચળ મન ઠરે છે; અંતરના પડદા ઉઘડતા ચાલે છે; સાચી વસ્તુ ઓળખાતી જાય છે; અંતઃકરણ પવિત્ર થતું જાય છે; પંડે ભલા થવાનું તથા બીજાઓપ્રત્યે ભલાઇ કરવાનું બળ આવતું જાય છે અને પરમાત્માની સાથે આત્માનો તાર જોડાતો ચાલે છે.

આ પુસ્તકોની ચાર ચાર આવૃત્તિઓ નીકળી, એટલી વાતજ તેની ઉપકારકતા અને લોકપ્રિયતાની સાબિતીને માટે બસ છે.

આ ત્રણે પુસ્તકો બહાર પડયા પછી એક મહિના સુધી તેની કિંમત દર પ્રતે બબ્બે આના ઓછી લેવાશે અને ત્રણે પ્રત સાથે લેવાથી રૂ. ૨॥= તથા પાકા પૂંઠા સાથે રૂ. ૩॥ લેવાશે એ પુસ્તકોની વિશેષ માહિતી નીચે પ્રમાણે છેઃ—

## સ્વર્ગનું વિમાન

ચોથી આવૃત્તિ, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૫,

મૂલ્ય માત્ર ૧)= પાકુ પૂંઠુ ૧।=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિઃ એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ "સ્વર્ગનું વિમાન" રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટુંકા ટુંકા અને રમુજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને

અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઈશ્વર એટલે શું ? અને ઈશ્વર કેવા હોય ! તે જાણવા સમજવાની ઇચ્છા થાય છે.

# स्वर्गनी कुंची

ચોથી આવૃત્તિ, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૫,

મૂલ્ય માત્ર ૧)= પાકું પૂંઠું ૧।=

'વિમાન' માં બેસીને તો સ્વર્ગના બારણા સુધીજ પહોંચી શકાય, પણ પછી અંદર જવા માટે તો સ્વર્ગનાં બારણાં ઉઘડે તેવી કુંચીજ મેળવવી જોઈએ. એટલા માટે 'સ્વર્ગના વિમાન' પછી ભક્તિમાર્ગની બીજી ચોપડીતરીકે 'સ્વર્ગની કુંચી' કહાડવામાં આવી છે. પ્રભુને જાણવાની તેમજ ધર્મનું પાલન કરવાની ઇચ્છા પૂરી પડે તેટલામાટે આ પુસ્તકમાં ઇશ્વરનો મહિમા, ભગવદ્દઇચ્છાને આધીન થવાની ખુબી, ધર્મપાલનના લાભ, પ્રભુસ્મરણનો આનંદ, પ્રભુપ્રેમનું બળ, સત્સંગની બલિહારી, આચરણ સુધારવાની જરૂર, વગેરે અનેક બાબતો બહુ સારી રીતે સમજાવનારા ૨૧૦ સચોટ દાખલાઓ તેમજ અનેક ભજનો અને વિવિધ પ્રકારની પ્રાર્થનાઓનો સમાવેશ કરેલો છે.

# स्वर्गनो खजानो

ત્રીજી આવૃત્તિ, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૫૦,

મૂલ્ય માત્ર ૧)= પાકું પૂંઠું ૧।=

'કુંચી' વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર તો પેઠા, પરંતુ પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરવાનો બાકી રહે છે. આ પુસ્તક એવા ખજાનારૂપ હોવાથી તેનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ભક્તિની જરૂર, સંતનાં લક્ષણ, ઈશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જીંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય, ભક્તોનો તરફડાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગના લાભ, ઈશ્વરાર્પણ કર્મ, શ્રદ્ધા અને ભક્તિની ખિલવણી કેવી રીતે થાય ? શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા ? પ્રભુપ્રેમ કેવી રીતે જગાડવો ? સાચો પરમાર્થ કેવી રીતે થઈ શકે ? આચરણો કેમ સુધરે ? એ વગેરે અનેક ઉપકારક વિચારોનો ખજાનો આ પુસ્તકમાં ૧૨૫ અસરકારક દાખલાઓદ્વારા રજુ થએલો છે. સાથે જૂદા જૂદા ભક્ત મહાત્માઓનાં ભજન પદ વગેરે પણ આપેલાં છે.

# रामकथानो महिमा

## વેદરત્ન પંડિત સંતરામ શર્મા લખે છે કેઃ—

"રામાયણ કહને કો તો એક મહારાજાકા જીવન-ચરિત્ર હૈ; પરંતુ વાસ્તવમેં યહ સંસાર કે મલોં કો નાશ કરનેવાલા અગ્નિ, અંધકારમેં પ્રકાશ, સ્ત્રિયોં કા ધર્મ, પુરુષોં કા પૌરુષ, બ્રાહ્મણોં કા બ્રહ્મતેજ, ક્ષત્રિયોં કા ક્ષાત્રધર્મ, વૈશ્યોં કા ધન, શૂદ્રોં કા ધર્મ ઔર ગૃહસ્થાશ્રમ મેં પ્રવેશ કરનેવાલે નરનારિયોં કા સુખદીપક હૈ. ઇસકી જ્યોતિકો હાથ મેં રખકર પુરુષ યદિ માર્ગ દેખદેખ ચલે, તો હો નહિ સકતા કિ કિસી સમય વહ જીવનયુદ્ધ મેં પરાજય પ્રાપ્ત કરે....જગતકા ઇતિહાસ પઢનેવાલે કહતે હૈં કિ હિન્દુ જાતિ કો વેદોં કે પ્રચાર હટજાને પર યદિ કિસી રસાયણને જીવિત રખ્ખા હૈ તો વહ રામાયણ હી હૈ. ઇસી કે બલ સે હિન્દુ નારિયોંમેં સતીત્વકા ઔર હિન્દુ નરોં મેં બલિદાન કરને કા સાહસ રહા હૈ."

## સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર લખે છે કેઃ—

"રામાયણે ભારતવર્ષના સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કર્યો છે તેટલો કોઈ પણ નીતિ-વેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાએ દૂર કર્યો નથી."

## કવિવર રવીંદ્રનાથ ઠાકુર લખે છે કેઃ—

"સૈકાંઓ ઉપર સૈકાં વહી જવા છતાં પણ ભારતવર્ષમાં રામાયણ અને મહાભારતનો પ્રચાર-પ્રવાહ જરા પણ સૂકાયો નથી. ઘેરે ઘેર અને ગામે ગામ તેનો નિત્ય પાઠ થાય છે; અને વાણીઆની દુકાન તથા રખેવાળ ભૈયાજીથી માંડીને તે ઠેઠ રાજાના મહેલપર્યંત સર્વત્ર તેનો એકસરખો આદર થાય છે. ધન્ય છે તે બંને મહાકવિઓને, કે હજારો વર્ષ વહી જવા છતાં પણ જેમની વાણીની શીતળ-મંદ-સુગંધ લહરિઓ હજુસુધી પણ ભારતવાસીઓનાં ગૃહદ્વારોમાં અને કરોડો નરનારીઓનાં હૃદયદ્વારોમાં પ્રતિદિવસ સુખ અને શાન્તિ તથા ભક્તિ અને શક્તિ અર્પણ કરતી રહીને અતિ પ્રાચીન સમયની જ્ઞાનચરિત્રપરી સુંદર સૌરભથી તરાવટ આપી રહી છે !"